# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૭

સંવત ૧૯૯૦
કારતક–ચૈત્ર

તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ

પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે · અમદાવાદ

# લેખકોની અનુક્રમણિકા

સોનેરી તક *.* અર્ધી કીંમતે પુસ્તકો! *.* અમૂલ્ય લાભ

# શ્રી નર્મદ શતાબ્દી મહોત્સવ-
ની યાદગીરી માટે

## અર્ધી કીંમતે પુસ્તકો આપવાની યોજના.

આ મહોત્સવ ગુજરાત અને મહાગુજરાતમાં તા. ૨૪ મી ઑગસ્ટે ઉજવાયો હતો. એ પ્રસંગની સ્થાયી યાદગીરી માટે 'શ્રીબોધ' કાર્યાલયે એક ઉત્તમ નવલકથા હરીફાઈથી લખાવી રૂ. ૧૦૦૧) સુધીનાં ત્રણ ઈનામો આપવાની યોજના જાહેર કરી છે. તે ઉપરાંત સર્વે ગુજરાતી વાંચકો, પુસ્તકાલયો વગેરેને શિષ્ટ સાહિત્યનાં પુસ્તકોનો ઘણા જ સસ્તા દરે લાભ નીચેની વધુ યોજના અમે જાહેર કરીએ છીએ.

બુકસેલર-વેપારીઓ માટે આ યોજના નથી, માટે તેમણે સીધી કે આડકતરી રીતે માગણી ન કરવી.

આ યોજના દિવાળીથી નાતાલ સુધી ચાલુ રહેશે.
આ મુદત પુરી થયા પછી આ પુસ્તકો અર્ધી કિંમતે નહિ મળે.

(૧) [illegible]-૫ માંનાં પુસ્તકો અમદાવાદમાં [illegible]ની સાથે [illegible] મુંબઈમાં લખેલી કીમત [illegible] અર્ધી [illegible] વધારે લેવાશે.

(૨) દરેક ઓર્ડર સાથે ચોથા ભાગની રકમ ડીપોઝીટ મોકલવી. વધારાની રકમ તથા ખર્ચ માટે વી. પી. કરવામાં આવશે.

(૩) પરદેશના ગ્રાહકોએ કિંમત ઉપરાંત પોસ્ટેજનો અંદાજ આશરે ગણી પુરતી રકમનો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર માગણી સાથે જ મોકલવો.

(૪) એક ઓર્ડરમાં આ યાદીમાંનાં પુસ્તકની એકેક નકલ જ અપાશે. કોઈ ઓર્ડર અમને સ્વીકારવા યોગ્ય નહિ લાગે તો તે અમે રદ કરીશું.

(૫) છાપેલી કીંમત રૂ. પાંચ એટલે સાથી રૂ. અઢી કરતાં ઓછી રકમનો કોઈ પણ ઓર્ડર સ્વીકારાશે નહિ.

(૬) જથા (જુઓ પૃ. ૭-૮) પ્રમાણે લેનારને લોટનાં બધાં પુસ્તકો લેવાનાં છે. બે કે તેથી વધારે લોટ સાથે લેનારને વધારાના લોટ ઉપર ચાર આના વળતર મળશે.

(૭) હિંદુસ્થાન બહારના ગ્રાહકોના ઓર્ડર મોડામાં મોડા જાન્યુઆરી ૧૯૩૪ ની આખર સુધીમાં મળશે તે સ્વીકારવામાં આવશે.

(૮) પેકીંગ (સેંકડે દોઢ ટકો). પોસ્ટેજ, રેલ્વે નુર વગેરે મંગાવનારને શીર ચઢશે. જે જાત અમદાવાદમાં નહિ હોય તે મુંબઈથી ખર્ચ ચડાવીને મોકલાશે.

સૂચના—પ્રથમ છપાએલા ફરમામાં કીંમત અને જથામાં કાંઈક ભુલ રહી ગએલી તે આમાં સુધારી છે માટે આ પ્રમાણે સમજવું.

**મંત્રી, "શ્રીબોધ" કાર્યાલય; પીરમશા રોડ, અમદાવાદ**
**જીવનલાલ એન્ડ સન્સ; ૧૨૮, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨**

ધી સર્વપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, પાનકોર નાકા-અમદાવાદ.

# અર્ધી કીંમતે આપવાનાં પુસ્તકોની યાદી.

( જુઓ પેજ. ૫-૬-૭ આ યાદીમાંનાં કેટલાંક પુસ્તકોની નકલો થોડી થોડી છે માટે તે પહોંચતાં સુધી જ મળશે.)

૬—૦ ગુ. શબ્દાર્થચિંતામણી-સંપૂર્ણ કોશ
૪—૮ સંક્ષિપ્ત મહાભારત-સચિત્ર.
૨—૦ ભાષણો અને લેખો- (સ્વ.દિ.બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ)
૬—૦ કન્ડેન્સ્ડ ઇં. ગુ. ડીક્ષનેરી
૨—૦ જીવનસાફલ્ય અથવા જીંદગીનો ઉપયોગ
૩—૮ હિંદુધર્મની પાઠમાળા
૪—૮ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ
૨—૮ સંવાદ ગુચ્છ-૨૧ સંવાદો
૨—૮ સંવાદમાલા
૨—૦ સ્વરાજ્ય ને સંસ્કૃતિ (પ્રો. દુરકાળ)
૨—૦ પોયણાં ( ,, )
૧—૮ સત્યભામા-પત્નીની પસંદગી (સચિત્ર)
૧—૪ સુશિક્ષિત સ્ત્રી ( નવલકથા રૂપે )
૧—૪ સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ
૧-૧૨ સંસારી કે સંન્યાસી ? ( નવલકથા )
૦—૮ સ્વર્ગની સામગ્રી ( જેમ્સ એલન )
૦—૮ વિજયધ્વજ (એલન કૃત)
૦—૮ માનવવિચાર અને તેની શક્તિઓ
૧-૧૨ સાહિત્યાદર્શ-ગદ્યપદ્ય લેખોનો સંગ્રહ
૪—૦ શ્રી રામકૃષ્ણ પરમહંસનું જીવન
૩—૪ સ્વામી વિવેકાનંદનું જીવન
૧—૦ બ્રીટીશ રાજ્યની બલીહારી
૦—૬ શ્રી કૃષ્ણજીવન
૧—૮ કુમુદચંદ્ર-ધાર્મિક વિચારોની નવલકથા
૨—૦ કેટલીક નવલકથાઓ (શ્રી. સુમતિકૃત)
૦—૮ ઇસુનું અનુકરણ
૧—૦ મેઝીનીના લેખો-માનવી કર્તવ્યો
૧-૧૨ મુક્તિમાળા-વેદાન્તનો સરળ ગ્રન્થ
૩—૦ મરાઠી રિયાસત-(બે ભાગ સાથે મળશે)
૨—૮ મારો દેશ-નવલકથા (સિલીક હશે તો)
૪—૪ માયાનો બજાર, ભા. ૧-૨ (સાથે મળશે)
૦—૮ મુક્તધારા (ટાગોરકૃત નાટક)
૦—૮ ચિત્રાંગદા ( ,, )
૫—૦ રાગીણી ( ઉત્તમ કોટિની નવલકથા )
૨—૮ જ્યોત અને જ્વાળા ભાગ ૧ થી ૪ ( છુટા છુટા બંધેલા ભાગો )
૧—૪ પૈસાદાર કેમ થવાય ?
૧—૮ પ્રો કર્વેનું જીવન-(ઉત્તરાર્ધ)
૪—૮ પ્રો. કર્વેનું જીવનચરિત્ર (પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ સાથે મળશે)
૨—૦ પ્રેમદાદેવી યાને આદર્શ આર્યા
૧—૨ પંચદંડ અને બીજાં કાવ્યો
૦-૧૦ પૃથ્વીરાજ ચૌહાણ અને ચંદબરદાયી
૦-૧૨ યૌવનનાં સ્મરણો
૦-૧૦ પ્રહ્લાદ-( હરિલાલ ધ્રુવ કૃત નાટક )
૦-૧૨ પાંડવ ગુપ્તનિવાસ
૩—૪ વીણાવિહારી-ભાગ પહેલો બીજો ભેગા
૩—૦ ગુલામી વેપાર ( બે ભાગ ભેગા છે )
૨—૮ વિમળ પ્રબંધ-વિવરણ સાથે
૧—૦ ગીતાંજલી ( ટાગોર કૃત )
૧—૮ ગીતાપરિચય
૧—૦ જીવનસુધારણાના સન્માર્ગ, ભા. ૧-૨
૦—૮ જાદુઇ બાગ-પરીઓની બાલ વાતો
૨—૦ પાપ અને પશ્ચાત્તાપ (ભા. ૧-૨ સાથે)
૦—૮ બાળઉછેર-બાળરક્ષણ
૫—૪ અનંત આખ્યાનમાળા ( ભા. ૧-૨ સાથે મળશે )
૦—૮ સ્ત્રીઓ અને સમાજસેવા (વાર્તા)
૧—૦ અખૂટ જીવનદોરી
૧—૮ એશિયાનો ઉષઃકાળ
૨—૦ અજમેરનો અજીતસિંહ ( નવલકથા )
૧—૮ અમરસિંહ ( ઐતિહાસિક નવલકથા )
૧—૦ અર્વાચીન હિંદ ( ઇતિહાસ )
૧-૧૨ હિંદનું રાજ્યતંત્ર અને તેનો વિકાસ
૧૧-૮ હર્ષીકેશચંદ્ર ભા. ૧ થી ૪ ( ચારે ભાગનો સેટ મળશે. છુટા ભાગ નહિ. )
૧૦-૮ ૧૮૫૭ના બળવાનો ઇતિહાસ. ( ભાગ ૧-૨-૩ નો આખો સેટ મળશે. )
૧—૮ અભાગિની-એક વિધવાની આત્મકથા
૦-૧૨ લક્ષ્મીનાં બંધન ( નવી નવલકથા)

2—8 Gopal Krishna Gokhale (By T. K. Shahani M. A.)
૩—૦ શ્રી ગૌરાંગ પ્રભુ (સચિત્ર જીવનચરિત્ર)
૨—૮ પ્રણયપંક-નવલકથા
૨—૮ ગૃહદાહ ,,
૨—૦ રંગીલી સંધ્યા ,,
૧—૪ ધર્મનો જય-નવલકથા
૧—૪ ઉષા-શિવાજીની સ્વરાજ્યપ્રતિજ્ઞા
૨—૮ ધર્મપાળ અને દેવી કલ્યાણી
૧—૮ યાત્રિ ઉર્મિલા
૨—૦ એડીસનનું જીવનચરિત્ર
૨—૮ પ્લુટાર્કનાં જીવનચરિતો
૨—૦ નેપોલીઅન બોનાપાર્ટનું જીવન
૩—૦ વીરમતી (ઐતિહાસિક નવલકથા)
૨—૪ શારદાનુ સ્વાર્પણ ,,
૧—૦ સુદામા ચરિત્ર (નાટક)
૧—૦ દુઃખી સંસાર-કાન્તકૃત નાટક
૧—૪ વિવેકાનંદ (ગદ્ય નાટક)
૧-૧૨ ભીષ્મપિતામહ-રૈયનું નાટક
૧—૮ યૂરોપયાત્રાની પ્રવાસ પુષ્પાંજલી
૧-૧૨ તપત્યાખ્યાન-પ્રેમાનંદ કૃત
૦—૮ નીલનેની-નવલકથા
૬—૦ રણધેલા રજપુતો, ભા. ૧-૨
૩—૦ સુડેલનો ચમત્કાર
૩—૦ જુલ્મી જાલીમ
૩—૦ કાળરાત્રીનું ખૂની ખંજર, ભા. ૧
૭—૦ મધુમાલતી ભા. ૧ થી ૪
૭—૮ કૈલાસકુમારી, ભા. ૧ થી ૫
૩—૦ મોતીના પડદા સંગ્રહ
૨—૮ કચ્છની લોકકથાઓ
૧—૪ પ્રવાસીના પત્રો
૨—૦ સૌન્દર્યજ્વાળા, ભા. ૧લો.
૨—૦ કથામંજરી ભાગ ૧ લો (રફ કાગળ)
૨—૦ સદર ભાગ ૩ જો (ગ્લેઝ કાગળ)
૨—૦ હાસ્ય કથામંજરી, ભા. ૧ લો
૨—૦ સદર ભા. ૨ જો
૨—૦ સંક્ષિપ્ત રામાયણ (સચિત્ર)
૨—૮ બાળ રામાયણ (સંસ્કૃતનું ભાષાન્તર)
૦-૧૦ સૉક્રેટિસ અને તેના બે છેલ્લા સંવાદ
૦-૧૨ કલાપી કાન્તના સંવાદો.
૧—૪ ઝરણાં ટાઢાં-અને ઉન્હાં-પ્રો. દુરકાળ
૧—૪ થોડાંક છુટાં ફુલ— ,,
૨—૮ કરણઘેલો (સામાજીક આવૃત્તિ)
૧—૮ અંગ્રેજ લોકોનો ઇતિહાસ-નવલરામકૃત
૧—૦ શિક્ષાનો આદર્શ-મૂળ લે. ટાગોર
૦-૧૨ ગોપાળ કૃષ્ણ ગોખલે (ગુજરાતી)
૦-૧૨ રાનડેનાં ધર્મ પર પંદર વ્યાખ્યાનો
૨—૦ કલાપીનો વિરહ
૧—૪ હિંદના હીરા
૧—૮ બકુલા ભાભી (કાચું પૂંચું)
૧—૦ બાળગોપાળ (વિવિધ લેખસંગ્રહ)
૨—૦ મીરકાસીમ (નવલકથા)
૧—૮ આયુર્વેદ અને આધુનિક રસાયનશાસ્ત્ર
૧—૮ સુખશાંતિ વિચારણા (સર જોન લબકના ગ્રન્થ ઉપરથી)
૩—૪ રાજા રામકૃષ્ણ-નવલકથા
૨—૮ રમાસુંદરી ,,
૨—૦ અહંગ ઉઠાવગીર, ભા. ૨ જો. ડીટેક્ટીવ
૨—૦ ગુર્જર સાક્ષર જયંતીઓ
૧—૮ રાજરાજેન્દ્રને (સચિત્ર. કવિ ન્હાનાલાલ)
૧—૪ રત્નાવલિ (સચિત્ર નાટિકા)
૦—૮ પ્રભાવતી-ઐતિહાસિક નાટક
૦—૮ મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસની કથાઓ
૦—૮ કાદંબરી અને વાસવદત્તા
૦—૮ કર્પૂરમંજરી-શૃંગારરસ પ્રધાન વાર્તા
૦-૧૨ ભવભૂતિ અને હર્ષદેવની નાટ્યકથાઓ
૨—૦ ચોથા વર્ષનું બાળક
૧—૮ પાંચમા વર્ષનું બાળક
૧—૮ છઠ્ઠા વર્ષનું બાળક
૧—૮ સાતમા વર્ષનું બાળક
૦-૧૦ ફૂલમાળા-બાળકો માટેની વાતો (રફ)
૦—૮ બાળગીતા-બાળકો માટે સરળ
૦—૮ જાદુઈ ફાનસ-મેજીક લેન્ટર્ન
૦—૬ બાળગીત (સુ. કુ. શાહ કૃત)

# જથા (લોટ) પ્રમાણે આપવાનાં પુસ્તકો
## લોટ નં. ૧ થી ૧૬ સુધીના દરેકના રૂ. પાંચ.

જથો-લોટ નં. ૧
૩—૦ કલાપીની પત્રધારા
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૦—૮ વિજયધ્વજ અથવા માનવ વિચાર
૨—૮ ઐતિહાસિક કથામંજરી

લોટ નં. ૨
૨—૦ ઉષા-(ન્હાનાલાલ કવિ)
૧—૪ ઉષા-શિવાજીની સ્વરાજ્ય પાતના
૪—૦ ડુબતું વહાણ (ટાગોરકૃત)
૧—૪ વિવેકાનંદ નાટક
૧—૦ બાલગોપાલ
૧—૮ જ્યોત્સ્ના (દીવેટીઆ કૃત રફ કાગળ)

લોટ નં. ૩ (ધાર્મિક)
૫—૪ અનંત આખ્યાનમાળા ભા. ૧-૨
૨—૦ સંક્ષિપ્ત રામાયણ
૩—૮ હિન્દુ ધર્મની પાઠમાળા

લોટ નં. ૪ (શિષ્ટ સાહિત્ય)
૨—૮ થોડાંક રસદર્શનો: (શ્રી મુનશીકૃત)
૧—૪ નૂપુરઝંકાર (શ્રી નરસિંહરાવ)
૨—૦ પોયણાં (શ્રી દુરકાલ)
૨—૦ સ્વરાજ્ય ને સંસ્કૃતિ ,,
૧—૮ ધર્મ વર્ણન (પ્રો. ધ્રુવ કૃત)

લોટ નં. ૫ (ધાર્મિક)
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૩—૮ હિંદુ ધર્મની પાઠમાળા
૧—૮ ગીતાપરિચય
૧-૧૨ મુક્તિમાળા

લોટ નં. ૬ (ધાર્મિક)
૨—૦ સંક્ષિપ્ત રામાયણ
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૧—૮ ગીતાપરિચય
૩—૦ શ્રી ગૌરાંગપ્રભુ

લોટ નં. ૭
૧—૦ ગુ. શબ્દાર્થ ચિંતામણી-બે ભાગમાં
૨—૦ ભાષણો અને લેખો (દી. બ. કૃત)
૧—૮ જ્યોત્સ્ના (નવલકથા)
૧—૦ બાલગોપાલ

લોટ નં. ૮
૬—૦ શબ્દાર્થ ચિંતામણી-બે ભાગમાં
૧—૦ શિક્ષાનો આદર્શ
૧—૮ નીતિ-વચન (પાકું)
૨—૦ પોયણાં (પ્રો. દુરકાલ)

લોટ નં. ૯ (નવલકથાઓ)
૨—૦ રંગીલી સંધ્યા
૩—૦ વીરમતી (ઐતિહાસિક નવલકથા)
૨—૮ તરલા અથવા ગૃહદાહ
૨—૮ જીવનમાંથી જડેલી (શ્રી લીલાવતી મુનશી)

લોટ નં. ૧૦
૧—૪ પૈસાદાર કેમ થવાય ?
૧—૦ મેઝીનીના લેખો
૨—૦ અજમેરનો અજીતસિંહ
૧-૧૨ ચંદા-રાજસ્થાનની વીરરમણી
૧—૮ અભાગિની-એક વિધવાની કહાણી.
૧—૦ બાળગોપાળ
૨—૦ જીવનની ઝાંખી (કાચું પૂંઠું)

લોટ નં. ૧૧
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૨—૦ સંક્ષિપ્ત રામાયણ
૧—૦ બાળગોપાળ
૧—૮ સીતા અને સુભદ્રા
૧—૮ કલ્પનાની મૂર્તિઓ (સચિત્ર)

લોટ નં. ૧૨
૩—૦ મોતીના પડદા સંગ્રહ
૦—૮ પ્રભાવતી (નાટક)
૧—૦ શિક્ષાનો આદર્શ
૦-૧૨ સુભદ્રા (નવલકથા)
૪—૦ ડુબતું વહાણ (ટાગોર કૃત)
૧—૦ આત્મકથા (ગાંધીજી બે ખંડ)

લોટ નં. ૧૩
૩—૦ શ્રી કલાપીની પત્રધારા

૦—૮ માનવવિચાર અને તેની શક્તિઓ
૧—૦ સ્વર્ગની સામગ્રી તથા વિજયધ્વજ
૨—૦ જીવનસાફલ્ય યાને જીંદગીનો ઉપયોગ
૧—૦ જીવનસુધારણાના સન્માર્ગ બે ભાગ.
૧—૮ સુખશાંતિ વિચારણા
૧-૧૨ તરુણ ભારત (મૂ. લે. લાલાજપતરાય)

લોટ નં. ૧૪ ( સ્ત્રી ઉપયોગી )

૧—૮ સુભદ્રા અને સીતા
૩—૦ સુંદરીઓનો શણગાર, ભા. ૧-૨
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૧—૮ સત્યભામા (પત્નીની પસંદગી.)

લોટ નં. ૧૫ ( સ્ત્રી ઉપયોગી )

૨—૦ પ્રેમદાદેવી (નવલકથા)
૧—૮ સુંદરીઓનો શણગાર—ગમે તે એક ભાગ
૨—૦ તરલા (કાચી)
૧—૮ જ્યોત્સના. (૨૬ કાગળની)
૩—૮ પતિવ્રતા સતિઓ

લોટ નં. ૧૬

૩—૦ શ્રી કલાપીની પત્રધારા
૩—૦ સુંદરીઓનો શણગાર, ભા. ૧-૨
—૮ તરલા (પાકા પુંઠાની)
—૮ આયુર્વેદ (આધુનિક રસાયન)
—૮ પ્રભાવતી (ઐતિહાસિક)

## લોટ નં. ૧૭ થી ૨૫ સુધીના પુસ્તકો રૂ. ૭ માં

લોટ નં. ૧૭

૬—૦ શબ્દાર્થ ચિંતામણિ
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૨—૦ સંક્ષિપ્ત રામાયણ
૨—૮ પ્લુટાર્કનાં જીવનચરિતો

લોટ નં. ૧૮ (નવલકથાઓ)

૨—૮ જીવનમાંથી જડેલી
૨—૮ રમાસુંદરી
૨—૦ વજીરનંદીની ગુલબેગમ
૨—૦ મીરકાસીમ
૩—૮ સીરાજુદૌલા
૨—૦ જીવનની ઝાંખી (કાચી)

લોટ નં. ૧૯

૫—૪ અનંત આખ્યાનમાળા, ભા. ૧-૨
૧-૧૨ સંસ્કૃત સાહિત્યની કથાઓ, ભા. ૧
૨—૮ ,, ,, ,, ભા. ૨
૨—૮ સંવાદગુચ્છ
૨—૦ ભદ્રંભદ્ર
૧—૦ અખૂટ જીવનદોરી.

લોટ નં. ૨૦

૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૨—૦ સંક્ષિપ્ત રામાયણ
૩—૮ હિંદુ ધર્મની પાઠમાળા
૨—૦ અજમેરનો અજીતસિંહ
૩—૦ વીરમતી (નવલકથા)

લોટ નં. ૨૧

૧—૮ એશીયાનો ઉષઃકાળ
૪—૮ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ
૧—૮ રાજરાજેન્દ્રને (ન્હા. દ. કાવ)
૧—૮ આયુર્વેદ અને આધુનિક રસાયન
૧—૦ જીવન સુધારણાના સન્માર્ગ—બે ભાગ
૫—૦ સંવાદમાળા અને સંવાદગુચ્છ

લોટ નં. ૨૨

૨—૮ વિમળ પ્રબંધ
૬—૦ શબ્દાર્થ ચિંતામણી
૩—૮ હિંદુ ધર્મની પાઠમાળા
૩—૦ શ્રી કલાપીની પત્રધારા

લોટ નં. ૨૩

૩—૦ દેશદર્શન
૧—૪ પૈસાદાર કેમ થવાય ?
૧—૦ મેઝેનીના લખો
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૩—૮ હિંદુધર્મની પાઠમાળા
૨—૦ સ્વરાજ્ય ને સંસ્કૃતિ

લોટ નં. ૨૪

૫—૦ સંવાદમાળા તથા સંવાદગુચ્છ
૨—૦ સંક્ષિપ્ત રામાયણ
૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૪—૦ વસન્ત રજત મહોત્સવ ગ્રન્થ

લોટ નં. ૨૫

૪—૮ સંક્ષિપ્ત મહાભારત
૧—૮ આયુર્વેદ અને આધુનિક રસાયન
૪—૦ હાસ્યકથામંજરી. ભા. ૧-૨
૨—૦ જીવનની ઝાંખી (કેશવપ્રસાદ દેશાઈ)
૩—૦ ગુલામી વહેપાર, ભા. ૧-૨

# ગૂજરાતી સાહિત્યનાં ઉત્તમ પુસ્તકો

## ૧૯૩૨-૩૩ માં પ્રસિદ્ધ થયેલાં

| | |
|---|---|
| ભક્તિયોગ [શ્રી અરવિંદ ઘોષ] | ૧ાા |
| પથિકનાં પુષ્પો [અંબાલાલ પુરાણી] | ૧ |
| તિલોત્તમા ,, | ૦ા= |
| સંસારલીલા [મટુભાઈ કાંટાવાળા] | ૩ |
| વીતકવાતો ,, | ૨ાા |
| મસ્તફકીરનું મુક્તહાસ્ય [મસ્તફકીર] | ૩ |
| મસ્તફકીરનો હાસ્યવિહાર ,, | ૩ |
| હાસ્યવિહાર [ધનસુખલાલ મહેતા] | ૩ |
| ભૂતના ભડકા ,, | ૧ાાા |
| વાર્તા વિહાર ,, | ૨ાા |
| વિનોદ વિહાર ,, | ૨ાા |
| આખરી ફેંસલો ભા. ૩ [મ. ગાંધીજી] | ૩ |
| ગોળમેજીમાં ગાંધીજી ભા. ૪ ,, | ૦ાાા |
| હરિજન ભાગવત ,, | ૧ |
| પુજારિણી [રવીંદ્રનાથ ટાગોર] | ૦ાાા |
| વિસર્જન ,, | ૦ા= |
| રશિયાના પત્રો ,, | ૧ |
| તણખા ભા. ત્રીજો [ધૂમકેતુ] | ૧ાા |
| પ્રદીપ [ ,, ] | ૧ાા |
| અવરોધ [ ,, ] | ૧ા |
| તારણહાર | ૧ા |
| ઓલિયાં જોશીનો અખાડો ભા. ૨ | ૨ાા |

| | |
|---|---|
| પલ્લી-સમાજ [શરદબાબુકૃત] | ૧ા |
| છબી ,, | ૧ |
| પરિણીતા [દ્વિતીયાવૃત્તિ] ,, | ૦ાા |
| [સંપાદક નગીનદાસ પારેખ] | |
| દુ:ખીની દુનિયામાં [ડૉ. મેઘાણી] | ૨ાા |
| તરુણ ભારત [લાલા લજપતરાય] | ૧ાાા |
| અંગાર [રમણિકલાલ દલાલ] | ૧ા |
| દિલારામ [માણેકલાલ ગો. જોશી] | ૧ાા |
| પ્રેમળ જ્યોતિ ,, | ૧ાા |
| પૂર્ણિમા [રમણલાલ વ. દેસાઈ] | ૨ાા |
| દિવ્ય ચક્ષુ ,, | ૨ાા |
| કોકિલા ,, | ૨ાા |
| શિરીષ ,, | ૨ાા |
| ઝાકળ ,, | ૨ાા |
| જયંત ,, | ૨ |
| ગ્રામ્ય લક્ષ્મી ,, | ૨ાા |
| બંસરી ,, | ૨ાા |
| સ્નેહયજ્ઞ ,, | ૨ાા |
| સ્નેહસંભ્રમ (કનૈયાલાલ મુનશી) | ૧ા |
| રસદર્શનો ,, | ૨ાા |
| લોપામુદ્રા ,, | ૬ |
| શિશુ અને સખી ,, | ૧ાા |
| વેરની વસુલાત ,, | ૩ |
| ગુજરાતનું પાટનગર અમદાવાદ | ૬ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરોડ : ફુવારા સામે : અમદાવાદ

# અમારાં પ્રકાશનો

**આધ્યાત્મિક**

૧ પથિકનાં પુષ્પો (અંબાલાલ પુરાણી) ૧
૨ તિલોત્તમા (અંબાલાલ પુરાણી) ૦।≈

**સામાજિક**

૩ પરિણીતા (શરદ્‌બાબુ) ૦।।
૪ ધૂમ્રશિખા (સીતાદેવી) ૧।
૫ વિસર્જન (રવીંદ્રનાથ ટાગોર) ૦।≈
૬ પૂજારિણી ,, ૦।।।
૭ સાચું જીવન (ટોલ્સ્ટોય) ૦।।≈
૮ આકાશનાં પુષ્પો (ગગનવિહારી મહેતા) (હાસ્યરસનું) ૧।।
૯ આફ્રિકાના પત્રો (નરસિંહભાઇ પટેલ) ૦।≈
૧૦ હરિજન ભાગવત (ગાંધીજી) ૦।।।
૧૧ પૂર્ણિમા (રમણલાલ વ. દેસાઇ) સચિત્ર દ્વિતીયાવૃત્તિ ૨।।
૧૨ વિદ્યાર્થીઓ અને યુવકોને ,, ૦।
૧૩ પલ્લી–સમાજ (શરદ્‌બાબુ) ૧।
૧૪ છબી ,, ૧
૧૫ અંગાર (રમણિકલાલ દલાલ) ૧।

**રાષ્ટ્રીય**

૧૬ સંપૂર્ણ દારૂનિષેધ (મહાત્મા ગાંધીજી) ૦।।
૧૭ આખરી ફેંસલો બે ભાગ– ગ્લેઝ કાગળ ૧।
૧૮ ,, ભા. ૧–૨ રફ કાગળ ૦।।।≈
૧૯ પ્લાસીનું યુદ્ધ (ગોપાળદાસ પટેલ) ૦।
૨૦ હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ (બી. ડી. બસુ) ૦।।
૨૧ ખેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી (ગોપાળદાસ પટેલ) ૦।≈
૨૨ બંગાલા બેહાલ ,, ૦।≈
૨૩ ખેડૂતનો શિકારી (જુગતરામ દવે) ૦)≈
૨૪ હૃદયપલટો (પ્રેમચંદજી) ૦)–
૨૫ તરુણ ભારત (લાલા લજપતરાય) ૧।।।
૨૬ ખેડૂતની ખરાબી (મોહનલાલ પંડ્યા) ૦)–
૨૭ રાષ્ટ્રધ્વજ ૦।
૨૮ આખરી ફેંસલો ભાગ ૩–૪ ૩।।

**બાલ સાહિત્ય**

૨૯ આપણે પાપે (ગિજુભાઇ) ૦)≈।।
૩૦ ગોવિંદનું ખેતર ને બીજી વાતો (ધૂમકેતુ) ૦)≈
૩૧ વીરાંગના ને બીજી વાતો ,, ૦)≈
૩૨ દેશ દેશની વીરકથાઓ ભા. ૧–૨ ૧।।
૩૩ પા–પા–પગલી (રમણલાલ ના. શાહ) ૦।≈
૩૪ દેશ દેશની અદ્ભુત વાતો ,, ૦।।≈
૩૫ કાગળપત્રો ,, ૦)≈
૩૬ બિલોરી પહાડ ,, ૦)≈
૩૭ રોબિન્સન ક્રુઝો (ચંદ્રશંકર ભટ્ટ) ૧।
૩૮ બાઇબલ કથાઓ (સુબંધુ) ૦।।
૩૯ ચાલણગાડી મોટી (નવી આવૃત્તિ) ૦)≈।।
૪૦ સંવાદ કુસુમ (હસમુખલાલ કાજી) ૦।।
૪૧ કીર્તિકથાઓ (સં. રમણલાલ ના. શાહ) ૦)≈।।
૪૨ હીરામોતી ,, ૦)≈।।
૪૩ ગુલગુલ ,, ૦)≈।।
૪૪ ટન ટન ટન ,, ૦)≈।।
૪૫ ક્યારે સમજશું? (ગિજુભાઇ) ૦)≈
૪૬ ટોલ્સ્ટોયની નીતિકથાઓ ૦)≈
૪૭ વરતો અને ઉખાણા ૦)≈।।
૪૮ બાળકોનું મહાભારત ભાગ ૧–૨ ૧।।
૪૯ વેરાયેલાં ફૂલ (કુ. કપિલા માસ્તર) ૦)≈
૫૦ રંગીલો રાજહંસ ૦)≈
૫૧ ગણિત ગમ્મત ૦)≈।।
૫૨ પ્રશ્ન પેટી ૦)≈
૫૩ હસતું મોં ૦)≈
૫૪ હરીંદ્રનાં બે નાટકો ૦।≈

## અમદાવાદ · ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયની

# શરદ ગ્રંથાવલિ

શ્રી શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયનાં પુસ્તકોનો
અનુવાદ
[ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકની
પ્રસ્તાવના સાથે ]

**પરિણીતા**

અનુ નગીનદાસ પારેખ 0–૮–0

**પલ્લી-સમાજ**

અનુ નગીનદાસ પારેખ ૧–૪–0

**છબી** અનુવાદક. ગોપાલદાસ પટેલ ૧–0–0

**ચંદ્રનાથ** છપાય છે

અનુ નગીનદાસ પારેખ

શરદ ગ્રંથાવલિના ગ્રાહક થનારને
પોણી કિંમતમાં મળશે.

વાર્ષિક લવાજમ રૂ. પાંચ.

# ગુર્જર બાલગ્રંથાવલિ

પોસ્ટેજ તથા ભેટ પુસ્તક સાથે
લવાજમ રૂ. ત્રણ
(સંપાદક રમણલાલ નાનાલાલ શાહ)

| | | |
|---|---|---|
| ૧ | કીર્તિકથાઓ | 0–૨–૬ |
| ૨ | હીરામોતી | 0–૨–૬ |
| ૩ | બુલબુલ | 0–૨–૬ |
| ૪ | ટન્ ટન્ ટન્ | 0–૨–૬ |
| ૫ | ક્યારે સમજીશું ? | 0–૩–0 |
| | [ લેખક –જિજુભાઈ ] | |
| ૬ | ટોલ્સ્ટોયની નીતિકથાઓ | 0–૩–0 |
| ૭ | વરતો અને ઉખાણા | 0–૨–૬ |
| ૮ | વેરાયલાં ફુલ | 0–૩–0 |
| ૯ | રઝળતો રાજહંસ | 0–૩–0 |
| ૧0 | પ્રશ્ન પેટી | 0–૩–0 |
| ૧૧ | ગણિત ગમ્મત | 0–૨–૬ |

# "ગૂજરાતનું પાટનગર અ મ દા વા દ."

મૂલ્ય રૂપિયા છ. કર્તા રત્નમણિરાવ ભીમરાવ

૧0૨ આર્ટપ્લેટો સાથે

અમદાવાદ વિષે સંપૂર્ણ અને સાચી માહિતી આપતું આ પુસ્તક દરેક શહેરી પાસે હોવુંજ જોઇએ. એ વિના એની કેળવણી એટલી અધૂરી જ ગણાશે.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરોડ : અમદાવાદ

## પાવનકારી પુસ્તકોના પ્રકાશન
### શ્રીઅરવિંદ કાર્યાલય : આણંદ



શ્રી અરવિંદ



| | |
|---|---|
| ભક્તિયોગ | [ ૧-૮-૦ ] |
| જ્ઞાનયોગ | [ ૩-૮-૦ ] |
| આત્મસિદ્ધિ | [ ૪-૦-૦ ] |
| યોગિકસાધન | [ ૦-૮-૦ ] |
| મા : શક્તિના ચાર સ્વરૂપો | [ ૦-૮-૦ ] |
| સૂત્રાવલી | [ ૦-૫-૦ ] |
| ગીતા-મર્મ | [ ૦-૮-૦ ] |
| વિજ્ઞાનયોગ | [ છપાય છે ] |

શ્રીઅરવિંદ જેવી મહાન આધ્યાત્મિક વિભૂતિ અને અદ્ભુત યોગીની, પુરાણી હઠયોગ તથા રાજયોગની વિચારસરણી તથા ક્રિયાસરણીથી તદ્દન જુદી જ, સમન્વયી દૃષ્ટિથી વિશાળ પાયા ઉપર રચાયલી, માનવજીવનમાં દિવ્ય ભાગવત જીવન પ્રાપ્ત કરી ભગવાનની લીલાગતિનું સમર્થ અને રૂપાન્તર પામેલું વાહન બનવાનું ધ્યેય આપણી સમક્ષ રજૂ કરતી યોગપ્રણાલીનું આ પુસ્તકોમાં સમર્થ, ગંભીર નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં સમગ્ર માનસશાસ્ત્રની અવધિ અને ચિત્ત, બુદ્ધિ, પ્રાણ, શરીર વગેરે માનવપ્રકૃતિના ધર્મો, ધર્મસંકરો, શુદ્ધિના ઉપાયો, તેમનાં કાર્યો અને લક્ષણોની ઝીણવટભરેલી ચર્ચા છે. ગુજરાતી ભાષામાં શ્રી અરવિંદને સમગ્રપણે અને સમર્થરીતે ઝીલવાનો આ એક જ મહાન અને સ્તુત્ય પ્રયાસ છે.

અનુવાદક :

અંબાલાલ પુરાણી

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** ગાંધીરોડ, ફુવારા સામે, અમદાવાદ

શ્રી અરવિંદ કાર્યાલય—આણંદ

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, પાનકોરનાકા—અમદાવાદ.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૭ કારતક : ૧૯૯૦ અંક ૧

# બક્ષીસ

રાજાના દરબારમાં રસિકડી મેં બીન છેડી અને
તેં તારા ઠમકારથી સકળનાં ચોરી લીધાં ચિત્તને,
રાજા ત્યાં હરખ્યો, સભા ખુશ થઈ, 'માગી લિયો ચાહ્ય સો.'
બંને આપણ થંભિયાં પણ ન કૈં સૂઝ્યું જ શું માગવું,
ને પાછાં હસી આપણે મનભરી ગાયા બજાવ્યા કર્યું.

સુન્દરમ્

# કુમારસંભવ

## સર્ગ આઠમો

## ઉમાનો શૃંગાર

તે કરગ્રહણના વિધિ પછી,
પાર્વતી તણું પિનાકીના વિષે;
પ્રેમને ભય તણા સ્વીકારથી,
અંગ રમ્ય થયું કામ કોડથી. ૧
પૂછતાં ન પ્રતિઉત્તરે વદે,
ઇચ્છતી ગમન વસ્ત્ર ખેંચતાં,
ફેરવી વદન સૂતી સેજમાં;
તે તથાપિ શિવ પ્રીતિ હેતુ છે. ૨
ઢોંગથી સુઇ જતા કુતૂહલે
શંભુને વદન નેત્ર ઢાળીયું
દે ઉમા મિચિ, શું વીજથી છળી,
ખોલતાં સ્મિતથી નેત્રને પિયુ. ૩
નાભિ દેશ ધરીયા કપાલના,
હાથને ધ્રુજતી રોકતી હતી;
ને દુકૂલ તણી ગાંઠ નીવિની,
છેક ઢીલી થઇ જાતી આપથી. ૪
" લાજ આમ સખી દૂર રાખીને,
સેવજે તું શિવને વિવિક્તમાં; "
તે સખી તણી દિધી શિખામણો,
ના સ્મરે પિયુ કને અધીર થૈ. ૫
વસ્તુ ના તદપિ વાત કાઢવા,
શંભુ પ્રશ્ન કંઇ પૂછવા જતા;
જાણી લે નજરથી જ પાર્વતી,
દેતી ઉત્તર ધુણાવી મસ્તક. ૬
પીયુ વસ્ત્ર હરતાં, હથેળીએ
તેમનાં નયન બેઉ ઢાકતી;
ભાલનેત્ર પણ દેખતું થતાં,
યત્ન વ્યર્થ બનતાં બ્હીલી થતી. ૭

ચુમ્બને અધરદાન ના મળે,
મંદ હાથ અતિ ગાઢ રંભણે;
કામક્લેશ, બદલો નહિ મળે,
તો ય પ્યારી રતિ સ્વામીને ગમે. ૮
પીયુ રહાય મુખ ઓષ્ઠ ના ડસે,
મર્દનો નખ ક્ષતો વિના કરે;
સ્વામીનાં સુરત તે દયાળુ સૌ,
પાર્વતી ખમતી, તેથી અન્ય ના. ૯
રાતની કથની પૂછવા જતી,
તે સખી તણું પ્રભાતને સમે;
લાજથી ન હરતી કુતૂહલે,
છે અધીરું ઉર તો ય વર્ણને. ૧૦
દર્પણે રમણ ચિન્હ દેખતાં,
બેસતા પીઠ પછાડી પીયુનું;
જોઇ બિમ્બ નિજ બિમ્બ પાછળ,
શું શું ના શરમ લાગતાં કરે ? ૧૧
માણ્યું યૌવન સુતાનું શંભુએ,
જોઇ તે વળતી શાન્તિ માતને;
માતના મનતણી વિમાસણે
સ્વામીને પ્રિય થઈ વધુ હરે. ૧૨
કેટલેક દિન માંડ ક્રીડને
પીયુ પાસ શિખી પાદ માંડતાં;
જાણિતી સ્મર રસે થતાં ધિમે,
તે સ્વભાવ રતિદુઃખનો તજે. ૧૩
પીયુને ઉર દબાવી ભેટતી,
ફેરવે ન મુખ એનું માગીયું;
મેખલા ઉપર પ્રેમથી જતો,
તેમનો કર ધિમે નિવારતી. ૧૪
ભાવગમ્ય, અરૂચીરહિત જે,
મીઠી વાતમય, ભીરુ વિહંગનો;
કેટલાક દિવસે ઉભે તણો,
પ્રેમ ગાઢ ઉભયાશ્રયે થતાં. ૧૫
યોગ્ય તે વર પરે વધૂ પ્રીતિ,
ધારતી, ત્યમ વરે ય તે પરે;
ગંગ ના અળગી રૂહે સમુદ્રથી,
તેહના મુખ રસેથી તે સુખી. ૧૬

કામકેલિગુરુ શંભુની થઇ
તે વિવિક્ત મહીં શિષ્ય, શીખી જે;
ચાતુરી યુવતી કેરી, તેમને,
તે તણી જ ગુરુદક્ષિણા દિધી. ૧૭
હસ્તપલ્લવ હલાવી પીડથી,
શંકરે અધર ડંખી મૂકિયો;
પાર્વતી કરતી શાન્ત, ભાલના,
ચંદ્રની શિતલ રેખની વતી. ૧૮
કેશ ચૂર્ણથી ભરાયું ચુમ્બતાં,
નત્ર ભાલ મહિંનું શિવે ધર્યું,
પ્યારીની વદન ફૂંક ઉપરે,
ખીલતા કમલ જેવી ગંધની. ૧૯
ઇન્દ્રિય પ્રીતિની આ પ્રણાલિકા,
સેવવાથી રીઝવી અનંગને;
શૈલરાજ ભુવને ઉમા સહ,
એક માસ વસિયા વૃષધ્વજ. ૨૦
પુત્રીના વિરહને દુખે દુખી,
અદ્રિની લઈ રજા સ્વયંભુ તો
એ અમાપગતિ પોઠિયે ચડી,
સંચર્યા વિહરતા બહુ સ્થળે. ૨૧
વાયુવેગી વૃષ બેસી મેરુ જે,
તે કૃતાર્થ ગિરિજાસ્તને પુજ્યા;
હેમપત્રદલની પથારીએ,
માણતા રમણ મગ્ન રાતડી. ૨૨
વિષ્ણુ કંકણ ઘસાઇ જ્યાં શિલા,
બિન્દુઓ અમીતણાં ઊડી રહ્યાં;
મંદરે ટુંકની ઉપરે વસ્યા,
પાર્વતીવદનપદ્મભૃંગ તે. ૨૩
બ્હીતી રાવણની રાડ સાંભળી,
બાઝી કંઠ મૃદુ બાહુ બીડી એ;
જ્યાં કુબેરગિરિ તે જગદ્‌ગુરુ,
માણતા ધવલચંદ્રની પ્રભા. ૨૪
તેમને મલય ભૂમિ ક્રોડને,
ગંધવેલી હલવી, લવંગના

---

૨૩ વિષ્ણુ એ સમુદ્રમંથન વખતે મંદર પર્વતને ઉપાડવામાં મદદ કરી હતી. અમૃતબિન્દુ યોગ પણ એ જ છે.

૨૪ કુબેરના પર્વતને રાવણે જીતી લીધો હતો.

કેસરો સહ, હરે પ્રિયાશ્રમ,
મીઠી ગોઠડી શું, વાયુ દક્ષિણ. ૨૫

ફેંકી હેમ કમલો પિયુ પરે,
નેત્ર મીંચતી શિવે ઉરાડતાં
વારિ, દે ડુબકી તે નદી મહીં,
મીન કેરી બીજી મેખલા થતાં. ૨૬

નંદને, શચી સુરેશ ઉચિત
પારિજાત કુસુમોથી ઓહને;
સજ્જતા શિવતણી પ્રતિ ચિર
રૂહે સ્પૃહાથી નિરખી સુરાંગના. ૨૭

આમ શંકર સુખ પ્રિયા સહ
માણી દિવ્ય વળી સર્વ પાર્થિવ;
લાલ આતપ થવા સમે કદી,
ગંધમાદન વને પ્રવેશતા. ૨૮

ત્યાં સુવર્ણની શિલાપરે રહી,
નેત્રને સુગમ ભાનુ ભાળીને;
બેઠી વામ ભુજ સાહી જોઈ તે,
ધર્મપત્ની નિજને પિનાકી કહે. ૨૯

કાન્તિ પદ્મતણી મૂકીને, ત્રિજા
લાલ ભાગ મહીં નેત્રના તુજ;
ભાનુ આ દિવસને સમેટતો,
વિશ્વને પ્રલયમાં પ્રજેશ શું. ૩૦

વારિના કણથી યોગ કિરણનો,
આથમી રવિ કરે છ દૂર જ્યાં;
તાહરા જનકના પ્રવાહ સૌ,
મેઘ ચાપ પરિધિ વિના થતા. ૩૧

ત્યાગતાં કમલ કેસરો સુગી,
ડોકી વાળી વિલપંત બાપડાં;
ચક્રવાક દ્વયનું સરોવરે,
અલ્પ અંતર અનલ્પ થાય છે. ૩૨

સ્થાન ત્યાગી દિનકરું હાથીઓ,
સલકી વિટપથી મહેકતું,

---

૩૧ જળનાં બિન્દુઓ ઉડતાં હોય અને તેમની ઉપર સૂર્યનાં કિરણો પડે ત્યારે મેઘધનુ દર્શન થવાનો સંભવ છે.

પદ્મમાં ભ્રમરવાળું પાણી લે
પી, રહવારસુધી ચાલવા સહુ. ૩૩
અલ્પભાષિણી ! દિગંત પશ્ચિમે,
જે નમંત રવિએ બનાવિયો;
દીર્ઘ બિમ્બ નિજથી સરોવરે,
સેતુબંધ, ન શું હેમનો રચ્યો. ૩૪
તાપથી વિરમીને, તળાવડી,
પંકવાળી બહુ ડોળી, નીકળે;
દાઢયુક્ત વનભૂંડ નાયકો,
ચાવતા શું કમલાંકુરો કુણા. ૩૫
વૃક્ષના શિખરનો નિવાસી જે,
હેમના રસ શું ગાર પિચ્છનો;
સુંદરી મધુર પી રહ્યો ન શું,
તાપ સાંજ સમયે કમી થતો. ૩૬
પૂર્વ ભાગ તિમિર પ્રસારથી,
એક બાજુ જહિં પંક દીસતો;
અલ્પશેષ સરશું દિસે નભ,
વારિ આતપનું ભાનુએ હર્યે. ૩૭
પેસતાં ઝુંપડી આંગણે મૃગો,
મૂળ સિંચનથી છોડ જ્યાં લીલા;
ગાય હોમ-ઉપયોગી જાય, જ્યાં
ઝાળ આભ જતી, આશ્રમો દિપે. ૩૮
કોશ બંધ પણ આ ઘડીક તો,
રાખતું કમળ કૈંક માર્ગને;
માંહી વાસ ચહનાર ભૃંગને,
પ્રીતિ સાથ અવકાશ આપવા. ૩૯
દૂરગામી પરિમેય કિર્ણના,
લાલ ભાનુથી દિશા ય પશ્ચિમ;
કેસરે સહિત બંધુજીવના,
ચાંદલાયો ન શું બાલિકા, દિપે. ૪૦
વાહનાશ્વહયને ગમ્યા સ્વરે,
સામથી સહચરો સહસ્ર કે;
ઉષ્ણતા કિરણ કેરી પી, સ્તવે,
અગ્નિમાં દ્યુતિ ધરંત સૂર્યને. ૪૧

---

૪૦ બંધુજીવ=એક જાતનું લાલ પુષ્પ

૪૧ સૂર્યના રથની આગળ વાલખિલ્ય ઋષિયો સ્તુતિ કરતા ચાલે છે એવી માન્યતા છે
કે સૂર્યનું તેજ અગ્નિમાં પ્રવેશે છે એમ શ્રુતિ કહે છે

નીચી ડોકી, વળી કર્યું ચામરે
ઢાંકિયાં નયન, ધોંસરી ધસી
કેશવાળી ધરતા હયોથી તે
અર્યુંવે દિવસ મૂકી આથમે. ૪૨
આથમ્યે રવિ સૂતું દિસે નભ,
મ્હાન તેજતણી આવી છે ગતિ,
જ્યાં રહે ઝળકી તે દિપાવતું
તેથી ભ્રષ્ટ, પડી જાય ઝાંખું તે. ૪૩
અસ્તને શિખર પ્રાપ્ત ભાનુના
બિમ્બ કેડ, જતી સાન્ધ્ય દેવી એ:
આગળે ઉદયને સમે કિધી,
કાં ન તેની પછી અસ્તમાં પળે? ૪૪
લાલ, પીળી, ભુરી રેખ મેઘની,
વક્રકેશી, અહિં શોભી આ રહી;
"તું નિહાળીશ" વિચારી પીંછીએ,
ચીતરી સરસ સાન્ધ્યદેવીએ. ૪૫
પર્વતે, સિંહની કેશવાળીમાં,
પલ્લવ પ્રસવતાં દ્રુમો મહીં;
ધાતુને શિખર સંધિકાલનો
જો તું આતપ શું વ્હેંચિયો સખી. ૪૬
પાની અદ્ધર ધરી તપસ્વિઓ,
શુદ્ધ વારિ થકી અર્ધ્ય આપતા;
ગૂઢ બ્રહ્મજપ સાંજના કરે,
આદરે વિધિથી શુદ્ધિ કારણે. ૪૭
તો મનેય ઘડી આપવી ઘટે,
નિત્યના નિયમ કારણે રજા:
કો વિનોદચતુરા પ્રિયંવદા,
તાહરી સખી વિનોદશે તને. ૪૮
ઓષ્ઠને મરડી તેથી તે પછી,
સ્વામી શબ્દ તરછોડતી કંઈ;
પાર્વતી કંઇ વદી અકારણ,
પાસ ઊભી વિજયા તણી પ્રતિ. ૪૯
મંત્રની સહિત આચરી સહુ,
સાંજના સમયની ક્રિયા વિધે;

૪૪ પ્રાપ્ત = પહોંચેલ. ૪૫ સાન્ધ્યદેવી = સંધ્યા. ૪૬ સંધિકાલ = સાંજનો વખ

દ્વેષથી નહિ જરીય બોલતી,
પાર્વતી પ્રતિ ફરી હસી કહ્યું. ૫૦
ત્યાગ કોપ, વિણ હેતુ કોપતી!
સાન્ધ્ય દેવી જ મને નમાવતી;
શું ન જાણુ સહચારી તાહરા
ચક્રવાક સમ વર્તતા મને? ૫૧
પિતૃને સરજતાં સ્વયંભુએ,
સુંદરી પ્રથમ સર્જી સૂક્ષ્મ જે;
અસ્તને ઉદયમાં પુજાય તે,
તેથી માન, મુજ માનિનિ! તહીં. ૫૨
તે તિમિર તણી વૃદ્ધિથી દુઃખી,
ભૂમિને વળગી શું હવે રહી;
એકપા તટ તમાલવાળી જે,
ગેરુના રસ તણી નદી સખી! ૫૩
સાંજનો કંઈક શેષ આતપ,
લાલરંગી દિશ પશ્ચિમા ધરે;
યુદ્ધ ભૂમિ મહીં શોણિતે ભરી,
ભાસતી પડી રહી કૃપાણ શું. ૫૪
રાત્રીને દિનની સંધિને સમે,
મેરુ આવરણ તેજને થતાં;
આ નિરંકુશ બની તિમિર તો,
દીર્ઘનેત્રી પ્રસરે છ સૌ દિશે. ૫૫
દષ્ટિ જાય ન ઊંચે ન વા નિચે,
બાજુએ ન, ન પછાડી આગળે;
વિશ્વ આ તિમિર–ઓર ઢાંકિયું,
ગર્ભવાસ વસતું શું રાત્રિમાં. ૫૬
શુદ્ધ મેલું સ્થિર તેમ હાલતું,
વાંકું તેમ વળી સીધું જે કંઇ;
સૌ સમાન તિમિરે કિધું, બળી,
દુર્જનોની નગણી વડાઇ તો. ૫૭
ઈશ યાજ્ઞિક તણો ઉગે નકી,
રાત્રિના તિમિરને મટાડવા;
કેમ જે સુમુખી, પૂર્વનું મુખ,
છે છવાઇ રહ્યું કેતકી રજે. ૫૮
આવવાથી વચમાંહિ અંદર,
તારલા સહિત રાત્રિ ચંદ્રથી;

---

૫૧ પ્રણયલાભ માટે નાયક નાયિકાને નમન કરે એવી કલ્પના છે. શંભુ કહે છે કે હું માત્ર સંધ્યાને નમ્યો છું, બીજી કોઈ સ્ત્રીને નહિ.

૫૫ રાતે સૂર્ય મેરુની પાછળ ચાલ્યો જાય છે એવી માન્યતા હતી.

શોભતી તું જ્યમ સા સખી સહ,
પાછળે વચન સુણતા હુથી. ૫૯
રાત્રિ પ્રેરિત દિશા પ્રકાશતી;
સાંજ સુધી રુંધી રાખ્યું પૂર્વમાં;
આછી ચાંદનીનું હાસ્ય દાખતું,
ચંદ્રમંડળ રહસ્યની પરે. ૬૦
ગાર પક્વ ફલિની-ફલો સમો,
વ્યોમને સરજલે છબી પડયે,
ચંદ્રમા અધિક અંતરે રહ્યા
ચક્રવાક દ્વય તુલ્ય દીસતો. ૬૧
ઉગતાં નવિન ચંદ્ર કિર્ણ તો,
કોમળા યવની સોયશું કુણાં;
તે નખાગ્ર થકી શક્ય છેદવાં,
કર્ણપૂર રચવા તું કારણે. ૬૨
આંગળીથી જ્યમ કેશપાશને,
બાંધી તેમ કિરણે તિમિરને;
મીચિયાં કમલ નેત્ર વાળું શું,
ચુમ્બતો વદન, ચંદ્ર રાત્રીનું. ૬૩
પાર્વતી! નવિન ચંદ્ર રશ્મિથી,
અંધકાર અરધો જતાં નભ,
હસ્તિ ક્રીડનથી મેલું માનસ,
નિર્મળું બનતું, તેવું દીસતું. ૬૪
લાલરૂપ તજીને નિશાપતિ,
ધારતો ધવલ રમ્ય મંડળ;
કાલદોષ થકી થાતી વિક્રિયા,
નિર્મલ પ્રકૃતિમાં ન રૂહે સ્થિર. ૬૫
ઉચ્ચમાં શશિની છે સ્થિર પ્રભા,
રાત્રીનું તિમિર નીચ આશરે;
સર્વને ઉચિત છે ખરે સજી,
સર્જકે જ ગુણ દોષની ગતિ. ૬૬
ચંદ્રને કિરણ ચાલતાં ચતાં,
ચંદ્રકાન્ત રસ બિન્દુથી, ગિરિ

---

૬૦ જેમ સાંજ સુધી મનમાં રાખેલી વાત સખીની પ્રેરણાથી સ્ત્રી પ્રકાશમાં લાવે છે તેમ દિશા રાત્રિની પ્રેરણાથી ચંદ્રમંડળને પ્રકાશમાં લાવે છે. ચાંદનીને સ્ત્રીના હાસ્ય સાથે સરખાવી છે.
૬૧ ફલિની=એક વનસ્પતિ.
૬૨ કર્ણપૂર=કુંડળ. ૬૭ ચંદ્રકાન્તમણિમાંથી ચંદ્ર ઉગે ત્યારે રસ ઝરવા લાગે છે.

મેખલા તરુ વિષે સુતેલ આ,
મોરને કવખતે જગાડતો. ૬૭
કલ્પવૃક્ષ શિખરો મહીં હવે,
ફર્કતાં કિરણથી શું સુંદરી;
હારદોરી ગણવા નિશાપતિ,
કૈં કુતૂહલથી થાય તત્પર. ૬૮
ઊંચ, નીચ, ગિરિના પ્રદેશથી,
ચંદ્રિકા તિમિર મિશ્ર આ દિસે;
જેવી ચીતરી બહુ પ્રકારની,
ભાત મત્તગજ અંગ શોભતી. ૬૯
શ્વાસભેર પિધું ચંદ્રમા તણું,
તેજ-વારિ જીરવી શકયે ન શું;
ભૃંગના રવ સહિત સત્વર;
ફાટતું કમળ નાળની સુધી. ૭૦
કલ્પવૃક્ષ લટકેતુ અંશુક,
ગોરી ચાંદની મહીં ભળીજતું;
ચાલતાં પવન ચંડિ! માત્ર જો,
ઉડતું સ્ફુટ થતું જણાય છે. ૭૧
પુષ્પ કોમલ પડયા તરુ થકી,
પત્ર ખંડિત શશી તણા કરો;
આંગળાથી ગ્રહી, શકય બાંધવા,
તાહરા અલક એ વડે સખી! ૭૨
ગગની તરલ બિંબ તારલા-
થી સુમુખી શશિ યોગ પામિયો;
બાલિકા ભયથી કમ્પ દાખતી,
કો નવી પરણીથી પતિ જ્યમ. ૭૩
ગાર, પાકી ખિલિયા બરૂ સમા,
ચંદ્ર આકૃતિ થકી જ્વલંત તે;
ઉડતી તુંજ કપોલ ચંદ્રિકા,
ચંદ્ર બિમ્બ નિરખંતી હે સખી! ૭૪
લાલ સૂર્ય મણિપાત્રમાં ધરી,
મદ્ય કલ્પતરુનું સ્વહસ્તથી;
સ્વસ્થ, તાહરી સમીપ આવતી
ગંધમાદનની મુખ્ય દેવતા. ૭૫

૭૦ કમળના કોશમાં પ્રવેશ કરતું ચંદ્રનું અજવાળું ઉતાવળથી પીધેલા પાણીની સાથે સરખાવ્યું છે. કમળ ફાટે ત્યારે અંદરનો ભમરો અવાજ સાથે બહાર આવે.

૭૫ ગૌર કપોલ ઉપર જે ચંદ્રનું પ્રતિબિમ્બ પડે છે તેમાંથી જ્યોત્સ્ના પ્રકટે છે.

આર્દ્ર કેસરની ગંધ છે મુખે,
લાલ નેત્ર તુજ છે સ્વભાવથી;
પામી વાસ અહિં અન્ય શા ગુણો,
મદ્ય તો કરી શકે વિલાસિની! ૭૬
ભક્તિમાન સખીની સમાન આ,
કામદીપન પ્રિયે સ્વીકારને;
આમ બોલી ચતુરાઈથી શિવે,
પાઈ દીધું ગિરિપુત્રીને મધુ. ૭૭

પાર્વતી મધુ પીવાથી પામતી
કો અતર્ક્ય વિધિ યોગથી થતી
વિક્રિયા સુજન ચિત્તહારિણી,
આમ્રતાપ સહકારતા જયમ. ૭૮
તે ક્ષણે શરમને નિવારતા,
લૈ જતા શયન, રાગ વાધતાં;
મદ્ય ને શિવજી બેઉને ય તે,
તે અધીન સુમુખી થઈ જતી. ૭૯

ઘૂમતાં નયન, શબ્દ ત્રૂટતા,
સ્વેદભીનું હસતું અકારણ,
પાર્વતી વદન પાન ત્યાં કર્યું,
ઈશ્વિરે નયનથી, નહિ મુખે. ૮૦

હેમ કાંચી લટકંતી ધારતી,
ઊરુભાર થકી ના ખમાતીને
તેડીને મણિ શિલાગૃહે ગયા,
ધ્યાનસિદ્ધ સુખ સાજથી ભર્યા. ૮૧

હંસ શી ધવલ આદરો તણી,
જાહ્નવી તટ સમાન શોભતી;
સેજમાં પ્રિયની સાથ તે સુએ
રોહિણી પતિ શું શર્દ મેઘમાં. ૮૨
પીડી ચંદ્ર ગ્રહી કેશ દાઢથી,
મત્સરે સ્થળે ભુલી નખો દઈ
દોરી કાંચી તણી ત્રૂટતી જહીં,
પાર્વતી રમણથી અતૃપ્ત તે. ૮૩

---

૭૮ આમ્ર=સામાન્ય આંબો. સહકાર=ફલમી આંબો. આમ્રને સહકાર થતાં અનેક ઉપચારો કરવા પડે છે. મધુથી વિકાર પામેલી ઉમામાં સહકારના સુગંધ વગેરે ગુણો આવ્યા એવી કલ્પના છે. સાંવ ભરો શ્લિષ્ટ છે.

માત્ર ધારી કરુણા પ્રિયા પરે,
હાર તારકની આથમી જતાં;
તેહને ઉર દબાવિયા દઢ,
તે કરે નયન મીંચી કૌતુકે. ૮૪

સુજ્ઞના સ્તવન યોગ્ય જાગિયા,
હેમનાં કમલ કેરી સાથ તે,
જેનું મંગલ ભણે છ કિન્નરો,
કાઠમાં બજવી તાર બીનના. ૮૫

માનસે જગવતા તરંગને,
પદ્મને ખિલવવા પ્રવીણ જે;
ગંધમાદન વનાન્ત વાયુઓ,
સેવતા શિથિલસંગ એઉને. ૮૬

ઊરુમૂળ નખના ક્ષતો તણી
પંક્તિઓ પર જતાં જ તે સમે
દૃષ્ટિ, શંભુ, ઉમયા નિવારતા
ઢીલું વસ્ત્ર સમું બાંધવા જતાં. ૮૭

લાલ લોચન ઉજાગરા થકી,
દંશિયા અધર સખ્ત દંતથી;
વ્યસ્ત કેશ તિલકે લુછાયલું,
જોઇ પ્યારી મુખ પ્રેમી તે રિઝયા. ૮૮

ભંગથી વિષમ ચાદરો તણી
મધ્ય ભેગી થઇ ત્રૂટી કાંચી જ્યાં;
સેજ તે ચરણુરંગી, ના તજે,
નિર્મળે ય સમયે પ્રભાતને. ૮૯

તે પ્રિયા વદનનો અહર્નિશ,
હર્ષ વૃદ્ધિકર ઇચ્છતા રસ;
દર્શનપ્રણયિને ય દર્શન,
દે નં શંભુ, વિજયા નિવેદને. ૯૦

સમદિન નિશ કેરા શંભુને પત્ની સંગે,
વિતી વરસ ગયાં છે, સોઠસો રાતજેમ;
પણ ન સુરત ભોગે થાયછે ઓછી તૃષ્ણા,
જયમ અરણવ રે'તા અગ્નિ ને વારિઓઘે. ૯૧

નાગરદાસ અમરજી પંડ્યા

# ખોવાયેલી નદી

( સં. ૧૯૮૯ના આસો અંકથી ચ

## સિંધુ અને સરસ્વતીનાં મુ .

**સ**રસ્વતી સિંધુને મળતી ન હતી પણ સ્વતંત્ર રીતે કચ્છના સમુદ્રને મળતી હતી, એટલે સુધી તો વિદ્વાનો માન્ય રાખે છે. પરંતુ તે સાથે સિંધુ કચ્છના રણના ઉપલા ભાગમાં મળતી અને લુણી એ સિંધુનું પૂર્વ તરફનું મુખ હતું, એમ પણ ગ્રીક લેખકોના મત ઉપરથી વિદ્વાનો માને છે.[૪૧] એનો અર્થ એટલો જ છે કે સિંધુ અને એની બીજી સહચરીઓ પૂર્વમાં રાજપૂતાનાના રણના પશ્ચિમભાગ સુધી વહેતી હતી. વેદમાં સાત સાત સખીવાળી ત્રણ મહાનદીઓ કહેલી છે.[૪૨] તેમાં પહેલી સિંધુ અને બીજી સરસ્વતી; અને ત્રીજી ગંગા

---

૪૧ Ptolemy's Ancient India: McCrindle: (Bengal Ed.) P. 33, 37

ટોલેમી સિંધુનાં સાત મુખ ગણાવે છે તેમાં પૂર્વ તરફનું મુખ કચ્છના રણમાં પૂર્વોત્તર ખૂણામાં પડતી લુણી નદીને 'લોણીબારા', એ નામથી કહે છે. ટોલેમી ( ઇ. સ. ૨૫૦ લગભગ ) સરસ્વતીને ધ્યાનમાં લેતો લાગતો નથી. સિંધુ પછી ગંગાનાં મુખ ગણાવે છે. આ ગણતરીએ ઘણાને ભ્રમમાં નાખ્યા છે. ટોલેમીની ભૂગોળને અક્ષરશઃ સત્ય માનીને અમરનાથ દાસે જે ગોટાળો ઊભો કર્યો છે તે આગળ જોઈશું. પરંતુ મેકક્રીંડલ પણ ગોટાળામાં પડે છે. ટોલેમી કહે છે કે ગંગાના મુખમાં જમણું અથવા પશ્ચિમનું મુખ કેમ્બીસોન ( Kambyson ) છે અને ડાબું અગર પૂર્વનું મુખ કંબેરિઓન છે. મેકક્રિંડલ ટોલેમી ઉપર ચર્ચા કરતાં કહે છે ( ટોલેમી પૃ. ૧૦૧ ) ગંગાની આ ત્રણ મુખ્ય શાખાઓને , ગંગાનો સરસ્વતી સાથેનો સંબંધ ત્રિવેણી આગળ થાય છે ત્યાંથી જુદી પાડે છે. ત્રિવેણીથી સરસ્વતી કેમ્બીસોન મુખમાં પશ્ચિમમાં ગઈ અને જમના જુદી પડી વચ્ચેના મુખમાં ગઈ અને પૂર્વ તરફ ગંગા તે હાલની પદ્મા નદી. હવે આ ત્રિવેણીને ઉપલી અસંભવિત ઘટના બંધ બેસાડવા બંગાળમાં શોધે છે. અને કોઇ પણ ત્રણ નદીઓ મળીને ત્રિવેણી કહેવાતા રિવાજને ભૂલી બંગાળમાં ત્રિવેણીને લાવે છે. ટોલેમીના વર્ણન ઉપરથી તો પ્રસિદ્ધ અલહાબાદની ત્રિવેણી જ છે. આ આખા વર્ણનમાં ટોલેમીથી આજ સુધીનો ગોટાળો ચાલેલો છે. ઊલટું એનું વર્ણન બતાવે છે કે એણે સિંધુ પછી તુરત ગંગાનાં મુખ ગમે તેમ લીધાં છે, અને પોતે હિંદ આવેલો નથી, એટલે સાંભળેલું લખ્યું છે. એટલે સિંધુથી આખી હિન્દની પહોળાઇમાં ગંગાનાં મુખ પાથર્યાં છે, અને કેમ્બીસોનમાં 'મધ્યહિં'દથી છૂટી પડી પશ્ચિમમાં આવેલી ગંગા અથવા ભાગીરથી તે સરસ્વતી એ પરંપરાને ટેકો આપે છે. એને હાલ બંગાળના ઉપસાગરમાં ખોળવી ભ્રમ છે. કેમ્બીસોન પણ સ્કંભતીર્થ કે સ્કંભપુરને કેમ ટેકો ન આપી શકે ? ભાગીરથી ગંગા સરસ્વતીનું, જૂનું નામ છે. તે આગળ જોઇશું. સરસ્વતીનું પાવનત્વ ગંગા ઉપર ગયું અને ગંગા પૂર્વમાં ગઇ તે સાથે કેટલીક પરંપરા પણ પશ્ચિમમાંથી પૂર્વમાં ગઇ.

૪૨ ઋગ્વેદ ૧૦, ૭૫. આમાં प्र सप्त सप्त त्रेधा हि चक्रमुः એમ સાત સાતની ત્રણ મહાનદીઓમાં પ્રવાહનો ઉલ્લેખ છે. આ સિન્ધુને મોટી કહેલી જણાય છે. અનુક્રમ ગંગાથી પશ્ચિમ તરફનો લીધો છે. इमं मे गंगे यमुने सरस्वति शुतुद्रि स्तोमं सचता परुष्ण्या ॥ असिक्न्या मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया ॥ એ પછી રસા સિંધુ કુંભા ગોમતી ઇત્યાદિ નામ આવે છે. આ સૂક્ત પાછળનું હોઇ ગંગા યમુનાના પ્રદેશની પાર આર્ય સંસ્કૃતિ ગયાનું સૂચવે છે. આ નદીઓનાં નામ હાલની નદીઓ સાથે બેસાડવા પ્રયત્ન થયા છે પરંતુ તે બધા સફળ થએલા નથી. આ સૂક્ત વૈદિક ઋષિનું ભૌગોલિક જ્ઞાન બતાવે છે.

સાથે અહિં સંબંધ નથી. સિંધુ અને સરસ્વતી પોતાની સાત સાત શાખાઓ સહિત સ્વતંત્ર રીતે સમુદ્રને મળતી. એટલે સિંધુનાં મુખ હાલના કચ્છના મોટા રણની જગાએ માનીએ તો સરસ્વતી પણ એ જ દિશામાં સમુદ્રને મળતી હોવાથી કચ્છના રણના નીચલા ભાગમાં કે એથી સહેજ દક્ષિણે એનું મુખ હોવું જોઇએ, એમ માનવું પડે.[૪૩] મહાભારત પ્રમાણે સિંધુ અને સરસ્વતીનાં મુખ છેક પાસે નથી, અને સરસ્વતીના મુખને સિંધુના મુખ કરતાં પ્રભાસનું સાહચર્ય વધારે છે, અને પુરાણો એને ટેકો આપે છે, તે જોતાં કચ્છના રણમાં ઉપર નીચે સિંધુ અને સરસ્વતી બન્ને સમુદ્રને મળતી એમ માનવાને વાંધો આવે છે. બિઆસ નદી સ્વતંત્ર રીતે સમુદ્રને મળતી અને એનું મુખ સિંધુ નદીના મુખની પાસે હતું એવો એક ઉલ્લેખ મળે છે તે જોયું. એ ઉપરથી સરસ્વતી કચ્છના રણમાં નહોતી મળતી એ વાતને વધારે ટેકો મળે છે. કવિ રાજશેખરે ઉત્તરાપથ અને પશ્ચિમદેશની ભૂગોળ[૪૪] લખતાં તે બન્નેમાં સરસ્વતી નદી લખે છે. આ બે નદીઓ હાલ દેખાય છે તે પ્રમાણે તદ્દન જુદી કે એક જ પ્રવાહ એ નક્કી થતું નથી. તેમ જ પશ્ચિમ દેશની સરસ્વતી તે પાટણ સિદ્ધપુરવાળી કે પ્રભાસવાળી તે પણ રાજશેખરના લખાણ ઉપરથી સ્પષ્ટ થતું નથી.[૪૫] પણ રાજશેખર પછી એકાદ સદી પછી અલબરૂની પશ્ચિમ દેશમાં પ્રભાસની સરસ્વતીનો ઉલ્લેખ કરે છે. એ ગમે તેમ હોય તોપણ એ બન્ને સરસ્વતીઓ જુદી નદીઓ હોવાનો જેટલો સંભવ છે તેટલો જ સંભવ એક જ નદી હોવાનો છે. દાખલા તરીકે ભૂગોળનો લેખક ગોદાવરીને મહારાષ્ટ્રમાં પણ લખે અને આંધ્રમાં પણ લખે, મુંબાઇ ઇલાકામાં પણ લખે અને મદ્રાસ ઇલાકામાં પણ લખે. એથી કરીને ગોદાવરી એક જ તેમ સરસ્વતી પણ એક ગણી હોય અને રાજશેખરે એમ લખવામાં પૌરાણિક પરંપરા પણ લક્ષ્યમાં રાખી હોય.

## સરસ્વતી અને ઉત્તરગુજરાતની નદીઓ

વડવાનળ અથવા જ્વાળામુખી અને ધરતીકંપને લીધે અને અતિવૃષ્ટિને લીધે પશ્ચિમ હિંદની નદીઓમાં જે મોટો ફેરફાર થઇ ગયો[૪૬] તેમાં કેટલીક મોટી નદીઓના પ્રવાહ

---

૪૩ કચ્છના રણના ઉપલા ભાગમાં સિંધુ અને બિઆસનાં મુખ હતાં અને કચ્છનો અખાત સરસ્વતીનું મુખ હોય એમ કોઇ કહે; પરંતુ એમાં આખીએ પૌરાણિક પરંપરા અને પ્રભાસ આગળના સંગમને વાંધો આવે. સિદ્ધપુરવાળી સરસ્વતીને સરસ્વતી માનનારા કચ્છનો અખાત સામો જ હોવાથી એને એનું મુખ માને છે.

૪૪ રાજશેખરકૃત काव्यमीमांसा (Baroda Oriental Series.) આ ઉલ્લેખ નવમી સદીના અંતનો એટલે અલબરૂનીથી એક સૈકો જૂનો કહી શકાય.

૪૫ ઉત્તરાપથમાં જે સરસ્વતી કવિ રાજશેખર લખે છે. તે હાલની સરસ્વતી નામથી ઓળખાતી અને વિનશન (પતિયાલા)માં ગુપ્ત થતી સરસ્વતી છે. આ વિનશન પાસે સ્થાનેશ્વર અને ત્યાં પૃથૂદક એટલે ઉત્તરાપથ અને મધ્યદેશ તથા પશ્ચિમ દેશની સરહદનું સ્થાન; એટલે રાજશેખર બે સરસ્વતી લખે. પરંતુ રાજશેખરની ભૂગોળ બહુ ટુંકામાં છે એટલે કાંઈ સ્પષ્ટ થતું નથી. પરંતુ પરંપરાને એ કવિએ ધ્યાનમાં તો લીધી જ હશે. વિનશન શ્રૌત સૂત્રો જેટલું જૂનું છતાં એનો ઉલ્લેખ નથી કર્યો.

૪૬ ગુજરાતના ભાગમાં આ કારણોથી ફેરફાર થયા. જ્યારે ઉત્તરહિંદમાં આ કારણો ઉપરાંત મુસલમાન સમયના શરૂઆતના ભાગમાં ખોદાએલી નહેરોથી પણ ફેરફાર થયા છે. (Cam. His. of Ind. I). પ્રાચીન મુસલમાન લેખકોએ કરેલાં પંજાબ અને પશ્ચિમહિંદની નદીઓના વર્ણનમાં આજે ઘણો ફેર દેખાય છે. એટલે છેલ્લાં હજાર વર્ષમાં પણ પંજાબની નદીઓમાં ફેરફાર થયા છે.

બદલાયા ઉપરાંત કેટલીક નદીઓના ટુકડા પણ થઈ ગયા. સરસ્વતી આખીએ લુપ્ત થઈ ગયાથી એને મળનારી કેટલીક નદીઓ સિંધુને અને કેટલીક ગંગાને મળી.[૪૭] નીચાણના રેતાળ પ્રદેશમાં એના ટુકડા પણ થઈ ગયા, અને ગુજરાતમાં બનાસ, પાટણની સરસ્વતી, સાબરમતી વગેરે નદીઓ બની ગઈ.[૪૮] એટલે પ્રાચીન સરસ્વતીની બધી પરંપરાઓ આ બધા પ્રદેશમાં વહેતી નદીઓને ઓછીવધતી લાગુ પડી, અને એનાં તીર્થો એ બધી નદીઓએ વહેંચી લીધાં. આ રીતે સરસ્વતીનાં કેટલાંક તીર્થ સાબરમતી ઉપર આવ્યાં છે.[૪૯] સરસ્વતી લુપ્ત થયા પછી જેમ એનું પાવનત્વ ગંગામાં ગયું, તેમ એનાં તીર્થો કુરુક્ષેત્રથી ગુજરાત સુધીમાં વહેંચાઈ ગયાં. સ્કંદપુરાણમાં એક કથા આ વાતને ટેકો આપે છે. વિશ્વામિત્રના શાપથી રુધિરવાળી થયેલી સરસ્વતીનું જલ ચોખ્ખું કરવા માટે અર્બુદારણ્યમાં વસિષ્ઠે એકી વખતે બે નદીઓ ઉત્પન્ન કરીઃ તે એક સરસ્વતી અને બીજી સંભ્રમથી ઉત્પન્ન થઈ માટે સાભ્રમતી–સાબરમતી.[૫૦] એથી જણાય છે કે અર્બુદારણ્ય છોડયા પછીનો મૂળ સરસ્વતીનો પ્રવાહ પાટણની સરસ્વતી અને સાબરમતીના સાન્નિધ્યવાળા ભાગમાં

૪૭ India & Jambu Island: A Das. P. 121. સરસ્વતીના ટુકડા થયા બાબત શ. દાસનું લખાણ વાંચવા જેવું છે. એનું દરીઆ સાથેનું મુખ ઉપરના પ્રવાહથી કપાઇને જુદું પડી ગયું છે. સિંધુ છેક પશ્ચિમે જવાથી, સતલજાદિ સરસ્વતીને બદલે સિંધુને મળવાથી, સિંધુ સાથેનો સંબંધ છેક તૂટી ગયો. સતલજ, બિઆસ બધી સિંધુને મળતી થઈ ગઇ. સરસ્વતીનું પોતાનું પાણી થંદરમાં જઈ સુકાઈ ગયું.

૪૮ ગુજરાતની હદમાં ઉત્તરહિન્દમાંથી કોઇ મોટી નદી આવતી હતી, એમ ભૂસ્તરશાસ્ત્રીઓનું માનવું છે. હાલની ગુજરાતની નદીઓ એના કકડા છે તે આગળ જોઇશું.

૪૯ જુઓ પદ્મપુરાણાંતર્ગત સાભ્રમતીમાહાત્મ્ય કપાલમોચન તીર્થ, સપ્ત સારસ્વત તીર્થ, સોમ તીર્થ વગેરે સાબરમતીને કિનારે આવ્યાં છે. મહાભારત શલ્યપર્વ વગેરેમાં સરસ્વતીનાં પ્રભાસ સિવાય બધાં તીર્થ કુરુક્ષેત્રની લગભગમાં જ કહ્યાં છે. તેમ છતાંયે કુરુક્ષેત્ર અને પ્રભાસની વચ્ચે તીર્થો નહિ હોય એમ માનવાને કારણ નથી. એથી ઊલટું શલ્યપર્વનો એ ભાગ તીર્થોની પરંપરા યાદ હોવાથી અને સ્થળ ભુલાઈ જવાથી બધાને એક જગ્યાએ મૂકયાં જણાય છે. પ્રભાસ આજસુધી પ્રસિદ્ધ હોવાથી એને તો બીજે મુકાય તેમ હતું નહિ. પદ્મપુરાણ આ બાબતમાં ખરૂં પણ હોય, જો કે એ માટે નિશ્ચિત તો કોઇ કહી શકે તેમ નથી.

૫૦ સ્કંદપુરાણ, નાગરખંડ, અ. ૧૭૩. સિદ્ધપુરવાળી સરસ્વતી અને સાબરમતીનું ઉત્પન્ન થવાનું આમ એક મૂળ અને એક જ સમય તથા વ્યક્તિ એ બહુ સૂચક છે. પદ્મપુરાણ સાભ્રમતી એટલે ભ્રમતીગંગા કહે છે. સ્કંદપુરાણ સરસ્વતીને ફરી સ્વચ્છ કરતાં સંભ્રમથી સાભ્રમતી વસિષ્ઠે ઉત્પન્ન કરી એમ કહે છે. એ બતાવે છે કે પરંપરાની ઝાંખી હોવા છતાં એક જ મહાનદીના ટુકડા હોવાની વાત પુરાણકાર ભૂલી ગયા છે. પરંતુ ભ્રમતી ગંગા અને સંભ્રમ એ બન્ને વાત સરસ્વતી જે મૂળ ગંગા જ છે તે વાતને ટેકો આપે છે.

"संभ्रमं परमं गत्वा विश्वामित्रस्य चोपरि ॥ रौद्रद्वयेन विप्रेन्द्रा लोचनाभ्यां निरीक्षणात् ॥ एकस्य सलिलं शिरं यत्र जाता सरस्वती ॥ १२ ॥ द्वितीयस्तु प्रवाहोमः संभ्रमात्तस्य निर्गतः ॥ सा च साभ्रमतीनाम नदीजाता धरातले ॥ १४ ॥ આ પ્રમાણે પદ્મપુરાણ સાભ્રમતીમાહાત્મ્યમાં અને સ્કંદપુરાણમાં સાબરમતીની ઉત્પત્તિમાં ફેર છે.

હોવો જોઈએ અને વડવાનળ–જ્વાળામુખી[૫૧] ભૂકંપથી એ પ્રવાહ ઉડી જઇ આ નાની નદીઓ થઇ ગઈ.

## ગુજરાત અને કાઠિયાવાડમાં સરસ્વતીનો પ્રવાહ

પૌરાણિક પરંપરા અને તીર્થવર્ણન ધ્યાનમાં રાખતાં અર્બુદારણ્ય મૂકીને સરસ્વતીનો પ્રવાહ સિદ્ધપુર આદિ સ્થળો પાસે થઇ પશ્ચિમ તરફ વહી, ઝીલાણની લગભગ થઈ દક્ષિણ તરફ વળ્યો એમ માની શકાય. ત્યાંથી નળકંઠો[૫૨] અને ખંભાતનું રણ,[૫૩] જેને દરિયાની

૫૨ ગૂજરાતના કચ્છ કાઠીઆવાડના, સિંધ વગેરેના ભાગ, વારંવાર ભૂકંપથી પીડાયાનું આગળ જોઇ ગયા. અંબાજી માતા પાસે આરાસુર વગેરે તથા આબુ વગેરેમાં ભૂકંપ વારંવાર થાય છે તે આજે પણ જાણીતું છે. અંબાજીનાં પ્રકોપથી કુંભારીઆનાં દહેરાં બળ્યાંની આખ્યાયિકા ભૂકંપ અને જ્વાળામુખીનું કાર્ય જ વ્યક્ત કરે છે. ગૂજરાતમાં સો વર્ષ ઉપર ઇ. સ. ૧૮૧૯માં જે પ્રચંડ ભૂકંપ થયો તેમાં કેટલા ફેરફાર થયા તે જાણીતી વાત છે. કચ્છમાં સિંધુની છેલ્લી શાખા લખપત બંદર આગળ થઈને વહેતી હતી તે હંમેશને માટે લુપ્ત થઇ (૧૮૧૯) અને રણમાં ઘણા ઊંચાનીચા ભાગ થઇ ગયા. એ ભૂકંપ નજરે જોનારા કહે છે કે એ વખતે જમીન મહીના મોટા તરંગોની પેઠે ઉછાળા લેતી હતી. (જુઓ કચ્છ ગેઝેટીયર ભૂકંપ વર્ણન) છેલ્લાં સો વર્ષમાં, પણ ગૂજરાતમાં ધરતીકંપ ત્રણથી ચાર વખત નોંધાયલો છે. આબુના ભાગમાં તો ઘણી વાર થયા છે. આમ સો વર્ષ પહેલાં ફેરફાર થઇ નદી ખસી ગઇ તો છેલ્લાં ત્રણ હજાર વર્ષમાં ફેરફાર થયા તેમાં નવાઇ નથી. છેલ્લા ધરતીકંપે (૧૮૧૯) પણ એટલું બધું બદલી નાખ્યું છે કે પહેલાંનું સમજાયું નહિ. (જુઓ વ્હાઇટહેડનો પંજાબની નદીઓનો લેખ.)

૫૨ કાઠિયાવાડ અને ગૂજરાતની વચ્ચે અને ખંભાતના અખાત અને કચ્છના રણના અગ્નિ ખૂણાની વચ્ચે નળ સરોવર આવેલું છે. ૧૮૨૭ માં મી. મેલવીલ (Melvill) કહે છે કે એની અને રણની વચ્ચેનો ભાગ એટલો નીચો છે કે કોઈ વસ્તીવાળો ભાગ ભાગ્યે જ એટલો નીચો હશે. નળ અને ભોગાવો નદીનો નીચલો પ્રવાહ મળીને નજીકના ભૂતકાળમાં દરિયાનો ફાંટો હશે એમ ગેઝેટીયરના લેખકોનું માનવું છે. અતિવૃષ્ટિ વખતે કચ્છના રણનું પાણી નળમાં આવે છે અને વધીને ખંભાતના અખાતમાં પણ જાય છે. એ વખતે આજે પણ કાઠિયાવાડ બેટ બની જાય છે. નળને કાંઠે કાણાં કોતરેલા મોટા પથ્થર નીકળે છે, જેને વહાણના પ્રાચીન વખતના લંગર કહે છે. ઈ. સ. ૧૭૮૮ સુધી પર્ણાવાદ (Partanvada) મીઠાપુર સુધી ભાવનગરનાં વહાણ મીઠું લઇ આવતાં અને બાજરનું ર લઇ જતાં. કાઠિયાવાડ ગેઝેટીયરનો લેખક આ ભાગ પુરાયાનું કારણ ખંભાતનો અખાત પુરાતો ગયો એમ માને છે. એ કારણ થોડેક અંશે હોય ખરું. કારણકે અખાતના હાલના ભાગમાં ભરતી અને નર્મદા વગેરેના પ્રવાહથી જળમળ (Silt) ઘસડાઈ જાય, પણ નળ અને તેની નીચેના ભાગમાં મોટી નદીઓ ન મળવાથી જળમળ ભરાતો જાય. અમદાવાદ ગેઝેટીયરમાં આ વિભાગ પુરાવાનું કારણ એક આખ્યાયિકા કે જેમાં ટીટાડીનું ઈંડું તણાયું હતું અને ગરુડે સમુદ્ર સુકાવ્યો હતો તે આપે છે. એટલે કોઇ પણ રીતે ત્યાંથી સમુદ્ર અથવા સમુદ્ર જેવડો જલસમૂહ સૂકાયો એટલું તો સ્પષ્ટ થાય છે. વહાણનાં લંગર મળે છે તે પ્રાચીન ઢબનાં છે, સિંધમાં નીકળે છે તેવાં છે. તે પણ સૂચક છે. (જુઓ અમદાવાદ ગેઝેટીયર પૃ. ૧૬ અને કાઠિયાવાડ ગેઝેટીયર પૃ. ૫૫૯).

૫૩ ખંભાતનું રણ નળકંઠાની નીચેથી ખંભાતના અખાત સુધી જાય છે, એનું વર્ણન આગળ કરેલું છે. (આ વર્ણન કાઠિયાવાડ ગેઝેટીયરમાં કરેલું છે, અને એનું નામ ખંભાતનું રણ આપેલું છે. અહીંથી નળ સુધીના ભાગને અર્ધાઈમ કહે છે).

ખાડીનો પુરાયલો ભાગ માનવામાં આવે છે, તે રસ્તે એ પ્રવાહ ખંભાતના અખાત આગળ આવતો. ગૂજરાત અને કાઠિયાવાડની વચ્ચેનો આ પટો દરિયાઇ ખાડી જ પહેલાં હશે અને સુકાયલી નદીનો પટ નહિ હોય એમ સિદ્ધ કરવાને કારણ નથી.[૫૪] રેતાળ પ્રદેશમાં ઉત્તર-દક્ષિણ વહેતી નદીઓ પોતાનો પટ ૨૦ થી ૩૦ માઇલ આઘો પાછો બદલે છે, અને પટ જતો રહે છે તેમ તે જગ્યાએ રણ થઈ રહે છે.[૫૫] એ પટનું પાણી ખારૂં રહે છે તેથી પણ તે દરિયો જ હશે એમ માની શકાય નહિ. જે ફેરફારો અને ઉત્પાતોથી સરસ્વતી આખીયે લુપ્ત થઈ ગઈ તે જ ફેરફારોથી અને ઉત્પાતોથી કચ્છ અને ખંભાતના અખાતોનાં મુખ પહોળાં થઇ સમુદ્રનાં પાણી પટમાં પેસે અને તેથી પાણી ખારૂં થાય. વળી મોટી પહોળી નદીઓ પોતાના મુખથી ઘણા માઇલ સુધી ખારી હોય છે એ તો આજે પણ જોવામાં આવે છે.

---

૫૪ નદીઓ ખસવાથી રણ થયાના દાખલા પશ્ચિમહિંદમાં જ ખાસ મળે છે. જુઓ આગળ જણાવેલો મિ. વ્હાઇટહેડનો લેખ. "Subsequently the rivers deserted their ancient beds, retreated to the North West (પંજાબ માટે), and a vast tract of country became a waterless desert. × × × × A huge river-system which once flowed down from mountains through Bhavalpur, and which has wholly disappeared."

આ મહાનદી લુપ્ત થઇ તેનું છેલ્લું ચિન્હ છેક અઢારમી સદી સુધી હતું એમ એ લેખક લખે છે. આ રણના રસ્તા ઉપર પહેલાં ફળદ્રૂપ જગ્યાએ આવેલાં નદીતટનાં શહેરો ને ગામોના ઉજડ ટેકરા આજે પણ પડેલા છે. કાઠિયાવાડ ગેઝેટીયર પૃ. ૭૮ (Geology) માં કાઠિયાવાડ ગૂજરાત વચ્ચેના આ પટાને માટે આ પ્રમાણે લખ્યું છે:-"In tertiary and post tertiary times Kathiawar was an Island. The Indus **or some other large river**, flowed into an arm of the sea which probably streatched nearly if not quite as far as Lahore. When the Indus or **the other river changed its course**, and entered the sea through the lesser Run Jhalavad was a shallow muddy lagoon connected with the sea both through the gulfs of Cutch and Cambay." પછી લખે છે કે ખંભાતનો અખાત પાછો હઠતો ગયો તેમ ભાલનો પ્રદેશ બંધાતો ગયો અને સિંધુ હાલની જગાએ ગઇ ત્યારે ઝાલાવાડ ફળદ્રૂપ બન્યો. કાઠિયાવાડ ગેઝેટીયરનો લેખક કાઠિયાવાડને જ્વાળામુખીમાંથી ઉત્પન્ન થયો ગણે છે. જ્યારે ઇમ્પીરીયલ ગેઝેટીયર ( Vol I p p. 37-38) (Geology) અરવલ્લી જે જુનામાં જુનો છે તેટલો કાઠિયાવાડને ગણે છે, પરંતુ રજપૂતાનાના રણમાં દરિયો હોવાનું જણાવે છે. ભૂસ્તરશાસ્ત્ર પ્રમાણે હિંદુસ્તાનનું હાલનું સ્વરૂપ બંધાતાં પહેલાં હિમાલય થતાં પહેલાં ભલે દરિયો હોય. પરંતુ વૈદિક સમયમાં ત્યાં દરિયો નહોતો એ જોઇ ગયા. આ બાબત વૈદિક સમયને લાગુ પાડે તો ગેઝેટીયરના લેખકો સરસ્વતીને ધ્યાનમાં નથી લેતા એ જ કારણ છે. એટલે જેમ પતિયાળાનું રણ, ભાવલપુરનું, રજપૂતાનાનું રણ તેમ ગુજરાતમાં રાધનપુરથી ગૂજરાત-કાઠિયાવાડ વચ્ચે આવેલો નળકંઠો અને ખંભાતનું રણ એ બધું આ મહાનદી ખસી જઇ લુપ્ત થઈ જવાથી રણ થઇ ગયું છે. સળંગ પટમાં ઉત્તરની પેઠે દક્ષિણમાં પણ નદી જ ખસી ગઈ ને રણ થયું, સમુદ્ર સુકાઈને નહિં તે બધું આગળ જોઇશું.

૫૫ આગળ વ્હાઇટહેડના લેખના પંજાબની નદીઓના ઉલ્લેખમાં વીસથી પચીસ માઇલ પહોળા પટમાં નદીનો પ્રવાહ બદલાયા કરે છે, અને એંશી માઇલ છેટે પણ જાય છે તે જોયું. તે

## ખંભાતનો અખાત

હવે સરસ્વતી ખંભાતના રણને રસ્તે ઊતરી આવતી હોય એમ માનીએ તોપણ તે ખંભાતના અખાતને મળતી નહોતી. ખંભાતનો અખાત પોતે જ સરસ્વતીનું પહોળું થઇ ગયેલું મુખ છે. ખંભાતના અખાતમાં આવેલા પીરમ બેટના[૫૬] અશ્મીભૂત અવશેષોથી સિદ્ધ થાય છે કે ખંભાતનો અખાત પૂર્વે હાલ છે તેથી કાંઇક જુદા સ્વરૂપમાં હતો. એ અવશેષો અને ભૂસ્તરશાસ્ત્રના આધારથી બ્રીગ્સ (Briggs) એમ માને છે કે ખંભાતનો અખાત એ સાબરમતીનું પહોળું થઇ ગયેલું મુખ છે, અને એક વખત નર્મદા, તાપી વગેરે નદીઓ સાબરમતીને મળતી. આ વાત સાબરમતી જેવડી ટૂંકી નદીને માટે માનીએ તે કરતાં સરસ્વતીને માટે વધારે બંધ બેસે છે.[૫૭] સરસ્વતીને એના લાંબા પ્રવાહમાં જે

---

જોતાં રાધનપુર અને કાઠિયાવાડ-ગુજરાત વચ્ચેનો રણનો પટો સમુદ્ર કરતાં નદીનો સુકાયલો પટ હોવાનું વધારે બંધ બેસે છે. આગળ જોયું તેમ કચ્છના રણમાં જેમ સમુદ્રનાં અશ્મીભૂત અવશેષો (fossils) નથી મળતાં પણ નદીનાં મળે છે, તેમ આ પટામાં પણ સમુદ્રનાં અવશેષ મળવાનો ઉલ્લેખ નથી, જો કે કચ્છના રણ જેટલી ઝીણી સર્વે આ ભાગની થઇ નથી.

૫૬ પીરમના અશ્મીભૂત અવશેષો માટે જુઓ Ahmedabad Gaz. (Bom. IV) P 350. આ અવશેષોમાં ઘણાં પ્રાણીઓના અવશેષોમાં મીઠા પાણીના કાચબાના અવશેષ ખાસ કરીને ધ્યાનમાં લેવાના છે. હરણ, ઘોડા, હાથી, મગર વગેરે પ્રાણીઓના અવશેષો છે. એટલે એ કિનારો મૂળ ખારા પાણીના અખાતને બદલે મીઠા પાણીની નદીનો કેમ ન હોય?

(૫૭) Brigg's Cities of Gujarashtra chap. VII; "There are various traditions extant respecting this gulf—one, particularly, tells of the Kathiawar territory having, centuries ago, bordered upon the Surat line of coast, with merely the Sabarmati flowing between, and the separation, not wider than at Wauta, (વૌઠા); that the Narbadda, as well as the Tapti fell into this thirsty stream which drinks the waters of so many rivers in its lengthy course; that successive earthquakes, to which Gujarat is susceptible, allowed the waters of the Indian ocean to burst upon the land and then, as conclusive evidence for the truth of this legend, the fossil remains of Perim are quoted."

આ અવશેષો કાશ્મીરના સૌરમુરના ટેકરા અને સિંધુના પ્રદેશોમાં મળે છે તે જાતના હતા એમ ભૂસ્તરશાસ્ત્રીઓનું માનવું છે. એ પછી ઈ. સ. ૧૮૩૬ માં કેપ્ટન ફુલજેમ્સે ઘોઘા આગળ ટેકરા ખોદાવી તપાસ કરી બંગાળની રૉયલ એશિયાટિક સોસાઇટીને લખી મોકલેલું તે તે માટે લખે છે અને ભૂસ્તરશાસ્ત્રીઓના મતભેદ માટે લખે છે. આગળ ઉમેરે છે કે:—"Among many speculations in respect of the gulf of Cambay, I have heard it urged that the waters of the Indus will at sometimes break hither by the Runn of Kach, similarly to the irruption of the Black Sea into the Thracian Bosphorus and thus render Katiawar insulated." બ્રીગ્સના ભૂસ્તરશાસ્ત્રીઓના આધારે કરેલા આ ઉલ્લેખોથી એટલું સ્પષ્ટ થાય છે કે ખંભાતનો અખાત કોઇ નદીનું વહેળું થઈ ગયેલું મુખ છે. વળી ભૂસ્તરશાસ્ત્રીઓ સિંધુ નદીને કચ્છનું રણ તોડી ખંભાતના અખાતમાં ભવિષ્યમાં કોઈ વખત આવવાનું ધારે છે તેમાં અને બ્રીગ્સ સાબરમતીનું મુખ ધારે છે તેમાં ભૂલ એટલી જ થાય છે કે આ તર્ક કરતી વખતે એ બધાના મનમાં લુપ્ત થયેલી સરસ્વતી છે જ નહિ.

જે નદીઓ મળવા આવી, એમાં નર્મદા[૫૮] પણ મળવા આવી એમ ઉલ્લેખ છે, તે વાત ખંભાતનો અખાત સરસ્વતીનું મુખ છે એમ માનીએ તો બંધ બેસે છે. ઉત્તરગુજરાતમાં ઝીલાણુ તીર્થ છોડયા પછી પ્રભાસ સુધી જતાં ઘણાં થોડાં તીર્થો ગણાવ્યાં છે; અને તેનો પત્તો લાગતો નથી. પણ એ રસ્તામાં એક ઉલ્લેખ શત્રુમર્દન અને બીજો કૃતસ્મર પર્વતનો છે.[૫૯] તેમાં કૃતસ્મર પર્વત વડવાનળને લીધે ભસ્મ થઈ ગયો એમ પુરાણકાર લખે છે. એટલે એનો સવાલ નથી અને શત્રુમર્દન પર્વત શત્રુંજય જ હોઈ શકે. કૃતસ્મર પછી પ્રભાસ આવે છે, પણ એ પર્વતનો પત્તો લાગતો નથી.

## પ્રભાસ અને સરસ્વતીનું મુખ

હવે ઝીલાણથી ગુપ્ત કરી સરસ્વતીને કાઠિયાવાડમાં કાઢે છે. સીધી રીતે કાઠિયાવાડ રેતાળ પ્રદેશ ન હોતાં પથ્થરનો પ્રદેશ હોવાને લીધે સરસ્વતી એને ભેદીને પ્રભાસ પાસે જઈ શકે તેમ નથી. તેમ જ કાસ્મીરથી ખંભાતના અખાત સુધી નદીનાં પાણી ખસી જઈ રણુ બની ગયેલી જમીનમાં જે સળંગ ચિહ્નો મળે છે, તેવાં પ્રભાસ સુધી કાઠિયાવાડમાં એને જોડનારાં અચ્છિન્ન પ્રવાહનાં ચિહ્નો મળી આવતાં નથી. એટલે સરસ્વતીનું મુખ પ્રભાસ પાસે છે એ વાત લાક્ષણિક રીતે જ સમજવાની છે. પ્રાચીન કાળમાં પગરસ્તે કાઠિયાવાડની વચ્ચે થઈને હાલની પેઠે પ્રભાસ જવાનો રસ્તો ન હતો; ખંભાતના અખાતને કિનારે થઈને જવાતું.[૬૦] બહુ પ્રાચીન કાળમાં તો સિંધુ અને સરસ્વતીના પ્રવાહ વહાણોના અવરજવર માટે ખાસ વપરાતા, એટલે પંજાબ અને બ્રહ્માવર્ત અને મધ્યદેશમાંથી પ્રભાસ આવનારને સરસ્વતી મારફતે આવવું પડતું. ગોપનાથ પાસે ખંભાતના અખાતનું મુખ છે ત્યાં સરસ્વતીનું મુખ માનીએ તો પ્રભાસ જનાર ત્યાં સુધી આવી જળ કે સ્થળને રસ્તે પ્રભાસ સહેલાઇથી જઈ શકે. એટલે મધ્યદેશ કે ઉત્તરહિંદમાં બેસીને ભૂગોળ ( પૌરાણિક ) લખનાર પ્રભાસને સરસ્વતીના મુખ પાસે ગણે એમાં નવાઇ નથી. આપણી પ્રાચીન પૌરાણિક ભૂગોળ મધ્ય-

---

એટલે આ બધું લેતાં આ વર્ણન સરસ્વતીને લાગુ પડે છે. સાબરમતી ઘણી નાની અને સિંધુ તો કચ્છના રણની પશ્ચિમે ખસી ચૂકી હતી. આ બાબત અમરનાથ દાસનો મત આગળ જોઇશું. અતિવૃષ્ટિ વખતે ભેગું થયેલું પાણી સરસ્વતીને જૂને માર્ગે ઉપર કહ્યું તેમ ખંભાતના અખાતમાં આવે.

૫૮ India & Jambu Islandમાં શ્રીયુત દાસ બ્રહ્મપુરાણ અધ્યાય ૧૨૫ ને આધારે લખે છે કે સરસ્વતીને એના નીચલા પ્રવાહમાં નર્મદા નદી મળે છે.

૫૯ સરસ્વતીમાહાત્મ્ય અને સ્કંદપુરાણ પ્રભાસ ખંડ.

૬૦ છેક મુસલમાન સલ્તનતના સમય સુધી કાઠિયાવાડ જવાનો ધોરી રસ્તો પેટલાદ થઈ પશ્ચિમકિનારે થઇ જવાનો હતો. સોમનાથ જવા માટે માયાવેરાનું સિદ્ધરાજના વખતમાં થાણું બાહુલોદ (હાલનું ભોલાદ) હતું. સાબરમતી સમુદ્રસંગમથી થોડું દૂર આવેલું આ ગામ 'હાણીનો આરો' એ નામનું પ્રાચીન વેરો લેવાનું સ્થળ આજે પણ જાળવી રહ્યું છે. ભોળાદની ઉત્તરે ખંભાતના રણના એક ગામમાં દરિયો હતો અને બંદર હતું એવી માન્યતા અને ચિન્હો આજે છે. દાંતેતીઆ ( ધોલેરાની પૂર્વે ) પહેલાં બંદર હતું.

દેશને લક્ષ્યમાં રાખીને લખાયેલી છે.[૬૧] એટલે દૂરનાં અમુક સ્થાન અમુકની પાસે એમ લખે ત્યારે તદ્દન ચોક્કસ કે અડોઅડ સ્થળ ગણવાનાં નહિ. આજે પણ નકશાઓથી ન ટેવાયલો ગૂજરાતી રામેશ્વર મદ્રાસ પાસે આવ્યું એમ પૂછે છે; અને મદ્રાસી દ્વારકાં અમદાવાદ પાસે આવ્યું અગર મુંબાઈ પાસે આવ્યું,[૬૨] એમ સમજે છે. ખરી રીતે એ બન્ને સ્થળો અનુક્રમે ઘણાં દૂર છે અને ઝડપી રેલવે ગાડીથી પણ દોઢ દિવસે પહોંચાય છે. એટલે નકશા અને અવરજવરનાં હાલનાં સાધનોથી વિમુખ એવા પ્રાચીન સમયમાં મધ્યદેશમાં ભૂગોળ લખનાર પ્રભાસને સરસ્વતીના મુખ પાસે મૂકે એમાં નવાઇ નથી.[૬૩] ગૂજરાત-કાઠિયાવાડ વચ્ચેનો જલપ્રદેશ રણ થઇ ગયો. નીચેનો ટુકડો અખાત જેટલો પહોળો થઇ ગયો. રાજપૂતાનામાં વહેતો પટ પણ રણ થઈ ગયો. એટલે પ્રાચીન પરંપરાને ધ્યાનમાં રાખનાર પુરાણકારને સરસ્વતીને વિનશનમાં ગુપ્ત કરી દેવી પડી. વચ્ચેના ભાગમાં એક નાની નદીને અર્બુદારણ્યમાંથી કાઢી સરસ્વતી ઠરાવવી પડી; અને પ્રભાસ આગળ ગીરનાં જંગલમાંથી એક નાની નદીને સરસ્વતી માનવી પડી. આ બીનાને પુરાણો કરતાં વધારે ચોક્કસ અને એકંદરે સારી રીતે પ્રાચીન ગણી શકાય એવો આધાર મળે છે. ખગોળાચાર્ય વરાહમિહિર અમુક અમુક પ્રદેશો ઉપર અમુક ગ્રહોની અસર ગણાવતાં લખે છે કે **"आनर्तार्बुदपुष्करसौराष्ट्राभीरशूद्ररैवतकाः ॥ नष्टा यस्मिन्देशे सरस्वती पश्चिमो देशः ॥** આ શ્લોક સરસ્વતીના પ્રવાહનો આ ખોટો પ્રદેશ સ્પષ્ટ કરે છે, અને આટલા દેશોના સાહચર્યમાં સરસ્વતી નદી વહેતી હતી ને, નષ્ટ થઇ તે પશ્ચિમદેશ એ તાત્પર્ય છે.[૬૪] આ પ્રદેશ ઉપર શનિની અસર છે, એમ વરાહ-

---

૬૧ પૌરાણિક તેમજ બીજા લેખકો પણ પ્રાચીન પ્રણાલિકાને અનુસરી મધ્યદેશને ધ્યાનમાં રાખીને જ ભૂગોળ લખે છે. લેખક બીજા સ્થળનો વતની હોય તોપણ ધ્યાનમાં તો મધ્યદેશ જ રાખે છે. ફક્ત પોતાના સ્થળથી જોવાને લીધે દિશાઓમાં સહેજ ભૂલ કરે છે અને તેથી જ દેશોની દિશામાં એકબીજામાં વિરોધ જણાય છે. તેથી જ સૌરાષ્ટ્રાદિને કોઈ દક્ષિણમાં અને કોઇ પશ્ચિમમાં અને કોઇ નૈઋત્યમાં કહે છે.

૬૨ આમ પૂછનારા ગુજરાતી અને મદ્રાસી મને ઘણા મળ્યા છે.

૬૩ ખંભાતના અખાતનું મુખ એટલે ઉપર કહ્યું તેમ વૈદિક સરસ્વતીનું મુખ એટલે ગોપનાથની લગભગ પાસેની જગા. એનાથી પ્રભાસ પૂરું સો માઈલ પણ નથી, ખરી રીતે ખંભાતના અખાતનું મુખ ગોપનાથ આગળ પણ નહિ, પરંતુ એક બાજુ દમણ અને બીજી બાજુ સામે જાફરાબાદ અગર તો છેક દીવ એ બે સ્થળો આગળ સીધી લીટી દોરીએ ત્યાં સુધી ગણી શકાય; અને સમુદ્ર ધસીને અખાતને પહોળો કર્યો તે પહેલાં એટલે સુધી હોય તો નવાઈ પણ નથી. આજે પણ કાઠિયાવાડના કિનારાનો ખરો વળાંક જાફરાબાદથી શરૂ થાય છે. એટલે ત્યાં મુખ ગણીએ તો પ્રભાસ પચાસ માઈલ પણ છેટું નથી.

૬૪ વરાહમિહિર. બૃહત્સંહિતા. ૧૬–શ્લોક ૩૧. આમાં શનિના આધિપત્યવાળા ઉપરના દેશો ઉપરાંત વધારામાં ખાસ કુરુભૂમિ, પ્રભાસ, વેદસ્મૃતિ નદી (પારિયાત્ર–અરવલ્લીમાંથી નીકળતી નદી વિશેષ) અને મહી નદીનો તટ એટલું સાથે જ શનિના આધિપત્યમાં જણાવે છે: અને તે ઉપર રહેલી ચર્ચા પ્રમાણે સરસ્વતીના તટપ્રદેશમાં આવી જાય છે. ગુજરાત કાઠિયાવાડની હદની વચ્ચે થઇ સરસ્વતી વહેતી હોય તો જ સૌરાષ્ટ્ર આનર્ત અને આભીર એ દેશોને સાથે ગણાવી શકાય.

મિહિર લખે છે. અને શનિ ગૂજરાત–સૌરાષ્ટ્રનો અધિષ્ઠાતા ગ્રહ છે.[૬૫] એટલે આ ઉલ્લેખથી સરસ્વતી પુષ્કર અને અર્બુદાદિ પ્રદેશમાંથી આનર્ત અને સૌરાષ્ટ્ર આગળ આવી નષ્ટ થઇ એમ સ્પષ્ટ થાય છે.

## સરસ્વતીનાં તીર્થો

સરસ્વતી નદી વૈદિક સમયના લોકોની સર્વથી વધારે પવિત્ર નદી હતી. પહેલી અસુર, પછી આર્ય અને તે પછી એ બન્નેના મિશ્રણની સંસ્કૃતિઓનું કેન્દ્ર-સરસ્વતી ઉપર હતું. એટલે એના તટપ્રદેશનાં તીર્થો એ ભારતનાં સર્વથી પવિત્ર તીર્થો ગણાતાં. સરસ્વતીનો આખો પ્રવાહ લુપ્ત થયો પણ લોકના મનમાંથી એનું પાવનત્વ અને એનાં તીર્થો લુપ્ત થયાં નહિ, એની આસપાસ ઊભી થયેલી પરંપરાઓ ભુલાઇ નહિ, એને મળેલું દેવીનું પદ ભુલાયું નહિ. એટલે વખત જતાં એ પાવનત્વ અને દેવીપદ ગંગા ઉપર આરોપવામાં આવ્યાં. તીર્થો, હિંદુસ્તાનમાં, ખાસ કરીને પશ્ચિમ હિન્દમાં, છૂટાં વહેંચાઇ ગયાં. પરંપરાઓના ટુકડા થઇ ઓછાવધતા ફેરફાર સાથે રહ્યા. સપ્તસિંધુની પેઠે સપ્ત સારસ્વત રહ્યું, પણ એની સાત સખીઓને જુદે જુદે નામે ગમે ત્યાં સંબંધ વગર ગોઠવી દીધી.[૬૬] એનાં તીર્થોને કોઇ જાતના ક્રમ વગર ગમે ત્યાં ગોઠવી દીધાં.[૬૭] ઘણાં તીર્થોનો પત્તો લાગતો નથી. તે આ નવા પ્રવાહને રસ્તે શોધવામાં આવે તો જડે, જો કે સરસ્વતીની સાથે એનાં ઘણાં તીર્થો નાશ પણ પામ્યાં છે. આવાં તીર્થો સરસ્વતીનો નીચલો પ્રવાહ નક્કી ન થવાથી કેટલાક વિદ્વાનો કુરુક્ષેત્રમાં બેસાડી દે છે તે બરાબર નથી. શંખતીર્થ, નાગધન્વન્ તીર્થ, સોમતીર્થ વગેરેને કુરુક્ષેત્રમાં મૂકવા માટે કલ્પનાનો આધાર નથી; મળતાં નામોચ્ચારવાળાં સ્થળો પણ ત્યાં નથી. ગુજરાતમાં ઉપર જણાવેલા સરસ્વતીના નાશ પામેલા પ્રવાહની નજીકમાં એવા નામનાં સ્થળો મળી આવે છે. વઢિયારમાં શંખપુર,[૬૮] સાબરમતીને કાંઠે સોમતીર્થ,[૬૯] અને

૬૫ શલ્યપર્વ અ. ૩૯–૪. સુપ્રભા, કાંચનાક્ષિ, વિશાળા, મનોરમા, સરસ્વતી, ઓઘવતી, સુરેણુ, વિમલોદકા, એટલાં નામ મહાભારતમાં ગણાવ્યાં છે. આ સાત નામે સરસ્વતીને ઉત્તર હિન્દમાં ગયા વગેરે જગ્યાઓએ વહેંચી દીધી છે. પ્રભાસખંડ અને માહાત્મ્યમાં જુદાં નામ છે. આમ આ નામોમાં ફેર ઉપરાંત વહેંચણી જ બતાવે છે કે સરસ્વતીના સર્વસ્વના ટુકડા કુદરતે અને પુરાણકારોએ કરી નાખ્યા છે. (નામની વિગત માટે ઉપરનું શલ્યપર્વ ઉપરાંત પૌરાણિક કથાકોષ, પ્રભાસખંડ અને સરસ્વતીમાહાત્મ્ય જુઓ.)

૬૬ જુઓ પૌરાણિક કથાકોષ.

૬૭ મહાભારતમાં કોઈ જાતનો ક્રમ સાચવેલો નથી. માહાત્મ્ય અને પુરાણમાં કાંઇક ક્રમ છે. શલ્યપર્વમાં તો પ્રભાસથી ઉપડી બેએક તીર્થ ગણાવી એકદમ કુરુક્ષેત્રમાં લઇ જવામાં આવે છે. એટલે શલ્યપર્વના લેખકને પ્રભાસ આગળ સરસ્વતીની પરંપરા અને મુખ અને કુરુક્ષેત્રથી હિમાલય સુધીનો પ્રવાહ એથી વધારે કાંઇ ખબર નથી.

૬૮ શલ્યપર્વ અ. ૩૭ સ્કંદ પુ. નાગરખંડ અ. ૧૧ શલ્યપર્વમાં એને સરસ્વતીતીરે કહ્યું છે. નાગરખંડ આનર્ત દેશમાં વિશ્વામિત્રના આશ્રમ પાસે કહે છે. મહાભારતમાં 'સાગરાનુપે' સાગરની પાસે નીચી જમીનમાં કુરાંગ તીર્થમાં વિશ્વામિત્રે તપ કરી બ્રાહ્મણત્વ મેળવેલું એમ લખે છે. એટલે વિશ્વામિત્રના આશ્રમ પાસેનું શંખતીર્થ સાગરની નજીકમાં સરસ્વતીને તીરે આવે. કચ્છના રણના પૂર્વાવતાર સમુદ્રની નજીક ગીલાણુ તીર્થ પાસે સમુદ્રની નજીક થઈને વહેતી સરસ્વતીને તીરે શંખતીર્થ હોય તો જ 'સાગરાનુપે' બંધ બેસે. એવી જગ્યા મહાભારતના આધારે કુરુક્ષેત્રમાં કોઈ બેસાડે તો બંધ બેસે નહિ. શંખપુર વઢિયારમાં છે, તે બરાબર આ જગ્યાએ આવી રહે છે.

૬૯ પદ્મપુરાણ–ઉત્તરખંડ અ. ૧૫૪ सोमतीर्थं ततोगच्छेत् शुभं साभ्रमतीतटे ॥ पातसाचन निर्गत

ખંભાતના અખાતને કાંઠે ભાવનગર પાસે નાગધનિબ[૭૦] ગામ પૌરાણિક પરંપરાને વધારે ટેકો આપે છે. ભાવનગરના શિહોર સિંહપુર ગામનું પ્રાચીન નામ સારસ્વતપુર છે,[૭૧] અને એ નામ માટે સરસ્વતીના સંબંધ સિવાય બીજું કોઇ કારણ બંધ બેસે તેમ નથી. સારસ્વત બ્રાહ્મણોનો ત્યાં સંબંધ નથી.

## સરસ્વતી તટના પ્રાચીન આશ્રમો

ભૃગુ, ચ્યવન, કર્દમ, કપિલ, દધીચિ વગેરે પ્રાચીન ઋષિઓનો સંબંધ ખાસ કરીને હિંદના પશ્ચિમ ભાગ સાથે છે. તેમાં કર્દમ, કપિલ અને દધીચિનો સંબંધ તો ખાસ કરીને સરસ્વતી સાથે જ છે. લોકપરંપરા પ્રમાણે પણ કર્દમ અને કપિલના આશ્રમ સિદ્ધપુરની સરસ્વતી અને કાઠિયાવાડની સરસ્વતી બન્ને જગ્યાએ મનાય છે. દધીચિના આશ્રમ સાબરમતી અને સિદ્ધપુરની સરસ્વતી ઉપર મનાય છે.[૭૨] વૈદિક ભૃગુઓ અને પુરુઓનું સ્થાન

---

कालाग्निरभवद्भवः ॥ સરસ્વતીના માહાત્મ્યમા સોમતીર્થ સરસ્વતી તટે કહેલું છે. મહાભારતમાં પણ તેમ કહેલું છે.

૭૦ શલ્યપર્વ બલદેવની તીર્થયાત્રા: કાઠિયાવાડ ગેઝેટીયરના લેખકે આ ગામનું નામ ત્યાં નાગનો ધ્વનિ થાય છે, માટે નાગધ્વનિ એવુ બેસાડેલું છે. પરંતુ એ માટે આધાર નથી. ધ્વનિમાં 'ધ' ને 'વ' જોડેલો છે. અને ધનીબ શબ્દ ધન્વત્ ને વધારે બંધ બેસે છે, ધ્વનિને નહિ. ધ્વનિમાં 'બ' નો ખુલાસો થતો નથી; વર્ણનમાં છે. ગેઝેટીયર જુઓ.

૭૧ કાઠિયાવાડ સર્વસંગ્રહ પૃ. ૫૮૯ શિહોર પૌરાણિક સ્થળ છે. એનું સિંહપુરથી પ્રાચીન. આ નામ છે.

૭૨ પ્રભાસખંડ અને સરસ્વતીમાહાત્મ્યવાળી દધીચવાળી કથા સાભ્રમતીમાહાત્મ્યમાં પદ્મપુરાણમાં પણ આપેલી છે. (૫-ઉ-અ. ૧૪૮) ૫-ઉ-અ-૧૫૬ માં સરસ્વતીની પેઠે સાભ્રમતીને પણ ' પ્રાચી ' કહી છે. સરસ્વતીમાહાત્મ્યમાં દધીચની કથા અને આશ્રમ સરસ્વતી તીરે કહેલો છે. (દધિસ્થલી-દેથલી પાસે ) અહીં દધિચને ભાર્ગવ કહ્યા છે. મહાભારત વનપર્વ. અ ૮૧ ( નિ. સા. ) શ્લો, ૧૮૫-૭માં સરસ્વતીતટે દધીચતીર્થ કહ્યુ છે. અને ત્યાં અંગિરસકુલના સારસ્વત રહેતા હતા એમ લખ્યું છે. ત્યાં નાહવાથી સારસ્વતી ગતિ થાય છે. આ સારસ્વત તે પદ્મપુરાણના પિપ્પલાદ જે સોમતીર્થ પહેલાં આવે છે. વનપર્વની માફક પદ્મપુરાણ સોમતીર્થ અને દધીચતીર્થ પાસે મૂકે છે. ફક્ત એક સરસ્વતીતટે અને બીજું સાબરમતી તટે. મહા. વન. અ. ૮૧માં શ્લો. ૧૧૫માં સપ્તસારસ્વત તીર્થ લખે છે તે જ તીર્થ સાબરમતી તટે સપ્તધાર નામનું લખતાં પદ્મપુરાણ ઉ. ખં. અ. ૧૩૬માં કહે છે કે એનું નામ કૃતયુગમાં સપ્ત સારસ્વત હતું, અને ત્રેતામાં મંકિતીર્થ-મંકિ મહર્ષિએ કરેલુ-હતુ. આ મંકિ મહર્ષિ એ વનપર્વવાળા મંકણક મુનિ એમ સમજાય છે. કારણકે એ તીર્થનો એની સાથે સંબંધ છે. ( મંકિ એકુત નહિ ) સ્કંદ નાગરખંડમાં આ મુનિએ હાટકેશ્વર ક્ષેત્ર-આનર્ત દેશ-માં અગત્યનો ભાગ ભજવેલો છે. વનપર્વ ઔશનસ તીર્થ લખે છે તેને પદ્મપુરાણ સાબરમતીતટે ખડ્ગાધાર તીર્થ પાસે મૂકે છે. આ તીર્થ ગુપ્ત છે એ ધ્યાનમાં લેવા જેવું છે. વળી વનપર્વે લખેલું પ્રસિદ્ધ કપાલમોચન તીર્થ પદ્મપુરાણ ઉ. ખં. અ. ૧૩૨ શ્લો. ૬માં સાબરમતીને તટે લખે છે. આ બધું સાથે વિચારતાં એમ સમજાય છે કે વનપર્વે અને શલ્યપર્વે કુરુક્ષેત્ર અને આસપાસ મૂકેલાં તીર્થો બીજી પરંપરા પ્રમાણે ગુજરાતના સાહચર્યમાં દેખાય છે. વનપર્વ અને શલ્યપર્વમાં સરસ્વતીનાં તીર્થો પ્રભાસની પાસે બેચાર ગણાવી બાકીનાં બધાં કુરુક્ષેત્રમાં ભેગાં કરી મૂકી દીધેલાં જણાય છે. આમ થવું અશક્ય છે. પ્રભાસ અને કુરુક્ષેત્ર વચ્ચેના સારસ્વતીના લાંબા પ્રવાહમાં બે ચાર તીર્થો હોય અને કુરુક્ષેત્ર જેવડી જગ્યામાં અસંખ્ય હોય એ માનવા જેવું નથી. એટલે એનો અર્થ એ કે વચ્ચેનાં

સરસ્વતીનો તટપ્રદેશ જ હતું.[૭૩] લોકકથા ભૃગુઓને નર્મદાના મુખ પાસે મૂકે છે.[૭૪] યદુ આદિ પાંચ જાતિઓ પશ્ચિમહિંદના જલના રસ્તાઓની સ્વામી હતી. અને સિંધુ-સરસ્વતી નદીઓ મુખથી મૂળ સુધી એમના કબજામાં હતી.[૭૫] આ જાતિઓનો અને ખાસ કરીને યદુઓનો ગૂજરાત સાથે સંબંધ પરંપરાથી જાણીતો છે. આ બધાનો સાથે વિચાર કરતાં ખંભાતના અખાતના મુખથી હાલના ગૂજરાત અને કાઠિયાવાડની વચ્ચે થઇ આબુ પાસે થઇ વૈદિક સરસ્વતી ઉત્તરમાં હિમાલય સુધી ચાલી જતી એમ સમજાય છે.

## સરસ્વતીનો દરિયા જેવો પ્રવાહ અને પશ્ચિમહિંદનું રણ

સિંધુ નદીનું નામ સમુદ્રનો પર્યાય થયો તેમ સરસ્વતીનું પુલિંગ સરસ્વાન્ પણ સમુદ્રનો પર્યાય થયો. આ બીના અર્થહીન નથી. આ શબ્દોને લીધે વેદમાં વપરાતો ખુદ સમુદ્ર શબ્દ પણ સાગરવાચક નથી, માત્ર મોટી નદીને માટે છે એમ કેટલાક આપણા તથા યુરોપીય વિદ્વાનો માને છે, તે બરોબર નથી,[૭૬] અને વૈદિક સમયના લોકોને સાગરનું ભાન નહોતું, એમ માને છે તે પણ ખરૂં નથી. એ સમયના લોકોને સમુદ્રનું સાગરનું સારૂં જ્ઞાન હતું, અને સમુદ્ર શબ્દ કેટલીક જગ્યાએ સ્પષ્ટ સાગરના અર્થમાં વાપરેલો છે. સિંધુ અને સરસ્વતી નદી એમના પ્રવાહના નીચલા ભાગમાં ઘણી પહોળી સમુદ્ર જેવી વિશાળ થઇ ગઇ હતી, તેથી જ એ બન્ને નદીઓના નરજાતિના શબ્દો સમુદ્રના પર્યાય થઇ ગયા. જે નદીઓની વચ્ચે વહાણ ચાલે તો કિનારા ન દેખાય એવી નદીઓને આજે પણ સાગર કહે છે. અને પ્રાચીનકાળમાં પણ સમુદ્ર કહેતા.[૭૭] સિંધુ અને સરસ્વતીના નીચલા પ્રવાહ એવા હોવાથી એમનાં નામ સમુદ્રના પર્યાય થઇ ગયાં. સરસ્વતીનો નીચલો પ્રવાહ રજપૂતાનાના દક્ષિણભાગથી ખંભાતના અખાતના મુખ સુધી એવો પહોળો હશે એમ માની શકાય. રાધનપુર બાજુનું રણ, નળકંઠો અને ખંભાતનું રણ અને ખંભાતનો અખાત એ બાબતની સાક્ષી પૂરી શકે છે. રાજપૂતાનાનું રણ આ વિસ્તાર કરતાં મોટું છે. કારણ કે એમાંથી સરસ્વતીનો પ્રવાહ ખસતો ખસતો લુપ્ત થયો અને સિંધુનો ખસીને દૂર ગયો.

---

તીર્થો પ્રવાહ લુપ્ત થયા પછી ભેગાં કરી કુરુક્ષેત્રની આસપાસ ગોઠવી દેવાયાં. અહીં એ પણ નોંધવા જેવું છે કે સરસ્વતી તીરે આવેલા કર્દમાશ્રમમાં પોતાની પુત્રીને કર્દમ મુનિને આપી પાછા વળતાં મનુ રથમાં બેસી જતાં સરસ્વતીના બન્ને તટના આશ્રમો જોતા જોતા ગયા એમ ભાગવત લખે છે. (સ્કંધ ૩-અ-૨૨) આનો અર્થ એટલો જ કે મનુ રથને બદલે વહાણમાં ગયા. એક કિનારા પર ચાલતા રથમાંથી સરસ્વતી જેવડી નદીના બન્ને કિનારા એક સાથે જોવાય નહિ. વહાણમાં વચ્ચેથી જોવાય. અધ્યાય ૨૧માં કર્દમાશ્રમ સરસ્વતી તીરે હતો એમ કહેલું છે.

૭૩ ઋ. ૭-૯૬-૨ પાંચ જાતિઓ (અસુરોની) માટે ઋ. ૬-૬૧-૧૨ જુઓ પાંચ જાતિમાં યદુઓને પણ ગણે છે.

૭૪ ખંભાતનો અખાત સરસ્વતીનું મુખ હોય અને નર્મદા એને મળે એટલે ભૃગુઓનું બન્ને સાથે સાહચર્ય ઠરે.

૭૫ Asura in India By A. Banerjee Shastri P. 48-51.

૭૬ આ વિષયની વધુ ચર્ચાને અહીં સ્થાન નથી. વધુ માટે જુઓ Ind. His, Quart VIII 2 માં અમીયકુમાર ચેટરજીનો "વૈદિક સમુદ્ર ઉપરનો લેખ.

૭૭ Cambridge His. of India I. P. 80.

એટલે એ જૂનો ભાગ રણ થઇ ગયો.[૭૮] રાધનપુરવાળા રણથી ખંભાત સુધીમાં માત્ર એકલી સરસ્વતી જ લુપ્ત થઈ ગઇ. નગરઠઠ્ઠાવાળા ભાગમાં સિંધુના પ્રદેશમાંથી નીકળે છે એવા મોટા કાણાંવાળા પથ્થરો—જે પ્રાચીનકાળમાં વહાણને લંગર નાખવા માટે વપરાતા—નીકળે છે.[૭૯]

શ્રીયુત અમરનાથ દાસે હિન્દુસ્તાનની પ્રાચીન ભૂગોળના સ્થળનિર્ણયો કર્યા છે. એ નિર્ણયો પ્રાચીન ભૂગોળના અભ્યાસીને ઉપયોગી નકામા છે. પરંતુ નદીઓનાં નામના ફેરફાર બાબતના નિર્ણય બાજુએ મૂકતાં તેમના પટના ફેરફાર માટેની કેટલીક ચર્ચાનો થોડો ભાગ કામનો છે. એ લખે છે કે ખંભાતનો અખાત હતો નહિ. અને તેને બદલે નર્મદા નદી હાલ અખાતને મળે છે તે ન મળતાં ઉત્તર તરફ વળી કચ્છના અખાતને મળતી.[૮૦] કોઇ

૭૮ સરસ્વતી અને સિંધુ સિવાય વિપાશા પણ સમુદ્રને સ્વતંત્ર મળતી તે પણ ત્યાંથી જ લુપ્ત થઈ એટલે એ બધો ભાગ મોટું રણ થયો. ત્યાં સમુદ્ર હતો તે ખસીને રણ થયો એ માન્યતા ખરી નથી. કોમાળ આગળ પણ સમુદ્ર જેવા પ્રવાહવાળી નદી હોઇ શકે. ત્યાં સમુદ્ર શબ્દ દરિયાના અર્થમાં ન સમજવો.

૭૯ અમદાવાદ ગેઝેટીઅર. આ વિષે આગળ લખી ગયા છીએ.

૮૦ India & Jumbu Island: A. Das. P. 105. શ્રીયુત અમરનાથ દાસ પ્રસિદ્ધ એન્જીનીયર છે. નદીઓ સંબંધી એમનો અભ્યાસ પ્રશસ્ત છે. પરંતુ પૌરાણિક સ્થળોને ગમે ત્યાં ફાવે તેમ બેસાડવામાં કાંઇ નિયમ રાખેલો નથી. ફક્ત નદીઓના પટનો વિષય તેમનો હોવાથી તે ઉપર ધ્યાન આપવા જેવું છે. બાકીનો ભાગ ટોલેમી ઉપર ખોટો આધાર રાખી બેસાડેલો છે. એ રીતે રા. દાસ રાસમાળામાં આપેલી ચમારડી ગામ (વળા પાસે) પાસે આવેલી ભાવનગરની ખાડીને એક નદી સમજે છે. અને ત્યાંથી ઉત્તર તરફ જતો પટ કોઈ નદી સુકાઇ જવાથી થયો એમ માની "ભાવનગર નદી" નું નામ આપી નર્મદા નદી ટોલેમીના વખતમાં ખંભાતના અખાતને રસ્તે ઉત્તર તરફ વળી કચ્છના અખાતને મળતી એમ કહે છે. નદીના પટની તેમની આ માન્યતા તદ્દન ખરી છે, પરંતુ તે નર્મદાને બેસાડવામાં તેઓ ઉંધે રસ્તે જાય છે. નર્મદાને ઉપર ચડાવવા ખૂસ્વાર કે બીજો એકે આધાર નથી. સરસ્વતીને કચ્છના રણમાં મૂકે છે એટલે એ ખ્યાલ એમને આવતો નથી. પરંતુ એ પટમાં કોઇ મોટી ખંડસ્થ નદી એઓ માને છે એ 'એન્જીનીયરીંગ'ને લગતી મુદ્દાની વાત ધ્યાનમાં રાખી એમનો ઉતારો કરીએ: " From this we find that the Bhavnagar river *was the lower reaches of a big continental river*, as it was the passage for the argosies from the sea into the country, and the description to the present river, if it drained as now a small area of the Gujarat peninsula, and debouching into the sea in its neighbourhood the mainland lying to the east of the river, the outlet to the sea must have been towards the west and then North or *South*; thus we have it that *the gulf of Cambay did not exist*, and it was firm land, through which the Bhavnagar river entered mainland; its outlet to the sea to its west." ( Italics are mine ).

આમ ખંભાતના અખાતની જગ્યાએ અખાત નહિ પણ જમીન, પરંતુ એની અંદરથી—એની જગ્યાએ 'ભાવનગર નદી' ઉત્તર તરફ વહેતી જતાંથી પણ એ નદી તે નર્મદા એમ લખે છે. આ વર્ણનનો પટ તે નર્મદા નહિ પણ સારસ્વતી. રા. દાસનો લખેલો પટ ખરો, પણ નદી બીજી. ૨૫

ખંડસ્થ ( Continental ) નદીની કલ્પના ભાવનગર નજીક એઓ કરે છે. પરંતુ નર્મદાને ઊંચે ચડાવી કચ્છના અખાત પાસે લઇ જતા હોવાથી કચ્છના રણની ઉપલા ભાગને મેળવે છે. એ મોટી ખંડસ્થ નદી તે નર્મદા એમ માને છે. અને જે રસ્તે આપણે સરસ્વતીને કચ્છના રણની નજીકથી ખંભાતના અખાતમાં લાવવા પ્રયત્ન કર્યો તે જ રસ્તે શ્રીયુત અમરનાથ દાસ નર્મદાને ઊંચે કચ્છના અખાતને મેળવવા ચડાવે છે. તાત્પર્ય એ છે કે ભાવનગર પાસે થઇ કચ્છના અખાત સુધી કોઇ મોટી નદી છે એટલું તો નક્કી થાય છે. હવે શ્રી. દાસ કહે છે તેમ નર્મદાને ઊંચે ચઢવાનો સંભવ નથી, અને એમ નક્કી કરવા માટે કોઈ જાતનો આધાર પણ નથી; જ્યારે એ જ રસ્તે સરસ્વતીને નીચે ઉતારવા માટે પરંપરાના અનેક આધારો છે.

## સરસ્વતી એ જ ભાગીરથી ગંગા હોય?

કપિલ મુનિને સરસ્વતી સાથે સંબંધ છે એ જોયું, એ જ કપિલદેવનો પાતાળ સાથે સંબંધ પુરાણો જોડે છે. સગરપુત્રોએ પાતાળ સુધી ખોદી નાખ્યું અને કપિલે એમને ભસ્મ કરી નાખ્યા. એમનો ઉદ્ધાર કરવા ભગીરથ સ્વર્ગમાંથી ભાગીરથી ગંગા ઉતારીને સમુદ્ર સુધી એને લઇ ગયો. આ કથાનું પૌરાણિક પડ ઉકેલવાનું આ સ્થાન નથી. પરંતુ આ બિનાને પૂર્વના ગંગાસાગર સાથે સંબંધ નથી, પણ પશ્ચિમના સરસ્વતીસંગમ ( અરબી સમુદ્ર )ને સંબંધ છે.[૮૧] ગૂજરાતના કિનારાનો પાતાળસંબંધ, અસુરોનું સ્થાન, અને નાગલોકની ભોગવતી વગેરે બાબતોની આગળ ચર્ચા કરીશું. ટૂંકમાં, સાગરોનો સંબંધ પશ્ચિમ સાથે છે, પૂર્વ સાથે નથી. કપિલ સાથેની લડાઇ એમને સરસ્વતી અને ગુજરાતના કિનારા સુધી લાવે છે. અને સરસ્વતીને નર્મદાના મુખ સુધી લઇ જાય છે. જેમ અગસ્ત્યે સમુદ્ર પીધો અને બ્રહ્માએ કહ્યું કે ભગીરથ ગંગાથી એને ફરી પૂરશે, એ જળમાંથી સ્થળ અને ત્યાં પાછું જળ એ ઘટનાનું રૂપક છે, અને એ પશ્ચિમહિંદના કોઈ ભાગને લાગુ પડે છે; તેમ ઉતથ્યે સમુદ્રને ઘટ્ટ બનાવી પી જઇ જમીન બનાવી અને સરસ્વતીને કહ્યું કે

---

દાસ આગળ (પૃ. ૧૨૦-૧) લખે છે કે ભાગીરથી ગંગા સરસ્વતી સાથે સંબંધ ધરાવતી અને પદ્મપુરાણના આધારે એને (ગંગાને) સરસ્વતી સાથે પશ્ચિમસમુદ્ર તરફ વળતી લખે છે. સરસ્વતી નાશ થયા પછી ગંગા પૂર્વ તરફ વળી. સરસ્વતીના ટુકડા થયા. દરિયાનું એનું મુખ કપાઈ ગયું. ઉપરના પૂર્વ તરફના પ્રવાહ જમના સાથે ગંગામાં ગયા. પશ્ચિમના પ્રવાહ સતલજ સાથે સિંધુમાં ગયા. કેટલુંક પાણી ઘગ્ઘરમાં જઇને સુકાઈ ગયું. રજપૂતાનાનું રણ થઇ ગયું. આ પ્રમાણે રા. દાસ જુદી રીતે પણ મારાં અનુમાનોને ટેકો આપે છે. ભાગીરથી ગંગા પશ્ચિમ તરફ જતી એ વાત સરસ્વતી પોતે જ મૂળ ભાગીરથી ગંગા અને નાશ થયા પછી એનું નામ અને પાવનત્વ હાલની જહ્નવી ગંગામાં ગયું, એ મારા અનુમાનને પુષ્ટિ આપે છે. અને ટોલેમીનાં ગંગાનાં મુખનાં નામોનો ખરો સંબંધ સરસ્વતીના મુખ સાથે હોવાના અનુમાનને પણ ટેકો આપે છે. (ક્રમ્બીસોન)

૮૧ સ્કં. પુ. આવંત્યખંડાન્તર્ગત રેવાખંડ અ. ૧૭૫. શ્લો. ૧. થી ૧૦. વળી ભાગવત પ. અ. ૧૭ માં વિષ્ણુપાદોદકી ગંગાના ચાર પ્રવાહોમાંનો એક મેરુપર્વત ઉપરથી બ્રહ્માની નગરીમાં થઇ ઘણાં શિખરો મૂકી ભરતખંડમાં આવી દક્ષિણ સમુદ્રને મળે છે. એનું નામ અલકનંદા. આ આ નદી તે હાલની ગંગા નહિ પણ સરસ્વતી. પુરાણકારોએ આ સ્વર્ગગંગાને સાત રૂપે સાત નામે કહેલી છે. તેમાં ભાગીરથી તે સરસ્વતી, સરસ્વતીનાં નામોમાં એનું નંદા નામ છે. તે આ અલકનંદાને ટેકો રૂપ છે.

નું અદશ્ય થઇ રણમાં જતી રહે, અને તારાથી ત્યજાયલો મુલક અપવિત્ર ગણાશે, અને મૂઓ થઇ જશે, એ પણ સરસ્વતી નાશ પામી-ખાસ કરીને સમુદ્ર જેટલી વિશાળ હતી ત્યાંથી પણ નાશ પામી, અને એ જગ્યા કેવી રણ જેવી થઇ ગઇ એ ઘટનાનું રૂપક છે;[૮૨] અને ગૂજરાત રાજપૂતાનામાં રહેલા સરસ્વતીના વચલા પટને લાગુ પડે છે. આ સરસ્વતીનું નામ ભોગવતી પણ હતું, અને તે એના ગૂજરાતમાં આવેલા નીચલા પ્રવાહનું હોય એમ લાગે છે. એનો વિચાર આગળ કરીશું. સરસ્વતી હિમાલયમાંથી આવી ખંભાતના અખાતરૂપે સમુદ્રને મળી એટલી વાત તો સમજાય છે.

× × × ×

આ ઉપરથી સમજાશે કે સરસ્વતી ઋગ્વેદમાં મૂળ એક નદી જ હતી, અને એ વખતની પ્રજાને અનેક રીતે આશીર્વાદરૂપ થઇ પડવાથી એને દેવીપદ મળ્યું હતું, પરંતુ તે વાણીની દેવી હાલ મનાય છે તેવી તો પાછળથી જ મનાઈ છે. એ કુમારી પણ નથી. એને અને લક્ષ્મીને પાછળથી નિસર્ગભિન્નાસ્પદ માનવામાં આવી, પરંતુ મૂળ એ દ્રવ્ય, વિજય વગેરેની જ દેવી ગણાતી હતી, એ હાલ વાચાદેવીના અર્થમાં મનાય છે તે બાબતની ચર્ચાને અહીં સ્થાન નથી. પરંતુ એને પાછળના લેખકોએ કુમારિકા કેમ કહી એ તો એક કોયડો જ છે. બ્રહ્મપુત્રી સરસ્વતીની પાછળથી થયેલી કથાઓમાં પણ ઘણો ફેરફાર માલુમ પડે છે જે ચર્ચાને અહીં સ્થાન નથી. એને મોરનું વાહન દક્ષિણીઓએ આપેલું છે. વાચાદેવી તરીકેની પૌરાણિક સરસ્વતી પણ ખરી રીતે હંસવાહિની છે. શિખિ-મોર-વાહિની કૌમારી નામની દેવી કહેલી છે તે સરસ્વતી નહિ પણ કુમારકાર્ત્તિકેયની શક્તિ છે અને સપ્તમાતૃકાઓમાં કામ, ક્રોધાદિની અધિષ્ઠાત્રીઓ ગણાવતાં કૌમારી ને મોહના અધિષ્ઠાત્રી કહેલી છે ( વરાહ પુરાણમાં ). ગમે તેમ હો પણ મૂળ વૈદિક નદી અને એમાંથી દેવી બનેલી સરસ્વતી વાચાદેવીમાં અધ્યારોપ થયા પછી મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી એમ હિંદુઓની મહાશક્તિ તરીકે ગણાઇ અને હિંદુમાત્રમાં પૂજ્ય બની.

રત્નમણિરાવ ભીમરાવ

---

૮૨ મહાભારત અનુશાસન પર્વ: અ. ૧૫૪ (બંગાળ આવૃત્તિ) નિર્ણયસાગરની આવૃત્તિમાં આ અધ્યાય નથી; પરંતુ ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટીટ્યુટે મહાભારત બહાર પાડ્યું છે તેમાં આ અધ્યાય છે.

# રંકગાથા

[ આ વાર્તામા કેટલું સત્ય છે તે તો ન જ કહી શકાય. મેં એક ભંગીના મોએ આ વાત સાંભળી અને મને રસમય લાગવાથી કાવ્યમાં ઉતારી. શાહબુદ્દિન ઘોરીએ રજપૂતોમાના થોડાકની પાસે આ કામ કરાવ્યુ હોય અને એના વંશજો હજીયે નીકળી આવે એ સંભવનીય તો ખરું જ, કેમકે એ કાળમા આવા પ્રસંગો બહુ નજીવા હતા. ]

( સ્રગ્ધરા )

"છેટાં છેટાં, રખે હાં અડકિ પતિતને જાવ બાપૂ', કહીને
મેઘો, છોટો, રઘૂડો, રતન રૂખલો ભંગી બધાં દૂર નાસે.
"આવો, જાવો ન છેટાં શિશુ પરભુતણાં છો તહમેયે" કહ્યુ ત્યાં
"બોલો બાપૂ ન એવું રવરવ નરકે પાપ બાંધી જવું ના"
કહેતાં સૌ ક્ષોભ પામી ભયથીં થરથરી દૂર દોડી ઉભા રૂહે.
" આવો, ખુલ્લાં મુકાયાં કૂપ, પરબ, નિશાળો, ઘણા દેવદેરાં,
ભ્રાતૃભાવે ભળીને, પશુ ટળીલિયો જીંદગીલ્હાવ હાવાં."
કાલોનાં ઝેર પી પી બહુ બહુ થર જામેલ હૈયું હલે ના,
વર્ષોની નિંદ લેતા નયન ઉઘડીને જાય મીંચાઇ, કહેતાં
"બાપૂ કોઇ અમારે દશ દશ દિન સૂકી ન તાણી તુટે તે
રોટી, ગંદૂ જ પાણી સરવ પડી ગયાં. શી કરો તો ઉપાધી?"
"દેરે જાવું ન, માથે રગતનિતરતી આંખ બાવો બતાવે,
લોકો રૂઠે પછી ક્યાં ધરતિ પર કહો પાય દેવો અમારે ?
થાતાં ધંધા વિના ત્યાં હડધુત, પુરવા પેટડાં કેમ ત્યાં, ને
છૈયાં ડોબાં ભણે કે ? ભાઇ, ન પરભુ રાજી પછી શા ઉધામા ?"
બોલી આવું કપાળે કૃશ કર ધરતા, બોંય બેસે ઠરીને,
જાગે ના પ્રાણ એને હય હણહણતા, સાહસોર્મિ ફુવારા,
'આગે'ના મંત્ર, યજ્ઞે હાવિ બનીં ખપવા ઝંખના, કે ન સ્વપ્નાં,
જાગે શે પ્રાણ એના ? નવતર પથપેં પાય યમે ધરી શે ?
પાપોનાં પૂંજ નીચે, ડગમગ ડગલે, આંખડી હીરહીણી
પેખે સ્વાતંત્ર્ય શું, જે યુગયુગ પડમાં ઘંટીં કેરા પીલાયો ?
અજ્ઞાને ચાક એના મનુજરૂપ હતા, માનવી ત્રાસચક્રે
અજ્ઞાનાં દીધ રૂડાં નયનરતન ઝાંખાં થયાં, આત્મકુણે
જામ્યાં અજ્ઞાનકેરા થર, પતિત થયાં ગાત્ર, નિર્વેદતા, ને
જામી ગાઢી નિરાશા, હૃદય વચન કર્મો થયાં દીન એનાં.
આવી વર્ષોજુની છે જડમનુજ તણી પાપલીલાની ગાથા–
શાંનો ઢંઢેર આવો, 'દિલ્હી નગરના વાસીઓ ! હોય રૂહેવું
દિલ્હી મધ્યે તમારે શિવનિવ સથ છોડી ભજો શાહ મારો,

પોકારો બંદગી સૌ મસિદ મહિં જઈ પાક અલ્લાહ્ કેરી.
આજ્ઞાનો ભંગ થાતાં શિર પર પડશે શાહની તેગ તાતી.'
કાળી ધા નાખતા સૌ, ધડક ધડકતા, લોચને અશ્રુ ઢાળી
રૂહેતા વ્યોમે વકાશી, મુઢમતિ-બનતા શું થશે હાય હાવાં ?
મૃત્યુના દંત કેરા કચડ કચડ કાને પડે સૂર, ડોળા
જાતાં ફાટી ભયેથી,' ભુમિ જ ગળકશે કે ઢળે વ્યોમ ? એવા
વેગે ઊઠ્યા તરંગો અગણિત ઉરમાં, કો પથે પાય દેવા ?
ચાહ્યુંતું શ્રેય જેણે તરત મસિદના ગુંબજો બાંગ દેઇ
મૂક્યા મ્હોરે ગજાવી; અવર સહુ તજી સ્હેર, મ્હેલાત,, ધંધા
ચાલ્યાં સૌ ધર્મરક્ષા, ઝગમગ ઝગતા કોટિધા કાળજૂના
ઝાંખા આર્યત્વ કેરી દ્યુતિ જ ઝળહળાં રાખવા માટ; ત્હેમાં
થોડાં, અંગૂલિવેઢેગણિત રજપુતો લાલ આંખે ઉભા રૂહે
ઝંખી તલ્વાર ડોકે; કયમ અહ તજવી ભોમ, ને ધર્મ જેણે
કાયાનો કોટ આપ્યો અણનમ રિપુની તેગ સામે, તજી તે
ભીરુ, પાપી, અધર્મી, પીઠ દઇ છુટતા બાયલા એ બને કે ?
ના, ના, ના કોટિકાળે રજપૂત હટશે, ના જશે શ્હેર છોડી
જા, તારા શાહને કે', 'અણનમ મરણે યે નમે ના કદાપી.'
પીસે દાંતો સુણીને દિલહિપતિ, ચઢે જ્વાળ હૈયે કરાલી
સાંખે સત્તાંવરેલો ગરલ વચનમાં શે ? વદે, "જાવ હાંથી
ક્ષુદ્રોને શુદ્ર જેવાં કરમ નરકના ટોપલા ઊંચકાવી
કામો સૌના લલાટે જીવનભર સદા માટ, આ ગીચ ગંદા."
ધૈર્યે મીઠું હસીને અણનમ શુર સૌ ટોપલા ઊંચકીને
માર્ગો વાળે, ઉપાડે ગલીચ, ફક્ત એ ધર્મને માટ નિત્યે.
શુદ્રોનાં કામ ત્હોયે ગરીબ વદનપેં ગ્લાનિરેખા ન એકે.
'જીવું હું ધર્મ કાજે' પળપળ પ્રગટે શક્તિના પૂર એવું
ઝંખે ત્યારે, બળેયે મન અડગ આ સૌમ્યવીરો નિહાળી
દિલ્હીનો શાહ, કોના મદભર્ નયનો વ્યક્તિ સ્વાતંત્ર્યહેલા
સ્નેહે રૂહે છે નિહાળી ? કવણ ઉર ન સત્તા તણી છે ખુમારી ?
ચાલી તે કાળથી આ મનુજ દમનની પાપલીલા, વળી એ
વીરોના વંશજો યે હવનબલિ થયા કાર્ય ખંતે ઉપાડી.
સૈકા વિત્યે છવાયાં તિમિર સરવ ગાથા પરે ઘોર ગાંઢાં.
ભૂલ્યા લોકો મચેલા નિજનિજ હિતમાં સ્વાર્થઘેલા સદાના.
ગાથા આ કાળજૂની, અડગ, દિલદરીયાવ, શૂરા, પનોતા
આર્યોના પુત્ર કેરી, નવ કદિ ઇતિહાસે લખાઇ, ન વાંચી
કોએ, મ્હેં યે સુણેલી મૃદુલવચનથી ભોળવી એક ભંગી
કેરા હૈયે ફટાતી નવલ અતિ કથા જૂઠ્ઠી કે જ સાચી
ત્હોયે આશ્ચર્યરંગે રસબસ કરતી રંકગાથા અનેરી.

દુર્ગેશ શુક્લ

# કલામીમાંસા

ડૉક્ટર મુલ્કરાજ આનંદ નામના એક પંજાબી સદ્‌ગૃહસ્થે હમણાં જ 'ધી હિંદુ વ્યુ ઑફ આર્ટ' નામનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. પુસ્તકનો સૌથી મહત્ત્વનો ભાગ સુવિખ્યાત અંગ્રેજી કલાકાર અને લેખક 'એરિક જિલ (Eric Gill)ની પ્રસ્તાવનામાં છે. કલાની વસ્તુઓ તપાસતાં, કલા પ્રત્યેનો શોખ વધારતાં, હરઘડીએ, કલા શું વસ્તુ છે? એ સૌથી મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

પ્રાચીન કલાના સંબંધમાં એ પ્રશ્નનો ઉત્તર કાંઈક અધિક સુગમ છે. કારણ કે જૂના જમાનાના કલાકારો મુખ્યત્વે—સર્વાંશે કહીએ તોપણ ચાલે—કારીગરો હતા. આ કારીગરોએ બહુધા આજીવિકાને અર્થે જ, અનેક કાર્યો પૂરાં કર્યાં હતાં. મંદિર કે પ્રાસાદને અંગે સ્થાપત્ય કે શિલ્પ અથવા ચિત્રણનાં કામ થતાં હતાં. એમાં વ્યક્તિત્વને વિશેષ સ્થાન ન હતું. અને જો કોઈનું યે વ્યક્તિત્વ એમાં મહત્ત્વનું હોય તો એ કલાકારનું તો નહોતું જ; પણ તેના આશ્રયદાતાનું કે જેને લઈ ઇમારતના અસ્તિત્વનો સંભવ થતો, તેનું હતું. જૂના કારીગર-કલાકારનું વ્યક્તિત્વ પોતાને સોંપેલું કાર્ય યથાશક્તિ પૂરું કરવામાં જ થતું. કલા શી વસ્તુ છે અને એમાં વ્યક્તિત્વને શું સ્થાન છે એ પ્રશ્ન ઊભો થયે યુરોપમાં કદાચ સોએક વર્ષ થયાં હશે, અને આપણે ત્યાં તો તે વીસમી સદીના પ્રારંભમાં જ થયો એમ કહીએ તો ચાલે.

પ્રાચીન કલાની વિશેષતા એના વ્યક્તિવાદમાં નથી; અજંતાનાં મંદિરોમાં તેમ જ તાજમહેલના મકબરામાં કારીગરોના વ્યક્તિત્વને તો સ્થાન હતું જ નહિ. અજંતાનાં મંદિરોમાં બૌદ્ધ ધર્મની ઉત્કૃષ્ટ ભાવનાઓનું પ્રતિબિંબ પડ્યું; લોકજીવનનું અદ્‌ભુત ચિત્ર કુશળ કારીગરોએ ખેંચ્યું; પરંતુ આવાં અનન્ય મંદિરો અત્યારના યુગમાં અથવા અત્યારની દૃષ્ટિએ સંભવી ન શકે. પ્રત્યેક યુગની સભ્યતાના હાર્દમાં એની લાક્ષણિક ભાવના રહેલી છે. જે યુગમાં દેવદેવીઓનું અસ્તિત્વ સામાન્ય જનદૃષ્ટિએ સ્વાભાવિક હતું, લોકો એ જીવનની લીલાઓમાં માનતા હતા, દેવદેવીઓની ઇચ્છાઓને પ્રમાણભૂત ગણતાં હતાં, એ જ યુગમાં દેવદેવીઓનાં મૂર્ત અને ભાવયુક્ત વિધાન થઈ શકે.

દુનિયાના ઇતિહાસમાં એક ધર્મયુગ પણ આવે છે જ અને એ યુગમાં કલાનું કેન્દ્ર મંદિરમાં, અથવા ઈશ્વરથી બીજી પંક્તિએ જ આવતા ભૂપતિના પ્રાસાદમાં જ હોય. આથી જ દુનિયાની દરેક જૂની સભ્યતાના સુંદરતમ અવશેષો મંદિરોમાં, મહેલોમાં અને મકબરાઓમાં મળે છે. એ જમાનો વ્યક્તિવાદનો નહિ એટલે થોડા અપવાદરૂપ નામોને ભૂલી જઈએ તો પ્રાચીન જગતની લગભગ બધીએ કલાવસ્તુ નનામા સર્જકોને હાથે ઉત્પન્ન થઈ છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. કારીગરોમાં જ્યારે કોઈ અદ્‌ભુત વ્યક્તિત્વ ધરાવતો પ્રતિભાવાન પુરુષ ઉત્પન્ન થતો, ત્યારે સૈકાઓ સુધી લોકો એનું નામ અને એની કાર્યવિશેષતા સંભારી રાખતા. દા. ત. ઇટાલિયન કલાના ઇતિહાસમાં માઇકલ એન્જેલો, રાફાયેલ, બેનવેલૂટો જેલિની; ઈરાની ચિત્રકલાના ઇતિહાસમાં કમાલુદ્દીન બીહઝાદ લોકોએ સદીઓ સુધી યાદ રાખ્યા. પ્રાચીન ભારતમાં ચિત્રિત ગુફામંદિરોને સંબંધે પણ એવી જ

કાંઇક કિંવદંતિ પ્રચલિત હતી. ૧૬મા સૈકાના નેપાલી ઇતિહાસલેખક તારાનાથે પશ્ચિમ ભારતના બેચાર પ્રશસ્ય કલાકારોનાં નામનો ઉલ્લેખ કર્યો છે. અને લખ્યું છે કે પશ્ચિમ-ભારતનું કલાવિધાન જોતાં લોકોને એમ જ પ્રતીતિ થતી હતી કે આવી વસ્તુઓ દેવતાઓની સહાયથી જ સંભવી શકે અથવા તો દેવકૃતિઓ જ હશે.

આપખુદી સત્તાના યુગમાં રાજમહેલ પણ કલાનું એક પ્રમુખસ્થાન બને એ સ્વાભાવિક છે. કારણ કે પ્રજાનું ઐશ્વર્યબળ પ્રાસાદમાં રહેલું છે. એ બળને લઇને જ હિંદુસ્તાનનાં અદ્‌ભુત રાજભવનો અને અદ્વિતીય સમાધિઓ–મકબરાઓ ઊભાં થયાં. એમાં જો વ્યક્તિવાદને સ્થાન હતું તો એના કુશળ કારીગરોના વ્યક્તિત્વને નહિ.

શાહજહાંનના સ્વપ્નમાંથી તાજનું નિર્માણ થયું. જહાંગીરની વિલાસીતામાંથી આગ્રાના સુંદર મહેલો ઉત્પન્ન થયા. અકબરની ઊર્ધ્વગામી દૃષ્ટિને લીધે ફતેહપુરસિક્રીના પાયા નંખાયા. મોગલ મહારાજ્યના રસિક બાદશાહોના આશ્રયથી જ ભારતની મૃતઃપ્રાય કલાનો જીર્ણોદ્ધાર થયો. એ કલાની પ્રેરણા પણ મોગલ પ્રાસાદોને અંગે હતી. એ પ્રેરણા નાશ પામી એટલે એ જ કારીગરોએ, એમના જ વંશજોએ એમના નવા આશ્રયદાતાઓની વૃત્તિને અનુકૂળ કાર્ય કર્યું. આ સમય તે મોગલ સામ્રાજ્યના પતન પછી ઉદ્‌ભવ થએલી પુનર્જીવિત અને નવું વસ્ત્ર ધારેલી હિંદુકલાનો. આ કલાની પ્રેરણા ભારતના સનાતન પુરાણોમાંથી અને લોકસાહિત્યમાંથી મળી. કારીગરો એક છતાં કલાનું રૂપ બિલકુલ બદલાઈ ગયું. મનુષ્ય સ્વભાવથી જ એક જાતનો નટ છે: જુદાં જુદાં પાત્રોમાં જુદી જુદી ભાવના મૂર્ત થાય છે. મધ્યકાલીન ભારતમાં જે કલામંદિરમાં જ ઉદ્‌ભવતી અને પરાકાષ્ઠા પામતી, તે જ કલા મોગલ સામ્રાજ્યના સમયમાં વિભક્ત થઇ સ્થાપત્યરૂપે મોગલરાજ્યની અમર ઇમારતોમાં વિરાજી; શિલ્પરૂપે તે લગભગ શૂન્ય થઇ ગઇ. અને ચિત્રરૂપે અમૂલ્ય અને બહુ સુંદર પુસ્તિકાઓનાં સુવર્ણભૂષિત પૂંઠાંઓની અંદર ચિત્રરૂપે બની રહી. સમયનો પલટો ખાતાં એ કલાનું રૂપાન્તર થયું. સુંદર પુસ્તિકાઓને માટે સ્થાન ન રહ્યું. એને બદલે રામાયણ, મહાભારત અને જૂના લોકસાહિત્યની વસ્તુ ચિત્રિત થઇ સર્વભોગ્ય બની. વળી સમય બદલાયો, અને પાશ્ચાત્ય સંસ્કૃતિનાં પૂર ભારતમાં ધસ્યાં અને એ મન્થનકાળમાંથી એક નવી જ કલાનો પ્રાદુર્ભાવ થયો. એ કલાની દિશા હજી નિશ્ચિત ન થવાનું કારણ આપણી અવ્યવસ્થિત પરિસ્થિતિ છે. જનતાનું માનસ હજી યે, મુખ્યત્વે ધાર્મિક છે. શિક્ષિત સમાજની દૃષ્ટિ અધાર્મિક છે, એમ કહેવામાં અતિશયોક્તિ નહિ થાય. એથી જ જૂની વસ્તુનું આલેખન કરતાં પણ ભૂતકાળની ગંભીર સરળ ઝલક આવતી નથી. નવીન કલાકારોના હાથે રામાયણ અને મહાભારતનાં પાત્રો સજીવન થવાં કઠીન જણાય છે. આ જમાનાના કલાકાર અને કારીગરમાં અંતર પડી ગયું છે. કારીગર અને એના આશ્રયદાતાના દૃષ્ટિકોણમાં કાંઇક અગમ્ય ભેદ હોવાથી જે સુંદરતા અને મોહકતા આવવી જોઇએ તે સામાન્ય રીતે નથી આવતી. આપણા દેશમાં તો પાશ્ચાત્ય અને પ્રાચ્ય સંસ્કૃતિના સંઘર્ષને લીધે એક બીજો જ અને કઠીન પ્રશ્ન ઉપસ્થિત થયો છે. એથી નવાં કલાવિધાનમાં આંખને ખૂંચે તેવી વર્ણસંકરતા આવે છે. વળી નવો શિક્ષિત કલાકાર કાંઇક અળગો પડી ગયો છે. આધુનિક કલાનું કેન્દ્ર કલાકારના ખાનગી સ્ટુડીઓમાં નહિ પરંતુ શ્રીમંતોના વિલાસભુવનોમાં, એમનાં કારખાનાંઓમાં, વિશાળ સ્ટીમરોમાં, સ્કૂલોમાં, ઔષધાલયોમાં રહેલું છે. જેમ જૂના વખતમાં શિલ્પકાર અને ચિત્રકાર સ્થપતિની સાથે કામ કરતા તેમ અત્યારે પણ બને, તો જ આધુનિક કલાનો પૂરો વિકાસ થાય. એથી એક નવું જીવન જાગે, અને કલાકાર

કારીગરને પોતાને અનુકૂળ કામ કરવાનું ક્ષેત્ર મળે. યુરોપ અને અમેરિકામાં દિવસે દિવસે સમજાતું જાય છે કે આધુનિક અર્થવાદના જીવનમાં પણ એક ધર્મભાવના રહસ્યરૂપે રહેલી છે. એને લઇ કલાકારને ઉપયુક્ત સ્થાન મળતું જાય છે. મોટાં મોટાં પુસ્તકાલયો, ઔષધાલયો, વિશ્વવિદ્યાલયો, સ્ટીમરો બધે કલાકારની કૃતિને સ્થાન મળતું જાય છે. આધુનિક વ્યક્તિવાદને પોષવા માટે પણ કલાકાર પ્રયત્ન કરે છે. નવા વ્યક્તિવાદની વિશેષતા એના સર્વદેશીય જીવનમાં રહેલી છે. નવો વર્ગ ઇચ્છે છે કે એનું વ્યક્તિત્વ, એની બધી યે વસ્તુઓમાં ઝળકે, તેથી ઘરની સામાન્ય વસ્તુઓમાં પણ એ કલાને ઓતપ્રોત કરવા મથે છે. એને લીધે એક નવી જ કલાનું નિર્માણ થતું આવે છે. એ નવી કલાનું દર્શન સામાન્ય ફરનિચરમાં, કપડાંમાં, પુસ્તકોનાં પૂઠાંમાં આપણને જોવા મળે છે. કલાનાં કાંઇ જુદાં જ આદર્શક્ષેત્રો નથી હોતાં. કલાનું ક્ષેત્ર જીવનની બધી યે પ્રવૃત્તિઓની સાથે મળેલું છે. પણ જ્યારે એ પ્રવૃત્તિની દિશા બદલાય છે ત્યારે આપણને ઘણી વખત ભ્રમ થાય છે કે આ નવી દિશાએ પણ આપણે ઉદ્દેશસિદ્ધિ કરી શકશું કે કેમ ? કલાની ઉદ્દેશ્યસિદ્ધિ સાધનોની વિવિધતાથી પણ થઈ શકે છે એવું ઘણી વખત વિસ્મરણ થઈ જાય છે. એને લઇને જ જેમ ધર્મમાંથી સંપ્રદાયવાદ જન્મે છે, અને ધર્મનો ખરો ઉદ્દેશ ભુલાઇ જાય છે તેવી જ રીતે કલામાં પણ શાળાવાદ અથવા સંપ્રદાયવાદ જન્મે છે અને કંઇ લોકોને એથી પ્રેમ અને કેઇકને જુગુપ્સા ઉત્પન્ન થાય છે. બંગાળી સ્કૂલને ઍાગ્લો- સ્કૂલ તરફ અણગમો ઉત્પન્ન થાય છે, અને ઍાગ્લો સ્કૂલને બંગાળી ચિત્રકારોની કળા વિશે જરા પણ સન્માન ઉત્પન્ન થતું નથી. ખરી રીતે આ વિરોધભાવને સ્થાન જ નથી. કલાનું ધ્યેય પ્રાપ્ત કરવામાં અનેક સાધનોની અને વિવિધ દૃષ્ટિકોણોની આવશ્યકતા છે. જેમ દરેક પ્રાંતીય ભાષામાં તેની વ્યક્તિગત વિશેષતા રહેલી છે, તેમ કલાના ક્ષેત્રમાં પણ 'પ્રાન્તીય' વિશેષતા રહેવાની જ. પણ જેમ ભાષાનો ઉદ્દેશ અર્થ વ્યક્ત કરવાનો છે, તેમ કલાનું ધ્યેય સૌંદર્યાનુભવ છે.

આધુનિક સંસ્કૃતિમાં કલાનું ખાસ કરીને શિલ્પનું અને ચિત્રનું શું સ્થાન હોવું જોઇએ એ વિશે મતભેદને સ્થાન નથી. પરંતુ કલાના ધ્યેય–કલાના આદર્શ–વિશેનો પ્રશ્ન વધારે કઠીન છે, અને સનાતન કાળથી વિવાદાસ્પદ વસ્તુ છે. આપણે ત્યાં કલાનાં બધાંયે અંગો સંબંધી શાસ્ત્રકારોએ–પ્રાચીન અલંકારશાસ્ત્રીઓએ બહુ જ વિસ્તારથી ચર્ચા કરી છે. સૌથી રસપ્રદ ચર્ચા વિષ્ણુધર્મોત્તર પુરાણના ચિત્રસૂત્રમાં, શ્રીકુમારના શિલ્પરત્નમાં અને સોમેશ્વરકૃત માનસોલ્લાસમાં મળી આવે છે. એક રીતે બધી યે કલાનું ધ્યેય એક જ છે. પરંતુ સાધનોની વિવિધતાથી કલાની મર્યાદામાં તેમ જ એના કથનની રીતમાં ફેરફાર થાય છે. કવિતા અને નૃત્ય એક વસ્તુને વાણી અથવા અભિનય દ્વારા વિસ્તારથી દેખાડી શકે; શિલ્પ અને સર્જનમાં એ અસંભવિત છે. એમનો પ્રદેશ તો જીવનની અમુક ક્ષણો સજીવન કરવામાં રહેલો છે. એમાં સવિસ્તર વર્ણનને તો સ્થાન જ નથી. શિલ્પકાર અથવા ચિત્રકાર ઘણી વખતે પોતાના ક્ષેત્રની સીમા વીસરી જાય છે અને તેથી ઘણીયે વખતે રસક્ષતિ થાય છે. રાગરાગણીઓનાં ચિત્રોનાં મૂળ ઋતુગીતની પરંપરામાં મળી આવશે એમ મારું માનવું છે. ઋતુસંબંધી કાવ્યોનું વર્ણન જ્યારે ચિત્રકારોએ રેખા અને રંગ દ્વારા કરવાનું આરંભ્યું ત્યારે ઘણી યે વખત પરિણામ સંતોષજનક આવ્યું નહિ.

એવી જ રીતે કવિ જ્યારે ચિત્રકારનું કાર્ય કરવા મથે છે ત્યારે ભાગ્યે જ તે સફળ

થાય છે. ચિત્ર અને શિલ્પની તુલના સંબંધે ચિત્રસૂત્રકારે ત્રણ જ લીટીમાં બધું યે કહી નાખ્યું છે.* ચિત્રમાં માધુર્ય, ઓજસ્, અને સજીવતા હોવાં જોઇએ અને જીવન્ત પ્રાણીની પેઠે ચિત્ર પણ ચેતનવંતુ પ્રાણવાન હોવું જોઇએ.

ભાસના દૂતવાક્ય નામના એકાંકી નાટકમાં દુર્યોધન દ્રૌપદીચીરહરણનું એક ચિત્રપટ જોતાં કહે છે કે,

**अहो अस्य वर्णाढ्यता। अहो भावोपपन्नता। अहो युक्तलेखता। सुव्यक्तया-लिखितोऽयं चित्रपटः॥**

જે ધોરણથી પ્રાચીન ભારતમાં ચિત્રોની તુલના થતી હતી એ એક રીતે સનાતન માનદંડ છે. (Measurement of Value.) માનસોલ્લાસનો કર્તા સોમદેવ ચિત્રો ચાર પ્રકારનાં જણાવે છેઃ—

(૧) વિદ્ધ ચિત્ર જેમાં સાદૃશ્ય પ્રધાન ગુણ છે.

(૨) અવિદ્ધ ચિત્ર જેમાં કલ્પનાથી ઉત્પન્ન થતો આકાર મુખ્ય વસ્તુ છે.

(૩) રસચિત્ર.

(૪) ધૂલીચિત્ર—સાથીઆ, વગેરે અસ્થાયી ચિત્રો તે આ શ્રેણીમાં આવી જાય.

રસચિત્ર એ ખરી રીતે એક જુદો વિભાગ જ નથી; કારણ કે બધીયે કલાનો પ્રાણ રસ છે, જો કે કલ્પનાથી સર્જિત આકારવસ્તુમાં રસ એટલો બધો ઓતપ્રોત ન હોય જેટલો કોઇ પણ મનુષ્યની જીવનઘટનાના ચિત્રમાં હોય. અત્યારની પદ્ધતિએ ચિત્રોના બે જ વિભાગ થઇ શકેઃ—

(૧) જેમાં મુખ્ય વસ્તુ વિશદ અને ઉત્કટ કલ્પનામાંથી ઉપજતો આકાર પ્રધાન વસ્તુ છે.

(૨) બીજી જાતની વસ્તુમાં કોઇ પણ ખાસ નિશ્ચિત વસ્તુ નથી. રેખા અને રંગ દ્વારા વિવરણ પ્રધાન વિષય છે.

આ વર્ગીકરણમાં વિરોધ નથી; માત્ર સ્વભાવજન્ય રૂપાન્તર છે. આકારપ્રધાન ચિત્રોમાં વિષયનું અને તેને અંગે ઉત્પન્ન થતી ભાવનાઓનું સ્થાન ગૌણ છે. સંગીતની પેઠે એ ચિત્રોનું આસ્વાદન કાંઇક અંશે અંતરમુખી છે અને તેથી જ સ્વાભાવિક રીતે સર્વભોગ્ય નથી હોતું. આવી જાતનાં ચિત્રોનો પ્રચાર અત્યારે યુરોપમાં ઘણો છે. આપણા દેશમાં આ સંપ્રદાયનો સાથી પ્રસિદ્ધ કલાકાર ગગનેન્દ્રનાથ ઠાકુર છે. પુરાણી ચિત્રકલામાં આવાં ચિત્રોનો અંશ અજંટાની ગુફાઓમાં પણ મળે છે. પણ કેવળ આકારપ્રધાન સાંગોપાંગ ચિત્રોનો પુરાણી પરંપરામાં અભાવ છે. કલાના અંતીમ ધ્યેય વિશે અથવા તો કલાસૌન્દર્ય વિશે ચર્ચામાં પડવું એ એક રીતે નિરર્થક છે. જ્યાં સુધી જીવન અને જીવનની પ્રગતિ સંભવિત છે ત્યાંસુધી કલા અને સૌન્દર્યની સીમા બાંધવી અશક્ય છે. જેમ જીવનની સફળતા એની આંતરિક સરળતા અને સ્વાભાવિક ઉલ્લાસમાં રહેલી છે તેમ કલાની સિદ્ધિ પણ એની સચ્ચાઇમાં અને ભાવુકતામાં રહેલી છે.

ન્હાનાલાલ ચીમનલાલ મહેતા

---

*लसतीव च भूलम्बो विभातीव तथा नृप । हसतीव च माधुर्यं सजीव इव दृश्यते ॥२१॥
सश्वास इव यच्चित्रं तच्चित्रं शुभलक्षणम् ॥ २२ ॥ अ० ४३ ॥

# યુરોપમાં જે જોયું તેમાંથી આપણે શું શીખવાનું ?

તા. ૨૨ મી એપ્રિલ ૧૯૩૩ના બપોરના એક વાગે અમારી સ્ટીમર 'વાઇસિરૉય ઑફ ઈંડિયા'એ મુંબઈનો કિનારો છોડ્યો. આ સ્ટીમર ખાસ હતી; ખાસ એટલે માર્સેલ્સ ૧૧ દિવસે પહોંચે એવી ગોઠવણ કરવામાં આવી હતી. સામાન્ય રીતે પી. ઍન્ડ ઓ. કંપનીની મેઇલ સ્ટીમરો મુંબઈથી શનિવારે નીકળી ત્રીજે શુક્રવારે સવારે માર્સેલ્સ પહોંચે છે; એટલે ૧૪ દિવસે પહોંચે છે. આ વખતે ૧૧ દિવસે પહોંચવાની હતી. આ ગોઠવણ શા માટે રાખવામાં આવી હતી તેનાં કારણો જણાવવામાં હું નહિ ઊતરું.

## નાચ અને જુગાર

વિલાયત જતી સ્ટીમર ઉપર ખાવું, પીવું, સૂવું, રમવું, હરવું, ફરવું, નાચવું ઇત્યાદિ બાબતો સિવાય બીજું કંઇ કરવાનું હોતું નથી. કોઇક વિદ્યાપ્રેમી જીવડાઓ વળી સારાં પુસ્તકો વાંચવામાં વખત કાઢે છે. સ્ટીમર ઉપરની જિંદગીમાં બે બાબત મને ન ગમી: એક તો નાચ (Dancing) સ્ત્રીપુરુષનો સંયુક્ત નાચ; અને બીજી જુગાર. નાચની બાબતમાં બે શબ્દો લંબાણથી લખવા જરૂરના છે; કારણ, કે કદાચ 'પ્રસ્થાન'ના બધા વાચકો યુરોપના લોકોના આ રિવાજથી માહિતગાર નહિ હોય. યુરોપના લોકોમાં ખાણા પછી–ઘણે ભાગે રાત્રિના ખાણા પછી–નાચવાનો રિવાજ હોય છે. આવી જાતનાં ખાણાં અને નાચના જલસા ગોઠવવા એ ત્યાંનો ચાલુ રિવાજ છે. સારી સ્થિતિના માણસો પોતાના મિત્રો, સંબંધીઓ અને ઓળખાણવાળાં સ્ત્રીપુરુષો અને વયમાં આવેલી કુમારિકાઓને જમવા માટે આમંત્રણ આપે છે. આખી મંડળી જમી રહ્યા પછી નાચવા માટે ખાસ તૈયાર કરેલા ઓરડામાં હાજર થાય છે. કેટલાક પુરુષો જમતી વખતે જ પોતાને પસંદ પડતી સ્ત્રી સાથે નાચવાનું મુકરર કરી લે છે. જેઓ આગળથી મુકરર ન કરી શક્યા હોય તેઓ પોતાને પસંદ પડતી સ્ત્રીને નાચવા માટે વિનંતિ કરે છે. ઘણેભાગે સ્ત્રી વિનંતિનો સ્વીકાર કરે એ વિવેક ગણાય છે. ખાસ કારણસર જ વિનંતિનો અસ્વીકાર થાય. એકીસાથે સંખ્યાબંધ જોડાંઓ નાચતાં હોય છે. નાચતી વખતે પુરુષનો જમણો હાથ સ્ત્રીની કમરને વીંટળાએલો હોય છે અને ડાબો હાથ સ્ત્રીના જમણા હાથમાં હોય છે. સ્ત્રીનો ડાબો હાથ પુરુષના ખભા ઉપર હોય છે. સ્ત્રી અને પુરુષનો છાતીનો ભાગ એકબીજાને લાગેલો હોય અથવા સહેજ અંતરે હોય. આ પ્રમાણે ગોઠવાએલાં સ્ત્રીપુરુષો નાચવા માંડે. નાચ સંગીતના સૂર પ્રમાણે તાલબદ્ધ હોય. એક જ જોડું એકબીજાની પસંદગી પ્રમાણે એક કરતાં વધારે વખત નાચી શકે. નાચનો વિધિ ખલાસ થયા પછી નાચનાર જોડું એકબીજાના સહવાસમાં જોઇએ તેટલો વખત કાઢી શકે. જો સ્ત્રી પરણેલી હોય તો તેનો ધણી કાં તો બીજા કોઇની સ્ત્રી સાથે નાચતો હોય અને નાચ પછી તેની પરોણાગત કરતો હોય; અથવા પોતાને ઠેકાણે જઇ સૂઇ ગયો હોય.

આ રૂઢિનું પરિણામ યુરોપના લોકોમાં શું આવે છે તે બાબતમાં બે મત છે. એક પાદરીની સાથે મારે આ બાબતમાં વાત થયેલી તેણે આ રિવાજને ઘણો જ વખોડી કાઢ્યો હતો. બીજા એક ગૃહસ્થે તેને એક આવશ્યક, નિર્દોષ રિવાજ ગણ્યો. ત્રીજા એક ગૃહસ્થે વળી યુરોપમાં ચાલતી અનીતિના એક મુખ્ય કારણ તરીકે જણાવ્યો. આપણે આ વાદવિવાદમાં નહિ ઊતરીએ, પણ એક વાત તો આપણે ન જ ભૂલી શકીએ; અને તે એ કે યુરોપના લોકોની દેખાદેખીએ આપણા હિંદીભાઇઓમાંના ઘણા ભાઇઓ આ જાતની મોજમજામાં સારી રીતે ઊતરી પડે છે અને પરિણામે વિપત્તિને વહોરી લે છે. મને તો એમ લાગે છે કે યુરોપના લોકોને આ રિવાજ અનુકૂળ આવતો હોય તો જુદી વાત છે; પણ આપણા ભાઇઓએ તો આ રિવાજથી દૂર રહેવામાં જ સલામતી છે.

બીજી બાબત જુગારની છે. સ્ટીમર દરરોજ કેટલા માઇલ ચાલી તેના ઉપર દરરોજ શરત મંડાય અને તેમાં મોટી રકમની હારજીત થાય. મને લાગે છે કે આ બદીથી પણ આપણા ભાઇઓએ દૂર રહેવામાં લાભ છે.

## વેપારની મંદી

તા. ૩જી ને બુધવારે સવારે ૮ વાગે માર્સેલ્સ પહોંચ્યા. માર્સેલ્સની ગોદીનાં ગોડાઉનોમાં જે માલ ચાર વર્ષ પહેલાં જોયેલો તે આજ જોવામાં ન આવ્યો. તેનો અર્થ એટલો જ થયો કે માલની જે આયાતનિકાશ ચાર વર્ષ પહેલાં હતી તેનાથી હાલ ઓછી થઇ ગઇ—અર્થાત્ વેપારની મંદી યુરોપના આ પહેલા શહેરમાં પણ જોવામાં આવી.

## નીસઃ હવા ખાવાનું સ્થળ

માર્સેલ્સથી નીકળી અમે " નીસ " નામના ફ્રાન્સના એક હવા ખાવાના સ્થળે ગયા. આ શહેર ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર આવેલું છે અને શિયાળામાં અહીંની હવા યુરોપના ઉત્તરમાં આવેલા પ્રદેશો જેટલી ઠંડી ન હોવાથી શ્રીમંત લોકો અને જેને ખાંસી, દમ સંધિવા ઇત્યાદિ દરદો થયાં હોય એવા લોકો અતિ ઠંડીથી બચવા આ મથકોમાં આવી રહે છે. ખરેખરી રીતે આ શહેર અને તેના જેવાં બીજાં ઘણાં શહેરો જે યુરોપની દક્ષિણમાં ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર આવેલાં છે અને જેને યુરોપના લોકો Riveria કહે છે તે સ્થળોની સમૃદ્ધિનો આધાર આવા મુસાફરો ઉપર જ છે. " નીસ "માં જેટલા લોકો આવતા તેનાથી ઘણે દરજ્જે ઓછા લોકો આ વર્ષે આવેલા અને તેને પરિણામે સંખ્યાબંધ હોટેલો ખાલી રહેલી અને ઘણી હોટલોએ હંમેશના દર કરતાં ઘણા સસ્તાં દરો રાખેલા.

## " મોંટી કાર્લો."

" નીસ "થી વીસેક માઇલને અંતરે આખી દુનિયામાં જુગારને માટે પ્રસિદ્ધ થયેલું " મોંટી કાર્લો " નામનું સ્થળ આવેલું છે. આ આખા શહેરની મહત્તા માત્ર જુગાર ઉપર જ અવલંબી રહી છે, એમ કહીએ તો ખોટું નથી. અહીં એક ભવ્ય મકાન છે, જે એક વખત કોઇ મોટા રાજાનો મહેલ હતો. આ મકાનની ભવ્યતા અને કારીગરી અદ્ભુત છે. આ મકાન હાલ ઘણાં વર્ષોથી એક જુગારના સ્થળ તરીકે વપરાય છે. તેને કેસીનો (Casino) કહે છે. આ મકાનમાં હજારો લોકો જુગાર રમવા માટે આવે છે; કેટલાક લાખો ગુમાવી જાય છે;અને તેને પરિણામે કોઇ કોઇ પોતાની જિંદગી પણ ગુમાવે છે. જુગારની

બદી યુરોપમાં કેટલે દરજ્જે ઘર કરી બેઠી છે તે આ સ્થળ જોવાથી જરૂર જણાય. આખા મકાનમાં સંખ્યાબંધ ટેબલો ગોઠવેલાં હોય છે અને ત્યાં રકમબંધ જુગાર રમાડનારાઓ પોતાનો આ અધમ ધંધો ચલાવી રહ્યા છે. એકાદ કલાકમાં તો લાખ બે લાખ હારી જીતી શકાય. જીતનાર કરતાં હારનારની સંખ્યા બહુ મોટી હોય છે. જો માણસ જાણીતો હોય તો બધા પૈસા ગુમાવ્યા પછી તેને પૈસા ધીરનાર ત્યાં જ મળી રહે છે. કેટલીક વખત આ પ્રમાણે પોતાનું સર્વસ્વ ગુમાવી નાખનારા લોકો નિરાશાને લીધે અપઘાત કરે છે. મુંબઈના રસ્તા ઉપર બે ચાર પૈસાથી જુગાર ખેલનારને જ્યારે પોલીસ ન્યાયની અદાલતે ઊભા કરી શિક્ષા કરાવે છે ત્યારે આવા સ્થળે લાખો કરોડોનો જુગાર ખેલનારને કાયદો રક્ષણ આપે છે એ જોઈએ છીએ ત્યારે આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

## આજનું ઇટલી

"નીસ" છોડયા પછી અમે ઇટલીના મુલકમાં દાખલ થયા. આજથી દશ બાર વર્ષ પહેલાંનું ઇટલી અને આજનું ઇટલી એ કોઇ જુદો જ મુલક લાગે. આજના ઇટાલીમાં સુંદર સુઘડ રસ્તાઓ, રોફબંધ પોતાની ફરજ બજાવતા રાજ્યાધિકારીઓ, સ્વચ્છ વસ્ત્રોમાં સજ્જ થયેલા અને રોફભેર ચાલતા પોલીસ અને લશ્કરના સિપાઇઓ, વગેરે આપણે જોઇએ ત્યારે સુવ્યવસ્થિત રાજ્યબંધારણનો આપણને સહેજે ખ્યાલ આવે છે. ઇટલીમાં આજે બેકારી લગભગ નથી એમ કહીએ તો ચાલે. રાજ્ય તરફથી એવી ગોઠવણો કરવામાં આવી છે કે દરેક ધંધાને ઉત્તેજન અને સહાય મળે છે. ખેતીવાડી ઉપર તો એટલું લક્ષ અપાય છે કે જમીનનો ખેતીને લાયકનો એક વાર જેટલો ટુકડો પણ વગર ખેડેલો ન જોવામાં આવે. ઇટલી આજે એટલું ધાન્ય (જેમાં ઘઉં અને ચોખાનો પણ સમાવેશ થાય છે) પેદા કરે છે કે પોતાના ખપ ઉપરાંત યુરોપના કેટલાક ભાગને અનાજ પૂરું પાડે છે. હુન્નરઉદ્યોગમાં પણ આજે ઇટલી એટલું જ આગળ વધેલું છે. કોઈ ઉદ્યોગ ઇટલીમાં ન હોય એવું નથી. દરેક ઉદ્યોગને યોગ્યતા મુજબ રાજ્ય તરફથી મદદ અને સગવડ મળે છે. **ઇટલીની પ્રજા દરેક ચીજ ઇટલીમાં જ બનેલી વાપરે તેને માટે ખાસ લક્ષ આપવામાં આવે છે.** ઘણે ભાગે તો ઇટલીની બહાર બનેલી ચીજો મળવી જ અશક્ય હોય, અને કદાચ મળતી હોય તો તેના ભાવ એવી જ ઇટલીમાં બનેલી ચીજ કરતાં ચારથી છ ગણા હોય એટલે કોઇને ખરીદવી પરવડે જ નહિ. પરિણામે દરેક માણસને દરેક ચીજ "સ્વદેશી" જ વાપરવી પડે છે. પ્રજા પણ એટલી દેશાભિમાની છે કે પોતાના દેશમાં ન બનતી હોય તે ચીજ વિના ચલાવી લે; પણ બની શકે ત્યાં સુધી વિદેશી ચીજ ન જ વાપરે. હુન્નરઉદ્યોગમાં પ્રગતિ કરવા ઉપરાંત ઇટલીએ દરિયાઇ સાધનોમાં પણ એટલે જ દરજ્જે પ્રગતિ કરી છે. આજે ઇટલીની આગબોટો અમેરિકા, જાપાન, એશિયા વગેરે મુલકોમાં માલ અને ઉતારુઓને લાવવા લઇ જવાની હરીફાઇમાં બીજા દેશોને હંફાવી રહી છે. ટૂંકામાં, હુન્નરઉદ્યોગની પ્રગતિ અને "સ્વદેશી" વ્રતનું પાલન એ મુખ્ય બાબતો ઇટલીમાં દૃષ્ટિગોચર થાય છે. જે ઇટલી આજથી પંદરેક વર્ષ પહેલાં એક સાધારણ રાજ્ય ગણાતું તે આજે યુરોપના એક અગત્યના રાજ્ય તરીકે ગણાવા માંડયું છે. આ બધું એક જ માણસનું કામ છે. અને તે એક માણસ તે ઇટલીનો સુપુત્ર સિનોર મુસોલીની. આજે ઇટલીમાં સિનોર મુસોલીની ઘેરઘેર પૂજાય છે.

## ગરીબડું છતાં સ્વદેશાભિમાની અને સ્વદેશીવ્રતધારી' વિયેના

ઇટલી છોડી અમે વિયેના ગયા. અહીં ઇટલીથી કંઇક જુદી જ સ્થિતિ જોવામાં આવી. લડાઇ પહેલાં જે વિયેના યુરોપનું એક વિલાસસ્થાન ગણાતું હતું, જે વિયેના "સંગીતના શહેર" તરીકે ઓળખાતું હતું, જે વિયેનાની સુંદરતા અને સુંદરીઓ આખી આલમમાં મશહુર હતી, જે વિયેનામાં અમીરઉમરાવો કરોડોના માલિકો હતા અને જેના વૈભવ રાજામહારાજાઓના વૈભવને શરમાવે એવા હતા તે જ વિયેના આજે ગરીબડું, સાધન વિનાનું, કંગાલ, હુન્નરઉદ્યોગરહિત જોવામાં આવે છે. આજે વિયેનાની ગલીએ ગલીએ અને રસ્તે રસ્તે બે હાથ જોડી ભીખ માગતા ભિખારીઓ નજરે પડે છે. ઑસ્ટ્રિયાનો વેપાર તેનાં બંદરો જતાં લગભગ નાશ પામ્યો છે, અને પ્રજા કંગાલ બની ગઈ છે. આજે વિયેનામાંથી તમને સાધારણ રકમ સિવાય પૈસાની રકમ રાજ્યની પરવાનગી વિના ઑસ્ટ્રિયાની બહાર લઇ જવા દેતા નથી.

આવી સ્થિતિ હોવા છતાં પણ બે વાત ઑસ્ટ્રિયા પ્રમાણિકપણે પાળી રહ્યું છે. આ બે વાત તે સ્વદેશાભિમાન અને સ્વદેશીવ્રત. વિયેનામાં તમે ઇંગ્લીશ સિગરેટ કે બિસ્કીટ માગો તો ઘણે ભાગે મળશેજ નહિ અને મળશે તો એટલી કિંમત પડશે કે તમને ખરીદવાનો વિચાર જ નહિ થાય; જ્યારે બીજી બાજુ ઑસ્ટ્રિયામાં બનેલી સિગરેટ કે ચીરૂટ, અથવા બિસ્કીટ ઘણા જ સસ્તા ભાવે મળશે. દરેક બહારથી આયાત થતી ચીજો ઉપર મોટી જકાતો નાખી દેવામાં આવી છે એટલે બહારથી આવતી ચીજો ન છૂટકે જ આવે છે અને દેશનો પૈસો બહાર ઘસડાઇ ન જતાં દેશમાં જ રહે છે.

### બહારનો માણસ વૈદ્યકનો ધંધો ન કરી શકે !

વિયેનામાં એક બીજી વિશેષતા જોઈ અને તે એ કે ઑસ્ટ્રિયામાં ઑસ્ટ્રિયાની પ્રજા ન હોય તેવો માણસ વૈદ્યકનો ધંધો કરી શકતો નથી. અને પ્રજાનો કોઈ માણસ તેની પાસેથી દવા લેતો નથી. હિંદમાં એથી વિપરીત સ્થિતિ છે. કોઇ પણ પરદેશી ડૉક્ટર કોઇ પણ શહેરમાં ધંધો કરી શકે છે એટલું જ નહિ પણ પ્રજા તેની લાયકાત ન લાયકાત જોયા જાણ્યા વિના જ તેના ઉપર તૂટી પડે છે. જે લોકો પોતાના દેશના સારા તેવા હોંશિયાર ડૉક્ટર વૈદ્યને દશ રૂપિયા આપતાં અચકાશે તે વિદેશી ડૉક્ટરને પચાસ રૂપિયા ખુશીથી આપશે. આ બધું સ્વદેશાભિમાનના શિક્ષણની ખામીનું પરિણામ.

વિયેનામાં વૈદ્યકીય શિક્ષણ અને અનુભવ લેવા માટે ઘણી જ સગવડો રાખવામાં આવી છે અને તેને લીધે આખી દુનિયામાંથી ડૉક્ટરો મોટી સંખ્યામાં ત્યાં આવે છે. 'પ્રસ્થાન'ના વાંચકોને આ વિષય રસહીન થવાનો ભય લાગવાથી આ બાબતની વિશેષ ચર્ચા નહિ કરું.

### સ્વીટ્ઝર્લૅન્ડમાં

વિયેના છોડી ફરી ઇટલીમાં આવ્યો અને ઇટલીથી સ્વીટ્ઝર્લૅન્ડમાં ગયો. યુરોપના કોઇ પણ મુલક કરતાં સ્વીટ્ઝર્લૅન્ડમાં કર ઓછા છે અને પ્રજા તદ્દન સુખી છે. તેનું મુખ્ય કારણ એક જ છે અને તે એ કે રાજ્ય પ્રજાસત્તાક હોવાથી અને દરેક માણસે ફરજિયાત લશ્કરી તાલીમ લીધેલી હોવાથી લશ્કરી ખર્ચ બહુ જ ઓછું છે. સ્વીટ્ઝર્લૅન્ડમાં પણ વેપારની મંદીની અસર દરેક સ્થળે જોવામાં આવી. પ્રવાસીઓની સંખ્યા એટલી ઓછી થઈ ગઇ છે કે હોટેલવાળાઓએ પોતાના ભાવ પણ ઓછા કરી નાખ્યા છે.

## બેકાર પેરિસ

સ્વીટ્ઝરલેન્ડથી ફ્રાન્સમાં ગયો. પેરિસ શહેરના વેપારનો મુખ્ય આધાર પ્રવાસીઓ ઉપર છે. તેમાં પણ ખાસ કરીને અમેરિકન પ્રવાસીઓ બહુ મોટા પ્રમાણમાં આવતા. આ સંખ્યા બહુ જ ઓછી થઈ ગઈ છે અને પેરિસની ઘણી હોટેલો ખાલી પડી છે. વળી દરેક ચીજના ભાવ ઘટી ગયેલા હોવા છતાં પણ ખપત બહુ ઓછી છે. ફ્રાન્સમાં બેકારી સારા પ્રમાણમાં છે અને ઘણા ધંધાઓ જે લડાઇ પહેલાં ધમધોકાર ચાલતા તે આજે હાલહવાલ થઈ ગયા છે. પેરિસમાં લડાઇ પહેલાં અને લડાઇ પછી બે ચાર વર્ષ સુધી હિંદી ઝવેરીઓની સંખ્યા સારી હતી અને ખાસ કરીને મોતીના વેપારમાં તેમને સારી કમાણી હતી. હાલ પાંચેક વર્ષથી મોતીનો વેપાર પડી ભાંગ્યો છે અને તેને લીધે આપણા ભાઇઓની વસ્તી ઓછી થઈ ગઇ છે અને જેઓ છે તેમની જાહોજલાલી પહેલાંના જેવી નથી.

## વેપારની મંદીવાળું ઇંગ્લાંડ

ફ્રાન્સથી ઇંગ્લાંડ આવ્યો. અહીં પણ વેપારની મંદી અને બેકારી પુષ્કળ પ્રમાણમાં જોવામાં આવી. અહીં મુખ્ય બાબત જે ધ્યાન ખેંચી રહી હતી તે એ કે જાપાનીસ માલ બહુ જ ઓછો જોવામાં આવતો હતો. દરેક જગોએ "Support British Industries" [ બ્રિટીશ ઉદ્યોગોને ટેકો આપો ], "Buy British Goods" [બ્રિટીશ માલ ખરીદો ] ઇત્યાદિ વાક્યો નજરે પડતાં હતાં.

બીજા મુલકોની ચીજો ઉપર ભારે જકાતો નાખવામાં આવેલી હોવાથી "સ્વદેશી" ચીજો સસ્તી પડે અને લોકો પણ સ્વદેશાભિમાનને લીધે પોતાના જ દેશમાં બનેલી ચીજો વાપરે. પરિણામે દેશનો પૈસો દેશમાં રહે, દેશના હુન્નરઉદ્યોગ ચાલતા રહે અને દેશવાસીઓને મહેનત મજૂરી મળી રહે.

## ઉપસંહાર: સ્વદેશાભિમાન અને સ્વદેશીવ્રત

ઉપર આપેલા મુસાફરીના સામાન્ય વર્ણન ઉપરથી આપણે બે બાબતો ખાસ ધ્યાનમાં લેવાની છે. એક એ કે દરેક દેશનાં મહત્તા, સ્વતંત્રતા અને વેપારઉદ્યોગ તેના વતનીઓના "સ્વદેશાભિમાન" ઉપર આધાર રાખે છે. બીજા શબ્દોમાં કહીએ તો કોઇ પણ દેશ હુન્નર–ઉદ્યોગ વિના સમૃદ્ધિવાન થતો નથી. હુન્નરઉદ્યોગ સ્વદેશાભિમાન વિના ખીલતા નથી.

બીજી બાબત તે એ કે દરેક દેશ પોતાના દેશમાં બનતી "સ્વદેશી" ચીજોને જ પહેલી પસંદગી આપે. બની શકે ત્યાં સુધી પોતાના દેશમાં બનતી ન હોય તેવી ચીજો વિના ચલાવી લે. આમ કરવાથી દેશનો પૈસો દેશમાં જ રહે એટલું જ નહિ પણ પોતાના દેશી ભાઇઓને ધંધોરોજગાર મળે.

આજે હિંદની મોટામાં-મોટી જરૂરિયાતો અને ઉન્નતિનાં સાધનો બે છે. એક હુન્નરઉદ્યોગની ખીલવણી અને બીજી "સ્વદેશી" વસ્તુઓનો વપરાશ. જો હિંદને જોઇતી દરેક ચીજ હિંદમાં જ બનાવી શકાય અને દરેક હિંદી હિંદમાં બનતી ચીજ જ વાપરવા પ્રતિજ્ઞા લે તો હિંદની મુક્તિ તરતમાં જ શક્ય બને.

જાદવજી હંસરાજ વૈદ્ય

# તને હું ચાહું છું

[ ખંડ શિખરિણી ]

તને હું ચાહું છું
અને મ્હાવાનો છું અવર કંઇએ રે ન સમજું
સદા તારા સ્નેહે રમણ કરતું મુગ્ધ મનડું:
તવ સ્મરણમાં અંતર ગળ્યું.

ઉંડા ચૈતન્યેથી
ગુહા કો દૈવીથી અવિરત ઝરે સ્નેહ–ઝરણું,
અહોરાત્રિ તારૂં કલકલ રવે ગાન કરતું,
તવ સપન–લ્હેરે વિલસતું.

મહાનંદે મ્હાલે
હસે તાલે તાલે નરતન કરે નિત્ય નવલું–
કલાભંગી ધારે તવ અમૃતસિંધુ ભણી જતું
સકલ પથબાધા ઘસડતું.

ભલે તારાં થાયે નહિ દરશનો આ નયનને;
લંપાયે માયોવી અકલ પડદા પૂંઠ તું ભલે;
સ્મિત જ્યોત્સ્ના તારી અમૃતશી કરે છો ન સ્નપવે
કથા વા એકાંતે પ્રણયની તું વિશ્રબ્ધ ન કરે
અબોલાં ધારીને મરમ વિંધતાં તું મુનિ બને,
છતાં હું ચાહું છું પ્રિયતમ !– સદા ચાહીશ તને.

કટારી કારી છો નિજ કરથી ભોંકે તું ઉરમાં
ભલે છેદી નાખે રજ રજ કરી અંગ મુજ આ
ધકેલી વા દે તું તિમિરમય કૂપે ગહનમાં
દવાગ્નિજ્વાળામાં–યદિ પ્રિય તને–દગ્ધ કર વા:

'છતાંયે ન્હાવાનો
ન હારી જવાનો તવ સ્મરણ માધુર્ય રત હું
ઉતાર્યું છે માથું
ફના છોને થાતું તવ પ્રણયમાં જીવન બધું.
રહેશે જ્યાં સુધી હૃદય શરીરે આ ધડકતું,
તહિં સુધી ઘેલો અહર્નિશ ઝંખીશ તુજને,
જપ તવ થશે શ્વાસવહને;
અને ચિત્તે રહેશે તવ સપન મીઠું પલકતું,
જલધિજલ લ્હેરે શશી સમું:
ચિદાકાશે તારી પ્રણય-વીજરેખા ચમકશે,
સુભંગ દ્યુતિનાં મંડલ થશે.

મહાનિદ્રા જ્યારે મરણતણી લેશે ગ્રસી મને
ગહન નિજ અંધારભવને,
અને લેશે ઘેરી વિસ્મૃતિ મુરછાલીન જીવને
અકલ નીરવા શૂન્યમયમાં

તહિં શૂન્યે ત્યારે તવ સ્મરણ નિર્બંધ બનશે
ગુહા ગેબી ભેદી તવ શ્રવણમાં ગુંજીત થશે
નહિ શું ત્યારે યે તવ નયનથી બિન્દુ ઝમશે'

પૂજાલાલ

# ગાતા આસોપાલવ

સૂરજને પશ્ચિમની ક્ષિતિજરેખા તરફ ઢળતો જોતાં મને ચિન્તા થવા લાગી. આ એકાન્ત જંગલમાં જો રાતવાસા માટે કોઈ સુરક્ષિત સ્થળ ન મળ્યું તો પછી ખુદ વિધાતા પણ મને નહિ ઉગારી શકે. પાસેની એક ઊંચી ટેકરી ઉપર હું ચડયો. મેં ચારે બાજુએ નજર નાખી. દક્ષિણ દિશામાં માઇલેક ઉપર હરિયાળાં ઝાડોની ઘટા જેવું દેખાયું. ઝાડોની બે સમાનાંતર હાર પણ માલમ પડી. કોઇ એકાદ ગામડું ત્યાં હોવું જોઇએ એવી મને ખાતરી થઇ, અને આશામાં ને આશામાં મેં તે દિશામાં ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં મારા પગ ભરાઇ આવ્યા. મને લાગ્યું કે માઇલ તો ક્યારનો થઇ ગયો, પણ હજુ ગામ કેમ દેખાતું નથી ? તેમાં અધુરામાં પૂરો ભાણુ પણ ડૂબ્યો, અને થોડી વારમાં તો અંધકારનાં પગલાં પણ સંભળાવા માંડયાં. સૂકાં પાંદડાંઓમાં પવન અટ્ટહાસ્ય કરી રહ્યો હતો. મારા હૃદયમાં જાગતી ભીતિને નિવારવા સીસોટીમાં હું એકાદ રાગના સૂર વગાડવા મંડયો. પગમાં કળતર તો હવે પાર વિનાનું થવા માંડયું, અને ચાલવાનું કામ પગે કર્યું હતું છતાં હાથ પણ જાણે થાકી લોથપોથ થઇ ગયા હોય તેમ જડ જેવા બની શરીર ઉપર ભાર લટકાવ્યો હોય તેવા બની ગયા. મને ભીતિ લાગી તેવું જ છેક મારું દુર્ભાગ્ય ન હતું. કોઇ વાછરડીના બરાડવાનો અવાજ સાંભળી જાણે તારણહારનો જ તે સાદ ન હોય તેમ મને લાગ્યું–તેમાં મને કોઇ અનુપમ સંગીતનો ભાસ થયો. ટેકરી ઉપરથી કરેલું અનુમાન છેક ખોટું ન હતું. એ ઝાડો માણસોની વસ્તીનાં સૂચક હતાં. હું કોઇએક ગામની ભાગોળે આવી પહોંચ્યો હતો તે વિશે હવે મને જરા પણ શંકા રહી નહિ. ગામ નાનકડું પણ રળિયામણું લાગતું હતું. ભાગોળે એક નાનું સુંદર તળાવ હતું. તળાવ ઉપર એક મંદિર હતું. મંદિરમાં દીવો બળી રહ્યો હતો તે ઉપરથી ત્યાં કોઇક હોવું જોઇએ એમ મેં અનુમાન કર્યું. ગામમાં જઈ કોઇ અજાણ્યા પાસે આશ્રય માગવા કરતાં મંદિર જેવી સાર્વજનિક સંસ્થાનો આશ્રય શો ખોટો એમ મારા મનમાં સ્ફૂર્યું. મેં મંદિર તરફ ચાલવા માંડયું. મંદિરનાં આંગણામાં બે આસોપાલવનાં ઝાડો એકબીજાની તદ્દન નિકટ, જાણે એકબીજાના કાનમાં કંઇ વાત કરી રહ્યાં હોય, જાણે એકબીજાને ગળે વળગી રહ્યાં હોય એવાં મેં જોયાં. સ્થળની આવી રમણીયતા જોતાં જ મારો થાક ઊતરી ગયો. અંદર પેસતાં મને પૂજારી સામો મળ્યો, મેં તેને નમસ્કાર કર્યા અને કહ્યુંઃ

"મહારાજ, રાતવાસો અહીં કરવો છે. એકાદ ઓરડી આપશો તો ઉપકાર."

મહારાજ મારા તરફ ધારી ધારીને જાણે જોઈ રહ્યા હોય એમ મને લાગ્યું. મેં તરત જ વાત ફેરવી.

"આરતી થઈ ગઇ ? મને દર્શન નહિ કરાવો ?" એમ કહી મેં પગથિયાં ચડવા માંડયાં. મહારાજ પાછળ પાછળ આવ્યા. મંદિરમાં કોની મૂર્તિ હતી તે તપાસ્યા કર્યા વિના કે બીજી કોઈ પણ જાતની પૂછપરછ વિના હું પગે પડયો અને ગજવામાંથી એક

રૂપિયો કાઢી મેં ઉખેરા પર ધર્યો. રૂપિયો જોતાં મહારાજ જાણે કોઇ ચિરપરિચિત મિત્ર હોય તેમ બોલી ઉઠ્યા—

"આ જુગલ દેવતાનું સત તો ભારે હો. એ જાગતા દેવ છે."

પણ મારે આજે જાગતા દેવની જરૂર ન હતી. મારે જાતે ઊંઘતા દેવ બનવું હતું, પણ તે પહેલાં આ મહારાજદેવને પ્રસન્ન કર્યે જ છૂટકો હતો, એટલે મેં કહ્યુંઃ

"એમ કે ? ત્યારે તો આપણા બધા મનોરથો પણ એ પાર પાડતા હશે ?"

"જરૂર." મહારાજે ઉમળકાભેર જવાબ આપ્યો. તેમને રાતવાસાની વાત યાદ આવી એટલે બોલ્યાઃ

"આ પાસેની ઓરડીમાં તમે સુઇ રહેશો તો વાંધો નથી. અને અહીં બો જેવું પણ કંઈ નથી."

"ના રે, મારે ડરવા જેવું પણ શું છે ! આ તો ઠીક છે કે રસ્તો જડી આવ્યો, નહિ તો જંગલમાં જ સૂવું પડત ને ?"

રૂપિયાએ પોતાનું ધાર્યું કામ કર્યું હતું. મહારાજે મને એક ઓરડી ખોલી આપી. એક ગોદડું, ઓશીકું ને ચાદર પણ તે આપી ગયા. મારે તેની જરૂર ન હતી, પણ તેમણે આગ્રહ કરીને મને તે આપ્યાં. થાક અને ક્ષુધા મને ક્યારનાં લાગ્યાં હતાં, પણ મારી પાસે ભાથું હતું તે ભાણ ડૂબતાં પહેલાં જ વાપરી નાખી ક્ષુધાનું તો મેં ક્યારનું સમાધાન કરી દીધું હતું એટલે મહારાજે ખાવા સંબંધી પૂછપરછ કરવાનો વિવેક કર્યો તેનો મેં સીધો ઉત્તર આપી ટૂંકમાં પતાવ્યું.

મહારાજને વિદાય કરી હું નિરતિ સૂતો. નિઃસ્તબ્ધ શાન્ત રજની ધરતી ઉપર પોતાની પાંખ પસારી રહી હતી. બારીમાંથી ડોકિયાં કરતી શીતળ ચાંદની તેના અમૃત મીઠા સ્પર્શથી મારો થાક ઉતારી મારાં પોપચાંમાં ઘેન ભરી રહી હતી. ધીરે ધીરે હું ગાઢ નિદ્રામાં પડ્યો. આમ લગભગ ત્રણેક કલાક હું ઊંઘ્યો હઇશ, પણ ઊંઘમાં મને ભાસ થવા માંડ્યો કે મારી નિકટ કોઇ ગાઇ રહ્યું છે ! મને લાગ્યું કે હું સ્વપ્ન જોઇ રહ્યો છું. પણ એ ગાન તો ધીરે ધીરે વધતું જ ગયું. તેના નાજુક, ધીરા સૂર વાતાવરણમાં ઘૂમવા લાગ્યા. અનંત નભમાં પાંખ ફફડાવી વેદનાનું કોઇ પંખી સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્રો અને તારાઓની પાર જવા મથે એમ તે સૂરમાં રહેલું દર્દ, તેમાં રહેલી વેદના ચારે બાજુએ ઘૂમવા લાગી. મારી ઊંઘ ઊડી ગઇ. ગાનના સૂર મને વધુ સ્પષ્ટ થયા. આખું જગત મને એ ગાનની અસર હેઠળ અશ્રુ સારતું લાગ્યું. આવું સંગીત તો મેં કદી પણ સાંભળ્યું ન હતું. મને લાગ્યું કે હું હજી સ્વપ્નમાં જ છું. મેં મારા હાથ ઉપર હું જાગું છું કે સ્વપ્નમાં છું તે જોવા ચૂંટી ખણી; મને દુઃખ થયું, પણ તે પણ જાણે મારા સ્વપ્નનો જ એક ભાગ હોય એવો મને ભાસ થયો. પથારીમાંથી હું બેઠો થયો, ઓરડામાં આમતેમ આંટા મારવા માંડ્યા, ગાન તો અવિશ્રાન્ત રીતે, ચાલ્યા જ કરતું હતું, તે જ દર્દ, તે જ વેદના, તે જ આતુરતા ! કોણ ગાતું હશે એ ? સામેના આસોપાલવમાંથી એ સૂર આવી રહ્યા હતા. હવે મારી ધીરજ ન રહી. આવું અદ્ભુત સંગીત કોણ કરી રહ્યું છે તે જાણ્યા વિના મારાથી કેમ રહેવાય ? હું ઓરડીમાંથી બહાર નીકળ્યો. મને ન સમજાય એવી બીતિ લાગવા માંડી. પણ ગાનનું એ ઘેન તો ભારે હતું. અસહાય બની હું આસોપાલવ તરફ મંત્રવત્

ગયો, પણ ત્યાં જતાં ધ્રૂજી ઊઠયો, ત્યાં તો કોઇ જ ન હતું! એ બે આસોપાલવમાંથી એક સંગીત કરી રહ્યો હતો અને બીજામાંથી જેમ સતાર ઉપરના મુખ્ય તારોમાંથી નીકળતા સૂરોને ઝીલી સાથેના બીજા તારો વધુ સંગીતમયતા અર્પે તેમ તે સંગીતનો પ્રતિધ્વનિ ગુંજતો હતો. હું દિઙ્મૂઢ બની ગયો. મારી છાતી ધડકવા લાગી. આવું અશરીર સંગીત! અને આવું વેદનાભર્યું! ભૂતપ્રેતની વાતોમાં હું માનતો નથી, પણ આનો અર્થ શો? પણ વધુ વિચાર કરવાની મારી શક્તિ જ ન હતી, મારા આખા પ્રાણમાં કોઇ અસહ્ય ગમગીની, કોઇ પારાવાર વેદનાનું મને ભાન થવા લાગ્યું. મારી આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં! આ કેવું! હું અકળાયો, એ સંગીત મને અસહ્ય થયું. મારું ચાલત તો હું એ બંધ કરાવત; પણ સંગીત તો પસરતું જ ચાલ્યું. ચારે બાજુએ જાણે કરુણતાનો સાગર લહેરાતો હોય એમ મને લાગ્યું. આજે પણ તેનો વિચાર કરતાં તે ગાન તેની એ અસહ્ય કરુણતા સહ મારા કાન આગળ ગુંજે છે, અને મારું મન ઉદાસ બની જાય છે. લગભગ મળસ્કે ચાર વાગ્યા સુધી એવી રીતે એ ગાન ચાલુ રહ્યું, પછી ધીરે ધીરે તે દૂર દૂર જાણે જઇ રહ્યું હોય, અને આંસુ સારતા ઊભેલા શાન્ત પહાડોની પાર કોઇ અગમ્ય, અણદીઠ ગૂઢ સ્થળ તરફ વિરાટના પ્રસુપ્ત હૃદયના એકેએક તારને કંપાવતું તે વિલીન થઇ રહ્યું હોય એમ મને લાગ્યું. પછી પ્રશાન્ત નીરવતા પસરી, પણ આ તે શાન્તિ હતી કે મૃત્યુની ગાઢ નિદ્રા!

પહેલા ત્રણ કલાક ઊંઘ્યો તે માફ—ત્યાર પછી આખી રાત મટકું પણ શાનું માંડયું હોય? પણ એ ચાર વાગ્યા પછીના કલાકો તો મને કેવળ અસહ્ય થઇ પડયા. ક્યારે સવાર પડે ને મહારાજને એ સંગીત સંબંધી હું પૂછું તેની જ મને તાલાવેલી લાગી, પણ સવારે મહારાજ આવતાં તેમને હું કંઇ પણ કહું તે પહેલાં તો તેમણે જ પૂછયું:

"રાતે તમે કોઇને ગાતાં સાંભળ્યું? તમને એ તો હું કહેવાનું જ ભૂલી ગયો."

મેં કહ્યું: "હા- પણ કોઇ માણસ ગાતું ન હતું. જાણે પેલા આસોપાલવ ગાતા હોય એમ લાગતું હતું."

"હા ભાઇ, તમારી વાત ખરી છે. પણ સારું થયું કે તમને બીક ન લાગી. અજાણ્યાને એ સાંભળતાં જરૂર ડર લાગે, દર સુદ નોમને દિવસે આવી રીતે એ આસોપાલવ ગાય છે. આ જુગલ દેવતાની સ્થાપના પણ એ ગાનને અંગે જ થએલી છે, અને ભાઇ, જુગલદેવતાનું સત એવું કે અમારા ગામમાં કોઇ સ્ત્રી વિધવા નથી બનતી."

મહારાજની વાત હું આતુરતાપૂર્વક સાંભળી રહ્યો હતો. પણ આસોપાલવના ગાનનું રહસ્ય એમાં ન આવ્યું એટલે મેં કહ્યું:

"પણ એ જુગલદેવતાની અને આસોપાલવના ગાનની મને તમે આખી વાત માંડીને કહો."

"ચાલો, હું તમને માધાકાકા પાસે લઇ જાઉં. અમારા ગામમાં સૌથી ઘરડા એ છે. તમને તે જુગલદેવતાની વાત કહેશે."

માધા કાકાની ઊંમર કળવી એ મુશ્કેલ હતું. મહારાજે મને રસ્તામાં કહ્યું હતું કે માધા કાકાની ઉંમર એકસોદસ વર્ષની છે. તેમને જોતાં તે મને સાવ ખોટું તો ન જ લાગ્યું. તેમની પાંપણ સુદ્ધાં સફેદ બની ગઇ હતી. તેમના આખા શરીર ઉપર એક કાળો

વાળ શોધ્યો જડે એમ ન હતું. મહારાજે મારું ઓળખાણ કરાવ્યું. બાપાકાકાએ મને ભાવપૂર્વક બેસાડયો, અને જે વાત તેમણે અનેક વખત કહી હશે તે મને કહેવા માંડી.

"ઘણાં વર્ષ ઉપરની આ વાત છે. તે વખતે તમે તો શું પણ કદાચ તમારા પિતા પણ નહિ જન્મ્યા હોય. અમારા ગામમાં બધાનો ધંધો ખેતીનો, પણ એક જુવાનને જુદો જ છંદ લાગ્યો. અમારા બધામાં નાનપણથી જ તે જુદો પડી આવતો. ઈશ્વરે તેને ભૂલથી અહીં જન્મ આપ્યો હતો; કોઇ મોટા રાજાના મહેલમાં રાજકુમાર તરીકે શોભવાને જ તે યોગ્ય હતો. પણ વિધિના ખેલ કોણ જાણે? કેટલીક વખત તે એવી એવી વાતો કરતો કે અમને સમજણ ન પડે. તેની બધી વાત જ જુદી. ફરવા ગયા હોઇએ અને કોઈ એકાદ ઝરણા પાસે જઇ ચઢીએ તો તેના ખળખળ વહેતા પાણી તરફ જ મીટ માંડી તે કલાકો સુધી બેસી રહે. કોઈ વાર વળી રસ્તે તારાઓને નીરખતો તે કલાકોના કલાક સુધી જાગે, કેટલાક લોકોને તે આથી ઘેલો પણ લાગતો; પણ ભાઇ, તે ઘેલો ન હતો. અમે ન જોઇએ એવું તે જોતો. હું તો ત્યારે પણ માનતો હતો કે કોઇ યોગભ્રષ્ટ આત્મા એ હોવો જોઇએ. બધા જુવાનોમાં મારી જોડે તેને સૌથી વધુ હળતું; પણ તેની વાતોમાં મને બહુ સમજણ પડતી નહિ. વારંવાર તે કંઇ ગૂઢ અને અગમ્યની વાતો કરતો. કોણ જાણે તેને સંગીતનો નાદ કોણે લગાડયો, પણ જ્યારે જ્યારે હું તેને જોતો ત્યારે લગભગ હંમેશ તે પોતાની સારંગી ઉપર મંડયો જ હોય. તેના બાપ તેને વારંવાર ખેતીમાં ચિત્ત લગાડવા કહેતા, પણ તેને તો તેની સારંગી ભલી કે વાંસળી ભલી. આથી કેટલાક લોકને મન તો તે વહી ગએલા જેવો પણ લાગતો. મને સંગીતમાં બહુ ગતાગમ નહિ પણ વારંવાર મને તે ખેંચી જાય, અને મારી સાથે બેસી કલાકોના કલાક સારંગી વગાડે. મને તેનું સંગીત ઘણું ગમતું, પણ તેની આગળ પૂરાં વખાણ કરતાં મને ડર લાગતો; કારણ કે તેની ખેતી તરફ તો તેનું બિલકુલ ધ્યાન જ ન હતું. તેની આ સંગીતઘેલછાથી થતી લોકનિન્દા તેને કાને પણ આવતી, પણ તેની તો તેને ચિન્તા જ ન હતી.

એક દિવસ તે ગમગીન જેવો મારી પાસે આવ્યો. સાંજના ચારેક વાગવા આવ્યા હશે. કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તે મને હાથ પકડી એક ઝાડ હેઠળ ખેંચી ગયો. ત્યાં બેસી તેણે તેની સારંગી હાથમાં લીધી. મારું હૃદય ધડકવા લાગ્યું. આજનો તેનો દેખાવ જુદો જ હતો, નાજુકતાથી સારંગી ઉપર તેની આંગળીઓ ફરવા માંડી, તેની આંગળી હેઠળ જાણે સૂતેલા તારો આતુરતાથી ડૂસકાં લેતા જાગી ઊઠયા, કોઈ ગેબી ગાન તેમાંથી ઊઠ્યું, આકાશમાં ઉડતાં પંખીઓ તે સાંભળતાં અસ્વસ્થ બન્યાં, ઝાડપાન, આખું આકાશ, આખી ધરતી જાણે અસ્વસ્થ બની રહ્યાં હોય એમ મને લાગ્યું. મારો પ્રાણ પણ અસ્વસ્થ થઇ ગયો. ચારે બાજુએ ગાનની ગમગીન લહરી દેખાઇ. હળ ખેડતા ખેડૂતો ચાસ અધુરા નાખી ઉતાવળા ઉતાવળા ઘર તરફ દોડવા મંડયા. પંખીઓ માળા તરફ ઊડવા મંડયાં; ગાય, ભેંસ જાણે આતુર બરાડા પાડતી ઘર તરફ પોતાનાં વાછડાંને ભેટવા દોડવા માંડી. જાણે પ્રાણમાં કોઇ અસહ્ય તૃષા જાગતી હોય, જાણે આખું જીવન કોઈ અપૂર્વ મિલનને માટે તલસી રહ્યું હોય એવું તે સંગીત ગર્યે જતું હતું. ભાઇ, એ સંગીત ન હતું: સંગીતના રૂપમાં તેનું દિલ તે નીચોવી રહ્યો હતો. અને કોઇનું દિલ નીચોવાય ત્યારે કુદરત કેમ સ્થિર રહી શકે? આખું જગત તેની સાથે અશાન્ત બન્યું હતું. મારાથી પણ હવે સ્થિર

બેસાય એમ ન હતું. હું અકળાઇ ગયો, તેના હાથ થંભાવવા મેં તેને આજીજી કરી. પણ સાંભળવા તેને કાન જ ક્યાં હતા? તેને જગતનું ભાન જ ક્યાં હતું? તે તો કોઈ ગૂઢ વેદનામાં ડૂબ્યો હતો. અંતે મારાથી ન રહેવાયું. મેં તેના હાથ અટકાવ્યા. તેણે મારા તરફ એક વેદનાભરી દૃષ્ટિ ફેંકી. મેં કહ્યું:

"ભાઇ, તારું આ ગાન તો બાળી મૂકે છે. જાણે આખા પ્રાણમાં કોઇ જ્વાળા ભભૂકે છે. એ નથી સહેવાતું. તું બંધ કર."

"ખરું છે; પણ મારી જ્વાળા કોણ શમાવે?"

મેં પૂછ્યું: "પણ છે શું તે તો કહે. એવી કઇ જ્વાળા છે જે તને તાવે?"

તેણે એક ઊંડો નિસાસો નાખ્યો. તેનું મૌન મને અસહ્ય થઈ પડયું. મેં તેને અત્યંત આગ્રહ કર્યો, એટલે તેણે મને કહ્યું:

"થોડાક દિવસ ઉપર મને એક સ્વપ્ન આવ્યું હતું. કોઇ અનંતતાને આરે જાણે હું ઊભો હોઉં, એક બાજુ કોઇ વિશાળ નિઃસીમ રણ વિસ્તરતું હોય અને બીજી બાજુ કોઇ ગહનઘેરો ઉદધિ ગર્જતો હોય એમ મને લાગ્યું. રણની રેતી સુવર્ણની હતી. ઘડીકમાં હું રણની એ ભવ્ય ક્ષિતિજરેખા તરફ જોતો તો ઘડીકમાં સાગરની ગહનતા માપવા મથતો આમ તેમ આંટા મારી રહ્યો હતો. પણ મારી ઉંમર આજે છે તેટલી ન હતી. હું જાણે આઠ નવ વર્ષનો કિશોર હોઉં એવું લાગતું હતું. મને એકાંત લાગવા માંડયું. આવી સુંદર સોનેરી રેતી, આટલો સુન્દર કિનારો તેમાં કોઇ રમનાર સાથી હોય તો કેવું! મારું દિલ સોબત માટે તલસવા માંડયું. મેં રેતીમાંથી જાતજાતની આકૃતિઓ સર્જી; પણ તેની પ્રશંસા કરનાર મારા સિવાય બીજું કોઇ ન હતું. મારા પ્રાણમાં કોઇ આતુર તૃષા જાગી. એવામાં એકાએક થોડે દૂર એક બાલિકાને મેં હસતાં જોઈ. મારું હૈયું આનંદથી કૂદી ઊઠયું. શું તેનું રૂપ! નરી કોઈ દેવકન્યા જ! તે પણ આઠ નવ વર્ષની હશે. તેના વાળની કાળાશ આ જગતમાં બીજે ક્યાંય ન જડે—જાણે દિવસ અને રજનીએ એકસાથે બેસી ગૂંથ્યા ન હોય! અને તેનું ગૌર સ્નિગ્ધ વદન! તેની વિશાળ ભાવભરી આંખ! એ બધું કેવી રીતે—કઈ ભાષામાં વર્ણવું? તેને જોતાં મેં સ્મિત કર્યું. જવાબમાં તેણે એક સ્નિગ્ધ મોહક સ્મિત કર્યું. તેણે તેનાં એ ભોળાં વિશાળ સ્નેહાર્દ્ર નયન વડે જાણે કોઇ નાનકડું પ્રફુલ્લ કમળ વિકસ્યું હોય એવી નાજુક હથેળી વડે—અરે! જાણે તેના આખા પ્રાણ વડે મને પોતાની નિકટ બોલાવ્યો. હું મારી રેતીની રમત પડતી મૂકી તેની તરફ દોડયો; પણ આ શું! હું દોડયા જ કરું પણ અંતર તો તેટલું ને તેટલું જ! કેમે કરીને અંતર ખૂટે જ નહિ, અને તેની નાજુક અંગુલિઓ તો જાણે મને તેડયા જ કરે. અને એ નીલ ઘેરો ગંભીર ઉદધિ, એ નિઃસીમ અફાટ રણ અને તેની રૂપાળી સુવર્ણવાલુકા એ તો જાણે હું યુગાન્તર સુધી દોડયા કરું તોપણ નિઃસીમનાં નિઃસીમ જ રહે એમ મને લાગ્યું. વળી પેલી બાલિકા ઘડીકમાં નિકટ, ઘડીકમાં દૂર, તો ઘડીકમાં અદૃશ્ય થઈ જાય. દોડતાં દોડતાં મને ખ્યાલ પણ ન રહ્યો કે તે બાલિકા મટી એક કિશોરી—એક યુવતી બની ગઈ હતી. અને હું એક યુવાન બની ગયો હતો! તેના યૌવનમાંથી માદકતા નહિ—નરી સાત્ત્વિકતા નીતરતી હતી. તેનાં પ્રત્યેક અંગ જાણે તેજતત્ત્વનાં ઘડયાં હોય, જાણે બ્રહ્માએ કવિતા, કલા

કે સંગીતની દેવીને ઘડવાનાં સ્વપ્નમાં સેવતાં તેને સર્જી હોય એમ મને લાગ્યું. તેના લલાટના બન્ને ખુણા ઉપર ઝૂલતી લટો તેના કાન ઉપર અર્ધચંદ્રની જેમ ફેલાઇ તેના વાંસા ઉપર સેર બની લટકતી હતી. તે સેરમાં ત્રણ ગુલાબ સ્મિત કરી રહ્યાં હતાં, અને તેના દોડવાથી સેર જ્યારે હાલતી ત્યારે કલાની દેવી જ એ સેરમાં આવી નૃત્ય કરી રહી હોય એમ મને લાગતું—પણ ના, ના, એ બધું હું તને પૂરું ન જ સમજાવી શકું, નહિ વર્ણવી શકું. અમે બન્નેએ જાણે આમ દોડયા જ કર્યું. એવામાં એ રણના અન્તરમાંથી જાણે કોઇ સ્વપ્ન ઊંડતું હોય, જાણે અનંત સાથે તાદાત્મ્ય સાધવા રણ પોતાનો હાથ ઊંચો કરી રહ્યું હોય એવો મેં આકાશના અગાધ ઊંડાણમાં અદૃશ્ય થઈ જતો એક મિનારો જોયો. પેલી યુવતીને મેં મિનારાની સીડી પર ચડતાં જોઇ. હવે મને આશા આવી. મને થયું કે અહીં જ તે રહેતી હોવી જોઈએ. હવે તો જરૂર તેને મળી શકાશે. હું મિનારા નિકટ પહોંચી ગયો પણ તેની ઊંચાઇ જોતાં આખું બ્રહ્માંડ મને ચક્કર ચક્કર ફરતું દેખાયું. મારી પીઠ ઉપર કાટખુણાકારે મારું માથું ઝૂકાવું તો જ મિનારાના શિખર સુધી નજર પહોંચી શકે એટલો તે ઊંચો હતો. આમ છતાં કેવું આશ્ચર્ય! આટલી અસાધારણ ઊંચાઈ ઉપર પણ તે તો નજીકથી જેવી દેખાતી હતી તેવડી જ મને માલમ પડી. તે જ મધુર, મોહક, પ્રેરક, સ્મિત! તેડી રહેલાં તે જ ભાવભર્યાં વિશાળ નયન! મિનારા ઉપર ચડવા હું સીડી તરફ દોડયો. ઉપર પહોંચતાં તો હું છેક લોથપોથ થઇ ગયો. પણ આશામાં, મિલનના ઉલ્લાસમાં મને એ થાકની પરવા ન હતી. પણ ઉપર જતાં મેં શું જોયું? કોઇ જ ન હતું. એવામાં નીચેથી જાણે સંગીતની કોઇ પ્રચંડ હેલી ઊછળી રહી હોય, જાણે દશે દિશામાં સ્મિતનો કોઇ ઉજ્જ્વલ પ્રકાશ રેલી રહ્યો હોય એમ મને લાગ્યું. મેં નીચે જોયું તો—

"અરે! હું તો અહીં ક્યારની તમારી રાહ જોતી ઊભી છું. તમે ક્યાં ચડયા?"—એવો તેનો મધુર અવાજ આવ્યો અને તેણે વહાલભર્યું સ્મિત કર્યું. પણ એ અવાજ હતો કે સારંગીના નીર્જુક સૂર? અરે! સારંગીમાંથી પણ એવા સૂર ન નીકળે! એના એ શબ્દો દિશાઓએ ઝીલી તેમાંથી અદ્‌ભુત સંગીત પ્રગટાવ્યું. નીચે જવા હું સીડી તરફ દોડયો. પણ સીડી ક્યાં? મિનારાને સીડી જ ન મળે! ત્યારે હું ઉપર આવ્યો કેવી રીતે? અને નીચેથી તેનો આતુર સાદ તેનું નિમંત્રણ તો આપ્યે જ જતો હતો. મેં નીચે જોયું. મને આંખે તમ્મર આવ્યાં. કેવી ઊંચાઇ! નીચે જોવાની પણ હિંમત કેમ કરી શકાય? પણ શું મારે એ ઊંચાઇથી ડરી જવું અને તેને મળવા કંઇ જ ન કરવું? કેની તે બોલાવી રહી હતી! તેના પ્રત્યેક અંગમાં મિલન માટેની ઉત્સુકતા કેવી ગાંડી બની મને ઈસારા કરી રહી હતી! મેં આંખ મીચી દીધી. એ ભયંકર ઊંચાઇએથી જમીન ઉપર પડતું મૂકયું. મને ખાતરી હતી કે હું નીચે પહોંચું તે પહેલાં તો બીજી દુનિયામાં ચાલ્યો ગયો હઇશ. પણ ના, મને એ કોણે ઝીલી લીધો? અને મારા બન્ને ગાલો પોતાની કુસુમ જેવી હથેળામાં દબાવી મારા મુખ સામું અપાર સ્નેહથી ગાંડું બની કોણ જોઈ રહ્યું હતું? અમે બન્ને કોઇ સુંદર કમળમાં બેઠાં હતાં, એકબીજાની તદ્દન નિકટ, એક બીજાના પ્રાણ સાથે જાણે તાદાત્મ્ય સાધીને-પણ યુવક યુવતી જેવાં નહિ. જ્યારે મેં પહેલાં તેને જોઇ ત્યારે હું જેવો બાળક હતો અને તે જેવી બાલિકા હતી તેવાં! અને એટલામાં મારું એ સ્વપ્ન ઊડી ગયું. હું જાગી ગયો. તે દિવસનો હું અશાન્ત બન્યો છું. મારા સ્વપ્નાની એ હૃદયદેવી જગતમાં

કોઇક ખૂણે, કોઇક અજાણી જગ્યાએ અવશ્ય છે, અને મારી રાહ જોઇ રહી છે એ વિશે મને શંકા ન રહી...'

પણ તેને આગળ અટકાવી મેં કહ્યું:

"ગાંડો થયો? એવું તે કંઇ બને? મારે પણ હવે બીજાઓની માફક તને ગાંડો જ કહેવો પડશે. સ્વપ્નમાં કંઇ સાચાં થોડાં જ હોય?"

તેણે કહ્યું: "સાચાં ન હોય? તને શંકા છે? મેં તેને સદેહે જોઇ તે જ રેખાઓ, તે જ વદન, તે જ નયન અને ત્યારથી તો હું વધુ અશાન્ત બન્યો..."

ત્યારપછી એકાએક એક દિવસ કેવી રીતે તેને એક લગ્નપ્રસંગે તેણે જોઇ તેની મને વાત કરી. "ગામમાં પાસેના ગામની એક જાન આવી હતી. વરઘોડો જોતો આંગણામાં તે ઊભો હતો. વરરાજાના ઘોડા પાસે કોઇ એક કિશોરી વરરાજા ઉપર ચોખા અને ફૂલ નાખતી ચાલી રહી હતી. વરની તે બહેન હતી. તેને જોતાં તે ચમકયો. પોતાની સ્વપ્નદેવી તે એ જ! તેની એકએક રેખામાં તેને તેની છાપ માલમ પડી. જે ઘરમાં જાનને ઉતારો આપ્યો હતો તેને સામે બારણે તેનું બીજું ઘર હતું..."

મેં માધાકાકાને વાતમાં અટકાવી કહ્યું: "પણ તમે મને તમારા એ મિત્રનું કે યુવતીનું, એમાંથી કોઇનું નામ તો કહ્યું જ નથી!"

"અરે! હા, એ તો ભૂલી ગયો." માધાકાકાએ આગળ ચલાવ્યું: "તેનું નામ હતું રાહુલ અને પેલી યુવતીનું રાધા. રાહુલનું બીજું ઘર ઉતારા સામે હતું, પણ તેમાં કોઇ રહેતું ન હતું. માત્ર રાહુલ જ્યારે તેને સારંગી વગાડવી હોય ત્યારે તે ઘરમાં જતો અને ત્યાં બેસતો. બીજે દિવસે તેણે સવારથી સારંગી વગાડવા માંડી. તે દિવસે બધા જાનૈયા પણ તે સાંભળી ગાંડા બન્યા, આખું ગામ ગાંડું બન્યું. આવા આનંદના સૂરો તેણે આ પહેલાં એ નિર્જીવ યંત્ર પર કદી જગાડયા ન હતા. પશુપંખી, ઝાડપાન અરે! રસ્તા ઉપરના પથરા, ઘરની ઈંટો—સૌ કોણ જાણે આનંદના એક પરમ મહાસાગરમાં નાચવા મંડયાં. એ સંગીત કોણ કરી રહ્યું છે તે જોવા રાધા વારંવાર બારણામાંથી ડોકાવવા મંડી. એક વખત બન્નેની નજર મળી ગઇ! બસ થઇ રહ્યું. જાણે જુગજુગથી તેઓ એકબીજાને શોધી રહ્યાં હોય તેમ તેમના આત્મા એકબીજાને જાણે ગાઢ આશ્લેષમાં મળ્યા. રાહુલ ત્યાર પછી અનેક વખત રાધાને મળ્યો. પોતાના પિતાને પણ તેણે એ વાત કરી. રાહુલના બાપે રાધાના બાપ ઉપર કહેણ મોકલ્યું. તેણે જવાબ આપ્યો:

"રાહુલ પોતાની સંગીતની કુટેવ છોડે તો મારી દીકરી આપું. રાહુલના બાપને આ સાંભળતાં ગુસ્સો ચડયો. તેણે જોયું કે રાધાના બાપને પોતાના કુળનું અભિમાન હતું. તે પોતાને ઊંચો સમજતો હતો તેથી આમ બહાનાં કાઢી નાહક પોતાના દીકરા ઉપર આળ ચડાવે છે. તેણે રાહુલને સંભળાવી દીધું:

"હવે તે મુખમાં તરણાં લઇ પગે પડતો આવે તોપણ તેની દીકરી મારે ઘેર નહિ."

રાહુલને આ વજ્રપાત અસહ્ય થઇ પડયો. તે દિવસનો તે ગાંડા જેવો ભટકતો, અને પોતાની સારંગીમાંથી દર્દના જ સૂર કાઢતો. તેણે મારી આગળ હૈયું ખાલી કર્યું. તે જરા સ્વસ્થ થયો. મેં તેને આશ્વાસન આપ્યું. તેના બાપાને સમજાવવાનું માથે લીધું. તેના બાપને અનેક રીતે સમજાવી મેં મનાવી લીધા. રાધાના બાપ પાસે પણ હું ગયો, પણ તે તો

પોતાની જીદમાં મક્કમ જ રહ્યો. "જો તે સંગીત છોડી દેવાનું વચન આપે તો મારી દીકરી હું તેને આપું." એમ તેણે મને છેવટનું સંભળાવી દીધું; પણ આ વાત મેં રાહુલને કરી નહિ. છેવટનો એક પ્રયત્ન કરી જોવાનો મેં ફરીથી નિશ્ચય કર્યો, દરમ્યાન રાહુલ ગાંડાની જેમ ભટકવા મંડયો. અમારું ગામની પેલી સીમ દેખાય, ત્યાં જે તળાવ છે, તે રાધાના ગામની અને અમારા ગામની સીમા વચ્ચે આવ્યું છે. રાહુલ તે તળાવ પર જાય અને ત્યાં તળાવનાં નીરને, તળાવ ઉપરના વડને અને પશુપંખીઓને રડાવે. રાધા છાનીમાની ત્યાં આવી પહોંચે, અને બન્ને થોડીક ક્ષણ ગુપચુપ પોતાની પ્રેમવાર્તા કરી લે. રાધાએ ચાંદા–સુરજની સાખે રાહુલને ભવોભવનું વચન આપ્યું; પણ આવી વાત છૂપી રહે ખરી? રાધાના બાપને કાને તે આવતાં તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે તેને ઘર બહાર પણ નીકળવા દીધી નહિ. રાહુલ દિવસોના દિવસો સુધી તે તળાવ પર પોતાની વિરહની આતુર સારંગી વગાડે; પણ બિચારી રાધા તેનો જવાબ આપવા ક્યાંથી જઈ શકે? રાહુલની નિરાશા હવે માઝા વટાવી ગઈ. તે રાધાના બાપ પાસે ગયો, અને તેને તેણે પૂછયું:

"હું સંગીતનું પાણી મૂકું તો તમે મને રાધા સાથે પરણાવશો?" રાધાનો બાપ પહેલાં તો હસ્યો, પણ જાણે તેની મજાક કરતો હોય તેમ તેણે કહ્યું:

"હા, પણ તેં સંગીત છોડયું છે તેની ખાતરી શી? તારું વચન મને આપ આજથી એક વર્ષ સુધી તેં સારંગી હાથમાં નથી લીધી એવી મને ખાતરી થાય અને ત્યાર પછી નથી લેવાનો એવો મારો દૃઢ વિશ્વાસ થાય તો હું તને રાધા જોડે પરણાવવાનો વિચાર કરું."

રાહુલે જાણે તે સ્વપ્નમાં બોલી રહ્યો હોય તેમ કહ્યું—"જરૂર. પણ મને આજે એક છેલ્લી વખત સારંગી વગાડી લેવા દો. બસ એક જ વખત, અને પછી રાધાને માટે જીવનભર તેનું નામ પણ નહિ લઉં." તેની આંખ જાણે કોઈ અદૃષ્ટને જોઈ રહી હોય એવી બની ગઈ. તેના મુખ ઉપર કોઈ અસાધારણ તેજ ચમક્યું. રાધાના બાપે તેની માગણી કબૂલ રાખી. યંત્રવત્ રાહુલ ત્યાંથી ચાલી નીકળ્યો. બીજે રસ્તે દોડી રાધા તેને હાંફળી ફાંફળી મળી.

"અરે! તમે આ શું કર્યું? આવું વચન અપાય?" તેણે દુઃખથી ચીરાતા હૃદયે ઠપકો આપ્યો.

"તારે માટે શું ન થાય રાધા? તને આજ મારા પ્રાણના સંગીતમાં એવી ગુંથીશ કે અનંત કાળ સુધી આપણને કોઈ છૂટાં નહિ પાડી શકે. અને મારા પ્રાણનો પ્રકાશ, મારા પ્રાણનું સંગીત તું જ્યારે હૃદયને આરે આવી આજે આતુર બંસી બજાવી જગાડી રહી છે ત્યારે મારી આ સારંગી શી વિસાતમાં?" તે રાધાને સમજાવવા મથતો હતો; પણ ભાઈ, શબ્દો દિલના દર્દને થોડા જ છુપાવી શકે?

તે રાતે પોતાની વહાલી સારંગીને છેલ્લી વખત હાથમાં અત્યંત વહાલથી ઉપાડી તે તળાવની પાર ઉપર બેઠો. ધીરે ધીરે એક અસહ્ય વેદનાની લહરી વાતાવરણના ઉરને ચીરવા મંડી. આખી અવનિ જાણે રડી રહી હોય, આભ જાણે ઊંડા નિઃશ્વાસ નાખી રહ્યું હોય તેમ નિઃશ્વાસભર્યું એ સંગીત તળાવના નીરમાંથી, તેની આંખોમાંથી, ઝાડોની શાખાઓમાંથી પ્રતિધ્વનિત થવા માંડયું. ગામના લોકો તળાવ ઉપર દોડી આવ્યા. રાધા, રાધાનો બાપ, રાહુલનો બાપ, સૌ કોઈ દોડતાં આવ્યાં. બધાંનાં નેણ સજળ હતાં. "ભાઈ, બંધ કર! રાહુલ, બંધ કર! આ તારી સારંગી અમારાં હૃદયને વલોવી રહી છે. અમારાં હૈયાં બંધ પડી જાય છે! ઓહ! કેવું દર્દ! કેવી વેદના! રાહુલ! રાહુલ!" એમ સૌ કોઈ કરગરવા

મંડયાં. પણ ગાન શાનું અટકે ? બ્રહ્માએ સ્વપ્નમાં જ્યારથી જગત ઉત્પન્ન કર્યું ત્યારથી આજ સુધી વિરહની દેવીએ સાચવી રાખેલા નિઃશ્વાસની ધારા સારંગીનાં એકે એક તારમાંથી વહેવા માંડી, રાધાનો બાપ બૂમ પાડી ઊઠયો:

"રાહુલ, રાહુલ, બંધ કર ! વચનમાંથી હું તને મુક્ત કરું છું. આજથી રાધા તારી, ભાઈ, બંધ કર; આ નથી સહેવાતું. જો તારા બાપા હા પાડે તો કાલે જ લગ્ન કરીશું."

રાહુલના બાપનાં નેણમાંથી નીર વહેતાં હતાં. તેણે રાહુલને કહ્યું "બેટા, બંધ કર. મારી હા છે."

પણ રાહુલ શાનો સાંભળે ? સંગીત તો આગળ વધ્યે જ જતું હતું. એવામાં કોઇકે કહ્યું: "રાધા, તું સમજાવ. તારા વિના આજે હવે એને કોઈ ન અટકાવી શકે."

પણ આ બધાંની હાજરીમાં શરમથી રાધા ડગલું પણ કેમ ભરી શકે ? લોકો એ સમજ્યા. ભારે હૃદયે બધાં ત્યાંથી ઘર તરફ વળ્યાં. પણ તે સંગીત ! તેના સૂર તો વધુ ને વધુ વેદનાભર્યા બન્યે જતા હતા. તળાવની પાળ ઉપર માત્ર બે જ જણ એકબીજાને અડીને, એકબીજાના પ્રાણના ઊંડાણમાં ડોકિયાં કરતાં બેઠાં—રાધા અને રાહુલ ! સંગીત આખી રાત ચાલુ રહ્યું. તે રાતે કોઈ ઊંઘ્યું નહિ. રાધાના બાપે વચન આપ્યું હતું એટલે બીજે દિવસે તો કોઇ પણ રીતે રાધા-રાહુલનો વાગ્દાનવિધિ કરાવવાનો ઘણાએ વિચાર કર્યો હતો. મળસ્કે લગભગ ચારેક વાગ્યે સંગીત બંધ થયું. પણ તે બંધ થતાં વાતાવરણમાં એક કારમી શાન્તિ ફેલાઇ—સમુદ્રમાં ઊછળેલું કોઇ ભયંકર તોફાન અનેક વહાણોને ડૂબાડી શમી જતાં જેવી મૃત્યુગાઢ શાન્તિ ફેલાય તેવી ! સવારે રાધા અને રાહુલના પિતા અને બીજાં અનેક જણ તળાવની પાળ ઉપર દોડયાં. પણ રાધા અને રાહુલ કયાં ? જ્યાં તે બેઠાં હતાં ત્યાં બે નાનકડા આસોપાલવના છોડ, જાણે એકબીજાને ભેટવા તલસતા, એકબીજાના કાનમાં જાણે સુધાબિન્દુઓ રેડતા ઊગ્યા હતા. તેમની આજુબાજુ થોડાંક તાજાં ફૂલ વેરાયાં હતાં. લોકોને આશ્ચર્ય થયું. એક રાતમાં આસોપાલવના આવા છોડ કેમ કરીને ઊગે ! પણ કોઇ કંઇ સમજાવી શક્યું નહિ, અને રાહુલ રાધા કયાં ગયાં તે પણ કોઈ સમજાવી શકયું નહિ.

આટલું કહી માધાકાકા જરા શ્વાસ લેવા થંભ્યા. એ વાતથી મારું હૃદય પણ ભારે બની ગયું હતું. તેમણે આગળ ચલાવ્યું:

"તમે જે બે આસોપાલવ જોયા અને જેમાંથી આવતું સંગીત સાંભળ્યું તે જ એ બે આસોપાલવ. તે રાત સુદ નોમની હતી, અને ત્યારથી દર સુદ નોમે એ સંગીત નિયમિત રીતે વહે છે. મને સો વરસ થઇ ગયાં છે, હજી પણ મને કોઇ વખત થઇ આવે છે કે રાહુલ અને રાધા પાછાં આવશે."

આમ કહી માધાકાકા ચૂપ થઈ ગયા. તેમની ઘરડી આંખના ખૂણામાં મેં એક એક અશ્રુબિન્દુ જોયું. તેમને ભાવપૂર્વક નમસ્કાર કરી હું ચાલી નીકળ્યો. એ વાતને આજ અડધી સદી થઇ હશે. પણ જાણે મેં ગઇ કાલે સાંભળી હોય તેવી હજી પણ તે મારા મનમાં તાજી જ છે. મારાં બાળકો અનેક વખત મારી પાસે એ વાત કરાવે છે, અને કોઇક વખત મને મજાકમાં હસે છે:

"બાપા, તમને સ્વપ્નું આવ્યું હશે—સ્વપ્નું."

તે ભલે મને એમ હસતાં, પણ હું તમને ખાતરી આપું છું કે મારા સગા કાને મેં એ ગાતા આસોપાલવનું સંગીત સાંભળ્યું છે, અને રાહુલ-રાધાની કથા માધાકાકાએ કહેલી તેવી ને તેવી જ મેં યાદ રાખી છે.

સહદેવ

# મંગલ ઉત્સવ

( પૃથ્વી )

અમાસ નિજ અંધકારમહિં વિશ્વ બોળે યદા,
તજી વિવિધ આત્મભાર જગના સુખે આવજો,
ભરી હૃદય મૌનભાર હળવે ડગે આવજો,
તમિસ્રવિકરાલ સિન્ધુતટ બે ઘડી શોભજો;
ઘડી ચલન ચિત્તનાં વિમલશાન્તિથી છાંટજો,
અને નયનતારકો ગગનતારકે માંડજો.

પ્રભુસ્મરણદીપશા અવનિને શિરે તારકો
અનન્ત અવકાશનીરરમણે લસે શાં જુઓ !
મહાગગનમંડલી ઉજવતી મહોત્સાહથી
સનાતન સુભવ્ય ઉત્સવ સુદા પરબ્રહ્મનો.

તમિસ્રભર વિશ્વમાં અધિક તેજ તારા ધરે;
અને મનુજ-આત્મના ગહન ગહ્વરે એ સરે;
મળે હૃદયજ્યોતિમાં ગગનજ્યોતિ, ને ત્યાં મચે
મહોત્સવ વિરાટવિશ્વભર બ્રહ્મમાંગલ્યનો !

સુંદરજી ગો. બેટાઇ

# વડોદરા રાજ્યમાં સમાજસુધારાના કાયદા

વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ એક પ્રખર સમાજસુધારક છે. તેઓ ખાસ કરીને હિંદુ સમાજમાં પેસી ગએલી કુરૂઢિઓ દૂર કરી વ્યક્તિ-સ્વાતંત્ર્યનો વિકાસ કરવા કાયદા કરી રહ્યા છે.

સંસારસુધારો સંગીન થાય તથા પ્રજાની ગળથુથીમાં સમાજસુધારાનાં બી રોપાય એની ખરી ચાવી કેળવણી છે. તેથી વડોદરાના મહારાજાએ ફરજિયાત પ્રાથમિક કેળવણીનો પ્રથમ અમરેલી પ્રાંતમાં પ્રયોગ કરી તે આખા રાજ્યમાં દાખલ કરી છે. ખરું કહીએ તો વડોદરા રાજ્યમાં નવી પદ્ધતિથી કેળવણી આપવાની શરૂઆત, જો કે હાલના મહારાજા ગાદી ઉપર આવતાં પહેલાં થઈ હતી, તોપણ તેનો ખરો વિકાસ તો સયાજીરાવના વખતમાં જ થયો છે. અમરેલી પ્રાંતમાં અમરેલી મહાલના અમરેલી શહેર તથા નવ ગામમાં ઇ. સ. ૧૮૯૩માં ફરજિયાત પ્રાથમિક કેળવણીનો અમલ કરી જોવાનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. થોડા દિવસ પછી એ હુકમનો અમલ આખા પ્રાંતમાં લાગુ કરવામાં આવ્યો. છેવટે ઇ. સ. ૧૯૦૭ના મે મહિનામાં આખા રાજ્યમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી આપવાનું ધોરણ અમલમાં આવ્યું. મહારાજાએ પ્રાથમિક કેળવણી મફત આપવાનું જાહેર કર્યું હતું. પરિણામે ૧૯૩૨-૩૩ માં પ્રાથમિક શાળાઓમાં ૧,૪૦,૧૨૦ છોકરા તથા ૮૯,૨૪૪ છોકરીઓ ભણે છે. સમાજસુધારાના ખરા વિરોધીઓમાં અભણ સ્ત્રીઓ વધારે હોય છે, તેથી સ્ત્રીઓને કેળવણી આપી સમાજસુધારાનો માર્ગ સરળ કરવા સારૂ મહારાજાએ કન્યાકેળવણી પણ પ્રાથમિક શાળાઓ પૂરતી ફરજિયાત રાખી છે. આજે વડોદરામાં દર હજારે ૨૦૯ સ્ત્રીપુરુષો લખી વાંચી શકે એવાં છે. આમ ૧૯૩૧ની વસ્તીગણતરી ઉપરથી જણાય છે. આ યોજનામાં અંત્યજોને પણ સ્થાન છે. અંત્યજો માટે અંત્યજશાળા તથા ભંગીશાળા સ્થાપન કરવામાં આવી હતી; પરંતુ મહાત્મા ગાંધીજીએ ગયે વર્ષે હરિજનોના ઉદ્ધાર માટે જે હિલચાલ ઉપાડી હતી તેની અસરે વડોદરા રાજ્યમાં પણ થઈ હતી, અને આજે ઘણીખરી અંત્યજશાળાઓ બંધ પાડી સાર્વજનિક પ્રાથમિક શાળાઓમાં હરિજન બાળકોને સ્પૃશ્ય હિંદુઓની સાથે શિક્ષણ આપવામાં આવે છે. આપણા શિક્ષકભાઇઓ પૈકી હજુ કેટલાક જૂની રૂઢિના હોવાથી ગામડાંઓમાં ચાલતી સાર્વજનિક શાળાઓમાં આ હુકમનો પૂરતો અમલ થતો નહિ હોય એ બનવા જોગ છે; તોપણ એકંદરે લોકમાનસમાં ફેરફાર થએલો હોવાથી હરિજન બાળકો માટે જુદી શાળાઓ રાખી Segrgate કરવાની પદ્ધતિ બંધ થવાને લીધે અસ્પૃશ્યતાનિવારણનું કામ આગળ વધ્યું છે એમ કહ્યા વગર ચાલતું નથી. છેવટે મહારાજાએ રાજ્યનાં મંદિરો પણ હરિજનો માટે ખુલ્લાં મૂક્યાં છે.

બાળલગ્નનાં ભયંકર પરિણામોને લીધે હિંદુઓની શરીરસંપત્તિ ક્ષીણ થતી ચાલી છે, અને દેખાદેખીથી બાળલગ્નનો અનિષ્ટ રિવાજ બીજી કોમોમાં પણ પ્રસર્યો છે. શારદા એક્ટમાં

પોતાને મુક્ત રાખવા માટે મુસ્લીમભાઇઓએ પણ માગણી કરી હતી એ વાત આપણે ભૂલી ગયા નથી. તેમ છતાં સયાજીરાવે જમાનાની જરૂરિયાત વિચારીને ૧૯૦૪માં બાળલગ્નપ્રતિબંધક નિબંધ અમલમાં મૂકી બાળલગ્ન કરનારને સો રૂપિયા સુધી દંડની શિક્ષા ઠરાવી આપી. બાળલગ્નના ગુનાના કારણુ સારૂ વધૂની ઉં. વ. ૧૨ તથા વરની ઉં. વ. ૧૬ અંદર હોય તો તેમનાં લગ્ન બાળલગ્ન તરીકે ઠરાવવામાં આવ્યાં હતાં. સને ૧૯૦૪માં પ્રજામત આજના જેટલા અનુકૂળ ન હતો; તેમ છતાં તેમણે આટલું પગલું ભર્યું હતું, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં શારદા એક્ટ અમલમાં આવ્યા પછી વડોદરામાં પણ લગ્ન માટે ઓછામાં ઓછી કાયદેસર ઉંમર વધૂ માટે ૧૪ તથા વર માટે ૧૮ની ઠરાવવામાં આવી છે

પ્રથમના બાળલગ્નના કાયદા મુજબ ફક્ત દંડની સજા હોવાને લીધે એ કાયદો અસરકારક નીવડયો ન હતો. તેથી નવા બાળલગ્નપ્રતિબંધક નિબંધ મુજબ ૮ વર્ષની અંદરનાં વધૂવરનાં લગ્ન કાયદાની દષ્ટિએ નિરર્થક ( Void ) ઠરાવ્વામાં આવ્યાં છે, અને એવાં બાળલગ્ન કરનારાં વધૂવરના બાપ અથવા વાલીને દંડ અગર કેદ અગર બન્નેની શિક્ષા થઈ શકે છે. બ્રિટિશ હિંદમાં પણ બાળલગ્નને નિરર્થક ઠરાવવામાં આવ્યાં નથી, એ વાત ધ્યાનમાં લેતાં ૮ વર્ષની અંદરનાં વધૂવરનાં લગ્ન નિરર્થક ઠરાવવામાં વડોદરાએ સાહસ જ કર્યું છે, અને બાળવયનાં નાની બાળકોને માબાપ પરણાવે તો એવું લગ્ન નિરર્થક ઠરવાથી પતિની રખાતની સ્થિતિ પ્રાપ્ત કરે અને એવાં લગ્નનાં સંતાન અનૌરસ સંતતિની સ્થિતિમાં મૂકાય એ કોઇના વાંકે કોઇને સજા કરવા જેવું છે, એ વાતનો ઉલ્લેખ કરવાની જરૂર છે. આવે પ્રસંગે વધારેમાં વધારે વધૂની મરજીથી ટાળવાજોગ લેખે ગણ્યું હોત તથા એવી મરજી અમુક મુદતમાં દર્શાવવાની શરત રાખી હોત તો ચાલી શકત. ૮ વર્ષ ઉપરાંતનાં વધૂવર હોય ત્યારે રૂ. ૨૦૦) સુધી દંડ થઈ શકે છે. આઠ વરસ અંદરનાં વધૂવર હોય ત્યારે એક માસ સુધીની આસાન કેદ અથવા રૂ. ૫૦૦) સુધીનો દંડ અથવા બન્ને શિક્ષા કરવા મેજીસ્ટ્રેટને અધિકાર છે.

વડોદરાના બાળલગ્નપ્રતિબંધક કાયદાની બીજી એક વિશિષ્ટતા એ છે કે અમુક સંજોગોમાં બાળલગ્ન કરવા પરવાનગી મળી શકે છે, અને એવે પ્રસંગે ગુનો બનતો નહિ હોવાથી સજા થતી નથી. બાળલગ્નના ગુનાની ફરિયાદ કરવાનું બ્રિટિશ હિંદ માફક કઠણ કરી મકયું નથી; પણ વડોદરામાં એવી ફરિયાદો ગામના મુખીપટેલે અથવા સુધરાઇએ દાખલ કરવાની ફરજ રાખેવામાં આવી છે.

વડોદરામાં તમામ લગ્નો નોંધાવવાની ફરજ રાખવામાં આવી છે, અને તેમાં વધૂવરની ઉંમર તથા લગ્ન કરનાર વાલીઓનાં નામ લખવાની ફરજ હોવાથી કાયદાનો અમલ સરળતાથી થઈ શકે છે, જો કે ઉચ્ચ કોમના માણસ મુખીપટેલ કે સુધરાઇના ઇન્સ્પેક્ટરોને રાજી કરી વધૂવરની ખોટી ઉંમર નોંધાવીને કાયદાની સજામાંથી છટકી જતા હશે એ બનવાજોગ છે.

વડોદરામાં હિંદુ વિધવાવિવાહ નિબંધ સંવત ૧૯૫૮માં અમલમાં આવવાને લીધે ભિન્નનાતરિયાત વિધવાઓ કાયદેસર લગ્ન કરી શકે છે. નાતરિયા ન્યાતોમાં તો રિવાજથી પણ વિધવાઓનાં લગ્ન થઇ શકે. એ જ સાલમાં ધાર્મિક સ્વાતંત્ર્યનો નિબંધ અમલમાં આવવાથી

ધર્માન્તર થવાને લીધે મિલકત સંબંધી હક્ક નષ્ટ થતા બંધ પડયા છે; તે જ પ્રમાણે જ્ઞાતિબહિષ્કારને લીધે કંઈ પણ કાયદેસર હક્કને બાધ આવશે નહિ એમ ઠરાવ્યું છે.

કોમ કોમ વચ્ચે તથા ભિન્નવર્ણ વચ્ચે થતાં લગ્ન કાયદેસર ઠરાવવા માટે સં. ૧૯૬૪માં ઐહિક લગ્ન નિબંધ (Civil Marriage Act). વડોદરામાં અમલમાં મુકાયો હતો. તે મુજબ ઠરાવેલા નોંધણી કામદાર પાસે લગ્ન નોંધાવવાથી કાયદેસર લગ્નનું સ્વરૂપ વધૂવર કે તેમના વાલી આપી શકે છે. બ્રિટિશ હિંદના ૧૮૭૨ના ઇંડિયન સ્પેશ્યલ એકટમાં લગ્ન કરનાર વધૂવરે પોતે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, જૈન, શિખ, બૌદ્ધ કિંવા યાહુદી એ પૈકી કોઇ પણ પ્રચલિત ધર્મ નથી એમ જાહેર કરવું પડતું હતું; અને તેથી એક જ ધર્મના પણ જુદા જુદા વર્ણ વચ્ચે લગ્ન કરવા ઇચ્છનારને અડચણ પડતી હતી. એ અડચણ વડોદરાના ઉપર જણાવેલા કાયદાથી દૂર થઇ હતી, ને પોતાનો જે ધર્મ હોય તે ખૂલી રીતે જાહેર કરવાની છૂટ હતી. વધૂવરના પ્રતિજ્ઞાલેખોના નમુનામાં તેથી જેનેતેને પોતાનો ખરો ધર્મ જાહેર કરવાની છૂટ રાખી સત્ય બોલવાને ઉત્તેજન આપ્યું હતું. આવી છૂટ હિંદુઓ પૂરતી બ્રિટિશ હિંદમાં સર હરિસિંગ ગૌરે પસાર કરાવેલા કાયદાથી ૧૯૨૩માં, મળી છે. હિંદુ તથા બિનહિંદુ વચ્ચે લગ્ન થવાને પ્રસંગે ૧૮૭૨ના કાયદાનાં ધોરણો કાયમ રહ્યાં છે. ગૌરના કાયદામાં મિલકતના વારસા સંબંધે જે ધોરણો સ્વીકાર્યાં છે તેનો વિચાર કરી નવેસરથી કાયદો ઘડી ૧૯૩૨માં અમલમાં મુકાયો છે. લક્ષમાં લેવા જેવી વાત એ છે કે જે વસ્તુનો સ્વીકાર અંશતઃ ૧૯૨૩માં બ્રિટિશ હિંદમાં કરાવી શકાયો તે વાત વડોદરામાં સર્વાંશે સને ૧૯૦૮માં સ્વીકારાઇ હતી. વડોદરાના છેલ્લા કાયદા મુજબ ૧૯૨૩ના ગૌરના કાયદાથી બે વાતમાં ખાસ ભેદ છે. એક તો જુદા જુદા વર્ણના હિંદુઓ વચ્ચે લગ્ન હોય અથવા વધૂવર જૈન, શિખ કે બૌદ્ધ ધર્મ પાળતાં હોય તો આવા લગ્નનાં સંતાનોને પિતાને લાગુ પડતો વારસા–હિસ્સાનો કાયદો લાગુ પડે છે અને બીજું દત્તક લેવાનો હક્ક કાયમ રહ્યો છે. આ કાયદા પ્રમાણે લગ્ન એ સંસ્કાર મટી કરાર થતો હોવાથી લગ્નવિચ્છેદ માટે તેમાં સવડ રખાઈ છે એ કહેવાની જરૂર નથી.

લગ્ન સંબંધે કાયદાઓ હિંદુ લગ્નવિચ્છેદ નિબંધ મહત્ત્વનું સ્થાન લે છે. હિંદુ લગ્ન એ સંસ્કાર ગણાય છે; પણ સને ૧૯૩૧માં અમલમાં આવેલા હિંદુ લગ્નવિચ્છેદ સંબંધી નિબંધને લીધે હિંદુ લગ્નને કરારનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. એ કાયદામાં પતિ કે પત્નીએ છૂટાછેડા મેળવવાનાં કારણો બતાવ્યાં છે, કયે પ્રસંગે લગ્ન નિરર્થક ઠરે તેનાં ધોરણો દર્શાવ્યાં છે, કયે પ્રસંગે લગ્નના હક્કનો અમલ થઇ શકે તથા કયે પ્રસંગે ન્યાયવિઘટન અથવા પૃથક્ નિવાસ (Judicial Separation or Separate Residence) મળી શકે, નિર્વાહ ક્યારે મળે, તથા લગ્નવિચ્છેદ થયા પછી પત્નીને અન્નવસ્ત્ર માટે કોર્ટ શું અપાવી શકે, બાળકોના કબજા તથા વાલીપણા માટે શું ધોરણ રહે વગેરે બાબતોનો સમાવેશ થયો છે. આ નિબંધ મુજબ જેમ પુરુષ છેડાછૂટકો માગી શકે, તેમ સ્ત્રી પણ છેડાછૂટકો માગી શકે છે.

પતિ અગર પત્નીનો સાત વરસ સુધી પત્તો લાગતો ન હોય, પ્રવ્રજિત હોય, ધર્માન્તર કર્યું હોય, અક્ષમ્ય નિર્દયતા બતાવાતાં હોય, ત્યાગ કર્યો હોય, માદક પદાર્થના ત્રણ વર્ષ ઉપરાંતના સેવનથી વ્યસની ન થયાં હોય, વ્યભિચારી હોય તો લગ્નવિચ્છેદ માટે

યોગ્ય કારણ ગણાય છે. ત્યાગ ત્રણ વરસ ઉપરાંતનો હોવો જોઇએ, અને વ્યસની વ્યક્તિ વ્યસનને લીધે લગ્નની ફરજો બજાવવા અસમર્થ થએલી હોવી જોઇએ. પતિપત્ની બન્ને માટે ઉપરનાં કારણો લાગુ હોવાથી પતિના વ્યભિચારને લીધે પત્ની લગ્નવિચ્છેદ માગી શકે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. પતિ જો નપુંસક હોય અથવા સૃષ્ટિક્રમ વિરુદ્ધ કૃત્ય કરતો હોય તો તેવા કારણથી પત્નીને છુટાછેડા મળી શકે. પતિએ બીજી પત્ની સાથે લગ્ન કર્યું છે, એવા કારણથી છુટાછેડા આપવા ઠરાવ્યું નથી. પરંતુ પત્નીએ બીજો પતિ કર્યો છે એવા કારણથી પતિ છુટાછેડા માગી શકે છે. લગ્ન વખતે વધૂ સગર્ભા હોવાની વાત પતિપક્ષથી છુપાવી હોય તોપણ પતિ છુટાછેડા મેળવી શકે. બ્રિટિશ હિંદમાં સર હરિસિંગ ગૌર છુટાછેડા હિંદુઓમાં દાખલ કરવા પ્રયત્ન કરી રહ્યા છે. તેમાં જણાવેલાં કારણોનો સમાવેશ વડોદરાના કાયદામાં થયો છે; કારણ લગ્નવિચ્છેદ માટે પતિની નપુંસકતા યોગ્ય કારણ સ્વીકારાયું છે, જ્યારે લગ્ન નિરર્થક ઠરાવવા માટે પતિપત્નીના લગ્ન વખતે કુત્સિત વ્યાધિ હોય, બહેરાપણું, મૂંગાપણું આંધળાપણું, ગાંડપણ, અશુદ્ધ તથા પતિતતા હોય તો તે યોગ્ય કારણો ગણાયાં છે. સગોત્રતા તથા ભિન્નવર્ણતાને લીધે લગ્ન નિરર્થક ઠરે એમ આ કાયદામાં જણાવ્યું છે, પણ વડોદરામાં ત્યાર બાદ પસાર થએલા બિલ પ્રમાણે અમુક પેઢી ઉપરાંત સગોત્રતા હોય તો તેથી લગ્નને બાધ ન આવે એમ ઠરાવ્યું છે. વળી હિંદુ-લગ્ન નિબંધમાં હાલ જે વધૂવર એક જ વર્ણનાં હોવાનું જણાવ્યું છે તે કલમ બદલીને વધૂવર હિંદુ હોવાં જોઇએ એવા શબ્દ મૂકવા માટે બીજું એક બિલ રજૂ થયું છે ને અભિપ્રાય મંગાય છે. આ બિલનો હેતુ હિંદુઓ હિંદુઓ વચ્ચે વર્ણાન્તર-લગ્ન થાય તો તે હિંદુ લગ્ન જ ગણાવાનો ઉદ્દેશ છે; જ્યારે અમુક પેઢી માતા તથા પિતા તરફથી ગણતાં તે ઉપરાંતની પેઢી વચ્ચે લગ્ન કરવાની મનાઈ દૂર કરી હિંદુઓને લગ્ન કરવામાં સરળતા આપવાનો હેતુ છે. પિસ્તાળીસ વરસ ઉપરાંતનો વર સગીર કન્યા સાથે લગ્ન કરે તો ગુનો ઠરાવવાનો મુસદ્દો સરકારના વિચાર ઉપર છે. એ કાયદામાં વરની ઉંમર ૪૫ ઉપરાંતને બદલે* વડોદરાના મહારાજાએ અમુક કૃત્ય જે પહેલાં ગેરકાયદે હતાં તે કાયદેસર ઠરાવી સુધારો કરવા ઇચ્છનારને પરવાનગી આપનારા કાયદા અમલમાં મૂક્યા છે. જેમકે હિંદુ વિધવાવિવાહ નિબંધ, હિંદુલગ્નવિચ્છેદ નિબંધ, અમુક પેઢી બાદ કરી સગોત્રી વચ્ચે લગ્ન કાયદેસર ઠરાવવાનો કાયદો, ઐહિક લગ્ન નિબંધ વગેરે. પરંતુ હિંદુ ન્યાતોની બહિષ્કાર તથા વ્યવહાર બહાર કરવાની ભયંકર સત્તાને લીધે એવા કાયદાનો લાભ સામાન્ય માણસ લઇ શકે એમ નથી. તેથી વડોદરા રાજ્યના સિવિલ પ્રોસીજર કોડથી ન્યાત સંબંધી ફરિયાદો સાંભળવા દિવાની કોર્ટોને સત્તા સોંપવામાં આવી છે તથા પ્રજાની ભૌતિક પ્રગતિ અને અભિવૃદ્ધિની આડે આવનારા, તેમ જ જાહેર રાજનીતિ વિરુદ્ધ અથવા અનીતિભર્યા રિવાજો કોર્ટોએ કબૂલ ન રાખવા ઠરાવ્યું છે. એ

*૩૫ ઉપરાંત હોય તો ગુનો બને એમ ઠરાવવું જોઈએ; નિદાન બાવનમરના કાયદાના ધોરણે વરની ઉંમર વધૂ કરતાં આવે પ્રસંગે બમણી કરતાં વધારે હોય તો ગુનો બને છે એમ ઠરાવવું જોઈએ. જો ૩૫ વરસ ઉપરાંતના વિધુરોને કન્યા સાથે લગ્ન કરવાની મનાઈ થાય તો તેમને ફરજિયાત વિધવાઓ સાથે પરણવું પડે ને તેથી હિંદુ વિધવાના વિવાહને ઉત્તેજન મળે, ને કન્યાઓ કજોડાં લગ્નમાંથી બચે.

ધોરણ પ્રમાણે અમુક જ સ્થળસીમામાં અગર તે જ પેટાજ્ઞાતિમાં લગ્ન થઇ શકે એવો બિનજરૂરિયાત પ્રતિબંધ નાખનારો, પાયમાલી થાય એવો ખર્ચાળ અથવા દેશપર્યટન કરવાની સ્વતંત્રતા ઉપર બિનજરૂરિયાત અંકુશ મૂકનારો રિવાજ હોય તો તે દિવાની કોર્ટને બંધનકારક નથી. આવી રીતે ન્યાતની સત્તા ઉપર દિવાની કોર્ટો મારફત અંકુશ મૂકવા પ્રયત્ન થયો છે. પરંતુ જે ન્યાત ન્યાતબહાર મૂકવાની, વ્યવહાર બંધ કરવાની કે દંડ કરવાની સત્તા ધરાવે તેની સામે દિવાનીમાં કોણ જાય ! તેથી એ સત્તા જ જો લઇ લેવામાં આવે અર્થાત્ એવી સત્તા વાપરવી એ ગુનો ઠરાવવામાં આવે તો જ સમાજસુધારાના કાયદા સફળ થાય એમ છે એમ ગોળ એકડા સમિતિની ચર્ચા વખતે નીકળી આવવાથી વડોદરાની સરકારે હાલમાં હિંદુ જ્ઞાતિત્રાસનિવારણ નિબંધનું બિલ બહાર પાડયું છે. ને તેમાં ઉપર જણાવેલા પ્રસંગે વ્યક્તિસ્વાતંત્ર્યનો અમલ કરતાં ન્યાત જો બહિષ્કાર, વ્યવહાર બહાર વગેરે સજા કરે તો તેવા કૃત્યને ગુનો ગણી એક હજાર રૂપિયા સુધી દંડ અથવા છ માસ સુધી કેદ અથવા બન્ને સજા થઇ શકે એમ ઠરાવવા ધાર્યું છે, અને લોકોના મત માગવામાં આવ્યા છે. આપણી ન્યાતો પોતાની સત્તાનો દુરુપયોગ કરે છે, તેથી એવી સત્તા ગેરકાયદે ઠરાવી તેના ઉપયોગને ગુનાઇત કૃત્ય ઠરાવ્યા સિવાય, સમાજસુધારાની ઝડપથી પ્રગતિ થવાની મને આશા નથી.

હિંદુ સ્ત્રીઓના મિલકત સંબંધી હક્ક તથા વારસાના હક્ક વિસ્તીર્ણ કરવા. રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇના પ્રમુખપદે નિમાયેલી સમિતિની ભલામણો મુજબ વડોદરાની ધારાસભામાં ચર્ચા થઇ મુસદ્દા ઘડાયા છે, ને તે ઉપર પ્રજાનો મત માગવામાં આવ્યો છે. તે અમલમાં આવશે તો વિધવા તથા અવિવાહિત પુત્રીને વધુ હક્ક મળશે.

વડોદરા રાજ્યમાં હિંદુ કાયદાના જુદા જુદા વિભાગ સંબંધે જુદા જુદા નિબંધ બનાવ્યા છે ને તે જ કાયદા તરીકે અમલમાં છે અને હિંદુ કાયદામાં સુધારા વધારા કરી તેનો સમાવેશ તેમાં કરવા તજવીજ થઇ રહી છે.

અભણ બ્રાહ્મણો ગોરપદુ કરે તેના કરતાં ઉપાધ્યાયનું કામ કરનારા યોગ્ય શિક્ષણ પામેલા રહે એટલા માટે હિંદુ પુરોહિતો સંબંધે નિબંધ ૧૯૧૫માં પસાર કરવામાં આવ્યો છે. પુરોહિત ફક્ત બ્રાહ્મણ થઇ શકે એવી શરત દૂર કરી ગમે તે માણસ પુરોહિતની પરીક્ષા પાસ કરી પુરોહિતનું કામ કરી શકે એમ ઠરાવવામાં આવ્યું છે. વડોદરાના મહારાજાના કુટુંબનાં ધર્મકાર્યો જૂના વખતમાં બ્રાહ્મણો પુરાણોક્ત વિધિથી કરતા હતા તે સામે વાંધો લઇ વેદોક્ત વિધિથી ને કાર્યો કરાવવા આગ્રહ રાખ્યો હતો અને વિરોધ દર્શાવનાર બ્રાહ્મણોને દૂર કરી વેદોક્ત ક્રિયા કરવા કબૂલ થાય એવા બ્રાહ્મણોને રાખી લીધા છે, ને એ બ્રાહ્મણો નીમવાથી રાજકુટુંબની સર્વ ધર્મક્રિયાઓ વેદોક્ત વિધિથી થાય છે. બાળદીક્ષા અટકાવવા માટે જૈનોમાં સુધારક પક્ષે માગણી કરવાથી વડોદરાની સરકારે સંન્યાસદીક્ષા પ્રતિબંધક નિબંધનો મુસદ્દો ધારાસભામાં રજૂ કરી તે પસાર થતાં છેવટની મંજૂરી માટે મહારાજા તરફ મોકલ્યો છે. એ મુસદ્દો અમલમાં આવશે તો બાળદીક્ષા ઉપર અંકુશ મૂકાશે અને નસાડી ભગાડી જનાર સાધુઓને ચેતતા રહેવું પડશે.

વડોદરા રાજ્યની ન્યાતોમાં ગોળ એકડા હોવાથી લગ્નનું ક્ષેત્ર સંકુચિત થયું છે, તેથી એવા ગોળ એકડા બહાર કન્યા આપનારને ન્યાતની સજા સામે રક્ષણ આપવા ભલામણ થઈ છે ને તેનો સમાવેશ "જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ" ના મુસદ્દામાં કરવામાં આવ્યો છે. પરંતુ એવું જ રક્ષણ રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર કરનારા શખસોને પણ મળે તથા પેટાન્યાતોને એકત્ર કરવાનો સુધારો સહેલો થઇ પડે એ ખાસ આવશ્યક છે.

વડોદરા રાજ્ય, બ્રિટિશ ગુજરાત, બીજાં દેશી રાજ્યો એકબીજાથી એવાં ગુંથાયેલાં છે કે વડોદરા રાજ્યના એકલાના કાયદાનો અસરકારક અમલ થવો મુશ્કેલ થઇ પડે છે. તેથી કંઇ નહિ તો બ્રિટિશ ગુજરાતમાં વડોદરા રાજ્યના સુધારાના કાયદા જેવા કાયદા અમલમાં ન મૂકાય ત્યાં સુધી કાળા માથાનો માનવી છટકવાના રસ્તા ખોળી કાઢશે અને વડોદરાના મહારાજાનો શુભ ઉદ્દેશ ઊંધો વાળશે. તેથી બ્રિટિશ ગુજરાતના આગેવાનોને મારી ખાસ સલાહ છે કે તેઓ વડોદરા રાજ્યના સંસારસુધારાને ઉત્તેજન આપનારા કાયદાનો બારીકાઇથી અભ્યાસ કરે. હંસ માફક નીરક્ષીર વિવેકદૃષ્ટિથી ગ્રાહ્ય કરવા જેવું ગ્રહણ કરે અને પોતાના પ્રાંતમાં તેનો અમલ કરવા માટે મુંબાઇ ધારાસભા મારફત કાયદા પસાર કરાવે અને બ્રિટિશ ગુજરાત તથા વડોદરાના કાયદા સમાન બનાવરાવી સંસારસુધારાને પૂરો વેગ આપે.

ચીમનલાલ મગનલાલ ડૉકટર

## સુખનિર્ઝર

(સ્રગ્ધરા)

દુઃખોના પ્હાડમાંથી ક્રમક્રમ ભ્રમતાં નિર્ઝરો સુખ કેરાં
એનાં સદ્વારિ પીને અમર બની જતા ધન્ય એ માનવીઓ
એને ના દેહજ્વાળા કહીં પણ અડકે, ચિત્તચાંચલ્ય નાસે
તો શી અજ્ઞાન કેરી લગીર પણ ગતિ રૂંધવા પન્થ એના ?

રામપ્રસાદ શુક્લ

# લોકચર્યા

## ગુરગાંવ; ગ્રામોદ્ધારનો નિષ્ફળ અખતરો

મિ. બ્રેઈનનાં બે પુસ્તકો *Village Uplift* અને *Socrates in Indian Villages* વાંચ્યા પછી ગુરગાંવ જિલ્લામાં થયેલા ગ્રામોદ્ધારનો અખરો જોવાનું મન થયું. મિ. બ્રેઇન અત્યારે ગુરગાંવ જિલ્લામાં નથી, એટલે તેમના અખતરાનાં પરિણામો યથાસ્વરૂપ જોવા મળ્યાં. તેઓના ચાલુ અખતરા સમયે ગયો હોત તો અત્યારે તુલના કરવાનું વધુ અનુકૂળ અને યોગ્ય થઇ પડત. મિ. બ્રેઇન ગુરગાંવ જિલ્લાના ડેપ્યુટી કમિશનર હતા. તેઓ એ હોદ્દા પર રહ્યા તે દરમ્યાન ૭ વર્ષ સુધી ગામડાના પુનરુદ્ધારના પ્રયોગની યોજના ચાલુ રાખી. તેઓ હાલ મુલતાનમાં કમિશનર છે.

### ગુરગાંવ

ગુરગાંવ એ જિલ્લાનું મુખ્ય ગામ છે. આ ગામ જૂના વખતનું અને ઐતિહાસિક છે. પાંડવકૌરવોએ દ્રોણાચાર્ય ગુરુને ગુરુદક્ષિણામાં આપેલું. ગામનું મૂળ નામ ગુરુગ્રામ, પણ અપભ્રંશ થતાં અત્યારે ગુરગાંવ તરીકે ઓળખાય છે. ગુરગાંવ દિલ્હીથી દક્ષિણે ૨૦ માઇલ પર આવેલું છે. રેલવે સ્ટેશન ગામથી ત્રણ માઇલ દૂર છે. રસ્તો ડામરનો ઢોળવાળો અને સુંદર છે. રસ્તાની બન્ને બાજુ ઝાડોની હાર છે, અને ઝાડોની ટોચો એકબીજાને સામસામે મળેલી હોવાથી આખા રસ્તા પર ઝાડોની કમાન થઇ રહેલી છે. ગુરગાંવ બે ગણાય; એક જૂનું અને બીજું નવું. જૂનું એ મૂળ ગુરગાંવ. નવા ગુરગાંવમાં સરકારી કચેરીઓ, બજાર, હાઇસ્કૂલ, ધર્મશાળાઓ અને વકીલ, ડૉક્ટરોનાં નિવાસસ્થાનો આવેલાં છે. નવા અને જૂના ગુરગાંવ વચ્ચે અર્ધા માઇલનું અંતર છે. ગામડાંગામની સંસ્કૃતિ અને દશ્યો આપણને જૂના ગુરગાંવમાં જોવા મળે છે અને નવું ગુરગાંવ તો આધુનિક શહેરી સગવડોથી ઊભું થયેલું છે.

મિ. બ્રેઇનના પ્રયત્નથી જે જાહેર સંસ્થાઓ ઊભી થઇ છે અને કેટલીક હજી ટકી રહી છે તે આ નવા ગુરગાંવમાં છે તેમાંની મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) ઢોરનું દવાખાનું—દવાખાનું સારું ચાલે છે. દરરોજ ૩૦થી ૩૫ કેસો આવે છે. ઘણાખરા કેસો સફળ થાય છે, એમ જણાવવામાં આવ્યું. નવી પદ્ધતિ પ્રમાણે ખસી કરવાનાં ઓજારો તેમ જ અન્ય જરૂરી ઓજારો પૂરતા પ્રમાણમાં છે. આ દવાખાનું સરકારી ખર્ચે ચાલે છે

(૨) આરોગ્યસંરક્ષક મંડળ—પહેલા જેટલું ઉત્સાહી અને ધમધોકાર કાર્ય હવનું નથી. ખાસ કરીને નાનાં છોકરાંઓની દવા વગેરે માટે સગવડ કરે છે. તેમ જ નાનાં ગરીબ બાળકોને દૂધ તથા અન્ય જરૂરી આરોગ્યસંરક્ષક વસ્તુઓ આપે છે.

(૩) **સહકારી બેંકો અને મંડળીઓઃ**—મિ. બ્રેઇનના આવતાં પહેલાં જૂજ સંખ્યામાં હતી. પણ હવે મંડળીઓની સંખ્યા દોઢસો જેટલી થઈ છે. નાદારીમાં હજુ સુધીમાં ફક્ત દશ જ ગયેલી છે એમ જણાવવામાં આવે છે. વ્યાજના દર નવ ટકા છે. મંડળીઓ Joint security પર ચાલે છે. અહીંના શાહુકારો ખેડૂત પાસેથી ૨૫ ટકા વ્યાજ લે છે.

(૪) **લેંડ મોર્ટગેજ બેંકઃ**—(Land Mortgage Bank.)

(૫) **જાહેર હૉલઃ**—ગામને પેલે છેડે એક હૉલ જાહેર ફંડમાંથી બંધાવવામાં આવ્યો છે. મિ. બ્રેઇનના બીજા પુત્રના નામ પરથી તે હૉલને જોન ગ્લોબ હૉલ Jhon Globe Hall) નામ આપવામાં આવ્યું છે. જાહેર ભાષણો તથા લોકલ બોર્ડની મિટીંગો વખતોવખત અહીં ભરવામાં આવે છે.

(૬) **એગ્રીકલ્ચરલ ફાર્મઃ**—આ પણ ગામની પેલી બાજુ આવેલું છે. મિ. બ્રેઇને આ ફાર્મનો ઉલ્લેખ પોતે લખેલી *Village Uplift* નામની ચોપડીમાં કરેલો છે. પહેલાં કરતાં અત્યારે અડધી જમીન રાખવામાં આવી છે. Village Guides આ ખેતર પર જાતે કામ કરી ખેતીવિષયક અનુભવ મેળવતા. ખેતી નવી અને જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં જૂની પદ્ધતિએ કરવામાં આવે છે. અત્યારે ફાર્મ ખોટમાં ચાલે છે. ખર્ચના પ્રમાણમાં આવક નજીવી છે. ફાર્મ પર મકાનો પણ બાંધેલાં છે. બળદ માટેની કોઢ સારી ગણાય. બળદો શરીરે રૂષ્ટપુષ્ટ હતા. નવી પદ્ધતિએ ખેતી કરવા માટેનાં ઓજારો અહીં રાખેલાં છે. તેમાં ગુરગાંવ હળ, રાજા હળ, કાપણીનાં યંત્રો, વાવણીનાં ઓજાર વગેરેનો સમાવેશ થાય છે. સામાન્ય રીતે ગુરગાંવ હળ ખેડૂતોને ઉપયોગી થઇ પડે એમ લાગ્યું. બાકીનાં બીજાં મોટાં, આપણા બળદો અત્યારની સ્થિતિમાં ન ખેંચી શકે એટલાં ભારે, ખર્ચાળ, કોઇ ભાગ તૂટે તો સહેલાઇથી ન સમારી શકાય એવાં અટપટાં લાગ્યાં. ગુરગાંવ હળ સિવાયનાં બાકીનાં બીજાં બધાં પરદેશથી મંગાવવાં પડે. ફાર્મમાં કૂવો છે. તેના પર પવનચક્કી હતી. તેનો પંખો અત્યારે ભાગેલી સ્થિતિમાં નીચે પડેલો છે. કૂવામાં પંપ મૂકેલા છે. ખાતર નાખવા માટે ખાડા બનાવેલા છે—જૂની અને નવી પદ્ધતિના. જૂની પદ્ધતિના સામાન્ય રીતે આખા હિંદુસ્તાનમાં પ્રચલિત છે. નવી જાતના અહીં કેટલેક ઠેકાણે બનાવવામાં આવ્યા છે. ચોમાસામાં બન્ને જાતના ખાડામાં વરસાદનું પાણી પડે છે, અને ખાતર સાથે એકઠું થાય છે. જૂની પદ્ધતિના ખાડામાં ભોંયતળિયું માટીનું જ હોવાથી પાણી શોષાઇ જતું અને તેથી ગંધ ઓછી મારે છે, જ્યારે નવી પદ્ધતિના ખાડા અંદર બધે ઇંટ અને સીમેંટથી બનાવેલા હોવાથી પાણી શોષાતું નથી અને તેથી પુષ્કળ દુર્ગંધ મારતી.

(૭) **કમાનસરાય અથવા જમીનદાર હાઉસઃ**—અહીં પહેલાં ધર્મશાળા હતી. મિ. બ્રેઇને Village guidesને ભણાવવા માટે સ્કૂલ બનાવી હતી. અત્યારે બધું હવડ છે. મુસાફરોને જેટલા દિવસ રહેવું હોય તેટલા દિવસ રહેવાની છૂટ છે.

(૮) **ઉદ્યોગવર્ગોઃ**—(Industrial classes) લગભગ ૫૦ જેટલા સ્કૂલના વિદ્યાર્થીઓ સુધરેલી ઢબનું સુથારીકામ શીખે છે.

ઉપરની સંસ્થાઓ અસ્તિત્વમાં આણવા માટે મિ. બ્રેઇનનો સીધો હાથ હતો. તે ઉપરાંત હાઇસ્કૂલ, બીજાં સરકારી કચેરીઓમાં સુધારાવધારા કરાવવામાં અને શહેર સુધરાઇમાં તેમ પોતાના હોદ્દાની રૂએ મળેલી બધી સત્તાનો ઉપયોગ કર્યો.

ગુરગાંવથી બે ત્રણ માઇલ દૂર એક ગામડું છે. ત્યાં શાળા ચાલે છે. તેમાં છોકરાંઓને સંગીત, અક્ષરજ્ઞાન, ઉદ્યોગ અને કસરત શીખવવામાં આવે છે.

જૂના ગુરગાંવમાં જાહેર સંસ્થાઓને બદલે ગ્રામોન્નતિના અખતરા ગ્રામજનતા પાસે કરાવવામાં આવ્યા હતા. ગામમાં પેસતાં એક કૂવો છે. તેમાં પર્શિયન રેંટ ( Persian Wheel ) મૂકવામાં આવ્યો છે. રેંટમાંથી નીકળતું પાણી ટાંકીમાં એકઠું થાય અને ટાંકીમાંથી ચકલી મારફતે ગામના લોકો પાણી ભરે એવી યોજના કરવામાં આવી છે. કૂવા પર ઢાંકણું બનાવવામાં આવ્યું છે અને કૂવામાંથી પાણી ખેંચીને કાઢવાની મનાઇ હતી. અત્યારે ટાંકી નિયમિત ભરાતી નથી અને રેંટ પણ ચાલતો નથી. કૂવો ઊંડો હોવાથી બળદ તરત થાકી જાય છે. કૂવાની આજુબાજુ અત્યારે તો ખૂબ કાદવ હતો. ગામ જોયું. પહેલાં લગભગ બધાં ઘરો માટીનાં બંધાતાં, હવે ધીમે ધીમે ઇંટ ચૂનાનાં બનાવવામાં આવે છે. એક ભાઇએ બળદથી ચાલતી લોટની ઘંટીનો અખતરો કર્યો હતો. આ ઘંટી પાછળ આશરે રૂ. ૧૫૦ નું ખર્ચ થયું છે. નીચે લોઢાનાં ચક્રરો રાખેલાં છે. બળદ ફરે એટલે ચક્રરો ફરે અને તેથી ઘંટીની ઉપરનું પડ ફરે અને અનાજ દળાય. યોજના બળદના ફાજલ પડતા વખત માટે સારી છે, પણ આર્થિક દૃષ્ટિએ એક કુટુંબને પોષાય એમ નથી. અત્યારે આ ઘંટી નકામી પડી છે. આ સિવાય ગામમાં બીજા ખાસ કંઇ પ્રયોગને અંગેના ફેરફાર ન જોયા.

આ ગામમાં જૂના વખતથી મસાણી માતાનું મંદિર છે. દૂરદૂરથી લોકો જાત્રા માટે આવે છે. બળિયા ન નીકળે યા નીકળ્યા હોય તો મટી જાય તે માટે આ માતાની બાધા રખાય છે. બાધામાં લોકો અહીં મંદિરમાં પૈસા ઉછાળે છે, કોઈ કોઇ ઘંટ બંધાવે છે અને વધુ સાધનસંપન્ન હોય તે ધર્મશાળા બંધાવે છે. આ રીતે ૩૦ થી વધુ ધર્મશાળાઓ થઇ ગઇ છે અને વર્ષે વર્ષે વધતી જાય છે. થોડા વખત પછી *Village or City of Dharmshala* થઇ જાય તો નવાઇ નહિ. ધર્મશાળા બધી ખાલી પડેલી હતી. પ્લેગના દિવસોમાં અત્રે યાત્રાળુઓ ન આવે તે માટે મિ. બ્રેઇને પોલીસો મારફત બંદોબસ્ત રખાવ્યો હતો.

ગામમાં ૫૦૦ થી વધુ રેંટિયા ચાલુ છે. પીંજ્યા વિનાનું ગોદડાનું રૂ કંતાય છે. રેંટિયા જૂની પદ્ધતિના અને હાલનડોલન સ્થિતિમાં છે. ત્રાકો મોટી તથા ઠરડાયેલી માલુમ પડી. સુતર બે ત્રણ નંબરનું કંતાય છે અને તેનો ગોદડાંનાં ખોળિયાં બનાવવા માટે ઉપયોગ થાય છે ગામમાં વણકરો છે, તે આ સુતર વણી આપે છે. રેંટિયાસુધારની દિશામાં મિ. બ્રેઇન તરફથી કોઇ પણ જાતનો પ્રયત્ન થયો નથી એ નવાઇ જેવું લાગે છે. સુતર-કંતામણ જો વ્યવસ્થિત થાય તો આ ગામ ખાદીપ્રવૃત્તિમાં ઘણો ફાળો આપે એમ લાગે છે.

ઉપલી વિગત પ્રત્યક્ષ નિરીક્ષણથી ભેગી કરી બીજી હકિકત ગામલોકોની સાથે વાતચીત કરવાથી મને જે મળ્યાં અને જે રીતે હું સમજ્યો તે રીતે મૂકું છું.

મિ. બ્રેઈન પોતે ગ્રામોન્નતિના કાર્યમાં મૂળથી જ કંઈક રસ લેતા લાગે છે. લાહોરમાં એકાદ વખત વિદ્યાર્થીઓની સભા સમક્ષ ગ્રામોન્નતિ પર ભાષણ કરેલું. એમણે પોતાના Deputy Commissioner ના હોદ્દાની રૂએ જેટલી સત્તાનો ઉપયોગ થઈ શકે તેટલીનો તેમણે કલ્પેલી ગ્રામોન્નતિની ધારણા પ્રમાણેની યોજનામાં કર્યો. આ બધા કાર્યની પાછળ કીર્તિ અને હોદ્દાનો લોભ હતો તે ચોખ્ખો દેખાય છે. (કહેવાય છે કે તેમના આ કાર્યથી આકર્ષાઈ India Government એ તેમને Deputy Commissioner માંથી કમિશનર બનાવ્યા) સેવાવૃત્તિથી કાર્ય થયું નથી. કેળવણી પહેલાં, અને પછી કાર્ય થવું જોઈએ. કેળવણીના ફેલાવા સિવાય કાર્યનો આરંભ થયો. લોકો આ બધું શું થાય છે તે વિચિત્રતાની દૃષ્ટિએ નિહાળી રહ્યા. જીલ્લાનો મોટામાં મોટો અમલદાર કહે છે માટે કરવું જોઈએ અને નહિ કરીએ તો ગુનામાં આવીશું અને તેની અવકૃપાને પાત્ર થઈ પડીશું, એ જાતની વૃત્તિ લોકોમાં પેદા થઈ. કેળવણી માટે મિ. બ્રેઈને પ્રયત્ન કર્યો પણ તે બધો પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે. લોકોમાં તે ઝીલવાની વૃત્તિ અને શક્તિ નહોતી. બધા પ્રયોગની પાછળ લોકો શંકાની દૃષ્ટિએ જોવા લાગ્યા. ભણાવનારાઓની લાયકાત નહિ જેવી. સ્ત્રીશિક્ષિકાઓને રૂા. ૫૦ સુધીના ભારે પગારો આપવામાં આવતા. બાળક, બાળાઓ યુવાનવર્ગને શિક્ષણ આપવાના પ્રયત્નો થતા એ સમજી શકાય; પણ સાઠ સાઠ વર્ષની ડોસીઓને પણ અક્ષરજ્ઞાનની ધમાલમાં પડવાનું કહેવામાં આવતું. ગામસફાઇ માટે પણ ભારે પગારો અપાતા અને મિ. બ્રેઈન આવવાના હોય તે દિવસે ફરજિયાત રીતે ગામ સાફ રાખવામાં આવતું.

## પ્રચારની પદ્ધતિઓ

મિ. બ્રેઈને પ્રચાર કરવામાં મણા રાખી નથી. ચોપાનિયાં પુષ્કળ છપાવ્યાં, લોકોમાં વહેંચાવડાવ્યાં. ભાષણો પણ મિ. અને મિસીસ બ્રેઈન જાતે હિંદીમાં કરતાં. તેમ સરકારી અમલદારો પણ ભાષણો કરતા. નાટકો તથા મેજીક લેન્ટર્નનો પણ ઉપયોગ થતો.

## ગ્રામભોમિયા ( *Village guides* )

વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપી અમુક મુદત સુધી શિક્ષણ આપવામાં આવતું અને પરીક્ષામાં ઉત્તીર્ણ થયે ગ્રામભોમિયા તરીકે નિમણૂંક કરવામાં આવતી. આ 'ભોમિયા'ને ગ્રામોન્નતિના દરેકે દરેક વિષય જાણવા અને તે પ્રમાણે ગ્રામ જનતાને દોરવી. આ રીતે ૭૫ જેટલા ગ્રામભોમિયા નીમવામાં આવ્યા હતા. આ ગ્રામભોમિયા જો સેવાભાવી અને ઉદ્યોગશીલ નીવડયા હોત તો મિ. બ્રેઈનનું કાર્ય વધુ દીપી નીકળત ખરું. પણ સાંભળવા પ્રમાણે એમ માલુમ પડે છે કે આ લોકો કંઇ જ કામ નહોતા કરતા. ગ્રામભોમિયા માટેના વિદ્યાર્થીઓ મુખ્યત્વે લોકલ બોર્ડના સભ્યોના સગાવહાલા અને ઓળખીતા જ લેવામાં આવતા. રૂા. ૫૦ થી ઉપરના ભારે પગારો આપવામાં આવતા; જ્યારે કામ નહિ જેવું કરતા. ઉદ્યોગશીલ ન હોવાથી લોકોની આંખે ચડે એ સ્વાભાવિક હતું અને એવા ઉપદેશકોની અસર ન જ પડે. અત્યારે ગ્રામભોમિયામાંનો કોઇ રહ્યો નથી.

સહકારી બેંકોનો વહીવટ પણ સારો નથી ચાલતો, એવું ઘણા ગ્રામલોકો તરફથી સાંભળ્યું. બેંકના નોકરોને રૂા. ૧૫૦ થી ૨૦૦ જેટલા ભારે પગાર અપાતા, જ્યારે શેર

ભરનારને બહુ ઓછું મળતું. હિસાબમાં પણ ઘણા ગોટાળા થયા છે અને સેંકડો રૂપિયા ઉચાપત થયાનું સંભળાય છે. આમાં ગામના પ્રતિષ્ઠિત લોકો પણ સંડોવાયા છે.

પહેલાં જે ગામડામાં નિશાળો ખોલવામાં આવી હતી તે બધી બંધ પડી છે. School of Rural Economics પણ બંધ પડી ગઇ છે. ફંડ હવે રહ્યું નથી. છાણાં થાપવાનો જે પ્રતિબંધ હતો તે રહ્યો નથી. લોકો હવે છૂટથી છાણાં થાપે છે. તે એટલે સુધી કે ગુરગાંવ પાસેના ત્રણ માઇલ પરના ગામડામાં તો મિ. બ્રેઇને બંધાવેલા મકાનની ભીંતો પર પણ. Persian Wheel નો કોઇ ભાગ્યે જ ઉપયોગ કરે છે, નવાં કોઇ કરાવતું નથી, જૂના છે તે એક યા બીજે કારણે બંધ છે. નહેર પાસે કૂવા ન્યાં છીછરા છે ત્યાં થોડાક ચાલે છે. બીજે બધે બંધ છે મિ. બ્રેઇનના વખતમાં ગામડામાં ૧૦૦૦ થી વધુ ગુરગાંવ હળ ચાલુ થયાં હતાં તે બધાં ગુરગાંવમાં લોકો પાછાં નાખી ગયા છે. મિ. બ્રેઇનના વખતમાં સુધરેલું બીવાનું લોકો ખરીદતા પણ હવે બહુ જ થોડા ઘઉં A. 8. વાપરે છે. ખાતર પણ પહેલાંની માફક એકઠું કરે છે, ખાવાપીવા, પહેરવાઓઢવા, નાહવાધોવામાં અને સમાજના બીજા રીતરિવાજોમાં કંઇ ફરક પડયો નથી. જે કંઇ સુધારા થયા તે દબાણ હઠતાં નીકળી ગયા. પ્રજામાં Reaction થયું છે. અને લોકો હતા ત્યાંને ત્યાં આવી ગયા છે; અને હવેથી પ્રજામાં આ જાતનું કાર્ય ઉપાડવામાં આવે તો વિશ્વાસ મેળવવો મુશ્કેલ થઇ પડે.

ગ્રામોન્નતિના કાર્ય માટે નાણાંની જરૂર સ્વાભાવિક રીતે પડે. મિ. બ્રેઇને પોતાની લાગવગથી જાણીતા શહેરી પાસેથી ફંડ ભેગું કર્યું અને તે સાથે ખેડૂતો પર ફંડનો બોજો લાદ્યો. ખેડૂતને મહેસુલ ભરવાનું હોય તેની સાથે અમુક ટકા કર ફંડના રૂપમાં આ કાર્યમાં આપવો જ એવું નક્કી કર્યું. તેથી લોકોને ફરજિયાત રીતે આ ફંડમાં પૈસા ભરવા પડતા. મિ. બ્રેઇન રહ્યા ત્યાં સુધી, શાળાઓ, Village guides અને અનેક મંડળો નભ્યાં; નાટકો, પ્રદર્શનો અને shows થયા; હવે ફંડ રહ્યું નથી; શાળાઓ, ગ્રામસેવિયાં, નાટકો, પ્રદર્શનો વગેરે બંધ થઇ ગયાં. Village Committee એ નામની સંસ્થા છે. તેના પ્રમુખ District Inspector of Schools છે. તેઓ આ કાર્યમાં રસ ધરાવતા હોય એમ લાગતું નથી. સરકારી અમલદારોને મન આ અખતરો ભૂતકાળમાં મહાન વસ્તુ તરીકે હતો. મિ. બ્રેઇનના વખતમાં બધા સરકારી અમલદારો ગ્રામોન્નતિના કાર્યમાં સક્રિય ફાળો આપતા, સેવાવૃત્તિના આદર્શથી પ્રેરાઇને નહિ પણ મિ. બ્રેઇનના સરકારી હોદ્દાની સત્તાથી ડરી અંજાઇને અને ખુશામત કરવાના આશયથી જ. અત્યારે તો તેઓ મિ. બ્રેઇનના અખતરાને અવગણનાની દૃષ્ટિએ જુએ છે. આ કાર્યમાં કોઇ ખાસ રસ લેતું નથી. Body without soul ના જેવી આ અખતરાની અવસ્થા છે. થોડા વખતમાં Body જેવું પણ નહિ રહે. જે જે જાહેર સંસ્થાઓ ઊભી કરી હતી તે તે દિનપ્રતિદિન તૂટતી જાય છે અને થોડા સમય પછી મિ. બ્રિઇનનો અખતરો ભૂતકાળની વસ્તુ તરીકે થઇ જશે એમ લાગે છે.

મિ. બ્રેઇનનો અંગત સ્વાર્થ શો હતો તે તપાસીએ. કહેવાય છે કે તેને ઊંચી પાયરીએ ચડવું હતું. કીર્તિ અને નામના મેળવવી હતી. લોકોની દૃષ્ટિએ તો તેનો અખતરો નિષ્ફળ ગણાય છે. સરકારી અમલદારો પણ નહિ જેવી માનજારી વૃત્તિ પ્રયોગ તરફ દર્શાવે

છે. મિ. બ્રેઇને બે ચોપડીઓ લખી હિંદમાં તેમ જ વિલાયતમાં ઉહાપોહ કરી નામના મેળવી.

મિ. બ્રેઇનનો અખતરો નિષ્ફળ નીવડવાનાં મુખ્યત્વે આટલાં કારણો ગણાવાયઃ (૧) બધું અમલદારની સત્તાની રૂએ થતું (૨) ગુણવાળા કરતાં ઓળખાણવાળાને નોકરીએ રાખ્યા. (૩) સેવાવૃત્તિવાળાને વેતન મળવું જોઇએ તેથી ઘણું વધારે વેતન આપી ગ્રામસેવિયા તથા અન્ય કાર્યકર્તા વર્ગ ઉત્પન્ન કર્યો. (૪) પૌર્વાત્યને બદલે પાશ્ચિમાત્ય પદ્ધતિઓનો ઉપયોગ કર્યો. (૫) અમુક નિશ્ચિત દિશામાં કાર્ય કરવાને બદલે અનેક દિશામાં થોડા થોડા પ્રયત્નો કર્યા. (૬) લોકોની આર્થિક, સામાજિક, ધાર્મિક માન્યતાઓને પૂરેપૂરી સમજ્યા વિના સુધારા દાખલ કરવાનો પ્રયાસ કર્યો.

આ લેખ ઉપરથી ગામડાંમાં કાર્ય કરનાર ભાઇઓને બોધપાઠ તેમ જ યોગ્ય દિશામાં સૂચન મળી રહેશે અને મિ. બ્રેઇને જે જે ભૂલો કરી તેમાં પડતાં અને કરતાં અટકશે. તો ગ્રામોન્નતિનું કાર્ય સારા પાયા પર ટકશે, યોગ્ય રીતે નભશે અને સ્થાયી સુંદર પ્રગતિ કરશે એવી મારી માન્યતા છે.

ત્ર્યંબકલાલ ભગવાનદાસ ભટ્ટ

## કાગ અને કોયલ

( સ્રગ્ધરા )

પોષાએ કોકિલાઓ, કળકળ કરતા કાગડાના કુટુંબે,
આત્માની પ્રેરણાથી પણ સ્વર મીઠડા કોકિલા વિશ્વ કૂજે;
તેવી રીતે કવિ આ ભડભડ બળતા વિશ્વમાં ઊછરે છે,
કિંતુ એના ઉરેથી, અમીરસ સરખા સ્રોત કાવ્યે સરે છે.

જેઠાલાલ ત્રિવેદી

# દક્ષિણ આફ્રિકાની મિશ્ર કોમો

દક્ષિણ આફ્રિકા છે તો દેશ નાનકડો, પણ તેમાં ઘણી કોમોનો ખીચડો થયો છે. હિંદમાં મુઠ્ઠીભર ગોરાઓ બાદ કરતાં આખી વસ્તી લઇએ તો તે એકધારી હિંદી ગણાય. હિંદી સંસ્કૃતિ એ તેત્રીસે કરોડ ભારતવાસીઓની વાડમાં એકસરખી વહે. હિંદુ કે મુસ્લીમ, પારસી કે શીખ, બધાએ હિંદીઓનું જીવન એકસરખું. ધર્મો જુદા,' પણ સભ્યતા એક. આવી સ્થિતિ દક્ષિણ આફ્રિકામાં નથી.

દક્ષિણ આફ્રિકા વિવિધ સંસ્કૃતિની વેદી છે. અહીં ત્રિવિધ સંસ્કૃતિનો સંગમ થયો છે. પશ્ચિમની પ્રબળ સંસ્કૃતિ, બાન્ટુઓની જંગલી સંસ્કૃતિ અને એશિયાની યશસ્વી સંસ્કૃતિ સાથે અથડાઇ રહી છે અને સત્તા અને લાગવગને બળે ઝડપી સામ્રાજ્ય જમાવવા મેદાને પડી છે. પશ્ચિમની આ સબળ સંસ્કૃતિના વેગે બિન ગોરાઓને આકર્ષ્યા છે અને એ અખાડામાં શહેરી બાન્ટુઓએ પણ ઝંપલાવ્યું છે.

બાન્ટુઓથી અગાડી જઇ, પાશ્ચિમાત્ય સંસ્કૃતિને વરનારા તે દક્ષિણ આફ્રિકાના 'કેપ કલર્ડઝ' નામથી ઓળખાતા રંગીન લોકો. રંગીન લોકો હિંદના યુરેઝીઅનોની જેમ મિશ્ર પ્રજા છે. દેશીઓ અને ગોરાઓના વિષયી સંસર્ગનાં ફળ તે રંગીનો. રંગીનોનો આ સમૂહ પોતાને યુરેફ્રિકન પણ કહેવડાવે છે. રંગીનોમાં મલાયો, મોરીશિયનો અને ગ્રીઓલ લોકોનો કાયદા દ્વારા સમાવેશ કરવામાં આવ્યો છે. વસ્તીપત્રક ગણાય ત્યારે બિન ગોરી વસ્તીના ત્રણ ભાગ પાડવામાં આવે છે. બાન્ટુઓ, એશિયાઇઓ, મિશ્ર અને બીજી કોમો. દક્ષિણ આફ્રિકાના દેશીઓની (બાન્ટુ) વસ્તી લગભગ પચાસ લાખ છે. એશિયાઇઓમાં હિંદીઓ અને ચીનાઓનો સમાવેશ કરાયો છે. જાપાનીઓ માત્ર ત્રીસેક છે, પણ એશિયાઇ વિરોધક કાયદાઓ તેઓને લાગુ પાડવામાં આવતા નથી. આ ભેદનું દેખીતું કારણ જાપાનનું બળ છે. બીજા એશિયાઇઓ નહિ જેવા જ છે. એશિયાઇ લોકોની વસ્તીનો ૯૦ ટકા ભાગ હિંદીઓનો બનેલો છે.

આ સ્થળે દક્ષિણ આફ્રિકાની વિચિત્ર મનોદશાનો પણ ઉલ્લેખ કરી દઉં. એશિયાઇ લોકોના વર્ગીકરણમાં યુનિયન સરકારે ભૂગોળ તરફ લક્ષ ન આપ્યું; તેણે તો માત્ર રંગ અને રહેણીકરણી જોયાં છે. સીરિયા અને પેલેસ્ટાઇન એશિયાઈ દેશો છે, પણ સીરિયનો અને યહૂદીઓને કાયદાની દૃષ્ટિએ એશિયાઇ ગણવામાં આવતા નથી. તેઓનું સ્થાન ગોરાઓ સાથે રખાયું છે. દક્ષિણ આફ્રિકામાં ૭૦,૦૦૦ યહુદીઓ અને ૨,૦૦૦ સીરિયનો છે.

કેપ કલર્ડ લોકોનો ઇતિહાસ બહુ જ્વલંત નથી, પણ રસિક તો છે જ. તેઓની કોમની શરૂઆત સત્તરમી સદીના મધ્યમાં થઇ. એ વખતે કેપ કોલોનીમાં ડચ લોકો પહેલવહેલા જ વસવા આવેલા. બાર્થોલોમ્યુ ડાયસને હાથે કેપની શોધ થયાને ત્યારે ૧૫૦ વર્ષ જ થયાં હતાં. ઇ. સ. ૧૬૫૨ના એપ્રિલ માસમાં પ્રસિદ્ધ ગવર્નર ફાન રીબીક ટેબલ-વેલીએ ઊતર્યો.' અહીં તેમણે અર્ધનગ્ન જંગલી દેશીઓનાં થોડાં કુટુંબો જોયાં. એ દેશીઓનો

વડો એક ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી જાણતો દેશી હતો. ફાન રીબીક તેને હેરી કહી બોલાવતો. તેણે તેનો દુભાષિયા તરીકે ઉપયોગ કરવા માંડયો, અને ડચ સેટલર્સનો દેશીઓ સાથેનો સહવાસ શરૂ થયો. તેણે ગોરી રીતભાત શરૂ કરી. તે ગોરાઓની જેમ બોલે, ચાલે, કપડાં પહેરે અને ખાણું લે. તે ખરેખરો યુરોપીય દેશી બની ગયો. તેની એક ભત્રીજીનું નામ ઇવા હતું. ફાન રીબીકે ઇવાને પોતાના ઘરમાં રાખી અને તેને ગોરી સંસ્કૃતિમાં ઉછેરવામાં આવી. સોળ વર્ષની ઉંમરે તો ઇવા ડચ ભાષા શીખી ગઇ અને છૂટથી બોલતી થઇ.

ઇવાનું જીવનવૃત્તાંત પ્રાચીન સેટલર્સના ઇ. સ. ૧૬૫૨–૧૬૭૪ સુધીનાં 'જર્નલ'માં મળી આવે છે. ઇવા પોતાની યુરોપીય રીતભાતથી પોતાના જાતભાઇ દેશીઓ પાસે દમામથી કામ લેતી. દુભાષિયાપણું કરતી હોય ત્યારે સરસ યુરોપીય પોષાકમાં સજ્જ થતી. જાણે તે પોતાની હોટેન્ટોટ કોમની રાજરાણી ન હોય. પશ્ચિમની આ અસરથી તે જાણે સુધરેલી હોય તેમ દેખાતી, પણ કોઇક વાર તો તે યુરોપીય રીતભાતને પોતાનાં કપડાં સાથે ફંગોળી દેતી અને પોતાના લોકો સાથે નગ્નતા અને મલિનતામાં મઝા માણી મિશ્ર સંસ્કૃતિનું અદ્ભુત દર્શન કરાવતી. પુખ્ત વયની થતાં સુધીમાં તેણે રસિકતાના ઘણાયે અલટાપલટા કર્યા. તેને બે છોકરાં યે થઇ ગયાં. તેમાં એક તો ગોરાનું હતું. તે આજે અહીં તો કાલે ત્યાં એમ ભટકવા લાગી. છેવટે ઠેકાણે આવી, ડાહી થઇ હોય એવું જણાયું. ભાવિ સારી ચાલચલગતના વચને તેને ક્ષમા બક્ષવામાં આવી, અને ખ્રિસ્તી ધર્મમાં લેવામાં આવી. ઇવા ૨૧ વર્ષની ઉંમરે ૨૭ વર્ષના ડચ સાહસિક પ્રવાસી અને સર્જન પીટર ફાન મીરહોફને પરણી. દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં દેશી અને ગોરાના ખ્રિસ્તી રિવાજ મુજબ આ પહેલવહેલાં લગ્ન થયાં. આ લગ્નનો આશય દેશી અને ગોરી કોમ વચ્ચે સદ્ભાવ પ્રસારવાનો હતો. તે હેતુ તો ન સધાયો. વળી લગ્ન સુખીયે ન નીવડયાં. તેઓ રોબન ટાપુ ગયા બાદ મીરહોફ પ્રવાસ અર્થે માડાગાસ્કર ગયો અને દેશીઓને હાથે તેનું ખૂન થયું. ઇવા વિધવા થઇ, અને દારૂનું વિશેષ શરણુ લેવા લાગી. તેને સર્જનના પેટનાં ત્રણ છોકરાં થયાં હતાં. સર્જનના મરણ બાદ તેનું જીવન અગાઉની જેમ અનાચાર, વ્યભિચાર, હેવાનિયત અને મિશ્ર સંસ્કૃતિ વચ્ચે જ પસાર થયું. ૧૯ જુલાઇ ૧૬૭૪ના રોજ તે મરણ પામી.

ઇવાના જીવનચરિત્ર વિષેનો નિંદાત્મક હુમલો ઉપર વર્ણવ્યા પ્રમાણે પ્રાચીન 'જર્નલ' માં થયો છે, પણ કેટલાક વિદ્વાનો એ મતને મળતા નથી. તેઓ ફાન રીબીકના જ શબ્દો રજૂ કરી કહે છે કે: ઇવા 'એક હોટેન્ટોટ કુટુંબની સદ્ગુણી યુવતી હતી." આમ છતાં ઇવાના આખા જીવન પર તેમના સદ્ગુણની દૃષ્ટિએ વિશેષ પ્રકાશ પાડનાર પ્રમાણભૂત સંશોધન થયું નથી. આ ઉપરાંત વળી એક સંપ્રદાય એવો છે કે જેઓની માન્યતા પ્રમાણે બધા રંગીનોની ઉત્પત્તિ ગેરકાયદેસર સંસર્ગથી થઇ. તેઓ તે માટે ઇવાના જ પીટરફાન મીરહોફ સાથેના કાયદેસર લગ્નનું દૃષ્ટાંત ટાંકે છે. કેટલાક રંગીનનેતાઓ એવો દાવો કરે છે કે રંગીનો એ હોટેન્ટોટ ડચ પ્રજાનો પરિપાક નથી; પણ મલાય–ડચ લગ્નનો ફાલ છે. કેટલાક રંગીનો તો સંપૂર્ણ ગૌરાંગ છે અને તેઓ ગોરાઓ જેટલા જ શહેરીત્વના હકોનો ઉપયોગ કરી રહ્યા છે. રંગીનોની રહેણીકરણી ગોરી રહેણીકરણી જેવી જ છે; નામો પણ સરખાં જ છે, ધર્મ પણ સરખો જ છે. એટલે ગૌરવર્ણી રંગીનો સહેલાઇથી ગોરા તરીકે ખપી જાય છે.

દક્ષિણ આફ્રિકા પચરંગી પ્રજાઓનું ધામ છે. તેને અંગે આંતર-કોમી લગ્ને તેનો ઇતિહાસ શરૂ થયો છે. આંતર-કોમી લગ્નનાં ફળોએ રંગીન કોમ જન્મ પામી છે. આ ત્રિવિધ સંસ્કૃતિવાળા દેશમાં—જે હિંદની જેમ ધાર્મિક સંસ્કારની ઉચ્ચ શ્રેણી પર નથી ત્યાં આંતર-કોમી લગ્નો થયાં જ કરવાનાં એમ કેટલાકનું માનવું છે. મિશ્રલગ્નથી પ્રજા ઘણેભાગે વર્ણસંકર બને છે; મિશ્ર લગ્નો બહુ થોડા કિસ્સાઓમાં જ ફળદાયી નીવડે છે; મોટે ભાગે તે નિરાશાજનક બને છે અને તેમાં સંડોવાયેલાઓને પસ્તાવો કરવાનો પ્રસંગ સાંપડે છે. પણ જ્યાં નિકટ સહવાસ સુલભ્ય છે અને કામવાસના તૃપ્ત કરવાનાં સાધન અધૂરાં છે ત્યાં આ પરિસ્થિતિ કુદરતી રીતે ઉદ્‌ભવે છે. દક્ષિણ આફ્રિકા જેવા નાની વસ્તીવાળા દેશમાં યે આજે આવા સંજોગોમાં જન્મ પામેલી પ્રજાની સંખ્યા લાખ જેટલી છે. હવે તો, કેપ સિવાયનાં પ્રાંતોમાં, ગોરા અને બિનગોરા વચ્ચેના લગ્ન પર પ્રતિબંધ મૂકાયો છે, તેથી આવાં લગ્નો ચમકાવનારી રીતે વધતાં જતાં નથી. રંગીનો માંહોમાંહે પરણે છે અને તેઓની એક જુદી કોમ થઈ ગઇ છે. હિંદીઓમાંયે થોડાક એવા નીકળ્યા છે કે જેઓએ રંગીન છોકરીઓ સાથે લગ્ન-ગાંઠ બાંધી છે. તેઓ ઘણે ભાગે હિંદથી વિમુખ બન્યા છે. ગોરાઓ અને બિનગોરાઓ વચ્ચેનાં લગ્નનું પરિણામ બન્ને વર્ગ માટે સમાજ-ભ્રષ્ટતામાં આવે છે. તેમના તરફ પોતાની કોમનો ચાહ રહેતો નથી. સાધનસંપન્ન બિનગોરાઓને જ ગોરી સ્ત્રીઓ પોષાય છે. થોડા ભણેલા હિંદીઓને ગૃહે ગૌરાંગ પત્ની બિરાજે છે. તેઓનાં જીવન સાધારણ રીતે સુખી છે; પણ જે લગ્નો પાછળ લક્ષ્મીનું બળ નથી રહ્યું તે લગ્નો એ દંપતીઓ માટે દયાજનક નીવડ્યાં છે. પણ આવા કિસ્સા બહુ થોડા છે.

કેપના રંગીનો, જે મિશ્ર કોમ છે, તેઓની વસ્તી ૫,૮૭,૫૪૦ છે. તેમાંથી લગભગ ત્રણ ભાગની વસ્તી કેપ પ્રાંતમાં જ છે. બાકીની ટ્રાન્સવાલ, ફ્રી સ્ટેટ અને નાતાલમાં વહેંચાયેલી છે. કેપમાં તેઓને મતાધિકાર છે, તેમ બીજાયે બધા બિનગોરાઓને મતાધિકાર છે, એટલે તેઓ સામાન્ય રીતે પોતાનો અવાજ રજૂ કરી શકે છે. રાજદ્વારીઓ પણ તેઓને હાથમાં રાખવા તલસતા હોય છે; કેમકે તેઓના મતાધિકારની ગરજ દરેક ચૂંટણી વખતે પડે જ છે. કેપમાં હિંદીઓ, બાન્ટુઓ અને રંગીનો બીજા પ્રાંતો કરતાં રાજદ્વારી દૃષ્ટિએ ચડીઆતા છે. તેઓ ઉપર વિરોધી કાયદાઓની આફત પ્રતિદિન ઘૂરકતી નથી, તેઓ ઉપર હુમલાઓ ઓછા થાય છે. એ બધાંનું કારણ તેઓ પાસે રહેલું મતાધિકારનું સંગીન બળ છે.

રંગીન લોકો દેખીતી રીતે બે રાજદ્વારી પક્ષમાં વહેંચાયા છે. એક પક્ષ માને છે કે બધાયે બિનગોરી કોમોને એકત્ર કરી ગૌરાંગ સરકાર પાસેથી સમાનતાના હક પ્રાપ્ત કરવા; વિરુદ્ધ પક્ષ માને છે કે ગોરાઓ સાથે સહકાર કરી પોતાની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો. વિશેષે કરીને આવો વિચારભેદ કોઇ પરિષદ ભરવાની હોય કે સરકારને રજુઆત કરવા જવાનું હોય ત્યારે જ ઉગ્ર રીતે પ્રકાશમાં આવે છે. રંગીન લોકોનું એક જ વર્તમાનપત્ર ને સાપ્તાહિક 'ધી સન' છે. હિંદીઓનો રંગીનો સાથેનો રાજદ્વારી સંબંધ લાગણીભર્યો છે. રંગીનો હિંદીઓ તરફ શત્રુની નજરે નથી જોતા. તેઓ એકંદરે ભાઈચારો જાળવે છે. તેનો તાજો દાખલો હમણાં જ ટ્રાન્સવાલના હિંદીઓની સોનેરી લત્તામાંહેની સ્થિતિ તપાસવા માટે બેઠેલ ટ્રાન્સવાલ એશિયાઇ ટેન્યોર કમિશન સમક્ષ રંગીન લોકોનાં મંડળે હિંદી રજુઆતોને ટેકો આપનારું નિવેદન સમર્પણ કર્યું હતું, અને રંગીન કોમની મૈત્રી દૃઢ કરી હતી.

રંગીનોનું ટ્રાન્સવાલમાં આગમન ડચ પ્રવાસીઓ સાથે ઇ. સ. ૧૮૩૬માં થયું. તેઓએ, મલાયોની જેમ, ડચ લોકોની શુશ્રૂષામાં પોતાનું જીવન પરોવ્યું હતું. આ મહાન પ્રવાસ 'ધી ગ્રેઇટ બોર ટ્રેક'ના નામે ઓળખાય છે. ઇતિહાસમાં એ પ્રસિદ્ધ બનાવ છે; અને તેનાં ચિત્રો દક્ષિણ આફ્રિકામાં સ્થળે સ્થળે નજરે પડે છે. સ્વમાન સાચવવા માટે કેપ છોડી બોર લોકોએ વાલ નદી ઓળંગી અને વાલ નદીના ઉપરના ભાગને ટ્રાન્સવાલ નામ અપાયું. આ ભીષણ પ્રવાસ, જે એ જમાનાની અજાણ્યા દેશના પ્રવાસની મુશ્કેલીઓથી ભરપૂર હતો, તેમાં રંગીનો 'ટૂર ટ્રેકર્સ' સાથે ચાલી નીકળ્યા હતા. તેઓના શેઠોની સેવા કરી, તેમના જાનમાલનું રક્ષણ કરવામાં પોતાનો ફાળો આપી તેઓ ડચ લોકોના એક જરૂરી અંગરૂપ બની ગયા.

રંગીન લોકોનું રાજદ્વારી સ્થાન ગોરાઓ અને બાન્ટુઓની મધ્યકક્ષાએ છે. તેઓમાં પશ્ચિમની સંસ્કૃતિ વહેતી હોવાથી તેમને દક્ષિણ આફ્રિકાની વસ્તીના સ્થાયી અંશ તરીકે સ્વીકારવામાં સરકાર વાંધો લેતી નથી. કેપમાં બાન્ટુઓનો મતાધિકાર ઝૂંટવવા સરકાર કરી રહી છે, અને એ કઠિન પ્રશ્ન પાંચેક વર્ષથી ચર્ચા રહી છે; પણ રંગીનોને તેઓથી ચડીઆતું સ્થાન આપી તેઓના હક્કો સુરક્ષિત રાખવાની સરકારની ના નથી. સરકારની આ ભેદનીતિ દરેક ક્ષેત્રમાં દૃષ્ટિગોચર થાય છે. સરકારી ઑફિસોમાં, નિશાળોમાં, રેલવેઓ કે કારખાનાંઓમાં રંગીનોને દેશીઓથી ચડીઆતો પગાર મળે છે.

કેળવણીની દૃષ્ટિએ, રંગીન લોકોએ ચમકાવનારી પ્રગતિ કરી ન કહેવાય; છતાં એટલું તો કહેવું પડે કે તેઓમાં નિરક્ષરતા બહુ ઓછી છે. તેઓની વસ્તીનો સરવાળે પચાસ ટકા ભાગ વાંચી શકે છે. તેઓમાં હજુ યુનિવર્સિટિની કેળવણીનો પવન વાયો નથી. કદાચ એમ પણ હોય કે તેઓનાં મર્યાદિત સાધનો વચ્ચે નડતાં હોય. કેપમાં ત્રણ રંગીન દાક્તરો અને ૭ ગ્રેજ્યુએટો છે. મેટ્રીક સુધી પહોંચેલા અને શિક્ષક તરીકે કેળવાયેલાની સંખ્યા સારી છે. ભણેલા રંગીનોનો પાંચ ટકા ભાગ શિક્ષક તરીકે કામ કરે છે.

કેપમાં રંગીનો માટે ૭ ટ્રેનિંગ સ્કૂલો છે, ટ્રાન્સવાલમાં ૪ છે અને ફ્રી સ્ટેટ તથા નાતાલમાં એકેક છે. દક્ષિણ આફ્રિકામાં બિનગોરાઓની (દેશીઓ સિવાય) નિશાળોની સંખ્યા ૭૩૯ છે. વિદ્યાર્થીનો માથાદીઠ ખર્ચ પા. ૨-૧૭-૨ સરકાર તરફથી અપાયો છે. કેપમાં રંગીન વિદ્યાર્થીઓની પ્રાથમિક શાળાઓમાં કુલ સંખ્યા ૭૭,૦૦૦ છે. નાતાલનો આંકડો બહાર નહિ આવ્યો, પણ તે સિવાયના કેપ, ટ્રાન્સવાલ અને ફ્રી સ્ટેટ ત્રણેય પ્રાંતનો કુલ આંકડો ૮૫,૦૦૦ છે. ૩૦,૦૦૦ છોકરાંઓ નિશાળની ઉંમરનાં છે. પણ કેળવણીની સગવડને અભાવે રઝળે છે. કેપની રંગીન નિશાળોનો ૯૦ ટકા ભાગ તો ચર્ચની નિશાળોનો જ બનેલો છે.

રંગીનો અને બધા બિનગોરાઓ માટે પ્રાથમિક કેળવણી મરજિયાત છે; ગોરાઓની જેમ ફરજિયાત નથી. દરેક વર્ગ માટે નિશાળો જુદી રખાય છે. પણ યુનિવર્સિટિ કૉલેજોમાં રંગીનોના પ્રવેશ માટે કાનુનનો પ્રતિબંધ નથી.

રંગીન લોકો વિશેષે કરીને દરિદ્ર કોમ છે. તેઓની દરિદ્રતાનો ચિતાર થોડાં અઠવાડિયાં પહેલાંની મળેલી સંયુક્ત ગોરા-રંગીન પરિષદમાં રજૂ થયો હતો. રંગીનો મોટે ભાગે ખેતરમાં અને ઘરમાં કામ કરનાર નોકરવર્ગ છે. આ ઉપરાંત કેટલાક દુકાનોમાં, કારખાનાંઓમાં, અને ઑફિસોમાં કામકાજ કરે છે. તેઓ ગોરાઓના સહવાસથી સુતાર, લુહાર,

કડિયા વગેરેનું કામ શીખી ગયા છે અને ઘર બાંધવાનું કામ ઓછે ખર્ચે કરી આપે છે. પણ રંગભેદપોષક કાયદાઓ રંગીનોની આર્થિક પ્રગતિના માર્ગમાં ખીલારૂપ છે અને તેને પરિણામે રંગીનો ઊંચે ચઢી શકતા નથી. તાજેતરમાં રંગીનોની આર્થિક સ્થિતિની સત્તાવાર તપાસ કેપટાઉનમાં થઈ હતી. તેને પરિણામે એવી સ્થિતિ માલૂમ પડી હતી કે ૬,૪૨૦ કુટુંબોમાં ૪,૦૦૦ કુટુંબો એવાં હતાં કે જેઓની એક સંયુક્ત કુટુંબ દીઠ માસિક આવક દશ પાઉંડથી ઓછી હતી. ૪૬૬ કુટુંબોની આવક શૂન્ય હતી. રંગીનોની દરિદ્રતા એવી છે કે બીજે દિવસે રોજી મળે તો જ ખોરાક ખવાય, નહિ તો ભૂખે મરવું પડે. એક બીજી તપાસને પરિણામે એ સત્ય પ્રગટ થયું હતું કે ૬૦,૦૦૦ માણસોનાં કુટુંબો એક ઓરડામાં ચીચોચીચ વસનારાં છે. એક મુકરદમા પ્રસંગે મેજીસ્ટ્રેટ સમક્ષ પુરાવો રજૂ થયો હતો કે એક ગલીચ ઓરડામાં એક ખાટલા પર પાંચ માણસો સૂતાં હતાં. આવા સંજોગોમાં માબાપો ઉકરડાનો અને છોકરાંઓ આરામ માટે ગટરનો આશરો લે એમાં શું નવાઈ? રંગીનોની આ દુર્દશા માટે મોટે ભાગે ગોરાઓ જવાબદાર છે અને એ વસ્તુસ્થિતિનો સ્વીકાર કેપનાં પ્રતિષ્ઠિત વર્તમાનપત્રો પણ કરે છે. આ સંજોગોમાં તેઓની આર્થિક પ્રગતિ કરવા ગોરાઓએ પ્રવૃત્તિ હાથ ધરવી જોઈએ એવી દલીલ સબળ રીતે રજૂ કરવામાં આવે છે.

રંગીનોને દેશીઓથી અલગ રાખવાનો સરકારનો હેતુ શુભ નિષ્ઠાવાળો છે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. પણ એટલું તો ચોક્કસ કહી શકાય કે યુનિયન સરકારની મનેચ્છા "સફેદ દક્ષિણ આફ્રિકા" કરવાની છે. તેને કોઈ બિનગોરી કોમની લપસપ ગમતી નથી. તેઓથી બને તો તે આજે બધા યે બિનગોરાઓને દેશવટો આપી દે. એશિયાઈ લોકોને માટે દક્ષિણ આફ્રિકા એક અસહ્ય દેશ બનાવી દેવા, તે વિવિધ ત્રાસજનક અને અન્યાયી કાયદાઓ ઘડી રહી છે. વિદેશ-વસવાટ અને સ્વેચ્છા સ્વદેશ-ગમનની કુડી યોજનાઓ હાથ ધરી રહી છે, તેણે દેશીઓને હંમેશને માટે ગુલામ રાખવા વિવિધ કાયદાઓ ઘડ્યા છે, અને આજે તેની ઇચ્છા દેશીઓને દેશના અમુક ખૂણાઓમાં બંધ કરી દઈ તે પ્રશ્નનો ફડચો કરવાની છે. આજે તે રંગીનોને જરા પંપાળી રહી છે, પણ હિંદી અને દેશી પ્રશ્નનો ફડચો થઈ જશે તો તે બાદ તેઓનો વારો આવશે એમ હું ચોક્કસ માનું છું. સરકાર બિન ગોરી કોમની ફૂટ પર પોતાનો હેતુ સાધવાનો મદાર બાંધે છે. દેશીઓને રંગીનોથી અલગ પાડી, હિંદીઓને એ બન્ને કોમોથી નિરાળા રાખી, ત્રણેય કોમને માટે જુદા જુદા કાયદાઓ રાખી સરકાર ભેદનીતિથી કામ લઈ રહી છે. રંગીનોમાં હજુ ગુલામી મનોદશા વહેતી હોવાથી, દેશીઓ અત્યંત કચરાયેલા અને પરાધીન હોવાથી, અને હિંદીઓ માત્ર પોતાના ચાર્ટના જ સ્વાર્થ વિચારવામાં તલ્લીન બન્યા હોવાથી, ત્રણેય કોમનું સંગઠન થયું નહિ. જો દક્ષિણ આફ્રિકાના બધાયે બિન ગોરાઓ રાજદ્વારી વિષયમાં એકત્ર થાય અને સરકાર સામે સમાનતાનું યુદ્ધ આદરે તો જ તેઓ આબાદ થઈ શકે. જો તેઓ ગોરાઓની ભેદનીતિનાં રમકડાં બનશે, બિનગોરી પ્રજાના સામાન્ય લાભ તરફ દુર્લક્ષ કરશે, અને સ્વમાનને અભેરાઈએ મૂકશે તો બિનગોરાઓ હંમેશને માટે અર્ધ-ગુલામ રહેશે અને ગોરાવાદનીતિ વિજયવંતી બનશે એ નિર્વિવાદ છે.

માણશંકર સોમેશ્વર જોષી

# ચક્રવાકના સહવાસથી–

(એક સહોક્તિ)

મ્હણે સિંધુ ઔંહ્મા ક્ષિતિજકરને શું ચુમી રહ્યો !
દિનાન્તે થાકીને દિનકર પ્રિયા–દર્શન ચહ્યો !
બધાં પંખી પ્રાણી હ્રદય–નતિ કામ્યે કરી રહ્યાં,
પરંતુ મારે તો પળવિપળ જાયે નવ સહ્યાં.

ધરાને કૈં તાપી જ્વલન પરિતોષી રવિ ગયો,
રુઝાવે, આશ્વાસે, તદપિ મણ, સ્વામી શશી સમો;
દિને વૃક્ષોએ તો જ્વલનમહીં એ પોષણ ગ્રહ્યું,
હવે જ્યોત્સ્ના–ખોળે શયન કરશે સ્વપ્ન–મધુરૂં.

મને કાં આ ભાસે સમ સમય તોયે વિષમ શો ?
મને કાં ના લાધે રસ–સદન કે રમ્ય વિષયો ?
સહુના આહ્લાદે હ્રદય મુજ આહ્લાદ ન ગ્રહે—
અરે તો તો મારી કુટિલ દગનું એ જ ફળ છે.

ન જો વૃત્તિ મારી જ્વલનમહીં કૈં પાઠ ભણતી–
અને જો ના મારી વિષય–મૃગતૃષ્ણા વિરમતી–
ન જો તત્ત્વાભ્યાસે અભિમુખ–ઘડીને અનુભવું–
અરે તો ક્યાં શાંતિ વિમુખ–સમયે મેળવી શકું ?

ભૂલેલા પાસાને નિયમિત હવે કાલ કરશું
કદી આવું ના ના " વચન હ્રદયે એ વસી રહ્યું;
ભૂલેલાને કિંતુ તિમિર–સમયે ક્ષમ્ય ન ગણ્યો,
વિચારો પીધોને, અવનિ–પટને આવરી રહ્યો.

પ્રતાપરાય પ્રભાશંકર પંડ્યા




(૧)

મે. તંત્રી મહાશય,

પ્રશ્ન જરા હાસ્યજનક લાગે છે, પણ પૂછવા ખાતર પૂછું છું.

સારી કહી શકાય એવી થોડીક નવલો મેં વાંચી છે. દાખલા તરીકે 'શિરીષ', 'કોકિલા', 'પૂર્ણિમા', 'ગુજરાતનો નાથ', 'પાટણની પ્રભુતા', 'રાજાધિરાજ', 'કોનો વાંક!', 'સ્નેહસંભ્રમ'નો શરૂઆતનો ભાગ, 'સરસ્વતીચંદ્ર', બંકિમચંદ્રની 'રજની', 'Our Mutual Friend' (Dickens), 'Pride & Prejudice' (Jane Austen) વગેરે. પણ એમાંની કોઇ પણ નવલમાં નાયકને ભાઇ હોતો નથી, ને હું ધારું છું કે 'દિવ્ય ચક્ષુ'ના અરુણને, અને 'જયન્ત'ના જયન્તને પણ ભાઇ નહિ જ હોય.

આમ કરવું એ નવલકથાનો નિયમ છે કે એવી પ્રથા જ પડી ગઇ છે?

નાયિકાઓને બ્હેનો હોય છે.

અનિલ હ્હેરી, મુ. સુરત

(૨)

## પ્રેમાનંદના નળાખ્યાનની ગણતરીનો એક કોયડો

૩૦મા કડવામાં નળ પુષ્કરની સાથે દ્યૂત રમવા બેસે છે ત્યારે આ રીતની હોડ બકે છે:—

"જે હારે તે રાજ મેલી, ત્રણ વરસ વન જાયજી;
ત્રણ વરસ ગુપ્ત જ રહેવું, વેષ અન્ય ધરીજી."

એટલે હારનારે ત્રણ વરસ વનમાં રહેવું અને ત્રણ વરસ ગુપ્ત રહેવું. અને આ જ અર્થ સંભવિત લાગે છે; કેમકે નળરાજાની વાર્તા જ પાંડવોને દૃષ્ટાંત રૂપે કહેલી છે તે. પાંડવોને પણ અમુક વર્ષ વનવાસ અને અમુક વર્ષ ગુપ્તવાસ રહેવાનું હતું. પ્રેમાનંદની યોજના એવી જણાય છે કે નળ પહેલાં ત્રણ વરસ વનવાસ રહ્યો અને પછી બાહુકને વેષે ત્રણ વરસ ગુપ્તવાસ રહ્યો. કારણ કે છેવટે દમયંતીને મળ્યા પછી ઋતુપર્ણ ખસિયાણો પડી જાય છે ત્યારે નળ કહે છે કેઃ

" દસ માસ તે પેટમાં રાખે, અધિક થાય તો ઓછું ભાખે;
ત્રણ વરસ લગી કોણ રાખે, ભલાઈ તમારી થઈ જુગ આખે."
(કડવું ૬૩ મું. કડી ૪ થી.)

આ ઉપરથી એમ જ અનુમાન થઈ શકે કે નળે ત્રણ વરસ વનવાસમાં ગાળ્યાં અને ત્રણ વરસ બાહુકરૂપે ગુપ્તવાસમાં ગાળ્યાં. પણ આ યોજના અન્યત્ર કવિની નજર બહાર ગઈ જણાય છે.

દમયંતી અને નળ કેટલે વખતે જુદાં પડયાં અને તે પછી દમયંતી માસીને ત્યાં કેટલો વખત રહી તે જાણવામાં નથી. પણ આ બધું બની રહ્યા પછી રાજગુરુ સુદેવ સાથે ઓળખાણ થતાં દમયંતી પાછી પીયર જાય છે અને ત્યાં કવિ કહે છે કે:

" મૂકાવ્યો વેષ માત તાતે, બાળક મુકયા ખોળે રે;
બે વરસે બાળકાં ને, માતાને મળીઆ ટોળે રે. " (કડવું ૫૦ મું.)

આ ઉપરથી એમ લાગે છે કે દમયંતી બે વરસ પછી બાળકોને મળી. એટલે હજુ નળને મળવાનાં ચાર વર્ષ બાકી રહ્યાં પણ કવિ કહે છે:—

" દુઃખે દિવસ નાંખે દમયંતિ, એક વરસ ગયું વહી રે;
ત્રણ સંવત્સરની અવધ વીતી, નાથ આવ્યો નહીં રે. "

પછી તરત સુદેવને તપાસ કરવા મોકલે છે અને ઋતુપર્ણને ત્યાં બાહુકની ભાળ લાગે છે. તરત સ્વયંવરના ખબર કહેવરાવે છે અને પછી તરત જ મેળાપ થાય છે. આ રીતે દમયંતી સંબંધી કથનોનો વિચાર કરતાં ૭ વરસ મળી રહેતાં નથી.

આ તે કવિની ગરતચૂક છે કે આનો બીજો કોઈ ખુલાસો છે?

રમા શોધન

## રુપની ઇર્ષ્યા

(વસંતતિલકા)

સ્પર્ધા કરે કમળની શશી આ હસીને,
ક્રોધે બીડે કમળ પાંખડીઓ કસીને;
કાળા ભીડે ભ્રમરને ઉર સાથ પ્યારે,
ઈર્ષ્યા બને ન રુપની અતિ અંધ ક્યારે?

જેઠાલાલ ત્રિવેદી




## (૧) હિંદના લોકોની ગરીબાઈ; તેઓ શી રીતે જીવે છે ?

હિંદની વસ્તીની સરેરાશ વાર્ષિક આવકના અડસટ્ટા આ પ્રમાણે બહાર પડયા છેઃ

| વર્ષ | અડસટ્ટો કરનાર | રૂપીઆ |
|---|---|---|
| ૧૮૭૦ | દાદાભાઈ નવરોજી | ૨૦ |
| ૧૮૮૨ | સર ડેવીડ બરબુર | ૨૭ |
| ૧૯૦૧ | લૉર્ડ કર્ઝન | ૩૦ |
| ૧૯૧૧ | ઑન. ઈ. એમ. કુક | ૫૦ |

૧૯૨૧માં મદ્રાસના ખેતીવાડી ખાતાના આંકડાની શાખાએ એ પ્રાંતની વાર્ષિક સરેરાશ આવક રૂા. ૧૦૦ હોવાનો અડસટ્ટો કર્યો હતો; પણ ભાવના ઉછાળાએ આ આવક ૧૮૯૯માં રૂા. ૪૨ કરી નાખી. ડૉ. હેરલ્ડમાને હમણાં જ દક્ષિણનાં બે ગામડાંની સરેરાશ આવકની તપાસ કરી હતીઃ એકની સરેરાશ ૨૧.૪૪ આવી હતી. ૨૫ માણસોની વાર્ષિક સરેરાશ આવક રૂા. ૭૭ હતી, ૧૩૭ ની રૂા. ૬૨ હતી અને બાકીના ૩૫૨ ની રૂા. ૩૨ હતી.

આનો અર્થ એ થયો કે લોકો પાસે પૂરી ખોરાકી અને લુગડાંનાએ પૈસા નથી. તેઓ મોટે ભાગે નાદાર અને અર્ધો ભૂખમરો વેઠનારા છે. બીજા ગામડામાં કુટુંબની સરેરાશ આવક રૂા. ૧૬૮.૮ હતી અને ખર્ચ રૂા. ૨૧૯.૬ હતું, એટલે કે માત્ર જીવન ટકાવવા માટે આવક ક્રૂ હતી. " ૮૫ ટકા કુટુંબો નાદાર હતાં. સામાન્ય રીતે જીવન ગાળવા માટે તેઓને જે રકમ જોઇએ તેના ૫૧.૫ ટકા તેમની આવક હતી. હિંદીઓની ઘટતી જતી આવકથી બ્રિટિશ ઉમરાવોમાં ખળભળાટ થયો હતો. ૧૯૦૧ના ૧૬મી ઓગસ્ટના રોજ તે વખતના હિંદી પ્રધાન લૉર્ડ જ્યૉર્જ હેમિલ્ટને જાહેર કર્યું હતું કે " જો એમ બતાવી શકાય કે આપણા કારભાર હેઠળ હિંદની રાષ્ટ્રીય આબાદી ઘટી છે તો આપણે નિંદાને પાત્ર છીએ અને તે દેશના કારભાર માટે આપણામાં વધારે વિશ્વાસ મૂકાવો ન જોઇએ, એ વાત હું એકદમ કબુલ કરી લઉં છું." હવે લૉર્ડ કર્ઝને એ જ વર્ષના માર્ચની ૧૮મી તારીખે કલકત્તા ખાતે વાઇસરોયની કાઉન્સિલમાં હિંદી બજેટ રજૂ કરતાં પોતે જ કાઢેલો રૂા. ૩૦નો અડસટ્ટો ખરો પાડવા કોશીષ કરી હતી અને ઉમેર્યું હતું કે આ આંકડા નિર્વિવાદ છે તેમ હું કહેતો નથી. એમાં અનુમાનનું તત્ત્વ છે અને એવું જ તત્ત્વ ૧૮૭૦ના આંકડામાં પણ હતું.

અત્રે અમારો ઇરાદો હિંદની ગરીબાઇ અને બેકારીનું પરું ચિત્ર રજૂ કરી તે સ્થિતિ બને ત્યાં સુધી સુધારવા કે દૂર કરવા પર ચર્ચા કરી બ્રિટિશ જનતાના આત્માને જગાડવાનો છે.

વીસમી સદીના પહેલા દશકામાં સરકારે દર વર્ષે સરેરાશ દશ લાખ પૌંડથી વધારે અને બીજા દશકામાં ૩૪૦ કરોડ રૂપીઆથી વધારે રકમ દુકાળથી પીડાએલાને રાહત આપવા માટે વાપરી.

હવે દુકાળની સંખ્યા અને જાનની ખુવારી મિ. ડિગ્બીએ સત્તાવાર રેકર્ડોમાંથી આ પ્રમાણે પૂરી પાડી છેઃ

| વર્ષ | દુકાળની સંખ્યા | અડસટ્ટે કે નોંધદ્વારા ગણાયેલાં મરણ |
|---|---|---|
| ૧૮૦૦ થી ૧૮૨૫ | ૫ | ૧,૦૦૦,૦૦૦ |
| ૧૮૨૬ થી ૧૮૫૦ | ૨ | ૫૦૦,૦૦૦ |
| ૧૮૫૧ થી ૧૮૭૫ | ૬ | ૫,૦૦૦,૦૦૦ |
| ૧૮૭૬ થી ૧૯૦૦ | ૧૮ | ૨૬,૦૦૦,૦૦૦ |

૧૯૦૧થી આજ સુધીના આંકડાની રાહ જગત હજુ જોયા કરે છે. લેન્સેટે ખાસ ભૂખમરો કે તેને લીધે ઉત્પન્ન થયેલ દર્દો વડે મરી ગએલાનો, ૧૮૯૦ થી ૧૯૦૦ સુધીના માત્ર દશ વર્ષનો આંકડો ૧૯,૦૦૦,૦૦૦ કાઢયો છે.

સર એન્ટની મેકડોનાલ્ડે (દુષ્કાળ કમિશનના પ્રમુખ) લોકો, 'માખીઓની જેમ કેમ મરી ગયા' તેનું વર્ણન આપ્યું છે. મિ. ડિગ્બી ૧૭૯૩ થી ૧૯૦૦ સુધીનાં ૧૦૭ વર્ષમાં આખી દુનિયામાં લડાઈ દ્વારા મરણ પામેલાનો આંકડો ૫,૦૦૦,૦૦૦ આપે છે અને તેને હિંદમાં માત્ર દશ વર્ષમાં (૧૮૯૧-૧૯૦૦) દુકાળથી મરણ પામેલાં ૧૯,૦૦૦,૦૦૦ની સંખ્યા સાથે સરખાવે છે.

દુકાળના આંકડાઓનો બોધપાઠ એ છે કે દુકાળ હિંદમાં ઘર કરી ગયો છે. તે **વર્ષોવર્ષ આવ્યા કરે છે અને હિંદી સરકારના પ્રયાસ છતાં જનસમાજનો આ ઝેરી નાગ હિંદના ગરીબોનાં કાળજાં ચૂસી રહ્યો છે.**

દુકાળ સંબંધી પૂરી વિગત જાણવા ઇચ્છનારે તે વિષય પર હિંદીઓએ તથા અંગ્રેજોએ લખેલાં પુસ્તકો તથા દુકાળ કમિશનના હેવાલો વાંચવા જોઇએ. હું તેના અગત્યના મુદ્દા આપવાનો યત્ન કરીશ.

આપણે જે યુગના જમાનામાં રહીએ છીએ. તે યુગ મનુષ્યજીવનની મહત્તા સમજતો નથી અને દુષ્કાળને ઈશ્વરે હિંદીઓની સર્જનાત્મક શક્તિને સુધારવા માટે મોકલ્યાનું માને છે. હિંદીઓ માલ્થુસના સિદ્ધાંતનો અમલ કરતા નથી. તેથી દુકાળથી થયેલ આર્થિક નુકશાનનો પ્રશ્ન મોખરે આવે છે.

મિ. ડિગ્બીએ ૧૯મી સદીના છેલ્લા દશકાના બે જબરા દુકાળે પૌં. ૧૨૦,૦૦૦,૦૦૦ દર વર્ષે ખૂંચવ્યા એવો અડસટ્ટો કાઢયો છે. આ રીતે ગરીબાઇથી દુકાળ અને દુકાળથી ગરીબાઇ ઉત્પન્ન થયા કરે છે.

હિંદી સરકાર દુકાળને જડ ઘાલી બેઠેલ માને છે તેની શું સાબીતી છે? ૧૮૮૦માં દુકાળના કાયદા ઘડાયા. તેથી દુકાળનિવારણ માટે કાયમી ઉપાયો યોજાયા છે. નોકરશાહીનું આ ડહાપણભરેલું તથા માનુષિક કાર્ય છે.

પ્રાચીન સમય કરતાં હિંદી દુકાળો વધારે જીવલેણ નીવડયા છે કે કેમ, તે પ્રશ્નના ઉત્તરમાં મી. ડિગ્બી કહે છે કે પ્રાચીન સમય કરતાં આજે દુકાળ આરોગ્યનાશક અને વધારે જીવલેણ બન્યા છે. અગાઉ બે વર્ષ વરસાદ ન પડે તો દુકાળ પડતો, પરંતુ અત્યારે તો એક વર્ષ વખતસર વરસાદ ન પડે તો ભયંકર દુકાળ પડે છે. વળી તે વખતે ગામડાંમાં ભરેલી દાણાની કોઠીઓ દુકાળનું સંકટ દૂર કરી શકતી. આજે તો રેલવેને અંગે વધારાનું અનાજ દેશાવર ચડે છે, કૃત્રિમ અછતથી ભાવ ચડે છે ને લાખો લોકો પાસે ખોરાક મેળવવાનાં સાધન રહેતાં નથી.

મિ. વૉર્ધનનેરી આ મુદ્દા પર પોતાના ગ્રંથ ( The great Famine–મહાન દુકાળ )માં ભાર મૂકયો છે. તે કહે છે કે દુકાળના વખતમાં પણ પૂરતું અનાજ હિંદમાં ઉગાડવામાં આવે છે પણ તેના ભાવ લોકોની ખરીદશક્તિથી વધારે હોય છે. પરિણામે 'તાવ' દર વર્ષે નિર્દોષ હિંદીઓની મોટી સંખ્યામાં કતલ કરી નાખે છે.

હવે દુકાળનો ઉપાય શું? સર આર્થર કૉટને ૧૮૭૮માં તેનો મોટો ઇલાજ ' નહેર કામ ' છે એમ દર્શાવ્યું હતું. ૧૮૮૦માં પોતાનો રિપોર્ટ રજૂ કરતાં ' ફેમિન કમિશને ' આ પ્રમાણે કહ્યું હતું:

" દુકાળનિવારણના ઇલાજોમાં બેશક પહેલું સ્થાન નહેરકામોને અપાવું જોઇએ. નહેર બાંધવામાં જેટલા પૈસા રોકાય તેટલા પાછા મળશે કે કેમ એવી ચર્ચા થાય છે. આર્થિક લાભથી તેની કિંમત આંકવાનો પ્રયાસ થાય છે; પણ નહેરોની કિંમત જુદી રીતે અંકાવી જોઇએ.

નહેરના બાંધકામથી દુકાળના વખતમાં મનુષ્યની જીંદગી બચાવવાનું સીધું રક્ષણ મળી શકશે; મહેસુલમાં જતી ખોટ દૂર થશે; સારા વર્ષમાં પણ તે દોલતમાં સાધનરૂપ બની કિંમતી થઈ પડશે. જ્યાં જ્યાં, પંજાબથી દક્ષિણમાં તિનવેલી સુધી નહેરોનો ઉપયોગ થયેલો છે ત્યાં આવાં પરિણામો સ્પષ્ટ નજરે પડયાં છે. પાણી વગર જમીન અણખેડાયલી પડી રહેવાને બદલે આપણે ડાંગર, શેરડી, ઘઉં, બાજરી અને જવને તે સ્થાને ઊગેલાં જોઈ શકશું.

આ સલાહનો અમલ સરકારે કેટલો કર્યો? ડિગ્બી કહે છે કે સરકારે ૧૮૮૨થી ૧૮૯૮ સુધીમાં રેલવે માટે નહેરો બાંધવા કરતાં સાતગણાં વધારે નાણાં મહેસુલમાંથી અને છગણાં વધારે મૂડીમાંથી ખર્ચ્યાં. ૧૮૯૮ થી ૧૯૨૬ સુધીની સરકારની રાજનીતિ હિંદના સંકટનિવારણના સાધનરૂપ નહેર બાંધવાના કાર્યને આગળ ન ધપાવવાની જ રહી છે; જ્યારે નહેરથી થનાર જમીનની ચારગણી પેદાશ, અને અવરજવરનાં સાધનોની અનુકૂળતા ધ્યાનમાં લઇએ ત્યારે તો સરકારની નીતિ સમજવામાં આવતી જ નથી. એક જ સિદ્ધાંત પર તેનો બચાવ થઈ શકે. તે એ કે સામ્રાજ્યવાદે સરકારને દબાવી દીધી અને તેની નજરે રાજ્યદારી વ્યૂહરૂપી રેલવેને વધારે માન મળ્યું. જો સરકારે નહેર બાંધવાની નીતિ આગળ ધપાવી હોત તો કેટલા બધા દુકાળો દૂર થયા હોત? કેટલાના જાન બચ્યા હોત? કેટલું નાણું વેડફાઇ જતું અટકયું હોત? કેટલી બધી ગરીબીનો અંત આવ્યો હોત? એ બધુંયે ભાવિ ઇતિહાસ વર્ણવશે.

સરકારે પોતાની તક ખોઇ અને ડિગ્બીના શબ્દોમાં તેના કપાળે જશના તિલકને બદલે કલંકનો ચાંદલો ચોટયો.

# (૩) હિંદની આજની આર્થિક સ્થિતિ

હિંદની આજની આર્થિક સ્થિતિ વિષે માહિતીનો ભંડાર મેળવવા હું વાચકને મિ. પિલાઇ કૃત "Economic Conditions in India" અને મિ. ડાર્લિંગ કૃત "The Punjab peasant in prosperity and Debt" વાંચવાની ભલામણ કર્યા વગર રહી શકતો નથી. આ બન્ને ગ્રંથ ૧૯૨૫માં પ્રગટ થયા છે.

મિ. પિલાઇના પુસ્તકની પ્રસ્તાવનામાં પ્રોફેસર ગિલ્બર્ટ સ્લેટર લખે છે કે "હિંદની ગરીબાઇ એક ગંભીર સત્ય છે. મિ. પિલાઇ કહે છે તેમ તે ગરીબાઈ ઉત્પન્ન થયેલ દોલતની અસમાન વહેંચણીને અંગે નથી–ભારે પડતી જબરી આવક તો ઓછી છે–પણ તે ગરીબાઇ માથા દીઠ ઓછી પેદાશને લીધે છે. વાર્ષિક આવકનો વાજબી અડસટ્ટો આજે રૂ. ૧૦૦ની લગભગમાં દિવસની ૪$\frac{1}{2}$ પેનીની સરેરાશમાં આવે. ગરીબ અને તવંગર આખી વસ્તીને સાથે લઇએ તો મળનાર આવકનો $\frac{2}{3}$ ભાગ દાણા માટે ચોખા બાજરી અને ઘઉં માટે વાપરવો પડે. એટલે બીજો બધો ખોરાક મીઠું અને કરોળ, કપડાં, ડાકટરી સારવાર, ઘર સગવડ, ધાર્મિક ઉત્સવો, તમાકુ, સોપારી, પાન વગેરે જરૂરીઆતો અને ઘરેણાંગાંઠાં માટે દરરોજની માત્ર ત્રણ પેની જ રહે. જ્યારે સરેરાશ આ પ્રમાણે છે ત્યારે ગરીબ લોકોની વિટંબણા તો સહેજે મગજમાં ઊતરી શકે તેમ છે.

મિ. રામચંદ્રન જે મદ્રાસ યુનીવર્સિટિમાં અર્થશાસ્ત્રના 'રીડર' હતા તેમણે મદ્રાસના મધ્યભાગમાં આવેલા અસ્પૃશ્યોની કુટુંબવાર તપાસ કરી હતી. તેને માલૂમ પડયું કે માથા દીઠ દૈનિક આવક માત્ર ૨$\frac{3}{4}$ પેનીની હતી. જરૂર પૂરતા ચોખાની કિંમત બાદ કરતાં માત્ર $\frac{3}{4}$ પેની બાકી રહે છે. તાજેતરમાં મિ. રંગનાથ કુલુએ ગોદાવરી પ્રદેશના અસ્પૃશ્ય મજૂરોની તપાસ કરતાં માથા દીઠ વાર્ષિક આવક માત્ર રૂા. ૩૦ હોવાનું જણાવ્યું હતું.

૧૯૦૧માં લૉર્ડ કર્ઝને બે પેનીની આવકની સરેરાશ કાઢી હતી તેની સાથે સરખાવતાં આ ઠીક લાગે છે; પરંતુ અનાજના ચડી ગયેલા ભાવનું પણ ધ્યાન રાખવું જોઇએ. ૧૮૭૩માં જે ભાવ ૧૦૦ હતો તે ૧૮૯૪માં ૧૧૪, ૧૯૦૫માં ૧૧૭, ૧૯૧૦માં ૧૬૮ અને ૧૯૧૪માં ૨૨૨ થઇ ગયો છે.

પ્રોફેસર સ્લેટર આગળ વધી જણાવે છે કે જે દુબળાઓની, સાથીઓની, મહેનતપર જમીનની ખેડનો આધાર છે તેઓની આવક તો માંડમાંડ ગુજરાન પુરતી છે, તેમાંથી પોષણ ન મળે એવાં વધારાનાં બાળકો તો મરી જાય છે.

આ બાળકો અર્ધભૂખ્યાં તો હંમેશાં રહે છે. આ બાળકો ફુરસદના વખતમાં પોતાનાં ઝૂપડાં બાંધે છે. વસ્ત્રોની તેઓને ભાગ્યે જ જરૂર હોય છે, પોતાનું ભણતર ભેગું કરી લે છે અને પુષ્કળ તડકામાં રહે છે તેથી જ તેઓ જીવી શકે છે.

સર. સી. એ. ઇલિયટ (વાયવ્ય પ્રાંતનો એક જૂનો સેટલમેન્ટ ઑફિસર અને પાછળથી બંગાળનો લેફટેનન્ટ ગવર્નર) હિંદની ખાડી આર્થિક દશાનો ચિતાર આ પ્રમાણે આપે છે.

"અમારી અર્ધી ખેડુત વસ્તીને પેટપુરતું ખાવાનું શું કહેવાય એની ખબર જ પડતી નથી. અમારી અર્ધી ખેડુત વસ્તી એટલે દશ કરોડ લોકો. સર વિલિયમ હન્ટર કહે છે કે ચાર કરોડ લોકોને ભૂખ્યે પેટે જીવન ગાળવું પડે છે.

પંજાબના ખેડુતની દશા પર ડાર્લિંગ આ પ્રમાણે મત દર્શાવે છે.

'પહેલું અને સૌથી દેખીતું અનુમાન એ નીકળે છે કે પંજાબના ખેડુતોનો મોટો સમૂહ કરજમાં જન્મે છે, કરજમાં જીવે છે અને કરજમાં મૃત્યુ પામે છે. કોઇ પણ તાલુકામાં ત્રીજા ભાગનાં ખેડુતો ભાગ્યે જ કરજ વગરના હશે. કેટલાક પ્રાંતોમાં આ પ્રમાણ દશ ટકાથી ઓછું છે.

આખા હિંદની આર્થિક સ્થિતિ પર તે આ અભિપ્રાય પર આવે છે, "જ્યાં સુધી બાકીના હિંદને, ત્રીસ કરોડ લોકોને સંબંધ છે ત્યાં સુધી પણ દેશની સર્વોપરી જરૂર **ખોરાક, વધારે ખોરાક, અને એથીયે વધારે ખોરાક છે.** આ વિષે તો કોઇને શંકા પણ ન આવે.

### (૪) શહેરોમાં દશા

શહેરોની આર્થિક પરિસ્થિતિ પર આવતાં પહેલાં એ લક્ષમાં રાખવું ઘટે છે કે વસ્તી-પત્રક પ્રમાણે ૧૦ ટકા વસ્તી શહેરોમાં રહે છે અને ૮૯ ટકા ગામડાંઓમાં રહે છે. મિ. સ્લેટર કહે છે કે મિ. પિલાઇની તપાસ મુજબ મુંબઈનાં મજૂરકુટુંબોની માથા દીઠ સરેરાશ વાર્ષિક આવક રૂા. ૧૪૯ આવે છે હિંદના થોડા શ્રીમંતોના હાથમાં કેટલો અઢળક પૈસો ચાલ્યો જાય છે અને ગરીબોની માઠી દશા કેવી ધ્યાન ખેંચે છે એ સત્ય વાતનો તે પુરાવો છે.

## (૫) કાપડની મિલોમાં પગાર

| સ્થળ | પુરુષ | સ્ત્રી | મોટા છોકરા અને છોકરાં | બધા મજૂરો |
|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| મુંબઈ | ૧—૫—૬ | ૦—૧૦—૯ | ૦—૧૧—૧ | ૧—૨—૧૦ |
| અમદાવાદ | ૧—૫—૦ | ૦—૧૨—૧ | ૦—૧૧—૪ | ૧—૨—૭ |
| શોલાપુર | ૦—૧૫—૧૧ | ૦—૬—૯ | ૦—૯—૧ | ૦—૧૨—૮ |
| બીજાં સ્થળો | ૧—૧—૮ | ૦—૧૦—૧ | ૦—૮—૧૧ | ૦—૧૫—૬ |

કાપડઉદ્યોગમાં પગાર અને કલાકની તપાસ કરી મિ. ફિન્ડલે શિરાઝે રજૂ કરેલ કોઠા પરથી મજૂરોને કેટલો ઓછો પગાર મળે છે એ નજરે પડે છે. ગેરહાજરી માટે, મોડા થવા માટે કે બીજી ભૂલો માટે દંડ થાય તે પગારમાંથી કાપી લેવામાં આવે છે. વળી પગારને માસ આખરે દેવાની પ્રથાને લીધે ગરીબ બિચારો મજૂર દેણાના કૂવામાં ડૂબી જાય છે તે પાછો મોટે ભાગે નીકળી શકતો જ નથી. તેને કોઇ વાર તો ૭૫ થી ૩૦૦ ટકા જેટલું વ્યાજ આપવું પડે છે.

આ સંજોગોમાં લોકો ખોરાકને અભાવે ફફડે અને દેશ ગરીબીમાં ટળવળે એમાં શું નવાઈ? શારીરિક શક્તિના અભાવે લોકો માખની જેમ દર્દથી મરી જાય એમાં શું આશ્ચર્ય? મજૂરોને ચૂસવાનું સરળ કરી આપનાર સરકાર તરફ મૂડીદારો રહેમ નજર રાખે એમાં શું અચંબો? આવી પરિસ્થિતિ વચ્ચે મજૂરોની સ્થિતિસુધારણા માટેની સફળ હડતાળ પાડવા અન્ય શક્તિ રહે તો શું અજાયબી? જનસમાજના સૌથી હલકા સ્તરરૂપ

પૈસાના અને પદાર્થોના લાભો સાચવવા માટે બ્રિટિશ નોકરશાહી અને મૂડીવાદે હિંદના લોકોની રાજદ્વારી અને આર્થિક ગુલામીની નીતિ અખત્યાર કરી છે.

હિંદમાં ૨૮૦ કાપડ મિલો છે. તે દર વર્ષે ૭૦ કરોડ રતલ સૂતર અને ૪૦ કરોડ રતલ વણેલો માલ નીપજાવે છે. ચીન, મિસર, ઈરાન, એશિયાઇ તુર્કી, અરબસ્તાન, પૂર્વ આફ્રિકા વગેરે દેશોમાં ચડાવેલ કાપડમાલની સરેરાશ રૂપીઆમાં આ પ્રમાણે છે:

| | |
|---|---|
| ૧૯૦૯ થી ૧૯૧૪ | ૨૦,૮૯૫,૦૦૦ |
| ૧૯૧૫ થી ૧૯૧૯ | ૪૩,૦૪૩,૦૦૦ |
| ૧૯૨૦ | ૮૭,૩૬૨,૦૦૦ |
| ૧૯૨૧ | ૭૫,૦૬૩,૦૦૦ |

હવે મિલમાલેક મંડળના પ્રમુખના અડસટ્ટા પ્રમાણે મુંબઇની મિલોને ૧૯૨૦-૨૧ માં ૧૬ કરોડ રૂપીઆનો નફો થયો હતો. આગળ પડતી ૩૫ મિલોએ સરેરાશ ૫૯ ટકા ડિવિડન્ડ વહેંચ્યું હતું.

દિવાનેઆમમાં બ્રિટિશ રાજદ્વારીઓએ જાહેર કર્યું છે કે, ઇંગ્લંડ, લેંકેશાયર માટે હિંદપર કાબુ રાખે છે તો કાપડની હરીફાઈ પર થોડો ઉલ્લેખ કરવો જરૂરી છે.

મિ. ઑસ્ટીન ચેમ્બરલેઇને લેંકેશાયર કૉટન ડેપ્યુટેશનને ૧૯૨૭માં જવાબ વાળતાં કહ્યું હતું કે "હિંદી કાપડમિલો સાથે લેંકેશાયર માત્ર ૨ ટકા વેપારની જ હરીફાઈ કરે છે. શહેનશાહના સિનિયર ટ્રેડ કમિશનરે ૧૯૧૯ માં પાંચ ટકાથી ઓછાનો આંકડો કાઢ્યો હતો.

મિ. પિલાઈ ટીકા કરે છે કે આવકની જકાતને પહોંચી વળવા ૩૫ ટકાની મુકાયેલ 'એક્સાઇઝ ડ્યુટી' ને હિંદમાં ભારે રાષ્ટ્રીય અપમાન તરીકે અને હિંદના આર્થિક જીવન પરના લેંકેશાયરના કાબુના કીર્તિસ્તંભ તરીકે ગણવામાં આવે છે. પણ ૧૯૨૫ની મિલકામદારોની હડતાલમાં હિંદી સરકારે મિલમાલેકોને મદદ કરી અને એકસાઇઝ ડ્યુટી મોકુફ રાખી. હવે કોઇ ભાવિ સરકાર તે ફરીથી લાદી દે તેવો સંભવ નથી.

હરીફાઈની બાબતમાં જાપાનનો કાપડમાલ હિંદમાં વધારે પ્રમાણમાં આવવા લાગ્યો છે એ નોંધવું જરૂરી છે. ૧૯૧૩માં આશરે ૨૬ લાખ વાર કાપડ આવેલું તે વધીને ૧૯૧૮માં આશરે ૨૦ કરોડ વાર થયું હતું. જાપાનની સોંઘી મજૂરીને પરિણામે આ ફેરફાર થયો છે, એવો ખુલાસો અપાય છે કારણ કે જાપાનમાં દર પુરુષ મજૂરે ત્રણ સ્ત્રીમજૂરોને નોકરીમાં રખાય છે; જ્યારે હિંદમાં સ્ત્રીમજૂરોની સંખ્યા પુરુષવર્ગના પાંચમા ભાગની છે. વળી જાપાનમાં સ્ત્રીમજૂરોના પગાર પુરુષથી પોણા ભાગના છે.

આખા જગતમાં મૂડીવાદ મજૂરને કેટલો કચરે છે તેનો આ વળી વધારે દાખલો છે. એ જગતના મજૂરોને એકત્ર થવાની જરૂરિયાત પર ભાર મૂકે છે.

## (૬) જુટનો ઉદ્યોગ

મૂડી મજૂરોને કેટલી ક્રૂર રીતે કચરે છે અને એક બાજુ ભયંકર ગરીબાઇ કેમ પેદા થાય છે તેનો સરસ દાખલો જુટનો ઉદ્યોગ પૂરો પાડે છે. આ ઉદ્યોગમાં અર્ધી મૂડી બ્રિટિશ લોકોની છે. તેઓને દર વર્ષે કુલ ૯૦ ટકા નફો મળે છે જ્યારે ગરીબ મજૂરોને અકલ્પનીય હલકો પગાર આપવામાં આવે છે, આ પગારમાંથીયે એ ગરીબડા મજૂરોને પોતાના મુકાદમને વરોસો આપવી પડે છે.

જુટ કંપનીઓને કેટલો નફો મળ્યો છે તેનો વર્ષવાર કોઠો આ રહ્યોઃ-

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૩ | ૨૪,૫૯૭,૫૫૩ | ૧૯૧૯ | ૧૧૬,૪૫૩,૬૯૬ |
| ૧૯૧૪ | ૯,૬૧૮,૬૯૪ | ૧૯૨૦ | ૧૨૫,૩૮૨,૦૬૬ |
| ૧૯૧૫ | ૪૨,૧૪૮,૯૬૦ | ૧૯૨૧ | ૪૯,૫૮૬,૩૩૧ |
| ૧૯૧૬ | ૬૪,૮૭૧,૦૪૧ | ૧૯૨૨ | ૩૫,૮૩૫,૮૬૩ |
| ૧૯૧૭ | ૪૨,૩૬૨,૫૭૩ | ૧૯૨૩ | ૪૯,૫૩૩,૮૦૮ |
| ૧૯૧૮ | ૧૨૨,૯૨૫,૭૬૭ | | |

આ જુટ મજૂરીની નજીવા પગારોવાળી અને કાળી પ્રથા હેઠળ મજૂરોનું જીવન સુખી નથી. પૈસા ધીરનારના સકંજામાં મજૂર સપડાય છે અને તેને અખૂટ વ્યાજ ભરવું પડે છે. જુટ મિલોનો મુખ્ય કારભાર અંગ્રેજોના હાથમાં છે તે જોતાં આવી પરિસ્થિતિ આપણી ઔદ્યોગિક નીતિને બટ્ટો લગાડે છે.

આ ઉદ્યોગ ખાસ કરીને બંગાળમાં ખીલેલો છે. ૧૮૫૫માં દરરોજ ૮ ટન માલ પેદા થતો. ૧૯૨૪માં દિવસના ૪૦૦૦ ટન માલ પેદા થઇ રહ્યો હતો. કેટલો ઝડપી વિકાસ? જ્યારે ડંડી જગતને અર્ધો માલ પૂરો પાડતું ત્યારે જે વેપાર થતો તેના ૩/૪ ભાગ જેટલો વેપાર આજે આ ઉદ્યોગ કરે છે. સોંઘી મજૂરી અને રાક્ષસી ફાયદો એ નિયમ આ ઉદ્યોગમાં નજરે તરે છે.

મી. બ્રેઇલ્સફર્ડ કહે છે તેમ હિંદ મૂડીવાદીઓ માટે બ્રિટિશ તાજમાં ચળકતો હીરો છે; પણ તે હજુએ મૂંગા હિંદી મજૂરોને કચડવાની ઘાણી છે.

## (૭) ચા વગેરેનાં ખેતરો

ચા, રબર, કૉફી, કપાસ, તેલ, મરી વગેરેનાં ખેતરોમાં કામ કરતા મજૂરોના પગાર સરેરાશ પુરુષ દીઠ ૩ થી ૪ શિલિંગ અને સ્ત્રી દીઠ ૧૨/૩ થી ૩ શિલિંગ છે. આસામનાં ચાનાં ખેતરોમાં માણસને રોજની ૮ કલાક મજૂરીની ૮ પેની મળે છે, સ્ત્રીને ૬ પેની તથા છોકરાંને ૩ પેની મળે છે. ચાનાં કારખાનાંઓમાં આઠ કલાકની મજૂરીના રોજનો ૯ પેની પગાર મજૂર કમાય છે.

હવે આ મજૂરોને હલકા પગારનું દુઃખ ખમવું પડે છે, એટલું જ નહિ પણ પોતાના માલીકોનું કરજ કરવું પડે છે. તેઓ માટે રખાયેલ દુકાનમાંથી માલને માટે તેઓને ઘણો આધાર રાખવો પડે છે. એક બાજૂથી કરજ અને બીજી બાજૂથી દૂર રહેલાં એ ખેતરો; તેને પરિણામે તેને બીજે નોકરી મેળવવી મુશ્કેલ પડે છે, અને તેનું જીવન આર્થિક ગુલામી જેવું જ બની જાય છે. તેના તરફનું વર્તન અમાનુષિક હોય છે અને દુઃખનિવારણ કે ન્યાય માટેની તેઓને ભાગ્યે જ તક મળે છે.

Uncle Tom's Cabin+ ના ગ્રંથકારને જગતમાં ઉકળાટ મચે એવી વાર્તા લખવા માટે આ ખેતરોમાંથી ઘણીયે બાબતો મળે તેમ છે.

આ સાહસોમાં મોટે ભાગે બ્રિટિશ મૂડી હોવાથી આ ખેતરોના કલંકિત નફા બ્રિટિશ લોકોનાં ગજવામાં જાય છે તેથી તથા બ્રિટિશ લોકો હિંદના શેખીખોર વાલી હોવાથી આવી જાતની ગુલામી દશા બંધ કરવાનો બ્રિટિશ પાર્લામેન્ટ માટે વખત આવી પહોંચ્યો

+. ઉપરના પુસ્તકનું 'ગુલામગીરીના ગજબ' નામથી ભાષાંતર બહાર પડી ચૂક્યું છે.

છે. હિંદી સરકારે તો આ તિરસ્કારપાત્ર સ્થિતિ ખીલવા દીધી છે એટલે તે બંધ કરવા માટે તેને સોંપવું નકામું છે.

અલબત્ત ખરો ઇલાજ તો હિંદીઓ માટે હિંદીઓ જ કારભાર ચલાવે એ છે.

## (૮) કોલસાનો ઉદ્યોગ

ઝરીઆનાં કોલસા ઉત્પન્ન કરનારાં ગામડાંઓનું નિરીક્ષણ કરવાનો લાભ મને મજૂર ખાતાના પ્રધાન સર ભૂપેન્દ્રનાથ મિત્ર, મિ. જોશી. એમ. એલ. એ. અને દિવાન ચમનલાલ સાથે મળ્યો હતો.

ઘરવ્યવસ્થા અને નૈતિક સ્થિતિ પર મારા પર થયેલી અસર વખાણથી ઊલટી છે. જે મૂડીદાર આ ખાણો ચલાવે છે તે અમેરિકન મૂડીદારથી જૂદા સંપ્રદાયનો છે. અમેરિકન મૂડીદાર વધારે પગાર અને કુશળ કામમાં માને છે, જ્યારે અહીંનો અંગ્રેજ મૂડીદાર એથી ઊલટો મત ધરાવે છે. મોટે ભાગે ખાણો બ્રિટિશ મૂડીદારોના હાથમાં છે એટલે નફો ચોખ્ખી રીતે ઈંગ્લાંડ જાય છે.

આ ખાણોમાં કેટલો હલકો પગાર અપાય છે અને કેટલા કલાક કામ લેવાય છે તે અત્રે આપવામાં આવે છેઃ-

| મજૂર | કલાક | અઠવાડિક પગાર |
|---|---|---|
| ખાણોના કામદારો | ૪૦ | રૂ. ૪-૧૨ |
| ખાણ કામદાર સિવાયના ભોંયતળિયે-<br>કામ કરનારા પુરુષો | ૫૨ | ૩-૧૨ |
| ભોંયતળીએ કામ કરનાર સ્ત્રીઓ | ૪૮ | ૨-૮ |
| સપાટીપર કામ કરનાર પુરુષો | ૬૦ | ૩-૧૫ |
| સપાટીપર કામ કરનાર સ્ત્રીઓ | ૬૦ | ૨-૭ |

૧૯૨૨માં વધારે પગાર માટે વારંવાર ઝઘડા ઊભા થયા હતા. હિંદી ખાણના કાયદા હેઠળ ચલાવાતી ખાણોમાં કામ કરતા મજૂરોની સંખ્યા ૨૨૯,૫૧૧ હતી. આ સંખ્યામાં ૧૪૨,૧૦૩ પુરુષો, ૭૮,૮૦૬ સ્ત્રીઓ અને ૧૨ વર્ષ હેઠળનાં છોકરાં ૮,૬૦૨નો સમાવેશ થાય છે. ૧૩ વર્ષથી હેઠળનાં છોકરાંઓને ભોંયતળિયે કામ કરવાની મના કરવાનો ધારો ૧૯૨૪માં અમલમાં આવ્યો; પણ ૬૦,૦૦૦ સ્ત્રીઓ હજૂએ પોતાનો પેટ ગુજારો કરવા માટે ભોંયના ગર્ભમાં ધૂળ અને કાદવ સાથે હાથ ચલાવે છે. એક ખાણમાં સ્ત્રીમજૂરોની હારો કોલસાની ટોપલીઓ ભરી ઊંચે ચડતી હતી ત્યારે પશ્ચિમના સુધારાએ હિંદ પર આણેલા અને બહુ જાહેરાત અપાયેલા આશીર્વાદો કેટલા અતિશયોક્તિ ભર્યા છે તેનો ખ્યાલ અમોને આવ્યો !

માનુષિક અને આર્થિક દષ્ટિએ, ભારે રોમાંચ ખડાં કરનારૂં અને કરૂણાજનક દૃશ્ય તો એ હતું કે ભોંયતળિયે આરોગ્ય અને સદાચારના દુશ્મનરૂપ, સંતતિને જોખમરૂપ અને પુરુષોના પગારધોરણને નુકસાનરૂપ, આટલી બધી સ્ત્રીમજૂરો રાખવામાં આવી હતી. જ્યારે ટીકા કરવામાં આવી ત્યારે ખાણોના માલિકોના પ્રતિનિધિઓએ હસારનારો

અને લૂલો બચાવ કર્યો કે પુરુષો પોતાની રોજી વધારે મેળવવા માટે પોતાની સ્ત્રીજાતને સાથે રાખવાનું પસંદ કરે છે. અમારી ચીડવાયેલી ભાવનાને સંતોષવા અમને કહેવામાં આવ્યું કે ૬૦ થી ૮૫ ટકા સ્ત્રીઓ ખાણોના કામદારોની સ્ત્રીઓ જ છે.

નિખાલસ મૂડીવાદીએ તો જરૂર કબૂલ કરે છે કે ગ્રેટબ્રિટન સોંઘી મજૂરી અને મોટા નફા માટે હિંદને પોતાને કાબુ હેઠળ રાખે છે. હિંદના એક સૌથી અગત્યના કોલસાનાં ખેતરોની તપાસ પછી કોઈ પણ માણસને આટલો બોધપાઠ મળે:—

૧. હિંદના મજૂરવર્ગ માટે વાલી તરીકે કામ કરનાર બ્રિટિશ કારભારીઓ તદ્દન નાલાયક છે.

૨. પગારોનું ધોરણ ઘટાડવા માટે ટ્રેડ બોર્ડોની જરૂર છે.

૩. શક્તિશાળી ટ્રેડ યુનિયનો (વેપારસંઘો)ની અનિવાર્ય જરૂર છે. આજનાં ટ્રેડ યુનિયનો એટલા બાળપણમાં છે કે તેઓ પાસે મૂડીવાદના દારુણ લોભમાંથી મજૂરને બચાવવાની શક્તિ નથી.

કેટલાક ઉદ્દામવાદીઓ તો એટલે સુધી હિમાયત કરી દે છે કે મૂડીવાદને દૂર કરી ખાણોનો કારભાર રાષ્ટ્રને સોંપવો. મારો પોતાનો અંગત મત એ છે કે આ સ્થિતિ સુધારવાના સલામત પાયારૂપ હિંદને સ્વરાજ્ય આપી દેવું.

× × ×

## (૯) ગામડાંઓની અવદશા

બંગાળાના ફરીદપુર ગામની ખેતીને લીધે થતી આવકની સેટલમેન્ટ ઑફિસર, મિ. જેકે માથા દીઠ સરેરાશ રૂા. ૫૦) ની ગણતરી કરી હતી, જેમાં ૪૯.૫ ટકા ખેડુત કુટુંબો ૩૬૫ રૂપીઆની વાર્ષિક આવકથી સુખી જીંદગી ગાળતાં હતાં. ૨૮.૫ ટકા કુટુંબો ૨૩૩ રૂપીઆની આવકથી સુખી ન કહેવાય તેવી જીંદગી ગાળતાં હતાં. ૧૮ ટકા કુટુંબો ૧૬૬ રૂપીઆની આવકથી તંગીવાળી જીંદગી ગાળતાં હતાં. અને ૪ ટકા કુટુંબો ૧૧૫ રૂપીઆની આવકે જીવન નિભાવી રહ્યાં હતાં.

પંજાબમાં ગ્રામ્ય જીવનની તપાસ કર્યા પછી ડૉ. લુકસ નિર્ણય પર આવ્યા હતા કે દરેક ગામડાંનાં કુલ ૨૦ થી ૩૦ ટકા માણસો કબીરપુર ગામની જેમ ગરીબાઈથી કચરાયેલાં હતાં. કબીરપુર ગામના ખેડુતનું કુટુંબ ૪,૫ માણસનું હતું. તેની કુલ આવક રૂ. ૮૫-૧૦-૮ ઉપરાંત ઘઉં અને મકાઈ ૨૨, ૫૮ મણની હતી.

લોકોની આર્થિક સ્થિતિ જાણવા માટે તેની માથા દીઠ જરૂરી અને મોજશોખની ચીજોનો ખર્ચ શું આવે છે એનો અભ્યાસ કરવો જોઈએ. ડૉ. એન્ગાબના મત પ્રમાણે જેમ શારીરિક જરૂરીઆત માટે ખર્ચનું ઓછું પ્રમાણ તેમ આર્થિક આબાદી વધારે ગણાય. નીચેનું પ્રમાણ પોતાની મેળે જ જવાબ આપે છે

| વસ્તુ. | રોજીકરનાર | મજૂર | ખેડુત | કુંભાર | દુકાનદાર | ગરીબ વચલો વર્ગ |
|---|---|---|---|---|---|---|
| | ટકા | ટકા | ટકા | | ટકા | ટકા |
| ખોરાક | ૯૫·૪ | ૯૪ | ७૦ | | ७७·७ | ७૪ |
| કપડાં | ૪ | ૩ | ૧૧ | | ૯ | ૪·७ |
| દવા | — | ૧ | ૫ | | ૫·૯ | ૮ |
| કેળવણી | — | — | — | | ૧ | ૩·૩ |
| ધાર્મિક અને સામાજિક વ્યવહાર | ૦.૬ | ૨ | ૪ | | ૫·૩ | ૮ |
| મોજશોખ | — | — | ૧ | | ૧·૪ | ૨ |
| | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | | ૧૦૦ | ૧૦૦ |

[ પ્રોફેસર રાધાકમલ મુકરજીના Foundations of Indian Economics ("હિંદી અર્થશાસ્ત્રનાં મૂળ") ઉપરથી ]

| વર્ગ | ખોરાક | કપડાં | બીજી જરૂરી ચીજો | પરચુરણ | કુલ આવક | કુલ ખર્ચ | કુટુંબમાં માણસો |
|---|---|---|---|---|---|---|---|
| | પૌં. શિ. | પૌં. શિ. | પૌં. શિ. | પૌં. શિ. | પૌં. શિ. | પૌં. શિ. | પૌં. શિ. |
| ૧ નાનકડો કારકૂન | ૨૬–૦ | ૪–૦ | ૪–૦ | ૪–૧૦ | ૪૦–૦ | ૩૮–૧૦ | — |
| ૨ ઘરનો નોકર | ७–૧૫ | ! | ૦–૧૦ | ૪–૧૦ | ૧७–૦ | ૧૨–૧૫ | ૨·૫ |
| ૩ ખેતીનો નોકર | ૪–૧૫ | ૦–૧૫ | ૦–૧૦ | — | ૬–૦ | ૬–૦ | ૪·૫ |

તે વખતસર ભરવા પડતા. શાહુકાર તે સંબંધી દયાળુ કરતો નહિ. તેઓને પેટગુજારો કરવો મુશ્કેલ પડતો. માંદગીના વખતમાં તેઓને ફરીથી શાહુકારની ઓશિયાળ ભોગવવી પડી અને કરજના વધારે ને વધારે ખાડામાં ધસડાતા તણાયા. આ બે ભાઈઓની વાત, ખેડૂતોની સામાન્ય સ્થિતિના દાખલા તરીકે મેં આપેલ છે. એ ગામમાં જમીન વગરના મજૂરો ૮૦ હતા. તેઓને હલકા પગાર અને રોજીની અનિયમિતતાને લીધે લગભગ હંમેશનો ભૂખમરો વેઠવો પડતો. કેટલાક જમીનદાર ખેડૂતો જમીન વગરના મજૂરોની સ્થિતિમાં આવી પડયા હતા; કેમકે શાહુકારનું કરજ કરવામાં તેઓની જમીન વેચાઈ ગઈ હતી.

ગરીબોની આ કમકમાટીભરી કંગાલિયત દૂર કરવા અને તેઓનું દારુણ દુઃખ નિવારવા એકેય સંકટ નિવારણ કરનાર કાયદો નથી. ગરીબો ગરીબોના દાન પર આધાર રાખે છે. મને ઉમેરવા દો કે આ ગામડામાં, ગામડિયાઓ મફત અને ફરજિયાત કેળવણી માટે પોકાર કરતા હતા, છતાં સરકારી નિશાળ નહોતી. દવાખાનું સાત માઈલને અંતરે હતું. પાદરીની નિશાળ હતી, પણ એ માબાપોનો વિશ્વાસ ધરાવતા નહોતા. સરકારના પરવાનાથી તાડીની દુકાન ચાલતી. તે ગરીબ ગામડીઆઓના શારીરિક અને નૈતિક કલ્યાણને નુકસાન-રૂપ બનતી.

સરકાર સામે તેઓને કંઈ ફરિયાદ છે કે કેમ તેમ જ્યારે મેં ગામડીઆઓને તેઓના પટેલની રૂબરૂ પૂછયું ત્યારે તેઓએ ફરિયાદ કરી કે પાડોશના જંગલમાંથી જંગલી જાનવરો આવી પાકને નુકસાન કરે છે, પણ સરકાર બદલો આપતી નથી. તેઓ જંગલને કાપી નાખી, જમીન ખેડવા સરકારની રજા મેળવવા માગે છે; પણ અંગ્રેજોના શિકાર માટે તે જંગલ અનામત રાખવામાં આવ્યું છે. અંગ્રેજો શિકાર ખેલે અને ગામડાંને ખમવું પડે એ કેવું! તેઓમાં રાષ્ટ્રીય ચેતનનો ચમકારો જણાતો હતો. તેઓ સ્થાનિક અને રાષ્ટ્રીય સ્વરાજ માગતા હતા. મહાત્મા ગાંધી તેઓના રાષ્ટ્રવીર હતા.

બિહાર પંજાબ વગેરે પ્રાંતોમાંનાં ગામડાંઓમાં મદ્રાસનાં ગામડાંઓ જેવી જ આર્થિક અવદશા હતી. દરેક જગ્યાએ પેટગુજારાનો પ્રશ્ન ગંભીર હતો. સામાન્ય બેકારી હતી; ભૂખમરો પણ એટલો જ હતો.

આ દશા ખાસ કરીને જમીન વગરના મજૂરોમાં ધ્યાન ખેંચતી. વળી પગારો હલકા, મજૂરી લાંબી, જમીનનો કર વધારે, દૂર ન થઈ શકે એવો રોગચાળો, ધરતી સગવડ ખરાબ અને ગીચ, કેળવણી આરોગ્ય અને સ્વચ્છતાના સાધનની ખામી—એ બધું ઠેર ઠેર નજરે પડતું.

દિલ્હી નજીકના એક ગામડામાં વિશ્વવિદ્યાલયમાં ભણેલા એક વિદ્યાર્થીને જોઈ મારું હૃદય રાજી થયું. કેળવણીનો દાવો કરે એવો તે એક જ માણસ ગામડામાં હતો. તેણે ગરીબાઈ અને વિરુદ્ધ સંજોગોની સામે ઝૂઝી દિલ્હીના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કર્યો હતો.

બીજા ગામડામાં અર્ધભૂખમરો અને ગરીબાઈએ એટલું ઘર ઘાલ્યું હતું કે રાતના નાની ચીજોની થતી ચોરી તો જાણે હંમેશની બની ગઈ હતી. દરેક ગામડામાં હું પૂછતો કે કોઈ ભૂખે મરે છે? તો દરેક સ્થળે આ પ્રમાણે જવાબ મળતો "અર્ધું ગામ ભૂખ્યે પેટે રાત્રે સૂવે છે.' ઘણાઓને દિવસે એક વાર પણ ખાવાનું મળતું નથી." સ્ત્રીપુરુષ અને બાળકોના કરમાએલા ચહેરા અને ક્ષીણ શરીર એ વાતનો પુરાવો આપતાં હતાં કે તેઓને ઓછો ખોરાક મળ્યો છે. કોઈ ડૉક્ટર આ વાત પારખ્યા વિના ન રહે.

હિંદનાં ગામડાંઓ, કોલસાનાં ખેતરો; અને શહેરોમાં સ્વપ્ને પણ ખ્યાલ ન આવે તેવું દુઃખ અને અસહ્ય ગરીબાઇ જોઇ મને અત્યંત સંતાપ થયો; પણ મેં ભારે માનભંગ અને ચિંતા તો દર સાલના દુકાળ, હંમેશનો ભૂખમરો અને કપડાં વગરની હાલત ઓરિસામાં નિહાળી ત્યારે જ અનુભવી. ભૂખે મરતા લોકો તરફથી મારી મદદ માગવાને એક લંગોટી પહેરેલ તદ્દન ઉઘાડા શરીરવાળું એક પ્રતિનિધિમંડળ આવ્યું ત્યારે મને તેનો આબેહૂબ ચિતાર આવ્યો. લડાઇ પહેલાં ડૉક્ટર તરીકે મારા નસીબે, કમકમાવનાર દશ્યો જોવાનું તથા લંગડાંલૂલાં પાતળાં શરીરોની સારવાર કરવા મળેલું; લડાઇ વેળા ઘવાએલા દારુણ વેદનાથી ચીસો પાડતા માણસોની બરદાસ કરવાનું પણ મળેલું. એટલે આ પ્રસંગે જ્યારે મેં દુકાળ અને ભૂખમરાના ભોગરૂપ, આ ચાલતાં હાડકાં, લોહી, માંસ વગરનાં જીવતાં શરીર, કરમાઇ ગયેલ આકૃતિવાળાં અશક્ત શરીરો, તેજ અને આશાએ દગો દીધેલ નમેલી આંખો, એ એ બધું જોયું ત્યારે મારા પર જે વેદના અને ચિંતાએ અસર કરી તેનું વર્ણન કરવું અશક્ય છે. મનુષ્ય પર મનુષ્ય કેટલી અમાનુષિક દુષ્ટતા વાપરે છે તેનું મને ભાન થયું. ધીરા અને રીબાવનારા મરણની દશા પર ઘસડી જતી તેઓની શારીરિક સ્થિતિ માટે અને નહેર બાંધવાની મહાન યોજના ઊભી કરી કે જમીનવેરો ઘટાડી કે ભૂખે મરતી વસ્તીને ખોરાક આપી પોતાની જ ફરજ બજાવવામાં નિષ્ફળ ગયેલી સરકાર માટે હું બ્રિટિશ શહેરી તરીકે જવાબદાર હતો અને બીજું એ કે હું આ લોકોને સીધી મદદ કરવા અશક્ત હતો એ વિચારે તો મારા હૃદયમાં સૌથી ભારે આઘાત અને દુઃખ પહોંચાડયું.

હું આ પ્રકરણ ત્રણ ઉતારા આપી પૂરું કરીશ. પહેલો ઉતારો ૧૯૧૮ના ઇંડિયન કૉન્સ્ટીટ્યુશનલ રિફૉર્મ્સ રિપોર્ટમાંથી લીધો છે તે આ રહ્યો. દોલતની વહેંચણીના સંબંધમાં હિંદી સરકાર આંકડા તૈયાર નથી કરતી, પણ જે અધુરા આંકડા અમોને મળ્યા છે તે એમ બતાવે છે કે સારી આવકવાળા માણસોની સંખ્યા બહુ ઓછી છે. એક પ્રાંતમાં જમીન સિવાયનાં સાધનો વડે કમાયેલ પીં. ૬૬ ની વાર્ષિક આવકવાળા ૩૦,૦૦૦ હતા. બીજા પ્રાંતમાં ૨૦,૦૦૦ હતા. મહેસૂલ અને ભાડામાં મળેલી રકમ, ખેતીનાં સાધન કેટલાં ઓછાં છે એ બતાવે છે: એક અડસટ્ટા પ્રમાણે સંયુક્ત પ્રાંતમાં જે જમીનદારોની પોતાની મિલકતમાંથી મળતી આવક વાર્ષિક પીં. ૨૦ થી વધારે છે તેઓની ૪ કરોડ ૮૦ લાખની કુલ *વસ્તીમાંથી માત્ર રૈયત ૧,૨૬,૦૦૦ છે. એ સ્પષ્ટ બતાવે છે કે દોલતની વાંકી સીડી* બહુ સીધી રીતે ઊતરે છે અને વસ્તીના જબરા જનસમૂહને પોતાની જિંદગીની જરૂરી ચીજો મેળવવા જતાં બીજું બહુ થોડું બચતું હોય છે. બીજો ઉતારો આવક વેરો ભરનાર માણસોની સંખ્યા છે. ૧૯૧૮–૧૯માં ખેતી સિવાયના ધંધાઓમાં રૂા. ૧,૦૦૦ થી કે તેથી વધારે કમાનાર માણસોમાં આવકવેરો ભરનારાઓની સંખ્યા માત્ર ૩,૬૬,૪૩૧ હતી. ત્રીજો ઉતારો ૧૯૨૨ના The Material and Moral Progress Reportમાંથી લીધેલો છે. તે કહે છે કે હિંદી વસ્તીનો જનસમૂહ યુરોપમાં ક્યાંય સરખામણીમાં ઊભો ન રહી શકે એવી કંગાલિયતથી ઘેરાયેલો છે.×

છોટાલાલ માનસિંગ કામદાર

× ડૉ. રૂધરફોર્ડના 'Modern India' માંથી. આ આખા પુસ્તકનું ભાષાન્તર એક પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા તરફથી થોડા સમયમાં બહાર પડશે.

# માલવિકાગ્નિમિત્રનાટક

[ ચાલુ પુ. ૧૯ અં. ૩ થી ]

**પ્રો.** ઠાકોર માલવિકાગ્નિમિત્રના અનુવાદમાં મૂલાનુબિમ્બ વાંચ્છે છે. આમ તાં મૂળ કૃતિમાં નહિ એવી અનેક નવી વિગતો દાખલ કરી છે. તથા મૂળની રિભાષાની ઉપેક્ષા કરી અનુવાદની છૂટ લીધી છે. પહેલાં કહ્યું જ છે કે, દરેક અંકના ારંભમાં અંકના વસ્તુનો, સમયનો, પાત્રો આદિનો ટૂંકો નિર્દેશ આવે છે. આમાં જેટલી ૨ નાટકનો આસ્વાદ લેવામાં મદદરૂપ થાય છે તેટલી યોગ્ય જ ગણાય. પણ જે છૂટ એ ષ્ટિએ સમર્થનીય નથી તે અનવસ્થાનું દ્વાર ઉઘાડનારી છે. ઉ. ત. અંકના પ્રારંભમાં પાયેલી માહિતી–યોગ્ય છૂટ છે; પણ શરૂઆતના મિશ્ર વિષ્કમ્ભકને પ્રવેશક કહેવાથી શો ાભ થાય છે તે મને સમજાતું નથી. પોતે મનનિકામાં કહે છે: "આ સર્વ ઝીણવટ ાપણને નિરુપયોગી. એવાં તમામ ગૌણ દશ્યોને માટે પ્રવેશક એ સાદું અને વ્યાખ્યાતી ૩૨ નહિ એવું નામ પૂરતું છે" ઇત્યાદિ. આ દલીલ પોતે નવું નાટક લખતા હોય તો ાગ્ય ગણાય; પણ પ્રાચીન કૃતિનો આહ્લાદ, બને તેટલું, તેને મૂળની પરિભાષામાં ાને પરિસ્થિતિમાં આપવાથી વધારે આવે છે. વ્યાખ્યા આપવાની તકલીફમાંથી ચવું એ મૂળ ગ્રંથના કરતાં મોટી ટીકા લખનાર અનુવાદક માટે પૂરતી લીલ નથી. વળી વિષ્કમ્ભક, મિશ્ર વિષ્કમ્ભક, પ્રવેશક આદિની પરિભાષા પણ એટલી પષ્ટ છે કે તે સરળતાથી આપી શકાય; અને અનુવાદના અભ્યાસકને એ રીતે પ્રાચીન ાટકકારો વસ્તુના અંકમાં મૂકવા યોગ્ય અને વિષ્કમ્ભકાદિમાં મૂકવા યોગ્ય કેવી રીતે વેભાગ કરતા તેનું પણ જ્ઞાન થાય; અને અંકમાં મૂકવા જેટલા રસક્ષમ નહિ એવા ાગો, નીચ પાત્રો, મધ્યમ પાત્રો આદિથી ભિન્ન ભિન્ન રીતે બનાવા માટે આ પ્રકારો શા ાટે પાડવામાં આવતા તે પણ સમજાય. આથી મને લાગે છે કે મૂળના મિશ્ર વિષ્કમ્ભકને અનુવાદમાં પ્રવેશક કહેવાની છૂટ અનાવશ્યક અને અસ્થાને છે.

મિશ્ર વિષ્કમ્ભકમાં પ્રથમ ઉક્તિ પ્રાકૃતમાં બકુલાવલિકાની છે. તેનો અનુવાદ આમ ર્યો છે: "દેવી ધારિણી ફરમાવે છે, નાટ્યકલાન્તર્ગત 'ચલિત' નામે અંગનો ઉપદેશ ાલવિકાને શરૂ કર્યાને લાંબો વખત નથી થયો તો તેમાં એ કેવીક છે, તે આચાર્ય ગણદાસને ૂછી આવ."* મૂળ "अइरप्पउत्तोवदेसं छलिअं णाम णट्टअं अन्तरेण कीरिसी मालविअत्ति णट्टाअरिअं अज्जगणदासं पुच्छिदुं।" સંસ્કૃતમાં-પ્રાકૃતમાં મામાસ દ્વારા વિશેષણરૂપે આવતા વસ્તુને આખા વાક્યમાં ફેરવી તેનો અનુવાદ

* મારી પાસે નિર્ણયસાગરની કાટયવેમની ટીકાવાળી આવૃત્તિ છે તેના આધારે વિવેચન રૂં છું પુરાતત્ત્વ મંદિરનો જ્ઞાનભંડાર સુલભ હોત તો બીજી આવૃત્તિઓનો ઉપયોગ કરી શકાત; મને અનુવાદકને વધારે ન્યાય અપાત.

કરવાથી અનુવાદમાં પ્રસાદ આવે છે; પણ આમ કરવા જતાં મૂળમાં જે રીતે ભાર મૂકાયો હોય તેમાં ફેરફાર ન થવો જોઇએ: 'હમણાં જ જેનો ઉપદેશ શરૂ કર્યો છે તેવા છલિક નામના નાટ્ય વિષે માલવિકા કેવીક છે' ઈત્યાદિમાં મૂળનો ભાર જે રીતે સચવાય છે તે રીતે અહીં આ આખા વાક્યમાં સચવાતો નથી. "લાંબો વખત નથી થયો તો તેમાં એ કેવીક છે"–એ રીતે મૂકતાં જિજ્ઞાસા અસ્થાને લાગે છે; 'નવા પાઠમાં માલવિકા કેવી ચાલે છે'–એવા ભારવાળો ભાવાર્થ આખું વાક્ય કરવાથી સ્પષ્ટ થતો મને લાગતો નથી.

પ્રો. ઠાકોરે 'નાટ્ય કલાન્તર્ગત ચલિત નામે અંગનો–' એ અનુવાદના શબ્દો એમની વાચના અનુસારે મૂક્યા છે કે અર્થ વિશદ કરવા મૂક્યા છે તે હું કહી શકતો નથી. નિ. સા. ની આવૃત્તિમાં એ પાઠ નથી, એટલે જો અર્થ વિશદ કરવા તે શબ્દો મૂક્યા હોય તો તે મારા અભિપ્રાયે આવશ્યક નથી. છલિકના સ્થાને પ્રો. ઠાકોરે 'ચલિતા' પાઠ લીધો છે.

ચલિત અને પંચાંગાભિનય ઉપરની મનનિકાના આ શબ્દો વિચારવા યોગ્ય છે: "પ્રાચીન કાળમાં સંગીત અને નાટ્યનાં શાસ્ત્ર અને પ્રયોગ બંનેનું ક્રમબદ્ધ પઠનપાઠન આપણે ત્યાં સારી રીતે ખીલેલું અને પ્રસરેલું હતું. સેંકડો બલ્કે હજારો રણવાસોમાં તેમ ઊંચી પદવીનાં અને સમૃદ્ધ કુટુંબોમાં સંગીત, નાટ્ય, ચિત્ર અને બીજી કલાઓ સારી પેઠે ખેડાતી. સદાચાર અને જીવનના હેતુને લગતી ભાવનાઓમાં ગંભીર પલટો થતાં, મુસ્લીમો આવતાં, રાજ્ય અને સમાજવ્યવસ્થા સહસ્રધા ખંડિત થઇ જતાં, અને સમૃદ્ધિ ઓસરી જતાં, આવી સુરુચિમય સંસ્કારી જીવનની વિદ્યાકલાઓ સૌથી વહેલી છિન્નભિન્ન થઇ ગઇ, અને એ ક્રમ એ મીમાંસા એ પરિભાષા પણ લુપ્તપ્રાય થયાં" ઈત્યાદિ.

પ્રાચીન કાળમાં સંગીત નૃત્ય આદિ કલાના પ્રચાર માટે પ્રો. ઠાકોર કહે છે તે યોગ્ય છે; મુસ્લીમો આવતાં અનેક પરિવર્તનો થઇ ગયાં; છતાં એ કહેવું જોઇએ કે સંગીત અને નૃત્યની કલાનો વિસ્તાર કે વિકાસ અટકયો ન હતો. આ કળાઓ આપણે જે ભૂલ્યા, તિરસ્કારી–તે તો અંગ્રેજી અમલમાં. સપ્તસ્વરનો વિવેક ન કરી શકે એવી કાનની જડતા નવી કેળવણી પામેલામાં જેટલી છે તેટલી હજી અશિક્ષિતોમાં નથી–અને અપ્રસ્તુત છે છતાં જણાવું છું કે આ કલાઓનો ઉદ્ધાર તે અશિક્ષિતો સાથે મળ્યા વિના થવાનો નથી.

કલાનાં રૂપો બદલાતાં પરિભાષાનું વિસ્મરણ થયું છે એ હકિકત છે. પણ સુભાગ્યે હજી નાટ્યશાસ્ત્ર, સંગીત રત્નાકરનો નર્તનાધ્યાય તેમ જ અન્ય સંગીતવિષયક ગ્રંથોના નર્તનાધ્યાયો તથા અપ્રકટ दन्तिलिय कोहलियं–જેવા હસ્તલિખિત ગ્રંથો વિદ્યમાન છે. જેના સંશોધનથી એ પરિભાષાના અર્થની ઝાંખી કરી શકાય એમ છે. આ ઉપરાંત પ્રાચીન મંદિરો તથા ગુફાઓમાં અંગવિક્ષેપની કલાકૃતિઓ સચવાઇ રહી છે, જે આ સંશોધનના કાર્યમાં તુલના માટે ઉપયોગી સાધન છે.

મેં એમ અપેક્ષા રાખી હતી કે પ્રો. ઠાકોર જેવા ઐતિહાસિક બુદ્ધિવાળા અનુવાદકે કાલિદાસે વાપરેલી પરિભાષાનો ઐતિહાસિક પદ્ધતિએ ખુલાસો કર્યો હશે. પણ એમ કરવાને બદલે એવા પ્રયત્ન ઉપર આક્ષેપ કર્યો છે તેથી મને આશ્ચર્ય થાય છે: "તો એ લુપ્તપ્રાય શાસ્ત્રકલામાંથી ટંકાતી વ્યાખ્યાઓ વચ્ચે ટક્કરો લડાવવી, એમાં સાચું પાંડિત્યે નથી."

પ્રાચીનકાળની પરિભાષાનો ઐતિહાસિક પદ્ધતિએ અર્થ કરવો હોય તો આવી વિદ્યમાન વ્યાખ્યાઓને સરખાવી કઇ મૂળને બંધ બેસે છે, અથવા કોઇ પણ નથી બેસતી એનો વિવેકપૂર્વક નિર્ણય કરવો જોઇએ; નહિ કે શબ્દોના યૌગિક અર્થો કરી તે કલ્પનાદ્વારા ગોઠવી દેવા. યૌગિક અર્થોની કલ્પનાને રૂઢિપ્રાપ્ત વ્યાખ્યાઓથી કસવામાં જ એનો ઐતિહાસિક ઉપયોગ છે. હું માનું છું કે પ્રો. ઠાકોર જેવા વિદ્વાન માટે આ અઘરું કાર્ય ન હતું; મનનિકા આવી ચર્ચાથી વધારે સાર્થક થાત.

"અંગની ગતિ=નૃત્ય, કંઠપલટા=સંગીત, ઉપલાં અંગોની ચેષ્ટા=અભિનય અને અમુક પાત્રની અમુક સંજોગોમાં અમુક બીજાં પાત્રપાત્રોને ઉદ્દેશીને વાણી એ સર્વનો સુરુચિમય સમન્વય–એ ઊંચી નટકલાનું છેલ્લું પગથિયું હશે. એ છેલ્લું પગથિયું તે પંચાંગાભિનય." આ પ્રમાણે પ્રો. ઠાકોરે વિવરણ કર્યું છે તે ખોટું છે એમ કહેવાનો મારો અભિપ્રાય નથી. પણ તે ઘણું અધૂરું છે અને તેથી મૂળ પદાર્થને બરાબર વ્યક્ત કરતું નથી, અને એ રીતે કાલિદાસ જેવા નિપુણ કવિની કલાને હાનિ પહોંચે છે.

લગભગ શતપથ બ્રાહ્મણના કાળથી આપણે ત્યાં સંગીતથી ગીત, વાદ્ય અને નૃત્ય ત્રણે સમજાતાં આવ્યાં છે. સંગીતનો સંકુચિત અર્થ કરીએ તોપણ એકલા કંઠપલટા નહિ; તેનાથી ઘણું વધારે.

નૃત્ય એટલે કેવળ અંગની ગતિ નહિ; પણ ભાવને સૂચવતી અંગની ગતિ. કેવળ અંગની ગતિની કળા એટલે નૃત્ત, જેમાં અંગહાર આદિનો સમાવેશ થાય છે. 'પ્રસ્થાન'ના ગયા વર્ષના આષાઢના એક લેખમાં આવેલો પરિભાષાનો ઉલ્લેખ કરી દશરૂપકકાર ધનંજયને અનુસરી ટૂંકમાં કહું તો કેવળ તાલ અને લયની અપેક્ષા રાખતું અંગોનું કલામય હલનચલન તે નૃત્ત, મનોભાવ દર્શાવવાના ઉદ્દેશથી અંગોની ક્રિયા–આંગિક અભિનય–નૃત્ય, અને રસનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવતી ચતુર્વિધ–અભિનયાત્મક કળા તે નાટય. આ પરંપરાનો વિકાસ ભરતથી થતો દેખાય છે, એટલે એમ ન કહેવાય કે કાલિદાસને સમજવા માટે તે નકામી છે. જો કે બકુલાવલિકા જેવી દાસી આ પૃથક્કરણો કરી વ્યવહાર કરે છે એમ માનવું જરૂરનું નથી.

હવે આમાં 'છલિયં'નો સમાવેશ ક્યાં થાય છે તે જોઇએ. નૃત્ત તથા નૃત્યના ઉદ્ધત અને સુકુમાર એવા બે તાણ્ડવ અને લાસ્ય નામે જાણીતા ભેદ છે. તેમાં નૃત્યાત્મક લાસ્યમાં 'છલિક' આવે. પ્રાચીન પરંપરામાં જે ડોમ્બી આદિ ઉપરૂપકો તરીકે જાણીતા છે તેને અભિનવગુપ્તપાદાચાર્ય પદાર્થાભિનયાત્મક નૃત્યના પ્રકાર તરીકે જણાવે છે (જુઓ નાટયવેદ વિવૃતિ. પૃ. ૧૮૨–૮૩ ગા. ઓ. સી.). ભોજ શૃંગારપ્રકાશમાં ઉપરૂપકના જે પ્રકારો બતાવે છે તેમાં એક નર્તનકનો પ્રકાર બતાવે છે. તેના અંગ તરીકે 'છલિક'નો નિર્દેશ આવે છે. (**यस्य पदार्थाभिनयं ललितलयं सर्दास नर्तकी कुरुते। तन्नर्तनकं यस्या-लास्यं छालिकद्विपयादि ॥ भावप्रकाशनम्**, Introduction p. 56)

શારદાતનય ભાવપ્રકાશનમાં પ્રેક્ષણકના વર્ણનમાં છલિકનો નિર્દેશ કરે છે. નાટયદર્પણમાં રામચંદ્ર આનો ઉલ્લેખ કરી 'છલિતને શૃંગાર વીર રૌદ્રાદિ પ્રધાન કહે છે. (ના દ. પૃ. ૨૧૪). (છલિયનાં છલિત અને છલિક બન્ને સંસ્કૃત રૂપો છે.) માલવિકાનું છલિક નર્તનકનું વિપ્રલંભ શૃંગારપ્રધાન અંગ છે. છલિકને આ પ્રમાણે પદાર્થાભિનયાત્મક નૃત્યનો પ્રકાર સમજ્યા પછી કાટયવેમે તેને નાટયવિશેષ કહી આપેલી વ્યાખ્યા પણ સમન્વય છે.

( સાધારણ પરિભાષામાં એક પક્ષે નાટ્ય અને નૃત્યને અને બીજે પક્ષે નૃત્ય અને નૃત્તને એક અર્થમાં વાપરવાનો પણ રિવાજ હતો ) " પહેલાના બનાવને ઉદ્દેશી પોતાના અભિપ્રાયને પ્રકાશાય એ રીતે જે પ્રત્યક્ષ અભિનય કરવામાં આવે તે જ છલિક " **नदेव च्छलिकं नाम साक्षाद्यदभिनीयते । व्यपदिश्य पुरावृत्तं स्वाभिप्रायप्रकाशकम् ॥**

આ પ્રમાણે છલિકનો અર્થ સ્પષ્ટ કર્યાથી માલવિકાએ જે પ્રયોગ કર્યો તેનું નાટકમાં શું સ્થાન છે તે વધારે સ્પષ્ટ થાય છે. કવિએ નાટ્યવિદ્યામાંથી એવો પ્રયોગ લીધો કે જેની દ્વારા સ્વાભાવિક રીતે માલવિકાનો અભિપ્રાય રાજા જાણી શકે. વસ્તુપ્રયોગ પૂરો થયા પછીની વિદૂષક અને રાજાની ઉક્તિઓથી આ સ્ફુટ થાય છે.

પંચાઙ્ગાભિનયની વ્યાખ્યામાં કાટયવેમ સંગીતરત્નાકરનું પ્રેરણ સમજે છે. પણ અહીંઆં નીચેની આપ્ટેએ ટાંકેલી કારિકામાં આપેલો અર્થ વધારે બંધ બેસે છે:

चित्ताक्षिभ्रूहस्तपादरङ्गैश्चेष्टादिसाम्यतः ।

पात्राद्यवस्थाकरणं पंचाङ्गोऽभिनयो मतः ॥

ચિત્તથી સાત્ત્વિક અભિનય સમજવો જોઇએ. બાકીનાં ચાર તે આંખ, ભવાં, હાથ અને પગ. આ વિષે હું પણ એક અટકળ કરું છું તે પ્રો. ઠાકોર સહી લેશે. પંચાંગ એટલે ચાર પ્રકારના અભિનય અને પાંચમું નૃત્ત.

આ પંચાંગાભિનય શબ્દ વિષે વધારે સંશોધન કરવામાં આવે અને ભરતના નાટ્યશાસ્ત્રમાંના પડંગના ઉલ્લેખ સાથે સરખાવવામાં આવે તો આ પરંપરાના ઇતિહાસ ઉપર પણ કાંઇક પ્રકાશ પડે. અસ્તુ.

આ જ સંબંધમાં પ્રો. ઠાકોરે ' ભાવિક ' વિષે જે મનનિકા લખી છે તેનો નિર્દેશ કરી લઉં. ભાવ શબ્દના તેમણે જે જે અર્થો આપ્યા છે તે વિષે કાંઇ કહેવાનું નથી. પણ વિભાવ અને અનુભાવ—સ્થાયીભાવ અને વ્યભિચારિભાવ જેવો જ પદાર્થ હોય એમ તેમના કહેવાનો ભાવાર્થ લાગે છે; આ ગોટાળો કદાપિ ભાવ શબ્દના સાદૃશ્યથી થયો હોય ! આમ છતાં ભાવિક શબ્દ તેમણે સ્પષ્ટતાથી સમજાવ્યો નથી. કાટયવેમે ટીકામાં તેનો જે નૃત્ય અર્થ કર્યો છે તે સ્પષ્ટ છે અને બરાબર છે. એનો ઉતારો પણ ઉચિત સ્થાને છે: **आङ्गिकाभिनयप्रायमल्पवाचिकसत्त्विकम् भावानामास्पदं नृत्यं पदार्थव्यञ्जनात्मकम् ॥** *આટલાથી જ જે અર્થ વધારે સુસ્પષ્ટ અને સંગત થયો હોત* તેને પ્રો. ઠાકોરે આવા ઉતારાઓ સામેની પોતાની સૂગને લઇને અસ્પષ્ટ કરી નાખ્યો છે. અહીંઆં એ પણ સૂચવી લઉં કે ગણદાસ જે ભાવિકનો નિર્દેશ કરે છે તે ભ. ના. શા. અ. ૨૪ શ્લો. ૮ માં ( ચૌ. સં. સી. ) જણાવેલ 'ભાવ' હોય તેમ લાગે છે. " વાણી અંગ અને મુખરાગ તથા સાત્ત્વિક અભિનય વડે કવિના અન્તર્ગત ભાવનું ભાવન કરાવે તે ભાવ.

वागङ्गमुखरागैश्च सत्त्वेनाभिनयेन च ।

कवेरन्तर्गतं भावं भावयन् भाव उच्यते ॥

ભાવિક અલંકારનો તથા ના. શા. અ. ૨૦. ૧૫૨ માં કહેલા લાસ્યાંગ ભાવિકનો અહીં ઉલ્લેખ નથી એ સ્પષ્ટ છે.

ખોટા પાંડિત્યનો આક્ષેપ વહોરી લઇને પણ આ જે ઉતારાઓ આપ્યા છે તે માટે પ્રો. ઠાકોર મને ક્ષમા કરશે.

હવે પાછો મૂળ અનુવાદ ઉપર આવું. મૂળમાં ' **पच्चग्गवण्णराअं चित्तलेहं** ' છે તેનો અનુવાદ " નવું સમૂહચિત્ર " એવો કર્યો છે. આવો અનુવાદ પાઠભેદને લઇને કર્યો હોય તો કાંઇ કહેવાનું નથી. બાકી ' તાજા વર્ણરાગવાળી ચિત્રલેખા ' કહેવામાં જે ઔચિત્ય છે તે આ અનુવાદમાં રહી જાય છે. વિષ્ણુધર્મોત્તર પુરાણમાં ચિત્રલક્ષણમાં ચિત્રમાં કોને શું શું ગમે છે તે કહેતો એક શ્લોક છે તેમાં આચાર્યોને ' રેખા ' ગમે છે એવો ઉલ્લેખ છે:

रेखां प्रशंसन्त्याचार्या वर्तनां च विचक्षणाः ।
स्त्रियो भूषणमिच्छन्ति वर्णाढ्यमितरे जनाः ॥

આપણી પ્રાચીન ચિત્રકળામાં રેખાનો કેટલો મહિમા છે તે તજ્જ્ઞો જાણે છે; એટલે અહીંઆં રાણી આચાર્યની ચિત્રરેખા અવલોકતી હોય એ વધારે ઉચિત છે.

**आसण्णा अ देवीए** નો અનુવાદ ' ત્હમારી બાજુમાં જ ' કર્યો છે તેમાં ઉપચારની ભાષાનો ભંગ થાય છે. કાલિદાસને આ વિષે ખાસ કાળજી હતી; એટલે ' દેવીની બાજુમાં જ ' એ વધારે ઉચિત થાત.

આ પ્રવેશક, પ્રથમાંક અને તેની મનનિકામાં મને જે ચિન્ત્ય સ્થાનો જણાયાં છે તેમાંના કેટલાકની ચર્ચા કરી એ કહેવાનું પ્રાપ્ત થાય છે કે પ્રવેશકનો અનુવાદ સળંગ અને પ્રસન્ન છે. સળંગ કહેવાનો હેતુ એ છે કે પ્રાચીન ગ્રંથોના ઘણાં અનુવાદોમાં અવયવો ઉપર એટલી બધી ચિકાશ હોય છે કે સળંગપણું સચવાતું નથી. પ્રો. ઠાકોર આ બરાબર સાચવી શકયા છે તે તેમની ઔચિત્ય બુદ્ધિ સૂચવે છે, અને આ ઔચિત્ય આખાયે અનુવાદમાં દેખાય છે. ગણદાસની ગૌરવભરી વાણીનો અનુવાદ પણ ગૌરવભરી ગુજરાતીમાં થયો છે. ઉ. ત.

ગ પોતપોતાની કુલવિદ્યા પર આદરભાવ સૌને હોય. તોપણ નાટય જેવી મહાકલા માટેનો પક્ષપાત વધુ પડતો ના જ કહેવાય. કેમ કે—

શાર્દૂલવિક્રીડિત

દેવોનો મુનિયો ગણે પ્રિય મખ પ્રત્યક્ષ આ નાટયને;
એકાંગે વિહરન્ત તે શિવ શિવા મૂર્તિ દ્વિધા નાટયની;
ચર્યા ભિન્નગુણી ય એ રસભરી દેખાડતૂં લોકની;
ને લોકો રુચિભિન્ન, તે ય બહુધા રાચન્ત એ એકમાં. ૪

તે જ પ્રમાણે પ્રથમાંકના પ્રારંભમાં રાજા અને અમાત્યની વાતચીત પણ ઉતારવા જેવી છે:

રા (પત્ર વંચાઇ રહ્યો જોઇને) વાહતવ, વૈદર્ભ શા ઘાટ ઘડે છે ?
વા દેવ, આત્મવિનાશના.
રા આખો કાગળ સંભળાવો જોઉં.
વા આ એનું ઉત્તર.

" પૂજ્યે મ્હને હુકમ કર્યો, 'અમારા સમ્બન્ધી થવા વચને બંધાયલા ત્હમારા પિત્રાઇ શ્રી માધવસેનકુમાર અમારી પાસે આવવા નીકળેલા તેમના ઉપર માર્ગમાં ત્હમારો અન્તપાલ તૂટી પડયો, અને તમને કેદ કરી લીધા. જો ત્હમને અમારા સદ્ભાવની દરકાર હોય, તો એમને બ્હેન વહુવારુ

કુટુમ્બકબીલા સાથે છૂટા કરવા. '

" તો તુલ્યવંશીઓ પ્રતિ ધરણીધરોની નીતિરીતિ પૂજ્યને ક્યાં અજાણી છે ? એટલે પૂજ્યે મધ્યસ્થવૃત્તિ ધરવી ઘટે. વળી એ કુમારશ્રીનાં બ્હેન તો એમને પકડી લેવાના દંગલમાં ગુમ થઇ ગયાં છે, તેમની શોધ માટે યત્ન કરીશું. અને જો કુમારશ્રી માધવસેનને મુક્ત કરાવવા જ, એવો પૂજ્યને આગ્રહ હોય, તો સામી શરત સાંભળિયેઃ—

આર્યા

માર્ય સચિવ મુજ સાળો

કેદ થકી પૂજ્ય, મુક્ત કરશો જો,

કેદી માધવ સેને

તો હું તત્ક્ષણ દઉં છોડી. " ૭

રા (સરોષ) શું એ અણુઝ મ્હારી આગળ અદલાબદલા માગવાની ધૃષ્ટતા કરે છે ! વાહતવ, વૈદર્ભ આપણો કુદરતી વેરી છે, ડગલે ડગલે નડવાનો જ. તો ચડાઇ માગી જ રહેલ સામે સેનાપતિ વીરસેન આદિનાં દંડચક્રો આપણે સુસજ્જ રાખેલાં જ છે, તેમને એના સમુન્મૂલન માટે એકદમ ફરમાવો.

વા જેવી દેવની આજ્ઞા.

રા અથવા, ત્હમારો અભિપ્રાય ?

વા જી; આપનું વચન શાસ્ત્રપૂત છે. શાસ્ત્રશાસન છે કે

આર્યા

નવો સવો ગાદીએ

અરિ આવેલો અસુદઢજડ લોકે,

ઉખેડવો નથિ દુષ્કર,

જેમ તરુ અભિનવ રોપેલો. ૮

રા તન્ત્રવચન, એમાં શો સન્દેહ ! તો આ નિમિત્તે જ સેનાપતિને દોડાવો.

૧૦૮માં (પૃ. ૨૦) ધારિણી—જો કોઇ મન્દ શિષ્યા ઉપદેશને ઝાંખપ લગાડે ઈત્યાદિ છે. મૂળમાં બહુવચન છે. અનુવાદમાં ભેદ પાઠાન્તરને લઇને અથવા મુદ્રણદોષને લઈને હોય તો કાંઇ કહેવાનું નથી, બાકી રાણી પોતાના મુખે જ પ્રારંભમાં માલવિકાનો ઉલ્લેખ કરે તેના કરતાં સામાન્ય કથન કરે એ વધારે ઉચિત છે. ત્યાર પછીની રાજાની ઉક્તિના બે ભાગ કરી બીજી ગણદાસની કરી છે તેમાં ખાસ ઔચિત્ય છે. રાજા પોતાની લાલસા જણાઇ ન જાય તે માટે "એમ જ ઘટે છે." એટલું બોલે એ બરાબર છે. परित्यक्तोऽस्म्यहंનો અનુવાદ 'રઝળાવો છ ત્હમે મને' એના કરતાં 'રજા હું આપની લઉં' ' એ વધારે બંધ બેસે છે. પરિવ્રાજિકાની ઉક્તિમાંથી શર્મિષ્ઠા શબ્દ કેમ કા'ડી નાંખ્યો છે તેનું કારણ સમજાતું નથી. શર્મિષ્ઠા વિષેની મનનિકા ૫૦ માં પ્રો. ઠાકોર આટલો બધો રોષ કોના ઉપર ઠાલવે છે તે સમજાતું નથી. યયાતિની રાણી શર્મિષ્ઠા હોય કે કાટયવેમ કહે છે તે પ્રમાણે વૃક્ષપર્વ રાક્ષસરાજની પુત્રી શર્મિષ્ટા હોય અથવા હું અટકળ કરું છું તેમ કાલિદાસના યુગની કોઈ વારાંગના કવિ કવિયેત્રી હોય. ગમે તે હોય તોપણ આ મનનિકામાં જે રોષ તે ઠાલવે છે તે મનનિકાને રુષણિકા કરી નાખે છે.

[અપૂર્ણ] રસિકલાલ છોટાલાલ પરીખ




દુનિયાના માણસોના વિભાગ કરવા હોય તો તેમને બે વિભાગોમાં વહેંચી શકાય. મને જ્યારે જ્યારે શાસ્ત્રીય વિભાગો કરવાનું મન થાય છે ત્યારે ત્યારે જૂના નૈયાયિકોની પેઠે આખી દુનિયાંના વિભાગો કરવાનું જ મન થાય છે. ત્રણ ચાર દિવસ પહેલાં રેલવેગાડીમાં મુસાફરી કરતો હતો ત્યારે વિચાર થયો કે જગતનાં મનુષ્યોને બે વર્ગમાં વહેંચી શકાય: મુસાફરી કરતાં રેલવે જતી હોય તે દિશાએ બારીએ બેસીને જોનારાં, અને તેથી ઊલટી દિશાએ જોનારાં. એન્જિન તરફ નજર કરનારાં એમ નથી કહ્યું, કારણકે એન્જિન તો કોઈ વાર પછવાડે પણ લગાડાય છે, અને વીજળીથી ચાલતી ટ્રેનોમાં એન્જિન જેવું કાંઈ હોતું નથી. એવે પ્રસંગે મારા વિભાગો ખોટા પડી જાય. માટે ગાડી જતી હોય તે દિશા ભણી નજર નાખનારા અને તેથી વિરુદ્ધ દિશા ભણી નજર નાખનારા એમ કહું છું. કોઈને વિચાર થાય કે આ વિભાગોમાં બારી પાસે નહિ બેસનારા—બારી સોંસરી નજર જ નહિ નાખનારા માણસો તો રહી ગયા, એ તમારા વિભાગોમાં દોષ આવ્યો!! તો મારે કહેવાનું કે એ મારા વિભાગોનો દોષ નથી, એ તો એ માણસોનો દોષ છે. એવા માણસોને હું માણસો જ ગણવા માગતો નથી. એ માણસો જાણે મને એમ કહેતા જણાય છે કે 'ભાઈ! અમને તો ઘરમાં હોઈએ એ જ રીતે રહેવા દો. ઘરમાં હોઈયે એ રીતે જ અમે તો ખાઈએ, એ રીતે જ અમે તો સૂઈએ, ઘરમાં હોઈએ એમ જ અમે તો વાત કરીએ, અમને તો ફક્ત અહીંથી બેસાડી ત્યાં ઉતારી દો. અમારા નિત્યનિયમમાં જરા પણ ફેર ન પડવો જોઈએ. અમારે તમારી ગતિનો અનુભવ નથી કરવો!' આવા માણસો જીવનનાં અનેક ક્ષેત્રોમાં મને જણાયા છે. અત્યારે સ્વરાજ્યની ચળવળ ચાલે છે ત્યારે પણ ઘણા માણસો કહે છે: 'અમે તો જેમ કમાતા હતા તેમ જ કમાઈએ, પરણતા હતા તેમ પરણીએ, જમતા હતા તેમ જ જમીએ, પહેરતા હતા તેમજ પહેરીએ, ઊંઘતા હતા તેમ જ ઊંઘીએ, અને અમને સ્વરાજ્ય પહોંચાડી દો. આ મને માણસો નહિ પણ ટપાલનાં પાર્સલો લાગે છે. તેમને પોતાને કંઈ કરવાનું નથી. જોઈએ તો પાર્સલ ઉપર સ્ટેંપ લગાડવા જેટલા પૈસા અમારી પાસેથી લો, પણ અમને એમ ને એમ અકબંધ પહોંચતા કરો. અને અમારા પાર્સલ ઉપર લખો કે Glass with care, (કાચનો સામાન છે, સંભાળીને ફેરવો) અને પહોંચતાં કરો.' આપણા ઘણા માણસો ઘોડાનાં

વખાણ કરતાં કહે છે કે એવું સરસ ઘોડું છે કે પેટનું પાણી પણ ન હાલે. એમ આ માણસોને પણ પેટનું પાણી પણ હાલ્યા વિના ઠેઠ સ્વરાજ્ય સુધી મુસાફરી કરવી છે. તેઓ માણસ નથી, પણ માત્ર પાર્સલ છે

માટે જ જે માણસો મુસાફરી કરતી વખતે બારી પાસે બેસવાને આતુર હોતા નથી, તેમને હું મનુષ્ય નહિ પણ મનુષ્યાભાસ ગણું છું. હવે બારીએ બેસનારા બે પ્રકારના છેઃ એક વર્ગ ગાડી જતી હોય તે દિશા તરફ મોં અને નજર રાખી બેસે છે. ગાડીએ ચડવામાં ધમાધમ કરીને પણ તે એ જ જગા લે છે—જ્યાંથી ગાડી જતી હોય તે દિશામાં જોઈ શકાય. તેને તો દૂર શું હશે, હવે શું આવશે, તે નજીક આવશે ત્યારે કેવું દેખાશે તે જોવાની જ ઉત્સુકતા હોય છે. ભલે આંખોમાં પવન ભરાય, એન્જિનનો ધુમાડો આવે, કોલસાની કણીઓ પડે પણ તે તો તે જ બાજુ જોવાનો. અને એક વાર એક વસ્તુ પાસે આવી, જોવાઇ ગઇ, અને પસાર થઇ ગઇ તે પછી તેની તરફ તો નજર પણ નહિ નાખવાનો!

બીજો વર્ગ તેથી વિરુદ્ધ દિશાએ બેસે છે. તે પોતાની આંખનું પવન ધુમાડો અને કોલસાની કણી એ ત્રણેયથી રક્ષણ કરે છે, તે ઉપરાંત પોતાની જોવાની રીતના ડહાપણના વિશે સૌથી વધારે ફિલસૂફી ભરેલી દલીલ કરે છે કે તે જ બધી વસ્તુઓ વ્યવસ્થિત જોવાની સાચી રીત છે. પેલા માણસની જોવાની રીતનો તેને તિરસ્કાર છે. આઘું હોય તે નજીક આવે, નજીક હોય તે ચાલ્યું જાય. શાકુન્તલમાં દુષ્યન્તે રથવેગ વિશે કહ્યું હતું તેમ.

न मे दूरे किंचित् क्षणमपि न पार्श्वे रथजवात् ।

* ન છેટું ના પાસે ઘડિય રથ વેગે મુજથિ કૈં !

એવું થઇ જાય. એમાં જોયું શું? તેથી વિરુદ્ધ બાજુએ બેસીએ તો કેવું સરસ દૂર સુધી જોઈ શકાય! વસ્તુને ઝાઝી વાર સુધી જોઇ તેનું સ્વરૂપ ઓળખી શકાય! બધી વસ્તુનું યથાદર્શન થઇ શકે! જગતનું મહાસત્ય કે બધી વસ્તુઓ છેવટે દૂર અદશ્ય થઇ વિલીન થઈ જાય છે તે સત્યનો સાક્ષાત્કાર થાય!

આવા માણસો મને વ્યવહારમાં પણ મળે છે. તેઓ ઇતિહાસકારો, શાસ્ત્રજ્ઞો, શાસ્ત્રકારો, સત્યાન્વેષીઓ તરીકે પોતાને ખપાવે છે. એવો એક માણસ એક વાર ટ્રેઇનમાં મારી સાથે બેઠો હતો. (ઘણી જૂની વાત છે. મહાત્માજીએ સત્યાગ્રહની કોઇ પણ લડત હિંદમાં શરૂ કરી, જેને પરિણામે છેવટે ઓર્ડિનન્સો થયા તે પહેલાંની આ વાત છે. એટલે આ વાત કરવામાં કાયદાનો ભંગ થતો નથી.) કંઇક મહાત્માજીના કાર્યક્રમ વિશે વાત ચાલતી હતી. તે પોતે બહુ જ ધ્યાનથી બધું સાંભળતો હતો. મને લાગ્યું કે આ માણસને મહાત્માજીના કાર્યક્રમમાં ઘણો રસ છે. વાત થઇ રહ્યા પછી એ કંઈક બોલશે એમ માની એવી અપેક્ષાથી મેં તેના સામું જોયું. થોડી વારે વિચાર કરી તે માણસે કહ્યું: "મહાત્માજીની હમેશ નિકટ રહેનારો માણસ કોણ? તેને તમે ઓળખો છો?" મને લાગ્યું કે જરૂર આ માણસને હું ધારતો હતો તેમ અસર થઇ છે! મેં પૂછ્યું "કેમ, તમારે તેમના કાર્યક્રમ વિશે કાંઈ ખુલાસો પૂછવો છે?" મારા પ્રશ્નથી તે માણસ જરા હેબકાઈ ગયા, અને કહેઃ "કાર્યક્રમને ને મારે શું? હું તો માત્ર સત્યનો સેવક છું. તમારા કાર્યક્રમો એ સત્ય નથી. ભવિષ્યની કોઇ વાત સત્ય નથી, માત્ર ભૂત જ સત્ય છે." એટલે હું તો ગાન આ બધું પૂરું થશે, મહાત્માજી ગુજરી જશે ત્યારે શું બન્યું છે તેનો વિચાર કરીશ અને પછી તેનાં કારણો શોધી કાઢીશ. તમે ભવિષ્યમાં શું કરવું તેની ચર્ચા કરનારા બધા

અસત્યચિંતકો છો, મારે ને તમારે શું? માત્ર એટલું જ કે મહાત્માજીના મરણ વખતનો ફોટો હોય તો સારું. અને તેમના મગજનું વજન મને મળે તો હું મારું વિજ્ઞાનશાસ્ત્ર બરાબર કરી શકું. મારે તમારા ભવિષ્યના કાર્યક્રમો સાથે કશી લેવાદેવા નથી."

આવી રીતે સત્ય ડહાપણ ફિલસૂફી બધું ટ્રેન જતી હોય તેની વિરુદ્ધ દિશાએ જોનારના પક્ષમાં છે છતાં ટ્રેન જતી હોય તે દિશામાં જોનાર માણસો મળી રહે છે. આપણે ઘણુંય દુષ્યન્તને કહેવા જઈએ કે ભાઈ ઘોડા તરફ મોઢું રાખીને શા માટે બેસે છે? અમારા જમાનામાં એવી ઘોડાગાડીઓ થઈ છે, જ્યાં ઘોડા તરફ પીઠ રાખી સામી બાજુ જોતાં બેસી શકાય?,પણ તે નહિ માનવાનો. અને માને પણ શેનો? એને તો શિકાર કરવો'તો! કદાચ પરણવું હતું અને કદાચ ભારતને જીતી એક કરનાર ચક્રવર્તી પુત્ર જોઈતો હતો! તે પાછળ જોનારથી શી રીતે બને? ભૂતકાળ જોનાર માણસ શી રીતે પરણી શકે? એ તો કોઈ સ્ત્રી પાસે આવીને ચાલી જાય પછી જ તેને જોઈ શકે! માટે જ ઘણી વાર ફિલસૂફો દુનિયામાં કુંવારા રહી જતા હશે! અને માટે કદાચ માણસ નાની અને જુવાન ઉંમરમાં ટ્રેન જતી હોય તે દિશામાં જોતો બેસે છે અને પરણી રહ્યા પછી વિરુદ્ધ દિશામાં જોતો બેસે છે. એથી આગળ જઈ 'બારીમાં શું જોવું છે?' એમ વિચારી વચમાં પોતાની ટ્રંકો જોતો કે ગંજીપો રમતો બેસે છે. તેથીય આગળ જઈ તેનાં છોકરાં બારીએ જોવા જતાં હોય. તેમને પણ 'શું જોવું છે?' એમ કહી બારી રાખતો અંદર બેસી રહે છે કે ઝોલાં ખાય છે. તમે પહેલાં ટ્રેઈન જતી હોય તે દિશાએ જોતા બેસતા હો તે પછી જ્યારથી વિરુદ્ધ દિશાએ જોતા બેસો કે અંદર જ બેસી રહો ત્યારથી જરૂર જાણજો કે તમે ઘરડા થયા છો!

* * *

એક વાર એક ભાઈ સાથે વાત થઈ. ઘડપણની સાચી નિશાની કઈ અથવા ઘડપણના સાચા પરીક્ષક કોણ એ વિશે વાતો કરતા હતા. આ પ્રશ્નો ઉપર જોઈએ તેવી ચર્ચા થઈ નથી, થતી નથી. સ્ત્રીના અપહરણના કેસમાં તે સોળ વરસથી મોટી છે કે નહિ એ મુદ્દા ઉપર ઘણી ચર્ચા થઈ છે; કારણકે એ ઉંમરથી વધારે મોટી ઉંમર હોય તેથી ગુનાનું સ્વરૂપ બદલાઈ જાય છે. પણ ઘડપણ વિશે એવી ચર્ચા થતી નથી. કારણકે એ ઉંમર હોય ન હોય તે ઉપર કોઈ કાયદાનાં પરિણામો અવલંબી રહ્યાં નથી. પ્રાચીન કાળમાં તો રોમરાજ્યમાં અમુક અમુક જગાએ સાઠ વરસના માણસો આવી શકતા. ચાણક્ય કહે છે કે જનાનાના અધિકારની અમુક જગાઓ ૬૦ કે ૮૦ વરસનાને જ આપવી, પણ હાલના જમાનામાં એ ઉંમર ઉપર કશો જ આધાર રખાતો નથી. માત્ર એક વાત છે; કેટલીક નાતોમાં ૪૫ વરસની ઉંમર પછી નવી બૈરી પરણવા દેતા નથી. એવી નાતોમાં ઘણા વિધુરોને ૪૨-૪૫ વરસ થઈને પછી વરસ વધતાં બંધ થઈ જાય છે. પણ ત્યાં પણ ૪૫ વરસ સુધી જ વિચાર જઈને અટકે છે. વરસોની નિશાની વિશે ચર્ચા થવાનો એક બીજો પ્રસંગ છે પણ હજી તે કોઈના ધ્યાનમાં આવ્યો નથી. ઉદાહરણ તરીકે કોઈને એકાવન વરસ પૂરાં થયાં હોય અને તેની સિલ્વર કે જર્મનસિલ્વર જ્યુબિલી ઊજવવાની દરખાસ્ત આવે ત્યારે તેને તેટલાં વરસ થયાં છે કે નહિ તેની ખાતરી શી વગેરે ચર્ચા ઊભી થતી નથી.

દરેક બાબતની ચર્ચા કરવામાં શૂરા સાહિત્યકારો આની ચર્ચા કરીને કેમ તડો કે વાડા બાંધતા નથી તે સમજાતું નથી. આ બધાનું પરિણામ એ આવ્યું છે કે હજી સુધી ઘડપણ ક્યારે ગણવું તેની ચર્ચા જ થઇ નથી.

અત્યારના જમાનાને તેનો ફાયદો કંઇક અંશે મળી શકે તેમ છે. જૂના કાળમાં ઘરડાઓ પૂજાતા, અત્યારે તો ઘરડા થવું એ ગુનો અથવા નાલાયકી ગણાય છે, એટલે બધા બને ત્યાંસુધી જુવાન ગણાવાનો પ્રયત્ન કરે છે. આ માન્યતા તદ્દન નવી ન ગણાય. 'સાઠી બુદ્ધિ નાઠી' એ કહેવતમાં એ જ વાત આવે છે. જગતમાં જેમ એક સરહદ ઉપરના રાજાઓ, સાસુ નણંદ, શૌકયો, બ્રાહ્મણો, વચ્ચે સાહજિક વેર છે તેમ જુવાન ઘરડા વચ્ચે પણ એક સાહજિક વેર ગણાવું જોઇએ. સસરા જમાઇ વચ્ચે પણ આવું સાહજિક વેર છે. કાલિદાસનાં નાટકોમાં વિક્રમોર્વશીય અને શાકુન્તલ બન્નેમાં, નાયકને પરણવાનું મન થાય છે ત્યારે તે સૌથી પહેલાં નાયિકાના પિતાને ભાંડવા માંડે છે. અકબર બિરબલની વાતોમાં અકબરે બધા જમાઇઓને સૂળીએ ચડાવવાનો હુકમ કરેલો હતો તેમ જ જો બધા જમાઇઓને અત્યારે પૂછો તો તેઓ પણ બધા સસરાઓને સૂળીએ ચડાવવાનો મત આપે જ. આમાં ઘણાં કારણો છે પણ તે બધાં કારણો ઉપરાંત જુવાન ઘરડા વચ્ચેનું વેર તો છે જ.

ઘરડા ન થવું હોય તેને માટે એટલું સારું છે કે ઉંમરનું ભાન એની મેળે કદી થતું નથી. હજારો વરસો માણસ જીવે પણ તેને કદી ઘરડાં હોવાનું ભાન થવાનું નથી. પણ ઘણાંખરાં દુઃખ કુદરત કે ઇશ્વર નહિ પણ માણસ જ ઉત્પન્ન કરે છે તેમ અહીં પણ છે. માણસ નકામો વરસો ગણી ગણીને અને વરસગાંઠો ઊજવી ઊજવીને ઘડપણનું ભાન જાગૃત કરે છે. રાઇના પર્વતમાં આવે છે કે પર્વતસિંહે ઘરડાં ન જણાવા માટે મહેલમાં અરીસા ઊંધા કરાવ્યા હતા કે કઢાવી નાંખ્યા હતા. હું મારા અનુભવથી કહું છું કે એવું કરવાની કશી જરૂર નથી. વળી આ વારંવાર હજામતો કરવાના જમાનામાં અરીસા વિના ચાલવાનું પણ નથી. તેના કરતાં અરીસામાં જોયા છતાં ઘડપણ ન દેખાય એવી બુદ્ધિ કેળવતાં શીખો. અને એ કેળવી શકાય એવું છે. અરીસા બંધ કરવાને બદલે હું તો ટપાલ બંધ કરવાની સલાહ આપું. મને મારી જિંદગીમાં ઘરડા થવાનો પ્રથમ આઘાત એકવાર ટપાલના કાગળથી થયેલો. પાંચમી ચોપડીમાં મારી સાથે ભણતા મારાથી નાના એક મિત્રનો છોકરો એમ. એ. ની પરીક્ષા આપવા આવતો કે જતો હશે. તેણે મને કાગળમાં લખ્યું "પૂજ્ય મુરબ્બી કાકાશ્રી"...વગેરે. ત્યારે મને સૌથી પહેલું ભાન થયું કે છોકરાં એમ. એ. થાય એવડો મોટો હું થયો છું! છોકરો એનો પાસ થયો, કમાઇ એને ખવરાવશે અને નકામો મને ઘરડો કરતો ગયો. કોઈ કોઇ વાર તો એટલા બધા મુરબ્બીશ્રીના કાગળો આવે છે કે મનમાં એમ થાય છે કે જાહેર કરી દઉં કે મુરબ્બીના સંબોધનથી આવતા કાગળો ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ. મારા હાથમાં સજા કરવાનું હોય તો મને મુરબ્બી કહેનારને —એટલું સારું છે આવી વાત કહેવાતી બહુ નથી, કાગળોમાં લખાય જ છે એટલે— કે લખનારને એવી સજા ફરમાવું કે તેને માણેકચોક વચ્ચે પોલીસના જાપતામાં ઊભો રાખી દરેક રસ્તે જતા માણસ પાસે તેને કાકા કહેવરાવું. તો એ લોકોને કંઇક સમજાય કે તેઓ મુરબ્બી કહીને મને કેટલો આઘાત લગાડી રહ્યા છે. પણ તેમ ન બને ત્યાં

સુધી એટલું તો કરું છું જ કે રૂબરૂ મળે છે તેને મુરબ્બીપણાના પ્રાપ્ત હકથી જ હુકમ કરું છું કે મને કદી મુરબ્બી નહિ કહેવો. યયાતિ રાજાએ હુકમ કરીને દીકરા પાસેથી કેટલાં વરસોનું યૌવન મેળવ્યું તો હું મુરબ્બીપણાથી જુવાનોને એટલું પણ ન કહી શકું, કે અલ્યા મને મુરબ્બી ન લખો. એમાં ક્યાં એની ગાંઠેથી યૌવન છોડી લેતો હતો હું ? ( એક બીજો વિચાર આવે છે. યયાતિએ દીકરા પાસેથી યૌવન લીધું એ ઉપરથી તો ડૉ વૉરનોફને વાંદરા પાસેથી યૌવન લેવાનું નહિ સૂઝયું હોય ! આપણા પ્રાચીનધર્મ તત્ત્વજ્ઞાન્ અન્વેષકોએ કોઇએ એમ નથી કહ્યું કે આ યુવાન કરવાની વિદ્યા આપણા પુરાણકારોને જ્ઞાત હતી ? બાકી નહિતર તો અત્યારના શોધની એકેએક ચીજ પુરાણોમાંથી નીકળે છે. માત્ર એટલું જ કે એ લોકો શોધી આપે છે પછી જ નીકળે છે તે પહેલાં નહિ ! )

પણ ટપાલનો બંદોબસ્ત કરું છું ત્યાં બીજી બાજુથી ઘડપણના હલ્લા થાય છે. બસમાં બેઠો હોઉં, ગાડીમાં બેસવા જાઉં, અને કોઈ મુસાફર કહે "કાકા આઘા બેસો, કાકાને બેસવા દો !" અરે ભલા માણસ ! નકામો માણસ મટીને ભત્રીજો શા માટે થાય છે ! સર રમણભાઇએ વગર ગુનાની સજાઓ ગણાવી છે તેમાં આ નથી ગણાવી પણ તેમાં સૌથી વધારે મોટી સજા તો આ છે. હવે ગાડીની અંદર એવા માણસો તરફ તો જરા ચીડિયાં કરીએ, ધમપછાડા કરીએ, મોઢું એવું કટાણું કરીએ કે ફરી કોઈ બોલે નહિ, અને થોડા કલાક તેમની સાથે ગાળવાનું ભવિષ્ય વાર્ધક્યસ્મારકશૂન્ય કરીએ. પણ તદ્દન નિરુપાયની દશા તો રસ્તે ચાલતા હોઇએ, અને ગાડીવાળો ચેતાવવા 'ચાલજો કાકા', 'ચાલજો ડોસા' કરતો ચાલ્યો જાય છે ત્યારે થાય છે. મનમાં એમ થઇ જાય છે કે આ ગાડીવાળો કાકા કે ડોસા કહીને ચાલી ગયો તેના કરતાં તો તેણે ગાડી નીચે કચરી નાંખ્યા હોત તો વધારે સારું. પણ અરે દૈવ એમાં પણ સુખ કેવું ? મરી જઇએ અને પંચક્યાસ કરતાં, કે કેસ ચાલે ને જુબાનીમાં કોઈ કહે કે નહિ સંભળાવાથી ડોસો ગાડીમાં આવીને કચરાઈ મૂઓ તો ! ! એટલે એમાં પણ ઉપાય નથી. બાકી કોઈ જુવાન, પછી ભલેને બેકારીને કારણે કે ગમે તેવા કારણે, ગાડી નીચે કચરાઈને આપઘાત કરીને મરી ગયો એમ પંચક્યાસ કરે તોય ગમે તેટલીવાર ગાડી નીચે કચરાઈ મરવું બહેતર છે.

અને મારા મિત્રે તે દિવસે ઘડપણના સાચા પરીક્ષક તરીકે કોને કહ્યો હતો કહું ? ગાડી હાંકનારને ! !

સ્વૈરવિહારી

# બંધાઇ ગયું

બેઠી બિસ્તર બાંધવા પ્રિયતમા લૈ ત્યાં પ્રવાસે જવા,
બાંધ્યાં કોટ, ખમીસ, ધોતર, ડબી સાબુ અને અસ્તરો,
ને ત્યાં ગાંઠ ઘણી કસી, પણ વળી મંડીજ સૌ છોડવા,
આવ્યો પ્રીતમ પૂછતો 'કયમ અરે, પાછું બધું છોડતી ?'
બોલી, 'ભૂલ થકી બધાની ભળતું બંધાઇ હૈયું ગયું.'

સુન્દરમ્

# વીરનું મૃત્યુ

ગયા માસની ૨૨ મી તારીખે શ્રી. વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલના મૃત્યુથી ગુજરાતે એક પનોતો પુત્ર, ભારતવર્ષે એક અડગ લડવૈયો અને જગતે એક બાહોશ મુત્સદ્દી ગુમાવ્યો છે. આવાં મૃત્યુ થાય ત્યારે સામાન્ય જનતાને કારી ઘા લાગ્યા જેવી સ્થિતિ થાય છે, પણ એ વસ્તુ અનિવાર્ય ગણી આવી પરિસ્થિતિનો સામનો કરવા માટે તૈયાર રહેવામાં જ ધીરજની સાચી પરીક્ષા છે.

છેલ્લા એક દાયકામાં ભારતવર્ષે એક કોડી જેટલા આગેવાનો ગુમાવ્યા છે. મરણના આ ભારે પ્રમાણ માટે આજની પરિસ્થિતિ જવાબદાર છે. આજે પંદર વર્ષ થયાં આખા દેશમાં જાગૃતિનું એક રાષ્ટ્રવ્યાપી મોજું ફરી વળ્યું છે અને મોજાંના હેલકારામાં નાવિકો પણ થોડા ઘણા પ્રમાણમાં ઘસાયા છે. ચાલુ વર્ષમાંયે છેલ્લા બે મહિનામાં જ આપણે ત્રણ આગેવાનો ગુમાવી બેઠા છીએ–છેક પૂર્વના બંગાળના સિંહ સેનગુપ્તા, છેક દક્ષિણના મદ્રાસમાં ઘરડી ઉંમરે પણ જુવાનને શરમાવે એવો જુસ્સો ધરાવનાર શ્રી. એની બિસાંટ અને છેક પૂર્વના ગુજરાતનું નામ ઉજ્જવળ કરનાર બહાદુર વીર વિઠ્ઠલભાઈ. શ્રી સેનગુપ્તા અને શ્રી વિઠ્ઠલભાઈનાં મૃત્યુ બધી રીતે કવખતનાં જ ગણાય. અને તે પણ એકનું જેલનાં લોખંડી સળિયા પાછળ અને બીજાનું દેશવટો ભોગવતાં થાય ત્યારે ભારતવર્ષને માટે નિરાશા કરતાં શરમની દશાનું સૂચન કરે છે.

સદ્ગત વિઠ્ઠલભાઈ પટેલનો જન્મ સને ૧૮૬૨માં ચરોતરના એક આગળ પડતા ગામ કરમસદમાં થયો હતો. એમના પિતાએ ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધેલો–ઝાંસીની રાણીના પ્રદેશમાં–અને બે ત્રણ વર્ષ તેમનો ઘેર પત્તો પણ નહિ લાગેલો. આવા સાહસિક પિતાના પુત્રમાં એ સાહસ કરવાનો ગુણ કેળવાયા વગર કેમ રહે ! જ્યાં જુઓ ત્યાં શ્રી. વિઠ્ઠલભાઈએ બળવો જગાડવાનું જ કામ કર્યું છે અને એમના મગજમાંથી કઈ વખતે કયો ગોળો બહાર પડશે એ કલ્પવું હમેશાં મુશ્કેલ મનાતું હતું.

સાહસ ઉપરાંત મુત્સદ્દીપણાનો વારસો પણ એમને પિતા તરફથી મળેલો જ હશે એમ કહી શકાય. એક વખતે એમના પિતાને મલ્હારરાવ હોલ્કરે કેદ કર્યા હતા. કેદ કરી તેમને સામે બાંધી રાખી મલ્હારરાવ શેતરંજ રમતા હતા. શેતરંજમાં રાજા ખોટી ચાલ ચાલતા જાય ત્યાં ઝવેરભાઈ કહેતા જાયઃ 'રાજા, ફલાણું મ્હોરું આમ ચલાવો.' મલ્હારરાવ આથી ચકિત થઈ ગયેલા અને શ્રી. ઝવેરભાઈને કેદીમાંથી મિત્ર કરેલા. આવા મુત્સદ્દી પિતાના પુત્રમાં એ ગુણના વારસાની ઉણપ ક્યાંથી હોય ?

વિઠ્ઠલભાઈના બાળપણ અને વિદ્યાભ્યાસનાં વર્ષો દરમ્યાન ખાસ નોંધવા જેવા પ્રસંગો મળી શકતા નથી. એમણે એમનો અભ્યાસ કરમસદ અને નડિયાદમાં પૂરો કર્યો. મૅટ્રિક સુધીની પરીક્ષા પસાર કર્યા પછી તેમણે ડિસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી અને બોરસદ તથા વડોદરામાં વકીલાત શરૂ કરી. વકીલાત દરમ્યાન વિલાયત જઈ બૅરિસ્ટર થઈ

જવાય એટલા પૈસા કમાયા અને પોતાની એ ઇચ્છા પૂરી કરી. એમના વિલાયતગમન બાબત નીચેનો એક કિસ્સો સરદાર વલ્લભભાઈની જીવનકથામાંથી આપણને મળે છે.

"જે કંપનીની મારફત વિલાયત જવાની ગોઠવણ કરવા પત્રવ્યવહાર કર્યો તેના મને (વલ્લભભાઈને) જવાબો મળ્યા. તે જવાબો મારા ભાઈના હાથમાં આવ્યા. બન્ને ભાઈ અંગ્રેજીમાં વી. જે. પટેલ કહેવાય!–તે ઉપરથી ભાઈએ કહ્યું: 'હું તમારાથી મોટો; મને જવા દો અને મારા આવ્યા પછી તમને જવાની તક મળશે, પણ તમારા આવ્યા પછી મારાથી નહિ જવાય.' મેં ભાઈને પંદર દિવસની મુદત આપી અને પંદરમે દિવસે તે વિલાયત ચાલ્યા ગયા." આ વખતે પાસપોર્ટ સાથે ફોટો રાખવાનો કાયદો નહિ હોય. કદાચ આવા પ્રસંગોને લીધે એ પાછો દાખલ થયો હશે.

વિલાયતમાં બેરિસ્ટર થઈને આવ્યા પછી એમણે એમનું કાર્યક્ષેત્ર મુંબઈ–વાંદરા રાખ્યું. વાંદરા મ્યુનિસિપાલિટીના એ આગળ પડતા સભ્ય અને પાછળથી પ્રમુખ પણ થયા હતા. આ રીતે નાના ક્ષેત્રમાંથી એ આગળ વધતાં સને ૧૯૧૪ માં મુંબઈ ઇલાકાની ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાયા. ત્યાંથી તે ૧૯૧૬માં વડી ધારાસભામાં ગયા હતા. ધારાસભામાં તેમનું કામ હમેશાં સરકારી સભ્યોને સીધા રાખવાનું અને કેટલીક કનડગત કરવાનું રહેતું. એ વખતના ધારાસભાના આગેવાન સભ્યો સર દીનશા વાચ્છા અને ડૉ. પરાંજપેની મદદમાં રહીને એમણે કેટલાંયે રાજકીય અને સામાજિક કાર્યો કરેલાં. ધારાસભાના એ સભ્ય હતા તે દરમ્યાન, એમણે ફરજિયાત કેળવણીનો કાયદો રજૂ કરેલો. સરકારે પોતાની પાસે પૈસા નથી એમ જણાવેલું છતાં એમણે એ પસાર કરાવેલો.

ધારાસભામાં એમની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનાં પ્રશ્નો પરત્વે રસ અને પ્રવૃત્તિ હોવાથી સને ૧૯૧૬માં પૂનામાં મળેલી લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ કૉન્ફરન્સના તેઓ પ્રમુખ ચૂંટાયા હતા. સને ૧૯૧૭ ના ખેડા સત્યાગ્રહ વખતે એમણે સ્વ. સર ગોકળદાસ કહાનદાસની સાથે રહીને જિલ્લાના ખેડૂતોની સ્થિતિ તપાસી હતી અને ધારાસભામાં એમને માટે મજબૂત લડત ચલાવી હતી. એ જ વર્ષમાં અમદાવાદમાં ભરાયેલી અખિલ હિંદ પાટીદાર પરિષદના એ પ્રમુખ થયા હતા. બિજાપુરમાં મળેલી મુંબઈ ઈલાકા રાજકીય પરિષદના અને રાજકોટમાં ભરાયલી પ્રથમ કાઠિયાવાડ રાજકીય પરિષદના પણ તે પ્રમુખ થયા હતા.

હિંદુસ્તાનના રાજકારણમાં તો સને ૧૯૧૪ થી જ એમણે રસ લેવાનું શરૂ કર્યું હતું. કોઈ પણ કામ એ ઉપાડે એમાં તરત જ આગળ પડતો ભાગ લે એવો એમનો સ્વભાવ હોવાથી મહાસભામાં પણ એમનું સ્થાન આગળ આવ્યું અને ૧૯૧૫–૧૬ માં મહાસભા તથા મુસ્લિમ લીગ વચ્ચે થયેલા તહનામા ઉપર જે ૧૯ આગેવાનોની સહીઓ હતી એમાં એમનું નામ પણ હતું.

સને ૧૯૧૬માં ગોધરામાં ગાંધીજીના પ્રમુખપણા નીચે મળેલી પ્રથમ ગુજરાત રાજકીય પરિષદમાં એમણે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો અને પછીના વર્ષે નડિયાદમાં એ પરિષદની બીજી બેઠકના તો એ પોતે જ પ્રમુખ હતા.

૧૯૧૭–૧૮ ના અરસામાં એ હિંદી રાષ્ટ્રીય મહાસભાના મુખ્ય મંત્રી બન્યા અને ૧૯૧૮માં મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા વિષે વિચાર કરવા મુંબઈમાં મળેલા મહાસભાના ખાસ અધિવેશનના એ સ્વાગત પ્રમુખ હતા. એમની જોઇન્ટ સિલેક્ટ કમિટી સમક્ષ મહાસભા

તરફથી જુબાની આપવા વિલાયત જનાર ડેપ્યુટેશનના મંત્રી તરીકે તે ગયા હતા. તે વખતનું એમનું કાર્ય એટલું સુંદર હતું કે સ્વ. લોકમાન્ય ટિળક તથા મિ. બેનરજીએ કહેલું: 'મહાસભાના ડેપ્યુટેશનની ફતેહ મુખ્યત્વે શ્રી. વિઠ્ઠલભાઇ પટેલને જ આભારી છે.' વિલાયતમાં હતા તે દરમ્યાન એમણે બ્રિટિશ ' મહાસભા સમિતિ અને એના મુખપત્ર 'ઇન્ડિયા'નું તંત્ર વિનીતોના હાથમાંથી રાષ્ટ્રમતવાદીઓના હાથમાં લાવવામાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

વિલાયતથી પાછા ફર્યા ત્યારે આખા દેશમાં અસહકારની ચળવળનું રાષ્ટ્રવ્યાપી મોજું ફરી વળ્યું હતું. એ ચળવળના નાયક ગાંધીજી સાથે એમને થોડાઘણા મતભેદો હતા. પણ છેવટે તો પોતે રાષ્ટ્રવાદી જ રહ્યા ને ? એટલે એમણે પણ એમાં આગેવાની ભર્યો ભાગ લેવાનું શરૂ કર્યું. સને ૧૯૨૨માં બારડોલી તાલુકામાં નાકરની લડત શરૂ કરવાનો વિચાર કરવા માટે યોજાયેલી તાલુકા પરિષદના પોતે પ્રમુખ થયા હતા.

૧૯૨૨ના માર્ચમાં ગાંધીજીના જેલમાં ગયા બાદ પણ એમણે રાષ્ટ્રીય હિલચાલ ચાલુ રાખી અને પોતાનું ધ્યાન ખાસ કરીને પરદેશી વસ્તુઓના બહિષ્કાર પાછળ આપવા માંડયું. મહાસભાની કાર્યવાહક સમિતિએ નીમેલ બહિષ્કાર સમિતિના તે સભ્ય હતા. સમિતિ મારફતે બહિષ્કાર કરવા માટેની પરદેશી વસ્તુઓની યાદી પ્રગટ કરવામાં આવી હતી.

પણ લડતનું જોર નરમ લાગતાં એમણે પોતાના વિચારોને જાહેર રીતે રજુ કરવા માંડયા. સને ૧૯૨૨માં મહાસભા તરફથી સવિનય ભંગ તપાસ સમિતિ નીમાઇ એના એ સભ્ય હતા. એ સમિતિની તપાસને અંતે હકીમ અજમલખાન અને પંડિત મોતીલાલ નહેરુને પોતાના વિચારના એ કરી શકયા અને ધારાસભા પ્રવેશનો મુદ્દો દેશ સમક્ષ બીજી બધી બાબતોના ભોગે પૂરજોશમાં રજૂ થયો. આ સમિતિના નિવેદનના પરિણામે દેશમાં બે ભાગલા પડયા. આગળ જતાં બે પક્ષો વચ્ચે સમાધાન થયું, પણ પરિણામે તો ધારાસભા-ફેરવાદીઓનો-પક્ષ બળવાન બન્યો અને સ્વરાજપક્ષની સ્થાપના થઈ. આ પક્ષ તરફના એક ઉમેદવાર તરીકે શ્રી. વિઠ્ઠલભાઈ મુંબઈ શહેર તરફથી ૧૯૨૫માં પ્રચંડ બહુમતીથી ચુંટાઈને વડી ધારાસભામાં ગયા અને ત્યાં એ પક્ષના ઉપનેતા બન્યા.

અસહકારની ચળવળ દરમ્યાન એ મુંબઈની મ્યુનિસિપાલિટીમાં સભ્ય તરીકે ચૂંટાયલા અને પોતાના વિચારના માત્ર ૭-સાત જ સભ્યોના બળવાળો રાષ્ટ્રીય પક્ષ સ્થાપેલો; પણ ૧૯૨૨થી ૧૯૨૪ સુધીનાં માત્ર બે વર્ષમાં જ પોતે એ આગેવાન મ્યુનિસિપાલિટીની સ્કુલ કમિટિના અને છેવટે આખા બોર્ડના પ્રમુખ બન્યા. આ હોદ્દો મેળવતાં એમની પ્રતિષ્ઠા ખૂબ વધી ગઈ. સરકારી અમલદારો ~ તેમ જ બધા જ સભ્યો એમનાથી સાચવીને ચાલતા. એક દિવસનું કામ પોતે બીજા દિવસ ઉપર કદી પણ મુલતવી રાખતા નહિ. એમના પ્રમુખ તરીકની મુદતના છેલ્લા દિવસોમાં હિંદના વિદાય થતા વાઇસરોય લૉર્ડ રીડિંગને માનપત્ર આપવાનો ઠરાવ મ્યુનિસિપાલિટી સમક્ષ રજૂ થયો અને પસાર થયો. પણ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે શ્રી વિઠ્ઠલભાઈએ એ માનપત્ર પોતાને હાથે આપવાની ના પાડી. પરિણામે મ્યુનિસિપાલિટીએ એમના ઉપર ઠપકાની દરખાસ્ત પસાર કરી અને પોતે પ્રમુખપદનું રાજીનામું આપ્યું. પણ એ સ્થાનની ફરી ચૂંટણીમાં પોતે એ પદ માટે ઊભા થયા અને ઠપકાની દરખાસ્ત બહુમતિથી પસાર કરનાર સભ્યોની બહુમતીએ જ

એમને પ્રમુખ તરીકે ફરી ચૂંટ્યા અને પોતાનો એમનામાંનો અવિશ્વાસ દૂર કરી વિશ્વાસ સિદ્ધ કર્યો. પ્રમુખ તરીકેની તેમની મુદત દરમ્યાન ગાંધીજી તબિયતના કારણે જેલમુક્ત થયેલા અને તે રોગમુક્ત થયા ત્યારે તેમને મુંબઈ કોરપોરેશને માનપત્ર આપેલું. ત્યારે પ્રમુખ તરીકે શ્રી.વિઠ્ઠલભાઈએ જણાવેલું:'આજે ગાંધીજીને માન આપીને મ્યુનિસિપાલિટી પોતાની જાતને જ માન આપી રહી છે.' એમના મ્યુનિસિપલ પ્રમુખ તરીકેના કારોબારનાં વખાણ કરતાં તે વખતના મ્યુનિસિપલ કમિશનર મિ. ક્લેટન આઇ. સી. એસ. ખૂબ સરસ શબ્દો બોલેલા.

પણ વડી ધારાસભાના સભ્ય તરીકેનું કાર્ય ઉપાડતાં એમણે મુંબઈનું કામ ઓછું કર્યું અને ૧૯૨૫ માં વડી ધારાસભાને પોતાનો પ્રમુખ ચૂંટવાનો હક મળ્યો ત્યારે પોતે ઉમેદવાર થયા અને એ મંડળના પહેલા પ્રમુખ તરીકેની નામના મેળવી. પ્રમુખ થતાં એ હોદ્દાને અંગે પહેરવો પડતો ઝભ્ભો એમણે ખાદીનો જ રાખેલો. કેટલાંક વર્ષો પછી વિલાયતમાં નામદાર શહેનશાહને મળવા ગયા ત્યારે પણ ગાંધી ટોપી પહેરીને જ ગયા હતા. વડી ધારાસભાની ૧૯૨૭ નો બીજી ચૂંટણી પછી સ્વરાજ પક્ષના એકલાના જ નહિ પણ આખા મંડળના સર્વાનુમતે એ ફરીથી પ્રમુખ તરીકે ચૂંટાયા અને એ હોદ્દો એમણે સને ૧૯૩૦ ના એપ્રિલ માસમાં ચાલતી બેકાયદા રાજ્યવ્યવસ્થાના વિરોધ તરીકે રાજીનામું આપ્યું ત્યાં સુધી ભોગવ્યો.

વડી ધારાસભાના પ્રમુખ તરીકેના હોદ્દા દરમ્યાન પોતે પૂરેપુરા રાષ્ટ્રમતવાદી–મહાસભાવાદી હોવા છતાં પોતાનું વલણ નિષ્પક્ષી રાખ્યું હતું. ચૂંટણી થયાને દિવસે જ એમણે જાહેર કર્યું હતું કે 'હવેથી હું એક પક્ષનો મટી બધા પક્ષોનો થયો છું ! અને એ વસ્તુને એમણે છેવટ સુધી પાળી હતી. એમના પ્રમુખ તરીકેના અમલ દરમ્યાન ધારાસભા તેમ જ એના પ્રમુખનો દરજ્જો ઊંચો રાખવા માટે એમણે કોઇ પણ વસ્તુ કરવામાં બાકી રાખી ન હતી. વડી ધારાસભાની ચાર દિવાલોમાં પ્રમુખ સિવાય બીજા કોઇનો અધિકાર ન હોઇ શકે એ વાત એમણે સરકારી અમલદારો પાસે સ્વીકારાવેલી અને આખું ધારાસભા ખાતું અલગ પોતાના કાબુ નીચે કરાવેલું.

પ્રમુખ તરીકે નિર્ણયો આપવામાં એ ખૂબ શીઘ્ર અને ચોક્કસ હતા. એમના કેટલાક નિર્ણયો તો ધારાસભાના સભ્યોને ચોંકાવનારા લાગે, છતાં એની યથાર્થતા પૂરવાર કરી શકાય એવી જ હોય. બે પ્રસંગે એમણે સરકારી સભ્યોની ગણતરી ઊંધી વાળેલી; એની નોંધ લેવાવી જ જોઇએ. સરકારે ધારાસભા સમક્ષ રિઝર્વ બેંકનો ખરડો રજૂ કરેલો. એ ખરડામાં કેટલાક ફેરફારો કરવાનો વિચાર આવતાં સરકારે જૂના ખરડામાં સુધારો કરવાને બદલે નવો જ ખરડો દાખલ કર્યો. એ દાખલ કરતી વખતે જ પ્રમુખ પટેલે એને કાનુન બહાર ઠરાવ્યો અને જણાવ્યું કે જ્યાં સુધી જૂનો ખરડો ખેંચી લેવામાં ન આવે ત્યાં સુધી નવો રજૂ કરવાની પરવાનગી આપી શકાય નહિ. આ નિર્ણયને પરિણામે સરકારે નવો ખરડો દાખલ ન કર્યો અને જૂનો તો એમ ને એમ જ પડયો રાખ્યો.

બીજો પ્રસંગ જાહેર સલામતીના કાયદાનો ખરડો રજૂ કરતી વખતનો છે. એ ખરડો રજૂ કરતી વખતે જ એની કેટલીક કલમો ન્યાયની અદાલત સમક્ષ ચાલતા મિરત કેસની બાબતો સાથે સંબંધ ધરાવતી હોવાથી ખરડો રજૂ નહિ કરી શકાય એવો નિર્ણય આપ્યો. પરિણામે ખરડો એમનો એમજ રહ્યો.

૯-૧૦-૩૩ કરાંચીના નેતા શ્રી. નારણદાસ બેચરને છૂટકારા પછી સભામાં ભાગ નહિ લેવાની નોટીસ; ધ્વજવંદન માટે મુંબઈમાં ચાર મહાસભાવાદીઓને ૬ માસની સજા; લાહોરથી રાસ તરફ કૂચ કરતા ગાંધીજયંથાની ધરપકડ; અંકલેશ્વર તાલુકાના સુરત જિલ્લા સાથે થયેલ જોડાણ રદ થયાની બહાર આવેલી હકીકત; દામોદરલાલજીને પદભ્રષ્ટ કરવાના હુકમની બહાર આવેલી હકીકત; અમદાવાદના મ્યુનિસિપલ બોર્ડના સભ્યોની ચૂંટણી.

૧૦-૧૦-૩૩ રામપુર રાજ્યમાં તોફાન; સભાઓ, દેખાવોની બંધી તથા કેટલીક ધરપકડોની બહાર આવેલી હકીકત; કલકત્તામાં સ્વરાજ્યપક્ષની સ્થાપના, મિદનાપુરમાં જળપ્રલયથી પાંચ લાખ માણસોને થયેલું નુકસાન; અલ્હાબાદમાં શ્રી. પ્રકાશના પ્રમુખપદે મહાસભાવાદીઓની રાષ્ટ્રીય મસલત; પંડિત માલવિયાજીએ મસુરીથી બહાર પાડેલું નિવેદન; ડૉ. હાર્ડીકરની તથા શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયની ગાંધીજીની મુલાકાત; મુંબઈમાં ડેમોક્રેટીક પક્ષની જાહેર સભામાં ધાંધલ; શ્રી. જમનાદાસ મહેતા સામે આક્ષેપો; મુંબઈમાં બેકારીના પરિણામે ૫૭ વર્ષના હિંદુનો આપઘાત; સીમલામાં હિંદી રેલવે પરિષદની બેઠક; દાંડી કૂચ માટે જલાલપુરથી પકડાયેલા ચાર ભાઈઓ તથા બે બહેનોને એક વર્ષની કેદ; ધારવાડ જિલ્લામાં ગાંધીસપ્તાહ અંગે ૯ ભાઈબહેનોને ૬ માસની સખ્ત કેદ; મુંબઈમાં પિકેટીંગ માટે એક મહાસભાવાદીને ૬ માસની સખ્ત કેદ તથા રૂા. ૫૦ દંડ અગર ૬ અઠવાડીઆંની કેદ. કલકત્તામાં ૩ બહેનોની તથા ૧૨ ભાઈઓની પિકેટીંગ માટે ધરપકડ; અત્યાચારી ચળવળને અંગે દીનેશ મજમુદારને ફાંસીની તથા નલિની દાસને જન્મકેદ નિકાલની સજા; સુરેન્દ્રનાથ દાસગુપ્તાને રિવોલ્વર રાખવા માટે સાત વર્ષની સખ્ત કેદ.

૧૧-૧૦-૩૩ લંડનમાં સિલેક્ટ કમિટીની બેઠક; બર્માના ભાવિ વિષે સર સેમ્યુઅલ હોરનું નિવેદન; શ્રી. વિઠ્ઠલભાઈ પટેલની બગડતી જતી તબિયત; ધૂળિયાના એક કાર્યકર્તાને નોટીસભંગ માટે દોઢ વર્ષની સખ્ત કેદ; તાંજોરમાં સભાઓ અને દેખાવોની મનાઈ કરતો હુકમ; એક ડૉક્ટર બીજા સાત હિંદુ સાથે ગિરફતાર.

૧૨-૧૦-૩૩ કાનપુરમાં એક બોંબ કેસમાં બે જણને દસ વર્ષની સખ્ત સજા; સિંધિયા કંપનીની સ્ટીમર ઉપર આગ લાગતાં ૩૧ લાખનું નુકસાન.

૧૩-૧૦-૩૩ વરાડ યુવક પરિષદમાં પસાર થયેલા તથા ઓટાવા કરારને વખોડી કાઢતા ઠરાવો કાનપુર કેળવણી બોર્ડના પ્રમુખ તથા બીજા કોઑપ્ટેડ સભ્યોને સરકારે બરતરફ કર્યા.

૧૪-૧૦-૩૩ શ્રી. ઉમાશંકર દિક્ષિતે અખિલ ભારત સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મૂક્યું; શ્રી. વિઠ્ઠલભાઈની ગંભીર માંદગી, જર્મન પાર્લામેંટને હિંડનબર્ગે બરખાસ્ત કરી; રશિયા અને જાપાન વચ્ચે લડાઈના વાગતા ભણકારા.

૧૫-૧૦-૩૩ અજમેરમાં હિંદુ મહાસભાનું અધિવેશન.

૧૬-૧૦-૩૩ ગૂજરાત વિદ્યાપીઠના કમ્પાઉન્ડમાં ઘાસ ઉગેલી જમીન હરાજ કરીને વસુલ કરવામાં આવેલી જમીનમહેસુલ.

૧૭-૧૦-૩૩ યરવડા કરાર વિષે ગાંધીજીની મુલાકાત; મહાસભાવાદીઓને તેમનો ઠપકો; વર્ધા આશ્રમમાંથી શ્રી. નીલા નાગિનીદેવી ગૂમ થવા સંબંધી ગાંધીજીએ બહાર પાડેલી હકીકત.

૧૮-૧૦-૩૩ વર્ધામાં ગાંધીજીની હાજરીમાં શ્રી. પ્રભુદાસ ગાંધીનું બિજનોરના લાલા લાલચંદનાં પુત્રી શ્રી. અંબાદેવી સાથે લગ્ન.

૧૯-૧૦-૩૩ અલ્હાબાદમાં સ્વ. પં. મોતીલાલજીનાં પુત્રી શ્રી. કૃષ્ણા નેહરુનું મુંબઇના જૈન બેરીસ્ટર શ્રી. ગુણોત્તમ હઠિસિંગ સાથે લગ્ન.

૨૧-૧૦-૩૩ અલ્હાબાદના મેયો હૉલમાં શ્રી. એ. પી. સેનના પ્રમુખપદે સંયુક્ત પ્રાંતના વિનીતોની પરિષદ; કલકત્તાના હાવરા હૉલમાં અખિલ હિંદ મુસ્લીમ લીગની બેઠક.

૨૨-૧૦-૩૩ શ્રી. અબ્બાસ તૈયબજીના પ્રમુખપદે વડોદરામાં વડોદરા રાજ્ય પ્રજામંડળનું ૧૧ મું અધિવેશન; સુરતના બે યુવાનોની હુકમભંગ માટે ધરપકડ.

૨૩-૧૦-૩૩ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલનો જીનીવામાં દેહવિલય; અમદાવાદમાં શ્રી. મોરારજી દેસાઇના પ્રમુખપદે સ્વ. વિઠલભાઇને અંજલિ આપવા માટે મળેલી જાહેર સભા; અમદાવાદ મ્યુ. બોર્ડ સ્વર્ગસ્થના માનમાં મુલતવી; શહેરમાં હડતાલ; મજૂરમહાજન અને બીજી કેટલીક મિલોમાં થયેલા ઠરાવો;શાળાઓમાં હડતાલ; સ્વ.વિઠ્ઠલભાઈને નાના મોટા આગેવાનોએ આપેલી અંજલિ તથા હિંદનાં નાનાં મોટાં ગામોમાં હડતાલ અને જાહેર સભાઓ; બંગાળમાં કુમારી જ્યોતિકાન્તા દત્તને હિંસાની ચળવળ માટે ચાર વર્ષની સખ્ત કેદની સજા; શ્રી કે. એફ. નરીમાનનો બીજાપુર જેલમાંથી છુટકારો; રંગુનમાં પ્રફુલ્લ ઘોષે ૯૬ કલાક ને ૨૪ મિનિટ સુધી તરીને જગતનો રેકોર્ડ તોડયો; વડોદરા રાજ્ય જાગીરદાર મંડળની વડોદરામાં સભા.

૨૪-૧૦-૩૩ શ્રી.કે.એફ. નરીમાને મહાસભાને વફાદાર રહેવાની કરેલી હાકલ; પંડિત માલવિયાજીને દાંતનું દર્દ થયાની બહાર આવેલી હકીકત; મુંબઇમાંની કરીમભાઇ ઇબ્રાહીમ સન્સ લીમીટેડ અને કરીમભાઇ એન્ડ કંપનીની ફડચામાં ગયેલી પેઢીઓ.

૨૫-૧૦-૩૩ કરાંચી મ્યુનિસિપાલિટી તરફથી એમ. ટી. સી. ટીમને માનપત્ર.

૨૬-૧૦-૩૩ જીનીવામાં શસ્ત્રસંન્યાસ-પરિષદ મુલતવી.

૨૭-૧૦-૩૩ જાપાનીઝ પ્રતિનિધિ મંડળે તથા લેંકેશાયર પ્રતિનિધિ મંડળે પોતાનાં રજૂ કરેલાં દષ્ટિબિંદુઓ; ગુડીવાડામાં ભાષણ કરતાં શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયની થયેલી ધરપકડ.

૨૮-૧૦-૩૩ શેઠ કસ્તુરભાઈ તથા શ્રી. ટી. વી. જૈનાને હિંદ લેંકેશાયર મસલત વિષે બહાર પાડેલાં નિવેદનો;પોલીસને રહેવા માટે મીદનાપુરના વકીલ શ્રી. ગિરીશચંદ્રદાસને ૪૮ કલાકમાં ઘર ખાલી કરવાની નોટીસ; પૂર્વબંગાળ રેલવેના હીલી સ્ટેશનઉપર હથિયારબંધ પડેલી ધાડ; મુંબઈના મીલમાલીકો તથા લેંકેશાયર વચ્ચે થયેલા કરાર; હિંદજાપાન મંત્રણા વિષે ટોકીઓનો અભિપ્રાય; સવિનયભંગ સંબંધમાં સપ્ટેમ્બરની આખર સુધીમાં જેલ ભોગવતા કેદીઓના સરકાર તરફથી બહાર પડેલા આંકડા; ડેમોક્રેટીક સ્વરાજ્યપક્ષ તરફની મહારાષ્ટ્ર રાજદ્વારી પરિષદમાં શ્રી. જમનાદાસ તથા શ્રી. કેલકરનાં મહાસભા સામેનાં ભાષણો; મુંબઈમાં અખિલ મહારાષ્ટ્ર રાજદ્વારી પરિષદ; હાઈફા ખાતે રમખાણ; આરબો ઉપર ગોળીબાર.

૨૯-૧૦-૩૩ અમદાવાદમાં ભરાયેલું અમદાવાદ જિલ્લા ગ્રામ્ય સંમેલન; શેઠ બજાજ તથા ડૉ. મહમદ આલમે અખિલ હિંદ મહાસભાસમિતિ તથા કાર્યવાહક સમિતિમાંથી આપેલાં રાજીનામાં; અલ્હાબાદમાં પંડિત જવાહરલાલ નેહરુના પ્રમુખપદે સ્વ. પટેલના માનમાં શોકસભા; કલકત્તામાં અખિલ હિંદ મારવાડી મહિલા પરિષદ.

૩૦-૧૦-૩૩ અમદાવાદમાં શ્રી. વાડીલાલ મોતીલાલ શાહની બીજી સંવત્સરી નિમિત્તે શ્રી. રામનારાયણ વિ. પાઠકના પ્રમુખપદે જાહેરસભા; સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન સર રુસ્તમ

વકીલની મુંબઈમાં માંદગી; વાંકાનેર નરેશ તથા મોરબીના નરેશ તરફથી હરિજન કાર્ય માટે રૂ. ૪,૦૦૦ ની સખાવત શ્રી. મણિલાલ કોઠારીને મળી તેની બહાર આવેલી દલીલ; લેંકેશાયર તથા મુંબઈના મિલમાલીકો વચ્ચેના કરાર વિષે શેઠ કસ્તુરભાઈનું નિવેદન; ન્યુ દિલ્હીમાં રિઝર્વ બેંકના ખરડાને લગતી સિલેક્ટ કમિટિની બેઠક; ભોપાળના નવાબે મારેલા મુકદ્દમામાં "રિયાસત"ના તંત્રીને ૧ વર્ષની કેદ; મદ્રાસના મહાસભાવાદી આગેવાન શ્રી. પટ્ટાભિસીતારામૈયાને પરદેશી કાપડની દુકાને પિકેટીંગ કરવા માટે ૬ માસની કેદ તથા રૂ. ૫૦૦ની દંડની સજા; મદ્રાસમાં શ્રી. સત્યમૂર્તિના પ્રમુખપદે મહાસભાવાદીઓની મળેલી સભામાં મહાસભા સ્વરાજ્ય પક્ષની સ્થાપના; અમદાવાદ કુમાર પ્રેસમાં છપાયેલી ઈશુ અને ગાંધી નામની ચોપડીની નકલો જપ્ત કરવાનો ગવર્નર ઇન કાઉન્સિલનો હુકમ.

૩૧-૧૦-૩૩ બર્જખૂન કેસને અંગે કલકત્તામાંથી વધુ ૩ ધરપકડો; મીદનાપુરની સાત જાણીતી વ્યક્તિઓને ૪૮ કલાકમાં જિલ્લાની હદ છોડી જવાનો ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટનો હુકમ.

## પ્રદીપ નવલો

અંધારું ઘરમાં હતું. ઝટ તહીં તેં તાણી દીવાસળી,
હું લાવ્યો જઈ કોડિયું, પ્રગટ ત્યાં દીવો ઝબાકે થયો,
ત્યાં ઉન્મત્ત ઉડેલ પાલવઝપાટે દીપ બુઝયો, અને
મેં પૂછ્યું, 'સળગાવું કે ?' તહીં વદી તું, 'શી જરૂર છે ?' ને
અંધારા ઘરમાં પ્રદીપ નવલો બીજો જળી ત્યાં રહ્યો.

સુન્દરમ્

[ રમે રમે મારગડો મેલીને
નહિ તો ખાઇશ મારા મુખડાની ગાળ
ગોવાળિયા
રમે મારગડો મેલીને
એ–ઢબે ]

ઉગ્યો ઉગ્યો ચાંદલિયો ઉગ્યોરે,
જામે જમુનાને કાંઠે રાસ
ચાંદલિયો
ઉગ્યો ચાંદલિયો ઉગ્યો રે.

ગોપ ગોપીનાં ટોળાં ઉલટયાં,
જઇ ઉભાં છે નટવર પાસ
ચાંદલિયો૦

કહાન મુખે મોહિની મોરલી,
તેમાં કાઢે છે ગહરા સૂર
ચાંદલિયો૦

કહાન કોની જુવે તુ વાટડી,
અજવાળાં થયાં ભરપૂર
ચાંદલિયો૦

કહાન કોને બોલાવે વાંસળી,
કહાન કોના વિજોગે વાર
ચાંદલિયો૦

કહાન કોનાં તે કાજે આંખલડી,
સુની સુની શોધે સંસાર
ચાંદલિયો૦

કહાન મૂગી કરોને મોરલી,
આમ કોનાં ધરો છો ધ્યાન
ચાંદલિયો૦

ત્યાં રાધા રાણીના ઝાંઝરના,
ઝણકારે નાચે છે કહાન
ચાંદલિયો૦

# ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર
# નવાં પુસ્તકો



તા. ૨૧-૯-૧૯૩૩

ચાંદલિયો૦

# નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકો

૧

## ગુજરાતી

### ગાંધીજીનાં પુસ્તકો

*આત્મકથા (સત્યના પ્રયોગો) પ્રથમ ખંડ, પા. ૪૦૮ ૦–૮–૦

આ ખંડમાં ગાંધીજીનું જીવનચરિત્ર ઇ. સ. ૧૯૨૨ સુધી આવે છે.

*આત્મકથા (સત્યના પ્રયોગો) દ્વિતીય ખંડ, પા. ૪૦૮ ૦–૮–૦

આ ખંડમાં ગાંધીજીનું જીવનચરિત્ર ઇ. સ. ૧૯૨૦ સુધી આવે છે.

મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ સંપાદક: મથુરાદાસ ત્રીકમજી ૨–૧૨–૦

ગાંધીજીનાં ૧૯૧૭-૧૮ પૂર્વેનાં મહત્ત્વનાં લખાણોનો સંગ્રહ. ગાંધીજીની વિચારસૃષ્ટિનો સંપૂર્ણ ખ્યાલ મેળવવામાં અનિવાર્ય પુસ્તક.

હિંદ સ્વરાજ ગાંધીજીના હસ્તાક્ષરમાં, ખાદીનું પૂંઠું ૧–૧૨–૦

સાદું પૂંઠું ૧–૪–૦

આમાં ગાંધીજી સમગ્ર જીવન ને સંસ્કૃતિ વિષેના પોતાના મૌલિક વિચારોનો નિચોડ રજૂ કરે છે. ગાંધીજીના હસ્તાક્ષરમાં જ એ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે એ એની અદ્વિતીયતા છે. પહેલાંથી ૩૦ ટકા કિંમત ઘટાડી છે.

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ

ભાગ ૧ બીજી આવૃત્તિ ૦–૧૨–૦

ભાગ ૨ પહેલી આવૃત્તિ ૧–૦–૦

સત્યાગ્રહના શસ્ત્રની શોધ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં પ્રથમ કરી અને તેનો ચરસ્ની ઉપયોગ પણ કરી બતાવ્યો. તે લડતનો ઇતિહાસ તેમણે પોતે શા હેતુથી લખ્યો તે જણાવતાં કહે છે, "આ પુસ્તક લખવાનો હેતુ લખવાને ખાતર તો છે જ નહિ. દક્ષિણ

આફ્રિકાના ઇતિહાસનું એક પ્રકરણ પ્રજાની આગળ મૂકવું એ હેતુ પણ નથી. પણ જે વસ્તુને સારુ હું જીવું છું. જીવવા ઇચ્છું છું. અને જેને સારુ તેટલે જ દરજ્જે મરવાને પણ તૈયાર છું એમ માનું છું, તે વસ્તુ કેમ ઉત્પન્ન થઈ, તેની પહેલી સામુદાયિક અજમાયશ કેમ કરવામાં આવી, એ બધું પ્રજા જાણે, સમજે, અને પસંદ કરે તેટલું અને પોતાની શક્તિ હોય તે અમલમાં મૂકે એ છે." આવા ખાસ હેતુને નજર આગળ રાખીને લખાયેલું આ પુસ્તક સત્યાગ્રહના શુદ્ધ સ્વરૂપને ઓળખવા સારુ સર્વોત્તમ સાધન છે.

*નીતિનાશને માર્ગે    પાંચમી આવૃત્તિ    પા. ૧૫૪    ૦–૪–૦

બ્રહ્મચર્ય પર લખેલા ગાંધીજીના લેખોનો સંગ્રહ

*ત્યાગમૂર્તિ    ત્રીજી આવૃત્તિ    પા. ૧૦+૩૩૪    ૦–૭–૦

ગાંધીજીના સામાજિક લેખોના આ સંગ્રહમાં વૈધવ્ય તથા વિધવાવિવાહ, લગ્ન અને કજોડાં તથા બાળલગ્ન, સ્ત્રી તથા કુટુંબ વિષેના વિચારો ખંડવાર ગોઠવી આપેલા છે.

*અનાસક્તિયોગ    ત્રીજી આવૃત્તિ    પા. ૨૦+૧૮૪    ૦–૨–૦

ગાંધીજીએ કરેલો શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો અનુવાદ, ગીતાનો મર્મ બતાવતી પ્રસ્તાવના અને વિશિષ્ટ શ્લોકો પર પોતાની નોંધ સાથે. પ્રસ્તાવનામાં ગાંધીજી લખે છે કે, "આ અનુવાદની પાછળ આડત્રીસ વર્ષના આચારના પ્રયત્નનો દાવો છે. આ કારણે હું એમ ઇચ્છું ખરો કે પ્રત્યેક ગુજરાતી ભાઈ બહેન જેમને ધર્મને આચારમાં મૂકવાની ઇચ્છા છે, તેઓ એ વાંચે, વિચારે અને તેમાંથી શક્તિ મેળવે......અત્યારે ગંદા સાહિત્યનો ધોધ વહી રહ્યો છે, તેવે સમયે હિંદુધર્મમાં જે અદ્વિતીય ગ્રંથ ગણાય છે તેનો સરળ અનુવાદ ગુજરાતી પ્રજા પામે ને તેમાંથી પેલા ધોધની સામે થવાની શક્તિ મેળવે."

*ગીતાબોધ    પા. ૩૩૭    ૦–૧–૩

જેલમાંથી ગાંધીજીએ આશ્રમવાસીઓને પત્રરૂપે લખી મોકલેલું શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું તાત્પર્ય. ગીતાનો અર્થ સમજવામાં મદદરૂપ, અધ્યાયોનું સારદોહન આમાંથી મળશે. ગાંધીજી કહે છે કે, "ગીતાના વિષયને જ સહેલી રીતે મૂકવાનો પ્રયત્ન કરવા ધારું છું. × × × ગીતાનું મનન કરતાં જે કંઈ અર્થ મને તેમાંથી મળ્યો

છે અને હજી મળતો આવે છે તેનો સાર આશ્રમ-
વાસીઓની મદદને સારુ અહીં આપું છું."

*મંગળપ્રભાત ચોથી આવૃત્તિ પા. ૯૮ ૦—૧—૦

યમનિયમ તથા સત્યાગ્રહાશ્રમનાં વ્રતોનું સરળ નિરૂપણ, જે ગાંધીજી જેલમાંથી પત્રો દ્વારા લખી મોકલતા હતા. 'આશ્રમવ્રતોની વિચારણા (એમાં) સંપૂર્ણ કરેલી છે.' સાચી દેશસેવા કરવા માટે જે જાતના ચારિત્ર્યની આવશ્યકતા છે તે ચારિત્ર્ય કેમ કેળવવું એનું વિવેચન આ નાનકડા ગ્રંથમાં છે. ધાર્મિક જીવન વિષેનો ગાંધીજીનો આદર્શ આમાં સંપૂર્ણતાએ મળે છે.

*આશ્રમવાસી પ્રત્યે પા. ૧૪૩ ૦—૨—૦

આશ્રમજીવન વિષે વિચારો દર્શાવતા, ગાંધીજીએ જેલમાંથી લખેલા, મહત્ત્વના પત્રોનો સંગ્રહ.

ધર્મસંસ્થાપન ૦—૩—૦

અસ્પૃશ્યતાનિવારણ જો ન થાય તો હિંદુધર્મનો નાશ છે, એ વાત આ ગ્રંથમાં સ્પષ્ટ કરી છે. ૧૯૩૨ના સપ્ટેમ્બરના અનશન પછી ગાંધીજીએ હરિજનસેવાકાર્યને અંગે જેલમાંથી કરેલાં મહત્ત્વનાં નિવેદનોનો આ સંગ્રહ છે.

પ્રાણપ્રતિષ્ઠા ૦—૬—૦

અસહકાર વિષેનાં ગાંધીજીનાં વ્યાખ્યાનોનો સંગ્રહ.

×ગામડાંની વહારે પા. ૫૫ ૦—૧—૦

આજ આપણા દેશનાં ગામડાંની સેવા કઈ રીતે કરાય એની, વ્યવહારુ સૂચનાઓ આપતા, ગાંધીજીના ગ્રામસુધારણા પરના લેખોનો સંગ્રહ.

હિંદુમુસલમાન પા. ૮ + ૪૦ ૦—૧—૦

હિંદુમુસલમાન વિખવાદને લગતું ગાંધીજીએ ઇ. સ. ૧૯૨૪માં પ્રસિદ્ધ કરેલું નિવેદન.

યેરવડાના અનુભવ ૦-૧૨-૦

યરોડામંદિરમાં ગાંધીજીના ૧૯૨૨-૨૩ના પ્રથમ નિવાસ દરમિયાનના અનુભવો રજૂ કરતું પુસ્તક. 'આદર્શ કેદીએ જેલમાં કેમ વર્તવું એનું આમાં મહત્ત્વનું વિવેચન છે. નિવૃત્તિના દિવસોમાં ગાંધીજીએ શું શું વાંચ્યું વિચાર્યું એનું આપેલું બયાન યુવાનોએ ખાસ જોવું જોઈએ.

**ગાંધીજીનું નવજીવન**

ભાગ ૧ લો — ૨-૧૦-૦

ભાગ ૪ થો — ૧-૧૦-૦

'નવજીવન'ની શરૂઆતથી કલકત્તા કોંગ્રેસ (૧૯૨૦) સુધીના નવજીવનમાં પ્રસિદ્ધ થયેલા ગાંધીજીના લેખોનો સંગ્રહ ૧ લા ભાગમાં આવે છે, અને ભાગ ૪ થામાં અમદાવાદ મહાસભા (૧૯૨૧)થી ગાંધીજીની પ્રથમ જેલ-યાત્રા (૧૯૨૨) સુધીના લેખો આવે છે.

## શ્રી. મહાદેવભાઈનાં પુસ્તકો

**બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ** પા. ૩૮૯ કાચું પૂંઠું * — ૦-૧૨-૦

... .. ખાદીનું પાકું પૂંઠું — ૧-૧૨-૦

જે સત્યાગ્રહથી, નિરાશ થયેલા ભારતવર્ષમાં આમ-પ્રજાની શક્તિ ઉપર વિશ્વાસ જાગ્યો તે સત્યાગ્રહ શા માટે આદરાયો અને ચલાવ્યો તેનું વિવરણ આમાં મળશે.

**સત્યાગ્રહની મર્યાદા** પા. ૩૧ + ૩૦૩ — ૧-૪-૦

લૉર્ડ મોરલીના 'On Compromise' નામના અંગ્રેજી ગ્રંથનો ગુજરાતી અનુવાદ, શ્રી રાજગોપાલાચાર્યની પ્રસ્તાવના સાથે.

**વિરાજવહુ** બીજી આવૃત્તિ — ૦-૧૦-૦

બંગાળી નવલકથાકાર શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની કથાનો ગુજરાતી અનુવાદ. 'સતીના શિયળ વિષે આમાં કોમળતાથી વિચાર કરેલો છે.'

**ત્રણ વાર્તાઓ** બીજી આવૃત્તિ — ૦-૧૨-૦

શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની ત્રણ રસિક કથાનો અનુવાદ.

**સંત ફ્રાન્સિસ** (છપાય છે) ... ...

ઇ. સ. ૧૯૨૬-૨૭માં આ સંતની ૭૦૦મી પુણ્યતિથિને પ્રસંગે 'નવજીવન'માં લખેલી લેખમાળાનો સંગ્રહ, કાકાસાહેબ કાલેલકરના આમુખસહિત. ભક્તિ, તપસ્યા અને માનવસેવાનો ઉત્કર્ષ આ સાધુજીવનમાં જોવા મળે છે.

## કાકા કાલેલકરનાં પુસ્તકો

**કાલેલકરના લેખો** રૉયલ સાઇઝનાં પા. ૭૪૭ — ૩–૦–૦

આચાર્ય કાકાસાહેબના, ૧૯૨૪ સુધી લખાયેલા, વિવિધ વિષયોની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ.

**×ઓતરાતી દીવાલો** — ૦–૬–૦

આચાર્ય કાકાસાહેબના સાબરમતી જેલના પ્રથમ કારાવાસના અનુભવોના આ રસમય પ્રકરણમાં 'હમેશાં કુદરતના સહવાસમાં રહેનાર મનુષ્ય મનુષ્યેતર સૃષ્ટિમાંથી પણ કેવા નિર્દોષ આનંદ મેળવી શકે છે એ જોવા મળે છે.'

**હિમાલયનો પ્રવાસ** — ૦–૧૨–૦

આચાર્ય કાકાસાહેબના ઉત્તરાખંડની યાત્રા તથા હિમાલયના પ્રવાસનું મનોરંજક નિવેદન.

**×બ્રહ્મદેશનો પ્રવાસ** — ૦–૨–૦

લેખકની બ્રહ્મદેશની મુસાફરીનું બયાન.

## અધ્યાપક વાલજી દેસાઈનાં પુસ્તકો

***કથાકુસુમાંજલિ** — ૦–૫–૦

બોધક કથાઓનો સંગ્રહ. ગાંધીજી તેને વિષે કહે છે કે આ "લેખો...કેવળ લોકસંગ્રહની દૃષ્ટિએ લખાયા છે.... તેમાં સમાયેલા વિષયો સત્સંગ ઇચ્છનારને સારુ બહુ ઉપયોગી છે."

**×રાજકથા** — ૦–૨–૦

"રાજાનો શો ધર્મ છે, સુરાજા કોણ, કુરાજા કોણ,......રાજા કેમ નિમાતા, કેમ પદભ્રષ્ટ થતા વગેરેનું દિગ્દર્શન આ...માં થાય છે."—ગાંધીજી

**×દ્રૌપદીનાં ચીર** — ૦–૩–૬

"ખાદીને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસવા ઇચ્છે અથવા રેંટિયામાં ધર્મ કેવી રીતે સમાયેલો છે તે જાણવા ઇચ્છે તેને (આ પુસ્તક)...... પ્રસાદીરૂપ થઈ પડશે."—ગાંધીજી

**ઈશુચરિત** — ૦–૧–૩

ઈશુ ખ્રિસ્તનું ટૂંકું જીવનચરિત્ર. ઈશુની 'વાક્યસુધા' જોડે કબીર તથા તુલસીદાસની વાણીમાંથી બોધપ્રદ ઉતારા આપ્યા છે.

*ગોરક્ષાકલ્પતરુ સુધારાવધારાવાળી બીજી આવૃત્તિ . ૦-૪-૬

"ગોરક્ષા કરવાના ખરા ને વ્યવહારુ ઉપાય કયા છે, ને તેનો અમલ કેમ કરી શકાય, તે આ પુસ્તક વાંચનાર સહેજે સમજી શકે તેમ છે."—ગાંધીજી

## અધ્યાપક ધર્માનંદ કોસંબીનાં પુસ્તકો

*બુદ્ધલીલા પા. ૨૦+૩૯૧ ૦-૮-૦

આ ધર્મગ્રંથમાં બુદ્ધ ભગવાનના પૂર્વ જન્મની કથાઓ, તેમનું જીવનચરિત્ર અને તેમના ઉપદેશનો સાર સરળ કથાવાર્તા દ્વારા આપેલાં છે. "આ સમગ્ર ગ્રંથ દ્વારા...વાચકોને બુદ્ધધર્મની સાધાર અને સારી માહિતી થશે."—ભાંડારકર

**આપવીતી** ૧-૪-૦

શ્રી. કોસંબીના મરાઠી આત્મનિવેદનનો અનુવાદ. આપહિંમતથી અને સ્વાશ્રયથી ધર્માનંદજીએ કેવી રીતે પોતાનું જીવન ઘડ્યું ને બૌદ્ધ વિદ્યા પ્રાપ્ત કરી તેનું મનોરંજક અને બોધપ્રદ વર્ણન લેખકે આ ગ્રંથમાં આપ્યું છે. આત્મકથાના સાહિત્યમાં આ ગ્રંથ રસિક ઉમેરો કરે છે.

**×બૌદ્ધ સંઘનો પરિચય** ૨-૦-૦

ધર્મપ્રચારાર્થે મિશનરીઓ તૈયાર કરવાનું બુદ્ધ ભગવાનને સૌથી પ્રથમ સૂઝ્યું. એમણે પોતાના મિશન માટે જે જીવન બાંધી આપ્યું તેનો પરિચય આ ગ્રંથમાં છે. બૌદ્ધ સંઘના બંધારણનું જ્ઞાન પણ આ ગ્રંથમાંથી મળી રહેશે. બુદ્ધ ભગવાને તેમના શિષ્યો તથા ભિક્ષુ, ભિક્ષુણી વગેરેને બતાવેલા કર્તવ્યધર્મની સવિસ્તર સમજ આપવામાં આવી છે.

**×ધમ્મપદ** ૧-૦-૦

બૌદ્ધ ધર્મગ્રંથ ધમ્મપદનો, મૂળ પાલી સાથે ગૂજરાતી અનુવાદ. બૌદ્ધધર્મનું રહસ્ય સમજવા અનિવાર્ય ગ્રંથ. જે સ્થાન હિંદુધર્મમાં ગીતાનું છે તે જ સ્થાન બૌદ્ધ-ધર્મમાં આ ગ્રંથનું છે. બધા જ ધર્મના લોકો ધમ્મપદનો આદરપૂર્વક અભ્યાસ કરે છે.

×સુત્તનિપાત — ૧–૦–૦

બૌદ્ધ ધર્મગ્રંથ સુત્તનિપાતનો અનુવાદ. સામાન્ય વાચકો માટે બૌદ્ધધર્મનો ઠીક ઠીક ખ્યાલ ધમ્મપદ અને સુત્તનિપાત એ બે ગ્રંથો ઉપરથી મળી શકે. આ બંને ગ્રંથની પ્રતિષ્ઠા બૌદ્ધધર્મના અભ્યાસીઓમાં સૌથી વધારે છે.

×ભગવાન બુદ્ધના પચાસ ધર્મસંવાદ — ૧–૦–૦

બુદ્ધ ભગવાને પોતાના શિષ્યોને આપેલા, 'મજ્ઝિમ-નિકાય' બૌદ્ધ ધર્મગ્રંથમાં આવેલા, પ્રથમ ૫૦ ઉપદેશોના સંગ્રહનો સરળ ગુજરાતી અનુવાદ. પ્રાચીન કાળથી આ પચાસ ધર્મસંવાદો એક સ્વતંત્ર ગ્રંથ તરીકે ગણાય છે. આમાં બુદ્ધ ભગવાનની વિવેચનશૈલી અને ઉપદેશપદ્ધતિ ઉત્તમ રીતે જોવા મળે છે.

×સમાધિમાર્ગ — ૦–૮–૦

સમાધિ એટલે શું, તેની સિદ્ધિના માર્ગો, ઇત્યાદિ વિષે બુદ્ધ ભગવાને આપેલા ઉપદેશનું સરળ ભાષામાં બયાન. ચારિત્ર્યનો ઉત્કર્ષ કેમ કરાય એ આ ગ્રંથમાં ઉત્તમ રીતે બતાવેલું છે.

## અન્ય લેખકોનાં પુસ્તકો

જીવનશોધન ભાગ બીજો — ૮–૧૨–૦

લેખક: કિશોરલાલ મશરૂવાળા

આ પુસ્તકમાં શ્રી મશરૂવાળા પોતાની જીવન-સાધનાના નિચોડરૂપ વિચારો રજૂ કરે છે. દરેક સાધકે અવશ્ય વિચારવા જેવા નિબંધોનો સંગ્રહ.

"આવું કેમ સૂઝ્યું" — ૦–૯–૦

ટૉલસ્ટૉયની 'The Forged Coupon' એ વાર્તાનો અનુવાદ શ્રી. વિશ્વનાથ ભટ્ટે કર્યો છે. ટૉલસ્ટૉયની ઉત્તમ નવલકથામાંની એક આ છે. સદાચાર અને દુરાચાર કેમ ચેપી નીવડે છે એ આ કથામાં બતાવેલું છે.

જાતે મજૂરી કરનારાઓને — ૦–૩–૦

જાતમહેનતનું મહત્ત્વ ને ગૌરવ દર્શાવતા ટૉલસ્ટૉયના નિબંધનો અનુવાદ. ખેડૂતો અને મજૂરોના ઉદ્ધારનો મહર્ષિ ટૉલસ્ટૉયે બતાવેલો માર્ગ આ નાનકડા નિબંધમાંથી મળી રહે છે.

સીતાહરણ        બીજી આવૃત્તિ        ૦-૧૨-૦

લેખક: ચંદ્રશંકર શુક્લ

સીતાનું હરણ થયા સુધીની રામાયણની કથા આ પુસ્તકમાં આવે છે. બાળકોના શિક્ષણમાં આ પુસ્તકનો અભ્યાસ અગત્યનો ભાગ ભજવશે. કુટુંબમાં પણ વાંચવા લાયક. મહાદેવભાઈની પ્રસ્તાવના સહિત.

મધપૂડો        બીજી આવૃત્તિ        ૦-૧૦-૦

આશ્રમની શાળાના હસ્તલિખિત માસિકમાંથી પસંદ કરેલા લેખોનો આ સંગ્રહ વિદ્યાર્થીઓ માટે રમૂજી નિર્દોષ વાચન પૂરું પાડે છે. અને પ્રૌઢ વાચકો માટે પણ આ સંગ્રહ ઓછો આકર્ષક નથી.

મરુકુંજ        ૦-૮-૦

લેખક: મથુરાદાસ ત્રીકમજી

ક્ષયરોગ પર લખેલો આ ગ્રંથ તેને અંગેનાં પુસ્તકોના વાચન, અનુભવ અને નિરીક્ષણનું પરિણામ છે. દા. જીવરાજ મહેતા તેનો પરિચય આપતાં લખે છે, 'આ પુસ્તક તૈયાર કરવામાં ...... અત્યંત મહેનત લીધી છે. આ પુસ્તકને બહાર પાડી ગુજરાતની એમણે સેવા બજાવી છે.'

*આશ્રમભજનાવલિ        આવૃત્તિ ૧૧મી   પા. ૨૮૮        ૦-૨-૦

સંગ્રાહક: નારાયણ મોરેશ્વર ખરે

આમાં આશ્રમનો નિત્યપાઠ આવી જાય છે. ઉપરાંત તેમાં હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી તથા અંગ્રેજી, આટલી ભાષાનાં પસંદ કરેલાં ભજનો આપ્યાં છે. દેશી ભાષાઓનાં ભજનો નાગરી લિપિમાં છાપેલાં છે. આ સંગ્રહનો પ્રચાર હિંદુસ્તાનમાં બધે થયેલો છે.

લોકસંગીત        ૦-૧૨-૦

સંપાદક: નારાયણ મોરેશ્વર ખરે

ગુજરાતના લોકસંગીતનો શાસ્ત્રીય અભ્યાસ કરી તેમાંનાં ૪૩ ગીતો આ ગ્રંથમાં સંગીતલિપિ સાથે આપવામાં આવ્યાં છે.

ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર — ૦-૧૨-૦

મૂળ લેખક: શ્રી. ગ્રેગ

ગાંધીજીનો ખાદીનો સંદેશો સમજવા માટે આ ગ્રંથમાંથી સંપૂર્ણ સામગ્રી મળી રહેશે. મૂળ શ્રી. ગ્રેગના અંગ્રેજી ગ્રંથ, Economics of Khaddar. ના અનુવાદ ઉપરાંત પરિશિષ્ટમાં ગાંધીજીના મહત્ત્વના લેખો આપ્યા છે. આચાર્ય કાલેલકરની પ્રસ્તાવના સહિત.

લોકમાન્યને શ્રદ્ધાંજલિ — ૦-૫-૦

લો. ટિળકની સંવત્સરીને નિમિત્તે લખાયેલા. 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલ લેખોનો સંગ્રહ. આમાં ગાંધીજી, સ્વામી આનંદ, કાકા કાલેલકર આદિ લેખકોના લેખો આપ્યા છે.

ઈશુનું બલિદાન — ૦-૩-૦

એક અજ્ઞાત શિષ્યના કથનને આધારે તૈયાર કરેલું રસિક ઈશુચરિત.

કૌશિકાખ્યાન — ૦-૩-૦

લેખક: જુગતરામ દવે

મહાભારતમાં આવતી આપણી સુપ્રસિદ્ધ પૌરાણિક કથાનું ઓવીબદ્ધ કાવ્ય. આ કથાકાવ્ય શૈલીની એક નવી જ ભાત પાડે છે. કાવ્યનું ઓવી વૃત્ત લેખકે અસાધારણ સફળતાથી વાપરેલું છે.

સાર્થ ગુજરાતી જોડણીકોશ પા. ૨૦+૮૪૦+૮ — ૪-૦-૦

કુલ ૪૬૬૬૨ શબ્દોનો આ કોશ અર્થ સહિત શુદ્ધ જોડણીમાં પ્રસિદ્ધ કરવામાં આવેલો છે. ગાંધીજીની ખાસ પ્રેરણાથી આ જોડણીકોશ તૈયાર કરવામાં આવેલો છે. પોતાની ભાષાની જોડણી એકધારી રાખવાનો આગ્રહ જેટલો અંગ્રેજો રાખે છે તેટલો આપણા લોકો પણ ગુજરાતી વિષે રાખતા થાય એ ઇચ્છવા જેવું છે. ભાષાશુદ્ધિ એ સંસ્કારિતાનું મોટું અંગ છે. ત્રણ વરસની વિચારની આપલે પછી જોડણીના બહુજનમાન્ય એવા નિયમો વિદ્યાપીઠે નક્કી કર્યા. પણ એકલા નિયમોથી લોકોની મુશ્કેલી ટળતી નથી, લોકોના હાથમાં પ્રમાણભૂત જોડણીનો કોશ જ હોવો જોઈએ એમ જોઈ ગાંધીજીએ આ કોશ તૈયાર કરાવ્યો. દરેક લેખકે, અધ્યાપકે, વિદ્યાર્થીએ, પુસ્તકાલયે તેમ જ પ્રૂફ વાંચનારે અને છાપખાનાવાળાએ પોતાના મેજ ઉપર આ કોશ રાખવો જોઈએ.

२

## हिन्दी

| | |
|---|---|
| गोरक्षाकल्पतरु | ०-६-० |
| हिन्दु मुसल्मान का तनाजा | ०-१-० |
| लोकमान्य को श्रद्धांजलि | ०-८-० |
| जयन्ती अंक | ०-८-० |
| सत्याग्रह-युद्ध | ०-१-० |

3

## અંગ્રેજી

## Books by Gandhiji

**The Story of My Experiments with Truth**
Vol. I (2nd Edition) Pp. 608 In Press — 5-8-0
Vol. 2. Pp. 608 — 5-8-0

**Satyagraha in South Africa** Pp. viii. + 511 — 4-8-0
Authorised translation of Gandhiji's History of Satyagraha in South Africa.

**Self-Restraint vs. Self-indulgence** 5th Ed. — 1-0-0
Gandhiji's valuable little book which has worked a moral revolution in many a youth. Four editions have been sold out in five years.

**My Soul's Agony** Pp. 154 — 0-8-0
Collection of statements on untouchability and important interviews on the subject.

× **From Yeravda Mandir** Pp. 97 — 0-2-0
Authorised translation of Gandhiji's "weekly letters to the Satyagrahashram examining the principal Ashram observances."

**Hindu-Muslim Tension: Its Cause and Cure** — 0-1-0
Gandhiji's statement on the Problem. in issued 1924.

# Books by Mahadev Desai

**The Story of Bardoli** Pp. ix + 363 2-8-0

History of Bardoli Satyagraha of 1928 and its sequal.

**With Gandhiji in Ceylon** Pp. 159 1-4-0

A journal of Gandhiji's tour in Ceylon with authorised version of all his important speeches.

# Other English Books

**Satyagraha in Champaran** viii + 282 2-8-0
by Babu Rajendra Prasad

Story of the Satyagraha in Champaran under the leadership of Gandhiji, written by one of his lieutenants in the fight.

**Economics of Khaddar** Pp. 226 1-8-0
by R. B. Gregg

The book presents the case for Khadi as an economic measure in a remarkable, able and original manner,

**Public Finance and Our Poverty** 2nd Ed. 0-12-0
by Prof. J. C. Kumarappa

'These chapters on Indian Public Finance examine the economic policy of the British government and its effects upon the masses... Contain facts rather than arguments.'—Gandhiji

**Indian Prohibition Manual** Pp. 60 0-4-0
by C. Rajagopalachari

The manual presents a complete case for Prohibition in India, in the easy style needful for a lay reader, with a foreword by Pt. Jawaharlalji.

**The Epic Fast** Pp. 328 1-4-0
by Pyarelal

An account of Mahatmaji's fast in September, 1932, and events leading upto the Yeravda Pact, with all relevant documents.

All packing will be done in thick craft paper and gunny cloth. No consignment will be packed in wooden boxes unless specifically so desired by the purchaser. And in that case the purchaser will have to bear an extra charge of 1% for the special packing.

3. In the absence of any special instructions all consignments will be railed *per passenger train.*

4. Trade discount will be allowed at the following rates:

| | |
|---|---|
| Up to 50 copies | 20% |
| Above 50 copies | 25% |
| *N. B.* 'From Yeravda Mandir' | 10% only |

5. Remittances through cheques will not be credited till they are cashed.

6. We do not hold ourselves responsible for the late delivery, miscarriage, damage or any other mishap to consignments in transit. Our responsibility will cease as soon as consignments are duly handed to the railway authorities.

7. All communications to be with the *head office, Navajivan Karyalaya, Gandhi Road, at Ahmedabad.*

પુસ્તકો મળવાનાં ઠેકાણાં:

1. નવજીવન કાર્યાલય,
   ગાંધીરોડ, અમદાવાદ
2. નવજીવન કાર્યાલય, (મુંબઈ શાખા)
   પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

આડતિયા:

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય,
ગાંધીરોડ, અમદાવાદ

अमदावाद : नवजीवन मुद्रणालयमां पुरुषोत्तमदास शंकरदास पटेले छाप्युं;
जीवणजी डाह्याभाई देसाईए नवजीवन कार्यालय तरफथी प्रसिद्ध कर्युं.

પ્રસ્થાનનાં પ્રકાશનો મળવાનાં સ્થળો

| | | | |
|---|---|---|---|
| ગુજરાત | ...દાસની કાં. | પ્રિન્સેસ સ્ટ્રીટ | મુંબાઈ |
| ગુજરાતી પંચ | ...ની કાં. | ” | ” |
| | વાચન. | ટાવર પાસે | નવસારી |
| ગુજરાતી પંચ | દેશવિદેશના | ગોપીપુરા | સુરત |
| | અહેવાલો, રાજ | વડાપાડા | ભરૂચ |
| | હુન્નરઉદ્યોગ, વ્યાપ | જ્યુબિલિ બાંગ | વડોદરા |
| | માહિતીઓ સુવ્યવસ્થિત | રાવપુરા રોડ | વડોદરા |
| | —ઉપરાંત— | ...અમદાવાદી પોળ | વડોદરા |
| | | સારવાડ | નડિયાદ |
| | દર વર્ષે ગ્રાહકોને ૨૫૦ ઉપર | | કાલોલ |
| | નવલકથાનું પુસ્તક ભેટ આપે. પરા | | ગોંડલ |
| | | | જામનગર |
| | આજે જ ગ્રાહક તરીકે | નારિતલા સ્ટ્રીટ | કલકત્તા |

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ કારતક : ૧૯૮૯ અંક ૧



લવાજમ: હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક:રણછોડજી કેસુરભાઇ મીસ્રી: પ્રધાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસાચોકી:અમદાવાદ
મુદ્રક :મૂળચંદભાઈ ત્રિકમલાલ-પટેલ: સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ: પાનકોરનાકા અમદાવાદ તા. ૧૦-૧૧-૩૨.

# પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

૧૯૮૦
માગશર

— તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ



卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૭ માગશર : ૧૯૯૦

# ઝરણાનું ગાન

આવ્યો આવ્યો શત શત શિલા પર્વતો તોડી આવ્યો,
ઘુઘુ ઘુઘુ કહી ઘુઘવતો ભવ્ય એ સાદ આવ્યો!
તૂટે દુર્ગો તિમિર ઘનના તેજ ઝોલે ઝુલન્તા,
આઘાતે રે! જુગ જુગ જુના બન્ધ મારા તુટન્તા!

સુણું છું ઓ જલધિ તવ એ સાદ ગંભીર આજે,
હૈયું મારું તવ મિલનના સ્વપ્નમાં મત્ત નાચે!
આજે મારી ચિર પરિચિતા શાન્તિનું મૂક-ગાન,
ગાજી ઊઠે કલકલ હવે જાગતા સુપ્ત પ્રાણ!

આવું આવું ત્વરિત ગતિથી ભવ્ય નિઃસીમ! આવું,
હૈયે મારે જુગ જુગ ઝુલ્યાં સ્વપ્ન સૌ સાથ લાવું.
આવું છું હું—પણ ઘડીક તું થોભને ઓ કૃપાલ!
મારે કે કૈં સ્વજન તણી રે! આજ લેવી વિદાય!

તીરે મારે અનિમિષ દગે રાહ મારી નિહાળી
ઊભાં ગ્રામો, નગર વળી કૈં, તે બધાંને ઝુલાવી
લેવા દેને ક્ષણ ભર ઉરે, ને વળી અદ્રિ પેલા
તેની યે હું લઈ લઉં રજા આજ રે! છેલ્લી વેળા!

ઘેરે મારે તિમિર શયને અદ્રિ કેરી ગુહામાં,
સ્વપ્નો જેવી ચહુ દિશ પડી શ્યામળી એ શિલામાં,
નાચી લૈં હું રૂમઝુમ કરી, ને વળી પુષ્પ પુંજ,
ખોળે ખોળે મલકી મલકી ઢાળતી કુંજ કુંજ,

માર્ગે મારે, ઉર સપન શાં શીકરે સીંચી તેને
વ્હાલાં મારાં વનતણી રજ ચાચીને આર્દ્ર નેણે,
પંખી પુષ્પો ગિરિ તરુ લતા સર્વને એક તારે
ગુંથી હૈયે નચવી લઉં રે! આજ હું ગુપ્ત ધારે!

ને પેલી ત્યાં પુર યુવતીઓ કોમલાંગી રૂપાળી,
તેની ક્યારે ઝીલીશ ફરી તે ઓષ્ઠની સ્નિગ્ધ લાલી!
તેનાં કૈં કૈં લલિત મધુરાં સ્વપ્ન શી દીપ માલા,
હૈયે મારે ઝુલવી જગવું બેઉ મારા કિનારા!

કોને કોને સ્મરું? ઉર તણો ભાર રે! ક્યાં ઉતારું?
આજે મારી લહર લહરે ગાન શાં શાં જગાડું?
જ્યોત્સ્ના ભીની રજની સ્મરું કે તેજ-પુષ્પે ગુંથેલી
વેણી તેની? અધ-ઉઘડી વા મંજરી સ્વપ્ન-ઘેલી?

ને પેલી તે થનગન થતી પેનુની ઘંટડીનો
ભૂલાયે શે મધુર રણકો સ્નેહ-સત્કાર-ભીનો!
ને બંસી તે તટ ગજવતી ગોપ-બાલો તણી વા
મુગ્ધા મીઠી સ્મિતવતી સ્મરું ગોપિકા મંજુ કેશા?

જાણું ના રે! મુજ ઉર તણી ઊર્મિઓ ક્યાં સમાવું?
વ્હાલાં મારાં સ્વજન સ્મરું કે ગાન તારાં ગજાવું?
જાગી ઊઠે ઉર ઉર મીઠી વેદના ઓ અતીત!
આજે મારે હૃદય રણકે તારું ઉન્માત્ત ગીત!

સ્નેહરશ્મિ

# ઈફિજિનિયા ઇન ટૉરિસ

## પાત્રો

ઇફિજિનિયા—આર્ગોસના રાજા ઍગેમેમ્નોન અને રાણી ક્લાઇટમ્નેસ્ટ્રાની દીકરી; જેને વિષે મનાતું કે રાજાએ આર્ટિમિસ દેવીને તેનો ભોગ આપ્યો હતો.

ઑરિસ્ટિસ—એનો નાનો ભાઇ; જેની પાછળ 'ફ્યુરીઝ' નામની કોપદેવીઓ પડી હતી, કેમકે એણે ઍગેમેમ્નોનનું ખૂન કરનાર પોતાની માતા ક્લાઇટમ્નેસ્ટ્રાને મારી નાખી હતી.

પિલેડિસ— રાણી ઍગેમેમ્નોનની બહેનનો દીકરો; ફૉશિસનો રાજકુમાર; ઑરિસ્ટિસનો મિત્ર, અને એની નાની બહેન ઇલેક્ટ્રાને પરણનાર.

વૃંદ— બંદીવાન ગ્રીક સ્ત્રીઓ, ઇફિજિનિયાની પરિચારિકાઓ.

### સ્થળ

સૂના સાગરતીરના એક બર્બરમંદિરમાં લોહીથી ખરડાયેલી વેદી અને છાપરે લટકતાં મારેલાં માણસોનાં અવશેષો દેખાય છે.

## નાટકનો સાર

ઈફિજિનિયા પૂજારિણીના પોષાકમાં પ્રવેશે છે, ને પોતાની ઓળખાણ આપે છે. ઍગેમેમ્નોન રાજા પોતાના ભાઇ મેનેલસની વહુ હેલનને ટ્રોયનો રાજકુમાર ઉપાડી ગયેલો તેને પાછી મેળવવા અને ટ્રોયનું તખ્ત સર કરવા પોતાનાં વહાણો ભેગાં કરી ચાલી નીકળ્યો. પણ દરિયાઈ તોફાનોથી સફર મુશ્કેલ બની. કેલ્કસ નામના જોષીએ વરતારો કર્યો કે આર્ટિમિસ દેવી રાજાની સૌન્દર્યવતી દીકરી ઈફિજિનિયાનો ભોગ માગે છે. રાજાએ ક્યારનો કોઈ એક વરસમાં–પ્રતિજ્ઞા કરી હતી કે તે વર્ષે જે જન્મે તે બાળકનો ભોગ આપવો. તે પ્રતિજ્ઞા પૂરી થવી જોઇએ. પછી તો ઑડિસ્યસે કંઇક જૂઠાણાં રચ્યાં અને ઈફિજિનિયાને ઑલિસમાં ગ્રીક યોદ્ધા ઍકિલિસ સાથે પરણાવવી છે એમ ફોસલાવીને એની માતા પાસેથી રાજકુમારીને ઑલિસ લઇ ગયા, અને ત્યાં વેદી પર એને ઊભી કરી અને એને સાથે તલવાર ઝઝૂમી. ત્યાં કોઇને ય દેખાય નહિ એમ, વેદી ઉપર ધવાયેલું હરણું રાખીને, આર્ટિમિસ દેવી ઈફિજિનિયાને ઉપાડી ગઇ અને એક જંગલી ટાપુ પર ટૉરિસ શહેરમાં પોતાના મંદિરની પૂજારિણી તરીકે મૂકી ગઇ. એ ટાપુ પર જે કોઈ અજાણ્યા માણસો–નૌકાભંગથી કે બીજી રીતે–આવી ચડતા તેનો આર્ટિમિસના મંદિરે ભોગ અપાતો. નિર્મિત

ભોગના વાજને સ્પર્શીને અને પુણ્ય સલીલ છાંટીને એને આહુતિ માટે પવિત્ર કરવાનું કામ ઈફિજિનિયાને માથે હતું.

પછી, પોતાનો ભાઈ ઑરિસ્ટિસ મરી ગયાનું રાતે એને સ્વપ્નું આવ્યું હતું એની એ વાત કરે છે, ને મંદિરમાં ચાલી જાય છે.

રંગભૂમિ પર ઑરિસ્ટિસ અને એનો મિત્રસાથી પ્રવેશે છે. ઑરિસ્ટિસ પોતાની આપવીતી કહે છે. માતાનું પોતે ખૂન કર્યું, અને ઍથેન્સમાં એનો ન્યાય થયો. એમાં ઍપોલોએ એનો બચાવ કર્યો અને મારી અને સજાના સરખા મત પડયા, ત્યારે પ્રમુખપદે બિરાજેલી ઍથેના દેવીએ મારીની તરફેણમાં પોતાનો મત આપ્યો. આમ એ મોતના પંજામાંથી છૂટયો પણ બધી ફ્યુરીઝ–કોપદેવીઓએ–આ ચુકાદાને સ્વીકારી લીધો નહિ. કેટલીક પોતાના શિકારને ચૂસતી એની પાછળ ને પાછળ લાગુ રહી. છેવટે ઑરિસ્ટિસે ઍપોલોને બારણે લાંઘણ કરીને છૂટકારાની માગણી કરી; ત્યારે એ દેવે કહ્યું કે જો આર્ટિમિસ દેવીનું ગ્રીસમાં સ્થાપન કરે તો આ ચૂસમાંથી છૂટી જાય. એ આર્ટિમિસના મંદિર લગી તો આવી પહોંચ્યા, પણ એની મૂર્તિને હવે શી રીતે ઉપાડી જવી તેની પેરવી કરતા બંને મિત્રો રંગભૂમિ પરથી દરિયાકિનારા ભણી ફરે છે.

પછી વૃંદગીત ગાતી બંદીવાન ગ્રીક સ્ત્રીઓ અને ઈફિજિનિયા પ્રવેશે છે. વૃંદગીતોમાં મુખ્યત્વે ગ્રીસભૂમિ માટેનો તલસાટ અને ઈફિજિનિયા પ્રત્યેની સહાનુભૂતિના સૂરો તરી આવે છે. ઈફિજિનિયા પોતાના નસીબને, પોતાના અસ્તિત્વને રુવે છે–તિરસ્કારે છે. પોતાને ઍકિલિસની કન્યા તરીકે લઈ જઈ મારી નાખી, એ બધું યાદ કરે છે. ત્યાં દોડતો દોડતો એક ભરવાડ પ્રવેશે છે. ઈફિજિનિયાની ધૂનમાં કંઈ ખલેલ પડે છે. ને ખબર આપે છે કે કિનારે એક વહાણ આવી ચડયું છે. ઈફિજિનિયાને એમાં રસ નથી પણ જ્યારે એ જાણે છે કે એ ગ્રીક લોકોનું છે ત્યારે એની મનોદશા વધુ ભયભરી થાય છે. ભરવાડ કહે છે કે પોતાની ટોળી દરિયાકિનારે હતી; ને ત્યાં બે જુવાનિયા બેઠાબેઠા પોતાના રક્ષણના વિચાર અને પ્રાર્થના કરતા દેખાયા. ઝયૂસદેવના આ માણસોથી બચવા એક ભરવાડે તો પોતાના દેવોને કરગરવા પણ માંડયું, તો બીજો વળી જોરથી હસવા લાગ્યો કે આજ આર્ટિમિસ દેવીને ઠીક ભોગ મળ્યો છે. ત્યાં પેલા અજાણ્યાઓમાંનો એક ઊંચોનીચો થવા લાગ્યો અને એના સાથીને કહેવા લાગ્યો: 'જો! જો! પિલેડિસ! પેલી રહી નરકની ડાકણી! અને ગાંડાની માફક એ કોપદેવીઓની કલ્પિત ત્રાડોથી ગભરાઈને દોડયો અને ઘેટાંનાં ટોળાંને કોપદેવીઓ ગણીને કેટલાંય ઘેટાં કાપી નાખ્યાં. ભરવાડો ભેગા થઈ ગયા, અને તેની ઉપર પથરા ફેંકવા લાગ્યા. પણ ત્યાં તો એનું ગાંડપણ ઊતરી ગયું અને તે લોથપોથ નીચે ઢળી પડયો. પિલેડિસે પોતાના ઝભ્ભાની ઢાલ કરી એને બચાવ્યો. થોડી વારે તે ઊઠયો અને બરાડવા લાગ્યો, 'ચાલ, આમે મરવું છે તો બહાદુરીથી મરીએ!' પછી તો એમણે એવી તલવારો ચલાવી કે બધા ભરવાડો પાછા હટી ગયા. હટતાં હટતાં એમણે ઘણાયે પથરા ફેંક્યા, પણ દેવી પોતાને માટે નિર્માયેલા શિકારને ચમત્કારિક રીતે બચાવી લેતી હતી. એમને ક્યાંય વાગ્યું નહિ. પણ છેવટે તેઓ થાકી ગયા અને તેમને ચારે કોરથી ઘેરી વળીને એમના હાથમાંથી

ભરવાડોએ તલવારો ખૂંચવી લીધી અને તેમને બાંધીને રાજા પાસે લઇ ગયા. (શરૂઆતમાં તેઓ રંગભૂમિ પર દાખલ થયા હતા તે આ બધું બન્યા પહેલાં) રાજા એમને પૂજારિણી પાસે મોકલે ત્યારે ઇફિજિનિયાનું ઑલિસ આગળના પોતાના વધનું વેર લેવાની ઠીક તક મળશે એમ કહીને ભરવાડ ચાલ્યો જાય છે. અને ઈફિજિનિયાને પોતાની વીતી યાદ આવે છે. કયારે કોઇ ગ્રીક આવે અને પોતાની હત્યાનું વેર લઈ શકાય એવા પ્રસંગ માટે તો એ તલસતી હતી. એવી મનોદશા એને અલબત્ત, પસંદ નથી, પણ એ કહે છે, કે પોતે પથ્થર-સમી થઇ ગઇ છે, પોતામાં દયા છે જ કયાં? પેલા બે ગ્રીકો આવે છે અને પોતાની મરજી વિરુદ્ધ પણ એની કઠોરતા ઓગળી જાય છે અને એમની સાથે એ વાતે વળગે છે, ઑરિસ્ટિસને એવી વાતો પસંદ નથી, છતાં એની સાથે પરાણે વાતો કરે છે, ને ત્યાં તો ખબર પડે છે કે એ અજાણ્યાઓ કોણ છે.

આ અભિજ્ઞાનદશ્ય–બહેનને હાથે ભાઈની હત્યા થતાં થતાં રહી જાય છે અને એકાએક ઑરિસ્ટિસને પોતાની મરેલી બહેન મળી જાય છે એ દશ્યને ઑરિસ્ટિસ પોતાના 'પોયેટિક્સ'માં અભિજ્ઞાન દશ્ય કેવું હોવું જોઇએ તેના નમૂના તરીકે લે છે અને ઈફિજિનિયાના ભાષાંતરકાર આંગ્લ નાટકકાર ગિલ્બર્ટ મુરેને મતે આ અભિજ્ઞાનદશ્ય આખાયે ગ્રીકનાટયમાં ઉત્તમોત્તમ કલાકૌશલ્યવાળું અને આકર્ષક છે. આ નાટકના કર્તા યુરિપિડિસનું બીજું 'ઈફિજિનિયા ઇન ઑલિસ' અધૂરું જ રહી ગયેલું. એમાં એણે ઈફિજિનિયાના વધ સુધીનો પ્રસંગ પસંદ કર્યો હતો. ગ્રીસના ત્રણ અગ્રણી 'ટ્રેજેડી'કારો ઇસ્કિલિસ' સોફોક્લિસ અને યુરિપિડિસનાં નાટકો ગ્રીસમાં બહુ લોકપ્રિય હતાં. યુરિપિડિસ એના બે પુરોગામીઓ કરતાં વધારે શક્તિશાળી ન હતો પણ કુલ્લે ભજવાતાં ૩૩ નાટકોમાં એનાં ૧૯ હતાં. આ નાટક ઇ. સ. પૂર્વે ૪૧૪ ને ૪૧૨ વચ્ચે જાહેર રીતે ભજવાયેલું. મૂળ ગ્રીક નાટકની ૧૫૦૦ જેટલી લીટીમાંથી ૩૩૦ જેટલી લીટીનું આ ભાષાંતર છે.

આ અભિજ્ઞાનદશ્ય પછીના ભાગમાં પણ કુશળ નાટયકારે કયાંય રસમાં ક્ષતિ આવવા દીધી નથી. ઈફિજિનિયા ઑરિસ્ટિસને એકાએક ભાઈ માની બેસતી નથી. ઑરિસ્ટિસ કેટલીક સાબિતીઓ આપે છે. ઈફિજિનિયાને ઑલિસ લઈ ગયા ત્યારે એણે પોતાની માને વાળની લટ કાપી આપેલી, પૂર્વજ પેલોપ્સનો ભાલો ઈફિજિનિયાની ઓરડીમાં હતો, વગેરે વગેરે વાતોથી ઇફિજિનિયાને ખાતરી થાય છે. (એક રીતે અભિજ્ઞાનદશ્ય અહીં પૂરું થયું ગણાય. પણ આ પાછલી વિગતો આખા નાટકમાંથી એક ભાગ જ આપતા હોઇએ ત્યારે નકામી, લંબાણું-વાળી અને અનાકર્ષક લાગે.) પોતાના હાથે જ ભાઈ માર્યો જાત એ વિચારે ઇફિજિનિયા ધ્રૂજી ઊઠે છે. આર્ટિમિસની મૂર્તિ ગ્રીસ લઇ જવા" પોતા પર કોપ ઊતરશે એમ પણ એને થાય છે. બધાએ સલામત ચાલ્યા જવું અને મૂર્તિ પણ લઈ જવી, એ અશક્ય જેવું લાગે છે. પહેલાં તો ગ્રીક ગાયિકાવૃંદને વાત ન ફોડવા સમજાવે છે. ત્યાં રાજા થોઆસ મંદિરમાં પ્રવેશે છે. એને ઈફિજિનિયા દૂર રહેવા કહે છે અને સમજાવે છે કે આ અજાણ્યાઓ માતૃહત્યારા છે. અને એમના સ્પર્શથી દેવી ભ્રષ્ટ થઇ છે. તેને અને તેના નિર્ણીત બલિઓને દરિયાનાં પાણીમાં શુદ્ધ કરવાં જોઈએ. રાજાને તે આ વસ્તુ બરોબર ઠસાવે છે અને તેની પાસે શહેરમાં ઢંઢેરો પિટાવરાવે છે કે કોઈ બહાર ન નીકળે; અને નિઃશસ્ત્રી સૈનિકો સાથે

બંને ગ્રીકોને હાથકડી લગાવીને પોતે મૂર્તિ ઉપાડીને દરિયાકિનારે જાય છે. સૈનિકોને દૂર ઊભા રાખે છે, અને ઑરિસ્ટિસ, પિલેડિસને છૂટા કરી એમનું પચાસ પચાસ ખારવાવાળું વહાણ એક બાજૂ લપાઈ રહ્યું હતું તેમાં ચડી જવા કહે છે. સૈનિકોને શંકા જાય છે. તેઓ ધસી આવે છે. પણ ગ્રીકો એમને હાંસાપાટુથી મહાત કરે છે, અને વહાણ પર ચડી જાય છે. પણ પ્રતિકૂળ પવનોથી વહાણ આગળ વધી શકતું નથી. ઈફિજિનિયા આર્ટિમિસને પ્રાર્થના કરે છે કે 'અમને બચાવ! તું તારા ભાઇને નથી ચાહતી? તો હું ચાહું તો શી નવાઈ?' આ બધું મંદિરે જઈ પહોંચીને એક સૈનિક દૂત રાજાને કહે છે. અને ઓજાર-હથિયારો સાથે માણસો મોકલી વહાણનો કબજો લેવા વિનવે છે. ત્યાં એકાએક દેવી એથેના આવીને રાજાને વારે છે, અને એપોલોની મરજીથી ઑરિસ્ટિસ અહીં આવ્યો હતો, એ બધું કહે છે. બંદીવાન વૃંદને પણ મુક્તિ આપે છે. રાજા થોઆસ દેવીના વચનને માથે ચડાવે છે, અને ઓરિસ્ટિસ ટૉરિસથી ક્ષેમકુશળ ચાલ્યો જાય છે.

## છંદ : વનવેલી

લઘુગુરુના કોઇ પણ જાતના આવશ્યક બંધન વગરનો સોળવર્ણી બંધ. ગુજરાતીમાં 'બ્લેન્ક વર્સ'ના જે કંઈ અખતરાઓ થયા છે એમાં કવિતાના વેગને ઝીલનારા અને સાથે સાથે રંગભૂમિ પરના ઉચ્ચારણ, અભિનય વગેરેમાં ચાલી શકે એવા બે બંધો જણાય છેઃ પ્રો૦ કે. હ. ધ્રુવને વનવેલી અને પ્રો૦ બ. ક. ઠાકોરનો ગુલબંકી બંનેને ય મર્યાદાઓ છે. ગુલબંકીને દેહગત મર્યાદા છે; લઘુગુરુ—લઘુગુરુનાં જ આવર્તનો આવશ્યક હોવાથી ઘણુયે ચન્ટો એ બંધ માટે બાતલ થઈ પડે છે. વનવેલી ક્યારે ગદ્યમાં ઊતરી પડે તે ન કહેવાય. પ્રો૦ ધ્રુવ પોતાના નિબંધમાં કહે છે કે આ બ્લૅન્ક વર્સમાં ગદ્યથી જુદી વાકયરચના-કર્તા, ક્રિયાપદ, કર્મના ઊલટસુલટ ક્રમવાળી રચના-જેવી બીજા છંદોબંધોમાં હોય છે તેવી-બિલકુલ આવશ્યક નથી. ગમે તે બંધની શક્તિ એક કરતાં વધારે પ્રયત્નો, પ્રયોગો થયા પછી પૂરી પારખી શકાય. આ પ્રયોગ પ્રો૦ ધ્રુવના પ્રયોગ અને અ૦ રા. વિ. પાઠકના પ્રયોગોના અભ્યાસ પછી કરેલો છે. એમાં કવિતોચિત પદાવલિ રાખીને પદ્યરૂપમાં લેવાતી વાકયરચના વગેરેની છૂટો લીધી છે. વનવેલીમાં જ ગુલબંકી વાપરીને કેટલેક ઠેકાણે તરેહના ટાંગી છે. આખી લીટીમાં ક્યાંક ગુલબંકીનો નાનો ટુકડો આવી જાય છે ત્યારે એક જાતનો વેગ અને તાજગી વનવેલીને મળે છે, તે કલાપારખુને તરત વરતાઈ જશે. આ પ્રયોગને પ્રયોગ લેખીને જ એની તરફ વિદ્વાન તજ્જ્ઞ વર્ગ જોશે, એવી આશા છે.

[ બંદિવાન ઑરિસ્ટિસ અને પિલેડિસ
ટૉરિયનોના પહેરા નીચે પ્રવેશે છે.
ઇફિજિનિયા ફરી વાર દાખલ થાય છે. ]

ઈફિજિનિયા—એમ જ એ થાઓ ત્યારે!
પ્હેલી તો સંભાળ મારે રાખવી ઘટે જ કે આ
મંદિરના નિયમો ના કશે યે લોપાય જરી.
છોડી નાખો હાથ બંનેના ય. જે પવિત્ર થયું,
એને ના બંધન પછી હોય કશાં! જાઓ તમે
અંદરની વેદી પાસે, કાયદો કહે છે તેમ
અને આજના પ્રસંગ પ્રમાણે યોજી દો સર્વ!

[ ઑરિસ્ટિસ અને પિલેડિસને છૂટા
કરવામાં આવે છે, કેટલાક પરિચારકો
મંદિરની અંદર જાય છે.

અરે જીવ!
ત્યારે, કોણ મા તમારી હતી, કહો અજાણ્યાઓ,
અને કોણ બાપ? અને બેન, જો તમારે હોય
બેન વળીઃ બેઉ આવા બાળા ને બહાદૂર શેણે
બંધવા વિહોણી એને છોડી આવ્યા? કોણ કહે,
કયારે પાછું મળે એ નસીબ એને? કારણ, કે
કોઇને યે જાણવા દેવામાં નથી આવ્યું, એ, કે
કયારે દુઃખ આવે અને કયારે એનો અંત થાય.
દેવ એવો અંધારાનો ભર્યો છે, ને રસ્તા એના
જાય છે ઊંડેરા વળી અંધારામાં, આપણી આ
માનવી દષ્ટિને મોટા ભુલાવામાં નાખી દેતા
અંધ અકસ્માતો વડે.

કયાંથી તમે આવ્યા અહીં,
દુઃખી હે મનુષ્યો, કહો! મને તો લાગે, કે કોઇ
દૂરદૂરના ઘરેથી આવી ચડયા છો આ આરે
અને રહેશો સદાકાળ દૂર દૂર ઘેર થકી.

ઑરિસ્ટિસ— કાં રડે રે બાઈ? આજે નિર્મ્યું જ છે થવાનું જે
એની કટુતા તું શાને રડીને વધારે, બાંઈ?
ગમે તે તું હો! પરંતુ મારવાની ઇચ્છા રાખી
કોઇ જો કરુણા વડે મોતની તીખી ભીતિને
ટાળવા કરે, તો મારે મન એ કરુણા નથી.

ને ના હું એને ય જરી વખાણું, જે આશાથી તો
મરી છે ચૂકેલો, તો ય આંખમાં આંસુડાં ભરી
ખેચીને ઝાલી રહેલી વેદનાના ભયભર્યા
રૂપને ઝાંખેરું કરી જોવા કરે. એ રીતે તો
ઊલટું બેવડું અનિષ્ટ બને છે, ને બિચારો એ
મરવાનો તો હતો જ, એમ જ મરેય છે, ને,
ઊલટો પોચે હૈયે મરે. કૂડી દુર્વિધાતા છોને
એની ભરતી અનેક છોળે ઉડાડતી આવે,
અમારે માટે ના એક આંસુ યે સારે ભલે ને !
ભૂમિ આ પૂજે છે એનાં દેવ અને દેવીઓને
કઈ રીતે—એ સંધુયે અમારા જાણ્યામાં છે જ.

ઇફ્રિજિનિયા—પ્હેલું તો કહે કે કોને લોકો પિલેડિસ કહે છે.
ઓરિસ્ટિસ—આ ભાઈનું એ નામ છે, જો એ જાણ્યે શાતા તને.
ઇફ્રિજિનિયા—હેલાસના કયા કોટકિલ્લાવાળા શ્હેરનો એ ?
ઓરિસ્ટિસ—બસ ! એ જાણ્યાથી તને ફાયદો કશો થવાનો ?
ઇફ્રિજિનિયા—એક જ શું માડી કેરા જાયા બંધવા છો બે ય ?
ઓરિસ્ટિસ—ના. નથી અમે લોહીએ, પ્રેમે સગા ભાઈ ખરા.
ઇફ્રિજિનિયા—તારે ય તે હશે જ ને નામ તો ? કહે ને ત્યારે !
ઓરિસ્ટિસ—જોઈએ તો અભાગી કહે ! ખાસું છે એ નામ જેવું.
ઇફ્રિજિનિયા—મેં એ નહીં પૂછ્યું. ભાગ્યને પડતું મૂકોને હાં !
ઓરિસ્ટિસ—અનામી મરનારાને હસવાનું મૂર્ખાઓથી
બની ના શકતું.

ઇફ્રિજિનિયા— અરે ! આટલીશી વાત શાને
ચોરે મારાથી ? શું એવી ભારે તારી નામના છે ?

ઓરિસ્ટિસ—મારો દેહ તારી ઇચ્છાને વશ છે, ન કે નામ.
ઇફ્રિજિનિયા—ઊછર્યો ક્યાં ગ્રીસ દેશે, એ તો મને કહીશ ને ?
ઓરિસ્ટિસ—મરી હું જઈશ, પછી કયા કામનું એ તને ?
ઇફ્રિજિનિયા—ના, આવડી નાનીશી તે કૃપા તું કાં અવહેલે ?
ઓરિસ્ટિસ—જાણી લે ત્યારે કે મારું વતન આર્ગોસ ભવ્ય.
ઇફ્રિજિનિયા—સાચું બોલે છે, અજાણ્યા ભાઈ, આર્ગોસથી આવ્યો ?
ઓરિસ્ટિસ—માઈકેની ભૂમિ મારી, એકવારની સ્વર્ણભૂ.
ઇફ્રિજિનિયા—દેશવટાને લીધે તું આવ્યો અહીં—યા તો શાથી ?
ઓરિસ્ટિસ—એક પ્રકારનો દેશવટો સ્તો ! અરધો વ્હોરી
લીધેલો, અરધો વળી માથે ઠોકેલો પરાણે.
ઇફ્રિજિનિયા—તારી કનેથી જાણવા માગું તે કહીશ સંધુ ?

**ઑરિસ્ટિસ**—મારા દુઃખમાં ન એથી ઝાઝો કૈં ઉમેરો થશે.
**ઇફિજિનિયા**—ત્યારે, આર્ગોસથી! ... તને અહીં જોઈ પ્યારું લાગે.
**ઑરિસ્ટિસ**—તો ભોગવ એ લિજ્જત! મને તો એ શોકમુદ્રા.
**ઇફિજિનિયા**—ટ્રોયનું તો નામ તને જાણ્યામાં હશે! છે દૂર.
**ઑરિસ્ટિસ**—પ્રભુ કરે ને ન હોત જાણ્યામાં, રે સ્વપ્નામાંય!
**ઇફિજિનિયા**—બોલે છે લોકો કે છે એ પરાસ્ત તલ્વારે થયું
**ઑરિસ્ટિસ**—સાચે જ, તારાજ થયું છે. જૂઠું તેં સુણ્યું નથી.
**ઇફિજિનિયા**—આખરે! તારાજ! અને હેલન પણ પાછી આણી?
**ઑરિસ્ટિસ**—હા, એક બૂરા દિવસે, એવો દી' કદી ન જોયો!
**ઇફિજિનિયા**—ક્યાં છે તેણી? મારે હૈયે પણ ઓછો ગુસ્સો નથી.
**ઑરિસ્ટિસ**—સ્પાર્ટામાં! ફરીથી પાછી ધણીશું એ...લ્હેર કરે!
**ઇફિજિનિયા**—ઓહ! મેં જ નહિ પણ સારા ગ્રીસે ધિક્કારેલી!
**ઑરિસ્ટિસ**—મે ય સ્વાદ આપ્યો છે એ જાદુગરણીને હાથે
**ઇફિજિનિયા**—વાતોમાં સુણ્યા પ્રમાણે, લશ્કરો આવ્યાં ને ઘેર?
**ઑરિસ્ટિસ**—ભારે છે જવાબ એનો, એકમાં અનેક વાત.
**ઇફિજિનિયા**—આખો આ કલાક મને દે, મરી તું જોશ હવા.
**ઑરિસ્ટિસ**—આવી તને અભળખા હોય, તો પૂછી લે, કહેશ.
**ઇફિજિનિયા**—કેલ્કસ નામનો એક જોષી હતો,—વળ્યો પાછો?
**ઑરિસ્ટિસ**—કેલ્કસ તો મરી ગયો, ખબરો મળી'તી એવી.
**ઇફિજિનિયા**—ખુશખબર! હે દેવો!—ને ઑડિસ્યસ, એનું શું?
**ઑરિસ્ટિસ**—હજી ઘેર ના'વ્યો, પણ લોકો જીવતો ધારે છે.
**ઇફિજિનિયા**—શાપ હજો એને શિરે! કદી એ ઘેર ના વળો!
**ઑરિસ્ટિસ**—શાને શાપે એને? આખું ઊખડી ગયું છે ઘર.
**ઇફિજિનિયા**—ને નિરિયડનો બેટા, એકિલિસ, એહનું શું?
**ઑરિસ્ટિસ**—એના વિવાહથી ન કૈં તર્યું એનુ, મૂઓ છે એ!
**ઇફિજિનિયા**—કારમો વિવાહ જૂઠો! દુભાયેલા કહે છે એવું
**ઑરિસ્ટિસ**—કોણ છે તું, ગ્રીસ વિષે આટલું પૂછણહારી?
**ઇફિજિનિયા**—હું હતી ગ્રીક, હતી! રે! ક્યારની અનિષ્ટે ફસી!
**ઑરિસ્ટિસ**—ત્યારે ના નવાઇ જો તું જાણવા ચહે બધું આ!
**ઇફિજિનિયા**—ને પેલો સેનાધિપતિ, સ્વર્ગેશા સુખે હવે તો...
**ઑરિસ્ટિસ**—મને એવો જાણ્યામાં કો નથી! એનું નામ કહેશ?
**ઇફિજિનિયા**—એટ્રિયસનો દિકરો, નામે ઍગેમેમ્નોન.
**ઑરિસ્ટિસ**—મને કૈં ખબર નથી! થોભ, હવે ના પૂછીશ!
**ઇફિજિનિયા**—મને બહુ હર્ષ થશે. કેમ છે એ? કહેને જરી!
**ઑરિસ્ટિસ**—મરી ગયો, ને બીજાની જિન્દગીને ચૂરી ગયો!
**ઇફિજિનિયા**—મરી ગયો? શા દુર્ભાગ્યે? હા! હું હીણા કરમની!

ઓરિસ્ટિસ—શાને ડૂસકાં ભરે તું ? તારે કૈં સંબંધ ખરો ?
ઇફિજિનિયા—સાંભરે પુરાણી એની સુખની જાહોજલાલી.
ઓરિસ્ટિસ—કટારી હુલાવી એને હૈયે એની સગી સ્રીએ !
ઇફિજિનિયા—અરે પ્રભુ ! દયા મને આવે મારનારી તણી,
...ને એ મારનારા તણી.
ઓરિસ્ટિસ—પ્રશ્ન એ થંભાવ ! હવે બીજો એકે હર્ષ નહિ.
ઇફિજિનિયા—ના ! પણ એક જ બોલ. તે અભાગી સ્રી જીવે છે ?
ઓરિસ્ટિસ—ના, એના પોતીકા પ્હેલા-જાયા પુત્રે મારી એને.
ઇફિજિનિયા—ઓ કુટુમ્બ જમીંદોસ્ત ! એને હૈયે શું સઝયું આ ?
ઓરિસ્ટિસ—તેણીને દેવાને ન્યાય, બાપનું લેવાને વેર.
ઇફિજિનિયા—બૂરી, ખોટી ફર્જ રે ! બજાવી એણે બ્હાદૂરીથી.
ઓરિસ્ટિસ—છતાં, પ્રભુ એને બૂઝે નહિ, સાથ પણ આપે નહિ.
ઇફિજિનિયા—એટ્રિયસવંશની શું શાખા નહિ એકે લીલી ?
ઓરિસ્ટિસ—જીવે છે ઇલેક્ટ્રા એક, સ્વામીસતી ને અટૂલી.
ઇફિજિનિયા—દીકરી હલાલ કરી......એની ચાલે કશી વાત ?
ઓરિસ્ટિસ—કેમ ? ના ! એટલું જ કે ઓલિસમાં એ મરી ગૈ.
ઇફિજિનિયા—બાળકી બિચારી ! બાપ બિચારો એ મારનાર !
ઓરિસ્ટિસ—નકારી રમણી કાજે એ ફોગટ મારી ગઈ !
ઇફિજિનિયા—એ મૃત રાજાનો બેટો, જીવે છે ને આર્ગોસમાં ?
ઓરિસ્ટિસ—જીવે છે, ઘડીક અહીં, તો ઘડી ન કહીં, એને
શિરે અનિષ્ટો એવાંક ગુજર્યાં છે.

સ્વપ્ન ઓરે !

ઇફિજિનિયા—સ્વપ્ન આઘેરાં ! સલામ ! જૂઠડાં છો તમે ય તે.
ઓરિસ્ટિસ—અરે ! હા ! ને દેવો પેલા, મર્ત્યોમાં ડાહ્યા કહેવાતા,
તેય કોઈ પાંખવાળા સ્વપ્નથી ન સ્પષ્ટ વધુ.
ને તેઓના બધા રસ્તા, મર્ત્યોના રસ્તાની પેઠે
ઘોટાળાના છે પ્રવાહો. મૂર્ખાઓની જેમ ન જે
પૂજારીથી અંધ થતો, પરંતુ ઓઝામાં ઓછી
યાતના સહી લેવાને ઇચ્છે છે, તે તો સીધો જ
કરે છે પ્રયાણ મૃત્યુ ભણી—કેવા મૃત્યુ ભણી !
પૂછશો મા ! એ તો એના જાણનારા જ જાણે.
નેત્રી— અમારે ય સગાંવ્હાલાં છે જ તો, પરંતુ અમે
દીન: કોઈ પૂછે નહિ—કોણ જીવે, કોણ નહિ !
ઇફિજિનિયા—( ઓચિંતા આવેગથી )
અરે ! સાંભળો ! અત્યારે મારા મનમાં વિચાર
એક ઘુંટાયાં કરે છે, અજાણ્યા બાળકો, મને
અને તમને-બંનેને હિતકારી થાય એવો.

હે અજાણ્યા ભાઇ! જો તને બચાવી શકું તો
એક બે શબ્દ મારા આર્ગોસમાં લૈ જશે તું ?
ને મારા બાળપણના ગોઠીઆ મિત્રોને કાને
પ્હોચતા કરીશ ને એ મારી કને કાગળિયું
છે, રાજાના કોઇ એક યુદ્ધકેદીએ લખેલું
દયા લાવી મારી પરે, મારાં ખોટાં કૃત્ય પરે
જાણતો હતો એ ભલો કે ના મને પોતાને તો
હતી તાલાવેલી આવા લોહીની, પરંતુ ઊંચે
રહેલાને હતી, જે આ દેવીના નિયત વધ
થયા કરે એમાં ન્યાય જુએ છે, ને તે દિ'થી
કદી અહીં ગ્રીક કોઈ ના'વ્યો, જેને બચાવીને
મોકલી હું શકું પાછો આર્ગોસને ઘેર, ત્યાંના
મિત્ર કો'ને મદદે આવવાના સંદેશા સાથે.
પરંતુ, હું ધારું છું, કે ધિક્કારે ના તું તો મને,
માઈકેની અને એનાં નામો, મારા હૈયાને જે
ભરી ભરી દેતાં તે સૌ જાણે તું ! સહાય મને
આપ ! ને બચી જા પોતે ! તારેય તે બજા'વાનું
રહે છે જ કામ. એક નાનાશા પત્રને લીધે
તને તારી જિંદગી......

[ ઑરિસ્ટિસ પિલેડિસ ભણી જુએ છે.

એ મિત્ર, તારા કાજે તો આ
દેશનો અક્રૂર એક કાયદો જ ! એણે અંત
પોતાકેરો, આર્ટિમિસે આદેશ્યો તે, તારા વિના
રહ્યો સહી લેવો !

ઑરિસ્ટિસ—અરે ! બાઇ, નવાઈની ભરી !
તેં જે કહ્યું, બધુંય તે, થતું ભલે તેમ, માત્ર
એક વાતની સિવાય ! મરે જો આ ભાઇ, તો એ
મોટો મારે હૈયે ભાર રહી જાય. અમારાં આ
ભ્રમણોમા હું ને મારુ ભાગ્ય છે જવાબદાર.
એ તો માત્ર મારી સાથે રહે છે મુસાફરીમાં,
કેમ જે મને છે ભારી વેદના પ્રજાળી રહી.
એમ તો બને જ નહિ કે એના વિનાશે કરી
બચી જાઉં હું મારા વિનાશમાંથી, અને ઉરે
કૃપા તારી ચાખી રહું. ટૂંકામાં પતી જશે એ.
બીડી એને આપ તારા કાગળનો. વફા રહી

આર્ગોસમાં તારું સંધુ કામ એ પતાવી દેશે.
અને હું?......તમા હો જેને મારવાની, મારે તે મને
નીચ એને કહેવો ખરે મિત્રને જે આપદામાં
ભેરવીને પોતે છૂટો નાસી જાય. અને અહીં
વાત તો એવી છે કે આ મને છે અત્યંત પ્રિય
એની જિંદગીની તે જ મારા જિંદગાની છે.

ઇફિજિનિયા—ઓ! રાજવંશી હૃદય! નક્કી કો મહાન બીજ-
-માંથી આ ફુટેલ શાખા, ચાહી જે ખરે જ આવું
શકે છે. પ્રભુ, અમારા વંશનો હજી જે એક
જીવે છે તેનેય તારા જેવો કરે, કૃપા કરી!
કેમ કે ન એમ તો હું બંધવાવિહોણી સાવ,
અજાણ્યાઓ, એટલું ખરું કે એને જોઈ હવાં
શકું ન હું.....ઠીક,તારી વાંછના પ્રમાણે થશે.
આ મનુષ્ય લેખને સંદેશ જશે, ગોત ભણી
ને જશે તું! આટલી મહાનતાથી એ પ્રમાણે
કરાવીશ તું એ બધું!

ઓરિસ્ટિસ— ક્રૂરતાનો કરનારો
પૂજારી ક્યાં છે અહીંનો?

ઇફિજિનિયા— હું જ છું એ! વેદી કેરો
ચમત્કાર વસી રહ્યો એક મારી આસપાસ.

ઓરિસ્ટિસ—ઓ કુમારી! દુઃખભરી, શાપઝરી એ પદવી!

ઇફિજિનિયા—મારી શી હિંમત ચાલે? કાયદો પળાવો રહ્યો.

ઓરિસ્ટિસ—છોકરી તલ્વાર ઝાલે! માણુસોને કત્લ કરે!

ઇફિજિનિયા—હું તો માત્ર શિરે તારે પાણીનું કરીશ ચિહ્ન.

ઓરિસ્ટિસ—અને કોણ કરશે ઘા? જો મારે પૂછ્યે જ આરો?

ઇફિજિનિયા—ગભારામાં બેઠા છે જ કાર્ય નિજ જાણુનારા.

ઓરિસ્ટિસ—કબ્ર મારી? જ્યારે એ પતાવી રહે પોતાનું ધાર્યું.

ઇફિજિનિયા—ખડકો વચ્ચેની ફાટ મોટી, અને પુણ્ય આગ.

ઓરિસ્ટિસ—ઓ રે હતભાગ્ય!
ઓ રે! કેવું જો આ આંખો હાથથી ઢાંકી રૂહે બેન!

ઇફિજિનિયા—અફસોસ! દૂર આભની નીચે વસંતી એ તો
સુખહીણી બેન, તારી પ્રાર્થના વૃથા છે અહીં.
જ્યાં, અરે! આર્ગોસથી આવે છે તું, તેથી તારી
શક્ય તેટી બધીયે સંભાળ હું રાખીશ અને
એમાં તો ચૂકીશ નહિ. દફનક્રિયામાં તારી
કિંમતી પોશાક આબુવામાં ખરે આવશે, ને

ચિતા તારી સ્વર્ણરંગી પૂરમાં પડે જ ટાઢી
તે માટે ફુલેલ તેલ. અને ગિરિમુકુલોને
ચૂસીચૂસી હજારો માખીઓએ કરેલ ભેગું
મધુ હું રેડીશ તારી સાથે પામવા વિનાશ
મ્હેંકેરી સુવાસમાં...

જવું જ મારે જોઈએ રે !
અને ભીતરૂ દેવી તણા થાનક માંહેથી મારે
શોધી લેવો જોઈએ પત્રનો બીડો—અરે ! મારા
દુર્ભાવિ માટે કો મને તિરસ્કારશો નહિ !

સેવકજનો, આમની ચોકી જરી ચૂકશો ના,
એમને પરંતુ છૂટા રહેવા દેજો !

બની શકે
બધીયે આશાની પાર, બની એ શકે કે, મારો
પ્હોંચે સંદેશો આર્ગોસ સુધી તરી જઇ એને,
જેને ગણું પ્રાણસમો. કેવો એ ઉલ્લાસભર્યો
થઇ જશે જાણીને કે આશા જેની છોડી હતી
તે અહીં વસુન્ધરાને કો અદીઠ ગૂઢ આરે
જીવે છે, ગણેલ જેને મરેલી, અને અહીંથી
પૂકારે છે એને માટે !

[ મંદિરમાં જાય છે.

વૃંદગીત

રે હાય ! અમારા અંતરમાં તુજ કાજ સ્ફુરે અનુકંપા.
સાચે જ સ્ફુરે અનુકંપા.

તું તો આ મંદિરના
પુણ્યામ્બુશીકરના
અભિષેક અર્થ નિર્માયો, તારે કાજ સ્ફુરે અનુકંપા,
અમ ઉરે સ્ફુરે અનુકંપા.

એ પુણ્ય સલીલકણે
કંઇ શોણિત ઉષ્ણ ઝરે
ને મોત ભયંકર મળે તને એ જાણી, સ્ફુરે અનુકંપા.
અમ અંતરમાં અનુકંપા.

ઓરિસ્ટિસ— ઓ ! ગ્રીક કુમારિકાઓ !
મને રોવું આવતું ના ! ચાલો, તો, સલામ સૌને !

વૃંદગીત

હા ! અરે ! અને તુજ સાથ અમારું અંતર લે હિલ્લોલ
નાચતું કરી ઉડે કલ્લોલ.
તું તો આ કતલભૂમિથી
છૂટયો છે આજ મથી,
ને સફર ખેડશે વતનભણી સાગરને ઉરકલ્લોલ
નાચતો નાવડીએ હિલ્લોલ.
ને જઇ પાય મૂકી ત્યાં,
જ્યાં પુરવે ઉભા પિતા
તુજ હૃદય નંદશે, એ જાણી અમ અંતર લે હિલ્લોલ
નાચતું કરી ઊડે કલ્લોલ.

પિલેડિસ—ચાહું છું તેને જવાનું થાય, ત્યારે ઝેર એ સૌ.

વૃંદગીત

એ:—રે હાય ! નસીબે છડિલાંની મરણમુખી યાત્રા !
બી:—રે ક્યાં તુ જ દુખઆરો ?
સી:—રે કહું કોણની બેમાં અદકી દુઃખતણી માત્રા ?
ડી:—મુજ હૃદય થાય ઉભયધા,
કે તારો શોક કરું હું અદકો, કે શું કરું તારો ?

ઑરિસ્ટિસ—પ્રભુને નામે માનું કે પિલેડિસ ! મારી સાથે
તારો યે વિચાર એકમત, બંધબેસતો છે ?

પિલેડિસ—રે બંધુ ! મારાથી બોલી શકાતું ના ! શું છે તારો ?

ઑરિસ્ટિસ—અપ્સરા વારુ આ કોણ હતી ? કેવો સ્વર એનો
ગ્રીક જેવો પ્રશ્નવેળા રણકી રહ્યો' તો, અને
ઇલિયમ્ આખું યે એણે ફાસવી નાખ્યું'તું જાણે !
અને કેવા રાજાઓ સૌ થયા'તા પુનર્જીવિત !
—કેલ્કસની જાદુગતાલા, એકિલિસની સુકીર્તિ,
અભાગી એગેમેમ્નોન ! સાચી અનુકંપા વડે
બોલતી એ જતી હતી, અને એની રાણી અને
બાળકોના સમાચાર પૂછતી'તી...અજાણી આ
બાઈ જાતવંશે તો આર્ગોસની કુમારિકા છે.
નહીં તો દૈવામાં એના ખટકે શું એનુંક તે
કાગળનો બીડો મેળે, અને પૂછે પ્રશ્ન લાખ ?
આર્ગોસના હર્ષશોક ધબકે દૈયું એ જાણે !

પિલેડિસ—તારી વાચાની, સુહૃદ, શીઘ્રગતિ છે, નહીં તો
એ જ મેંય કીધું હોત. જો કે જહાજો જાય છે જ્યાં
ત્યાંના સૌ લોકોને મહા નૃપાળોની ધ્વંસગાથા
મળે છે સાંભળવાને; જવા દે પરંતુ એ સૌ !
મને તો વિચાર આવે બીજી જ કંઈ વાતના.

ઓરિસ્ટિસ—શા ? કહે ! જો મારી તને હોય કૈં જરૂર જરી.

પિલેડિસ—તું જો મરી જશે, તો હું શરમનો માર્યો કદી
જીવી શકવાનો નથી. સાથે સાથે ખેડયો સિંધુ;
મરીએ સાથે જ બેઉ. કેવો હું કાયરદિલ
પિશાચ, જો આર્ગોસમાં અને ફોશિયન કેરી
વાયુચીરી ટેકરીઓ તણી એક ખીણ થકી
બીજીમાં ફર્યા કરું હું એકલો ? લોક ઘણા
–કેમકે ખરાબ હોય છે ઘણા–અરસપરસ
કાનોકાન વાત બોલશે હું કેમ એક દિન
મરવા મિત્રને મૂકી ભાગી આવ્યો હતો ઘેર.
તેઓ વળી કહેશે કે તારા મહાવશનો, હું
જોઇ રહ્યો, શ્વાસ છેલ્લો રુંધાતો. કાવતરાથી
તારું મોત યોજ્યું, તારી બહેનના હાથ માટે,
અને તારે સિંહાસને ચડી બેસવાને લોભે.
મને બીક લાગે છે, મને તિરસ્કાર આવે એનો–
ના. બધીય વાટ બંધ છે, સિવાય માત્ર એક
મારો છેલ્લો ખપી જાશે દમ તારા દમ સાથે.
તારે જે તલ્વાર રાતી, તારે જે અગનકુંડ
તે જ સૌ મારે ય. તને ચાહું છું હું પ્રાણ થકી,
અને ભૂંડી લોકવાયકાને તિરસ્કારું ઘણી.
ઓરિસ્ટિસ—અરે ! અરે ! એ શું બોલે ? હુંથી તો વ્હોરાશે ભાર.
પણ જ્યાં એક વ્યથા જ બસ છે ત્યાં બીજી માથે
ઓઢીશ હું નહિ. ના, ના, એ બધાયે તિરસ્કારો,
કલંકો, કિંવદન્તીઓ, જે તને ડારે છે તે સૌ
ઓઢી હું લઉં છું માથે; એ તો બહુ બૂરું થાય
જો હું મારે કાજે મથનારાને મરવા દઉં.
દેવને જ્હે જીવન જેતું 'નાચે' એવા મને–
અરે મને આતાને જો જીવવાનું ખતમ થાય,
તો શું કરવું એ વાતે ? તું તો છે સુખી, ને તારું
ઘુજ દેવ માથે છે સુલેહમાં, લોકોની આંખે

કલંક વિનાનું છે; ને મારું તો નસીબ સારું
અનિષ્ટે ભર્યું છે, જિંદગાની યે અનિષ્ટે ભરી.
તું જો એક વાર સલામત, તો બહેન મારી
તારી સાથે લગ્ન કરે, એવો આપણો કરાર,
એની ને તારી પ્રજામાં મારું નામ જીવી રહેશે,
અને એગેમેમ્નોનનો વેલો ના વિલાઈ જશે,
ભૂંડા કાગળોના વીંટા પેઠે ના વિંટાઈ જશે.
વળી જા પાછો ! ને તારા રાજને ભોગવ, તારા
ખોળિયામાં પ્રાણને દે બિરાજવા. અને જ્યારે
હેલાસમાં, અશ્વારોના આર્ગોસમેદાને પ્હોંચે
પાછો, ત્યારે,—લાવ જોઉં હાથ તારો !—તને મારું
વેણ છે કે ત્યાં સ્થાપ મોતનું સ્મારક મારું,
નાની કબરટેકરી, ને માથે એને તખ્તી એક
કોતરી સુરેખ મારે ખાતર મૂકાય નહીં.
બેન મારી જશે ત્યાં, ને ખેરવશે આંખમાંનાં
આંસુ અને લટો એક બે કલાપકેશ તણી.
કહેજે શી રીતે હું અહીં અંત પામ્યો, કત્લ થઈ
આર્ગોલિસની કુમારી કેરે હાથે, દેવવેદી
પાસે, મારા પોતાના જ લોહી વડે પાક થઈ.

· અને દિલોજાન મિત્ર ઓ ! સલામ ! તારા સમો
મિત્ર કોઇ નહીં મારે સાચો પ્રેમી, મારી સાથે
ભાઈ, તું તો ખેલ્યો, ફૂદી ઓસટેકરીઓ પરે
શિકારે રમ્યો, ને, અરે ! તારી પરે મારા કૂડા
કરમનો બોઝો ભારી તોળાયો છે રાતદિન !
તો, સલામ ! પેગંબરે ને અસત્–દેવે વિતાડયાં
છે પોતાથી શક્ય બધાં વિતકો; આગળથી જ
ચિંતવેલા ધર્મ નિજ પ્રમાણે, સુદૂર અહીં
ગ્રીસ ભોમથી, મને એ હાંકી રહ્યો, અહીં મોત
પામવા રે ! અહીં, જહીં જોનારું કો જડે નહીં
કે શી રીતે અંત પામ્યો શબ્દ એનો પેગંબરી !
શબ્દ એનામાં મેં રાખી શ્રદ્ધા માંરું એને સારું
અર્પ્યું મેં હૃદય, એને શબ્દે મારી માતા હણી.
ને એ સૌ માટે એ મને મરવા નાખે છે અહીં.

પિલેડિસ—થશે તારી પૂરે કબ, નિસંશય થશે. સદા
રહીશ હું રહીશ તારી બેનને ! ઓ શત્રુખંડ

# પ્રાચીન ગૂજરાતી સુભાષિતો

## (૨)

## પરચુરણ વિષય સંબંધી ઉક્તિઓ

(દૂહા)

માઇ મરંતાં જમ્મુ ગયઉ, મરિઉ ન જાણિઉ તોઇ,
મરણુઃ ઈક્ક વાર તિમ ન મૂઆ જિમ વલિ વલણ ન હોઇ. ૧ ક
ઈક્ક પોક મેલી સહુ કોઇ પાછલ તિમહિ નિરાકુલ હોઈ,
ઘડી બિ માણુસ ગહિલું થાઇ, પાછઇ ગલગલ ખીચડી ખાઈ. ૨ ક
કરુ કંપાવઈ સિરુ ધુણઈ બુઢ્ઢઉ કાંઈ કહેઇ,
જમ્મુ હક્કારઇ નિયય ઘરિ ' નહીં નહીં નહીંય ' કહેઇ. ૩ ક

'ઉમ્મર તો ડુંગર થયા રે પાદર થયાં પરદેશ,
ગોળી તો ગંગા થઇ અંગે ઉજળા થયા છે કેશ
–ઘડપણ કોણે મોકલ્યું ?'

કબીરા, કાયા જર્જરી, ને પાંડુર હૂવા કેશ,
ન જાણું ઘરમાં થયું, આગણ થયાં પરદેશ. ૪ ખ
યૌવન જાતિ કશું જં વયરી ન કરંતિ,
હંસવયણી મૃગલોયણી ' કાકા ' કહી બોલંતિ. ૫ ખ
જોવન જાતાં ત્રણ ગયાં, કહો સખિ, તે કીયાં ?
માલી, તંબોલી, માંજણાં એ ત્રણ દૂર થયાં. ૬ ખ
જોવન જાતાં છ ગયાં કુંકુમ, કાજલ ને હાર,
ચોટી ત્રાકો (?) પ્રેમરસ, ઝાંઝરનો ઝમકાર. ૭ ખ

---

૬૧ પાઠાન્તરઃ

પ્રીતે પારેવા ભલા, રૂપે રૂડા મોર,
પ્રીત કરીને પરહરે તે માણસ નહી, ઢોર. ('પ્રસ્થાન' પુ. ૧૬ પૃ. ૫૭)

૧. માઇ...તોઇ–હે માતા, મરતાં મરતા (પ્રત્યેક પળે બ્હીતાં બ્હીતાં) તો આખો જન્મારો ગયો, છતાં ખરેખરું મરણ કેવું હોય તે જાણ્યું નહીં. ૨. નિરાકુલ-શાન્ત. ૩. કરુ...કહેઈ–વૃદ્ધના હાથ કંપે છે, તથા માથું ધૂણે છે તેથી તે શું કહે છે? જમ પોતાને ઘેર બોલાવે છે, તેને 'નહીં નહીં' એ પ્રમાણે કહે છે.

૪. પાઠાન્તરઃ જે ચલણે બુધિ ચાંપતા જાતા દેશ વિદેશ;
જરા આવી, જીવણ ગયે આંગણ થયા વિદેશ.

આ સુભાષિત સાથે આપેલી નરસિંહ મહેતાની કડી પણ સરખાવવા જેવી છે.

૭. પાઠાન્તરઃ

જોવન જાતાં પાંચ ગયાં, કુંકુમ કાજલ ને હાર
ગયા વલિ કોડ જાણ્યા ઝાંઝરને ઝમકાર.

જોવન જાતાં ત્રણુ ગયાં, કહો સખિ, તે કોયાં ?
તેલ, કંકોડી, કાંકસી એ ત્રણુ દૂર થયાં. ૮ સ
જોવન જાતાં છ ગયાં માન, મહાતમ, લજ્જ,
સેજ રમણુ, અરિતુરીયઢણુ, પરસિર વાહણુ ખગ્ગ. ૯ સ
કુર્માનન્દ આનન્દ કહિઃ એ નર નમિયાં કાંઇ ?
જેણિુ વટ્ટિ જૂવ્વણુ ગયુ, પાય નિહાલુ તાંઇ. ૧૦ સ
ગય ગય, મય ગય, મત્ત ગય, ગય લોયણુ, ગય કન્ન,
એકિઈ યૌવન જાતડઈ ગયાં તિ પંચ રતન્ન. ૧૧ સ
ખૂઢાપણુ કાં આવિઉં ? નારી ભાગઈ ભાવ.
'સામી' કહી બોલાવતી, અકલ ગયા ધરિ હાવ. ૧૨ ઘ

મૈત્રીઃ મિત્ર, તમ્હારા ગુણુ તણુા હું કિમ કરું વિચાર ?
અકખર તો બાવન અછઇ, ગુણુ ન લાભઇ પાર. ૧૩ સ
'સાથી તેહ સુજાણુ, જે હિત જાણઈ હૈયા તણું,
તિહાં ઉડવીઇ પ્રાણુ જે મન જાણઇ માણુસ તણું.'
કિસ પોકારું ? કુણુ કહું ? બધડી ઝૂરું નિત્ત;
દૈવ ન દીધી પંખડી, મિલી આવું તિહાં મિત્ત. ૧૪
અછઇ ... ઘણેરડી ફુલહ કેરી જાતિ;
ભમરુ એક જ કેતકી સંભારઇ દિનરાતિ. ૧૫
વિંધ્યાચલિ વિછોડિઉ જિમ ગજ દુઃખ ભરાય
તિમ મિત્ર વિણુ મુઝ હિઉં, દિન ઝૂરંતાં જાય. ૧૬
હઇડું આપી અપ્પણું મિત્ત ન કીજઇ કોઇ.
જાણુઇ જાતિ દીહડઇ સોય જ વૈરી હોઇ. ૧૭ સ
હંસા ચાલ્યા દેસડઈ ર સરવર મિત્ત જૂહાર,
વિરલઉ તમ મેલાવડઉ, સંદેસે વિવહાર. ૧૮ સ
ઉત્તમસિઉં સનેહલઉ જિમ વદ્દઇ બીયચંદ,
મઝ્ઝિમ સિઉં જે પ્રીતડી જિમ પૂનિમનઉ ચંદ. ૧૯

---

૯ પાઠાન્તરઃ

જોવન જાતાં છ ગયાં માન મહાતમ લજ્જ
તુરી મેલાવણુ, સેજરમણુ, પરહરવા રણુખગ્ગ.

૧૦. જેણિ...તાંઈ-જે વાટે જોબન ગયું છે, ત્યાં તેનાં પગલાં નિહાળે છે. ૧૧. ગય...કન્ન-ગતિ ગઇ, મદ ગયો, મહત્ત્વ ગયું, લોચન અને કાન ગયાં. ૧૩. અકખર-અક્ષર. ૧૬. હંસ અને માનસરોવરની પેઠે, હાથી અને વિંધ્યાચલનો વિષય પણ આપણાં જૂનાં સુભાષિતોમાં ચર્ચાયેલો છે. સરખાવોઃ

'ભમરુ સમરઈ માલતી, હાથી સમરઇ વિંઝ' ઇત્યાદિ.

૧૭. મિત્ત-મિત્ર. ૧૯. ઉત્તમ...ચંદ-ઉત્તમ માણુસ સાથેનો સ્નેહ બીજના ચંદ્રની પેઠે વધતો જાય છે, જ્યારે સામાન્ય માણુસોનો સ્નેહ પૂર્ણિમાના ચન્દ્રની પેઠે ક્ષીણુ થતો જાય છે. સરખાવોઃ

आरम्भगुर्वी क्षयिणी क्रमेण लघ्वी पुरा वृद्धिमती च पश्चात् ।
दिनस्य पूर्वार्धपरार्धभिन्ना छायेव मैत्री खलसज्जनानाम् ॥

**ઉપકારઃ** ઉપગારી ઉત્તમ હુઇ, સહિજે સરલ સુજાણ.
કુરંગ કસ્તુરી કારણિ, સહિ તે છંડઇ પ્રાણ. ૨૦

ઉવયારહ ઉવયારડુ સવ્વઉ લોય કરેઇ
અવગુણ કીધિ ગુણ કરિ, વિરલઉ જણણી જણેઇ. ૨૧ क

**નિશ્ચયઃ** પડિવન્નઇ દાદુર ભલા, પડિવન્નઉં પાલંતિ,
મેહ મરંતઈ તે મરઇ, જીવંતઇ જીવંતિ. ૨૨

**પરનિન્દાઃ** કબિરા, સોઇ નર ભલા જે પરનિન્દ કરંતિ
સન્તહ પાર ઉતારી કરી આપિં નરક પડંતિ. ૨૩ ख

**સત્કારઃ** ઊઠિ, હૈયા ગમન કરિ, મન પસરંતુ વારિ.
જે ઘરિ ગયા મન્નીઇ તે અંગણુ નિવારિ. ૨૪

સહી સલૂણાં માણુસાં મુહ વાહઈ સહુ કોઈ
થાલ ભરિ ઉહિ છાંડીઇ, જઇ ટકુ લુણુ ન હોઇ. ૨૫

નમી ન મૂકઈ બઇસણું, હસી ન પૂછઇ વત્ત,
તસ અંગણિ ન જાઇઈ, રે હિયડા નીસત્ત. ૨૬ ख

ઘીસના લુંદા અમી સમા જે દીધા હરિસેણ,
તે લાડુ પત્થર સમા જે દીધા વંક મુહેણ. ૨૭ घ

બોલ, બોલાવણ, બેસણ, બીડું નિ બહુ માન,
જિણ ઘર પંચ બબા નહી, સો ઘર જાણ મસાણ. ૨૮ घ

---

૨૧. ઉવયારહ...કરેઈ–ઉપકાર ઉપર ઉપકાર તો સૌ લોક કરે છે.
સરખાવોઃ—

ગણને માથે ગણ કરે, ઈ તો વહેવાશ વટ,
અવગણ ઉપર ગણ કરે એને રૈંજ તળીયા ખટ.
(કાઠિયાવાડી દૂહા. પૃ. ૬૭)

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः सः साधुः सद्भिरुच्यते ॥

૨૩. મન્નીઈ–માન ન પામીયે.

૨૬. નીસત્ત–નિઃસત્વઃ પાઠાન્તરઃ

દીઠાં તો નવિ આલવઇ કુસલ ન પૂછઇ વત્ત,
તાહ તણઇ કિમ જાઈઇ રે હીયડા નીસત્ત.
હસીય નવયણે આલવઇ, કુસલ ન પૂછઇ વત્ત,
તહ મન્દિરિ નવિ જાઈઇ રે હીયડા નીસત્ત.
( 'સાહિત્ય' મે ૧૯૧૪, ચીમનલાલ દલાલનો લેખ )

૨૮. સરખાવો, કાઠિયાવાડી દૂહોઃ

મેમાનોને માન, દીલભર દીધાં નદી,

**સમયસૂચકતાઃ** વાહઈ વહતઈ પૂર નમી જ વેલા નીગમઇ,
તે થાઇ ધુરિ ધીર, વેતસ જિમ ભોગવઇ ઘણુ. ૨૯

**નમ્રતાઃ** સુહવિ, હું સહજિ નમું, ના હું નમું ભયેણુ,
નમિણુ નમંતાં ગુણુ ચડઇ, વિણુસીજ્જઇ ગવ્વેણુ. ૩૦

**યશઃ** જઉ જીવઉ તઉ જસરયું, જસવિણુ કાંઇ જીવંત ?
જે નર આથમ્યા જસરયું તે રવિ પહિલ ઉગંત. ૩૧

**ધર્મઃ** હેમ પરીક્ષા ચિહુંપરિ તિમ તું ધર્મ અવધારિ,
શ્રુત, શીલ, તપ નિંદયા એ જાણેવા ચ્યારિ. ૩૨

**ધર્મોધમઃ** ચંદા, પુત્ત, કપુત્ત તું કિં કિજ્જઇ પુતેણુ ?
એક બિન્દુ ન આપિઉં, ખારું રીટું જેણુ. ૩૩ ઘ
સાયર અપ્પ, કુઅપ્પ તું, કિં કિજ્જઇ બપ્પેણુ ?
એક રયણુ નવ આપિઉં, ખંપણુ રીટઇ જેણુ. ૩૪ ઘ
પૂરે હાથે પૂજીઇ ત્રિભુવન તારણુહાર,
ચડયા કલંક તવ ઊતરઇ તુઝ ખંપણુ, મુઝખાર. ૩૫ઘ×
ચોખઈ ચિત્તઇ તપ તપઉ, દયા ધરઉ મનમાંહ,
વાણી સદ્‌ગુરુની સુણુઉ, ઘઉ સુપાત્રઇ દાન. ૩૬
કાયા ભણુઈઃ રે જીવડા, તું ગહિલુ ગમેસિ,
ધર્મ ન કીધઉ મૂઢ તઈં, પર વિ દુક્ખ સહેસિ. ૩૭
પાંચઇ ઇન્દ્રી વસિ કરી જીપઇ ચ્યારિ કષાય,
જીવન્તુ જગિ ઝલહલઇ, મૂઉ તિ સદ્‌ગતિ જાય. ૩૮

**તત્ત્વસારઃ** રાગદ્વેષ વિણુ દેવતા, ગુરુ તે ગુણુભંડાર
જીવદયા ધર્મમૂલ છઇઃ એ ત્રિણુ તત્ત્વહ સાર. ૩૯

**મીઠા બોલઃ** કાગ કિસિઉં ધન હરઇ, કોઇલિ કિસ્યું ધન દેઇ ?
જીભ તણુઇ હલ્લોહલિઈ જગ અપ્પણું કરેઈ. ૪૦ સ

---

૨૯. વેતસ–નેતર

× (૩૩–૩૪–૩૫) આ ત્રણ કડીઓનું પાઠાન્તર નીચે પ્રમાણે બે કડીઓમાં મળે છે.

શશી સદેશા પાઠવઇઃ જલનિધિ કરું જુહાર,
તું મુઝ ટાલઇ ખંપણુ, હું ટાલઉં તુઝ ખાર. સ
સાયર વલતું પાઠવઇ હે શશી મિત્ત, જુહાર,
ચડયાં કલંક ન ઉતરઇઃ તુઝ ખંપણુ, મુઝ ખાર. સ

૩૬. ગહિલુ (સં. ગ્રથિલ પ્રા. गहिल)–ઘેલો.

૪૦. સરખાવોઃ

કોયલડી ને કાગ ઇનો વાને વરતારો નહીં,
પણુ જીભડીયે જવાબ, સાચું સોરઠીયો ભણે.
(કાઠિયાવાડી દૂહા પૃ. ૬૧)

હૈયા, તને જીવને હું ચ્હાતો'તો તે મર્યે તારે
અદકેરા ચ્હાવાનો રે તને. કિંતુ, વારંવાર
ભવને ઓવારે આવી ઊભો તું રહે છે તોયે
દેવના શપથે તારો થવા ના દીધો વિનાશ.
વિચારી જો! કેટલી અનેક વાર અનિષ્ટોનાં
અંધકારમાંથી ઉષા ફૂટે છે પ્રકાશભરી
માત્ર જો ચહે વિધાતા!

ઑરિસ્ટિસ— બસ! આજ સ્હાય મને
માનવી અગર દેવ કોઇ હવે નાંપી શકે.
આવતી અહીં ઓ પેલી બારણે જણાય બાઇ.

[ મંદિરમાંથી ઇફિજિનિયા પ્રવેશે છે.

ઇફિજિનિયા—મંદિરમાં જાઓ તમે; અને જે જરૂરની તે
ચીજો બધી યથાક્રમે ગોઠવી દો, કૃત્ય તણા
કરનારાઓને માટે, તહીં મારા હૂકમની
રાહ જોતા ઊભા રહો.

[ પરિચારકો અંદર જાય છે. ]

અજાણ્યાઓ, આ ઊભી હું
પડપરે પડવાળા કૈંક પત્ર કેરા બીડા
સાથે. હા. પરંતુ...એક વાત હજી! કોઇ પણ
એક વાર ભયમાંથી છૂટયા પછી, સલામત
થયા પછી, પોતે જે કરેલી તે સૌ પ્રતિજ્ઞાઓ
યાદ કદી રાખતું ના, કરી'તી જે મૃત્યુભયે.
હૃદય સાશંક મારું રૂહે છે, કે રખેને મારા
બીડાનો વ્હેનારો એકવાર અહીંથી છૂટયા પછી
મને અહીં ને અહીં જ ભૂલી જાય અને મારું
કામ રખડાવી મારે.

ઑરિસ્ટિસ— તો ત્યારે શી ઇચ્છા તારી?
ખટકે છે કૈંક તારા મગજમાં.

ઇફિજિનિયા—મારી સામે
અહીં એ શપથ સાથે પ્રતિજ્ઞા કરે, કે બીડા
આ જ બીડા પહોંચાડે, હું કહું તે નામવાળા
મિત્રને આર્ગોસ વિષે.

ઑરિસ્ટિસ—અને જો એ લે શપથ
તારા કહ્યા પ્રમાણેનો, તો શું તું યે લઇશને?

ઇફિજિનિયા—કહે, કઇ જાતના સોગન લઇ શકા ટાળું?

ઍારિસ્ટિસ—ટૌરિસથી બ્હાર એને સલામત જવા દેવો !

ઇફિજિનિયા—આપું છું વચન, નહીં તો શે મારું કામ થાય ?

ઍારિસ્ટિસ—રાજા શું આ સહી લેશે ?

ઇફિજિનિયા— હા. હું ઝૂકાવી શકું છું
રાજાને, ને એને વ્હાણે મિત્ર તારાને શકું છું
બેસાડી.

ઍારિસ્ટિસ—તું બોલ, તારો કહ્યો એ લેશે શપથ.

ઇફિજિનિયા—[ પિલેડિસને, જે એની નજીક આવી ગયો છે. ]
બોલ, "તારા મિત્ર કને લઇ આ હું જૈશ બીડો."

પિલેડિસ—[ બીડો લેતો ]
ભલે. લઇ જૈશ હું આ બીડો તારા મિત્ર કને.

ઇફિજિનિયા—અને હું આ રાજાને સીમાડે તને પ્હોંચવીશ.

પિલેડિસ—કયા દેવને તું અહીં સાક્ષી રાખી બોલે છે આ ?

ઇફિજિનિયા—આર્ટિમિસ, જેના અહીં મંદિરે હું કામ કરું.

પિલેડિસ—અને સ્વર્ગપતિ ઝયૂસ શાશ્વત છે સાખ મારે.

ઇફિજિનિયા—ને જો તું દગો દે મને, શપથનો લોપ કરે...!

પિલેડિસ—તો મને ના જોવા મળો ઘર મારું. ને તારું શું ?

ઇફિજિનિયા—કદી ના આ ચર્ણ ફરી ગ્રીસભોમ પે મૂકાઓ !

પિલેડિસ—થોભ, કિંતુઃ આપણે સંભવ એક ભૂલી જતાં.

ઇફિજિનિયા—લૈ શકીએ છીએ નવા શપથ, આ ના ચાલે તો.

પિલેડિસ—એક બાબતે તો છૂટો રાખવો પડે જ. મને
ધારો કે વહાણુ મારું ભાંગી જાય, જહાજ અને
બીડો અને સર્વ કંઇ ડૂબી જાય, એકમાત્ર
પ્રાણ મારો બચી જાય. ત્યારે એ શપથ મારો
શાપ મારે માથે થવા લોપાયો ગણાઓ નહિ.

ઇફિજિનિયા—ના, તો ઘણી ચીજો કાજે શ્રેઇ રસ્તા ઘણા યે છે.
શબ્દ જે તું ઊંચકી જઇશ આ બીડાની કોર
તળે ઢંકાયેલા, વીંટામાં વીંટેલા, તે હું તારી
સમક્ષે ઉચ્ચારું અને જેની ઝંખા લાગી મને
એહની સમક્ષે તારે સર્વ એ ઉચ્ચારી જવા
એ રીતે છે સલામતી વધુ. ને જો ગ્રીસ લગી
વિના હાણુ પત્ર પ્હોંચે, તો પોતે જ કહી દેશે
કશી સ્હાય વિના મારી વાત; ને જો ડૂબી જાય
એ, અને તું બચી જાય, તો તો તારી સાથે મારા
શબ્દો યે બચી જ જાશે.

પિલેડિસ— તારે અને મારે કાજે
એજ રીત છે અદકી સારી. હવે આર્ગોલિસે
જેની કને જવાનું છે મારે, તેનું નામ અને
એને જે કહેવાનું મારે તે બધું સુણાવ મને.

ઇફિજિનિયા— [ મોંઢેથી શબ્દો બોલતી. ]
કહેજેઃ "ઑરિસ્ટિસ–ઍગેમેમ્નોનના બેટા– કાજે
દુવા પાઠવે છે, કત્લ થયેલી ઑલિસ વિષે
ગ્રીસને તો મૃત સમી, છતાં જે રહી જીવંત,
ઇફિજિનિયા બહેન."

ઑરિસ્ટિસ— ઇફિજિનિયા ! એ કહીં ?
મૃત્યુલોકથી શું આવી ?

ઇફિજિનિયા— તે જ છું હું, કિંતુ કંઇ
બોલતો મા તું, નહીં તો વાત હું ચૂકીશ મારી–
"લઇ જા તું, ભાઇ, મને આર્ગોસમાં, મરી જાઉં
અહીં તે પહેલાં, આવા પરાયા લોકોમાંથી, ને
કરું છું રુધિરવિધિ જે દેવીની તેની ઊંચી
વેદી પાસેથી તું મને પાછી લઇ જા રે ભાઇ !"

ઑરિસ્ટિસ—( અપવાર્ય )
ક્યાં છું આ હું પિલેડિસ ? શી રીતે બોલીશું હવે ?

ઇફિજિનિયા—"નહિ તો એ ત્યજાયેલી, શોકમાં સબડવાને
નાખી દેવાયેલી, ખરે કલંકની જેમ તારો
કેડો લેશે."

પિલેડિસ—(અપવાર્ય)
ઑરિસ્ટિસ !—

ઇફિજિનિયા—(એનું સાંભળી જઇને)
હા, છે એ જ, એ જ નામ !

પિલેડિસ—દેવો હે ઊંચેરા !

ઇફિજિનિયા— શાને આવાહન દેવોનું તું
કરે મારા બોલ સુણી ?

પિલેડિસ— કાંઇ નહિ ! રસ્તો એ તો
લીધો મારા વિચારોએ જરી એવો ! તું તો તારે
બોલ્યે જા !—સવાલ કાંઇ પૂછવાનું કામ નથી,
સુણીશું અજાયબીની ભરી આજ વાતો અમે.

ઇફિજિનિયા—કહેજે એને કે બચાવ્યો પ્રાણ મારો આર્ટિમિસે,
કયી રીતે તે ન જાને. મારી અવેજમાં એણે

મૃગશિશુ વેદી પરે રાખ્યું, જેને બાપે મારે
કર્યું ધડહીણું, જોયા સિવાય જ, ધારીને કે
વાગી મને અસિ પોતે ઉગામેલી. પણ દેવી
તો ઉપાડી ગૈ'તી મને દૂર દૂર, ને આ ભૂમિ
વિષે ગઇ હતી છોડી. મારી તને સોંપણી કે
આટલકું કૃહેજે એને. કાગળના વીંટામાં એ
સંધુ 'યે રાખ્યું છે લખી.

પિલેડિસ— મારા જીવ પરે રહેલી
સોંપણી તું નાખે છે, ને શપથ તારાને કરી
નાખે છે આનંદભર્યો. હવે હું થંભીશ નહીં
કિંતુ અહીં ને અહીં જ પતાવી એ દેશ કામ,
જેને કરવાના મેં લીધા હતા શપથ આજ.
ઑરિસ્ટિસ ! લે આ બીડો, સોંપું છું તારે પોતાને
હાથોહાથ હું, બહેન તારીનો સંદેશવાહી.

ઑરિસ્ટિસ—લઈ એ લઉં છું, પણ ચિઠ્ઠી ને લખાણનો હું
કરી ના શકું વિચાર. મારા આધૂજંત હોડ
એવો છે ઉલ્લાસ. બેન! વ્હાલી બેન! અચંબામાં
ગર્ક હું થયો છું તોય ભુજાઓ ના માની શકે,
માની નહિ શકે તોય તલસી રૂહે તારે કાજ.
અચંબામાં ડૂબી હવે દે મને ઉલ્લાસ મારો !
[ ઑરિસ્ટિસ ઇફિજિનિયાને ભેટવા
જાય છે. ઈફિજિનિયા અવાક થઈને ઊભી છે ]

નેત્રી—સબુર ! ઓ અજાણ્યા ! કો જીવતા મનુષ્યને ના
સ્પર્શવાની રજા એહ અંચળાને. દેવી તો તો
ભ્રષ્ટ થાય !

ઑરિસ્ટિસ—બેનડી મારી ઓ ! મારા પિતા તણી
ઓ રે ! મૃત પિતા અગેમેમ્નોનની દીકરી હે
ભેટી લે મને; ને કશો રાખીશ મા ડર ઉરે !
સ્વપ્ન સર્વની યે પાર એ જ હું જ છું ઊભેલ
અહીં, બેન, ભાઈ તારો.

ઈફિજિનિયા— ભાઈ મારો ! તું જ ખરે ?

ઉમાશંકર જોષી

સમયઃ હરિચંદ્દ મત્યઇ ધકુ, રામ હૂઆ વનવાસ;
બલિ બધઇ, રાવણુ મરઇ, અવર કેહી આસ ! ૪૧
દીહા રૂડા તં કરઇ જં વયરી ન કરંતિ;
દીહા વંકઇ રાવણહ પાંથર નીર તરંતિ. ૪૨
કે વંકા કે પાધરા વારોવારિ ફિરંતિ;
દીહા દેઉલ સિંગ જિમ ફિરી ફરક્કા દીંતિ. ૪૩

કાલઃ જર કુત્તી, યૌવન સસઉ, કાલ અહેડી નિત્ત,
બહુ વયરી વચિ ઝુંપડું, કુસલ કિં પૂછઇ મિત્ત. ૪૪ ग
કાલા, કુસલ ન પૂછીઇ, હાણિ વિહાણિ વિહાણિ,
એકેકુ વાસઇ ગલઇ, ઉગતઇ ઉગતઇ ભાણિ. ૪૫
માયાઃ માયા ખદ્ધુ સયલ જગ, માયા કિણુહિં ન ખદ્ધ,
માયા ખદ્ધી જેણિ નરિ તે નર સહુ સિવ પત્ત. ૪૬ क

ગર્વઃ રે ગહિલા ગમાર, ગર્વ ન કીજઇ ગરથતુ,
જોઇ ન પંડિત સાચ પગ સૂઝી ભૂખી મૂઉ. ૪૭

અગમબુદ્ધિઃ જામતિ પચ્છી ઉપજઇ સા મતિ પહિલી હોઇ,
કાજ ન વિણસઇ આપણુ હસિ ન દુજ્જણુ કોઇ. ૪૮ ख

પરાધીનતાઃ પરવસ પ્રિયુ, પરહત્થિ ધન, પરઘરિ ભોજન આસ,
પરહત્થિ જે કજ્જડા પંડિઆર નિરાસ. ૪૯
ભલિં સરજ્યાં પારેવડાં હુઇ આપ વનવાસ,
તેહ જંવારુ આલિઇ ગયુ જે રહિયા પરઘરિ દાસ. ૫૦
ગુપ્તપાપઃ હૈયામાહિ પલેવડુ કો નવિ જાણઇ સાર;
કે મન જાણઇ અપ્પણુ, કે જાણઇ કિરતાર. ૫૧ घ

માણસની પારખઃ હંસ ચાલેતુ પરખીઇ, નદી નીર વહંતિ;
સોનું કસી પરખીઇ, માણુસ બોલ બોલંતિ. ૫૨

જીજિવીષાઃ જેહતું જગ રલિયામણું તેહતું નહી સુરલોગ,
એતલઉઇ અલખામણું જં મન મરણ-વિયોગ. ૫૩

---

૪૨. પાથર-પત્થર. ૪૩. દેઉલ ( સં. देवकुल प्रा. देउल )-દેવળ સિંગ ( સં. शृङ्ग )-શિખર. ૪૪. અહેડી-શિકારી. ૪૫. કુસલ...વિહાણિ-કુશલ સમાચાર ન પૂછવા, કારણ રોજ વહાણું વાતાં હાનિ થયા કરે છે. ૪૬. શિવ-સુખ. પત્ત ( સં. प्राप्त प्रा. पत्त )-મેળવ્યું. ૪૭. જોઇ...મૂઉ-આ ચરણ કોઇ કથાન્તર્ગત હોય એમ જણાય છે, અને તેથી તેનો સ્પષ્ટ અર્થ સમજાતો નથી. ૪૮. પાઠાન્તર.

જા મતિ પચ્છઈ સંપજઈ સા મતિ પહિલી હોઇ,
મુંજ ભણઈ સુણુ મુણાલવઈ, વિઘન ન વેઢઇ કોઇ. घ

૫૦. આલિઈ ગયુ-આળે ગયો, એળે ગયો. ૫૩. હસ્તલિખિત પ્રતોમાં શબ્દો છૂટા પાડેલા હોતા નથી, અને તેથી 'એતલઉઇ...વિયોગ' એ ચરણનો અર્થ કંઈક સંદિગ્ધ રહ્યો છે. 'અલખામણું

સૂમ: હરખિં વખાણુ સાંભલઇ, હાથિં પહિરઇ હેમ;
કોઇ આવઇ માગવા દમડી દેવા નેમ. ૫૪

મહત્ત્વ: દીહા તે તેતા ભલા જે સુમહતા જાઇ;
મહત્ત વિણુ જે દીહડા દૈવ, મ લેખઇ તાંઇ. ૫૫

કાયા: તીખે અનઇ તમતમે મીઠે પોખી આહારિ;
જંતુ ભણુઇ: નહી આપણી, કાયા ધસી કુનારી. ૫૬
કાયા નારી ઇમ ભણુઇ: પરમહંસ ભરતાર,
અમ્હે થાઇસિ એતલઉં, બલતઇ થાઇસિ છાર. ૫૭

અસાર સંસાર: 'સુણિ રે જીવ ! કાયા ભણુઇ: હું કહું તે વાત:
તું પણિ જાઇસિ એકલુ, આપણુ નહી સંઘાત. ૫૮
ગઢ, મઢ, મન્દિર તઈં કરિયાં, હાથી, ઘોડા સાર,
સાથિઈ કોઇ ન આવસિ મનુજહ તેણિ વાર. ૫૯
ધણુ, કણુ, કંચણુ મૂકીયા, મૂકીયા રયણુ ભંડાર,
તું પણિ ચાલિઉ એકલુ, રહિઉ સયલ પરિવાર. ૬૦
ચંદા, હરસિરિ તું વસઇ, વરસઇ અમીયરસેણુ;
રંયણાયર તું બપ્પ કહિ, ખદ્દઉં કવણુ ગુણેણુ ? ૬૧ ख

'જન જાણુઇ મન આપણુઇ, મનવંછિત પૂરેસુ:
દૈવ ભણુઇ: રે જીવડા, હું પુણુ અવત કરેસુ.'
('સાહિત્ય' મે. ૧૯૧૪)

માડી જાયા બિ બેટડા, દીધઉં જૂજુઉં નામ,
એક લાખિં લેખાં લખઇ, પરઘર કરિ ઇક કામ. ૬૨ ख

દો હત્યા, દો પાયડા, દો નયણાં, દો કન્ન,
એક ભરઇ શત ઊદરાં, એક ન પામઇ અન્ન. ૬૩ ख

વંકી ગતિ છઇ દૈવની, રખે પતિજો કોઇ,
આરંભ્યું અધુરું રહઈ, અવર અચિન્ત્યું હોઇ. ૬૪

જન્મ ન, મરણ-વિયોગ' એ પ્રમાણે લઇએ તો 'જન્મ અણખામણો નથી, પણ મરણ-વિયોગ અણખામણો છે' એવો અર્થ છે. 'અણખામણું, ના સ્થળે 'રલિયામણું' પાઠ લઇએ તો આ અર્થ વધારે સારો બેસે, પણ તેથી આખા સુભાષિતના રસમાં ક્ષતિ આવે છે. મુખ્ય પાઠમાં છુટા પાડેલા અક્ષરોનો અર્થ તો વાંચનાર સહેલાઇથી જાણી શકે તેમ છે.

૫૪. સરખાવો:

કર પર પેરે કડાં, કર પર કર ધરે નહિ,
એ માણસ નહિ પણ મડાં, સાચું સોરઠીઓ ભણે.

(કાઠિયાવાડી દુહા. પૃ. ૩૯)

૬૦. રમણુ (સં. रत्न)-રત્ન. સયલ (સં. सकल)-સર્વ. ૬૧. રયણાયર-રત્નાકર. ખદ્દઉં-ખાધું-શા ગુણને લીધે રાહુ તને ખાઇ જાય છે ? ૬૪. પતિજો-વિશ્વાસ કરો.

બપ્પીહા, વહ ભૂખ રે, કિમ રકખસિ અપ્પાણુ,
પારધીઇ શર સંધિઉ, ઊપર ભમઇ સીંચાણુ. ૬૫ ઘ
દૈવ વલા, વિહિ વલણુ, પારધિ ડસિઉ નાગ,
સર છૂટયું, મૂડી ખસી, ગયું સીંચાણિ લાગ. ૬૬ ઘ
ચિંતા કીયઈ કવણુ ગુણુ, જિણુ તઉ કાલઉ હોઈ,
સત આદરિ, સંતોષ કરિ, લિખઉ ન મીટઈ કોઈ. ૬૭
દાનઃ કૃપણ સંચી નઈ મરઈ, તીહ મરોય અયાણિ,
જેહ તણા કર મોકલા, તે જીપ સઈ નિવારણિ. ૬૮
દાનિઇ કીર્ત્તિ વિસ્તરઈ, દાનિઇ નીચ પવિત્ર,
દેશ વિદેશે જાણીયઈઃ દાનિઇ વયરી મિત્ર. ૬૯
તીણુઇ જીવતઇ સિઉ અધિક, વિણુડઈ કવણુહ છેહ,
દાનગુણે દીપઈ નહી જિમ ઉન્હાલા મેહ. ૬૯
વારુ બીજી વાર લાભઈ કઈ લાભઈ નહી,
દે જે તું દાતાર જોત જોતાં ક્ષય આવસિ. ૭૦
હીરે જડયા કંકણુ ઉ લગાવઈ, સુવર્ણ વીંટી જ ઝલાહલાઈ,
ઈસે ભુજા દંડ તિસ્યા ન શોભઈ,દાતાર દેતાં સૌ વિશ્વ મોહઈ. ૭૧
જં દીજ્જઈ કર અપ્પણઈ, તં લબ્ભઈ પરલોઈ,
વેચંતાં ધન સાંપડઈ, કૂઉ વહંતુ જોઇ. ૭૨
દીધઈ સહૂઈ પામીઈ, ન દીજઈ તે ખોડિ,
સાથિઈ નાવઈ પાયકુ, મેલ્હી જાવું કોડિ. ૭૩
આલિઉ જાઈ સંઘાત, કો કેહનઇ પડખઈ નહીં,
વાવરિ વહિલુ હાથ, અધિકાર માનિઉ આપણુઉ. ૭૪
થોડા ભણિ ન વાવરિઉ, ઘણુ ન પૂગી આસ,
જંવારુ આલિઈ ગયુ, પરભવિ હુઆ નિરાસ. ૭૫
આશા ધન નવિ સપ જઈ, ગાલિઇ કો ન મરંતિ,
કીરતિ ન પ્રાણિ વિસ્તરઈ, જાં ઉભુ કર ન કરંતિ. ૭૬

( છપ્પય )

ન મલિ મયગલ મૂસો, સસો સૂયર અણુમલતા,
ન મલિ અસતી-સતી, જતિ-જુવતી અણુમલતા,
ન મલિ કોસર-ચીર, ખીર-અછણ અણુમલતા,
ન મલિ કોયલ-કાગ, રંક-રાજા અણુમલતા,

૬૫. રકખસિ ( સં. રક્ષ )-રક્ષણ કરીશ.
૬૬. પાઠાન્તરઃ પારધિઓ સર્પિં ડરયો; સર લાગો સીંચાણુ,
બપ્પીહો ઉડીવિ ગયો; ઇમ રકખે અપ્પાણુ. સ
૬૯. વિણુડઇ ( સં. વિ+નશ્ )-વિનાશ પામતા.
૭૩. પાયકુ-પૈસો કોડિ ( સં. कोटी)-કરોડ. ૭૫. જવારુ—જન્મારો

એણ જુગ એ પટંતરો, સહિ, સાચું એ જાણજો સદા,
લાવણ્યસમય મુનિવર કહઈ જે દાતાર-કૃપણ ન મલિ કદા. ૭૭ ક

(દૂહા)

પરિવારઃ શિવ પંખી સાયર ભણિ, ધન દૂયા, ન વલિ કુંતિ,
જે પરિવારિ આગલો, તે કિમહિ ન ગંજ્યો જંતિ. ૭૮ ક

પંચેન્દ્રિયઃ ઇન્દ્રિય ઘોડા ચંચલા, કહિઉ દુગ્ગ દીલિંતિ,
મનવગ્ગહ આપંચિય વિરલા કેવિ ધરંતિ. ૭૯ ક
પંચઇ ઇન્દ્રિય પાપીયા, પંચઈ ભીવટ જાતિ,
પંચઇ અઈસઈ એકઠા, ફુલ જૂજૂયા પાતિ. ૮૦
ધરિ ધરિ દીસઇ શૂર જણ, 'પરબલ' ભંજણહાર,
ઇન્દ્રિયબલ જે નિર્જરઈ તે પુણ ગૂઝણહાર. ૮૧
વંકા દીહા, વંક ગ્રહ, સાહસ મૂકિ મ કંત,
કર્મ વિશેષિં દીહડા, સુપુરિસ વલીય વસંત. ૮૨ ઘ

'સાહસીઆ લચ્છી લહઈ નહુ કાયર પુરિસાણ;
કાને કુંડલ રયણમઈ કજ્જલ પુણ નયણાણ.'
(સાહિત્ય મે ૧૯૧૪)

શીહ ન જોઈ ચંદબલ, નવિ જોઈ ધણ ઋદ્ધિ,
એકલડો બહુ આભિડઇ, જિહાં સાહસ તિહાં સિદ્ધિ. ૮૩ ઘ

અન્નઃ ઘડિ ચ્યારિ દિવસની ચડી, પેટમાંહિ ગુંબડલી પડી,
સાયરે દુંદણ વિણ સઈ હાંજિ, તુજ પાખઈ વિણ સઈ છઈ કાજ. ૮૪

ધનઃ મૂરખ, બાહિરિ જોઈ, ખાએવા મેલા વહુ,
ધન કારણિ સહુ કોઈ, ગુણ કારણિ કોઈ નહી. ૮૫
જિણ દિન વિત્ત ન અપ્પણઇ, તિણ દિન મિત્ત ન કોય,
કમલહ રવિ પુણ મિત્ત હોઈ, જલવિણ વૈરી સોય. ૮૬ ઘ

આઠ રત્નઃ માન વિધાતા જગ મથઇ, કાઢઇ આઠ રતન્ન,
સજ્જન, નારી, રાગ, જલ, કવિ, ધન, પાવક, અન્ન. ૮૭ ક

અપ્રાપ્યવસ્તુઓઃ કેશરી કેશ, ભુયંગમણિ, સરણાગત સુહડાંહ,
સતી પયોહર, કૃપણ ધન, ચડસિ હત્થ મૂઆંહ. ૮૮ ઘ

---

૭૭. દરેક કવિ પોતાના પુરોગામિઓમાંથી કંઈ ને કંઈ પ્રેરણા લે જ છે, 'ઉપપદ શામળ ભટ્ટ' એ કહીમાં અમર બની ગયેલા પોતાના છપ્પાઓ માટે શામળે જૂના સાહિત્યમાંથી ઘણાક પ્રેરણા લીધી હશે. અહીં પુરાવો આપવો જોઈ શકીએ છીએ આ ઉપપદ શામળની રચનાને કેટલો મળતો આવે છે! આવા ઘણા છપ્પા લેવામાં આવેલા, પણ આ લેખ ફક્ત દૂહા ઇત્યાદિનો હોવાથી નમૂના તરીકે માત્ર એક લીધો છે.

૭૯. મનવગ્ગહ-મનરૂપી લગામ. વગ્ગ-વાઘ, લગામ, જુઓ 'વજ્જાનો ઉપયોગ' इन्द्रियघोटा एव चलाः एव तु नियिमाश्यत्ता । तद्गु सुनियत जानीहत्ता नाथि गलहर धत्ता ॥

૮૦. ઉવટ-ખોટો માર્ગ. ૮૩. ચંદબલ-જ્યોતિષ પ્રમાણે ચંદ્રનું બળ. ૮૪. દુંદણ-અન્ન.

૮૮. પાઠાન્તરઃ

કેશરી કેશ, ભુયંગમણિ, શરણાગત સોહાંહ
સતી પયોહર, કૃપણધન, ચડસિ હત્થ મૂઆંહ.

આમાં 'સરણાગત સોહાંહ' એનો અર્થ 'યોદ્ધા રજપૂતોના શરણાગત' એવો થાય.

ગુણદોષપોષિ: રડઉ આઉલિ ફુલ, સિરિ સેવંત્રઉ ચહુડિયઇ,
માણુસ માણિક તુલ્લ પરિહરિયઈ ગુણ બાહિરઉ. ૮૯ ચ
જઈ ગુણ હોઇ તુલભ્ભઇ ઠાણ,કવણુ ઠોયઉ વનિ કેસરીરાણઉ?
અપ્પિઉ અપ્પા મહિમ ચડાવઇ, હત્થિહિં તરુ કિંવિંઝહ આપઈ? ૯૦ ક
હંસા, સરવર ગમન કરિ, છિલ્લર ગમન નિવારિ,
જિહિં સરવરિ બહુ બગ હુઇ, સો સરવર તું નિવારિ. ૯૧
હિતશિક્ષા: નાદ, ગોઠિ, પરઅંગણુ, વિસહરસી રોલિ,
સાત સુરંગાં છોડીઇ: પરસ્ત્રી, પુષ્પ, તંબોલિ. ૯૨ ખ
ચોર, જુઆરી. નઇ મતવાલુ, લોભી ઠાકુર, નિર્ધન સાલુ,
લહિરી મિત્ર નિ નીલજ નારી, એ સાતની સંગતિ નિવારિ. ૯૩
તાઇ, તંબોલી, તેરમો, તંબોલી, તલાર,
પાંચ તકારા પરિહરુ, પછઈ કરઉ વિવહાર. ૯૪
નાવી, સેતામ્બર, સોનાર, ધધક ચોર અનઇ જૂઆરા,
નાગરલોક, વેસ્યા, વાણીયા; એ નવ ધૂતારા જાણીયા. ૯૫ ઘ
જ્ઞાની: જ્ઞાની જ્ઞાને મગન રહે રાગાદિક મલ ખોય,
કર્મબન્ધન નહી ઊપજે: સહજ મુક્તિપદ હોય. ૯૬
ભલાપણું: દેસવિદેસ અમ્હે ફર્યાં, ભલુ ન દીઠઉ કોઈ,
જે હસિ આપણિપઇ ભલા, તેહ ભલુ સહુ કોઇ: ૯૭
નિ:સ્નેહ માણસ: નેહવિરત્તા માણસહ લક્ખણુ તિન્નિ વિચાર,
સમું ન બોલઇ, નવિ હસઈ, ન ચડઇ તે ઘરબાર. ૯૮ ચ
દુ:ખી હૃદય: રે, હૃદય, દઢ થઇ રહે, હું કાયરનું એમ,
જઇ તુ ફાટિસિ બાપડા, નાસી જાસિ તેમ. ૯૯
લુબ્ધ મૃગ: આહેડિ વન સંચરી ગીતહ નાદ કરંતિ,
તે નાદ વિલુદ્ધઉ મૃગલુ પાસ પડંતિ. ૧૦૦

ભોગીલાલ જયચંદ સાંડેસરા

---

સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૨ માં 'એક તેતરને કારણે' સેંકડો સોઢાઓ કપાઇ ગયાની કથા છે, તે પ્રસંગની પ્રશસ્તિમાં આ દૂહો રચાયો હોય તે બનવા જોગ છે.

૯૧. પાઠાન્તર:

હંસા, સર ન છોડીઇ, જઇ જલ ખારુ હોઇ,
છિલ્લર છિલ્લર હિંડતાં ભલુ ન કહિસ કોઇ.

તથા

હંસા, સરવર ના તજો, જો જલ ખારો હોય;
ડાબર ડાબર ડોલતાં ભલા ન કહશે કોય.

૯૪. તેરમો—મોચી. તલાર (દેશ્ય)–સીપાઇ. સરખાવો:

તાઈ, તેલી, તેરમો, તરક, તીડ. સોતાર,
ઠગ, ઠક્કુર. અતિ[illegible] જે વીસસિ તે ગમાર.

# કાનડી ભાષામાં ડોકિયું

૧

જેલમાં ગાંધીજીની પ્રેરણાથી અને મિત્રોની અનુકૂળતાથી હું કાનડી ભાષામાં થોડું ડોકિયું મારવા લલચાયો. બહુ પ્રગતિ કરી છે એમ તો ન કહી શકાય, પણ શીખતાં શીખતાં જે કંઈ વિચારો ઊઠ્યા તેમાં ગૂજરાતી વાચકોને ભાગીદાર કરવા લાલચ થાય છે.

કાનડી ભાષા સંસ્કૃત કુળની નહિ પણ દ્રાવિડ કુળની ગણાય છે એટલું તો સામાન્યપણે જાણીતું છે. એટલે કે એ ભાષા ગૂજરાતી, મરાઠી, હિંદી કરતાં તામિલ, તેલુગુ, મલયાલમ્ વગેરે ભાષાઓને વધારે મળતી છે એમ મનાયું છે. મેં દ્રાવિડી ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ કર્યો નથી, અને બીજી એકે દ્રાવિડ કુળની ભાષા જાણતો નથી; વળી આ લેખ હું જે સ્થળે બેસીને લખું છું ત્યાં મારી પાસે મારાં કાનડી પુસ્તકો પણ લાવ્યો નથી, તેથી એ વિષયમાં મારે જે થોડું કહેવા જેવું લાગે છે તે અત્યારે કહી શકું એમ નથી. પણ ભાષાની ઉત્પત્તિ સિવાયની બીજી કેટલીક બાબતો વિચારવા જેવી છે તે જ જણાવું છું.

કાનડી ભાષા શીખતાં સંસ્કૃત કુળની ભાષાઓની રચના અને કાનડી ભાષાની રચના વચ્ચે એક મોટો ભેદ મારા લક્ષમાં આવ્યો. જોડણી વિષે આપણામાં બહુ અરાજકતા વર્તે છે એમ આપણા વિદ્વાનો હમેશાં કહેતા આવ્યા છે.

'આપણા' વિદ્વાનો એટલે હિંદી, ગુજરાતી, મરાઠી વગેરે સર્વે ભાષાઓના વિદ્વાનો. કાનડી ભાષામાંયે જોડણીની અરાજકતા સારી પેઠે છે એ તો શબ્દકોશનો ઉપયોગ કરનારને તથા માઇસોર રાજ્યમાં છપાયેલાં પુસ્તકો વચ્ચે સરખામણી કરનારને થોડા જ દિવસમાં માલૂમ પડી આવે છે, પણ હ્રસ્વ-દીર્ઘ સ્વરોનું જે મહત્ત્વ કાનડી ભાષામાં છે તે સંસ્કૃતમાં કે સંસ્કૃત કુળની કોઈ પણ ભાષામાં નથી એ વાત પહેલી જ વાર કાનડીના અભ્યાસ દરમ્યાન મારા ધ્યાનમાં આવી.

સંસ્કૃતમાં 'પિતા'માં હ્રસ્વ ઈ અને 'સીતા'માં દીર્ઘ ઈ જ લખાય, 'કુલ'નો ઉકાર હ્રસ્વ અને 'મૂલ'નો દીર્ઘ જ હોય એ આપણે જાણીએ છીએ. વળી 'નીતિ'માં પહેલો ઈ દીર્ઘ અને બીજો હ્રસ્વ જોઈએ, પણ 'ક્ષિતિ'માં બન્ને હ્રસ્વ જોઈએ એવો ઠરાવ છે એ પણ આપણે જાણીએ છીએ. એ શબ્દો પ્રચલિત ભાષાઓમાં વાપરતી વખતે એની જોડણી કેવી રીતે કરવી જોઈએ એ બાબતમાં ગૂજરાતી-મરાઠી-હિંદી વગેરેમાં એકસરખી જ રીત નથી. દા. ત. 'નીતિ' અને 'રુચિ' આપણે ગૂજરાતીમાં સંસ્કૃતની જેમ જ લખવાં એમ હાલ ઠરાવ્યું છે; જૂનાં ગૂજરાતી પુસ્તકોમાં 'નિતી' અને 'રુચી' જોડણી પણ વાંચવામાં આવશે. મરાઠીમાં હજૂ સુધી પ્રચલિત અને વિદ્વાનોએ પણ સ્વીકારેલી રીત 'નીતી' અને 'રુચી' લખવાની છે. જો સંસ્કૃતમાં એની એક જ નિશ્ચિત જોડણી છે તો વર્તમાન ભાષાઓમાં એ વિષે અરાજકતા કેમ ઉત્પન્ન થઈ હશે એ વિચારવા જેવી બાબત છે.

એનું કારણ મને કાનડી શીખતાં ધ્યાનમાં આવ્યું. એ કારણ એ કે સંસ્કૃતમાંયે ઇ-ઉની હ્રસ્વતા કે દીર્ઘતાથી ઉચ્ચારભેદ થાય છે, પણ અર્થભેદ થતો નથી, અથવા ક્વચિત જ થાય છે. 'પિતા' ને બદલે 'પીતા' અને 'સીતા' ને બદલે 'સિતા' કે 'તુલ' ને બદલે 'તૂલ' અને 'મૂલ' ને 'મુલ' લખાય કે બોલાય તો વાંચનાર એનો ખોટો ઉચ્ચાર કરશે, પણ ખોટો અર્થ ભાગ્યે જ સમજશે.* આથી સામાન્યપણે એમ કહી શકાય કે સંસ્કૃત કુળની ભાષાઓમાં ઇ-ઉની હ્રસ્વતા-દીર્ઘતા સાચો ઉચ્ચાર દર્શાવવા માટે જ છે, જુદા જુદા શબ્દો યોજવા માટે નથી.

કાનડીમાં એમ નથી. એમાં, ઈંગ્રેજીની જેમ, ઇ, ઉ, એ, ઓ એ ચારે સ્વરોના હ્રસ્વ તેમજ દીર્ઘ બંને ઉચ્ચારો છે, અને એથી માત્ર ઉચ્ચારભેદ થતો નથી, પણ શબ્દભેદ એટલે અર્થભેદ પણ, થાય છે. જેમ ઈંગ્રેજીમાં 'સ્લિપ' (Slip) એટલે લપસવું અને 'સ્લીપ' (Sleep) એટલે ઊંઘવું થાય, 'ફુલ' (Full) એટલે ભરેલું અને 'ફૂલ' (Fool) એટલે મૂર્ખ થાય, 'ડેટ' (Debt) દેવું અને 'ડેટ' (Date) એટલે તારીખ થાય, 'કૉલ' (Call) એટલે પોકાર અને 'કોલ' (Coal) એટલે કોલસો થાય, અને એ રીતે હ્રસ્વ અને દીર્ઘ ઉચ્ચાર કરવાથી શબ્દો જ બદલાઇ જાય, તે જ પ્રમાણે કાનડીમાં યે થાય છે.×

ત્યારે સંસ્કૃતમાં કે સંસ્કૃત કુળની ભાષાઓમાં હ્રસ્વ-દીર્ઘ ઇ-ઉ અમુક જ રીતે લખવાનો જેટલો આગ્રહ વિદ્વાનો રાખે છે તેની આવશ્યકતા છે જ એમ માલમ પડતું નથી. કાનડી અને ઈંગ્રેજીમાં એનું મહત્ત્વ સહેજે જોઇ શકાય છે. સંસ્કૃત કુળની ભાષાઓમાં એ જોડણીઓ એકધારી ન રહે તો ઉચ્ચારોમાં અરાજકતા થાય છે, પણ અર્થમાં થતી નથી. પણ ઉચ્ચારોની અરાજકતા અથવા ઉચ્ચારો વિષે બેપરવાઈ એ ગૂજરાતી-મરાઠી-હિંદી બધી યે ભાષાઓમાં છે જ, અને જોડણી પ્રમાણે ઉચ્ચાર ન થાય તો તેથી બોલેલું સમજવામાં કાંઇ મુશ્કેલી આવતી નથી એ અનુભવ એ અરાજકતા અને બેપરવાઇનું કારણ છે. એ કારણથી જ કવિતામાં એ વિષે છૂટ લઇ શકાય છે.

જેલમાં ગયો તેના થોડા દિવસ પહેલાં ગોંડળ રાજ્ય તરફથી ભાષાકોશ રચનાર મંડળ તરફથી એક પત્રિકા આવ્યાનું યાદ આવે છે. તેમાં સંપાદકે એવી સૂચના કરી હતી કે શબ્દો ગોઠવવામાં ઇ-ઉના હ્રસ્વદીર્ઘપણા તરફ ધ્યાન ન આપતાં તેની પછીના વ્યંજનના ક્રમપર જ ધ્યાન આપવું. એટલે કે ઉદાહરણાર્થ, 'નિયમ' અને 'નીતિ' એ ક્રમમાં એ શબ્દો ન આપવા, પણ 'નીતિ' અને 'નિયમ' એ ક્રમમાં આપવા. મને એ સૂચના ગમી હતી અને મેં એ વિષે મારી સમ્મતિ લખી મોકલી હતી. કારણ, જોડણી ન જાણનાર એ ક્રમથી શબ્દ વધારે

*'ફુલ' ને બદલે 'ફૂલ' લખાય તો અર્થભેદ પણ થાય એ મારા ધ્યાન બહાર નથી, પણ એવા શબ્દો બહુ જ થોડા છે.

×કાનડીમાં હ્રસ્વ 'એ' અને 'ઓ'ના ઉચ્ચાર ખાસ રીતે થાય છે, અને સાંભળ્યા વિના શીખી શકાય એવા નથી. એ અનુક્રમે 'ય' અને 'વ' જોડયા હોય એમ નવા શીખાઉને લાગે છે અને દેવનાગરી લિપિમાં એ ભાષા લખવી હોય તો હ્રસ્વ 'એ' ને બદલે 'ય' અને હ્રસ્વ 'ઓ' ને બદલે 'વ' લખ્યો હોય તો ઉચ્ચારની દૃષ્ટિએ વધારે સારી જોડણી થાય એમ કાનડી શિક્ષક કહેશે પણ ખરા. છતાં એ 'ય' 'વ' નથી, પણ એ-ઓના હ્રસ્વ ઉચ્ચારો છે અને 'ય'-'વ' કરતાં જુદા પડે છે એમ આગળ શીખતાં અને વધારે સાંભળતાં જણાઈ આવે છે.

સહેલાઈથી શોધી શકે. પણ મારા કેટલાક મિત્રોને મારી એ સમ્મતિથી આઘાત પહોંચ્યો હતો. કાનડીમાં ડોકિયું નાંખ્યા પછી મારો એ મત દૃઢ થયો છે એટલું જ નહિ પણ એક પગલું આગળ વધ્યો છે. તે એ કે ભાષાશાસ્ત્ર, વ્યાકરણ, શબ્દકોશ વગેરેનાં ખાસ પુસ્તકો સિવાય સાહિત્યનાં સામાન્ય પુસ્તકોમાં ઇકાર અને ઉકાર માટે એક જ ચિહ્ન વાપરવું: એટલે કાં તો ' િ ' અથવા ' ી ' અને ' ુ ' અથવા ' ૂ ', અથવા ન હ્રસ્વ ગણાય કે ન દીર્ઘ ગણાય, પણ કેવળ ઇકાર અને ઉકાર સૂચવનારું કોઇ સ્વતંત્ર જ: કેમકે, પિ અને પી બન્ને માટે પે અથવા પ`, તથા પુ અને પૂ બન્ને માટે પુ અથવા પ (કાનડીમાં હ્રસ્વ ઈ અને હ્રસ્વ ઉ માટે જેવાં ચિહ્નો છે તેવાં.)* ભાષાશાસ્ત્ર વગેરેનાં ખાસ પુસ્તકોમાં અથવા કવિતામાં જ્યાં એનો સાચો ઉચ્ચાર કરવાની રીત દર્શાવવી પણ જરૂરની હોય, ત્યાં કાં તો હ્રસ્વ-દીર્ઘસૂચક (˘ – જેવાં) ચિહ્નો અથવા બન્ને અગાઉ બન્ને વરડુ, અને બીજાં પણ ખાસ નવાં ચિહ્નો યોજવાં ઘટે તો યોજવામાં હરકત ન હોય. એટલે કે જેમ ઇંગ્રેજી પુસ્તકોમાં જેમ ' a ' નો ઉચ્ચાર father, cat, pate, call વગેરે શબ્દોમાં જે જુદી જુદી રીતે થાય છે, તે દર્શાવવા શબ્દકોશમાં જુદાં જુદાં ચિહ્નો વાપરવામાં આવે છે, પણ સામાન્ય પુસ્તકોમાં એ વાપરવાં આવશ્યક ગણાતાં નથી તેમ આપણી ભાષામાં રાખવા હરકત નથી. ઇંગ્રેજી ભાષાની એ ખામી ઇંગ્રેજી ભાષા શીખવામાં જેમ નડતરરૂપ છે તેમ ગૂજરાતીમાં હ્રસ્વ-દીર્ઘનો અભેદ નડી શકે એમ નથી, કારણ કે દેવનાગરી વર્ણમાળા વધારે પૂર્ણ અને નિશ્ચિત ઉચ્ચારવાળી છે. ઊલટું એ ભેદ જ નવા શીખનારને ગૂંચવાડામાં નાંખે છે.

જો ગૂજરાતી, મરાઠી, બંગાળી, એ ભાષાઓમાંથી આપણે ઈ-ઉ ને હ્રસ્વ-દીર્ઘ બન્ને રીતે લખવાની જંજાળ કાઢી નાખીએ અને ઈ-ઉ નું એક સામાન્ય ચિહ્ન જ યોજીએ તો મોટી ઉંમરે શીખવા માંડનારને તેમ જ બાળકને યે ઘણા શ્રમમાંથી ઉગારી દઇ શકીએ. જોડણી વિષેની કેટલીયે તકરારોનું મૂળ જ ઊડી જાય, અને છતાં એકબીજાનું બોલેલું અને લખેલું સમજવામાં ક્યાં યે અડચણ ન આવે.

×

આજે ગૂજરાતી વિદ્વાનોનું વલણ ઉપરની સૂચનાથી ઊલટા જ પ્રકારનું છે. ઈ-ઉની હ્રસ્વ-દીર્ઘતા બરાબર દર્શાવવી જોઇએ એટલું જ નહિ, પણ ' ગોળ ' અને ' ઑળ'નો ઉચ્ચારભેદ બરાબર દર્શાવવો જોઇએ એમ શ્રી. નરસિંહરાવભાઈનો આગ્રહ છે; અપૂર્ણ અને પૂર્ણ અનુનાસિક દર્શાવવા જુદાં ચિહ્નો વાપરવાં એવો શ્રી. બ. ક. ઠાકોરનો આગ્રહ છે; તેમ જ કેટલાક શબ્દોમાં સંભળાતા અસ્પષ્ટ ' હ 'કાર અને ' ય 'કાર ને લખીને કેવી રીતે બતાવવા એ બાબતમાં અનેક સૂચનાઓ થયેલી છે. મને લાગે છે કે આપણે ભાષાના લેખનમાં-એટલે સામાન્ય જનોને જે પુસ્તકોનો ખપ છે તેવાં પુસ્તકોની ભાષાના લેખનમાં આવી ગૂંચવણો ન ઉત્પન્ન કરીએ તો સારું. કારણ, અંતે તો દરેક ભાષાના કેટલાક ઉચ્ચારો તો પ્રત્યક્ષપણે સાંભળ્યા વિના આવડી શકતા જ નથી, અને પ્રચલિત વર્ણમાળાની સહાયથી જ એ સાચી રીતે દર્શાવી પણ શકાતા નથી. દા. ત. ' અમે 'ના ઉચ્ચારમાં

* કાનડીમાં દીર્ઘ ઉચ્ચાર દર્શાવવા માટે ઉપરોક્ત ચિહ્નો ઉપરાંત બીજાં ચિહ્નો ઉપરાંત વાપરવામાં આવે છે.

આવતો 'હ'કાર અને 'આંખ'ના ઉચ્ચારમાં કેટલીક જગ્યાએ બોલાતા 'ય'કાર 'હમે' કે 'આંખ્ય' લખવાથી સાચી જ રીતે થઈ શકે એમ ખાતરી નથી. કોઈ માણસ એ શબ્દોના 'હ'કાર, 'ય'કાર ને 'હરિ' અને 'સૌખ્ય'ના જેવા ઉચ્ચારે તો તે ખોટા જ ઉચ્ચાર થાય. એટલે આથી ધારેલો ઉદ્દેશ સિદ્ધ થાય છે જ એવું નથી. તેથી, ઉચ્ચારભેદો બરાબર શીખવવા એ જ જે પુસ્તકોનું લક્ષ્ય હોય, તેમાં એ માટે જુદાં જ ચિહ્નો વાપરીને યે એ દેખાડવામાં આવે એ જરૂરનું ગણાય; પણ સામાન્ય લેખનમાં અને પુસ્તકોમાં એ જંજાળ ન હોવી ઠીક છે.

પણ આ તો કાનડીમાંથી ગૂજરાતીમાં ઊતરી પડયો; અને લેખ એક અંક માટે પૂરતો લાંબો થયો લાગે છે. તેથી વળી બીજી વખતે.

[ અપૂર્ણ. ] કિશોરલાલ ઘ. મશરૂવાળા

## ઊંચાઈનો ગર્વ

(વસંતતિલકા)

ઊંચા અમે અવરથી નવ કાં નમાવે
નીચા શીરો અમ પદે અતિ નમ્ર ભાવે ?
એવું ચહે જન ઘણા, સમજે ન છાયા,
દે તાડ ના નિજ છતાં અતિ ઊચ્ચ કાયા;
નીચા છતાં વડ બને વળી વૃક્ષ રાયા.

જેઠાલાલ ત્રિવેદી

# ફૂલદાનનાં ફૂલો

હવે તમોને અહિયાં ન લાવવાં,
હે બાગનાં પુષ્પ ! કદી ન ચૂંટવાં
હવે તમોને અહિંયાં જ લાવવા.

આ ખંડમાં બેઠક મેં કરી અને
કીધેલ આ પૉલિશ મેજની પરે
રંગેલ ભાતીગળ વસ્ત્ર છાયું,
બજાવતા બંસરી કૃષ્ણ કેરી
મૂર્તિવતું ત્યાં ફુલદાન મૂક્યું.

'એમાં હવે ફૂલ મુકો' વદી પ્રિયા,
મિત્રો વધા ને મનકું ય સમેત્યું.

મેં બાગથી ડોલરની કળી ચૂંટી,
કરેણુ પીળું વળી લાલ લીધું,
ગુલાબી ફૂલો ફુલવેલનાં લિધાં.
ને ઠૂંક લીધી ડમરાની બ્હેકતી.

ત્યાં ગોઠવી સૌ ફુલદાનમાં તે
પ્રભાતમાં નૂતન વર્ષ કેરા,
આવ્યાં ગયાં મંડળ મિત્રકેરાં;
જોઇ પ્રહર્ષ્યાં ફુલદાન આ નવું.

"આ શુષ્કને ઘેર ફુલો પધાર્યાં !
શું આકડે અત્તર આવી મ્હેક્યું !"
મિત્રો વધા ત્યાં કરતા ટકોર
અમે હસ્યા ત્યાં રસિયા થયે હવે.

મિત્રો ગયા નૂતન વર્ષ એ ગયું,
સંધ્યા ગઈ, ને દિન અન્ય ઊગ્યો,

ને ફૂલદાને વિરમેલ ફૂલડાં
બીડી દઇ પાંપણ, શીશ ઢાળી
ઢળ્યાં, પડ્યાં રંગસુવાસહીણાં.

પ્રભાતમાં બાગ વિષે અનંત મેં
પુષ્પો નિહાળ્યાં ખિલતાં, સુવાસતાં,
ત્યાં ડાળડાળે ઝુલતાં, પ્રફુલ્લતાં,
ને ફૂલદાને ફુલ મેં નિહાળ્યાં
ઢળેલ, ફીકાં, હતરંગગંધ.
ઢળેલ મારું મન ચિંતવી રહ્યું:
આ ફૂલદાને નહિ ફૂલ મૂકવાં,
હવે ફરી ફૂલ કદી ન મૂકવાં.
મનુષ્યકેરા મનરંજનાર્થે,
એના અહંવૈભવ વર્ધનાર્થે,
લૂંટી રહેલી પ્રકૃતિ ઘટે ના.
આ ફૂલડાંને ફૂલવેલ ડાળીઓ,
તે વૃક્ષવૃંદો, મધુમક્ષિકાઓ,
પતંગિયાં, સૂર્યતણા પ્રકાશો—
એ સૌ વિછોડાવી અહીં ય મારા,
મારા અને મિત્રજનોતણા, ને
સર્વે અહંવૈભવપ્રેમી માનવો—
તણાં ઘડીના મનરંજનાર્થે.
એને ચૂંટીને અહીં લાવવાં ના.

આ ફૂલડાં પે નહિ ભૃંગ આવશે,
ના સૂર્યનું બિંબ ફરી પ્રકાશશે,
ના વાયુ એને ક્ષણ તોયે ઝુલાવશે,
ના ચૂમશે કે મધુમખ્ખી એને.
પુંકેસરો એ નિજના ઉડાવતું,
કે ધારતું અન્યતણા હવે કદી
ના પામશે એ ફળરૂપ રે કદી.
જન્મેલ આ જીવનકાર્ય કાજ જે
તેથી કરીને ચ્યુત ભ્રષ્ટ એહને
અહીં નહિ સંઘરું હું હવે ફરી.

અમે ઘણું યે અવળું કર્યું છેઃ
નિર્વ્યાજ ને એ પ્રકૃતિસ્થ જિન્દગી
વિચાર ને ભાવન સૌ તજીને
કૈં કૈં થયા છે જડના જમાવ્યા.
ત્યાગી અમે એ પ્રકૃતિજનેતા
કોને ઉછંગે વિરમ્યા ન ચિંતીએ,
ને ચિંતીએ તો નહિ ચિત્ત લાવીએ.

ત્યાગી ભલે ગોદ જ માતની તો,
એથી વધુ ના અપરાધ આદરું.

ભલે રચ્યાં મહેલ દીવાનખાનાં,
પ્રભુરચેલાં પ્રકૃતિતણાં આ
દીવાનખાનાં નહિ ભાંગવાં ઘટે.
ને ફૂલ સાચાં મહવા સુગંધવા
ઈચ્છા થતાં ત્યાં પ્રકૃતિઉછંગે
જઈશ આ છોડી દીવાનખાનાં,
ન છોડીશ ને આ કદી જૂઠડી હું:
આ આ દીવાની મુજ જૂઠી જિન્દગી.

હે બાગનાં પુષ્પ ! કદી ન ચૂંટવાં
હવે તમોને અહિંયાં જ લાવવા,
હવે તમોને અહિંયાં ન લાવવાં.

સુન્દરમ્

# છાત્રાલયની એક તકરાર

જો કોઈ પૂછતું કે મંજુ જેવું સરસ નામ બદલી તેં ડોશી જેવું ઇચ્છા નામ કેમ પસંદ કર્યું તો તે આટલું જ કહેતી કે 'મારી ઇચ્છા.' વર્ગના વિદ્યાર્થીઓ મંજુ કહીને બોલાવે તો ઇચ્છા મોઢું બગાડી નાખતી અથવા તો સાંભળતી જ ન હોય એમ ડોળ કરતી. અનુકૂળ કદિ મંજુ નામે બોલાવે તો તો ઇચ્છા સીધી આચાર્યના ઓરડામાં જ પહોંચતી અને હરભાઈ પાસે ફરિયાદ કરતી: 'મારું નામ ઇચ્છા છે તોય બધા મને મંજુમંજુ કરીને ચીડવે છે. અનુકૂળ મંજુ કહે એટલે એને વાદે બીજા પણ કહે છે. તમે એને વઢો.'

ઇચ્છા જ્યારે અનુકૂળની ફરિયાદ લઇને આવતી ત્યારે આચાર્ય મીઠું હસતા; પણ તે એટલી બધી ગંભીર દેખાતી કે અનુકૂળને બોલાવી કેસ ચલાવ્યા વિના છૂટકો ન થતો. તમે બધા ઇચ્છાને ખોટે નામે કેમ બોલાવો છો એમ જો આચાર્ય પૂછે તો અનુકૂળ જવાબ તૈયાર જ રાખતો: 'અમે કંઈ જાણી જોઇને......'

"ના નીરૂભાઇ" ઇચ્છા અનુકૂળને પૂરું બોલવા પણ ન દેતી, "જાણી જોઈને જ, મને ચીડવવા એમ કરે છે. હસીહસીને બોલે છે. એ બધા ભૂલથી બોલતા હશે. ખરું ને?"

"તો તો પછી" અનુકૂળ સામી દલીલ કરતો, "હું ય મારું નામ અનુકૂળ બદલીને મનમોજી (પ્રતિકૂળ) રાખીશ. અને પછી મને કોઈ અનુકૂળ કહેશો તો ફરિયાદે આવીશ." આચાર્યને અનુકૂળની વાત સાંભળી હસવું આવી જતું; પણ તે જાણતા હતા કે જ્યાં સુધી પોતે અનુકૂળને વઢશે નહિ ત્યાં સુધી ઇચ્છાનું મન નહિ માને. તેથી તે ઠાવકું મોં કરી બોલતા: "તું પહેલાં તારું નામ બદલાવ પછી એ વાત કરજે. તમે કોઈ ઇચ્છાને ચીડવશો તે નહિ ચાલે. ફરી આવી ફરિયાદ ન ચાલવી જોઇએ, જાવ."

ચૂકાદો સાંભળીને અનુકૂળ માત્ર હસતો જ. ઇચ્છાને પણ પોતાની હાજરીમાં અનુકૂળને ઠપકો અપાવ્યાનો આનંદ થતો.

વર્ગમાં પણ એ બને વચ્ચે હમેશાં એવું જ ચાલતું. વર્ગમાં પેસવાના દરવાજામાં કદાચ એકાદ વિદ્યાર્થી આડો ઊભો હોય તો ઇચ્છા કંઇ પણ વાંધો લીધા વિના જ બાજુમાંથી તરીને અંદર ચાલી જાય; પણ જો અનુકૂળ ઊભો હોય તો બારી ઠેકીને જાય. વર્ગ-શિક્ષક ઊંધે રસ્તેથી આવવાનું કારણ પૂછે તો કહે કે વિદ્યાર્થીઓ દરવાજે રોકીને આડા ઊભા રહે પછી અમે કેમ કરીને આવી શકીએ? તમે અમને પૂછો છો પણ આડા ઊભા રહેનારને તો કશું જ કહેતા નથી. આવો પક્ષપાત ન હોવો જોઈએ.

ગુજરાતીની છેલ્લી પરીક્ષામાં પ્રવીણને સોમાંથી છન્નું, અનુકૂળને પંચોતેર અને ઇચ્છાને તોતેર માર્ક મળેલા. પ્રવીણને પોતા કરતાં ઘણા બધા માર્ક વધારે મળ્યા છે તેનું કંઇ નહિ પણ અનુકૂળ બે માર્ક વધારે લઇ ગયો એ ઇચ્છાને કણાની માફક ખટકતું હતું. ગુજરાતી શિક્ષકને તે વખતોવખત કહેતી: "મને મારો પેપર બતાવજો. મારે મારા

માર્ક ગણી જોવા છે. ઘણીવાર ગણવામાં ભૂલ થઇ જાય." શિક્ષક કહેતા કે 'નાનાલાલની પૂર્ણિમાની કવિતા પર અનુકૂલે સમજીને સરસ લખ્યું છે, એટલે એને દસ માર્ક મળ્યા; અને તે સમજ્યા વિના ઊંધું જ લખ્યું છે, એટલે એક પણ માર્ક ન મળ્યો એમાં હું શું કરું ? " "આનું નામ જ અન્યાય " ઇચ્છા કહેતી, " એ ભાઇસાહેબ નાનાલાલના રસિયા રહ્યા એટલે એની કવિતાનાં વખાણ કરે માટે દસ માર્ક; અને મેં વિરોધ કર્યો માટે એકે માર્ક ન મળે એ નવીનવાઇનું !"

દર રવિવારે વિદ્યાર્થીઓના અભ્યાસને અંગે વિચાર કરવા શિક્ષકમંડળ એકઠું થાય ત્યારે ઇચ્છા અને અનુકૂળની ફરિયાદ હોય જ. એ બન્નેના અભ્યાસ માટે બધાને પૂરતો સંતોષ હતો પણ રોજરોજ નાનીસૂની વાતમાં તકરાર અને ફરિયાદ કરવાની ટૂટેવથી શિક્ષકો કંટાળતા. શિક્ષકો બધા આચાર્ય પર ચીડાતા અને કહેતા કે તમે જ બંનેને ચડાવ્યાં છે. આખો વખત છોકરમત કરે તે ન પોસાય. હળીમળીને રહેવાને બદલે એકબીજાની ભૂલો કાઢવાની ટેવ જીવનમાં નુકશાનકારક નિવડે. આના જવાબમાં આચાર્ય અનેકવાર શિક્ષકોને સમજાવતાઃ " તમે કોઇએ હજુ એ છોકરાંઓને ઓળખ્યાં જ નથી. અનુકૂળ આજ સાત વર્ષથી આપણી સંસ્થામાં આવીને રહ્યો છે. કાલ સવારે અહીંનો અભ્યાસ પૂરો થતાં પોતાને ગામ ચાલ્યો જશે. ઇચ્છા પણ આ શાળાની એટલી જ જૂની વિદ્યાર્થીની છે. આમ છતાં આખર સુધી આપણામાંના ઘણા એ બન્ને વિશે ગેરસમજૂત કરે છે. આપણે ત્યાં જો કોઇ સાચા મિત્રો હોય તો એ બે જ છે. બે જણ વચ્ચે વિરોધ દેખાય એટલે વેર હોય એ ક્યાંની વાત ? અંધારું અને અજવાળું બંને એક બીજાથી તદ્દન વિરોધિ હોવા છતાં એક વિના બીજાનું અસ્તિત્વ જ અસંભવિત છે. મને તો હળીમળીને રહેતા બીજા કોઈ પણ વિદ્યાર્થીઓ કરતાં એ બન્નેના મીઠા કજિયાની મિત્રતા જ વધારે પસંદ છે. એની તકરારો પતાવતાં કદિ કંટાળો નથી આવતો. એ તકરારોમાં ખાલી વિરોધ જ હોય છે. કોઇ કોઇને ગેરસમજ કરે એવું નથી બોલતું; કારણ બન્ને એક બીજાને બરાબર સમજી ગયાં છે. વિદ્યાર્થીઓની વૃત્તિ, સ્વભાવ, સંબધો, તકરારો અને એવી બીજી મહત્ત્વની બાબતો તરફ સમજ્યા વિના જ જો અસહિષ્ણું બની જઈ કડકાઇના દોર ચલાવીએ તો આપણી શાળા અને સામાન્ય શાળા વચ્ચે ફેર શું રહે ?"

આચાર્યના જવાબથી શિક્ષકોના મનનું સમાધાન થતું એમ તો ન જ કહેવાય, પણ કેટલાક વિરોધ કરવામાં નહિ ફવાય એમ સમજીને, તો કેટલાક આચાર્યને એ બંને તરફ પક્ષપાત છે એમ માનીને મૂંગા રહેતા.

એક શનિવારે વિદ્યાર્થીઓના ચર્ચાસંઘમાં અનુકૂળે 'સ્ત્રીસન્માન' પર નિબંધ વાંચ્યો. "સ્ત્રીસન્માન વિના રાષ્ટ્રની ઉન્નતિ કે જગતની પ્રગતિ અસંભવિત છે; જીજીબાઇ જેવી માતા હોય તો જ ઘરેઘરે શિવાજી જેવા વીરપુરુષ જન્મે; આવી અનેક જોરદાર દલીલો તેણે કરી. સીતા, સાવિત્રી, દમયંતિ, તારામતિ, દ્રૌપદી આદિ સતિઓનાં નામ સૂર્યચંદ્ર તપશે ત્યાંસુધી અમર રહેશે એમ પણ કહ્યું, અને છેવટમાં શાસ્ત્રના આધાર ટાંક્યા. गृहीणीम् गृह उच्यते । यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । વ૦ વ૦ "

જોરદાર શૈલીમાં અનુકૂળે એવા તો વેગવાન વિચારો મૂકેલા કે કોઈ પણ વિદ્યાર્થીમાં તેનો વિરોધ કરવાની હિંમત જ ન રહી. આચાર્યે એક પછી એક પણ વિદ્યાર્થીઓને સ્ત્રીસન્માનની વિરુદ્ધમાં બોલવા કહ્યું પણ બધાએ માથાં ધુણાવ્યાં. પ્રતીક્ષે પણ સારું ના

પાડી. ઇચ્છા માટે આ અસહ્ય હતું. તે જાતે સ્ત્રીસન્માનના વિરોધમાં બોલવા ઊભી થઈ. તેણે કહ્યું:

"અનુકૂળનો નિબંધ તદ્દન એક પક્ષી છે, તે ધોળું એટલું દૂધ દેખે છે. તેના લખાણમાં સ્ત્રીસન્માનના ગણ્યાગાંઠ્યા ફાયદા ગણાવ્યા છે. પણ પ્રારબ્ધિનાના ગેરફાયદા તરફ આંખમીંચામણાં કર્યાં છે. શિવાજીની મહત્તા જીજીબાઈને આભારી હતી એમ કહેવામાં ઇતિહાસનું અજ્ઞાન છે અને રામદાસ સ્વામી જેવા મહાપુરુષનું અપમાન છે. રામદાસ ગુરુ ન હોત તો જીજીબાઈના દીકરાને કોઈ જાણત પણ નહિ. સત્યવાનને જીવતો કરવામાં સાવિત્રીની મહેનત કરતાં યમરાજાની મહેરબાની જ વધારે હતી. મર્યાદમણી રામચંદ્રજીએ આપેલ મર્યાદામાં ન રહી શકવાથી તો સીતાનું હરણ થયું અને પરિણામે લોહીની નદીઓ ચાલી. પાંચપતિવાળી દ્રૌપદીએ જગતપર મહાભારત યુદ્ધ મંડાવ્યાં. વળી ભગવાનને વનવાસ મોકલનાર મંથરા, રાજપૂતોનું સર્વનાશ કરનાર પદ્મણી, સોક્રેટીસ જેવા ડાહ્યા અને ભલા પતિ પર બારીએથી એંઠવાડ ફગાવનાર સ્ત્રી, અને હિંદને વિનાકારણ હડધૂત કરનાર મીસ મેયો જેવાં નામો એકઠાં કરવા બેસીએ તો હોળાનો મોટો હારડો થાય.

શાસ્ત્રનું કોઈ પણ આધાર ટાંકતાં પહેલાં તેનો અર્થ બરાબર સમજવો જોઈએ. અનુકૂળની માફક આંખો મીંચીને લખવામાં માલ નથી. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता। એટલે જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય ત્યાં દેવ વાસ કરે છે એમ નહિ પણ જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય ત્યાં દેવતા એટલે કે દેતવા મૂકાય છે. અથવા તો બીજો એવો અર્થ પણ નીકળી શકે કે જ્યાં સ્ત્રીઓ હોય છે ત્યાં રસોઈ પકવવાના ચૂલા અનિવાર્ય છે. માનવકૂળના આદિપુરુષ મનુ ભગવાને જાતે કહ્યું છે કે: न स्त्री स्वातंत्र्यमर्हति। વગેરે"

અનુકૂળનો વિરોધ કરવામાં ઇચ્છા પોતાની જાતને પણ ભૂલી જતી. સ્ત્રીસન્માનની વિરુદ્ધમાં મજાકભરી દલીલો કરીને પોતે પોતાના જ પગપર કુહાડા મારતી હતી એટલી પણ ખબર ન રહી. કોઈ પણ રીતે અનુકૂળનો વિરોધ કરવો એમાં જ એને રસ હતો. તેમ કરવા જતાં પોતાને થતા ફાયદાનુકશાનનો તેની પાસે હિસાબ ન હતો. સત્ય અસત્યની પણ દરકાર ન હતી. અનુકૂળના વિરોધમાં તેને અપૂર્વ આનંદ આવતો. અનુકૂળ કોઈ દિવસ કંઈ માંદગીને કારણે શાળામાં ન આવ્યો હોય ત્યારે તે ખૂબ ઉદાસીન રહેતી. માત્ર કોઈ શિક્ષક અનુકૂળ કેમ નથી આવ્યો એમ પૂછે તો જરા હસીને કહેતી: "ભાઈસાહેબને ભણવું ન ગમે એટલે માંદગીનો ઢોંગ કરીને પડ્યા હશે."

થોડાએક દિવસો પછી સાતમા ધોરણની પરીક્ષા થવાની હતી. પરીક્ષા જાય એટલે ઇચ્છા અને અનુકૂળનો આ શાળાનો અભ્યાસક્રમ પૂરો થતો હતો. છેલ્લા દિવસોમાં એ બન્નેના સંબંધો જાણે બદલાઈ ગયા હોય એમ લાગતું. ઇચ્છાની તકરારો બંધ પડી ગઈ. પહેલાંની માફક વાતુ વર્ગે વાતવાતમાં લડી પડવાનું એકદમ અટકી ગયું શું થયું હશે એ કોઈ ન જાણતું. માત્ર આચાર્યને ખબર હતી. તેણે એક બે વખત અનુકૂળને દૂર ચાલ્યા જતાને ઇચ્છાને આંખો લૂછતાં જોઈ હતી. એક દિવસ આચાર્યે હસતાં હસતાં ઇચ્છાને પૂછવું પણ ખરું "તું તો હવે ખૂબ ડાહી છોકરી થઈ ગઈ હોય એમ દેખાય છે. પહેલાની

જેમ કોઇની સાથે તકરારો કરીને ફરિયાદે કેમ નથી આવતી!" ઇચ્છા હસવાનો ડોળ કરી માત્ર આટલું જ બોલી: "જેનો વાંક હોય એને વઢો નહિ પછી શું ફરિયાદ કરવા આવીએ!" "પણ તું........" આચાર્ય કંઇ આગળ બોલવા જાય એ પહેલાં તો ઇચ્છા દોડી ગઇ. આચાર્યની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

જે દિવસે સાંજે અનુકૂળ પોતાને ગામ ચાલ્યો જવાનો હતો, તે દિવસ બપોરે આચાર્યે એ બન્નેને પોતાને ઘેર બોલાવ્યાં હતાં. ઇચ્છા અને અનુકૂળ બન્નેને તેણે કહ્યું હતું કે "બપોરે મારે ત્યાં આવજો. મારે તમારા બે ય જણનું ખાસ કામ છે." બન્નેએ હા પણ પાડેલી. ઇચ્છાએ તો એક નાનકડા કાગળ પર અનુકૂળને આપવા માટે બે લીટીઓ પણ લખી રાખી. એની જિંદગીની આ પહેલી જ કવિતા હતી:

હળીમળીને સાથ રહેવું જગમાં સૌએ જાણ્યું;
લડીલડીને એક થવાનું આપણ બેએ માણ્યું.

અનુકૂળે પણ ઇચ્છાને એક કવિતા લખી આપવાનો વિચાર કરેલો. કાવ્યો લખવાનો તેને મા'વરો હતો. સારી સારી કવિતાઓ તેણે લખી હતી. એમ છતાં આજે તેને એક લીટી પણ ન સૂઝી. એક કાગળ પર માત્ર તેણે આટલું જ લખ્યું: "મિત્રો સાથે નાનીમુની વાતોમાં તકરારો કરવામાં એક જાતનો આનંદ છે, પણ એ કરતાંયે અપૂર્વ આનંદ દોષી બનીને માફી માગવાનો છે. હું મારી બધી ભૂલો માટે માફી માગું છું."

બપોરે આચાર્ય રાહ જોતા ક્યાંય સુધી બેસી રહ્યા, પણ બેમાંથી કોઇ ન આવ્યું. અનુકૂળ સાંજે પોતાને ગામ ચાલ્યો ગયો.

વળતે દિવસે સવારે ઇચ્છાને બોલાવી લાવવા આચાર્યે તેને ઘરે માણસ મોકલ્યો. ઇચ્છા આવી એટલે આચાર્યે પૂછ્યું: "(તું) કેમ ન આવી? સુકલ પાંદડાં જેવી નિરસ આંખો મીંચી દઇ તેણે કહ્યું: "શા માટે આવું! હવે મારો અભ્યાસ પૂરો થયો."

ચેમશંકર ભટ્ટ

# કલા વિશે કેટલાક વિચારો

[ આ લેખ સદ્‌ગત શાન્તિલાલ ચીમનલાલ એકરનો છે. મહાવિદ્યાલયના તેઓ એક આશાસ્પદ વિદ્યાર્થી હતા પણ તેમના અકાલ અવસાનથી એ બધી આશાઓ નિરવલંબ થઈ. તેમના અભ્યાસના કાગળોમાંથી આ લેખ મળેલો છે. તે સદ્‌ગતનો પરિચય આપવા એટલો ઉપયોગી છે તેટલો જ કલાના વિષય ઉપર પણ પ્રકાશ પાડનારો હોવાથી અત્રે આપ્યો છે. સદ્‌ગતના મિત્રો તેમના લેખો વગેરે સામગ્રી એકઠી કરી પ્રસિદ્ધ કરવાનો વિચાર કરે છે. 'રા. વિ. પા. ]

શહેરો–વિશાળ શહેરો–એ આધુનિક સંસ્કૃતિનું વિશિષ્ટ અંગ છે. અને આવાં વિશાળ શહેરોમાં, જ્યાં ઘણાં અને મોટાં કારખાનાં છે, જ્યાં હજારો, બલ્કે લાખો મજૂરો વસે છે, જ્યાં વેપારઉદ્યોગ અને બીજી ગડમથલ એટલી બધી ચાલે છે કે લોકોને જીવનનો વિચાર કરવાની પણ નવરાશ મળતી નથી, ત્યાં મોજશોખનાં સાધનો પણ વધ્યાં હોય, એટલે તેવા વાતાવરણમાં ' શુદ્ધ કલા ' વિશે વિચાર કરવો ( હું ' શુદ્ધ કલા ' કહું છું કેમકે આનંદ આપવાના ઉદ્દેશથી જ ઉત્પન્ન કરવામાં આવેલાં મોજશોખનાં સાધનોને કલા તરીકે લેખવામાં આવે છે ) તદ્દન અશક્ય છે–જો કે મારે એ પણ કહેવું જ જોઈએ કે આવી વિપરીત સ્થિતિમાંયે કલાને ઉચ્ચ સ્થાન આપનારી તથા તેને નીતિમય જીવનનું પ્રેરક તત્ત્વ ગણનારી કેટલીક વ્યક્તિઓ હોય છે. છતાંયે, સાધારણ રીતે જનસમાજનો મોટો ભાગ તો કલાનો સમાવેશ ઘર શણગારવામાં જ કરે છે અને, આવા પ્રસંગોએ કલા તરફ તેમની દૃષ્ટિ જાય છે.

આજે કલાની આવી સ્થિતિ હોવાને લીધે લગભગ દરેક માણસ–પછી ભલે તે સાક્ષર હોય કે નિરક્ષર હોય, સંસ્કૃત હોય કે પ્રાકૃત હોય, વયોવૃદ્ધ હોય કે અનુભવવૃદ્ધ હોય, કલા વિશે કાંઈને કાંઈ અભિપ્રાય તો ધરાવે છે જ. આનું પરિણામ એ આવે છે કે કલાની ખરી અગત્ય ભૂલાય છે, સાચી કલાને જીવનમાંથી દૂર કરવામાં આવે છે અને તેને બદલે કલાના નામતરે દૂષણ લાગે તેવી ક્ષણિક અને ક્ષુદ્ર આનંદ આપનારી વસ્તુઓ તથા ચિત્રો કલાકૃતિ તરીકે ગણાય છે.

જીવનમાં કલાનું સ્થાન ઊંચું છે. કેમકે, કલા જો તેનો સદુપયોગ કરવામાં આવે તો ઉચ્ચ જીવન ગાળવામાં મદદરૂપ થાય છે. મનુષ્યને જિંદગીમાં અમુક આદર્શ–ધ્યેય તો હોય છે જ, કેમકે આદર્શ વિનાનું જીવન, જીવન જ નથી. જગતના જુદા જુદા દેશોમાં જુદાં જુદાં ધ્યેયો હોય છે. કેટલીકવાર યુગેયુગે પણ ધ્યેય બદલાય છે; છતાંયે આ ભિન્ન ભિન્ન ધ્યેયોમાં અમુક પ્રકારની એકતા હોય છે આર્યાવર્તમાં પ્રાચીન સમયમાં લોકો પોતાના જીવનને પ્રભુનાં દર્શન કરવામાં જ સફળ થયું માનતા અને પ્રભુપ્રત્યે જ આખું જીવન દોરવામાં આવતું. હાલપણ–આ જડવાદના અને અધાર્મિકતાના જમાનામાંયે–કેટલાક તો આ પુરાતન છતાંયે સદા નૂતન ધ્યેયને વળગી રહ્યા છે, બેઠી રહ્યા છે, અને ત્યાં પહોંચવા પ્રયત્નશીલ છે; કેટલાક સત્યની શોધમાં હોય છે, તો કેટલાક વિશ્વપ્રેમી થવા પ્રયત્ન કરે છે; ત્યારે કેટલાક માત્ર સદાચારને જ સર્વસ્વ સમજી તેમાં પ્રવૃત્ત થાય છે, ટૂંકમાં, ધ્યેય ગમે

તે હોય, પણ જો તે નીતિના નિયમોથી વિરુદ્ધ ન હોય, ઉચ્ચ જીવન કેળવવા તરફ દોરનોરું હોય, તો કલા એ ધ્યેય પ્રાપ્તિમાં મદદરૂપ થાય છે; કલા, જીવનમાં ઉચ્ચ (Noble) ભાવનાઓ અને પ્રેરણાઓ પોષે છે, વિકસાવે છે; કલા, વિશ્વમાં વ્યાપી રહેલી અનંત સંલગ્નતા (Eternal Harmony)નો જીવનમાં પડઘો પાડે છે, અને એટલા માટે જ કલાને જીવનમાં ઊંચું સ્થાન આપ્યું છે.

પ્રથમ તો આપણે એ સમજવું જોઈએ કે કલા એટલે શું ! કલા કોને કહેવી ! શું દરેક ચિત્ર, કાવ્ય કે શિલ્પનો નમૂનો કલાકૃતિ છે ! ઘણીવેળા એમ બને છે કે આપણે કોઈ કાવ્ય વાંચીએ, અથવા ચિત્ર જોઈએ, ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય છે કે આને કલાકૃતિ કહેવી કે નહિ ? સાધારણ રીતે દરેક માણસને આવો પ્રશ્ન થાય છે અને તે વખતે જ ભાન થાય છે કે આપણી પાસે એવો એક નિયમ નથી કે જે વડે તુરત જ, આને કલાકૃતિ કહેવાય કે નહિ, તે નક્કી કરી શકીએ. નિયમના અથવા નક્કી કરવાના ધોરણના અભાવે આપણે બીજો પ્રશ્ન પૂછીએ છીએ કે આનો કલાકાર કોણ છે ? અને કલાકાર જો વિખ્યાત કલાકાર હોય તો તો પછી એની કૃતિ બેશક કલા છે જ એવા નિર્ણય ઉપર આવીએ છીએ. વળી કેટલાક માણસો એવાયે હોય છે જે પોતાની 'અભિરુચિ' (taste) અનુસાર નક્કી કરે છે. પોતાને પસંદ પડે તે જ કલા અને ન ગમે તે નહિ. આ કલાનું સર્વસામાન્ય ધોરણ હોઈ શકે જ નહિ, કેમકે એકને પ્રેમનાં અથવા શૃંગારરસનાં કાવ્યો ગમતાં હોય ત્યારે બીજાને વીરરસનાં, અને ત્રીજાને કરૂણરસનાં ગમતાં હોય; એકને સ્ત્રીઓનાં ચિત્રો ગમતાં હોય; ત્યારે બીજાને કુદરતનાં ચિત્રો ગમતાં હોય. ઉપરોક્ત ધોરણ પ્રમાણે તો દરેકને માટે કલાની વ્યાખ્યા જુદી જુદી છે, અને જેટલા જુદા જુદા સ્વભાવના અને જુદી જુદી અભિરુચિના માણસો તેટલી જ કલાની જુદી જુદી વ્યાખ્યા. આમાં વિચિત્ર તો એ છે કે એકની કલા તે બીજાની નહિ, ને બીજાની કલા તે ત્રીજાની નહિ, એટલે 'અભિરુચિ' એ કલા નક્કી કરવાનું ધોરણ હોઇ શકે જ નહિ, એ નક્કી કરવાને આટલું વિવેચન બસ થશે.

ઉપરની મુશ્કેલી એકલા સામાન્ય માણસોને જ નડે છે એમ નથી. એનો પરિચય કલાના મોટા હિમાયતીઓ અને રસજ્ઞોને પણ થયો છે. પ્રખ્યાત લેખક ફોલ્જેલ્ટ (Folgeldt) તેના પુસ્તકમાં એક સ્થળે 'કલામાં નીતિ હોવી જોઈએ કે નહિ ?' તેની ચર્ચા કરે છે.

તે લખે છે: " કલામાં નીતિને દાખલ કરવી નહિ, અથવા કલા નીતિમય હોવી જ જોઈએ એ સત્ય નથી, કેમકે જો એ સત્ય છે એમ એકવાર કબુલ કરીશું તો પછી આપણે શેક્સપીયરના 'રામિયો અને જ્યુલિયેટ' તથા ગેટેના 'વિલ્હેલ્મ મિન્સ્ટર'ને કલાની શ્રેષ્ઠ પંક્તિમાં લેખ્યાં છે તેને તે પંક્તિમાં નહિ મૂકતાં ઉતરતા દરજ્જાની પંક્તિમાં મૂકવાં પડશે. માટે કલા નીતિમય હોવી જોઈએ કે નીતિ વિનાની, એ ચર્ચા અસ્થાને છે, અયોગ્ય છે. આથી બીજી કોઇ એવી વ્યાખ્યા શોધી કાઢવી જોઈએ જેમાં ઉપરોક્ત કૃતિઓની ગણના કલાની શ્રેષ્ઠ અને સર્વાંગ સુન્દર કૃતિઓ તરીકે થાય."

બીજો આવો જ પ્રસંગ એકવાર જર્મનીમાં ઊભો થયો હતો. બર્લિનમાં એક મૂર્તિ બનાવવું હતું. તેના માટે ગરમાગરમ ચર્ચા ચાલતી હતી. કેટલાક કહેતા કે બાવલાએ

કલાકાર લિયોનાર્ડો છે, જ્યારે બીજા કહેતા કે લ્યુકાસ છે. ચર્ચામાં એક સ્થિતિ એવી આવી પડી કે " જો બાવલાનો કલાકાર લિયોનાર્ડો હોય તો એ શ્રેષ્ઠ પંક્તિની કલાકૃતિ છે, જ્યારે લ્યુકાસની કૃતિ હોય તો એ એટલા ઊંચા દરજ્જાની કૃતિ નથી." સ્પષ્ટ કરવાની જરૂર રહેતી નથી કે ઘણીવાર કલાકૃતિની કિંમત તેના કલાકારના નામ પરથી જ આંકવામાં આવે છે. જ્યાં સમાજ પાસે કલાકૃતિ સમજવા અને પારખવા માટે ધોરણ હોતું નથી ત્યાં આમ બને એ સ્વાભાવિક છે. પણ આથી મોટામાં મોટો ગેરફાયદો અને અત્યંત અઘટતું એ થાય છે કે એક વિખ્યાત મોટા કલાકારના નામ જેટલીયે, સાચા ને ઉગતાં કલાકારની ઉત્તમ અને શ્રેષ્ઠ પંક્તિની કૃતિની કિંમત અંકાતી નથી"

ઉપરોક્ત દાખલાઓ પરથી કલાની જર્મનીમાં અને યુરોપમાં, જ્યાં મોટા મોટા કલાકારો ઉત્પન્ન થયા છે, જ્યાં કલાનાં મોટાં સંગ્રહસ્થાનો છે, જ્યાં કલાનું સીધું પ્રચારકામ ચાલે છે, જ્યાં કલાની ફિલસૂફી ચર્ચતાં ચોકબંધ પુસ્તકો છે, જ્યાં લોકસમૂહની રસવૃત્તિ વધારે કેળવાયેલી અને વિકસેલી મનાય છે ત્યાં પણ કલાની તથા કલાકૃતિઓની કેવી સ્થિતિ છે તે સહેજે સમજી શકાય તેમ છે. તેટલા માટે જરૂરનું છે કે પ્રથમ તો કલાની વ્યાખ્યા નક્કી કરવી ઘટે, જેથી કલા સમજવી ને વિચારવી સરળ થઇ પડે.

ઘણા વિચારકોએ, તત્વવેત્તાઓએ અને મહાપુરુષોએ કલા વિશે કાંઇકને કાંઇક તો વિચાર્યું છે, તેમ જ લખ્યું છે. કેન્ટ, શેલિંગ, હેગલ, શોપનહોર, ગુયો, ડાર્વિન, સ્પેન્સર, નીટ્શે, ઓસ્કર વાઇલ્ડ, ટોલસ્ટોય, ગાંધીજી વગેરે જુદા જુદા વિચારકોએ પોતાના કલા વિશેના જુદા જુદા આદર્શો જગતને આપ્યા છે. કલા વિશે ચર્ચા કરતાં તથા કલા વિશે લખતી વખતે, સત્ય, સૌંદર્ય, ધર્મ, નીતિ વગેરે ન આવે એ લગભગ અશક્ય છે, કેમકે એ બધાં ઘણું કરીને નિયત કરેલા ધ્યેયને પ્રાપ્ત કરવામાં સાધનભૂત થાય છે અથવા કેટલીક વેળા સાધ્ય પણ હોય છે. અને તેથી જ કોઈ પણ વિચારક જ્યારે કલા વિશે લખે છે ત્યારે કલા સાથે સંબંધ ધરાવતા બીજા વિષયો, સહેજે કલાની ચર્ચામાં દાખલ થાય છે. ઉપર કહેલામાંના અર્ધા (જેને Metaphysical School ના એટલે દાર્શનિકો કહેવામાં આવે છે તેવા) વિચારકોની કલાની ચર્ચાને સગવડ ખાતર બે વિચારસરણીમાં વહેંચી શકાય તેમ છે.

પ્રથમ વિચારસરણી પ્રમાણે ( અહીં હું દરેક વિચારકને જુદો જુદો લઈ, તે શું કહે છે, તે લંબાણ થવાના ભયે લખતો નથી ) " સૌન્દર્યને સ્વતંત્ર અસ્તિત્વ છે, અને તે વિચારનું, પ્રબળ પ્રચ્છાનું, આત્માનું યા પરમાત્માનું સ્પષ્ટ સગુણ દર્શન છે." બીજી વિચારસરણી અનુસાર " જે અમુક પ્રકારનો આનંદ આપે તે જ સૌન્દર્ય " મનાય છે. આ પ્રમાણે સૌન્દર્યની વ્યાખ્યાઓ મુખ્યત્વે બે પ્રકારની વિચારસરણીમાંથી ઉત્પન્ન થઈ છે. પહેલી વ્યાખ્યા બહુ તાત્ત્વિક છે, ગહન છે અને પ્રભુમય છે, તથા સૌન્દર્યને ઘણા ઊંચા દરજ્જાનું માને છે, તે એટલે સુધી કે સૌન્દર્ય પરમાત્માનું સ્પષ્ટ સગુણ દર્શન છે. પણ આ વિચારસરણી બહુ અનિયમિત–અનિશ્ચિત હોવાથી ફિલસૂફી, ધર્મ, નીતિ, જીવન વગેરે સાથે ભળી જાય છે. બીજી વિચારસરણી ' અમુક પ્રકારનો આનંદ આપે તે જ સૌન્દર્ય ', એમ માને છે. આ વ્યાખ્યા દેખીતી રીતે ઘણી સ્પષ્ટ અને સમજી શકાય તેવી છે, પરંતુ ગુયો ( Guyau ) અને બીજા વિચારકો કહે છે તે અનુસાર ખાનાપીવાનો આનંદ, કે કોઈ

સ્નિગ્ધ વસ્તુના સ્પર્શથી ઉદ્ભવતા આનંદને જ્યારે 'આનંદ' તરીકે લેખવામાં આવે ત્યારે એ દોષ ગણાય છે.

જરા વધારે ઝીણવટથી તપાસતાં જણાશે કે આપણે ઉપર જોઇ ગયા તે બન્ને વ્યાખ્યાઓમાં ઝાઝો ફેર નથી. પહેલી વ્યાખ્યામાં વિચારક "સૌન્દર્યને પરમાત્માનું સગુણ દર્શન" માને છે; કેમકે સૌન્દર્ય–પરમાત્માનાં સગુણ–નાં દર્શન થવાથી એક પ્રકારનો આનંદ થાય છે. હવે સ્પષ્ટ રીતે જણાશે કે બન્ને વ્યાખ્યામાં 'અમુક પ્રકારનો આનંદ આપે તે જ સૌન્દર્ય' એમ નિર્દેશ કરવામાં આવ્યું છે. ટૂંકમાં, જે આપણને 'કોઇપણ પ્રકારની વાસના કે તૃષ્ણા ઉત્પન્ન કર્યા વિના આનંદ આપે,' તે જ સૌન્દર્ય. આ ઉપરથી કલાની વ્યાખ્યા એમ નક્કી કરવામાં આવે છેઃ 'કલા એટલે સૌન્દર્ય અને સૌન્દર્ય એટલે જે આનંદ આપે તે.' (અલબત, કોઇ પણ પ્રકારની વાસના કે તૃષ્ણારહિત આનંદ.)

કલાની વ્યાખ્યા બંધાયા પછી એમ સવાલ ઊઠે છે; કે 'અમુક વસ્તુ શા માટે આનંદ આપે છે.?' કુદરતી રીતે જ જવાબ મળે છેઃ 'કારણ કે તે ગમે છે, તમારી 'અભિરુચિ' (taste) તેવી છે,' એટલે પછી 'અભિરુચિની'–'ગમવા'ની વ્યાખ્યા બાંધવા પ્રયત્નો થાય. પણ આનું પરિણામ શું આવે? કાંઇ જ નહિ; કેમકે અમુક વસ્તુ એક માણસને ગમે છે અને બીજાને ગમતી નથી તેનાં કારણો હોઈ શકતાં નથી. કુદરતી રીતે જ અમુક વસ્તુ અમુક માણસોને ગમે છે કેમકે તેમની અભિરુચિ એવી છે, નહિ કે તેના સારુ કાંઇ કારણો છે. આટલી ચર્ચા પછી એમ લાગે છે કે હજી આપણે એવું કંઇ જ શીખ્યા નથી કે જે વડે અમુક કૃતિ એ કલાકૃતિ છે કે નહિ તે સમજી શકીએ. આટલી લાંબી ચર્ચાનો સાર ટૂંકમાં આપીએ તો એ આવે કે જે આનંદ આપે તે કલા. પરંતુ આનંદ એ કાંઇ એવું સર્વસામાન્ય ધોરણ નથી કે જે વડે કલાકૃતિની કિંમત આંકી શકાય, કેમકે અમુકને આનંદ આપનારી વસ્તુ, અન્ય પ્રકારની રુચિવાળા લોકોને આનંદ નયે આપે. ત્યારે શું અમુક કૃતિ, અમુક માણસોને સારુ કલા છે અને બીજાને માટે નથી એમ સમજવું? આમ પણ બની શકે એમ નથી.

આપણે ખોરાકનું ઉદાહરણ લઇએ. કોઇ પણ માણસ એમ નહિ કહી શકે કે આપણે જે ખોરાક લઇએ છીએ તેની અગત્ય તેમાંથી ખાતી વખતે મળતા આનંદ પર આધાર રાખે છે. વળી દરેક માણસ એ પણ સમજે છે કે અમુક ખોરાક ખાતી વખતે થતા આનંદ કે અસંતોષથી તે ખોરાક સારો છે અથવા ખરાબ છે એમ નહિ કહી શકાય. વળી અમુક ખોરાક આપણને આનંદ આપે છે માટે દુનિયાના બીજા બધાંના ખોરાક કરતાં તે સારો છે, એમ કહેવું પણ બરાબર નથી. એ જ પ્રમાણે, સૌન્દર્ય, આપણને અથવા અમુક માણસોને આનંદ આપે છે તેટલા સારુ તે કલાની વ્યાખ્યાની ભૂમિકા ન બની શકે અથવા કલાકૃતિ કેવી હોવી જોઇએ એ પણ નક્કી ન કરી શકે. ખાતી વખતે મળતા આનંદ પરથી ખોરાકની અગત્ય અને ઉદ્દેશ નક્કી કરનારા લોકો જેમ ખોરાક લેવાનો અર્થ સમજી શકતા નથી તે જ પ્રમાણે કલાદર્શનથી મળતા આનંદ પરથી કલાની વ્યાખ્યા કે ઉદ્દેશ નક્કી કરનારા લોકો કલા શું છે તે જ સમજી શકતા નથી.

જેમ ખોરાકની અગત્ય તેમાં રહેલા આનંદને માટે છે એમ માનતા લોકો બંધ થાય ત્યારે જ ખોરાકમાં રહેલાં પોષક તત્ત્વને ઓળખી શકે અને તેની અગત્ય સમજી શકે. તેમ

કલામાંયે, એ પ્રવૃત્તિનો ઉદ્દેશ માત્ર આનંદ છે એમ માનતા લોકો અટકે ત્યારે જ કલાના ખરા અર્થને સમજી શકે. કલાનો ઉદ્દેશ સૌન્દર્ય છે, આનંદ છે, એ વિચાર આપણને કલાની ખરી વ્યાખ્યા શોધવામાં માત્ર મુશ્કેલી લાવનારો છે એટલું જ નહિ પણ કલાના પ્રશ્નને બીજા ક્ષેત્રમાં લઇ જઇ (દા. ત. રુચિનું.) ઊલટો ગુંચવાડો ઊભો કરે છે. જેમ, એકને દૂધપાક ભાવે છે અને બીજાને કેમ શીખંડ ભાવે છે, એ ચર્ચા કરવાથી આપણે ખોરાકમાં રહેલાં પોષક તત્ત્વોની વ્યાખ્યા ન બાંધી શકીએ, તે જ પ્રમાણે અમુક માણસને અમુક શા માટે ગમે છે અથવા તેની અભિરુચિ કેમ તેવી છે તેની ચર્ચા કરવાથી આપણે કદી પણ કલામાં રહેલી માનવ-પ્રવૃત્તિ શું છે તે સમજી શકવાના નથી.

આટલું તો મેં નામ આપ્યાં છે તેમાંના અર્ધા વિચારકોની વ્યાખ્યાઓ સબંધી. હવે બાકીના રહ્યા તેમની વ્યાખ્યાઓ જોઇશું. પ્રગતિવાદીઓ (ડાર્વિન, સ્પેન્સર, વ.) એમ કહે છે કે 'કલાની પ્રવૃત્તિ પ્રાણીઓમાં પણ હોય છે, અને વિષયવાસના તથા રમતને લીધે તેનો ઉદ્‌ભવ થાય છે.'

બીજી વ્યાખ્યા એવી છેઃ 'કલા માણસે અનુભવેલા મનોભાવનું, રસ, રંગ, વાણી, શબ્દ કે હાવભાવોમાં પરિણમેલું બાહ્ય સ્વરૂપ છે.' અને ત્રીજી વ્યાખ્યા પ્રમાણે 'કલા એ ખાસ સ્થાયી હેતુને લીધે અથવા કોઇ બનાવને અંગે ઉત્પન્ન કરવામાં આવેલી કૃતિ છે અને કલાકારનો ઉદ્દેશ, માત્ર પોતે જ આનંદ અનુભવવાનો હોતો નથી, પરંતુ સાથે સાથે જોનાર અથવા સાંભળનાર પણ આનંદ અનુભવે, એ હોય છે.'

આ ત્રણે વ્યાખ્યાઓ દેખીતી બરાબર લાગે છે. છતાં તે પૂર્ણ નથી. પહેલી તો એક રીતે વ્યાખ્યા જ નથી, કેમકે તે કલાની વ્યાખ્યા બાંધવાને બદલે કલાનું મૂળ શું હતું તેની ચર્ચા કરે છે. પ્રાણીઓમાં પણ કલા છે એ હકીકત જણાવે છે. બીજી વ્યાખ્યા પ્રમાણે માણસ પોતે અનુભવેલા મનોભાવ રસ, રંગ, વાણી શબ્દ કે હાવભાવોદ્વારા દર્શાવે તેનું નામ કલા. આમાં દોષ એ છે કે માણસ ઉપરોક્ત રીતે પોતાના મનોવિકાર દર્શાવે છતાં પણ જોનાર કે સાંભળનાર પર તેની અસર બિલકુલ ના થાય, તો પછી તેની પ્રવૃત્તિને કલા કહેવાશે? પણ આ વ્યાખ્યાનુસાર તો અસર કરવામાં નિષ્ફળ નિવડે તો યે કલા કહેવાય; એટલે આ વ્યાખ્યા પણ દોષરહિત નથી. ત્રીજી વ્યાખ્યા એક રીતે બહુ મોટી છે-વિશાળ છે; એ પ્રમાણે કોઇ પણ પ્રવૃત્તિ કે જેમાં સાંભળનારને તથા પ્રયોજકને આનંદ પ્રાપ્ત થાય તે કલા કહેવાય; જ્યારે બીજી રીતે તપાસતાં તે બહુ સંકુચિત દેખાય છે; કોઈ કરૂણ રસથી ઊભરાતો કાવ્યની કલાકૃતિ તરીકે ગણના નહિ થાય કેમકે એ કાવ્ય વાંચવાથી અથવા સાંભળવાથી શ્રોતાજન પર જે અસર થાય છે તે આનંદની નથી પણ દુઃખની છે. આમાં કલાકારે અનુભવેલી આનંદની લાગણી શ્રોતાજન પણ અનુભવે એ ઉદ્દેશ છે, એટલે આનંદ સિવાય હૃદયની બીજી કોઇ પણ લાગણી સતેજ કરે તે કલા નહિ, એવો આનો ભાવાર્થ છે.

હવે બાકી રહ્યા ત્રણ વિચારકો; ઓસ્કર વાઇલ્ડ, ગાંધીજી અને ટૉલ્સટૉય. ઓસ્કર વાઇલ્ડની કલા બહુ જ વિચિત્ર પ્રકારની છે. તે તો કહે છે કે કલા, બધી કલા અનીતિમય જ હે-હોવી જોઇએ. વળી કહે છે કે કલા અને નીતિ એ જુદી જ વસ્તુઓ છે; એક-બીજાને પરસ્પર કોઇ પણ પ્રકારનો સંબંધ નથી, તથા નીતિના નિયમો ને કલાના કાનુનો

તદ્દન જુદા જ છે. વળી એક સ્થળે એમ પણ કહે છે કે નીતિમાં આપણે અમુક માણસને અમુક કાર્ય કરવાનો હેતુ શો હતો એ તપાસીએ છીએ અને પછી જો તેનો હેતુ શુદ્ધ અને પવિત્ર હોય, તો તેના કાર્યથી નીપજેલા પરિણામની બહુ દરકાર કરતા નથી; જ્યારે કલા તો તેનાથી નીપજેલા પરિણામ વડે જ, સારી યા નરસી કહી શકાય. અહીં મને લાગે છે કે આ વિચારોમાં સંબંદ્ધતા નથી. એકવાર કહે છે કે કલા ને નીતિ જુદાં છે, એક બીજાને સંબંધ નથી ને બીજીવાર કહે છે કે કલાનું માપ તેનાથી નીપજેલા પરિણામ વડે જ કહાડી શકાય. આનો અર્થ શો? જો પરિણામથી જ કલાનું સાફલ્ય સમજી શકાય તો તો જરૂર કલાને તથા નીતિને સબંધ છે જ, કેમકે સારી કલાથી જીવન પર સારા સંસ્કાર પડે, ને નરસી કલાથી નરસા સંસ્કાર પડે. ત્યારે શું જે કલાથી જીવન પર નરસા સંસ્કાર પડે તે જીવનને અધોગતિ તરફ નથી દોરી જતું? અનીતિમય નથી બનાવતું? ને જો કલા જીવનને અનીતિમય બનાવી શકે છે તો પછી એમ કેવી રીતે કહી શકાય કે કલાને તથા નીતિને કશો જ સંબંધ નથી. પરંતુ આતો કલામાં નીતિ હોવી જોઇએ કે નહિ એ પ્રશ્નની ચર્ચા થઇ; આ ચર્ચાથી વ્યાખ્યા નક્કી નહિ થઇ શકે.

ગાંધીજીના કલાના વિચારોનો પાયો સત્ય છે. જો કલા સત્ય તરફ–પ્રભુ તરફ–દોરી જતી હોય તો જ તે કલાને સ્વીકારવા તૈયાર છે. અને તેથી જ એ એમ કહે છે કે 'કલા એટલે આત્મમંથનને પરિણામે નીપજતી વસ્તુ.' સાથે સાથે એમ પણ કહે છે કે 'કલા એ નીતિને અર્થે નહિ, પણ કલાને અર્થે કલા એ તેમની સમજની બહાર છે.' સમગ્ર કલાનો સમાવેશ તેઓ જીવનમાં કરી નાખે છે અને તેથી જ જીવન એ કલા કરતાં વિશાળ છે એમ તે માને છે. સૂર્યાસ્ત તથા ચંદ્રોદયને તેઓ શ્રેષ્ઠ પંક્તિના અને ઇશ્વરી કલાના નમૂના તરીકે લેખે છે, કેમકે સૂર્યાસ્તના રૂડા રંગો તથા ચંદ્રોદયનો શાંત પ્રકાશ જોઇને વિશ્વવિધાતાની પૂજામાં તેમનું હૈયું ઉભરાય છે. તે ઉપમા આપે છે, કે જેમ, શરીર જો મોક્ષની આડે આવે, તો ભ્રામક વસ્તુ છે તેમ આત્માની ગતિને રોકનાર વસ્તુ માત્ર ભ્રામક છે. એટલે કે કલા જો આત્માની ગતિની આડે આવે તો તે પણ ભ્રામક વસ્તુ છે. ટૂંકમાં સમગ્ર જીવન દરમ્યાન આત્માની ગતિને પોષક વસ્તુઓમાંની એક, એ કલા છે અને જો કલા આ અર્થ ન સારતી હોય તો તે બિનઉપયોગી છે, ભ્રામક છે, અને તેથી ત્યાજ્ય છે.

ગાંધીજીની વ્યાખ્યા એક રીતે સાચી છે છતાં સંકુચિત છે. ગાંધીજી જેને કલા કહે છે તે મને તો શ્રેષ્ઠ પંક્તિની કલા લાગે છે, અને કલાનો ઊંચામાં ઊંચો આદર્શ અને ધ્યેય પણ તે જ છે. આત્મમંથનને પરિણામે નીપજતી વસ્તુ તે કલા, એવી એમની વ્યાખ્યા છે. માનવ–હૃદયમાં ભિન્ન ભિન્ન લાગણીઓ છે અને પ્રત્યેક લાગણીના અનુભવ જુદા જુદા પ્રકારના છે. વ્યવહારમાં તેમ જ કલામાં આપણે જુદી જુદી લાગણીઓ અનુભવીએ છીએ, અને આ અનુભવથી હૃદયપર અમુક પ્રકારના સંસ્કાર પડે છે. આવી રીતે પડેલા સંસ્કાર કાંતો આત્માની ઉન્નતિ સાધનારા હોય છે, કાંતો અવનતિ કરનારા હોય છે. ઉદાહરણાર્થ, મૃત્યુ. વ્યવહારમાં જ્યારે આપણું નીકટનું સગું મરણ પામે ત્યારે આપણા હૃદય પર મૃત્યુની અસર થાય છે. થોડા વખતને સારુ આપણે નમ્ર પણ બની જઇએ છીએ. (કેટલીકવાર માણસ બાકીનું બધું જીવન નમ્ર બનીને કે ભક્ત બનીને ગાળે છે;

પરંતુ આવું ક્વચિત જ અને તે પણ અતિ ઉત્તમ તથા સંપૂર્ણ સંસ્કારી આત્માના સંબંધમાં બને છે. ) એટલે કે આપણો અહંકાર તેટલા થોડા વખતને સારુ ગલિત થઇ જાય છે. આ જ અનુભવ કલાદ્વારા પણ કરી શકાય છે. મૃત્યુ વિશેનું કોઇ ઉત્તમ કાવ્ય વાંચીએ તો યે એ લાગણીનો અનુભવ કરી શકીએ છીએ તથા એટલા વખત દરમ્યાન ( એ કાવ્યના અભ્યાસ દરમ્યાન આપણો અહંકાર ગલિત થઇ જાય છે. આવા અનુભવોની આપણા જીવન પર અસર એ થાય છે કે આપણો અહંકાર કંઇક અંશે ( અત્યંત થોડા પ્રમાણમાં ) ગલિત થાય છે, તથા સહૃદયતા વધે છે, અને તેથી આત્માની ઉન્નતિ સધાય છે. આવી જ રીતે આત્માની ઉન્નતિનો અવરોધ કરનારો અનુભવ પણ હોઇ શકે. દાખલા તરીકે બિભત્સ રસનું કાવ્ય અથવા પાશવ-વૃત્તિઓ સતેજ કરે તેવું ચિત્ર. આવું કાવ્ય અથવા આવું ચિત્ર, આપણે વાંચીએ કે નિહાળીએ ત્યારે આપણા પર તેની અસર થાય છે જ, તેના સંસ્કાર પડે છે જ; અને એ સંસ્કાર નરસા છે, કેમકે એવું કાવ્ય વાંચવાથી કે એવું ચિત્ર નિહાળવાથી આપણી પાશવ-વૃત્તિઓ સતેજ થાય છે, પાશવતા વધે છે, અને તેથી આવો અનુભવ આત્માની ઉન્નતિની આડે આવે છે. આ ઉપરથી જોઇ શકાશે કે કલાનો અનુભવ, વ્યવહારના અનુભવની માફક આત્માની ઉન્નતિ સાધનારો અથવા અવનતિ કરનારો હોય છે. બેશક આત્માની ઉન્નતિ સાધે તે ઉચ્ચ પ્રકારની કલા છે જ, છતાંયે અવનતિ કરનારી નરસી કલાની અવગણના તો ન જ કરી શકાય, કેમકે બીજા પ્રકારનો અનુભવ પણ પ્રથમ પ્રકારના અનુભવની માફક, મનુષ્ય જીવનની અમુક લાગણીઓ સતેજ કરે છે, પછી ભલે તે હલકા પ્રકારની અને દબાવી દેવા યોગ્ય હોય. આટલી ચર્ચાનું પરિણામ એ છે, કે ગાંધીજીની વ્યાખ્યા સાચી છે છતાં સંકુચિત છે, એટલે કે કલાના એક ભાગને જ ( બેશક ઉત્તમ ભાગને ) લાગુ પડે છે અને બીજા ભાગની અવગણના કરે છે. માટે આવશ્યક છે કે કલાની મોટામાં મોટી વ્યાખ્યા લઇએ.

ટોલ્સટૉય અનુસાર ' કલા એ માનવ-પ્રવૃત્તિ છે અને તેનો સમાવેશ પોતે અનુભવેલી લાગણી અથવા ભાવનો, રંગ, વાણી, શબ્દ, સ્વર કે હાવભાવો વડે અન્યને અનુભવ કરાવવામાં થાય છે. ' કલા, મનુષ્યોમાં પરસ્પર વ્યવહારનું એક સાધન છે. જેમ વાણીદ્વારા માણસ પોતાના અનુભવો અને વિચારો બીજાને કહી શકે છે; સમજાવી શકે છે, અને એ રીતે પરસ્પર સંબંધ બાંધી સમૂહમાં રહે છે, તેમ કલા પણ મનુષ્યોમાં પરસ્પર વ્યવહારનું એક સાધન છે. જેમ વાણીદ્વારા માણસ પોતાના અનુભવો અને વિચારો બીજાને કહી શકે છે, સમજાવી શકે છે, અને એ રીતે પરસ્પર સંબંધ બાંધી સમૂહમાં રહે છે, તેમ કલા પણ મનુષ્યોમાં પરસ્પર વ્યવહારનું એક સાધન છે, અને તેથી જનસમાજમાં એક્તા અને સહકાર ફેલાવે છે. સાધારણ રીતે મનુષ્ય-હૃદયની લાગણીઓ તથા ઊંડા ભાવો વ્યક્ત કરવાને સારુ કલાનો ઉપયોગ કરવામાં આવે છે.

કલાનો મૂળ પાયો દરેક મનુષ્યે જન્મથી જ પ્રાપ્ત કરેલી અમુક પ્રકારની શક્તિ પર છે. આ શક્તિને ( હું બીજા સારા શબ્દના અભાવે ) ભાવ તથા લાગણી ગ્રહણ કરવાની શક્તિ તરીકે ઓળખાવીશ. આ શક્તિવડે એક માણસ બીજા માણસે અનુભવેલા ભાવને સાંભળવાથી કે જોવાથી સમજી શકે છે તથા અનુભવી શકે છે. દા. ત. કોઇ ખૂબ હસતો હોય, તો તેને જોઇને સાધારણ રીતે જ જોનાર હાસ્ય અનુભવે છે; કોઇ માણસ ભયંકર

રોગથી પીડાતો હોય ને અસહ્ય દુઃખ થવાથી ચીસો પાડતો હોય તો સાંભળનાર કે જોનાર સહેજે દુઃખની લાગણી અનુભવે છે; આ જ પ્રમાણે, શાંતિ કે અશાંતિની, ધૈર્યની કે, હિંમતની કે કાયરતાની, પ્રેમની, ભક્તિની કે ધિક્કારની, બીકની, માનની કે તિરસ્કારની, દરેક લાગણીનો અનુભવ મનુષ્ય જોવાથી કે સાંભળવાથી સમજી શકે છે, કરી શકે છે; અને આમ કરવાની તેની શક્તિ હોવાથી જ કલા જેવી પ્રવૃત્તિ શક્ય છે. આ ઉપરથી આપણે તુરત કલાની વ્યાખ્યા નક્કી કરી શકીએ કે કલા એટલે ભાવનો સાક્ષાત્કાર. પરંતુ અહિ ધ્યાનમાં એ રાખવાનું છે કે કોઇ માણસ બગાસું ખાય ને તે જોઇ સામે બેઠેલાને પણ બગાસું આવે તો તે કલા નથી અથવા તો કોઇને હસવું આવતું હોય ને તે જોઇ બીજા પણ હસે તો યે તે કલા તો નથી જ; કેમકે કલાની ખરી શરૂઆત તો ત્યારે જ થઇ ગણાય કે જ્યારે પોતે અનુભવેલી લાગણીઓ, બીજાને તેનો અનુભવ કરાવવાના ઉદ્દેશથી વ્યક્ત કરવામાં આવે, અને બીજાયે અનુભવી શકે. વળી 'પોતે અનુભવેલી લાગણીઓ'નો અર્થ એવો નથી કે એ લાગણીઓ વ્યવહારમાં જ અનુભવેલી હોવી જોઇએ; ઘણીવાર સ્વપ્નાં કે કલ્પનામાંયે અનુભવ થાય છે અને તે ઉપરોક્ત શબ્દોમાં આવા અનુભવનો પણ સમાવેશ થાય છે.

આટલી ચર્ચા પછી જોઇ શકાશે કે હવે આપણે કલા વિશે એવું કાંઇક સમજ્યા છીએ કે જેથી અમુક ચિત્ર કે કાવ્ય કલાનો નમૂનો છે કે નહિ તે નક્કી કરી શકીએ. જ્યારે આપણે કોઇ ચિત્ર નિહાળીએ કે કાવ્ય વાંચીએ ત્યારે જરૂર એ પણ સાથે સાથે તપાસવું જોઇએ કે આપણા માનસ પર તેની શી અસર થઇ છે? કેવા સંસ્કાર પડે છે? તે કેવા ભાવ અને કેવી વૃત્તિઓ, જાગૃત કરે છે? આ પ્રશ્નોના જવાબથી જ કલાકૃતિની કિંમત આંકી શકાશે, એમ મને લાગે છે.

# ભૌતિકશાસ્ત્રો અને અગમ્યવાદ

ફક્ત પચાસ વર્ષ પૂર્વે ભૌતિકશાસ્ત્રો અને ધર્મ તત્ત્વજ્ઞાન તથા અગમ્યવાદ વચ્ચે ભારે વિરોધ હતો. ધર્મનાં મંતવ્યોમાંનાં જેટલાં ભૌતિકશાસ્ત્રની નવીનવી શોધખોળની વિરુદ્ધ હતાં તેટલાં બધાં તો ખોટાં જ ગણાયાં. વધારામાં જે મંતવ્યો અને સાંપ્રદાયિક વાદો સૃષ્ટિની ઉત્પત્તિ વિષે, યાતો કાલના નિર્ણય વિષે ભૌતિકશાસ્ત્રથી જુદો વિચાર ઉચ્ચારતા તેમને પણ તિલાંજલિ અપાઈ. ધર્મને નામે ચાલતા અનેક વહેમો, હાનિકારક રિવાજો, વિચારો, માન્યતાઓ વગેરે પણ ભૌતિકશાસ્ત્રની પ્રયોગપ્રધાન પ્રગતિના પૂરમાં ઘસડાઈ ગયા. પોપની ધાર્મિક સત્તા યુરોપમાં એક સમયે આપણા વૈષ્ણવ આચાર્યો અને ગોંસાઈજીઓ કરતાં લેશ પણ કમ હતી નહિ. અનેક વહેમોથી અને પાછળથી પ્રવેશેલાં અનેક અનિષ્ટોથી કંટાળીને માર્ટીન લ્યુથરે પોપની સામે માનસિક સ્વાતંત્ર્યનો ઝુંડો ફરકાવ્યો. તેને ખબર ન હતી કે એ સ્વાતંત્ર્યનો ઢંઢેરો, બાઈબલનો સ્વતંત્ર બુદ્ધિ પ્રમાણે અર્થ કરીને સમજવાનો ન હતો. બંધનમાંથી મુક્ત થયેલ બુદ્ધિએ ખુદ બાઇબલની સપ્રમાણતા વિષે પ્રશ્ન કરવા શરૂ કર્યા અને "ધર્મ શા માટે?" "ઈશ્વરની શી અગત્ય?" વગેરે સૃજનજૂના પ્રશ્નો ફરીથી પૂછ્યા, અને તેમના ઉત્તર ભૌતિકશાસ્ત્રના દૃષ્ટિબિંદુથી આપવાને પ્રયત્નો પણ થયા. જ્યારે માનવબુદ્ધિ પ્રભુને સ્થાને અને ભૌતિકશાસ્ત્રો ચર્ચને ઠેકાણે સ્થાપન કરવાનો પ્રયત્ન Rationalistic Press Association દ્વારા કેટલાક પ્રખ્યાત ભૌતિકશાસ્ત્ર-નેતાઓએ કર્યો ત્યારે એ માનસિક બળવાની અતિશયતાનો કળશ ચઢ્યો ગણાય. ત્યાર પછી ખુદ ભૌતિકશાસ્ત્રને, પોતાના માનીતા દુર્જેય ગણાતા ઘણા કિલ્લાઓમાં પડતાં ગાબડાં સંભાળવામાં જ એટલો બધો સમય અને શક્તિની જરૂર પડવા લાગી કે તેને ચક્રવર્તી થઈને, માનવજ્ઞાનના સર્વે પ્રદેશો સર કરવાની મહત્વાકાંક્ષાને કારણે મૂકવી પડી. સ્થૂલ જગતના જ્ઞાનનો પ્રદેશ વીસ્તારતાં તેને ચારેબાજુએ પોતાના જ્ઞાનની સીમા આવતી જણાઈ. અને તે પણ એટલે સુધી કે રસાયનશાસ્ત્ર પદાર્થવિજ્ઞાનમાં, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર વનસ્પતિશાસ્ત્રમાં અને વનસ્પતિશાસ્ત્ર મીમાંસાના ક્ષેત્રમાં જઈ પડવા લાગ્યું.

અને વધારે ચોંકાવનારી હકીકત તો એ છે કે આજે ભૌતિકશાસ્ત્રના સૌથી પ્રગતિમાન પ્રદેશોમાં કાર્ય-કારણનો, અત્યાર સુધી અબાધિત ગણાતો નિયમ પણ બંધનકર્તા ગણાતો નથી! Quantum Theory (ક્વૉન્ટમના વાદમાં) આપણને સ્પષ્ટ જણાય છે કે પ્રકૃતિના રહસ્યનો પડદો માનવ ભૌતિકશાસ્ત્રની પદ્ધતિ વડે ઉંચકી શકે તેમ નથી. પરમાણુમાં ગતિ કરી રહેલ વિદ્યુદણુના વેગનો અભ્યાસ કરતાં તેની સ્થિતિ જાણી શકાતી નથી અને સ્થિતિનો અભ્યાસ કરતાં વેગનું માપ અસંભવિત બને છે! કોઇ એવી દરખાસ્ત કરે કે આપણે પરમાણુને બીજા પદાર્થ સાથે રસાયનિક કાર્ય કરાવી તેનો અભ્યાસ કરી શકીશું તો તેનો ઉત્તર એ છે કે એમ કરવા જતાં તમારે એક કે તેથી વધારે

Quantum "શક્તિનાં કણો" પરમાણુથી છૂટાં કરવાં પડશે. અર્થાત્ કે પરમાણુની આંતર રચનામાં તમે ફેરફાર કરશો. આ સ્થિતિને Principle of Indeterminary "અનિશ્ચિતતા" યાને "સંદિગ્ધતા"નો સિદ્ધાંત કહેવામાં આવે છે.

ભૌતિકશાસ્ત્રો મૂખ્યત્વે કરીને સ્થૂલ પદાર્થો અને ઘટનાઓના અભ્યાસને પોતાનું વિશિષ્ટ ક્ષેત્ર માને છે. એટલે તેના અત્યાર સુધી સ્વીકૃત નિયમો તોડીને જે ઘટનાઓ બને તે તેની દષ્ટિએ વધારે ઉપયોગી ગણાય છે અને શોધખોળનો વિષય બને છે. યુરોપમાં પણ આપણા દેશની પેઠે ચમત્કારિ ગણાય એવી ઘણી ઘટનાઓ બનતી અને બને છે. ત્યાં પણ એવી પ્રમાણભૂત ઘટનાઓ જોડે પુષ્કળ વહેમ, છેતરપીંડી, હાથચાલાકી, વગેરે અનિષ્ટ તત્ત્વો, જેમ આપણે ત્યાં બને છે તેમ, ભેળસેળ થઈ ગયાં. સ્વાર્થી અને હલકા લોકોએ કેટલીક શક્તિઓનો દુરોપયોગ પણ કર્યો. જ્યારે ભૌતિકશાસ્ત્રે બુદ્ધિવાદને અને બુદ્ધિને નવી શોધખોળો વડે અણુધારી પ્રેરણા આપી ત્યારે તો બુદ્ધિ વિના બીજું કાંઈ પણ સત્ય છે નહિ એમ મનાતું થયું. જ્યારે જ્યારે ચમત્કારોની વાત આવતી ત્યારે ત્યારે તેનો ઉપહાસ જ થતો. તેને ગંભીર અને વાસ્તવિક ઘટના તરીકે સ્વીકારવાની જ ભૌતિકશાસ્ત્રીઓએ કેટલાંયે વર્ષો સુધી ના પાડી. પરંતુ ઘટના એ એવી નઠોર ચીજ છે કે મોડી વહેલી તે પોતાની જાતને પ્રગટ કર્યા વિના રહી શકતી નથી.

ભૌતિકશાસ્ત્રોમાં ગુહ્યવિદ્યાનો પ્રવેશ કેવી રીતે થયો તેનો ઇતિહાસ સંક્ષિપ્તમાં જોઈએ.

આપણા દેશમાં આવી ઘટનાઓ ઘણીએ બનતી હોય છે. (જુઓ, અગમ્યવાદ-પ્રસ્થાન.)

પરંતુ આપણે અહીં એ ચમત્કારી ઘટનાઓની હદને અગમ્યવાદની ઉચ્ચમાં ઉચ્ચ શક્યતા તરીકે નહિ સ્વીકારીએ. સ્થૂલ ભૂમિકાને એટલી બધી અગત્ય આપવી એ જ શું ભૂલ નથી? સ્થૂલ ભૂમિકા છે-તે સત્ય છે,-તે વાસ્તવિક છે પરંતુ કેવલ તે જ છે અન્ય કશું નથી એમ માનવું એ કેટલું અસત્ય છે? અને ભૌતિકશાસ્ત્રનું સંકુચિત ક્ષેત્ર જ જરા બાજુ ઉપર મૂકીને જીવનસમગ્રના ઉપર દષ્ટિ કરીશું તો જણાશે કે માનવ, તાજવાં વડે તોળીને જોખવામાં કે ઘડિયાળના કાંટા જોવામાં યાતો માઈક્રોમીટર, સ્પેક્ટ્રોસ્કોપ અને થર્મોમીટર વાપરવામાં હરહંમેશ ગુંચાયેલો રહેવાને નથી જન્મ્યો. એ બધી સામગ્રી, એ બધાં કરણો ઉપયોગી છે,-કેટલીક સ્થિતિમાં અત્યંત જરૂરી અને અત્યંત અનિવાર્ય હોઈ શકે, પરંતુ સમગ્ર માનવ એ ક્ષેત્રોથી ઘણો વિશાળ છે. આખોય દિવસ પ્રયોગશાળામાં શોધખોળ કરનાર ભૌતિકશાસ્ત્રી પણ માણસ છે. તેને ઊર્મિઓ થાય છે, તેનામાં રસવૃત્તિ હોય છે, તેને કવિતા ગમે છે, તે સંગીતનો આનંદ લઇ શકે છે, પ્રકૃતિના દર્શનમાં તેને કોઇ અગમ્ય સ્ફુરતા રહેલી જણાય છે,-તે એક વ્યક્તિ છે! વિશુદ્ધ ભૌતિકશાસ્ત્રના સૌથી આગળ વધેલા વાદ પ્રમાણે તેની પત્નિ, પરસ્પર ઘણાં જ બળપૂર્વક અથડાતા અને વેગપૂર્વક પરિભ્રમણ કરી રહેલ વિદ્યુતણુઓનો, ન સમજી શકાય તેવી રીતે વર્તતો જથ્થો છે એ સાવ સાચું, છતાં કોઈ ભૌતિકશાસ્ત્રી પોતાની પત્નિ જોડે એ વાદ પ્રમાણે વર્તન કરવાની ભૂલ સદ્‌ભાગ્યે કરતો નથી.

ભૌતિકશાસ્ત્રના અડંગ પૂજકો કદાચ કહેશે કે "એ બધી ભ્રમણા છે, માયા છે,– તમારી કલા, સાહિત્ય, કવિતા, જીવન વગેરે." "સાચું અને વાસ્તવિક તો છે કેવળ ભૌતિકશાસ્ત્ર." તો આપણે તેને સામો પ્રશ્ન કરીશું કે "મહેરબાન! જો એ બધી ભ્રમણા–માયા જ છે તો તમારાં હેમીલ્ટોનિયન સમીકરણો કઇ રીતે વધારે વાસ્તવિક છે? તાજવાં કાટલાંથી ન જોખી શકાય અને ગણીતશાસ્ત્રીઓથી પોતાની સંજ્ઞાઓમાં ન દર્શાવી શકાય કે ભૌતિકશાસ્ત્રીઓના ઝીણાં અને ચોક્કસ યંત્રોથી પણ ન માપી શકાય એવાં જીવનનાં ક્ષેત્રો પણ છે; અને તેમના વિનાનું જીવન કેવું શુષ્ક, અરસિક, સંકુચિત અને ક્ષુલ્લક થાય તેનો વિચાર કરી જુઓ ઇ. એસ. એડીંગટન કહે છે "એક સમયે હું જળશાસ્ત્રનો (Hydrostatics) અભ્યાસ કરતો બેઠો હતો તેમાં નીચેનું સમીકરણ આવ્યું:

$$" \frac{P.Y}{gem} = \frac{(L^2 + 2\ VK^2\ L + \sigma^2)\ A - I}{\frac{(\sigma^2 + 2\ VK.ML)\ G}{gk\ (A - IG)}}$$

$$= \frac{P' \times Y}{gpn} = \frac{L}{gk} \cdot \frac{2\ I\ V\ K\ \ A + (L + V\ K^2)\ G}{(A - IG)}$$

Where $\sigma^2$ has been written for gk + $T'K^2$ as before"

બીજી વખત એક કવિતાનું પુસ્તક હતું તેમાં વાંચ્યું:–

"લ્હેર જળમાં ચાલતી, વાંકીચુંકી લચકાઇને
એકાગ્રતાથી મળીમળી તટપર પડે મીઠે રવે;"
વ્યોમ તરુ તટ વિશ્વ સઘળું નાચતું પ્રતિબિંબમાં
ઊંચા રહ્યાં ગિરિવર સુણે બધું ગાન ગંભીરતાઇમાં."

ભૌતિકશાસ્ત્ર કહેશે–"કલ્પનાની એ બધી માયાનો ત્યાગ કરીને પદાર્થ–નક્કર સંગીન વસ્તુ અને પ્રત્યક્ષ ઘટનાઓ તરફ નજર કરતાં શીખો". "પવનના દબાણને લઇને હાલતું પાણી, અને હાઇડ્રોસ્ટેટીકસશાસ્ત્ર પ્રમાણે ગુરુત્વાકર્ષણનું બળ; બન્ને મળીને પાણીમાં લહરી ઉત્પન્ન થાય છે."

"પરંતુ–સાહેબ! તમે જે સંગીન, નક્કર–પદાર્થ કહો છો–તે પણ એક માયા છે કે બીજું કાંઇ? જો કવિની કલ્પનામાં રૂપક ધારણ કરતી નાજુક લહરી તેના ભેજાનો એક બુટ્ટો–અને તેથી માયા છે–તો તમારો સંગીન નક્કર પદાર્થ પણ તમારા ભેજાનો બુટ્ટો છે અને બાહ્યસૃષ્ટિ ઉપર તેનો અધ્યારોપ કરો છો એ જાણો છો? ઘન પદાર્થમાંથી શોધતાં શોધતાં તમારો સંગીન–નક્કર–પદાર્થ પરમાણુમાં અદ્રશ્ય થઇ ગયો અને પરમાણુમાંએ તમે તેની પાછળ પડયા એટલે વિદ્યુદણુમાં સાવ અલોપ થઇ ગયો લાગે છે! આપણે એ સંગીન નક્કર પદાર્થ ગુમાવી બેઠા છીએ!"

કદાચ ભૌતિકશાસ્ત્રી કહેશે "ઉવરે વિદ્યુદણુ–Elictron અને Proton તો આપણે મેળવ્યા ને!" તો કહેવું પડશે કે એ વસ્તુ નથી, પણ તેની સંજ્ઞા માત્ર છે–તેનું ખોખું છે"–શોધખોળના શિકારની સરત જ એવી છે કે મૂળ વસ્તુ તેમાં મળે જ નહિ!"

શરૂઆતમાં આપણે બુદ્ધિને કહેલું કે "સત્યપ્રાપ્તિ તારું કામ નથી. આ સ્થૂલ જગતનું રહસ્ય ઇન્દ્રિયગમ્ય સંસ્કારોનો ઘણો બારિક અભ્યાસ કરવાથી થઇ શકે છે, માટે મને પ્રયોગો કરવા દે અને તું ચૂપ રહે—" વારુ. પરંતુ આપણે પાછા તે જ બુદ્ધિ પાસે જઇને કહી રહ્યા છીએ–" આ રહ્યાં સ્થૂલ જગતો,–તારી ઢંગધડા વગરની કલ્પનાઓ અને વિચારના અશરીરિ ( ભાવવાચક ) ઉડ્ડયનો કરતાં તે વધારે સંગીન પાયા ઉપર રચાયેલાં છે. ! પરંતુ તેમાંનુ કયું ( actual ) આબેહૂબ અને વાસ્તવિક, એ તારા ઉપર આધાર રાખે છે. તેમાંથી તને ગમે તે પસંદ કર અને તેને વાસ્તવિક બનાવ."

પ્રકૃતિમાં કવિ જે અગમ્ય રહસ્યનું દર્શન કરીને કાવ્યમાં તેને પ્રગટ કરે છે એ પ્રકારની સુકુમાર આંતરવૃત્તિ હોવી એ સંસ્કારી જીવનનું એક અંગ છે–આ વિચારમાં મતભેદને સ્થાન નથી. આખો દિવસ પ્રકૃતિનું પૃથક્કરણ કરતાં બેસવું અને કલ્પના, રસિકતા, ઊર્મિ, વગેરેને સ્થાન ન આપવું એ તો સંકુચિતતા જ ગણાય અને કલા કે પ્રકૃતિમાં જે આનંદ મળે છે તે આત્મવંચનાને આભારી ગણીએ તો એ વૃત્તિને આપણે સારી કેવી રીતે ગણી શકીએ ?

અહીં વધારે અગત્યનો એક પ્રશ્ન આપણે વિચારવો જોઇએ. સ્થૂલ ઇન્દ્રિયોના ઉપર પડતા સંસ્કારોનો અભ્યાસ કરીને ભૌતિકશાસ્ત્રો જ્ઞાન મેળવે છે, એ આપણે જોયું છે. પ્રશ્ન એ છે કે એ સિવાય જ્ઞાનપ્રાપ્તિ શક્ય છે ખરી ? સ્થૂલ સંસ્કારોના અભ્યાસ સિવાય બીજા કોઇ પ્રકારનું જ્ઞાન સંભવિત છે? ઇષ્ટ છે ?

અને એ પ્રશ્નના જ ઉત્તરમાં આપણે સાચા અને ઉચ્ચ પ્રકારના અગમ્યવાદનું દષ્ટિબિંદુ વિચારવું જોઇએ. અગમ્યવાદનું વ્યવહારે અનુસરણ કરનારાઓનો દાવો એ છે કે તેઓ આ વિશ્વનું, માનવ આત્માનું, અને પ્રકૃતિનું તથા પ્રકૃતિથી પર રહેલા ભગવાનનું જ્ઞાન ચૈતન્યથી વિશિષ્ટ દશામાં મેળવે છે. સ્થૂળ જગતનો અભ્યાસ કરનાર ભૌતિકશાસ્ત્રોની દષ્ટિએ જોતાં પણ આપણે કબૂલ કરવું પડશે કે, (૧) બાહ્ય જગતનું જ્ઞાન પણ માનવ ત્યારે મેળવે છે જ્યારે તેની ઇન્દ્રિયમાં થયેલો ક્ષોભ–Sensations ઇન્દ્રિયજન્ય સંસ્કારરૂપે તેના મગજમાં પરિણત થાય છે. અર્થાત જ્યારે તે ચૈતન્યની એક ક્રિયા બને છે। માનવ આ રીતે પોતાના ચૈતન્યમાં થતી ક્રિયાને મુખ્યત્વે કરીને જાણે છે અને બાહ્ય પદાર્થને, ગૌણ રીતે,–અનુમાન વડે જાણે છે.

આ દષ્ટિએ જોતાં જણાશે કે માનવને તેના પોતાના મનની–અંતરની ચેતના સ્વયંસિદ્ધ હોય છે. એ અનુભૂતિ સીધેસીધી અને કોઈ પણ પ્રકારના સંશય વિનાની છે ! બાકીનું બધું જ્ઞાન અનુમાન વડે પ્રાપ્ત થાય છે. હવે જીવન એટલે અનુભૂતિ–Experiences –એવા અર્થમાં લઇએ તો આપણને સ્પષ્ટ જણાશે કે માનવ પોતાની ઇન્દ્રિયોદ્વારા જે સંસ્કારોને જાણે છે તેટલામાં જ કંઇ સર્વે અનુભૂતિઓ સમાઈ જતી નથી–જઇ શકતી નથી. ચિંતનમાં થતી બીજી અનેક પ્રકારની "અનુભૂતિઓ" આપણે સ્વીકારવી જ જોઇએ અને ૪. એસ. એડીંગ્ટન કહે છેઃ

All I would claim is that those who in search for Truth start from consciousness as a seat of self knowledge with interests and responsibilites not confined to the

material plane, are just as much facing hard facts of Experience as those who start from consciousness as a device for reading the indications of spectroscopes and micrometers.

(Nature of the Physical World, P. 289.)

અગમ્યવાદના અનુયાયીઓ જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે અંતરમાંથી મળે છે–અર્થાત ચૈતન્યમાંથી જ ઉદ્ભવે છે! અને તે જ્ઞાન જ્ઞાતાનું પોતાનું જ સ્વરૂપ હોઇ તેનો પોતાનો જ ભાગ તેને જણાય છે.

અર્થાત્ બે પ્રકારની જ્ઞાનપ્રાપ્તિ થઇ ૧. સંતાત્મક જ્ઞાન–જેમાં ઇન્દ્રિયો પર પડતા સંસ્કારોનો અભ્યાસ કરી ભૌતિકશાસ્ત્રો જ્ઞાન પ્રાપ્ત કરે છે. ૨. સીધેસીધું–પ્રત્યક્ષ જ્ઞાન જે ચૈતન્યમાં જ આપોઆપ પ્રગટ–પ્રાપ્ત–થાય છે. (અગમ્યવાદીઓનું)

આ પ્રત્યક્ષ જ્ઞાનનું એક સુંદર ઉદાહરણ એડીંગ્ટન આપે છે–વિનોદનો વિષય લઈને વિચાર કરીશું તો જણાશે કે વિનોદ એ અભ્યાસનો વિષય થઇ શકે છે. સાહિત્યનો વિદ્યાર્થી તેના પ્રકારો છૂટા પાડી, તેનાં કારણો શોધી, તેના વિષે ઘણો ઊંડો અને તલસ્પર્શી અભ્યાસ કરી શકે છે. ધારો કે એક માણસે વાતચીતમાં સુંદર વિનોદ કર્યો. આપણો અડંગ અભ્યાસી પ્રથમ વિચાર કરીને નક્કી કરવા રોકાશે, "આ વાક્યમાં વિનોદ છે કે નહિ ?" અભ્યાસને અંતે તે એવા નિર્ણય ઉપર આવે કે, "હા, આ વાક્યમાં વિનોદ છે"–તો પછી તેણે હસવું જોઈએ એમ પણ તેને લાગે જ! આ પ્રમાણે જોતાં જણાશે કે જો મશ્કરી કે મર્મકટાક્ષ અંતરમાં એકીવખતે હાસ્યરસની સાહજિક ઊર્મિ પ્રતિક્રિયારૂપે ઉત્પન્ન કરે એ જ વધારે સ્વાભાવિક છે. એ અનુભવ જ એવો છે કે એનું પૃથક્કરણ કરવા જતાં એનો આત્મા–હાસ્ય–જ ઊડી જાય! અને ગમે તેવા ઊંડા અભ્યાસીને પણ હસવાની નૈસર્ગિક શક્તિ વિના તેના અભ્યાસમાં રહેલ હાસ્યરસનો કેવી રીતે ખ્યાલ આવે? એતો આપણા લોકો કહે છે તેમ "અનુભવનો વિષય" છે–અભ્યાસનો નહિ! અને વધારે વિશાળ પ્રશ્ન એ છે કે "શું માનવજીવન કેવળ ઇન્દ્રિયગમ્ય સંસ્કારોનું જ બનેલું છે?" ઊર્મિઓનું શું? જીવનના હેતુનું શું? જીવનના વિવિધ ધોરણોનું શું? વ્યક્તિત્વનું અને અનેક જીવંત સંબંધોનું શું?" અને માનવના અંતરમાં ઊઠતા "હું કોણ? વિશ્વ શું છે? આત્મા એટલે શું! પ્રભુ કેવો હશે?" વગેરે સનાતન પ્રશ્નોનું શું? એટલે કે વિશ્વ કેવળ પૃથક્કરણ કરવાનો વિષય નથી પરંતુ જીવન ધારણ કરવાનું સ્થાન છે. તેમાં માનવે જીવન ગાળવાનું છે!

અને એ જીવન કેટલું અટપટું–કેટલી દિશામાં પ્રસરી રહેલ છે? એમાં ઇન્દ્રિયજન્ય સંસ્કારોનું સ્થાન તો છે જ પરંતુ તે ઉપરાંત કલા, સર્જનશક્તિ, ભગવાન પ્રત્યેની અભિપ્સા, જીવનમાં છુપાઇ રહેલા કોઇ હેતુનું ભાન અને તેની શોધ કરવાની વૃત્તિ વગેરે અનેક બાબતો પણ આવી રહેલી છે. આ દિશામાં માનવની પ્રગતિ થાય છે તેનો પુરાવો તેના અંતરમાં જ તેને મળી રહે છેઃ તેની સાક્ષિણીઓ ચૈતન્યમાં જ રહેલી છે અને ભૌતિકશાસ્ત્રોની શોધખોળમાં પણ માનવનું પ્રેરકબળ શું હોય છે? –આ જગતમાં વ્યાપી રહેલ કોઈ હેતુનો અપ્રગટ સ્વીકાર.

અને કેવળ સ્થૂલ ઘટનાઓના અભ્યાસમાં પણ સ્થૂલ ઇન્દ્રિયોના સંસ્કારોનો અર્થ કરનાર માનવ–મન પણ યંત્રો કરતાં હમેશાં વધારે સાચું ન હોય એમ પણ નથી. આકાશના પટ ઉપર વીસ્તરી રહેલ મેઘધનુષ્ય, ભૌતિકશાસ્ત્રની દૃષ્ટિએ આકાશતત્ત્વનાં આંદોલનો વિશિષ્ટ પ્રકારે ગોઠવાયેલાં હોય છે તેને આભારી છે. તેની ઊર્મિઓ ·૦૦૦૦૪૦ સેન્ટીમીટર થી ·૦૦૦૦૭૨ સુધી વીસ્તરેલી હોય છે! અર્થાત મેઘધનુષ્યને માટે રંગનાં આંદોલનોનું કોષ્ટક જેવું એ જ બરાબર ગણાય.

પરંતુ આગળ જેમ "જલની લહરી" વિષે જોયું તેમ અહીં પણ એ ઊર્મિઓદ્વારા પ્રકટ થતા રંગની જે કદર માનવ હૃદય કરે છે તે જુદા પ્રકારે થાય છે·તેથી કાંઈ ઓછી અગત્યની ઠરતી નથી. કારણ કે એવી લાગણી તેનામાં થઈ શકે છે એ બાબતમાં જ માનવ સ્પેક્ટ્રોસ્કોપના યંત્રથી જુદો પડે છે અને સ્પેક્ટ્રોસ્કોપથી જે વિશિષ્ટ બાબતમાં તે જુદો પડે છે તેને માનવ વ્યક્ત કરે તેમાં ખોટું શું હોઈ શકે વારું?

ભૌતિકશાસ્ત્રી કદાચ કહેશે કે "માનવને ભલે એવી ઊર્મિ થાય; પરંતુ પ્રકૃતિમાં જે મેઘધનુષ્ય થાય છે તેનો હેતુ રંગની આબેહૂબ અસર ઉત્પન્ન કરવાનો નથી–પણ"–તો એટલું સામે પણ કહી શકાય તેમ છે કે "માનવનું અંતર પણ જગતનો જ એક ભાગ છે; અને તેમાં એ ઘટના એ પ્રકારે જોવા માટે જ ચિત્તંત્રની રચના હોય એમ લાગે છે"—

અને ઇન્દ્રિયગ્રાહ્ય જગતનું પણ આપણું ભાન કેટલું અપૂર્ણ છે? તમે હિમાલયના ગૌરિશંકર શિખર ઉપર છો એમ ધારો. સ્વાભાવિક રીતે જ ત્યાં અગમ્ય ગાઢ મૌન અને શાંતિ તેમ જ નિર્જનતાનો તમને અનુભવ થાય. પરંતુ તમારી પાસે રેડિયોનો સેટ–Set હોય તો? એનું એ શાંત જણાતું આકાશતત્ત્વ કોલાહલથી કેટલું ક્ષુબ્ધ જણાશે? લંડન કે ન્યૂયોર્કની રંગભૂમિના અવાજો, ગવૈયાઓના તાલ અને આલાપો, બેંડના કાન ભરી દે એવા સૂરો, તમને અશાંત વાતાવરણમાં મૂકી દેશે અને એ જો ખરું—વાસ્તવિક છે તો પછીઃ—

The Isles full of noises,
Sounds and sweet airs that give delight and hurt not,
Sometimes a thousand twanging instruments
Will hum about mine ears; and sometimes Voices.

આ કાવ્યમાં પ્રતીત થતો આંતરઅનુભવ શા માટે ઓછો સપ્રમાણ!–ઓછો વાસ્તવિક!

"We see in nature what we are equipped for"–( એડીંગ્ટન ) આપણે જેને માટે અધિકારી હોઈએ છીએ તે જ આપણે પ્રકૃતિમાં જોઈ શકીએ છીએ.

અને ઉપર જણાવેલ રહસ્યવાદ વડે જે અનુભૂતિ પ્રાપ્ત થાય છે તે નહિ સ્વીકારને પાત્ર ગણીએ, તેને "અર્ધ વગરની મૂર્ખતા" કહીએ તો એ પણ નક્કી છે કે ભૌતિકશાસ્ત્રમાં એ ગુણ કાંઈ ઓછો નથી. જ્યારે માનવની બુદ્ધિ ૮×૭=૫૬ કહે છે ત્યારે તે બરાબર

કાર્ય કરે છે. પરંતુ ૮×૭=૧૫ કરે છે ત્યારે તે ગોથું ખાય છે-એમ કહેવાનો આપણને શો હક્ક છે? જો માનવનું મગજ એ વિદ્યુદણુઓનું જ બનેલું યંત્ર હોય તો, યંત્રતો, ભૌતિકશાસ્ત્ર પ્રમાણે, બીચારું વર્તી છૂટે છે! તેના પરિણામ ઉપર પાછો "શેરો" શેને મારાવાનો હોય? રસાયનશાસ્ત્રમાં જે પદાર્થો બને છે તેમાંથી અમુકને "સારા" અને બીજાને "નઠારા" એવા વિભાગ તદ્દન અર્થ વગરના છે. તો પછી બીચારા માનવમગજરૂપી યંત્રના કાર્યનું પરિણામ શા માટે "સાચું" યાતો "ખોટું" કહેવાય?

અને જો એમ કહીશું કે "એ તો મનની ક્રિયાના અમુક અસ્ખલિત નિયમાનુસારે છે" તો પછી ટૂંકમાં જ કરવું પડશે કે પ્રકૃતિના અને માનવ મનના નિયમો વચ્ચે સાદૃશ્ય નથી! "આમ થવું જોઇએ" એવી ગર્ભિત માન્યતા જ ભૌતિકશાસ્ત્રોની બહાર છે-વિશિષ્ટ પ્રકારના નિયમના અસ્તિત્વનો તે સ્વીકાર સૂચવે છે. પરંતુ માનવ સાચે જ એક યંત્ર હોય-અને બીજું કાંઇ પણ નહિ-તો એક યંત્ર એ પ્રકારના નિયમની અપેક્ષા કરે જ નહિ" એમ કહેવું જોઇએ! યંત્રમાં તો જે ક્રિયા થાય તેનું પરિણામ જ બહાર પડે! એમાં વળી "સારું"-"નઠારું", "ખોટું" "સાચું" વગેરે હોય જ ક્યાંથી? એટલે એ સ્વીકારવામાં જ ભૌતિકશાસ્ત્રથી પર અગમ્ય એવા કોઇ ક્ષેત્રનો સ્વીકાર (ચૈતન્યના ક્ષેત્રનો સ્વીકાર) સ્પષ્ટ છે.

અંબુભાઇ પુરાણી

# બુદ્ધનો ગૃહત્યાગ

પાસે સતી મૃદુ યશોધરણી : અશંક,
ફેંકી રહ્યો ધવલરશ્મિ અહા મયંક;
'સ્પર્ધી નથી' સમજીને પુરન્દ્હાર મ્હાલે,
સાશંક દૃષ્ટિથી યશોવદને નિહાળે.

નૈષ્કામ્યના ફળ સમો પડખે સુહાય—
રાહુલ તે પર પડ્યો જનની કરાબ્જ;
વર્ણે વીંટી કુમુદની કળી જેમ હોય,)
નિર્દોષતા પમરતું ત્યમ દૃશ્ય રહોય.

છે શાંત સંનિધિ સ્ફુરે હળવે મરુત,
એ યોગીના ઘરની ચોકી કરે અમત્ત,
વ્યાપી રહ્યું સરલ શાંતિનું સામરાજ્ય
પ્રાણી બધાં અનુભવે વિરલો પ્રભાવ.

ના તોય કાં તુજ નિમીલિત નેત્ર થાય ?
શું તારકો કરી રહ્યા પ્રિય—ગોષ્ઠી કાં ય ?
કાં સૂકતું વદન ? કાં સહુ ભાવશૂન્ય—
ચેષ્ટા જણાય નૃપ—નંદનની અગમ્ય ?

નર કદી દુઃખ દેખ્યું તેં, ભાગ્યદેવી કૃપા કરે,
તોય કાં આંખમાં આજે જડનિશ્ચલતા તરે ?
દુઃખીનાં દર્દને તોષે એવી આ ચન્દ્ર—ચન્દ્રિકા,
માયાના હાસ્ય જેવી આ પાસે સતી યશોધરા.
તથાપિ કેમ તું ડૂબ્યો વિચારાબ્ધિ વિષે હવાં ?
અનુવર્તે અહા શું તું જાગૃત—સ્વપ્ન કિં નવાં ?

વિચાર—સંવેગથી થૈ પ્રબુદ્ધ,
ઊઠે ધીમે તલ્પમહીંથી બુદ્ધ,
ભાલે કપોલે દૃઢતા તરે છે,
નેત્રો મહીં નિશ્ચલતા દીસે છે.

દાબ્યું જરા કરતો નયનો ઝીણાં
પરમ—તત્ત્વ—નિરીક્ષણશું ગયા !
તુરત નિશ્ચય બાંધી વદે તથા,
નિજમનોગત એ ઉરની વ્યથા.

બાંધી કેમ રહી મમત્વ અહિંઆં શી મોહજાળે પડયો ?
વસ્તુત્વે વિલસેલને વિસરીને હર્ષાદિમાં ડુલતો,
ચાલે આ જગચક્ર સંતત, નહિ તેની કશી ધારણા
માથે કાલ-કૃપાણ નિશ્ચલ રહે ના ધ્યાન તેનું જરા.

બાંધે જો યજમાનની, ચઢી જરાં મોદે પશુ યજ્ઞનું,
જાણે માન મળ્યું, ફૂલી ગરવમાં, આનંદથી ડોલતું,
ના જાણે ક્ષણમાં બલિરૂપ ઊભું ભાવી યથા આકરૂં
ભૂલે તેમ બધાં વિમોહન-ફસ્યાં, આ ચક્ર કૈં કારમું.

જનની-લાલનમાં લપટી રહ્યો,
ગૃહિણીના મધુહાસ્યમહિં ફસ્યો,
વિષય-પન્નગ-મર્મ વિષે ડસ્યો,
અકલ અંધતમે જઉં ક્યાં ધસ્યો ?

અને ત્યાં આંખની સામે ચિત્રો શાં ફરતાં રહ્યાં!
પ્રાઢ હતોશને જાણે જ્ઞાનતેજે ખુલાવતાં.

હા રોગીને મૃત-જીવનમાં ગાળતો દુષ્ટ કુષ્ટ
શી જીવ્યામાં સહન કરતો યાતના એ અકથ્ય !
મૃત્યુમાં કે અવર દુઃખમાં નારકીયાતનામાં—
છે પીડા તે જરૂર ન હશે આટલી કષ્ટપૂર્ણ.

શું બંધાઉં શરીરગૃહમાં રોગ જ્યાં રે' સદાય?
શું બંધાઉં શરીરગૃહમાં અંત જેનો જણાય ?

એ લોકો સૌ દિલગીર બની પોક મૂકી જતા'તા,
નિર્જીવો ના અમર કરતા કાળના કાળજામાં.

છે અંતે હા જરૂર પડવું પ્રાણીનું એમ નિત્ય,
તો કાં જોડું દિલ, મઢ બની, એ બધું જો અનિત્ય ?
એ સર્વેનાં દરદ નીરખી ઊછળે હાય છાતી
ના તેને શું સુખરૂપ રાકું માર્ગ કાંઈ બતાવી ?

પેલો દંડી સુખરૂપ અહા ! શો ફરે રક્ત મસ્ત !
ના જેને કો નિજ, અગર જો વિશ્વ તેનું સમસ્ત.
તેણે શોધ્યું જરૂર જગનું તત્ત્વનું તત્ત્વ શુદ્ધ,
આવું છું હું તુજ-ગતિ-પથે. ઓ! ઊભો રે' વિશુદ્ધ !

તર્કના વેગમાં જેવો પદ એ દ્વારમાં ધરે,
શંકાથી વા અનાયાસે યશઃશ્રી પડખું ફરે.
અચિંત્યો સંભ્રમે યોગી–પદ ત્યાં અટકી ગયો
પાછું વાળી જુએ ત્યાં એ દૃશ્ય શું નીરખી રહ્યો !

ખેંચે જાણે પ્રણય–બળથી એ યશઃશ્રી પ્રસુપ્ત,
વક્ષે ભાવો તરવરી રહ્યા શા ઉપાલંભ મુક્ત !
એના નેત્ર, અધર ચિબુકે ભાલદેશે કપોલે—
દીપ્તિ કોઈ અવનવી દીસે, યોગીને શું હલાવે?

એનું એ છે વદન કુમળું ગૌર ને રક્તપૂર
કિંતુ આજે નવિન પ્રતિભા છેડતું દિવ્ય સૂર.
શું વ્હાલાનાં વચન સઘળાં આત્મરૂપે સુણેલાં ?
ને અંદેશે વચન વદવા શું ચહે મર્મઘેલાં ?

ઘડી એ દૃશ્ય દેખીને અસમંજસ પામતો
તર્કહિંદોલમાં હીંચે—ત્યાં ખરે નભ–તારલો.
ઉલ્કાપાત નિહાળ્યો ત્યાં પૂર્વ સંસ્કાર જાગીઆ
મણકા તર્કમાલાના મેરુ આગ્યે પૂરા થયા.

સુર–ગણો પણ નિશ્ચલ જો નથી,
સમય પૂર્ણ થયે ખરતા નકી,
કયમ ધરી શકું ગર્વ હવે જરા ?
વધુ ન ખેંચ, સલૂણી યશોધરા.

કયમ તને શકું છોડવી પાશથી,
પ્રસિત હું જ રહ્યો યદિ કાલથી,
ન કંઈ શોક કરીશ હવે અલિ,—
અમલ–સંગ થકી અટૂલી ભલી.

પ્રભુ સનાથ કરે તુજને હવે,
'નહિ હું નાથ' વિચારી સુખી થજે
મુજ ભવિષ્ય ન જાણું કંઈ દિશે
તુજ ભવિષ્ય.................?

પરપંની મધ્યમા રોકે, કેમ એ થાય વૈખરી !
ગાર્હસ્થ્ય છોડીને ચાલ્યો સંન્યસ્તે દઢ પાદ દૈ.

પ્રતાપરાય પ્રભાશંકર પંડયા

# આજે આપણે કયાં ઊભા છીએ ?

સમસ્ત વિશ્વ કોઇ ન સમજી શકાય તેવા વિચિત્ર સંજોગો વચ્ચે આજે સપડાયું છે છેલ્લા પાંચ વર્ષોમાં આર્થિક મંદીએ દાટ વાળ્યો છે રાષ્ટ્રવાદનું ભયાનક ભૂત દરેક વિચક્ષણ ગણ્યોને પણ વળગ્યું છે. જનતાએ સમજી જવું આવશ્યક છે કે રાષ્ટ્રપ્રેમ એ નૈતિક ફરજ છે ગંભીર જવાબદારી છે જ્યારે કે રાષ્ટ્રવાદ જગતનું નિકંદન કાઢનાર મહાન શસ્ત્ર છે રાષ્ટ્રવાદનું હળાહળ વિષ આજે દરેક દેશની રગેરગમાં પ્રસરી ગયું છે અને તેથી જ આ અવિશ્વાસ, તોફાન અને મહા વિગ્રહના હુતાશન ચોતરફ સળગતા જોવામાં આવે છે આ રાષ્ટ્રવાદના વિષથી 'સ્વતંત્ર વ્યાપાર'વાદના ચુસ્ત હિમાયતી અને અનુયાયી ઇંગ્લંડે જકાતી દિવાલો ખડી કરી છે પોતાની બેંકની કોટગોમાં વિપુલ સુવર્ણ જથ્થા પડેલા છતાં સોનાનું ધોરણ છોડવાની ભ્રમણાને વશ થાય છે શાસકપ્રજાના હિતો સાચવવા ગરીબ હિંદ ઉપર એ જ રાષ્ટ્રવાદ ૧ શી. ૬ પે. જેટલું કૃત્રિમ હુંડીયામણ ઠોકી બેસાડે છે રાષ્ટ્રવાદનું વિષ પ્રત્યેકની આંખોમાં હોવાથી ઉચ્ચ હેતુઓ માટે બોલાવેલી પરિષદો નિષ્ફળ નિવડે છે યુદ્ધસ્ત્રણનો નિકાલ લાવવા મળેલી લોસા પરિષદની કરુણ કથની હજુ વિસારે પડી નથી ત્યાં તો આર્થિક પરિષદનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે શસ્ત્રબંધીની વાતો કરતા દેશો આ રાષ્ટ્રવાદના કેફની અસર તળે શસ્ત્રસરંજામ ગજબનાક વધારતા રહેવાના ચોંકાવનારા સમાચાર સાંપડે છે આ રીતે પ્રતિપળે એવા વિચિત્ર સંજોગોમાં ઉપસ્થિત થાય છે કે જેનો નિકાલ લાવવામાં આજના અર્થશાસ્ત્ર વિશારદો, પ્રખર રાજનીતિજ્ઞો અને વિચક્ષણ વૈજ્ઞાનિકો નિષ્ફળ થયા છે બલ્કે કેટલાક રાજનીતિજ્ઞોએ પરિસ્થિતિને અવિચક્ષણ રીતે અવૈજ્ઞાનિક રીતે અડકીને વધુ કઢંગી કરી છે

આવા કટોકટીના સમયે હિંદનું આર્થિક નાવડું કઇ દિશામાં ઝોલાં ખાય છે, એ વિચારવું ખાસ આવશ્યક છે એ તો આજે સુવિદિત ઘટના છે કે હિંદ એક દેવાદાર દેશ છે ૧૯૨૯માં શ્રી જી. ડી. બિરલાએ ભારતવર્ષ ઉપર દેવાનો કેટલો ભાર છે તેની સમાલોચના નીચે મુજબ કરી હતી

| | પૌંડ (કરોડમાં) |
|---|---|
| સ્ટર્લિંગ દેવું અને રેલવેમાં રોકાણ | ૪૦ |
| મ્યુનિસિપલ અને બંદરો વગેરે (Port Trust) મા રોકાણ | ૧ |
| હિંદમાં રજિસ્ટર થયેલી કંપનીઓમાં થયેલું રોકાણ | ૧૦ |
| હિંદમાં કામ કરતી પરંતુ બહાર દેશાવર રજિસ્ટર થયેલી કંપનીઓમાં મૂડીનું રોકાણ | ૨૦ |
| રૂપિયાની સીકયુરિટિમાં બેંકાએની મૂડી | ૧૫ |
| ઉપરની બાબતોમાં સમાયેલી નહિ એવી અન્યત્ર રોકાયલી મૂડી | ૧૪ |
| | ૧૦૦ કરોડ = અબજ |

આટલો માયાટૂટ બોજો હિંદને વેઠવો પડે છે. તદુપરાંત નોંધવું જરૂરી છે કે આ આંકડા તો ૧૯૨૯માં ભેગા કરવામાં આવ્યા હતા. ત્યારપછીના સમયમાં તો મંદીની ભયંકર ઓટ આવી છે. ખેતી નાશ પામી છે. વેપારવાણિજ્યનો ભૂક્કો થઈ ગયો છે. કેટલાક ધંધાના નફા ખૂબ જ ઘટી ગયા છે જ્યારે કે બાકીનામાંથી નફાનું તત્ત્વ અદૃશ્ય થયું છે. સદ્દર પેઢીઓ નાદાર થવાની અણી ઉપર છે, જ્યારે તેનાથી ઊલટું સ્ટર્લિંગ દેવું ૪૦ કરોડ પૌંડથી વધીને ૪૩ કરોડ પૌંડ જેટલું થયું છે. ધંધામાં રોકાયેલી મૂડી આજે ઓછો નફો લાવી શકતી હશે તો પણ જબરજસ્ત માતબર રકમોનાં ભરણાં પ્રતિવર્ષ કરવાં પડે છે. આ રકમમાં તેત્રીશ કરોડ જેટલી ગંજાવર સંખ્યા ઉમેરવી જરૂરી છે. આ રકમને 'હોમ-ચાર્જીસ' કહેવાય છે. હિંદના ભૂતપૂર્વ વાઇસરોયો, ગવર્નરો વગેરેના પેન્શનો તથા હિંદને અંગે બ્રિટનમાં થતા ખર્ચાઓ કુલે ઉપરોક્ત જેટલા થાય છે. પાઠ્યપુસ્તકોમાં 'હોમ-ચાર્જીસ'ના મથાળા હેઠળ ૪૦ કરોડ રૂ. ટાંકેલા નજરે પડશે. પરંતુ તેમાંના ૧૭ કરોડ તો વ્યાજ પેટે હોવાથી કોષ્ટકમાં દાખલ કરવામાં આવ્યા છે. આવડી મોટી રકમ ભારતવર્ષને પ્રતિવર્ષ મોકલવાની ફરજ પડે છે.

પરંતુ અનિષ્ટની હદ એટલે સુધી આવી અટકી જતી નથી. બીજાં કેટલાંય નાણાં 'અદૃશ્ય નિકાસ'ના બહાના તળે આપણે મોકલીએ છીએ. સ્ટીમરનું નુર, ભાડું, વીમો વગેરેમાંથી રળતી પરદેશી પેઢીઓ પોતાનો નફો 'અદૃશ્ય નિકાસ' રૂપે મોકલે છે.

'દૃશ્ય સ્વરૂપે' આપણા વેપારની તુલા નીચે મુજબ છેઃ

( હજાર રૂપિયામાં )

| વર્ષ | વધુ નિકાસ | વધુ આયાત |
|---|---|---|
| ૧૯૨૦-૨૧ | | ૮૮,૩૯,૮૬ |
| ૧૯૨૧-૨૨ | | ૪૬,૧૭,૧૬ |
| ૧૯૨૨-૨૩ | ૯,૩૧,૬૯ | |
| ૧૯૨૩-૨૪ | ૭૬,૬૬,૧૫ | |
| ૧૯૨૪-૨૫ | ૫૨,૮૪,૮૬ | |
| ૧૯૨૫-૨૬ | ૯૯,૧૬,૨૪ | |
| ૧૯૨૬-૨૭ | ૩૦,૯૧,૧૨ | |
| ૧૯૨૭-૨૮ | ૩૬,૯૮,૦૬ | |
| ૧૯૨૮-૨૯ | ૪૪,૯૦,૧૬ | |
| ૧૯૨૯-૩૦ | ૪૬,૫૦,૩૬ | |
| | કુલ ૩,૯૭,૨૮,૬૪ | ૧,૩૪,૫૭,૦૨ |

ઉપરના આંકડા ઉપરથી ફલિત થાય છે કે પ્રતિવર્ષે આપણે ૧૦૦ કરોડની આયાત કરીએ છીએ તે ઉપરાંત ૨૬ કરોડની નિકાસ કરીએ છીએ. આ કોષ્ટકમાં ચલના પછીના આંકડા સ્પષ્ટ રીતે સાબિત કરે છે કે આપણા નિકાસ-વ્યાપાર તદ્દન પડી ભાગ્યો છે. જાપાનીસ

વગેરે માલ તદ્દન સસ્તો હોવાથી આયાત વધી છે. વેપારનાં બન્ને પાસાં સમતોલ કરવા માટે અને હુંડિયામણ ટકાવવા માટે હિંદે પીળી ધાતુનો નિકાસ શરૂ કરી છે. આજદીન સુધીમાં ૧ અબજ અને ૪૧ કરોડ રૂ. ની કિંમતનું સુવર્ણ હિંદનો કિનારો છોડી ગયું છે. આ વિગ્રહ પહેલાંની પરિસ્થિતિ સાથે આધુનિક મામલો ઠીક સમાનતા સાચવે છે. પરદેશી દેવું કુદકે ને ભુસકે વધતું જ જાય છે. ૧૯૧૦માં ૩૬½ કરોડ પૌંડનું દેવું હતું તે અત્યારે ૧ અબજથી પણ વધારે ભારે થઇ ગયું છે.

પરંતુ લડાઈ પહેલાંની પરિસ્થિતિ આજના કરતાં એક વિશિષ્ટ રીતે જુદી પડે છે. તે વખતે ભાવના અને વર્તાવ એવાં હતાં કે ધંધામાં મળતા નફાનું રોકાણ પણ અત્રે થતું. આ રીતે તે સમયમાં દેશી અને પરદેશી મૂડીના સંયોગીકરણથી વેપારઉદ્યોગો ખોલવાનો બહુ અવકાશ હતો. પરંતુ આજે ભાવના પલટાઇ છે. પરદેશીઓ પોતાનો નફો બનતી તાકીદે પોતાના દેશ મોકલવાની ખાસ તજવીજમાં રહે છે. દરમિયાન મંદીથી વસ્તુના ભાવ તદ્દન ઉતરી ગયા છે. આ રીતે નાણાંબજાર ઉપર બેવડો બોજો પડયો છે. આજે રૂપિયો એ બન્ને વચ્ચે પીસાઇ રહ્યો છે. (૧) મૂડીની નિકાસ. (૨) માલના બગડી ગયેલા ભાવ—૧૯૨૦માં જે ભાવ હતા તેના આજે ૬૦ ટકા જેટલા થઇ ગયા છે. એ હકીકત ગુપ્તરહસ્ય તરીકે રહી શકી નથી. મંદીની મોંકાણ સર્વત્ર ગવાય છે અને આજનો માનવી આ કરુણરસપૂર્ણ કોરસગીતમાં સાદ પૂરે છે.

પરંતુ આ કરુણ કહાણી આટલેથી જ અવિરામ પામતી નથી. હુંડિયામણની 'નીતિ'એ જો કે વાસ્તવિક રીતે 'અનીતિ' જ છે. હિંદનું નખ્ખોદ વાળ્યું છે. ૧ શી. ૬ પેન્સનું હુંડિયામણ કેવી વક્રતાથી જાળવવામાં આવ્યું છે, એ તરફ થતા પ્રજાપોકારનો કેવી નિષ્ઠુરતાથી અનાદર કરવામાં આવ્યો છે, વગેરે હકીકતો વર્તમાનપત્રના વાચક માટે અજાણી રહી શકી નથી ચલણને એકદમ સંકોચાઇ દઇને, હુંડિયામણને કૃત્રિમ રીતે શી. ૧. ૬ પે. ના ફુગાવેલા ભાવ ઉપર નક્કી કરવામાં આવ્યું છે. પરંતુ આવા નબળા પાયા ઉપર રહેલું હુંડિયામણ સરકારી ટેકા વિના ટકી શકે તેમ ન હતું. નાણાંભીડ ખૂબ જ કરવાથી, ચલણ અતિશય સંકોચવાથી અને વારંવાર ભારે વ્યાજના દરે ઊછીના લેવાની સરકારી નીતિથી (આઠ ટકા સુધીનું દેવાળિયું વ્યાજ ભરતાં હિંદી સરકાર અચકાઇ નથી !) આ કૃત્રિમ હુંડિયામણ ઊભું રહી શક્યું છે. આવી નામોશી ભરી નીતિનો આશ્રય લઇને પણ સદરહુ હુંડિયામણને વળગી રહેવાની સરકારે જીદ પકડી હતી અને હજુ સુધી છોડી નથી. દરમિયાન આંતરરાષ્ટ્રીય સંજોગો પલટાયા. સ્ટર્લીંગ નાદાર થયો. તે એક સરકારી વચનવાળું કાગળનું પતાકડું થઈ ગયું. સ્ટર્લીંગ બદલે સોનું આપવા બેંક ઓફ ઇંગ્લેન્ડ બંધાયેલી હતી તેને ત્યાંની સરકારે જવાબદારીમાંથી મૂક્ત કરી. એ કટોકટીના સમયે એક મુદ્દાસરનો પ્રશ્ન ઉપસ્થિત થયો. રૂપિયાનું લગ્ન સ્ટર્લીંગ સાથે જે સિદ્ધાંતની રૂએ કરવામાં આવ્યું હતું તે નાશ પામ્યો. રૂપિયા અને સ્ટર્લીંગના છુટાછેડા કરવાની આ અણમોલ તક હતી. પરંતુ કમનસીબે આ ગેબી મદદનો લાભ લેવામાં એમની સરકાર નિષ્ફળ નીવડી. નાણાંશાસ્ત્રીના કેટલાક ધમપછાડા બાદ હિંદી સરકારે વિલાયતની સરકારની આજ્ઞાથી રૂપિયા—સ્ટર્લીંગનું લગ્ન 'હિંદ' નિમિત્તે થયું એમ જાહેર કર્યું. સ્ટર્લીંગ પતિદેવને ભલે જીવલેણ ક્ષય લાગુ પડયો હોય

છતાં રૂપીસુંદરીએ તેની સુશ્રુષા કરવી જ જોઇએ. તેની પાછળ ઘસડાવું જોઇએ અને પોતાના 'સ્ત્રીધીન'માંથી દવાદારૂ (સુવર્ણની 'ભસ્મ') માટે નાણાં કાઢવાં જોઇએ! એવી 'નૈતિક સમજદારી' અત્રેના શાસનકર્તાઓના હૃદયમાં ઉગી નીકળી. આ જવાબદારીનું ભાન તેઓએ કરાવ્યું અને એક પ્રતિવ્રતા નારીની માફક તેનું પાલન આજની ઘડી સુધી કરવામાં આવે છે. અસ્તુ.

હુંડિયામણના પ્રશ્ન માટે અણધાર્યા સંજોગોએ તક આપી. પરંતુ બીજા દેવાંનો પ્રશ્ન હજુ અકળાવનારો થઇ પડ્યો છે. આનો તોડ કેવી રીતે કરવો તેના માટે જુદાં જુદાં મંતવ્યો અર્થશાસ્ત્રીઓ રજુ કરે છે. ઉદ્દામપક્ષ તેની નિષ્પક્ષ તપાસ માગે છે અને ત્યારબાદ જ દેવા-લેણાની સ્થિતિ વિશે નિકાલ કરવા ચાહે છે. આજની ઘડી લગી આ જટિલ પ્રશ્નનો ઉકેલ થઈ શક્યો નથી.

પરંતુ જો બ્રિટીશ મૂડી રોકનારાઓ ધારે તો આ જટિલ પ્રશ્નનો ઉકેલ તરત જ લાવી શકાય તેમ છે. ચાવી તેમના હાથમાં જ છે. આજે તે ચાવી વાપરવાની તેઓ આના-કાની કરે છે તે ભારતનું કમનસીબ છે. જો બ્રિટીશ થાપણવાળાઓ નિશ્ચય કરી હિંદમાં વસાહત કરે તો સરળતાથી આ ગંભીર જવાબદારીઓનો બોજો ભારતના શિર ઉપરથી ઉતરી જાય. આજે તેઓ હિંદને શિકાર કરવાની ભૂમિ તરીકે લેખે છે—જેમ બને તેમ નાણાં અને સત્તાના બળથી વધુને વધુ નફો મેળવી પોતાના સ્વદેશ મોકલવાની તેઓ ચીવટ રાખે છે. પરંતુ જો તેઓ ઈંગ્લંડમાં નાણાં માકલાની માથાફોડ ન કરે અને અત્રે જ વસવાટ કરે તો તેમની સઘળી સંપત્તિ રાષ્ટ્રધન થઇ જાય. હિંદ તેમને આ ઉદાર પગલું ભરવાને વિનવે છે, અને તેમ બને તે બન્નેના હિતની દષ્ટિએ ખૂબ આવકારદાયક છે.

સાદી સમજ સૂચવે છે તેમ દેવું ઘટાડવાનો બીજો રસ્તો નિકાસ વેપાર વધારવાનો છે. આના અંગે આપણે હુંડિયામણના પ્રશ્નની ટૂંક મીમાંસા કરી ગયા. નિકાસ વેપાર વધારવા માટે અગત્યની શરત માલ વધુ ઉત્પન્ન કરવાની છે. અને તે માલ જગતના બજારોમાં હરીફ ઉત્પાદકો સામે મૂકવાની શક્તિ પણ જોઇએ. હવે આ ઉત્પન્ન કેવી રીતે વધારવું એ મહાન કોયડો ઉપસ્થિત થાય છે.

ભારતવર્ષના કરોડરજ્જુરૂપ ખેડૂતો ૯૦૦ કરોડ દેવાના દાવાનળમાં સળગી રહ્યા છે. દિનપ્રતિદીન આ કરજ વધતું જાય છે. ખેડૂતો પોતાની 'આવક'માંથી આ દેવાની રકમનું પૂરેપૂરું વ્યાજ પણ ભરી શકતા નથી તેથી આ બોજો વધતો જ જાય છે. હિંદી મનુષ્યની સરેરાશ આવક રૂા. ૪૫ છે એમ કેટલાક વખત ઉપર અર્થશાસ્ત્રીઓએ નક્કી કર્યું હતું. આ ગજબનાક મંદીના સમયમાં તેમાં ગંજાવર ઘટાડો થયો હોય એ સ્વાભાવિક છે. આ રકમમાં શ્રીમંતોના જબરજસ્ત આવકના આંકડા દાખલ થયા હોવાથી તેટલું પ્રમાણ બાદ કરવું જોઇએ. આ રીતે માથાદીઠ આવક અતિશય મામુલી થઇ જાય છે. ભારતવર્ષ કઈ રીતે ટકે છે એ વિચાર ખરેખર મગજને મૂઢ બનાવી દે તેવો છે. આવી અતિશય કરુણપ્રદ દશા—કાળી કંગાલિયત માટે કોણ જવાબદાર છે? સ્ટર્લીંગ સોનાથી અલગ થવાથી સોનાના પ્રમાણમાં તેની કિંમત ઘટે એ સહજ ઘટના છે. સ્ટર્લીંગ અને રૂપિયાનો વિવાદ થયો

હોવાથી તે મુજબ રૂપિયાની કિંમત ઘટી છે પરંતુ તેથી કાંઇ રાહત મળી નથી. સરખામણી માટેના 'એકમના આંકડા' (Index Figures) ઘટી ગયા છે અને સઘળાં વિરુદ્ધ બળોએ એકત્રિત થઇને ખેતીનો નાશ કર્યો છેઃ

| | | દાણા | કઠોળ | ચાર | તેલીબીયાં | સરસિયું તેલ | શણ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | સપ્ટેમ્બર | ૭૩ | ૯૧ | ૬૩ | ૭૮ | ૬૫ | ૫૧ |
| | ઑક્ટોબર | ૭૭ | ૯૧ | ૬૮ | ૮૮ | ૬૪ | ૬૨ |
| | નવેમ્બર | ૭૬ | ૯૬ | ૭૫ | ૮૦ | ૬૫ | ૬૦ |
| | ડીસેમ્બર | ૭૮ | ૧૦૮ | ૬૮ | ૮૦ | ૬૫ | ૫૮ |
| ૧૯૩૨ | જાન્યુઆરી | ૭૬ | ૧૦૬ | ૬૧ | ૮૧ | ૬૫ | ૫૨ |
| | ફેબ્રુઆરી | ૭૨ | ૯૫ | ૬૨ | ૮૪ | ૬૫ | ૫૧ |
| | માર્ચ | ૭૦ | ૮૬ | ૬૦ | ૭૨ | ૬૧ | ૪૯ |
| | એપ્રીલ | ૬૬ | ૮૩ | ૫૯ | ૭૧ | ૬૧ | ૪૫ |
| | મે | ૬૬ | ૮૭ | ૫૭ | ૭૨ | ૫૭ | ૪૨ |

આવીરીતે વસ્તુસ્થિતિ દિનપ્રતિદિન બગડતી રહી છે. ગીરવી અને વેચાણમાં અપાયેલું સોનું ભારતનો કિનારો છોડે છે. સુવર્ણનું ધોરણ દાખલ કરવાના આદર્શવાળી હિંદી સરકાર આ સોનું ખરીદવાનું ઔચિત્ય સમજવામાં બેદરકાર રહી છે. બલકે ખજાનચીએ આ સુવર્ણનિકાસને 'વાસ્તવિક અને સ્વાભાવિક' ગણી છે. આજદિન સુધીમાં ૧ અબજ ૪૧ કરોડની રકમની પીળી ધાતુ હિંદથી રીસાઇને બહાર ચાલી ગઇ છે. જેમ જેમ સ્ટર્લીંગ દબાય છે તેમ તેમ સોનાના ભાવ વધે તે સ્વાભાવિક છે, અને તે વખતે સોનાના નિકાસ વ્યાપારને ખૂબ ઉત્તેજન મળે છે.

૧૯૩૧–૩૨ના સોનાની નિકાસના આંકડા તથા સરકારી તિજોરીથી થયેલા વેચાણોના આંકડા નીચે મુજબ છેઃ—

| મહિનો | સુવર્ણ નિકાસ | સરકારી તિજોરીથી થયેલું સોનાનું વેચાણ. |
|---|---|---|
| એપ્રીલ | | |
| મે | | |
| જુન | ૬૪ | ૭ કરોડ (એપ્રીલ–સપ્ટેમ્બર) |
| જુલાઇ | ૪૩ | |
| ઑગસ્ટ | ૨૯ | |
| સપ્ટેમ્બર | ૨૯ | |
| ઑક્ટોબર | ૯૦૫ | |
| નવેમ્બર | ૮૫૭ | |
| ડીસેમ્બર | ૧૭, ૭૭ | |
| જાન્યુઆરી | ૯૨૭ | |
| ફેબ્રુઆરી | ૭૫૭ | |
| માર્ચ | ૬૮૯ | |
| | ૬૦,૭૭ લાખ | ૭ કરોડ |

આ આંકડા અતિશય અધૂરા છે તેમ છતાં અત્રે આપવાનો આશય એ છે કે સ્ટર્લીંગ દબાયાથી સોનાની નિકાસ ખૂબ વધી છે, અને લોકોની સુવર્ણ સંઘરવાની શક્તિ ખૂબ નબળી પડી છે.

પરંતુ સોનાનો આ પ્રકારનો પ્રવાહ અમુક વખતે અટકશે એ તદ્દન સ્વાભાવિક છે. જ્યારે સોનું બહાર દેશાવર મોકલી શકાશે નહિ ત્યારે આયાત કુદરતી રીતે જ અટકશે. ભાવો તદ્દન બેસી જશે. લોકોની ખરીદશક્તિ અતિશય કુંઠિત થઇ જશે. તે વખતે વીઘોટી અને વ્યાજની રકમો ભરવી અતિશય દુષ્કર થઇ પડશે. સોનાની નિકાસ કરવામાં પ્રોત્સાહન આપનાર હિંદી સરકાર નિકાસને અંગે જે મામુલો લાભ ઊઠાવે છે તે તેને સોંસરો નીકળશે. આજે લગભગ દોઢ અબજના નોટ પ્રજામાં વધુ ફરતા હોવાથી ચલણ વિસ્તાર પામ્યું છે. વેપાર-મંદી હોવાથી ઉદ્યોગ એને બીજા સાહસોમાં નાણાં રોકવાની જીગર ચાલતી નથી. નાણાંની આ રીતે ખુબ છૂટ બજારમાં દેખાય છે, તેથી વ્યાજના દર ઘટે છે. સરકાર સસ્તા વ્યાજે લોનો ઉઘરાવે છે, સસ્તા વ્યાજે આગલી લોનોની ફેરબદલી કરે છે અને બીજું નાણું મેળવી સાહસો કરવા પ્રેરાય છે. જ્યારે સોનાની નિકાસ બંધ થશે તે દરમિયાન રફતે રફતે આ નાણાંની છૂટ અદશ્ય થશે. સ્થાનિક મૂડીવાળાઓ રક્ષિત વ્યાપારો જેવા કે ખાંડના કારખાના વગેરેમાં પોતાનાં નાણાં રોકશે, મશીનરી ખરીદવા માટે પરદેશ મોકલશે અને આવી રીતે આ સઘળાં નાણાં 'અદ્દેદ્દે' થઈ જશે–અસ્તવ્યસ્ત વેરાઇ જશે. સોનાની નિકાસ બંધ પડશે ત્યારે પ્રજાની ખરીદશક્તિ તદ્દન ઘટી જશે અને આપણો દેશ ખૂબ જ ભયંકર અવસ્થામાં મૂકાશે. હું કોઇ મહાન ભવિષ્યવાદી નથી પરંતુ મારી નમ્ર સમજ પ્રમાણે હિંદ અત્યારે કોઇ એવા આરા તરફ ઘસડાઇ જાય છે કે જો વચમાંથી તેના રક્ષણના ઉપાયો યોજીને બીજા સવળા માર્ગે ચડાવવામાં નહિ આવે તો જબરજસ્ત આર્થિક અંધેર વ્યાપશે. આ પરિસ્થિતિનો તોડ કેવી રીતે લાવવો?

હવે આપણે સરકારી નાણાંસ્થિતિ તપાસીએ:

મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોના બજેટોમાં હંમેશાં ખાડા જ હોય છે. તેમના ખાડા લગભગ કહેવતરૂપ થઇ ગયા છે. ૧૯૩૧–૩૨ માં ૨૧ કરોડનો જબરજસ્ત ખાડો હતો. સ્વાભાવિક રીતે સલાહ મળશે કે જો ખર્ચ આવક કરતાં વધારે હોય તો કરવેરા વધારીને પૂરું કરે, પરંતુ અનુભવોના અંતે સ્વીકારવામાં આવ્યું છે કે કરવેરા નાંખવાથી હવે હિંદમાંથી આવક વધે તેમ નથી. અમુક મર્યાદાએ 'ઘટતી નિપજના કાયદા'નો અર્થશાસ્ત્રીઓ કહે છે તેમ, અમલ શરૂ થાય છે. આ કારણથી ખર્ચ ઘટાડવાના ઉપાયો આદરવાની ભલામણ થાય છે પરંતુ ખરા હૃદયપૂર્વક આ ઘટાડા કરવામાં આવતા નથી. અર્ધદગ્ધ ઉપાયોથી આ દિશામાં કશી સાર્થકતા પામી શકાય તેમ નથી. કોઇ નિષ્ણાત 'સર્જન' રોકવામાં આવ્યો હોય તો સડેલા અથવા બિનજરૂરી કેટલાય ભાગો ઉરાડી દેશે અને આ રીતે 'થોમસ કમીટી' કરતાં અનેકગણો વધુ ઉપકારક નીવડશે. દેવું કરીને પણ ચાલુ ખર્ચો નિભાવવાની નીતિ આધુનિક વિચક્ષણ સરકારે સ્વીકારી છે. એ ખરેખર જેટલું આશ્ચર્યજનક છે તેટલું જ શોચનીય છે. નાણાંની છૂટના લીધે યુરોપિયન વેપારીઓ, મૂડીદારો, દેશી રાજાઓ લોનો લેવા પતંગિયાંની માફક કૂદી પડે છે અને સરકાર આ નાણાં વધેચ્છ

ઉડાવે છે. પરંતુ નાણું ઉછીનાં લેવાની નીતિનો અથવા નવા કરોનો આધાર હવે રાખવો યોગ્ય નથી. મજબૂત હાથે લશ્કર વગેરેમાં ગંજાવર ઘટાડા કરવાની અનિવાર્ય જરૂરત છે, અને આજે નાણાં બજારમાં જે છૂટ છે તેનો લાભ લઈ સરકારે રાષ્ટ્રહિત ઉપયોગી સાહસોમાં નાણાં વધુ ખર્ચવાનું સમજવું જોઈએ.

સરકારે લોકનાયકોના સહકારથી દેવાનો મહાન ડુંગર તોડવા કટિબદ્ધ થવું જોઈએ, બુદ્ધિયુક્ત આશાવાદ જ આ દારુણ પરિસ્થિતિમાંથી બચાવી શકે તેમ છે. પરંતુ કાર્યકરોએ આંધળી શ્રદ્ધાથી ખૂબ ચેતવાનું છે. મનુષ્ય સ્વભાવે આંધળી શ્રદ્ધાનું અનુકરણ કરીને ખૂબ જ પછાડો - ખાધી છે, અને જો તેમાંથી પદાર્થપાઠ શીખવા, જેટલી સમજ-શક્તિ દર્શાવવામાં નિષ્ફળ નિવડયા તો જમાતમાં બેવકૂફ નં. ૧ થઈને હાંસીપાત્ર થઈશું એટલું જ નહિ, પરંતુ ભવિષ્યની પ્રજાને આપણે ઊંડા કુવામાં ઉતારી દઈશું. 'કર્મયોગ' અનિવાર્ય થઈ પડયો છે. ઈંગ્લંડે જ્યારે સોનાનું ધોરણ છોડયું ત્યારે તે વખતે સોનાના ધોરણવાળા બીજા દેશોને પૂછવા જવામાં તેણે વખત ગુમાવ્યો ન હતો. પોતાની પરિસ્થિતિ શાંતિથી અવલોકી મજબૂત હાથે તેણે આ પગલું ભર્યું. તેને અંગે મજૂર સરકાર નાશ પામી અને કોઈ અજબ ત્વરાથી સઘળા પક્ષોનો સહકાર મેળવી નૂતન રાષ્ટ્રીય સરકાર જન્મ પામી. આ સઘળું સીનેમાની ફીલમની ઝડપથી બનવા પામ્યું કે જેથી જગત સ્તબ્ધ થઈ ગયું. જાપાન પણ તે જ પથે પરવર્યું. અને કોઈ જાદુઈ રીતે પોતાનો નિકાસ વેપાર ખૂબ જ વધારવામાં સફળ થયું. અમેરિકાએ પણ એ જ માર્ગનું અનુકરણ કર્યું. વ્હાઇટહૉલની છત્ર-છાયા તળે પોષાતી, તેનું દુધ ધાવતી હિંદી સરકારે આવા પ્રકારની કાંઈક નૈતિક હિંમત બતાવવી જોઈએ. નાણું અતિશય સસ્તું છે તે પણ આ દ્રષ્ટિએ ખૂબ લાભકારક નીવડી શકે તેમ છે. કોઇ આસમાની સુલ્તાની ન થાય તો આજના ૩½ ટકાના બેંકરેટમાં ઘટાડો થવો સંભવિત લાગતો નથી. કારણકે તેથી ચાલુ હુંડિયામણને ટકાવવામાં મુશ્કેલી પડે એટલું જ નહિ પરંતુ ઇમ્પીરિયલ બેંક પ્રથમથી ભારે વ્યાજે લીધેલાં નાણાં હોવાથી તેને નુકશાની પડે છે. આ કારણથી અર્થશાસ્ત્ર વિશારદો બેંકના ચાલુ વ્યાજવટાવના દરથી ઘટાડો થાય તેમ માનતા નથી.

હિંદી ખેડૂત દેવાના દારુણ દુઃખમાં ડૂબી ગયો છે. તેના માથા ઉપરથી વજન ઘટાડવા માટે સંગીન મજબૂત પગલાં લેવાં ખાસ આવશ્યક છે. રાષ્ટ્રીય કરજનો પણ યોગ્ય રીતે નિકાલ લાવવો જરૂરી છે. આયાત નિકાસના આંકડા ઉપલક દૃષ્ટિએ તપાસનારા નિકાસ વધુ થતી જોઇને મલકાય છે. તેઓ એવી માન્યતા સેવે છે કે હિંદ વધુ નિકાસ કરે છે તેથી તે ધનવાન થતો જાય છે. પરંતુ અર્થશાસ્ત્રની ગુંચો રાષ્ટ્રીય દેવું વગેરે પ્રશ્નને દૃષ્ટિ સમીપ રાખવાથી સહેજે સમજી શકાય તેમ છે કે **ભારતવર્ષને વધુ નિકાસની કાંઈ કુટેવ પડી નથી પરંતુ ફરજિયાત રીતે જ આ પગલું ભરવું પડે છે.** જો અત્યારે કોઈની પણ જરૂરત હોય તો તે પરદેશી દેવું ઘટાડવાની કેળવણી, આરોગ્યતા અને બીજા રાષ્ટ્રોપયોગી હેતુઓ માટે વધુ ખર્ચ કરવાની છે. હિંદની ભૂમિ રસાળ છે, હિંદી સ્વભાવ કરકસરિયો, બિનખર્ચાળ અને ઉદ્યોગી છે. ભારતવર્ષના ઉત્કર્ષ યત્નમાં બ્રિટન પોતાનો હાથ કેમ ન લંબાવે?*

કાન્તિલાલ અમૃતલાલ શાહ

* શ્રી બીરલાના લેખ ઉપરથી પ્રેરિત.

# ઉત્તરાયણ એટલે જ મકરસંક્રાંતિ

[ પ્રાચીન કાળમાં આપણું વર્ષ કયા પ્રકારનું હતું તે આ લેખમાં મારા મિત્ર શ્રી. કૃષ્ણરામભાઇએ બતાવ્યું છે. લેખ તજજ્ઞોને માટે લખાયો છે, પરંતુ એમાં જે થોડા પારિભાષિક શબ્દો આવે છે તેનો અર્થ જો સમજાવવામાં આવે તો સામાન્ય વર્ગ પણ આ લેખ સમજી શકે એમ મને લાગવાથી કેટલીક પ્રારંભિક સમજણ અહીં આપું છું.

શિયાળો, ઉનાળો વગેરે ઋતુઓ અમુક નિશ્ચિત ક્રમમાં નિયમિત રીતે આવ્યાં કરે છે. એ ઉપરથી જ દરેક દેશના પ્રાચીન લોકોએ વર્ષની કલ્પના કરી એ વાત એટલી સ્વાભાવિક છે કે તે બધાને કબૂલ છે. ( વર્ષ શબ્દનો અર્થ જ વરસાદ થાય છે. ) ઋતુઓનો આધાર અયનો (ઉત્તરાયણ, દક્ષિણાયન) ઉપર છે. અમુક ઋતુ બરાબર કયે દિવસે બેઠી એ ચોક્કસ રીતે કહેવું અશક્ય છે, પણ વર્ષની લંબાઇ તો આપણને અમુક દિવસ, ઘડી, પળ, વિપળ પર્યન્ત સૂક્ષ્મ જોઇએ, અને અયનનું માપ આપણે આકાશના પ્રત્યક્ષ અવલોકન ઉપરથી પળ, વિપળ પર્યન્ત સૂક્ષ્મ કાઢી શકીએ છીએ, તેથી ઋતુ ઉપરથી નક્કી થતા વર્ષની લંબાઇ અયનના અવલોકન ઉપરથી કાઢવામાં આવે છે અને તેથી તેને સાયન (સહઅયન) વર્ષ કહેવામાં આવે છે.

ઉત્તરાયણના મધ્યબિંદુને વસંતસંપાત અને દક્ષિણાયનના મધ્યબિંદુને શરતસંપાત કહે છે. આ ઉપરથી સાયન વર્ષને સાંપાતિક વર્ષ પણ કહે છે. ઋતુ ઉપરથી તેને આર્તવ વર્ષ પણ કહે છે.

સૂર્ય એક વર્ષમાં નક્ષત્રો એટલે તારાઓમાં થઇને એક આંટો ફરતો દેખાય છે. આ સમયને નાક્ષત્ર અથવા નિરયન વર્ષ કહેવામાં આવે છે. કેટલાંક પ્રાકૃતિક કારણોને લઇને નિરયન વર્ષ સાયન વર્ષ કરતાં લગભગ ૨૦ મિનિટ મોટું છે.

આટલું સમજ્યા પછી આ લેખ કોઈ પણ સમજી શકશે. ઋતુ ઉપરથી જ વર્ષની કલ્પના થઇ એ વાત એટલી સ્વાભાવિક છે કે તેને પ્રમાણોની જરૂર નથી. છતાં જેમને આપણા પ્રાચીન ગ્રંથોમાંથી આ વિષયનાં પ્રમાણો જોઇતાં હોય તેમને માટે શ્રી. કૃષ્ણરામભાઈએ આપ્યાં છે. હું ઇચ્છું છું કે ગુજરાતીઓ આવા લેખો વાંચતા થાય અને ભારતીય ખગોળશાસ્ત્ર વિષે કંઈક વધારે સમજતા થાય.

હરિહર પ્રા. ભટ્ટ ]

**આ** વર્ષે સં. ૧૯૮૯ માર્ગશીર્ષ કૃષ્ણ ૮/૯ બુધવારે તા; ૨૧/૨૨ ડીસેમ્બર ૧૯૩૨, રાત્રે ૬૧-૪૪ મિ, સ્ટે. ટા. (પ્રાતઃ) સમયે સૂર્ય ઉત્તરાયણનો થયો. આ દિવસથી સૂર્ય ઉત્તર દિશા તરફ વળવા માંડે છે. ઉત્તરાયણ એટલે મકરસંક્રાંતિ આપણે માનીએ છીએ. તો આ દિવસે મકરસંક્રાંતિ માનવી જોઇતી હતી. પણ ૨૩ દિવસ પછી જાનેવારી તા. ૧૩-૧૪ ને દિવસે આપણે મકરસંક્રાંતિ–ઉત્તરાયણ માનીએ છીએ, તે ખોટું છે. આ (ઉત્તર) અયન દિવસે મકરસંક્રાંતિ માનીએ એટલે તેને સ+અયન (સાયન) મકરસંક્રાંતિ કહેવામાં આવે. નિરયનવાદીઓ કહે છે કે "ત્યારે (નિર્+અયન) નિરયન મકરસંક્રાંતિ પણ છે." નિરયન મકરસંક્રાંતિ એ ત્યારે (ઉત્તર) અયનસંક્રાંતિ માનવું તે તો ખોટું જ ગણાય. નિરયન મતવાદીઓના પ્રમાણે તો ઉત્તરાયણ સંક્રાંતિ એટલે મકરસંક્રાંતિ નહિ અને મકરસંક્રાંતિ એટલે ઉત્તરાયણ સંક્રાંતિ નહિ, તેમ ગણાતું જોઇએ. જો તા. ૨૨ ડીસેમ્બર પછીના કોઇપણ દિવસે મકર સંક્રાન્તિ નિરયનવાદીઓ માને તો " ઉત્તરાયણ સંક્રાંતિ વખતે

સૂર્ય મકર રાશિના તારાઓમાં આવતો નથી. તા. ૧૦ જાનેવારીની આજુબાજુમાં મકર રાશિના તારાઓમાં આવે છે. સાયન મકરસંક્રાંતિ વખતે સૂર્ય ધનુઃ રાશિના તારાઓમાં હોય છે. તેને મકર રાશિ કેમ ગણવી ?" આમ ટિળક પક્ષવાળા નિરયનવાદીઓ કહે છે. નિરયનવાદીઓ કહે છે કે સંક્રાંતિઓ સ્થિર તારાઓ સાથે સંબંધિત છે. એટલે, મકરાકૃતિ તારાઓનાં ઝુમખાંમાં સૂર્ય પ્રવેશે કે નિરયન મકરસંક્રાંતિ થાય છે. આ વાતને મુંબઈમાં શકે ૧૮૨૬માં ભરાયેલાં જ્યોતિષીઓના સંમેલને પણ ટેકો આપ્યો છે. અને તે ખરેખર અજબ થવા જેવી વાત છે !

આરંભસ્થાનના સ્વીકાર સંબધે ચોથા પ્રશ્નનો નિર્ણય આપતાં મુંબઈ પંચાંગ સંશોધન સભાદ્વારા પ્રકાશિત " પંચાંગ શુદ્ધિ નિર્ણય " માં ( પૃષ્ઠ ૨૧-૨૨ ) નીચે પ્રમાણે જોવામાં આવે છેઃ-

" क्रान्तिवृत्तस्थं निरयणारम्भस्थलमयनांशानुगुणं निश्चलं च स्वीकार्यम्। तिथिपत्रे सायननिरयणसंक्रांतिद्वयमपि प्रदर्शनीयम् । अयनारम्भौ तु प्रत्यक्षावेव । "

આ ઠરાવ ઉપરનાં વિવરણની ફુટનોટમાં વિવરણ લેખક નીચે પ્રમાણે લખે છેઃ-

" ....तत आरम्याश्विन्यादिनक्षत्रपुंजगतज्योतींषि मेषाद्याकृतिकनक्षत्रपुञ्जगतज्योतींषि तदन्यानि च कानिचिन्नक्षत्रपुञ्जगतज्योतींषि परितो विस्तृतेऽस्मिन्नाकाशे विप्रकीर्णमुक्तापुञ्जानीव समन्ततो दृश्यन्ते । तत्र यान्यश्विन्यादि नक्षत्रपुञ्जानि तानि सप्तविंशतिरष्टाविंशतिर्वा नक्षत्राणीत्युच्यन्ते । यानि च मेषाद्याकृतिकनक्षत्रपुञ्जानि तानि मेषादिराशय उच्यन्ते " ।

આથી સમજાય છે કે, મેષાદિ રાશિઓ આકાશનાં તારકાત્મક અશ્વિન્યાદિ નક્ષત્રો સાથે સંબંધિત છે, અશ્વિની, ભરણી, કૃત્તિકાનું એક ચરણ એટલે મેષરાશિ. એટલે અશ્વિનીના તારાઓ ભરણીના તારાઓ અને કૃત્તિકાનો દોઢ તારો મળીને આકાશમાં જે આકૃતિ ઊભી થાય તેને મેષરાશિ ગણવી ! તે પ્રમાણે, ઉત્તરાષાઢાનાં ૩ ચરણ (છેલ્લાં), શ્રવણ, અને ધનિષ્ઠાનાં પહેલાં ૨ ચરણ એટલે મકરરાશિ. એટલે, ઉત્તરાષાઢાના તારાઓના છેલ્લા ત્રણભાગ, શ્રવણના તારાઓ અને ધનિષ્ઠાના તારાઓના પહેલા અર્ધ ભાગ સુધીના તારાઓ મળીને જે આકૃતિ ઊભી થાય તે મકર ( મગરમચ્છ ) રાશિ ગણવી ! એટલે આ મકરાકૃતિ તારાઓની બનેલી રાશિમાં સૂર્ય જ્યારે પ્રવેશ કરે એટલે મકરનો સૂર્ય થયો ગણવો.

આવી માન્યતાભર્યાં લખાણ પ્રમાણે જ શેઠ આણજી ઠાકરશીએ બનાવેલા ' પ્રમાણસહસ્રી ' નામના પુસ્તકમાં પણ લખાણ મળે છે. પણ વિચિત્રતા તો એ છે કે તેમાં સૂર્ય **૨૧-૨૨ ડિસેંબરે મકરરાશિના તારાઓમાં આવે છે—આમ લખ્યું છે ! અને 'પ્રમાણસહસ્રી'નાં** વાક્યો તલકચંદ શીરચંદ જૈન જ્યોતિષીના " ભવિષ્ય ભાવફળ"માં લીધેલાં જોવામાં આવે છે. !

" ઉત્તરાષાઢાના છેલ્લા ત્રણ ભાગના તારાઓ, શ્રવણના તારાઓ અને ધનિષ્ઠાના પહેલા બે ભાગના તારાઓ જ્યાં દેખાય ત્યાં મકરની ( મગરમચ્છની ) આકૃતિ દેખાવી જોઇએ. "—એ ખરૂં છે ?

શ્રી. વરાહમિહિરાચાર્યે 'બૃહજ્જાતક' ના દ્રેષ્કાણાધ્યાયમાં મકરરાશિનાં ત્રણ દ્રેષ્કાણો ( રાશિના ત્રીજા ભાગને દ્રેષ્કાણ કહેવામાં આવે છે. ) નું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે.

મકરરાશિ પહેલું દ્રેષ્કાણઃ—

रोमचितो मकरोपमदंष्ट्रः सूकरकायसमान शरीरः ।
योत्रकजालकबन्धनधारी रौद्रमुखो मकरः प्रथमस्तु ॥ १ ॥

રૂંવાડાંથી ભરપૂર, મકરની જેવી દાઢવાળો, સૂકરના જેવાં શરીર વાળો, જોતરાં જાળ, અને બેડીધારણ કરેલી; રૌદ્રમુખવાળો પુરુષ.

મકર રાશિના બીજા દ્રેષ્કાણનું સ્વરૂપ ( મગરમચ્છનું પેટ વગેરે )

कलास्वभिज्ञाब्जदलायताक्षी श्यामा विचित्राणि च मार्गमाणा ।
विभूषणालंकृतलोहकर्णा योषा प्रदिष्टा मकरस्य मध्ये ॥

કલાઓને જાણવાવાળી, કમલદલ સરખાં નેત્રવાળી, સ્યામસ્વરૂપા, વિચિત્ર વસ્તુઓને શોધતી, કાનમાં લોઢાનાં આભૂષણો ધારણ કરનારી સ્ત્રી.

મકરરાશિના ત્રીજા દ્રેષ્કાણનું સ્વરૂપ ( મગરમચ્છનું પૂછડું )

किन्नरोपमतनुः सकम्बलस्तूणचापकवचैः समन्वितः ।
कुम्भमुद्वहति रत्नचित्रितं स्कन्धगं मकरराशिपश्चिमः ॥

કિન્નરોપમ શરીરવાળો, ધાબળો, ભાથું, બાણ, કવચ ધારણ કરેલ, તથા સ્કન્ધ ઉપર રત્નખચિત ઘડો વહન કરનાર પુરુષ.

મકર ( મગરમચ્છ ) ની આકૃતિ જોનાર દરેક કહી શકશે કે, મગર, ઉપલા વર્ણનમાં બનાવેલાં પુરુષ+સ્ત્રી+કિંપુરુષ જેવો હોય ? આપણે તારકાત્મક મકરરાશિના ત્રણભાગ કરીએ તો ઉપર આવેલા મકર રાશિનાં ત્રણ ભાગનાં વર્ણનોવાળી આકૃતિઓ આકાશમાં દેખાય ખરી કે ? ઉત્તરાષાઢાના તારાઓ આગળનો મગરમચ્છનો ( મકરનો ) ભાગ રૂંવાડાંથી ભરેલા, સૂકરના શરીરના જેવા શરીરવાળા પુરુષ જેવો દેખાય ? શ્રવણના તારાઓનો આકાર કમળનેત્રા, શ્યામા, લોહાભરણકર્ણા સ્ત્રી જેવો દેખાય ? ધનિષ્ઠાના તારાસમૂહનો પહેલો અર્ધ ભાગ, ધનુષ્ય, ભાથું, કવચ, ઘડો ધારણ કરનાર પુરુષ જેવો દેખાય ?

આકાશમાં આ તારાઓને ઓળખનાર વાચકવૃંદને, ઉત્તરાષાઢા, શ્રવણ, અને ધનિષ્ઠાના તારાઓની આખી આકૃતિ મકર જેવી અને જુદી જુદી ત્રણ આકૃતિઓ ઉપરિલિખિત વર્ણનમાં બતાવેલી આકૃતિઓ જેવી દેખાઈ છે ? ન જોઈ હોય તેઓ જોવાનો પ્રયત્ન કરે કે મગરમચ્છના ત્રણ ભાગ કરીએ તો પુરુષ, સ્ત્રી, અને કિંપુરુષના આકાર થાય ખરા !

અમે સાયનવાદીઓ કહીએ છીએ કે રાશિઓ તારકાત્મક આકૃતિવાળી નથી. આ સંબંધી વિશેષ જોવું હોય તેમણે મારા પૂ. કૈ૦ ગુરુવર્યશ્રી નવાથેનો બનાવેલો " સુધજ-જાતક ભાગ ૪થો " જોવો. અને તેમાં પણ શ્રી. યશવંત કેશવ પ્રધાનની લખેલી પ્રસ્તાવના જોવી.

ઉત્તરાયણ જે દિવસે થાય તે દિવસે મકરસંક્રાંતિ માનવી જોઇએ તેમ અમે સાયન વાદીઓ કહીએ છીએ. ધર્મશાસ્ત્રમાં બતાવેલાં પણ્ણવતિ શ્રાદ્ધમાંના બાર સંક્રાંતિશ્રાદ્ધો સાયનસંક્રાંતિઓને દિવસે થવાં જોઇએ. નિરયણસંક્રાંતિઓ ઉપર સંક્રાંતિ શ્રાદ્ધો કરીએ. આને સાયન સંક્રાંતિઓ ઉપર પણ સંક્રાંત શ્રાદ્ધો કરીએ તો ૯૬ શ્રાદ્ધોની ગણત્રી ૧૦૮ ઉપર જાય. માટે નિરયણસંક્રાંતિઓ મનાવી જ ન જોઇએ.

સાયન સંક્રાંતિઓ ઉપર આપણું સૌરવર્ષ એટલે દેવોના અહોરાત્રનો આધાર છે.

સોમાકરે ગર્ગાચાર્યનાં વચનો નીચે પ્રમાણે આપ્યાં છે. તેમાં સૌરવર્ષનું આપણે માનેલું ખરું સ્વરૂપ જોવામાં આવે છે.

सौरं तु सूर्यसंमूतं परिसर्पति भास्करे ।
यावता ह्युत्तरांकाष्ठां गत्वा गच्छति दक्षिणाम् ।
कालेन सोऽब्दस्तस्यार्द्धमयनं तु त्रयोर्तवः ॥

સૂર્ય દક્ષિણ પરમકાષ્ઠા ઉપરથી પાછો વળી ઉત્તર કાષ્ઠાપર પહોંચ્યા પછી પાછો દક્ષિણ કાષ્ઠા ઉપર આવે તેટલો સમય તે વર્ષ. તેનું અર્ધ તે અયન, અને તે અયન ત્રણ ઋતુઓનું. અને આ વર્ષ જેમાં ઋતુ, અયનનો સંબંધ છે તેને સૌર વર્ષ કહે છે. ઋતુ સંબંધિત હોવાથી તે વર્ષને આપણે આર્તવસૌર કહીએ અને અયન સંબંધિત હોવાથી આપણે વર્ષને સાયનસૌર કહીએ એટલે આપણું વર્ષ અર્થાત સાયનસૌર જ કહે. છે.

આટલું ખરું કે આ ઉત્તરાયણ બિંદુ એક વખત ધનિષ્ઠાના તારાઓમાં હતું. એક વખત શ્રવણના તારાઓમાં પણ આવી ગયું. ઉત્તરાષાઢાના તારાઓની પાછળ જઈ પૂર્વાષાઢાના યોગતારા (ડેલ્ટા સેજીટરી)ની પાછળ સાડાત્રણ અંશ ઉપર અત્યારે છે, અને હજી પણ પાછળ પાછળ ગયા જ કરશે. આપણું સૌરવર્ષ ત્યારે તારાઓ સાથે બંધાઇ રહેલું નથી. તારાઓ સાથે બંધાઇ રહ્યું હોત તો આપણે આવી વ્યાખ્યા કોઈ પણ ગ્રંથોમાં જોઇ હોત કે ધનિષ્ઠામાં એક વખત સૂર્ય આવી ગયા પછી ફરીથી ધનિષ્ઠામાં સૂર્ય આવે તેને એક સૌર વર્ષ કહેવું. પણ તેને બદલે ઉત્તરાયણ બિંદુમાં અગર પૂર્વ બિંદુ ઉપર સૂર્ય આવી જાય પછી ફરીથી ઉત્તરાયણ બિંદુ અગર પૂર્વ બિંદુમાં સૂર્ય આવે તેને વર્ષ કહેવું, આમ લખેલું તો દરેક ગ્રંથોમાં જોઇએ છીએ.

શ્રી ભાસ્કરાચાર્યે પોતે સૌર વર્ષના આંકડા દિવસ ૩૬૫-૧૫-૩૦-૨૨-૩૦ જે લીધા છે તે આંકડાઓ પોતે નીચે પ્રમાણે મેળવ્યા છે, તેમ લખે છે. જો કે તેમણે બ્રહ્માંડઆચાર્યકૃત બ્રહ્મસિદ્ધાન્તના જ આંકડાઓ લીધા છે પણ તે આંકડાઓ નીચે પ્રમાણે મેળવી શકાય છે એમ તે લખે છે.

આપણે ઉપર જોયું તે પ્રમાણે પૂર્વબિંદુમાંથી સૂર્ય નીકળી, પરમ કાષ્ઠાએ પહોંચી, પૂર્વબિંદુમાં આવી, પરમ દક્ષિણ કાષ્ઠાએ પહોંચ્યા પછી ફરીથી વર્ષે દહાડે પૂર્વ બિંદુમાં આવે તેટલા સમયને સૌર વર્ષ કહેવું જોઇએ. આપણે ત્યાં કહ્યું કે આ વર્ષ સાંપાતિક સૌર અગર સાયન સૌર કહેવાય છે. આજે આ પ્રમાણે આપવામાં આવતાં સાંપાતિક સાયન વર્ષમાંના આંકડાઓ ૩૬૫ દિ. ૧૪ ઘ. ૩૨ પ. ૨૪ વિ. ૭૫ પ્રતિવિપળ આવે છે.

શ્રી ભાસ્કરાચાર્ય પણ,

अथ समायां भूमावभीष्टकर्कटकेन त्रिज्यामिताङ्कैरङ्कितेन वृत्तं दिगङ्कितं भगणांशाङ्कितं कृत्वा तत्र प्राचीचिह्नाद् दक्षिणतो नातिदूरे प्रदेश उत्तरेऽयने वृत्तमध्यस्थितेन कीलेन रवेरुदयो वेध्यः । ततोऽनन्तरं वर्षमेकं रवेरुदया गणनीयाः । ते च पंचषष्ट्यधिकशतत्रय ३६५ तुल्या भवन्ति । तत्रान्तिमोदयाः पूर्वोदयस्थानादासन्नो दक्षिणत एव भवति । तयोरन्तरं विगणय्य ग्राह्यम् । ततोऽन्यस्मिन्दिवसे पुनरुदयो वेध्यः । स तु पूर्वचिह्नादुत्तरत एव भवति । तदप्युत्तरमन्तरं ग्राह्यम् । ततोऽनुपातः । यद्यन्तरद्वितयकलाभिरेकीकृताभिः षष्टिघटिका लभ्यन्ते तदा दक्षिणेनान्तरेण किमिति । अत्र लभ्यन्ते पंचदशघटिकास्त्रिंशत्पलानि सार्धानि द्वाविंशति विपलानि १५ । ३० । २२ । ३० । आभिर्घटीभिः सहितानि पंचषष्ट्यधिकशतत्रयतुल्यानि सावनदिनान्येकस्मिन्नब्दे भवन्ति । ३६५ । १५ । ३० । २२ । ३०

આજે ભાસ્કરાચાર્ય હોય તો अत्र लभ्यन्ते ની પહેલાંનું લખાણ આમ લખે કેઃ—

अत्र लभ्यन्ते चतुर्दशघटिका द्वात्रिंशत्पलानि चतुर्विंशतिर्विपलानि पंचाणुसप्त प्रतिविपलानि १४ । ३२ । २४ । ७.५ । आभिर्घटीभिः सहितानि पंचषष्ट्यधिकशतत्रयतुल्यानि सावनदिनान्येकस्मिन्नब्दे भवन्ति । ३६५ । १४ । ३२ । २४ । ७.५. ।

આ પ્રમાણે માપવામાં આવતા વર્ષને તારાઓ સાથે શું સંબંધ છે. આ વર્ષ સાયન સાંપાતિક છે. ભાસ્કરાચાર્યને અભિપ્રેત વર્ષ સાયન જ છે. **रवेश्चक्रभोगोऽर्के वर्षं प्रदिष्टं द्युरात्रं च देवासुराणां तदेव**, તે ૩૬૫ દિ. ૧૪, ૩૨, ૨૪, ૭.૫ સાયન દિવસોમાં થાય છે.

આ ઉત્તરાયણ સંક્રાંતિને દિવસે દિવસ આપણા ઉત્તર ગોળાર્દ્ધમાં નાનામાં નાનો હોય છે. ૨૫ળ પરત્વે દિનમાન ઘડીઓમાં ફરક પડે. સૂર્યસિદ્ધાન્તકાર આ વર્ષને વ્યવહાર, ધર્મયુક્ત, સદ્યુક્તિયુક્ત, પુણ્યપ્રદ ઠરાવે છે.

सौरेण द्युनिशोर्मानं षडशीति मुखानि च
अयनं विषुवच्चैव संक्रान्तेः पुण्यकालता ॥

( સૂર્યસિદ્ધાન્તમાનાધ્યાય. )

**चतुर्भिर्व्यवहारोऽत्र सौरचान्द्रर्क्षसावनैः** આમ લખનાર સૂર્યસિદ્ધાન્તકાર વ્યવહારયોગ્ય સૌર વર્ષ અયન, વિષુવ દિન, ષડશીતિ મુખ સંક્રાંતિ, દિવસરાત્રિભિમાનની સાથે સંબંધ ધરાવતું ગણે છે. અયન સાથે સંબંધ ધરાવતું માટે સાયન, વિષુવદિન સાથે સંબંધ ધરાવતું માટે તેને જ સાંપાતિક સૌર વર્ષ કહે છે.

કૃષ્ણરામ વલ્લભજી ભટ્ટ
મંત્રી, ગુજરાત પંચાંગ સંશોધન મંડળ

# ઇન્જીન ડ્રાયવર

આજે હુસેનનો પ્રાણ અશાન્ત હતો. તેણે નો'તું ધાર્યું કે સાહેબ આવી નિષ્ઠુરતા વાપરશે. અત્યાર સુધીમાં ભાગ્યે જ કોઇ દિવસ તેણે વિના કારણ રજા માગી હતી; એમ છતાં આજે સાહેબે ચોકખી ના પાડી. પોતાનો એકનો એક પુત્ર મરણ પથારીએ છે, તેની સારવાર કરનાર કોઇ નથી, તે છોકરાની મા પણ ગુજરી ગએલી છે વગેરે અનેક હૃદયભેદક હકીકત તેણે સાહેબને આંસુભરેલી આંખે સંભળાવી, પણ સાહેબનું હૃદય પીગળ્યું નહિ. હુસેનના મનમાં આજ એ ને એ વાત ઘોળાયા કરતી હતી.

હુસેન એક ગરીબ માણસ હતો. વર્ષો ઉપર તે ફાયરમેન તરીકે રેલવેમાં નોકરીએ રહ્યો હતો. છેલ્લા એક વર્ષથી તે પોતાની સતત મહેનત અને કાળજીથી ઈન્જીન ડ્રાયવર બની શક્યો હતો. પણ એ જ અરસામાં પોતાના બે વર્ષના એકના એક પુત્રને મૂકી તેની પત્ની ગુજરી ગઇ. પત્નીના મરણનો ઘા હુસેન માટે અસહ્ય હતો, પણ ખુદાની મરજી માની તેણે મૂંગે મોઢે એ ઘા ઝીલી છોકરાની કાળજી રાખવા માંડી. પણ તેના દુઃખનો એટલેથી અન્ત ન આવ્યો. આજ પાંચ દિવસથી છોકરાને તાવ ઊતર્યો નથી. હુસેને આશા રાખેલી કે સાહેબ રજા આપશે; પણ તે રજા મળી નહિ, અને આજ છોકરાને મરણ પથારી પર એકલો મૂકી તેને નોકરી પર ચડવું પડયું હતું.

ગાઢ અંધકારના અન્તરમાં કાળના અનન્ત મુખમાં ધસતી માનવતાની જેમ આગગાડી જઇ રહી હતી. હુસેન ગવર્નર પર હાથ રાખી સામે નજર નાખતો બેઠો હતો. હમેશ કંઇ ને કંઇ વાતો કરતો હુસેન આજ તદ્દન શાન્ત છે એ જોઈ ફાયરમેનોને પણ સહેજ અકળાટ થતો હતો. એકે જરા હિમ્મત કરી કહ્યું:

"હુસેનભાઇ, સેઇફ્ટી વાલ્વ બોલે છે."

"હં." કહી હુસેન નિરુત્તર બની ગયો. કયારનો તે એ સેઇફ્ટી વાલ્વનો અવાજ જ સાંભળી રહ્યો હતો. જાણે તાવથી ધગી રહેલાં અનેક બાળકો વેદનાની કારમી ચીસ પાડી રહ્યાં હોય એવો તેને એ અવાજમાં ભાસ થતો હતો. મરણ પથારી પર તાવથી ફફડતો પોતાનો પુત્ર તેને યાદ આવ્યો. તેના સ્મરણમાં તે ઊંડો ગરક થઇ જઈ સેઇફ્ટી વાલ્વને ભૂલી ગયો. ફાયરમેનના શબ્દો પણ સાંભળ્યા ન સાંભળ્યા ત્યાં તેનું ધ્યાન પાછું પોતાના છોકરાની પથારી પાસે જઇ પહોંચ્યું. જરાવાર પછી સ્ટીમગેજ તરફ નજર કરતાં ફાયરમેન બોલ્યો:

"સાહેબ, સ્ટીમ વધી ગઈ છે."

હુસેને સ્ટીમગેજ તરફ નજર નાખી. તે તેને કમ્પી, ધીરે ધીરે મોટું બની શૂન્યમાં જાણે લીન થઇ જતું હોય એમ ભાસ્યું. વોટરગેજમાં ઊછળતું પાણી જોતાં જાણે દુઃખનાં અનેક આંસુ આવી ભેગાં થઇ ગયાં હોય એમ તેને ભાસ થવા માંડયો. સેઇફ્ટી વાલ્વ વધુ ને વધુ જોરમાં બોલવા મંડયો.

"હુસેનભાઈ, સ્ટીમ વધી ગઈ છે." ફાયરમેન ફરીથી હિમ્મત કરી બોલ્યો, અને વધુમાં તેણે ઉમેર્યું, "સ્ટીમ છોડું?"

હુસેનને ભાન આવ્યું કે સ્ટીમ ખૂબ વધી ગઇ છે, અને સેફટી વાલ્વ તો ક્યારનો ભયંકર અવાજ કરી રહ્યો છે. તેણે તરત જ ફાયરમેનને સ્ટીમ ઓછી કરવા કહ્યું.

ફરીથી તે વિચારે ચડયો. આગગાડી આગળ ધપ્યે જ જતી હતી. ફાયરમેનો વરાળ છોડવામાં અને આગ ઓછી કરવાના કામમાં ગ્યડયા. હુસેન સામે દૂર દૂર સુધી શૂન્ય દૃષ્ટિ નાખતો બેઠો. સીગ્નલની લાલ બત્તી તેણે દૂરથી જોઇ. પણ તેને ખ્યાલ રહ્યો હતો નહિ કે તેણે ગાડી અટકાવવી જોઈએ. તેને તો તે લાલ બત્તી જોતાં જાણે તાવથી પોતાના બાળકની આંખ લાલ અંગારા જેવી બની ગઇ હોય, અને અસહાયતાથી પોતાના પ્રતિ જોઇ રહી હોય એમ લાગ્યું. અપાર વેદના સાથે તે તે બત્તી તરફ જોઈ રહ્યો. અન્તર સપાટા ભેર કપાતું જતું હતું. ઇન્જીન જાણે નિરંકુશ બની પોતાનો સુકાની ગફલતમાં રહ્યો છે તેથી જાણે ઘોર અટ્ટહાસ્ય કરી ધસ્યે જતું હતું. બે ફર્લાંગ, એક ફર્લાંગ, અડધો ફર્લાંગ — — હુસેન એકદમ ચમકયો. તેને એકાએક ખ્યાલ આવ્યો કે સીગ્નલ આપવામાં નથી આવ્યો. તેની છાતી ફૂટી ઊઠી. પાસેના પાટા પર તેણે એક બીજી ગાડી ઊભેલી જોઇ. પોતાનું બધું જોર વાપરી તેણે બ્રેક ડબાવી, પણ ગાડી અટકે તે પહેલાં તો તે બીજા પાટા પર ચડી ગઇ હતી. હુસેનને અંધારાં આવ્યાં. તેણે એ ભયંકર દૃશ્ય નજર સમીપથી ટાળવા આંખ મીંચી દીધી. ક્ષણમાં તો એક મોટા ધડાકા સાથે પોતે હતો ન હતો થઇ જશે એમ તેને ખાત્રી હતી. પણ તે આપત્તિમાંથી તે બચ્યો. માત્ર દસ ફૂટ જ જો સામેના પાટા ઉપરની ગાડી આગળ ઊભી હોત તો અકસ્માત જરૂર થાત. પણ મૂર્છા ખાતા કોઇ માનવીની જેમ હુસેનનું ઇન્જીન સામા પાટા પર ધસી જઈ પેલી ગાડીથી પાંચ ફૂટને અન્તરે આવી થંભી ગયું. અકસ્માત અટકયો, પણ હુસેનના માથા પરની વિપત્તિ દૂર ન થઇ. સ્ટેશનપર તેનો જવાબ લેવાયો. તેને કામ પરથી ઉતારી તેની જગ્યાએ બીજો ડ્રાઇવર મૂકવામાં આવ્યો. અને ફરજમાં આવી ગંભીર બેદરકારીની સજા તેને ખાતા તરફથી કરવી કે અદાલતદ્વારા તેનો ન્યાય કરાવવો તે માટે ઉપરી અધિકારીનો નિર્ણય ન આવે ત્યાં સુધી તે સ્ટેશનની પોલીસના કબજામાં તેને રાખવાનું ઠર્યું. આ આપત્તિથી હુસેન ગાંડા જેવો થઈ ગયો. તેને ખાત્રી થઇ ગઇ કે પોતાના પુત્રનું મોં જોવા તે હવે નહિ પામે. પોતે જો તેની નજીક હોત તો જરૂર કોઇને કોઇ ઉપાયે તેને બચાવી શકાત. પણ સાહેબે રજા ન આપી એટલે પોતાના છોકરાને આમ અકાળે મરવાનું આવ્યું. સાહેબનો વિચાર આવતાં તેના મનમાં એક ખ્યાલ આવ્યો. એ સાહેબ જ પોતાના છોકરાનો ખૂની છે. હુસેનનો આખો પ્રાણ સાહેબ પ્રત્યે વૈરથી, તિરસ્કારથી, ધૃણાથી જાગી ઊઠયો. તેણે તેને અનેક શાપ આપ્યા. ખુદા એનો જરૂર એને બદલો આપશે. એમ તે મનમાં મનમાં બોલવા મંડયો. સ્ટેશન પાસેના લોકઅપમાં આમ હુસેનનું એક અઠવાડિયું વીતી ગયું. તેમાં એને સમાચાર મળ્યા કે તેનો પુત્ર ગુજરી ગયો. હુસેનને એ ઘા અસહ્ય થઇ પડયો. તેને જીવનમાં હવે કોઇ રસ રહ્યો નહિ.

દસ દિવસ પછી ઉપરી અમલદારનો હુકમ આવ્યો કે હુસેનને એની ગફલતી બદલ નોકરીમાંથી રજા આપવી એટલી સજા પૂરતી છે. હુસેનના માથા ઉપર એક સાથે અનેક ઘા આવી પડયા. જે વડે એને જીવનનો અર્થ લાગતો હતો, જે એની જીવનદોરીરૂપ હતું તે આજે બધું તૂટી ગયું. હુસેને પોતાના ઉમરમાં કોઇ દિવસ કોઇ અસાધારણ મહત્વાકાંક્ષા સેવી ન હતી. તે જ્યારે ફાયરમેન હતો ત્યારે પણ તેને પોતાનું જીવન ભર્યું ભર્યું લાગતું. તેના

યૌવનમાં તેની પ્રેરણા મૂર્તિઓ બે હતી–એક આંખોના નૂર જેવી તેની અયેશા અને બીજું તેનું ઇન્જીન. અયેશાની આંખમાં પોતાનું પ્રતિબિંબ જોતાં તે કદી થાકતો નહિ. ઇન્જીનનું ઘોર સંગીત સાંભળતાં તે કદી કંટાળતો નહિ. અને પોતાના એ બે પ્રિય જીવનસાથીઓમાં જ્યારે અબ્દુલ્લા આવી મળ્યો ત્યારે તો તેને જગત ઉપર સ્વર્ગ જ ઉતર્યું ભાસ્યું. પણ એક દિવસ અચાનક અયેશા માંદી પડી ગઇ, અને ખુદાએ તેને તેની પાસેથી છીનવી લીધી. હુસેનને એ ઘા અસહ્ય હતો. પણ અબ્દુલ્લા અને ઇન્જીને તેની જિજીવિષાને અખંડિત રાખી. એ બેને લીધે પોતાનું જીવન હેતુપૂર્ણ છે એમ હુસેનને લાગતું. પણ આજે એકાએક એ બન્નેએ તેને ત્યજી દીધો. હવે એને માટે જીવનમાં શું રહ્યું? હુસેનને પોતાની જિંદગી એક ભારરૂપ લાગી. આજ એ કોઇના પણ ઉપયોગનો રહ્યો ન હતો. તેને માટે સહાનુભૂતિનાં આંસુ સારનાર કોઈ પણ રહ્યું નહતું, તેમ જેને 'મારું' કહી શકાય, જેને માટે જીવનમાં સર્વ સુખો જતાં કરવાનું મન થાય એવું પણ કોઇ તેને માટે જગતમાં રહ્યું નહિ, આ ભીષણ નીરસ જીવન કરતાં તો મોતની નિર્વિકલ્પ સમાધિ અનેકગણી સારી. હુસેન મોતને કાજે ઝંખવા મંડ્યો. પણ એકાએક તેના મનમાં એક ચમકારો થયો. પોતાના જીવનમાં એક નવો હેતુ આવતો તેને દેખાયો. એ હેતુનું ભાન થતાં તેણે મોતનો વિચાર પડતો મૂક્યો. પોતાની આવી અવદશા કરનાર સાહેબને સુખમાં મહાલતો મૂકી પોતે આ જગતને છેલ્લી સલામ કેમ કરી શકે? પણ આ ભાવ હુસેનના મનમાં તદ્દન નવો હતો. તેણે જીવનભર કોઈનું અકલ્યાણ કર્યું ન હતું, કોઈનું અમંગળ ઇચ્છ્યું ન હતું. એટલે આજે સાહેબનું અમંગળ ઇચ્છતાં તેનું હૃદય ધ્રુજ્યું. 'હું શા માટે કાજી થઇ બેસું? ખુદાના કરતાં મારામાં વધુ ડહાપણ છે શું?' એમ તેણે પોતાના મનનું સમાધાન કરવા માંડ્યું. પણ અબ્દુલ્લાનું અકાળ કરુણ અવસાન તેને યાદ આવ્યું. દૂરથી વિરહની વેદનાની એક કારમી ચીસ જેવી ઇન્જીનની સીસોટી તેના કાન પર પડી. એ સાહેબને સજા તો થવી જ જોઇએ. હુસેનના મને દૃઢ નિશ્ચય કર્યો.

× × ×

સાહેબની મડમે એક બે વખત સાહેબને કહ્યું હતું કે કોઈ એક પાગલ જેવો મુસલમાન વારંવાર તેમના બંગલાની આસપાસ આંટા માર્યા કરે છે. તેને જોતાં તેને બીક લાગતી હતી. એથી મડમ સાહેબ ઇચ્છતાં હતાં કે કાંતો તેને ત્યાંથી હાંકી કાઢવો અથવા તો તેને પોલીસને સોંપી દેવો. પણ સાહેબે મેમસાહેબની એ વાતને હસી કાઢી હતી. એ પાગલ હુસેન શું કરી શકવાનો હતો? છો ને એ ગમે તેમ આંટા માર્યા કરતો. હુસેન સાચે જ શૂન્ય મનસ્કની જેમ સાહેબના બંગલાની આસપાસ વારંવાર આંટા માર્યા કરતો. તેના જીવનમાં હવે બે ત્રણ વસ્તુ જ રહી હતી—અબ્દુલ્લાની નાનકડી કબર પાસે જવું, તેના પર દીવો જળાવવો, આંસુનાં કુસુમ તે પર વેરવાં, રેલને લાઈન સામે બેસી પોતાના ઉરની વાત પોતાના ચિરસાથી ઇન્જીનને સંભળાવવા મથવું, અને સાહેબના બંગલાની આસપાસ ફરી પોતાની આગની જ્વાળામાં સાહેબનાં સર્વ સુખ બળીને ભસ્મ થઇ જાય એવી ઇચ્છા સેવવી. અગાઉની તેના મુખ ઉપરની સંતોષ અને શાંતિની રેખાને બદલે વિષાદ, કલાંતતા અને ઘૃણાની રેખા પ્રગટી હતી. ક્વચિત ક્વચિત તેની આંખમાંથી તણખા ઝરતા, અને જાણે તે જગતનો પ્રલય કરી દેશે એમ લાગતું.

એક વખત રાત્રે લગભગ નવેક વાગ્યે તે સાહેબના બંગલાની આસપાસ આંટા મારી રહ્યો હતો. તેના પ્રાણમાં આજ ક્રોધની જ્વાળા ભભુકતી હતી. અબ્દુલ્લાનો ખૂની પોતાનાથી થોડા જ અન્તરે આરામથી ઊંઘે છે, અને પોતે આમ રસ્તાનો ભીખારી બની રખડે છે એ વિચારે તેને અશાન્ત બનાવ્યો. ખુદા ઉપરની તેની શ્રદ્ધા ડગી. ખુદા છે જ નહિ અને જો છે તો તેના દિલમાં નથી. એવા બેરહેમ ખુદા ઉપર શ્રદ્ધા રાખવાથી શું! હુસેને આજ સંકલ્પ કર્યો કે ખુદા ઉપર ભરોસો રાખીને બેસી રહેવા કરતાં પોતે જ સાહેબનાં કુકૃત્યનો ન્યાય તોળી દેવો. તેણે પોતાનું હૃદય દૃઢ કર્યું. આજ મધરાત પછી તક જોઈ પોતાનાં કાળાં કર્મોનો બદલો આપવો જ. એટલામાં તેની આંખ ચમકી. સામે સાહેબના બંગલામાંથી જાણે ક્રોધની લાલ ભયંકર આંખ ઊઘડતી હોય એવો પ્રકાશ દેખાયો. જરા વારમાં તો ધૂમાડાનાં ભયંકર વાદળોથી વીંટાએલી અનેક નાગિણી જેવી પ્રચંડ જ્વાળાઓ સિત્કાર કરતી, હુંહુંકાર કરતી, આકાશમાં પોતાની અનેક ફેણ પ્રસારી તાંડવ કરવા મંડી. પવન પણ ગાંડો બની તોફાને ચડ્યો. પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ સર્વ બાજુએ જ્વાળાઓ ફેલાઈ વળી. ઝાડો પણ જાણે સળગી ઊઠ્યાં. હુસેનના મુખમાંથી આનંદના ઉદ્ગાર નીકળી ગયા. "વાહ, ખુદા! તું સાચે ન્યાયી છે—રહેમદીલ છે." એવામાં તેને કાને કારમી ચીસ પડી–"હાય મારો જ્યોર્જ!" હુસેનના મુખ ઉપર એક પાશવી આનંદની લહરી ફેલાઈ ગઈ. અબ્દુલ્લાના ખુનીનો એકનો એક પુત્ર આજ એ પ્રલય વર્ષિણી નાગિણીઓના કોટિ કોટિ ડંખથી બેભાન બની તેના સરજનહાર પાસે જઈ રહ્યો હતો. તેને તેના વૈરની તૃપ્તિ થતી લાગી. ફરીથી તેના કાનઉપર મડમની હૃદયભેદક ચીસ અથડાઈ–"મારો જ્યોર્જ! મારો જ્યોર્જ!" હુસેનના મુખ ઉપરનો ભાવ તરત પાછો બદલાયો. "સેતાન, શરમાતો નથી? ફૂલ જેવું પેલું બાળક કરમાઈ રહ્યું છે–અને અહીં રાજી થાય છે. ઇન્સાનના બેટા હુસેન..." એ ભયંકર જ્વાળાઓને વીંધી કોઈ તીરની જેમ, કડકડાટ કરી તૂટી પડતી, અંગારા ઓકતી એ ભીષણ ઇમારતમાં અદૃશ્ય થઈ ગયું. એક કારમી ચીસ નાખી મેમ બેભાન થઈ ગઈ. થોડા જ સમયમાં બેભાન જેવો હુસેન પોતાને ખભે એક ત્રણ ચાર વર્ષના બાળકને લઈ આવી હાંફતો હાંફતો 'લ્યો તમારો જ્યોર્જ' એમ સાહેબ પાસે તે છોકરાને મૂકતાં બોલ્યો. લોકો બધા છોકરાને વીંટી વળ્યા. મેમને ભાન આવતાં તે છોકરાને બાઝી પડી. આ બધી ધમાલમાં હુસેનનો તો કોઈને ખ્યાલ જ રહ્યો ન હતો. પણ ઉપકારથી ભરાઈ ગએલું માતૃહૃદય થોડીવારમાં પોકારી ઊઠ્યું–"ક્યાં છે એ હુસેન–મારા જ્યોર્જનો જીવન દાતા?...એને એની નોકરી પાછી અપાવું તો યે એનું ઋણ ફીટે એમ નથી..." પણ હુસેન ક્યાં હતો? બધાએ તેને ખૂબ શોધ્યો પણ ક્યાંય પત્તો ખાધો નહિ. સાહેબનું હૃદય પશ્ચાતાપ અને કૃતજ્ઞતાના આંસુથી ભર્યું હતું. હુસેનને પાછો નોકરીએ ચડાવવાનો તેણે સંકલ્પ કર્યો હતો. હુસેનને ગમે ત્યાંથી શોધી કાઢવાનો તેમણે નિશ્ચય કર્યો.

બીજે દિવસે સવારે રેલવે ઉપર કોઈ અકસ્માત બન્યાના સમાચાર સાહેબને કાને આવ્યા. તે અકસ્માતને સ્થળે તપાસ કરવા ગયા. પોતાની પ્રિયતમા જેવા એન્જીનને ચરણે હુસેને પોતાનું જીવન ધરી દીધું હતું. પોતાનાં આંસુને ખાળવાનો વ્યર્થ પ્રયત્ન સાહેબે છોડી દીધો. *

સદ્દેવ

* ટૂંક મુદતમાં પ્રસિદ્ધ થનાર વાર્તાસંગ્રહમાંથી

# કુદરતને ખોળે

બધેય પથરાયેલાં તૃણ સુકોમળાં લીલુડાં,
વહે ઝરણું સ્વચ્છ, સૂર્ય કિરણો નચાવી જતાં,
અનેક રળિયામણા વિખરતા પડયા ટેકરા,
વિશાળ પ્રસરી રહ્યું રસળતું અહીં ખેતર,
કુવા ઉપર ચારપાંચ વડલા લળુંબી રહ્યા,
અને પવન મંદ મંદ ફરકે વહી આવતો,
વનસ્પતિ તણાં પ્રફુલ્લ ઉરની સુગંધીભર્યો,
સૂતો શ્રમિત હું બપોર તપતાં જ ચાળાં પર.

*      *      *

અહીં સકળ ટેકરા પર ઝઝૂમતો મેહુલો,
અગાઢ થર પાથરે દિવસ સાવ ઝાંખો કરી,
પડે મુશળધારથી, તરુવરો રહે નાચતાં,
સહર્ષ ગળફાં ઊડે વનવનો તણા મોરલા,
અને હૃદયમાં ભરી પરમ આત્મસંતોષને
પડું મલકતો ગરીબ મુજ ઝૂંપડી—ખાટલે,
અનંત નિરખી રહું જગતની અનેરી ગતિ.

નમે દિવસ એ, સહસ્ર જલધાર વર્ષી રહે,
સુમંદ વિખરાય વાદળ વહી જતાં, પશ્ચિમે
સુરમ્ય અતિભવ્ય રંગ પ્રકટી રહે, રક્તિમા
ધરા પર છવાય, સ્તબ્ધ નિરખી રહું એ બધાં.

ફરું હળ સહે બધે બળદ ભોમ ખેડી વળે,
—ધરા હૃદયમાં અનંત મુજ ચિહ્ન સાથે જડ્યા—
અને કિચડ ખૂંદતો, અમિત ધાન્યને કલ્પતો,
અણુ અણુ મહીં પ્રફુલ્લ નવ ચેતના દેખતો,
રસાળ પ્રસરી રહેલ જળથી પ્રપેલી ધરા
તહીં ધન અમોઘ બી હળિત પંથ વેર્યે જતો.

ઉષા ઉઘડતાં ફરું, મૃદુલ તાપમાં શામળી
ધરા સ્મિત કરી રહે જીવનમૂર્તિ કાંટા ધરી,
પ્રસન્ન શુભ આશ અંતર પ્રસન્નતાને ભરે,
નમે હૃદય આ અનંત રચનાર સ્રષ્ટા પદે.

દિને સુરજ તાપમાં મધુર-આશુ-ઉષ્માર ગ્રહે
અને રજનિ-ખોળ લે વિમલ શાન્તિને સીંચને
ઝુલી અનિલ લ્હેરમાં, જળ સુનિર્મળાં પી અને,
અનંત મથતાં રહે પરમ પૂર્ણતા પામવા.

પ્રફુલ્લ વિકસેલ ધાન્ય કણથી લચે ઝૂમખાં,
પ્રકાશ વદને હસે, અનિલના તરંગે લળે;
બણું સકળ પાક ભાર, ઉર આત્મસંતોષની
સહર્ષ સુખ ધૂનમાં, ડગ રચી રચી અજાના,
અસંખ્ય જન પોષતાં અવનિનાં સુવાત્સલ્યના.

દિશા ઋતુ બધાં ફરે નિરખતો રહું એ સદા,
અખંડ મુજ કર્મ માંહિ જ રચ્યો પચ્યો સર્વદા.

પ્રશસ્ત તૃણ લીલુડાં હરહમેશ થતાં,
તપે મધુર તાપ, શીતળ સમીર રાત્રી વહે,
વિરાટ નભના અસંખ્ય મૃદુ તારણુઓ તળે
સ્વતંત્ર ભમતી હવા મુજ શરીરને સ્પર્શતી,
ન તો શરદ-ચંદ્રિકા-જલ ઝૂલાવતાં અંગને,
જતાં અનુભવ્યાં કરું પરમ એ જ સૌંદર્યને.

સહાય બનતી જતી ઋતુ અસહ્ય પેડી ભરી,
કરું કદિક તાપણું, કદિક ઝૂંપડીમાં સુતો,
વગા વગર તાપણે કદિક બહાર હું આંગણે
રહું સુઈ અને સવાર પડતાંય ઊઠું નહીં,
અને કદિ પરોઢ ઝાંય ફુટતાં જ જાગી જતો:
સુદૂર પંથથી અનેક પરદેશ ગાડાં જતાં
કરે ખડખડાટ, ને કિલકિલાટ પંખી કરે,
વિચિત્ર સ્વર તે બધા હૃદયને ઉછાળી રહે.

ઉજાસિત થતાં જતાં ગગન, વિસ્તરેલી ધરા,
સચેત ઉર વિશ્વમાં પવન તેજનોસો રમે,
પ્રસન્ન મુજ આંગણે ઉઘડતાં ફુલો વિસ્મિત,
સુરમ્ય વદને બને સકળ વ્યોમના જાગ્રત,
મચે દિશદિશે પ્રજાસિમવ ભવ્ય કોલાહલ.

ખરે દિવસ તાપમાં પ્રસરતું પછી ખેતર,
સુકાઈ ઝરણાં જતાં, વડ થતાં ઉદાસીમય,
ફરી દિવસ નીત્ય દીર્ઘ બનતા જતા થાકથા,
સુદૂર પરદેશ પંથ પર પીપળો લીમડા
ઊભાં સહુ સુકાય છે સકળ પાન પીળાં કરી,
ઠરે રજનિ સ્વચ્છ શાંત નભ મુક્ત હેમંતની.

દશે દિશ પ્રજાળતો સળગતો ઉનાળો પછી,
વિશૂન્ય ગગને જળે રવિ, અસહ્ય લૂ વર્ષતી,
વરાળ નિકળી ચડે અમિત મ્લાન આકાશમાં
બળે હૃદય ને શરીર, મન તીવ્ર શોકે દહે,
કદિ નયનથી વરાળસમ આંસુ ઉનાં વહે,
અકારણ બધુંય શુષ્ક સળગી રહે રાનમાં.

સવાર પડતાં જ કોસ ઘર આંગણે પાઇને
કરેણ, જુઇ, ચંપકે, મધુ ગુલાબ ને મોગરે;
બપોર તપતાં વિશાન્ત વડ છાંયડામાં સૂતો,
વહે પવન ઉષ્ણ તોય વડ શાંત ઠંડી ભરે,
ક્વચિત્ ટુહુકતી અચાનક તરંગમાં કોકિલા,
અને ઘુઘવતાં રહે કબુતરો કુવાખોલમાં.

સુકેલ સહુ પાંદડાં વગર ઝાડવાંઓ ઊભાં,
જતાં પથિક દૂરદૂર પરદેશના પંથમાં
તપેલ ધૂળમાંહિ મંદ પદ મૂકતાં ચાલતાં,
અનેક તરસ્યાં અહીં વિમલ નીર પીને જતાં,
શુભાશિષ ભરી ન શું અમિત ધાન્યના પાકમાં ?
અખૂટ જળ શું નહીં અમર એ જ ઔદાર્યનાં ?

કદાપિ, મળગી રહેલ નામ એમ જ્યેષ્ઠ તણું
દુકાળ ભય આંપતું હૃદયમાં નિરાશા ભરે,
દશે દિશ નિહાળતાં પવન પાણીનાં વર્તનો
ધરા હૃદય અમિશો વિકળચિત્ત શકા બળે,
સદાયે અસહાય શૂન્ય ગગને નિહાળ્યા કરું.

પછી નિરખતો પ્રગાઢ ચરમેઘ આષાઢનો,
સહર્ષ ઊડતો અસહ્ય સુખભાનથી નાચતો;
અનંત રચના તણાં શુભ મહીં જ શ્રદ્ધા ભર્યો
રહું નત ગભીર મેઘવદને બની છોકરો.

પ્રચંડ ગડુડી ઊઠે વરષની બધી વેદના,
ઈશાન ઝળકી રહે સજલ વીજનાં નૃત્યથી,
ઉરે અનુભવી રહું પરમ નમ્ર શ્રદ્ધા દયા.

કદિ અમર વર્ષતાં પ્રલય મેઘનાં નીરને,
નિરાશ ઉર, આંખમાં જળ ભરી નિહાળી રહું;
હરો વિગત કર્મભાર સહવા અહીં જીવને!
વિરાટ રચના મુખે વિવશ એ સ્મરી હું રહું.

છતાં હજુ ફરી ફરી અવનિ ધાન્ય અર્પી રહી,
અનંતન દયા પ્રકાશ જળરૂપ રેલી રહી:
બધેય પથરાયલાં તૃણ સુકોમળાં લીલુડાં,
વહે ઝરણ સ્વચ્છ, સૂર્ય કિરણો નચાવી જતાં,
અનેક રળિયામણા વિખરતા પડ્યા ટેકરા,
વિશાળ પસરી રહ્યું રસળતું અહીં ખેતર,
કુવા ઉપર ચાર પાંચ વડલા લળુંબી રહ્યા,
વહે પવન મંદ મંદ ફરકે વહી આવતો,
વનસ્પતિ તણાં પ્રફુલ્લ ઉરની સુગંધી ભર્યો;
સુતો શ્રમિત હું બપોર તપતાં જ થાળાં પર.

# હિંદ, ચીન અને જાપાનની જનસંખ્યાવૃદ્ધિનો પ્રશ્ન

## ત્રણે દેશોમાં વસ્તીની વૃદ્ધિ

હિંદ, ચીન અને જાપાન ત્રણે દેશો એશિયામાં આવેલા છે. એ ત્રણે દેશોમાં વસ્તીની અત્યંત વૃદ્ધિ થતી જાય છે. પોતાની જનસંખ્યાવૃદ્ધિને હદમાં રાખવાનો એ દેશોમાં પ્રબંધ નથી તેમ વધતી જતી જનસંખ્યાને નીભાવવા માટેનો પ્રશ્ન ગંભીર થતો જાય છે. વર્તમાનકાળમાં એ પ્રશ્ને એટલી બધી ગંભીરાઇ ધારણ કરી નથી, પરંતુ ભવિષ્યમાં આ વધતી જતી પ્રજાને કેમ અને કેવી રીતે આશ્રય આપવો એ પ્રશ્ન ત્રણે પ્રજાને માટે વિચારણીય થઈ પડયો છે. આ લેખમાં એ ત્રણે દેશોની વસ્તીવૃદ્ધિને અને પડતી સંકડામણને આંકડાઓ સાથે સરખાવી એની ગંભીરતા વાંચકો સમક્ષ મૂકવાનો પ્રયત્ન કર્યો છે.

## જાપાનની વસ્તીની વૃદ્ધિ

જાપાનની જનસખ્યામાં અસાધારણ વૃદ્ધિ થઇ છે. આ નાનકડા દેશમાં ચોરસ માઇલે ૪૫૪.૧૮ ની અને ખેતીની જમીન માટે ચોરસ માઇલે ૧૨૨૮ જનસંખ્યાની ગણતરી થઇ છે. હોકોયડોના શીતટાપુને બાદ કરીએ તો દર ચોરસ માઇલે ૪૦૦ થી ૫૦૦ની વસ્તી સામાન્ય રીતે છે જાપાનમાં દર મનુષ્ય દીઠ ખેતીવાડીની જમીનની સરેરાશ માત્ર ૫। એકરની આવે છે. જાપાનમાં ગૌચર જમીન તો છે જ નહિ. ખેતી માટે છેલ્લામાં છેલ્લી શોધ મુજબ ખૂબ મહેનત અને પ્રવીણતાથી ખેતી કરી વધારેમાં વધારે લાભ ઊઠાવાય છે. જાપાનીઝ એકલ પોતાની જાતમહેનતથી પોતાના દેશને જોઇતો ખોરાક ઉત્પન્ન કરે છે.

## જાપાનમાં દૂધાળાં જનાવરોની અછત

જાપાનમાં માત્ર ૧૫.૬ ટકા જ જમીન ખેતી માટે યોગ્ય છે. તેમા મોટે અનાજ પેદા કરાય છે. જાનવરોને માટે જાપાનમાં ગૌચર જમીન છે જ, નહિ, કારણ કે જાપાનની ૮૫ ટકા જમીન વાવેતર માટે નકામી છે. ઘણીખરી જમીન ઉપર બામ્બુ ઘાસ થાય છે. તે જાનવરોને ખાવા કામ લાગતું નથી. આથી જાનવરો પાળવાનું બની શકતું નથી. જાપાનનો મોટો પાક ચોખાનો અને સોયબીજ નામના કઠોળનો થાય છે તે અનાજમાંથી પણ જનાવરોને પાલન યોગ્ય કાઇ ઘાસ મળી શકતું નથી. અમેરિકામાં અનાજ ખવરાવી જાનવરોને પાળવામાં આવે છે પછી લોકો જાનવરોને ખાઇ નિર્વાહ ચલાવે છે. પરંતુ જાપાનમાં ચોખા અને કઠોળ ઉપર જ પ્રજાના મુખ્ય ભાગનો આધાર છે.

## ભિન્ન ભિન્ન દેશોમાં જાનવરોની સંખ્યા

| દેશ | દર ચોરસ માઇલે જાનવરનું પ્રમાણ | દર હજાર જનસંખ્યાદીઠ જાનવરનું પ્રમાણ |
|---|---|---|
| હિંદ | ૬૨ | ૪૨૯ |
| અમેરિકા | ૧૬ | ૬૫૩ |
| બ્રિટન | ૯૯ | ૨૬૪ |
| જરમની | ૯૮ | ૩૨૨ |
| ફ્રાન્સ | ૬૯ | ૩૭૨ |
| ઑસ્ટ્રેલીઆ | ૪ | ૨,૯૫૦ |
| જાપાન | ૧૦ | ૨૫ |

આ આંકડાઓ પોતે જ જવાબ આપે છે.

### પૂર્વમાં ચોખા જ મુખ્ય ખોરાક છે

જાપાન માંસાહારી બહુ ઓછું છે. ઑસ્ટ્રેલિયા અને આરજન્ટાઇનામાં માંસભક્ષણ મનુષ્ય દીઠ દર વરસે ૨૫૦ રતલ, અમેરિકામાં ૧૬૦ રતલ, બ્રિટનમાં ૧૨૦ રતલ, ફ્રાન્સમાં ૮૦ રતલ ઇટલીમાં ૪૫ રતલની રાશ આવે છે. જાપાનમાં પાંચ કરોડની વસ્તીમાં માત્ર સાડાપાંચ ટકા જાનવરોની રાશ આવે છે એટલે જાપાનીઓ ચોખા તથા કઠોળ ઉપર નિભાવ કરે છે.

### ચીનમાં વસ્તીમાં વધારો

ચીનમાં વસ્તીની સંખ્યા પણુ મોટી છે. ગીનમાં લોકોને રહેવાનું બહુ ગીચ છે. જમીન ઉપરે માણસોનો સમાસ પૂરો થતો નથી, એટલે નદીઓમાં વહાણો ઉપર ચીનમાં મોટી વસ્તીને ફરજિયાત, રહેવું પડે છે દુકાળ અથવા અતિવૃષ્ટિમાં લાખો માણસો કમનસિબીમાં ઉતરી પડે છે. જમીનની ભારે મારામારી છે. ખેતરો બહુ નાનાં એટલે એકર સવા એકરનાં જ થઇ ગયાં છે. તેમાં ખૂબ દબાણથી ખેતી કરી જમીનમાંથી વધારેમાં વધારે પેદાસ ઊઠાવવામાં આવે છે. પચાસ ટકા જમીનમાંથી વાર્ષિક બે પાકો લેવામાં આવે છે. જનસંખ્યાનો જમીન ઉપર એટલો ગીચ ભરાવો છે કે જાનવરો અને સાંચાકામને માટે અવકાશ જ નથી. સોંઘવારીની દૃષ્ટિએ પણુ માણુસની મજૂરી એટલી ઓછી છે કે સાંચાકામ કે જાનવરો હરીફાઇમાં ઉતરી શકતાં નથી. ચીનમાં કેટલાક ભાગોમાં સ્ત્રીઓ હળોને ખેંચી ખેતી કરે છે. ખેતીની મજૂરીમાં ચીનમાં પાંચમો ભાગ સ્ત્રીઓ અને છ ટકા બાળકો કામ કરે છે.

### ચીનમાં માઠી આર્થિક દશા

ચીનની વસ્તી ઘણી ગરીબ છે. લોકોનો જેમ તેમ નિર્વાહ ચલાવી જીવન પૂરું કરવું એ જ ઉદ્દેશ છે. જાનવરો (ડુક્કરો સિવાય)ની ત્યાં પણુ ખૂબ અછત છે. ઘાસ બળતણના કામમાં વપરાઇ જાય છે. મનુષ્યનાં વિષ્ટા અને મૂત્રથી જમીનનો કસ સાચવી રાખવામાં આવે છે. ખેતી ઉપર ચીનાઓ અથાગ મહેનત કરે છે, છતાં ગીચ વસ્તીને લીધે ભારે તકલીફ ભોગવે છે. વસ્તી માટે વધારે જગા હવે છે જ નહિ એટલે કુદરતના ચાલુ કોપોમાં વસ્તીનો વધારો તણાઇ જાય છે. અમેરિકામાં જેટલી જમીન ઉપર એક માણસનો નિર્વાહ થાય છે, તેટલી જ જમીન ઉપર ચીનમાં આઠ માણસ નભે છે. અમેરિકામાં માણસ દીઠ ત્રણ એકર ખેતીની જમીન અને નવ એકર ગૌચરની જમીન છે, ત્યારે ચીનમાં પા એકર ખેતીની જમીન અને પા એકર ગૌચરની જમીન માંડ ફાળે આવે છે. ચીનમાં ફીગસુ જિલ્લામાં દર ચોરસ માઇલે ૮૭૫; ચેકિયાંગમાં ૬૦૦; શાન્ટુંગમાં ૫૯૧; અને હોનાનમાં ૪૫૪, ની વસ્તી છે.

### હિંદની વસ્તીની ગીચતા

હિંદના ઘણા પ્રાંતોમાં જાપાન અને ચીન કરતાં પણુ વસ્તી ગીચ છે. ચીનમાં વસ્તીનો વધારો એક ગંભીર પ્રશ્ન ભવિષ્યમાં ઉભો કરશે. બંગાળ બ્રિટન કરતાં કદમાં નાનું

છતાં બ્રિટન કરતાં તેની વસ્તી દસ લાખ જેટલી વધારે છે. બ્રિટનને ઉદ્યોગો ઉપર જીવવું છે, બંગાળ ખેતી ઉપરે જીવે છે. દર ચોરસ માઇલે સરેરાશ ૬૧૬ માણસની સંખ્યાની ગણતરી છે. પૂર્વ બંગાળમાં તો કોઈ કોઈ સ્થળે દર ચોરસ માઇલે ૩૦૦૦ જેટલી સંખ્યા જોવામાં આવે છે. આ વસ્તીનો નિભાવ ચોખા અને જૂટના પાક ઉપર થાય છે. આવી ગીચ વસ્તી હાલમાં ભારે તકલીફથી રહે છે. ખેતીની નીપજના ભાવો અર્ધથી પણ ઓછા ઉપજે છે એટલે આ દરિદ્રનારાયણો સ્વાભાવિક રીતે રોજા સેવે છે. હિંદના દરેક ભાગમાં ખેતીની જમીન ઉતરતી જાય છે; ખાતર મળતાં નથી; લોકો ગરીબ થતા જાય છે; વાવવા જોગ જમીન વવાઈ ગઈ છે.

## હિંદમાં લોકોની ગરીબાઈ

હિંદના લોકોની વાર્ષિક પેદાસ માત્ર પચાસ રૂપિયા છે. જ્યારે અમેરિકાની વાર્ષિક ૧૨૦૦ રૂપિયા અને બ્રિટીશની પેદાસ મનુષ્ય દીઠ રૂ. ૬૫૪ છે. હિંદના મનુષ્યનું સરેરાશ આયુષ્ય ૨૬ વર્ષનું અને ઈંગ્લેંડના મનુષ્યનું સરેરાશ આયુષ્ય ૫૩ વર્ષનું છે. હિંદમાં દર હજાર બાળકે સાડાચારસો મરણ પામે છે, જ્યારે બ્રિટનમાં ૧૨૫ બાળકોની સરેરાશ છે. હિંદ ખેતી પ્રધાન દેશ છે, બ્રિટન ઉદ્યોગ પ્રધાન છે. વસ્તીનો વધારો પણ ભારે છે. ડૉ. હુટનના છેલ્લા રિપોર્ટ ઉપરથી સાડી પાંત્રીસ કરોડ મનુષ્યો હિંદમાં વસે છે. લગભગ છેલ્લા દાયકામાં દસ ટકા ઉપરાંત વસ્તી વધી છે. હિંદની વસ્તી રશિયા સિવાયના આખા યુરોપ કરતાં વધારે છે. અમેરિકા કરતાં ત્રણગણી મોટી છે. માત્ર યુ. પી. ની વસ્તી જ બ્રિટન જેટલી છે. બંગાળની વસ્તી પણ એટલી જ છે; બિહાર અને ઓરીસાની વસ્તી ફ્રાન્સ જેટલી છે; મુંબઈ ઇલાકાની ઑસ્ટ્રિયા જેટલી છે; અને પંજાબની સ્પેન તથા પોર્ટુગાલ જેટલી છે. ગંગાના પ્રદેશો વસ્તીથી ઉભરાઈ જાય છે. ત્યાંની વસ્તી સાડાબાર કરોડની છે, જે અમેરિકા કરતાં પણ વધારે છે.

## હિંદનાં જાનવરો

આવડી મોટી જનસંખ્યા ઉપરાંત જાનવરોની સંખ્યા પણ જમીન ઉપર બહુ બોજા સમાન થઈ પડે છે. હિંદમાં દર ચોરસ માઈલે ૫૦૦ જાનવરોની વસ્તી ગણાઈ છે, લગભગ ૨૦ કરોડ દૂધાળાં જાનવરો હિંદમાં છે. ખેડૂતોનો આધાર જાનવરો ઉપર છે, ખેતીને માટે તેમ જ ગોચરને માટે જાનવરોની જરૂર છે. ખેતીને માટે ઝાડો કાપીને જમીનનો ઉપયોગ વધતો જ જાય છે. તે સિવાય ઇમારતી લાકડા માટે તથા બળતણ માટે પણ ઝાડી કપાઈ જાય છે. આથી વનસ્પતિ ઘટવાથી વરસાદ પણ ઘટ્યો છે. વરસાદ ઘટવાથી જાનવરો માટે ચારો પૂરતા પ્રમાણમાં મળતો નથી એટલે જાનવરો અશક્ત અને પૂરતુ દૂધ આપનારાં હોતાં નથી.

હિંદના જાનવરો નબળાં, થોડું દૂધ દેનારાં હોય છે, સારી જાતનાં જાનવરો હિંદના કોઈક જ ભાગમાં મળે છે. ડેન્માર્કની પેઠે હિંદમાં જાનવરોની જાતસુધારણા માટે સારા મજબૂત અને સુંદર સાંઢો રાખવાની સંભાળ લેવામાં આવતી નથી. જાનવરોની શાસ્ત્રિય શુદ્ધતા

ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. હિંદ કરતાં ડેન્માર્કની ગાય ત્રણગણું વધારે દૂધ, માખણ, અને ઘી આપી શકે છે. ત્યાં સહકારી ધોરણ ઉપર જાનવરો ઉછેરાય છે. સારામાં સારું અને પ્રમાણસર દૂધ આપનાર પ્રાણીઓ જ પાળવામાં આવે છે. સરકારી ગોવૈદ્યો ફરજિયાત તપાસ કરી હલકાં અને ઉતરી ગયેલાં ઢોરોને કસાઇખાને મોકલી દે છે. તબેલાની સ્વચ્છતા, જાનવરોના આહાર, વિહાર અને જળની સ્વચ્છતા, નિર્મળતા અને પ્રમાણ શાસ્ત્રિય ધોરણ ઉપર રાખવામાં આવે છે. એ લોકો ખરી ગૌરક્ષા જાણે છે.

## હિંદીઓને બહુ થોડી જમીન ફાળે આવે છે

પ્રમાણમાં હિંદીઓની જમીનના ટુકડા બહુ નાના હોય છે. મનુષ્ય દીઠ હિંદમાં એકરનો ૪/૫ મો ભાગ પ્રમાણમાં ફાળે આવે છે. અમેરિકામાં માણસ દીઠ ૧૨ એકર જમીન આવે છે. હિંદીઓમાં વારસા હિસ્સાને લગતી રૂઢીને લીધે જમીનની વહેંચણી થતી જ જાય છે. દાદાના પાંચ એકર પૌત્રોના કબજામાં એક એક એકર વારસાની રૂએ આવે છે. આથી પરિણામ એવાં આવે છે કે આર્થિક રીતે નાના ટુકડાઓની જમીનની ખેતી બહુ મોંઘી પડી જાય છે. ખેડૂતને તેમાં લાભ રહેતો નથી. ગુજરાતમાં અને કાઠિયાવાડમાં આવા નાના ટુકડા ઘણા ખેડૂતો પાસે છે. યુ. પી. માં હમણાં ગણતરી થઇ છે તેમાં લગભગ ત્રીસ ટકા ખેડૂતો પાસે આવા આર્થિક લાભ વગરના જમીનના ટુકડા છે. આથી ખેડૂતો પોતાનો નિભાવ પણ કરી શકતા નથી અને કરજમાં દબાયેલા રહે છે. લગભગ પચાસ ટકા ખેડૂતોની જમીન સુકાળ વરસમાં પેટ પૂરતું અનાજ આપી શકે છે. પરંતુ દુકાળના વરસોમાં એઓ પોતાનું પૂરું કરી શકતા નથી. ઓરિસામાં તો ખેડૂતને બિલકુલ પૂરું થતું નથી; ત્યાંના ખેડૂત ચીંથરેહાલ અને બહુ દુઃખી હોય છે. કૉલેરા, મૅલેરીઆ, દુકાળ અને રેલના સંકટોમાં ભૂખમરો સ્વયંકાળરૂપે તેમના અનેક કુટુંબોને ગ્રસી જાય છે.

## ત્રણે દેશોની એક જ હાલત

ત્રણે દેશોમાં ગીચ વસ્તી છે. જમીનની ખેતી ઉપર વસ્તીનો મુખ્ય આધાર છે. જમીનના ટુકડા આર્થિક લાભ આપે તેના પ્રમાણમાં ઘણા નાના છે. ત્રણે દેશોના લોકો મોટા પ્રમાણમાં અનાજ ખાય છે ત્રણે દેશોના લોકોને ભવિષ્યના વિકાસ માટે જમીન જોઇએ છે. ત્રણે દેશોના કેટલાક ભાગોમાં ૩૦૦ મનુષ્યો દર ચોરસ માઇલે વસે છે. ચાલુ મંદીના વખતે તેમને અનાજમાંથી ગુજરાનનું પૂરું સાધન મળી શકતું નથી. ત્રણે દેશોમાં જંગલો કાપી જમીન મેળવી જ્યાં ત્યાં ખેતી કરવામાં આવે છે. પર્વતોનાં મથાળાં પણ કોરાં મૂકાતાં નથી.

## જાપાન બહુ મોટો પાક પેદા કરે છે

જૂનાં ઓજારો અને સાધનોથી ચીનની ખેતી સારી છે. હિંદની ખેતી મધ્યમ છે. જાપાનની ખેતી સરકારી મદદને લીધે અને ખેડૂતોની પ્રગતિથી બહુ જ ઉત્તમ સ્થિતિએ પહોંચી છે. જાપાનમાં એકર દીઠ ૨૩૫૦ રતલ ચોખા ઉત્પન્ન થાય છે. અમેરિકામાં ૧૦૭૬ રતલની એકર દીઠ રાસ આવે છે. અને જાવામાં ૯૨૭ રતલ પેદા થાય છે. યુરોપના કોઇ પણ વિભાગમાં જાપાનની વસ્તી ઝડપી વધારો બતાવે છે. જાપાનની પાસે ૯૦

ખેતી વધારવાયોગ્ય જમીનનો તદ્દન અભાવ છે. તેની વસ્તીનો વધારો તેને ભારે ચિંતામાં નાખે છે.

## જાપાનને ફરજિયાત ઔદ્યોગિક દેશ થવું પડે છે

જાપાન હવે ખેતી ઉપરે નભી શકે તેમ નથી, એટલે વસ્તીના પૂર્ણ સહકારથી સરકારે દેશને ઉદ્યોગ તરફ વાળ્યો છે. હજારો યુવકોને સરકારે યુરોપ અમેરિકા તરફ ઔદ્યોગિક કેળવણી માટે મોકલ્યા. દિવસે થોડા કલાક નોકરી અથવા મજૂરી કરી એ ઊંચા કુળના યુવકોએ પોતાનો નિર્વાહ કર્યો અને થોડા વરસોમાં પાશ્ચિમાત્ય રસાયન; ઈજનેરી, વૈજ્ઞાનિક અને બીજી અનેક જાતની કેળવણી લઇ આવી તેનાં બીજને જાપાનમાં આણ્યાં. જાપાનની ચતુર પ્રજાએ તેમને વધાવી તેમની પાસેથી એ શિક્ષણ ગ્રહણ કરી લીધું. સૌ પ્રજાએ એક અવાજે તેમાં સાથ આપ્યો. ધીમે ધીમે અને કાંઇ પણ વધારે અવાજ કે ઘોંઘાટ કર્યા વગર જાપાને ભારે ઔદ્યોગિક વિપ્લવ કર્યો. આખા જગતની બજારો વશ કરી સસ્તો સુંદર માલ દુનિયાનાં બજારોમાં મૂકવા માંડયો. યુરોપ અને અમેરિકાને તેમની જ રમતમાં હરાવ્યા. આખા જગતમાં અબજો યેનનો માલ મૂકી સૌને ચકિત કરી નાખ્યા.

## જાપાનની વધારાની વસ્તી માટે જોઇતા દેશો

પોતાની વધારાની વસ્તી માટે જાપાને કોરીઆ જીત્યું. પણ કોરીઆમાં પ્રથમથી જ ગીચ વસ્તી હતી. છતાં લગભગ ૪,૭૦,૦૦૦ જાપાનીઝો ત્યાં વસે છે. તેમાંના અર્ધા તો શહેરોમાં રહે છે. કોરીઅનો પોતે ઘણી ગીચ રીતે રહે છે. તેમની પાસે પૂરતી જમીન નથી, ત્યારે જાપાનીઝોને કયાંથી ફાવે? ફૉર્મોસા પણ જાપાનને તાબે છે. ત્યાં પણ ૨,૦૦,૦૦૦ જાપાનીઝો પહોંચ્યા છે. કપુરની ખેતી એથી વધારે જાપાનીઝોને સંઘરી શકે તેમ નથી. ત્યાં વધારે જાપાનીઝોને માટે સગવડ નથી. જાપાનના રાજદ્વારીઓ પોતાનાં સંસ્થાનો જમાવવા માટે ભારે છતેજાર છે. તેમને પોતાના સંસ્થાનોમાંથી કાચો માલ મલે અને પાછો એ જ કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરી પાછા પોતાનાં સંસ્થાનોને વેચે; એવી બ્રિટીશ રાજનીતિના તેઓ ભારે ઉપાસક છે. પરંતુ હજુ સુધી સંજોગો તેમને અનુકૂળ નથી

## એશિયાટિકોને માટે યુરોપિયનો બારણાં બંધ કરે છે

ઑસ્ટ્રેલિયામાં પોતાની વસ્તીના વધારાને મૂકવાના જાપાનના પગલા સામે પ્રતિબંધો ઊભા કર્યા છે. કેનેડામાં પણ તેમને તિરસ્કારવામાં આવે છે. અમેરિકા તો જાપાનીઝોને ત્યાજ્ય ગણે છે. ચીનાઓને પણ હવે દાખલ કરવા દેતા નથી. ટ્રાન્સવાલાની ખાણોમાંથી ચીનાઓને કયારનાયે કાઢી મૂકયા. સાઉથ આફ્રિકામાં હીંદીઓ છે તેમને પણ ધક્કા મારવાનું શરૂ થયું છે. ઇસ્ટ આફ્રિકામાં પણ હિંદીઓને માટે સખ્તાઇઓ ચાલુ છે. ઑસ્ટ્રેલિયામાં તો પ્રથમથી જ ઉતરવાની મનાઇ છે. યુગન્ડા, જંગબાર, વગેરે સ્થળોએ હમણાંથી જ હિંદીઓ વચ્ચે બેકારી ચાલુ છે. સને ૧૯૨૭માં છ લાખ જાપાનીઝો પરદેશમાં ગયા. હવે ઘટતે ઘટતે એ સંખ્યા પચાસ હજાર ઉપર આવી છે. જાપાનીઝ સરકાર પરદેશ જનારને ભારે મદદ આપે છે. અને એક આખું ખાતું આ પરદેશીઓને મદદ કરવા સ્થાપવામાં આવ્યું છે.

આવી સશક્ત, ઉદ્યોગી, સ્ફુર્તિ અને હુન્નરવાળી પ્રજાને યુરોપિયનો અને અમેરિકનો પ્રગતિ કરવામાં અનેક અંતરાયો ઊભા કરે છે. જાપાનને એ ખૂબ સાલે છે.

## મંચુરિયામાં જાપાનીઓની ભરતી

મંચુરિયા જાપાને સર કરી લીધું છે. એ પ્રાંત ચીનના કબ્જામાંથી નીકળી જાપાનના રક્ષણ નીચે આવ્યો છે. વધારાની જાપાનીઝ પ્રજાને માટે ત્યાં સગવડ કરવાના જાપાનના કોડ અને મનોરથ વાંઝિયા રહ્યા છે. મંચુરિયાનું જીવન ચીનાઓને વધારે અનુકૂળ છે. દર વરસે દસ લાખ ચીનાઓની મંચુરિયામાં ભરતી થાય છે. મલાયાની પેઠે ઉત્તર મંચુરિયામાં ચીનાઓને ફાવી ગયું છે. સને ૧૯૨૭માં અગિયાર લાખ અને સને ૧૯૨૮માં નવ લાખ ચીનાઓએ ત્યાં જમીન મેળવી ખેતી કરવાનું શરૂ કર્યું છે. એ સંજોગો જાપાનીઓને અનુકૂળ પડતા નથી. હવા પાણી પણ અનુકૂળ નથી. ચીનાઓ ભારે કરકસરીઆ છે. તેઓ ત્યાં સમાઇ શકે છે. મંચુરિયાની ૧॥ (દોઢ) કરોડની વસ્તીમાં. આવી ચીનાઓની આવકમાં એક કરોડનો વધારો થયો છે, એ રીતે જાપાનની આશા ફળીભૂત થઇ નથી. એટલે એ મોંગોલિયા સર કરવા પ્રયત્ન કરે છે. મંચુરિયામાં માત્ર અઢી લાખ જાપાનીઓ છે.

## રશિયાને પરદેશમાં વસ્તીના વિકાસ માટે ભારે સગવડ

કોઇ પણ દેશ કરતાં રશિયાને એ સગવડ સારી મળી છે. સાઇબિરિયા ખાલી પડયું છે. વિકાસ માટે ત્યાં ખૂબ અવકાશ છે. સિંધુ નદીથી તે ચીન સાથે લેતાં એ પ્રદેશ ભારે ગીચ વસ્તીવાળો એટલે જગતની અડધી પ્રજાને સમાવે છે. સાઇબિરિયાથી એશિયાના ભાગો ખાલી પડયા છે. માત્ર પાંચ કરોડ મનુષ્યો ત્યાં વસે છે. સાઇબિરિયામાં ૧૦૦ માઇલ પહોળી અને ૧૦૦૦ માઇલ લાંબી કાળી માટીવાળી જમીન છે, તેમાં સુંદર ખેતીને અવકાશ છે. સોવીએટે પોતાની વધારાની વસ્તી માટે ત્યાં સગવડ કરી છે. ત્યાં હવે સારાં ગામડાં અને શહેરો સ્થપાયાં છે. સોવીએટે ભારે સગવડો કરી આપી છે. રસ્તાઓ, રેલવે અને આવવા જવાનાં સાધનો બાંધ્યાં છે. સ્ટીમરો પણ ખૂબ આવજાવ કરે છે. એ વિકાસનો રશિયનોનો ઇતિહાસ પણ ભારે રસિક છે, પ્રસ્થાનના વાચકો સમક્ષ ભવિષ્યમાં મૂકવા વિચાર છે. પુરુષ અને તેમાંય રાજપ્રયત્ન કેટલો મોટો વિકાસ સાધી શકે છે તે સહેજે સમજાય છે.

## ત્રણે દેશો વચ્ચે સામ્ય

ચીન, જાપાન અને હિંદ ત્રણે એશિયાવાસી છે. ત્રણે દેશોમાં ભારે વસ્તીનો વધારો થાય છે. પોતાની વસ્તીને સમાવવા ત્રણે દેશો પાસે હવે જગા નથી. ત્રણે દેશોમાં ખેતીને યોગ્ય જમીનનો કબજો તો ખેડૂતોએ ક્યારનોયે લઈ લીધો છે. ત્રણે દેશોમાં ખેતી માટે ખૂણેખાંચરે પર્વતો ઉપર જમીન શોધી કાઢીને ખેતી કરવામાં આવે છે જમીનમાંથી પૂરેપૂરો કસ લઈ લેવામાં આવે છે. તેમને પોતાના દેશમાં વધારે વિકાસનો અવકાશ નથી. ત્રણે દેશો પોતાના જનસમૂહને પૂરતું કામ અને રોજી મળે તે માટે સાંચાકામો ખેતીમાં દાખલ કરી શકે તેમ નથી. સાંચાકામ દાખલ કરેથી બેકારી ભારે વધી જશે એમ ત્રણે દેશ જાણે છે. યુરોપિયન અને અમેરિકનોએ દૃઢ નિશ્ચયથી આ ત્રણેય દેશોની વસ્તીને બીજા

દેશોમાં દાખલ કરવા સામે પ્રતિબંધો મૂક્યા છે. સાંકડા સ્થાનમાં ત્રણે દેશની વસ્તી વિકાસને માટે પોકારતી પડી રહી છે. જગતની અર્ધી વસ્તી સળિયા તોડી બહાર નીકળવા માગે છે. પણ સળિયા મજબૂત છે. તૂટતા નથી. વિકાસ સાધી શકાતો નથી.

## ત્રણે દેશો વચ્ચે અસામ્ય

ત્રણે દેશો વચ્ચે અસામ્ય પણ મોટું છે. જાપાન અને ચીન બન્ને મોંગોલિયન પ્રજા છે. બન્ને સ્વરાજ ધરાવે છે. હિંદ આર્યન પ્રજા ધરાવે છે, પણ પરદેશીઓની હકુમત નીચે છે. જાપાન પુરુષાર્થી અને સશક્ત પ્રજા ધરાવે છે. રાજ્ય અને પ્રજાનું અદ્વૈત પોતાના કલ્યાણ માટે હમેશાં એકાગ્રતાથી મથ્યું રહ્યું છે. ભારે ઔદ્યોગિક અને ખેતીવાડીની પ્રગતિ કરી છે. વિકાસની પરાકાષ્ઠાએ પહોંચ્યું છે. ચીન સ્વતંત્ર છે. રાજ્ય અને પ્રજા વચ્ચે અદ્વૈત નથી. લોકો હુન્નર ઉદ્યોગી છે. પરંતુ અફીણના આવરણમાં ઘેરાયા છે. જાપાનની પેઠે ચીનની પ્રજા એક પ્રજા નથી પરંતુ અનેક પ્રજાઓની બનેલી પ્રજા છે. પ્રાચીનતાને પૂજનારી હોવાથી ઉદ્યોગોમાં ખૂબ પછાત રહી છે. પરદેશીઓના સીધા રાજ્યતંત્ર નીચે નથી, પરતું તેમના ઔદ્યોગિક શાસન નીચે છે. પરસ્પર ભારે કુસંપ હોવાથી પ્રગતિશીલ નથી.

## હિંદની પ્રજા અને ચીનની પ્રજા વચ્ચે સામ્ય

હિંદની પ્રજા ચીનની પેઠે અનેક ધર્મો અને ભિન્ન ભિન્ન જાતોની બનેલી છે. ચીનની પેઠે જ પ્રાચિનતાની પૂજક છે. ચીનની પેઠે જ હિંદની જાતોમાં સંપ્રદાયો અને જ્ઞાતિઓ ભેદદષ્ટિ વધારે છે. ચીનની પેઠે જ હિંદ ઔદ્યોગિક પછાતપણું સેવે છે. ચીનની પેઠે હિંદમાં આળસ, પ્રમાદ અને દીર્ઘસૂત્રતા વાસ કરી રહ્યાં છે. બન્ને પ્રજાના યુવકો ભાવનાશીલ છે. બન્ને પ્રજાઓમાં જાગૃતિ થઈ છે, પ્રગતિ સાધવા બન્ને ઇંતેજાર છે. બન્નેની સામે મોટા અંતરાયો છે. બન્ને પ્રજાઓ ઘડતરમાં હોઈ તેમની સંસ્કૃતિ ફરી થાળે પડવાની શરૂઆત છે. બન્ને પ્રજાઓ જગતમાં મોટામાં મોટી છે. બન્નેની વસ્તી બહુ ગીચ છે. પરદેશમાં બન્ને પ્રજાઓ વિકાસને માટે માર્ગ શોધે છે. બન્ને પ્રજા બહુ પ્રાચીનતાનો ભાર વહન કરી તેના મોહમાં આધુનિકતાને ખોળે બેસતાં અચકાય છે. બન્ને પ્રાચીન સમયમાં ઉન્નત દશા પ્રાપ્ત કરી હમણાં પછાત દેશો તરીકે ગણાય છે. બન્ને દેશો આર્થિક પરાધિનતા ભોગવે છે. બન્ને દેશો "બીચારા" તરીકે નિર્માલ્યતામાં વિલસે છે. કુસંપને ખોળે બન્ને પ્રજાઓ મહાલે છે.

## હિંદ અને ચીન વચ્ચે અસમાનતા

ચીન સ્વાધિન રાજતંત્ર ભોગવે છે, હિંદના નસીબમાં પરાધીનતા છે. ચીનની આર્થિક નીતિ ચીનાઓના હાથમાં છે, હિંદની આર્થિકનીતિ હિંદીઓનાં હાથમાં નથી. ચીન પરદેશીઓની ચૂસણનીતિમાંથી છૂટું થઈ શકવાની અણી ઉપર છે. હિંદ એ ચૂસણનીતિના દબાણમાંથી છૂટવાની ઇચ્છા થતાં છૂટું થઈ શક્યું નથી. ચીન અફીણના ખૂબ ધુમાડા કાઢે છે. હિંદે જેમ ભૂતકાળમાં ચીનને બુદ્ધધર્મ આપ્યો તેમ હવે અફીણ પૂરું પાડે છે. ચીનમાં ધર્મ સંપ્રદાયો અને સ્પર્શાસ્પર્શ પ્રજાની પ્રગતિને આડે આવતાં નથી. પરંતુ હિંદમાં એ વસ્તુઓ ઊંડી જડ ઘાલી પ્રજાની સ્ફુર્તિ અને હલનચલનને લંગડા બનાવી દે છે. બીજી

તરફ હિંદમાં અરાજકતા નથી, ચીનમાં અરાજકતા છે. હિંદમાં લોકો પરદેશીઓના કાયદાથી સુરક્ષિત છે. ચીનમાં સ્વરાજ્યના કાયદાથી પ્રજા સુરક્ષિત નથી. હિંદમાં પરદેશીઓનું શાસન છતાં આર્થિક હાલત વ્યવસ્થિત છે, ચીનમાં આર્થિક હાલત અવ્યવસ્થિત છે.

## જાપાન અને હિંદ વચ્ચે અસામ્ય

વરૂ અને ઘેટા વચ્ચેના ભેદ જેટલો જ બન્ને વચ્ચે ભેદ છે. હિંદની પ્રજા પ્રાચીન સંસ્કૃતિ ધરાવે છે, અને તેના સ્વપ્નાની મોઝ માણે છે, અને જાપાન આધુનીક સંસ્કૃતિ ધરાવે છે, અને તેનાં સુફળો ચાખ્યા કરે છે. જાપાન સ્વયંભોક્તા છે, હિંદ પરભોગ્ય છે. હિંદ અંગ્રેજોના શાસન નીચે છે, પણ હમણાં જાપાન ઔદ્યોગિક શાસન નીચે આવતું જાય છે. હિંદ ઉપર અંગ્રેજ શાસન શિથિલ થાય તો તે સ્થળે પોતે દાખલ થવા જાપાન તૈયાર બેઠું છે. જાપાન સશસ્ત્ર છે, હિંદ નિશસ્ત્ર છે. જાપાન એક પ્રજા છે, હિંદ અનેક પ્રજા છે. જાપાનમાં રાજ્યતંત્ર અને પ્રજાનું અદ્વૈત છે, હિંદમાં પરદેશી શાસન કરનારાઓ અને પ્રજા વચ્ચે અદ્વૈત નથી. જાપાન જાગતું છે, હિંદ પોતાની આંખો ચોળે છે. હિંદના ધર્મો પ્રગતિમાં અંતરાયરૂપે છે, જાપાનના ધર્મો પ્રગતિમાં સહાયરૂપે છે. હિંદને દરિદ્રતામાં સંતોષ છે, જાપાનને સર્વભક્ષીપણારૂપ અસંતોષ છે. હિંદની પ્રજા જુનવટ બેડી પહેરવાની શોખીન છે, જાપાનની સંસ્કૃતિ બીજાઓને બેડી પહેરાવવામાં પાવરધી છે.

## હડધૂત હિંદ

હિંદની પ્રજા ખૂબ ફુલેફાલે છે. પ્લેગ, કોલેરા, ઈન્ફ્લ્યુએન્ઝા, દુકાળ, અતિવૃષ્ટિની રેલો, બેકારી વગેરે અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિઓ પૂર્ણરૂપે અસ્તિત્વમાં હોવા છતાં હિંદની વસ્તી વધતી જ જાય છે. પરદેશોમાં તેમને માટે સ્થાન નથી. સીલોનમાં બેકારી હોવાથી હિંદીઓ ભાગી આવે છે. મલાયામાં ત્યાંની સરકાર રબરનું બજાર મંદ હોવાથી હિંદીઓને સંઘરતી નથી. ફીઝીમાં હિંદીઓને સુખ નથી. દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓના હાથમાં શ્રીફળ દેવા ત્યાંની સરકાર રાતદિવસ તૈયાર છે. પાંત્રીસ કરોડ હિંદીઓમાંથી ત્રીશેક લાખ પરદેશોમાં છે તે પણ ત્યાં નભી શકતા નથી, જ્યાં ત્યાં હડધૂત થાય છે. જગતમાં ઘેટાંઓને માટે સ્થાન નથી. વરૂઓ પોતાનાં બધે સ્થાન કરી લે છે. હિંદની વસ્તી વધતી જાય છે. એને માટે ભવિષ્ય નથી. ઓસ્ટ્રેલિયા, દક્ષિણ અમેરિકા, પૂર્વ આફ્રિકામાં હિંદીઓ માટે પુષ્કળ સ્થાન છે, પરંતુ ત્યાંની સરકારો સફેદ ચામડી સિવાય બીજાઓને ઘૂસવા દેતી નથી.

ડુંગરશી ધરમશી સંપટ




"પ્રસ્થાન"ના તંત્રી જોગ,

વિ. વિ. "અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય" નામના સમર્થ નિબન્ધમાં ૨૭ મે નીચે પ્રમાણેનું વિધાન નજરે પડે છેઃ—

'(દલપત કવિના દાદાલદા બીજથી શરૂ થતી પંક્તિમાંથી પ્રથમનો દા કાઢી નાંખીને કરેલા ૨૬ માત્રાના હરિગીત વિશેના વચનમાં કહે છે)

"આ નર્મદાશંકરી હરિગીતને પછીથી વિષમ હરિગીત નામ મળ્યું."

આ નામ શી રીતે અને શેને મળ્યું ત્હેનો ઇતિહાસ આપું ?

દલપત કવિનો હરિગીત ૨૮ માત્રાનાં ચાર ચાર ચરણનો; હેમાં તાલ ત્રીજી માત્રાથી આરમ્ભાય છેઃ

દાદાલદા દાદાલદા દાદાલદા દાદાલગા,

નર્મદાશંકરનો ૨૬ માત્રાનો, તાલ પ્રથમ માત્રાથી શરૂ થાય છે.

દાલદાદા દાલદાદા દાલદાદા દાલગા.

હેવાં ચારે ચરણો. આ બન્ને સમવૃત્તો.

આ બન્નેનું મિશ્રણ કરનારો મણિલાલ દ્વિવેદીએ પોતાનો નવો હરિગીત "કાન્તા" નાટકમાં પ્હેલવ્હેલો રજૂ કર્યોઃ

| | માત્રા |
|---|---|
| મન્દ મન્દ સમીર વ્હે તરુકુંજમાં બહુ મહાલતો, | ૨૬ |
| ગિરિ ગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો; | ૨૮ |
| લહરિ જલમાં ચાલતી વાંકી ચૂંકી લચકાઈને, | ૨૬ |
| એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે, રવે. | ૨૮ |

તાલ દે તે ગાનને તરુવર ઝુકે બહુ ઝુંડમાં, ૨૧

દે માન તે શુભ ગાનને વળી ધવલ પુષ્પ વધાવતાં, ૨૮

વ્યોમ તરુ તટ વિશ્વ સઘળું નાચતું પ્રતિબિમ્બમાં, ૨૧

ઊંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઈમાં. ૨૮

આમ નવી યોજના માટે જૂનું નામ હરિગીત જ મણિલાલે કાયમ રાખ્યું.

આ યોજનાએ મ્હારા ચિત્તને આકર્ષ્યું; અને 'કુસુમમાળા'માં શેલીના The Cloud નું ભાષાન્તર 'મેઘ.' નામનું દાખલ કર્યું છે તે 'બુદ્ધિપ્રકાશ'માં અગાઉ ઈ. સ. ૧૮૮૩ના એપ્રિલના અંકમાં પ્રગટ કરેલું ત્હેમાં આ નવું મિશ્રણ સ્વીકાર્યું અને એ મિશ્રણને 'વિષમ હરિગીત' એમ સંજ્ઞા આપી; એકાંતરાં ચરણો માત્રા સંખ્યામાં સમ, સરખાં, નથી તેથી વિષમ સંજ્ઞા આપી, કાવ્યની ફુટનોટમાં નવા છન્દનું માપ પણ બતાવ્યું હતું. તે પૂર્વે એ સંજ્ઞા મ્હારા જોવા જાણવામાં હતી નહિં.

નર્મદાશંકરી હરિગીતમાં ચારે ચરણ સરખી માત્રાનાં હોય એકરૂપ છે, હેને 'વિષમ' એ સંજ્ઞા સંભવે નહિં, અને કોઈયે એ સંજ્ઞા હેને આપ્યાનું મ્હારી જાણમાં નથી.

પછી મ્હારી ભૂલ્ય હોય તો જુદી વાત, કોઈ તે ભૂલ્ય ભાગશે તો ઉપકાર થશે.

મરીન વિલા
ખાર (મુંબાઈ-૨૧)
તા. ૨૦-૧૧-૩૩

સેવક

નરસિંહરાવ ભોળાનાથ

*

મારી સરત બહાર રહેલી ઉપરની હકીકત પ્રકાશમાં મૂકવા માટે શ્રી નરસિંહરાવનો હું આભારી છું.

રા. વિ. પાઠક




[ આ વિભાગમાં ઘણાં પુસ્તકોનો પરિચય આપવાનું કામ ચઢી ગયું છે તેને માટે પુસ્તકના લેખકો તેમ જ વાચકોની અમે ક્ષમા યાચીએ છીએ. હવે પ્રસ્થાન નિયમિત કરવાનો અમે પ્રયત્ન કરીએ છીએ તેની સાથે તેનો આ વિભાગ પણ નિયમિત કરવાનો અમે પ્રયત્ન કરીશું. તંત્રી ]

**ફળવાડીની ખીલવણીઃ—**

લેખક અને પ્રકાશકઃ અંબાલાલ મોતીભાઇ પટેલ બી. એ. જી. એફ. આર. એચ. એસ. પટેલ ફાર્મ અને નર્સરી, ઉદવાડા સ્ટેશન. કિંમતઃ ૦–૧૨–૦

ગુજરાતમાં ફળઝાડો વાવવાનો શોખ વધતો જાય છે તે શુભ ચિહ્ન છે. બીજા દેશોના પ્રમાણમાં, અને હિંદના બીજા કેટલાક પ્રાંતોના પ્રમાણમાં પણ, ગુજરાત ફળો બહુ ઓછાં વાપરે છે. ફળોની આપણા શરીરને ઘણી જરૂર છે. આ પુસ્તકના લેખકને આ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ છે, એટલું જ નહિ પણ ફળઝાડોના ઉછેરનો સારો અનુભવ છે. ધંધાને માટે અથવા ઘર આસપાસ ફળઝાડો વાવવા ઇચ્છનારને આ પુસ્તક ઘણું મદદગાર થશે.

**નવનીત ભાગ ૧ લોઃ—**

પ્રકાશક : મગનભાઇ શકરભાઇ પટેલ–પાટણ ( ઉત્તર ગુજરાત ) કિં. ૩–૦–૦

આ પુસ્તક ગદ્યપદ્યાત્મક છે. પદ્યવિભાગમાં શિખામણો આપી છે. ગદ્ય વિભાગમાં પણ ઉપદેશ જ આપેલો છે; પણ ઉપદેશને અંગે જે ટુચકાઓ કહેલા છે તે રસિક છે–ખાસ કરીને બાળકોને.

**ભજનામૃત પુસ્તક ૧ લુંઃ—**

લેખક તથા પ્રકાશક : કવિ કાલિદાસ ભાટીઆ મુ. પાટણ (ગુજરાત) કિં. ૦–૧૪–૦ ઉપદેશાત્મક કવિતાઓનો સંગ્રહ.

**સંસ્કૃત–ગુજરાતી લઘુકોશઃ—**

સંગ્રાહકઃ ગણેશ સદાશિવ તળવલકર. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર દોઢ રૂપિયો.

કેળવણીની સંસ્થા પોતાના જ ક્ષેત્રમાં રહીને સાહિત્યને માટે કેટલું કરી શકે તેનો એક સારો નમૂનો દક્ષિણામૂર્તિ ભવન છે. તેનાં અનેક પ્રકાશનોમાં આ કોશ એક વિશેષ ઉમેરો છે. આ કોશ મેટ્રિકની કક્ષાના વિદ્યાર્થીઓ માટે રચાયેલો છે. આવા મર્યાદિત ક્ષેત્રવાળા કોશની વિરુદ્ધ ટીકા કરવી સહેલી છે પણ આવા એક કોશની ઘણી જરૂર છે અને શિક્ષકો પોતાના અનુભવથી આ કોશને કેવી રીતે વધારે ઉપયોગી કરી શકાય તેનો વિચાર કરે તો વધારે સારું.

મોન્ટીસોરી પ્રવેશિકાઃ—

ઉતારનારઃ તારાબેન. પ્રકાશક ઉપર પ્રમાણે. બાર આના.

Dr. Montessori's Own Hand-bookનું આ ભાષાન્તર છે. શ્રીમતી તારાબેનને આ વિષયના પ્રયોગ અને અભ્યાસ છે, તેમની ભાષા સારી અને પ્રત્યક્ષ બોધક છે એટલે આ નાનું પુસ્તક ઘણું ઉપયોગી થયું છે. માબાપ તેમ જ શિક્ષકોએ મનન કરવા યોગ્ય છે.

પ્રાસંગિક મનનઃ—

લેખકઃ ગિજુભાઇ, પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત આઠ આના.

જુદે જુદે પ્રસંગે મનની જુદી જુદી લાગણીમાં લખાયેલાં આ મનનો છે.

પ્રાથમિક શાળામાં ચિઠ્ઠી વાચનઃ—

લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત પાંચ આના.

આ નાનું પુસ્તક ખરા અનુભવ ઉપરથી લખાયેલું છે. બાળકને ખરું વાંચન શીખવવાને તે ઘણું જ ઉપયોગી છે. બાળકને પૂરતી સ્વતંત્રતા આપીને તેની પ્રગતિ કેવી રીતે સાધવી તે આમાં બતાવેલું છે. અને તે સાથે નાની વિગતોમાં શી સંભાળ રાખવાની છે તે પણ એક અનુભવી શિક્ષક તરીકે લેખકે ઝીણવટથી આપેલું છે. માબાપો અને શિક્ષકોએ પુસ્તક જરૂર વાંચવું જોઈએ.

સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીઃ—

લેખકઃ કલ્યાણરાય નથુભાઇ જોષી. બી. એ. તૈયાર કરાવી પ્રગટ કરનારઃ માધવજી દામોદર ઠાકરસી.

આપણા જે શ્રીમંત ગુજરાતીઓએ પોતાનું જીવન દેશને ઉપયોગી રીતે ગાળ્યું છે તેમાં સદ્‌ગત સર વિઠ્ઠલદાસનું ઊંચું સ્થાન છે. આ પુસ્તકમાં તેમના ઉદ્યમી અને પરોપકારી જીવનનો હેવાલ છે. આ પુસ્તક અસલ સાધનો ઉપરથી લખાયેલું છે એટલે પ્રામાણિક છે. સદ્‌ગતની અનેક જાહેર પ્રવૃત્તિ, સંગીત જેવા ખાનગી શોખ, અને વેદાન્ત જેવા સ્વાધ્યાયનો શોખ સર્વ આમાં જણાય છે. છતાં જે નાની નાની હકીકતથી ચરિત્રનો નાયક આંખ આગળ પ્રત્યક્ષ થાય તે આમાં નથી. આપણામાં એવી વાતો સંભારી સંઘરી રાખી ચરિત્ર લેખકને આપવાનો રિવાજ નથી, અને આ જીવનચરિત્ર પણ માનસ નિરૂપણ કરતાં પ્રવૃત્તિના હેવાલરૂપ વિશેષ છે. સદ્‌ગત તેમના જમાનાના અમુક વર્ગના સમર્થ પ્રતિનિધિરૂપ હતા અને આ જીવનચરિત્ર એ વર્ગનો સારો ખ્યાલ આપે છે. અમે પુસ્તકને આવકાર આપીએ છીએ.

મહાત્મામહિમાઃ—

કર્તા તથા છપાવી પ્રસિદ્ધ કરનારઃ મેહેરજીભાઈ માણેકજી રતુરા. કિંમત રૂ. ૨-૧૨-૦

આ એક મોટું ત્રણ અંકી નાટક છે. તે ભજવી શકાય તે દૃષ્ટિથી નહિ પણ વાંચનારને ઉપદેશ આપવાના ઉદ્દેશથી લખાયેલું છે. લેખક એક પારસી ગૃહસ્થ હોઇ શુદ્ધ ગુજરાતી લખે છે ને તેમને માનપ્રદ છે.

દેશમાં ચૈતન્યની ભરતી આવતાં સ્વતંત્રતાથી રંગાયેલા લેખકોને હાથે આપણું ગદ્ય પણ એટલે અંશે તેજસ્વી અને બલસંપન્ન થાય છે, અર્થાત્ સમાજની મર્યાદા સ્વીકારીને વિચાર કરતાં આપણું ગદ્ય સંતોષકારક રીતે પ્રવૃદ્ધ થયું છે એમ કહેવાય.

એટલે સમય ઓછો છે છતાં તેમાં પસંદગી કરવાનું કામ મુશ્કેલ છે. ગદ્ય વસ્તુપ્રધાન સાહિત્ય હોવાથી, તેની પસંદગીમાં લેખનું વસ્તુ, તેની શૈલી, ગદ્યનો ઐતિહાસિક વિકાસ, એ સર્વ ધ્યાનમાં રાખવું જોઇએ, અને તે બધું ધ્યાનમાં રાખવા છતાં પસંદ કરેલા લેખોને ક્રમે ક્રમે ગોઠવવા એ બાકી રહેતો પ્રશ્ન પણ ઓછો વિકટ નથી.

આ સંગ્રહમાં સંપાદકે વસ્તુ અને શૈલી બન્નેનું વૈવિધ્ય ધ્યાનમાં રાખી સંગ્રહ કરેલો છે. ગદ્યનો ઐતિહાસિક વિકાસ બતાવવા તેમણે લેખકોને કાલક્રમે મૂક્યા નથી. તેમ જ લેખોની પસંદગીમાં જૂના કરતાં નવા તરફ પક્ષપાત બતાવ્યો છે તેનું કારણ એ જણાય છે કે આ સંગ્રહો વિદ્યાર્થીઓ માટે છે.

વિદ્યાર્થીઓને જૂના કરતાં વર્તમાન સમાજના પ્રશ્નો અને વિચારોનો પરિચય કરાવવાની અને આપણું સાહિત્ય છેલ્લા એકેક દસકાથી વધારે વિવિધ, તેજસ્વી અને વસ્તુસ્પર્શી બન્યું છે તેનો પરિચય કરાવવાની વિશેષ જરૂર છે. સંગ્રહ વિશાલ દૃષ્ટિથી નિષ્પક્ષપાતથી થયો છે અને લેખોનો ક્રમ પણ શિક્ષણને યોગ્ય રીતે નિયત થયો છે.

**લગ્નનો આદર્શઃ—**

લેખકઃ શ્રીયુત સુરેશ દીક્ષિત એમ. એ. એમ. એસ. સી. પ્રકાશકઃ શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, ગીરગામ બેક રોડ, મુંબાઈ ૪.

આ પુસ્તકને માટે પ્રકાશક સંસ્થાને તેમ જ લેખકને ધન્યવાદ ઘટે છે. લગ્નની બાબતમાં પ્રજાની કુતૂહલ વૃત્તિ જાગી છે પણ તેને તૃપ્ત કરવાને પથ્ય સાહિત્ય આપણી પાસે નથી. આ વિષયમાં સંભાળ રાખવાની એ છે કે જિજ્ઞાસા તૃપ્ત કરવાની સાથે રોગિષ્ટ મનોવૃત્તિ ઉત્પન્ન ન કરવી જોઇએ. અને તેમ કરવાનો સાચો ઉપાય કેવળ તટસ્થ શાસ્ત્રીય દૃષ્ટિએ તેનું નિરૂપણ કરવું એ છે. શાસ્ત્રીય દૃષ્ટિમાં પણ જગતના વિકાસક્રમે વિષય નિરૂપવો સૌથી સારો છે. આ પુસ્તકમાં તેમ જ કરેલું છે. પ્રથમ વનસ્પતિની ફલન પ્રક્રિયા બતાવી છે. પછી પ્રાણીઓની ગર્ભાધાન ક્રિયા બતાવી છે અને પછી તેમાંથી સ્વાભાવિક રીતે માનવ લગ્નનો વિષય ચર્ચ્યો છે. આ વિષય ઘણો વિશાલ અને ગહન છે, અને પુસ્તકની મર્યાદા પ્રમાણે તેની મર્યાદા અમે ત્યાં મનસ્વી રીતે આંકવી પડે. લેખક સ્ત્રીપુરુષનાં પરસ્પર આકર્ષણ અને સમાજ વિકાસમાં લગ્નસંસ્થાના સ્થાન ઉપર વધારે લખી શક્યા હોત તો સારું, પણ પુસ્તકની મર્યાદામાં જે કંઈ આપેલું છે તે ઘણું જ ઉપયોગી છે. કિશોર વયનાં બાળકો માટે આ પુસ્તકની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

**મુકુલ કાવ્યસંગ્રહઃ—**

લેખકઃ રા. જેઠાલાલ રેવનાથ પંડ્યા, બરવાળા (ઘેલાશાહના), કિંમત ચાર આના.

આપણા સાહિત્યમાં એક કવિના લેખક વર્ગ વચમાં વિકસ્યો હતો જેના મોટામાં મોટા પ્રતિનિધિ સદ્‌ગત દામોદર ખુશાલદાસ બોટાદકર ગણાય. પ્રસ્તુત લેખક એ વર્ગના છે. બોટાદકરે અમુક વખત કાવ્ય લખી પછી બંધ કરેલાં, અને ફરી પ્રોત્સાહન મળતાં લખવા માંડેલાં. પ્રસ્તુત લેખકે અમુક વખત લખી બંધ કર્યાં તે કર્યાં ફરી લખવા ન માંડ્યાં.

## પુસ્તકપરિચય

આ સંગ્રહમાં ૫૧ કાવ્યો છે. ઘણાંખરાં ઇશ્વરની સ્તુતિનાં છે. તે સિવાયનાંમાં ભક્તિ વૈરાગ્યનાં ઘણાં છે, અને થોડાં અન્યોક્તિઓ જેવાં છે તેમાં પણ ઉપદેશ જ છે. નીચેના એક દાખલા ઉપરથી તેમની શક્તિનો કંઇક ખ્યાલ આવશે.

**પ્રેમવર્પણ**

સહુ શાન્ત રજની આ અરે, ગગનમાં વિમળ ચન્દ્ર વિલસે છે,
વર્ષે છે પ્રેમની ધાર, અરે કોઇ અકલ પિયૂષ વરસે છે.
જગ પ્રપંચ રહે સહુ દૂર, હૃદય કોઈ રમે અકથ આનંદે;
જગ સકળ પરે આ ઢળે, નહિ કાંઇ વસે ભેદ ઇર એને.
જગ સકળ ઊંઘમાં પડયું, જગતું હૃદય પ્રેમ ચાખે છે,
પિયો પ્રેમ, પિયો પ્રેમ, અજબ કોઇ છુપો પાય છે મૂજને;
ટીપું ટીપું શોધવા કાજ, સ્વપ્નમાં મનુજ કોઈ રખડે છે,
ઢળી પડયો અખૂટ ભંડાર, અરે ત્યાં જગત કેમ ઊંઘે છે?
પીઓ પીવાય, તૃપ્તિ ન થાય, અખૂટ ભંડાર ઢોળનારાને,
નથી દીસતી કશી દરકાર, પીઓ પિવાય જેવું જે જોણે.
જાગો કોઈ જગતનું સત્ત્વ, જગતનું કોઈ માનવી જાગો.
આ વ્યર્થ ઢળે સહુ પિયુષ, અરે કોઇ એક વ્યક્તિ તો જાગો.
નહિ દિધો કોઇએ કાન, પિયૂષનું પાન, પીધું પીનારે,
નિદ્રિત સૃષ્ટિ સહુ ઘસી, અરર! પળ પછી મૃત્યુ અંધારે.

**ભજન ભાવાર્થ પ્રકાશઃ—**

કર્તાઃ ફુલજલ પ્રધાન વકીલ. પ્રકાશકઃ નરોત્તમદાસ વાલજી દવે. મહુવા–કાઠિય કીંમત માત્ર બે આના.

આપણી સંતવાણી ઘણીવાર ગૂઢ હોય છે ઘણીવાર તે અવળી રીતે વરે છે. ર વાણીનો અર્થ ગુરુપરંપરાએ જ મળી શકે છે. અહીં હિંદના પ્રાચીન સંતોના ભજનોના અર્થ આપેલા છે. બધા અર્થો સાચા જ હશે એમ કહી શકાતું નથી. પણ ભજ અર્થ કરવામાં આ પુસ્તકથી થોડી સહાય મળે એમ છે.

**પૃથ્વીઃ—**

યોજકઃ પોપટલાલ જેચંદ અંબાણી. પ્રકાશકઃ બુકસેલર્સ ઠા. બેચર મેઘજી એન્ડ રાજકોટ (કાઠિયાવાડ). કિંમત એક રૂપીઓ.

ભૂગોળ પાઠમાળાનું આ ૪ થું પુસ્તક છે. તેમાં પ્રાકૃતિક ભૂગોળનો ભાગ ૧૦૦ જેટલો આપેલો છે, અને પછી દરેક ખંડની પણ કુદરતી સ્થિતિની સારી માહીતી છે. બધા નિરૂપણમાં કેન્દ્ર સ્થાને હિંદને રાખીને લખેલું છે, તે યોગ્ય કર્યું છે. યુરે દેશોને એશિયાના દેશો સાથે સરખાવ્યા છે તે પણ ઠીક છે પણ આ સરખામણી કોઇ જગાએ વધારે દૂર ગઈ છે. ઇટલીને યુરોપનું હિન્દ કહ્યું છે પણ બીજું કંઈ નહિ માત્ર ક્ષેત્રફળ, ભાષા, વૈવિધ્ય ધર્મભેદ, અનેક જાતિઓને લઇને પણ એમાં ઘણો ફરક અને સ્પેન–પોર્ટુગલને યુરોપનું અરબસ્તાન કહેવામાં તો ઘણી જ અતિશયોક્તિ થઈ 'ં

એકંદરે પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી છે અને કેળવણી ખાતાએ તેને મંજુર કર્તાને યોગ્ય ઉત્તેજન આપેલું છે.

મધુબંસીઃ—

કર્તાઃ રમણીક કીશનલાલ મહેતા. કિંમત ચાર આના.

આ સંગ્રહમાં ઘણાખરા રાસો છે અને હાલના નવીન રાસની ઢબે લખેલા છે. કેટલાંક ગીતો પણ છે અને તેમાંનાં કેટલાંક હિન્દી ગીતોનાં ભાષાન્તરો છે.

બુલબુલઃ—

સંપાદકઃ રમણલાલ નાનાલાલ શાહ. લખનાર દુર્લભજી ભવાનીશંકર જોષી. પ્રકાશકઃ ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રોડ અમદાવાદ. કિં. ૦–૨–૬

સુરતનું હૃદયઃ—

અનુવાદકઃ માણેકલાલ ગોવિંદલાલ જોશી. ગૂજરાત સાહિત્ય મંદિર અમદાવાદ. કિંમત ૦–૫–૦

રશિયાની ક્રાન્તિ માત્ર રાજ્યપ્રકરણી કે અર્થપ્રકરણી નથી, તેણે સમાજવ્યવસ્થા પણ ઊલટાવી નાંખી છે. નવા રશિયામાં સ્ત્રી પુરુષને કુટુંબ સંબંધોમાં પણ સમાન હક મળ્યા છે, ખાસ કરીને છૂટાછેડા માગવાનો દરકનો હક સરખો છે, અને તેને કોઈ પ્રકારની મર્યાદા નથી, તેથી સ્ત્રીપુરુષ સંબંધમાં પણ ઘણી નવી માનસિક પરિસ્થિતિ ઊભી થઈ છે. તેનો પડઘો ત્યાંના ચાલુ સાહિત્યમાં પણ પડયો છે.

ખાસ કરીને આ બે નાની વાર્તાનો લેખક પેન્ટેલીયન રોમાનોફ ત્યાંના સ્ત્રીમાનસનો સારો નિરૂપક ગણાય છે. આમાં પહેલી વાર્તા 'સૂરતનું હૃદય'–માં, નવી પરિસ્થિતિમાં જૂના સતીત્વ કે એક પતિત્વ ભાવનાવાળી સ્ત્રીની મનોદશાનું ચિત્ર છે. ચિત્ર સરસ રીતે આપ્યું છે પણ એટલું કહેવું જોઈએ કે આ વાર્તાની નાયિકા પુરુષોને આકર્ષક નથી લાગતી તેનું માત્ર એક જ કારણ તેની સતીત્વની ભાવના હોય એમ નથી લાગતું, તે સિવાય પણ તેનામાં કેટલુંક અનાકર્ષકપણું છે. રશિયા બહાર પણ સ્વેચ્છાચરણના રિવાજવાળા દેશમાં એવી સ્ત્રીને તરત વર ન મળી શકે એમ અમે માનીએ છીએ. તેની અત્યંત શરમાળતા, સંકોચ, બુદ્ધિની મંદતા, સ્ત્રીસુલભ ચંચળતાનો અભાવ, પુરુષોને અનાકર્ષક છે એ વાતનાં સૂચનો બીજા દેશોના સાહિત્યમાંથી પણ–સંસ્કૃતમાંથી પણ–મળી શકશે. સ્ત્રી અનાકર્ષક છે, પણ વાર્તા આકર્ષક છે.

બીજી વાર્તા 'મનની મુરાદ' પણ રશિયાની પરિસ્થિતિની જ છે પણ તે બધા દેશોમાં બની શકે તેવી છે. તે વાર્તા પણ આકર્ષક છે.

હરિન્દ્રનાં બે નાટકોઃ—

અનુવાદકઃ છોટાલાલ માનસિંગ કામદાર બી. એ. તથા પ્રાણશંકર સોમેશ્વર જોશી. ગૂર્જર ગ્રન્થ રત્ન કાર્યાલય–ગાંધીરોડ–અમદાવાદ. કિં. સાત આના.

પ્રખ્યાત નટ હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયનાં નાટકોનો Returned from Abroad અને The Sleeper Awakened નો અનુવાદ છે.

શ્રીમતી વિદ્યાબહેને પુસ્તકના પ્રારંભના 'બે બોલમાં' નાટકોનો સારો પરિચય આપ્યો છે. શ્રી હરીન્દ્ર કુશળ નટ હોઈ આ નાટકો બીનધંધાદારીઓને ભજવવાં સહેલ

પડશે. પહેલું નાટક એક ખુલ્લું રૂપક છે. પશ્ચિમની સંસ્કૃતિ, મ્હીસ્ટી, વગેરે તેનાં પાત્રો છે. અને એ રીતે તેને ઊંચી નાટકની પંક્તિમાં નહિ મૂકી શકાય. બીજું નાટક ઉપહાસ છે. ઈગ્લંડ જઇ પરદેશી જેવા થઇ આવેલ માણસનો તેમાં ઉપહાસ છે.

**स-श्वेताश्वतर-ईशादिद्शोपनिषदः—**

સંશોધન કરી પ્રગટ કર્તાઃ વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી. એ. એમ. આર. એ. એસ. મૂલ્ય રૂ. ૧-૦-૦

આ સંગ્રહમાં શંકરાચાર્યનું જેના પર ભાષ્ય છે એવાં મુખ્ય દસ ઉપનિષદો, ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાન્દોગ્ય, બૃહદારણ્યક અને તે ઉપરાંત શ્વેતાશ્વતર પણ આપેલ છે. ઉપનિષદોમાં આ મુખ્ય ગણાય છે અને પાઠ કરવાને માટે આ નાનું પુસ્તક ઉપયોગી છે.

**એક ક્રાન્તિકારની આત્મકથા ભાગ ૧ લો તથા ૨ જોઃ—**

*અનુવાદકઃ વિજયરાય કલ્યાણરાય. પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય. દરેકની કિંમત ૧-૪-૦*

પીટર ક્રોપોટકિનનું આ જન્મચરિત્ર છે. રશિયાના ઇતિહાસમાં-ખાસ કરીને તેના ક્રાન્તિના ઇતિહાસમાં તેનું મહત્ત્વનું સ્થાન છે. પ્રચંડ કાર્યાર્થી પુરુષ તરીકે પણ તેનું જીવનચરિત્ર વાચન યોગ્ય છે. તે જેવો કાર્યકર્તા છે તેવો જ વિદ્યાપ્રિય પણ છે. અત્યારે રશિયામાં ક્રાન્તિ થઇ છે પણ તે ક્રોપોટકિનના સિદ્ધાન્ત ઉપર થઇ નથી. જગતના વર્તમાન રાજ્યપ્રકરણી વિચારપ્રવાહોમાં હજી તેનો વિચારપ્રવાહ પહેલાં જેટલો જ નવો અને વિચારવા યોગ્ય છે.

ભાષાન્તર વિષયને ઉચિત ભાષામાં થયું છે.

**મારી જન્મટીપઃ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધઃ—**

લેખકઃ વિનાયક દામોદર સાવરકર, અનુવાદકઃ ગોપાળરાવ ભાગવત, શ્રી મહિલા વિદ્યાલય ભાવનગર. પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિંમત અનુક્રમે રૂ. ૨-૦-૦ અને ૨-૮-૦

આ આત્મવૃત્તાંત વાંચવા જેવું છે. લેખકે દેશને માટે કેટલું સહન કર્યું છે એટલી જ દૃષ્ટિએ નહિ, પણ આ વીસમી સદીમાં પણ દુનિયામાં સુધરેલી રાજસત્તા પણ કેવા અર્થહીન જંગલી જુલમવાળી જેલ સંસ્થા રાખે છે તે જોવા જેવું છે. આખા વૃત્તાંતમાં સચ્ચાઇનો રણકારો છે. ખરું તો એ છે કે જ્યાં જાહેર લોક સમાજની આંખ ન પહોંચી શકે એવી જગાએ કોઇ પણ માણસને સત્તા આપવી એ જ તેને અમાનુષ અત્યાચારનો પરવાનો આપવા બરાબર છે.

અને આ વીરોના તપથી દરેક હિંદીને પોતાના દેશ તરફના કર્તવ્યમાં બળ મળો.

શ્રીયુત મીસ્ત્રીએ બૃહદ્ ગ્રન્થાવલિમાં આ પુસ્તક પ્રકાશિત કર્યું તે યોગ્ય કર્યું છે.

# વિચાર ચંક્રમણ

## વા. મો. શાહ

સ્વર્ગસ્થ વા. મો. શાહની બીજી સંવત્સરી અમદાવાદમાં અને મુંબઈમાં ઉજવાઈ. પ્રો. બળવંતરાય ઠાકોર 'આપણી કવિતાસમૃદ્ધિ'માં સારા ગુજરાતી ગદ્યલેખકોમાં વા. મો. શાહનું નિયત સ્થાન ગણાવે છે. કેટલાક ગદ્યસંગ્રહોમાં તેમનું ગદ્ય આવેલું પણ છે. અને ગદ્યસાહિત્યમાં તેમનો ફાલો પણ મોટો છે.

છતાં તેમના ફાળાના પ્રમાણમાં તેમની પ્રસિદ્ધિ કંઈક ઓછી છે એમ ગણવું જોઈએ–અથવા ખરું એમ કહેવું જોઈએ કે તેમને કેટલાક બહુ જ ભક્તિભાવથી ઓળખે છે અને કેટલાક તેમના તરફ કેવળ ઉદાસીન છે. આમ થવાનાં કારણો જોવા જેવાં છે.

પ્રથમ એ કે વા. મો. શાહે સાહિત્યની ખાતર સાહિત્ય લખેલું નથી. તેમણે સાહિત્યને માત્ર પોતે ધારેલા સુધારાના પ્રચારના સાધન તરીકે જ વાપરેલું છે. એવું સાહિત્ય સાહિત્યમાં ગણાય નહિ એમ વક્તવ્ય નથી. પણ એવા સાહિત્યમાંથી ઘણું ચળાઈ જાય અને એવા સાહિત્યની શુદ્ધ સાહિત્યમાં એકદમ ગણના ન થાય. તેમના સુધારાના પક્ષકારોને તે બધું અક્ષરે અક્ષર સાહિત્ય લાગે. તેમના સુધારા તરફ ઉદાસીન હોય તે તે સાહિત્ય તરફ પણ ઉદાસીન રહે.

વા. મો. શાહના સુધારા તરફ લોકસમાજ ઉદાસીન રહે તેનું એક ખાસ કારણ છે. તેમણે પોતાનો સુધારો મુખ્યત્વે કરીને જૈન કોમની હાલની સ્થિતિ અને તેના ધર્માચરણના વિષયમાં કરેલો છે. તેથી સ્વાભાવિક રીતે જૈનેતરો તેના તરફ ઉદાસીન રહ્યા. તેમણે જોયું કે જૈન કોમમાં મનની અને ખાસ કરીને સંકલ્પશક્તિની નિર્બળતા આવી છે. કેટલાંક કારણોને લીધે જર્મન ફિલસૂફ નીચેનો બળનો પયગામ તેમના મનમાં વસી ગયો અને તેમણે જૈન ધર્મમાંથી એ જ પયગામનું દોહન કરવા માંડ્યું.

હવે તત્ત્વશાસ્ત્રની દૃષ્ટિએ આ કોઈકને જ સમંજસ લાગે. હિંદુઓના ધર્મ અને નીચેની ફિલસૂફી (જો તેને ફિલસૂફી કહીએ તો)–વચ્ચે એક મોટો અસમાધેય ભેદ એ છે કે હિંદુધર્મમાં મોક્ષ એ પરમ પુરુષાર્થ છે અને મોક્ષ મેળવવા અહંકારનો ત્યાગ કરવો પડે છે. ત્યારે નીચે અહંકારના ગૌરવથી જ બલપોષણ કરે છે અને મોક્ષને માનતો નથી. અલબત્ત વા. મો. શાહ પણ અહંકારનો નાશ કરવાનું કહે છે પણ જૈન ધર્મમાંથી નીચેનું બલસંપાદનનું તાત્પર્ય કાઢવામાં આ અસંગતતા આવી જ જાય છે.

પણ સાહિત્ય જુદી વાત છે અને ફિલસૂફી જુદી વાત છે. સાહિત્યનું તેજ તેના લેખકની શ્રદ્ધામાંથી આવે છે, અને વા. મો. શાહની પોતાની શ્રદ્ધા ઘણી જબરી હતી. તેથી જ તેમના વાક્યોમાંથી ઘણાનાં મન ઉપર તેઓ ઘણી ઊંડી અસર કરી શક્યા, અને તેમનું ગદ્ય પણ ખરેખર બળવાન છે.

× × ×

## ધર્મસુધારો

વા. મો. શાહના જીવન ઉપરથી, અને તે સિવાય પણ હાલનાં સામાજિક બળો જોતાં, નથી લાગતું કે હવે ધર્મનો સુધારો ધર્મસંપ્રદાયમાં રહેનારથી નહિ પણ તેનાથી બહાર કે તેનાથી પર રહેનારથી થશે? મહાત્મા ગાંધીજી, રવીન્દ્રનાથ ટાગોર, કે એવા જે કોઇ ધર્મમાં સુધારો કરે છે તે કોઇ પણ એક સંપ્રદાયના નથી. પહેલાં જેમ રામાનુજ કે વલ્લભાચાર્ય થયા અથવા પહેલાં જેમ જૈન સાધુઓમાં હરિભદ્રસૂરિએ સુધારો કર્યો તેમ હવે કોઇ પણ સંપ્રદાયમાં રહીને સુધારો કરે એ સંભવિત લાગતું નથી. જાણે એ જમાનો જ ગયો.

છતાં સાંભળીએ છીએ કે જૈન બંધુઓ અમદાવાદમાં પાંચસો વરસમાં જેવો મેળો નથી થયો તેવો જૈન ધર્માચાર્યોનો મેળો તેડે છે. આ મેળાનો ઉદ્દેશ જૈન ધર્મના આચારની શુદ્ધિ કરવી એ છે. સાંભળ્યું છે કે આ મેળાને અંગે લાખો રૂપિયા ખરચાશે. આ મેળામાં જે જે ગૃહસ્થો ફાળો આપશે તે દરેક આ મેળાથી કશો જ લાભ થવાનો છે એમ ખરા દિલથી માને છે? અમે માનીએ છીએ કે જમાનાના વિચારોનું પૂર એટલું સબળ છે કે *અત્યારે આવી શ્રદ્ધા બહુ જૂજના મનમાં હોય તો હોય.*

ધર્માચારની શુદ્ધિ કરવાને વ્યવહારનું જે વિશાલ જ્ઞાન હોવું જોઇએ તે અત્યારના કોઇ પણ ધર્મના કોઇ પણ ધર્માચાર્યમાં છે? ધર્માચાર્યોનું જીવન જે રીતે ઘડાય છે તે રીત જોતાં એવું વ્યવહારજ્ઞાન એમને મળવું શક્ય પણ છે? ધર્માચાર્યનું જીવનઘડતર માત્ર રાજકુંવરોનાં જીવનઘડતર સાથે સરખાવી શકાય એવું છે! બન્ને વ્યવહારને માટે નાલાયક અને છતાં બન્નેના હાથમાં વ્યવહાર ઉપરનો પુષ્કળ કાબુ!

વર્તમાન સમયમાં સુધારાની જરૂરિયાત સમજાવા માંડી તે પછી ધર્મસુધારાની પ્રવૃત્તિ બદલાતી જાય છે તે જોવા જેવું છે. પ્રથમ ધર્માચાર્યોને સુધારવા એવી દલીલો થતી હતી. જો ધર્માચાર્યો માત્ર સુધરી જાય તો બધો સમાજ સુધરી જાય! પણ થોડા જ સમયમાં સમજાયું કે ધર્માચાર્યો તો સૌની પાછળ સુધરવાના છે. પછી ધર્મની અંદર રહીને ધર્મ સુધારવાના પ્રયત્નો થયા. તે પણ નિષ્ફળ જ ગયા છે. તે પછી ધર્મસંપ્રદાયોથી તટસ્થ–પર રહેનાર વ્યક્તિઓ પરોક્ષ રીતે સમાજને સુધારવાના પ્રયત્નો કરવા માંડી છે. હવે અત્યારે ક્ષિતિજ ઉપર નવું જ બળ દેખાય છે. તે બધા સંપ્રદાયોને જ તોડીને જમીન સાફ કરવાનો કાર્યક્રમ લાવે છે. ધર્મને નામે એટલાં ધતિંગો થયાં છે અને ધર્મને નામે એટલી જડતા વધી છે, કે ખરા ધાર્મિક પુરુષને કદાચ પોતાની પહેલી ફરજ આ ધર્મોનો ઉચ્છેદ કરવાની લાગે.

× × ×

## શ્રી. શ્રીમતી શેઠનું નૃત્ય

શ્રીમતી બહેન શ્રીમતીએ અમદાવાદમાં જાહેર રીતે થિયેટરમાં નૃત્ય કરી બતાવ્યું એ ગુજરાતમાં નોંધવા જેવો પ્રસંગ ગણાય. અલબત આ પ્રસંગ પહેલાં બહેન શ્રીમતીને બંગાળમાં અને એક રીતે કહીએ તો હિંદમાં નૃત્યકાર તરીકેની કીર્તિ મળી ચૂકેલી છે; જો કે ગુજરાત તેથી અજાણ્યું છે. થોડા માસ ઉપર ત્રિવેણી ત્રૈમાસિકમાં મલબારના પ્રાચીન સમયથી ચાલ્યા આવતા 'કથકલિ'ના નૃત્ય ઉપરના લેખમાં લેખકે તે નૃત્યનાં વખાણ કરી કહેલું કે છતાં તે

નૃત્યને આધુનિક દૃષ્ટિએ સંસ્કારવાની જરૂર છે અને એ કામ કરવાને અધિકારી વ્યક્તિઓમાં ઉદયશંકર સાથે શ્રીમતીના નામનો પણ ઉલ્લેખ હતો.

તેમણે અમદાવાદમાં જાહેર રીતે નૃત્ય કર્યું તે એક ખરેખર અભિનંદન. યોગ્ય નૈતિક હિંમતનો દાખલો ગણાય. આવા આવા પ્રયોગો પરદેશમાં કરવા સહેલા છે, પોતાની જન્મભૂમિમાં કરવા અઘરા છે. ઘણા માણસો અમદાવાદમાં હરિજનો સાથેના પ્રીતિભોજનમાં ભાગ લે છે અને પોતાને ગામડે જઇ પાછા અસ્પૃશ્યતા પાળે છે. અત્યારે ગુજરાત જેમ સંગીતકલાને યોગ્ય આદર આપતાં શીખ્યું છે, તેમ હજી નૃત્યકલાને આદર આપતાં શીખ્યું નથી. અમે માનીએ છીએ કે નૃત્ય સામેનો ગત જમાનાથી ઉતરી આવેલ પૂર્વગ્રહ હજી ઘણા માણસોમાં છે અને એ પૂર્વગ્રહ આ નૃત્યની કદર કરવામાં ઘણાને વિઘ્નરૂપ હજી થતો હશે.

નૃત્ય ઉપરથી એટલું સ્પષ્ટ જોઇ શકાતું હતું કે બહેન શ્રીમતીએ નૃત્યનો સારો અભ્યાસ કર્યો છે. એમનામાં કલાને આવશ્યક સુરુચિ અને સ્વાતંત્ર્ય છે, અને નૃત્યને આવશ્યક શરીર ઉપરનો કાબુ પણ છે.

આ નૃત્યની કદર થવામાં એક બીજું પણ વિઘ્ન છે. આ મણિપુરના મૃદંગ સાથેના નૃત્યનો આપણને ઘણો ઓછો પરિચય છે. ગુજરાતનાં શ્રીમંત કુટુંબોમાં આ મણિપુરી મૃદંગ સાથેના નૃત્યનો જ પ્રવેશ થયો છે. ગુજરાતને આ પહેલાં જે નૃત્યનો પરિચય છે તે સામાન્ય રીતે સુધારાવાળાઓએ નિન્દેલો 'નાચ' છે. જેને આપણે ઉત્તરહિંદની નર્તકીનો નાચ ગણીએ છીએ. ગુજરાતમાં જેમ ઉસ્તાદી સંગીત ઉત્તર હિંદનું છે તેમ નાચ પણ ત્યાંનો જ સામાન્ય રીતે છે;—જે નાચ દરબારોમાં અને લગ્ન પ્રસંગે કે શોખીન શેઠિયાઓને ત્યાં નર્તકીઓ કરતી. એ નાચ પણ કલા દૃષ્ટિએ નાખી દેવા જેવો નથી: જો કે બાહ્ય આકસ્મિક કારણોથી તેની સાથે નિન્દ્ય સૂચનો સંકળાયેલાં છે. કદાચ એ કારણોથી જ ગુજરાતમાં સારાં કુટુંબોમાં એ નાચ દાખલ નથી થઈ શકતો અને આપણે બંગાળ તરફ જ્યાં નૃત્ય હજી માનનીય સ્થાન ભોગવે છે ત્યાંથી લાવવું પડે છે.

## ગુજરાતનું નૃત્ય

પણ ઉત્તર હિંદના નૃત્ય સિવાય પણ કદાચ આપણે ત્યાં ગુજરાતનું દેશ્ય ગણી શકાય તેવું નૃત્ય હશે. મારા મનમાં ભવાયાનું નૃત્ય છે. ભવાઇ પણ તેની અશ્લીલતાને લીધે સુધારા તરફથી નિન્દાઈ છે—જો કે સાથે સાથે કહેવું જોઈએ કે તેનો સંગ્રહ કરનાર સુધારક મહંમત મહીપતરામ હતા. પણ અત્યારે એ મરવા પડી છે ત્યારે તેમાં રહેલાં નૃત્યનાં ને હાસ્યરસનાં જીવન્ત બીજો હવે સાચવી લેવાં જોઇએ. તે તરફ કેટલાકનું ધ્યાન ગયું છે. બેએક વરસ ઉપર અમે કેટલાક મિત્રોએ મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિક પ્રસિદ્ધ નટ શ્રીયુત બાપાલાલ મારફત પરંપરા પ્રમાણે સરસ ભવાઇ કરતા એક નાના ટોળાને જોયેલું. તેમાં ત્રણ પાત્રો ઘણું સારું કામ કરતાં હતાં: એક વિદૂષકનું, એક કથાના નાયકનું અને એક નાયિકાનું. નાયિકાનું કામ કરનાર લગભગ ૫૫ વરસનો મોટી ઉમરનો એક નટ હતો. પણ સ્ત્રી તરીકે નાચમાં તે જે ચપલ અને સુકોમલ અને સુંદર રીતે પગ ઉપાડતો તે જોઇ અમારી સાથે જોવા આવેલ શ્રી ન્હાનાલાલ મહેતાએ કહેલું કે આટલું માર્દવ મેં કોઇ

નર્તકીમાં પણ જોયેલું નથી. હમણાં તપાસ કરતાં માલુમ પડયું છે કે એ બાઇ દેવલોક થયા છે. એની કલા કોઇએ તેની પાસેથી લીધી નથી. આ રીતે આપણી ઘણી કલા ગ્રાહક વિના, ઉત્તેજન વિના નાશ પામતી જાય છે.

આ ભવાઇનું નૃત્ય તત્ત્વતઃ ઉત્તર હિંદના નાચથી ભિન્ન છે કે માત્ર તેનું તદ્ભવ છે તે હું જાણતો નથી. એને માટે વિશિષ્ટ અભ્યાસની જરૂર છે. નૃત્યનો એક બીજો પ્રકાર અહીં છારાં નામની જાત જે સરકારી દફતરે ગુનેગાર જાતિ ગણાય છે તેઓમાં જોયો છે. આમનું નૃત્ય મને ઘણા દિવસથી આકર્ષક લાગ્યું હતું; પણ બિચારી એ જાત હલકી ને ચોર ગણાય છે એટલે તેના સામું પણ કોઇ જોતું નથી. અહીં રાગિણી દેવી આવ્યાં તેમને માટે છારાનું નૃત્ય ગોઠવ્યું ત્યારે રાગિણી દેવી ચકિત જ થઇ ગયાં. આમાં પણ શ્રી ન્હાનાલાલ મહેતા જેવા આવેલા હતા, તેમણે પણ આ નૃત્યને ઘણું વખાણ્યું. રાગિણી દેવીએ મુંબઇ જઇ પોતાના નાટયના કાર્યક્રમમાં છારા નૃત્ય મૂક્યું, અને સાંભળ્યું છે કે તે સારું વખણાયું હતું આ આપણી કલાદષ્ટિ! તે સિવાય સ્ત્રીઓના રાસ હીચના પ્રકારો જાગ વગેરેમાં નૃત્યનાં ઘણાંએ સુંદર રૂપો મળી આવે એમ માનું છું.

એક વખત પાટણ તરફનાં ઠાકરડાનાં લગ્ન વખતે એ પાટણવાડિયાંનું નૃત્ય જોવા મળેલું. ઘણું જ જોરદાર અને તે સાથે સુંદર હતું. અલબત્ત સ્ત્રીઓનું નૃત્ય હતું. આ બધા પ્રકારો અભ્યાસીને માટે ઘણા ઉપયોગી થાય.

× × ×

## ઉત્સાહનો ભોર અને મિથ્યાવાદ

છારા ઉપરથી યાદ આવે છે. બેચાર વરસ ઉપર અહીંના યુવકસંઘે પોતાના કાર્યક્રમમાં છારાઓને સુધારવાનું રાખ્યું હતું. અત્યારે પાછું તે તરફ કોઇ જ ધ્યાન નથી આપતું. અત્યારે અલબત રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં ઘણાને કશું સ્પષ્ટ દેખાતું નથી પણ તેનો અર્થ એવો નથી કે દેખાતું બંધ થયું નથી તે પણ છોડી દેવું. રાજકીય ક્ષેત્રમાં ભલે શું કરવું તે ન સૂઝતું હોય પણ છારાંને સુધારવાં, અને બીજી સામાજિક પ્રગતિ કરવી તેમાં તો બે મત નથી! અત્યારે ઘણી જગાએ એવી વાતો સાંભળીએ છીએ કે જાણે લોકો વાતો કરી કરીને ધુમ્મસ વધારવા ઇચ્છતા હોય એમ લાગે છે. જેમ જૂના સમયમાં, જ્ઞાનથી મોક્ષ મળે કે કર્મથી એવી ચર્ચાઓ કરીને માણસો વ્યવહારમાં સામાન્ય નીતિ પણ ન પાળતા તેમ શેનાથી સ્વરાજ મળે તેવી ચર્ચાઓ કરી કોઇ સ્પષ્ટમાં સ્પષ્ટ કામ પણ કરતું નથી. ઘણા તો એમ જ કહે છે કે આવાં સામાજિક કામો કરવાથી કંઇ સ્વરાજ મળવાનું છે? પણ જે દેશમાં આટલી બધી સામાજિક દુર્દશા હોય અને છતાં કોઇ કામ કરનાર માણસ શિક્ષિતોમાંથી પણ ન મળે, તેવા દેશમાં સ્વરાજ મેળવી આપનારા કેટલા નીકળે? સ્વરાજ અનેકદેશી પ્રવૃત્તિ છે. આખા સમાજમાં અનેક જગાએથી કામ કરનારા માણસો જોઇએ. ત્યારે સ્વરાજની લાયકી કેળવાય.

× × ×

## સામાજિક વિષયોમાં સંશોધનો

આપણી વિદ્યાપીઠોમાં સામાજિક સંશોધનો માટે ડીગ્રીઓ આપવાનો ને મેળવવાનો કેમ પ્રયાસ નથી થતો તે સમજાતું નથી. દાખલા તરીકે આપણી અર્ધ સંસ્કૃત જાતો ને તેમના રિવાજો, ઢોરની જાતો, ઢોર ઉછેરનાર ને તેનો વેપાર કરનાર જાતો, આપણા

ભિખારીઓ, આપણા બાવા, આપણી અટકો, આપણી નાતો-ગોત્રો, નાત પરત્વેના ભિન્ન ભિન્ન રિવાજો, આપણી અસ્પૃશ્ય જાતિઓ, આપણામાં રહેલ માનવવંશો-જાતિઓ, ગુજરાતમાં બહારથી આવેલ જાતિઓ, વગેરે અનેક વિષયો છે જેને વિશે સંશોધન કરી ઘણી હકીકત ભેગી કરી શકાય. આવું કંઈક કામ મહીસુર સરકાર તરફથી થાય છે અને ત્યાંની જાતો વિશે સચિત્ર મોટાં પુસ્તકો બહાર પડેલ છે પણ મુંબઈ યુનિવર્સિટી આવું કશું કરતી નથી, અને આપણા પદવી માગનારા પણ આવા કોઈ વિષયો માટે મહેનત કરતા નથી. ઉપર જણાવ્યાં તે છારાંની એક જ કોમ લો તો તેમાં જ કેટલુંય જાણવાનું છે. તેમના રિવાજો, તેમનાં દેવદેવીઓ, માનતા, ભુવા, ભૂત, વગેરે, તથા તેમની પોતાની પારસી કે ખાનગી ભાષા, તેમના પહેરવેશો, વહેમો, ગુજરાતમાં ક્યાં ક્યાં રહે છે એ બધા સંશોધનના વિષયો છે. સાંભળ્યું છે કે આપણે જેમને છારાં કહીએ છીએ તેમને કાઠિયાવાડમાં આડોડિયાં કહે છે, અને કોઈ કોઈ જગાએ તેઓ પોતાને બારોટ કકોળી કહેવરાવે છે. બીજું પણ ઘણું જાણવા જેવું મળી રહે તેમ છે. દરેક સ્થાને દીઠ આવી હકીકત ભેગી કરનારાનું એક મંડળ થાય તો પણ આ હકીકતનો સારો એવો સંગ્રહ થાય.

× × ×

## પૂલપારના અમદાવાદનો ઉત્સવ

સાબરમતીના એલિસ પૂલની પશ્ચિમની બાજુએ હવે અમદાવાદ સારૂં વસી ગયું છે. સહકારી સોસાઈટીઓને લીધે, કંઇક આ નવા વસેલા શિક્ષિત હોવાને લીધે, અને તેમને કેટલાક પ્રશ્નોમાં સામાન્ય હિત હોવાને લીધે તેમનામાં એકત્વની ભાવના પણ આવવા માંડી છે; જો કે કહેવું જોઈએ કે સહકારી યોજનાના વસવાટના શક્ય તેટલા બધા લાભો લેવાની હજી ખરી શરૂઆત માંડ થઇ ગણાય.

આ ભાગના આરોગ્ય મંડળના ઉપક્રમથી એક સપ્તાહની ઊજવણી હાલ થાય છે. તેમાં રમતગમતો, આરોગ્ય ચર્ચા, ઉપરાંત સંગીત-નાટકનો જલસો પણ રાખેલો છે. મોટી ઉમરનાં બાળકો અને યુવાનોએ જે સંગીત ગાયું તે ઉપરથી કહી શકાય કે હવે ગુજરાત સંગીત વિનાનું નહિ રહે. નાટકોની ભજવણીમાં પણ પ્રતિષ્ઠિત શિક્ષિતોએ ભાગ લેવાનું કર્યું તે અભિનન્દન યોગ્ય છે. શ્રી ગટુભાઈ ધ્રુવ, શ્રી રવિશંકર રાવળ, શ્રી દાસુ શુક્લ, શ્રી જિતેન્દ્ર એમ જુદી જુદી વયના બધાએ ભાગ લીધો છે. તર્પણનું ભજવવાનું કામ ઘણી ખંત અને કાળજીથી થયું હતું. શ્રીમતી ઇન્દિરા બહેન મહેતા, શ્રી દાસુ શુક્લ, અને બીજાઓએ પણ કશી પણ કૃત્રિમતા સિવાય સ્વાભાવિક રીતે પોતાનો પાઠ ભજવી બતાવ્યો હતો, જે બતાવે છે કે હાલનાં નાટકોમાં થતા ધમપછાડા સિવાય પણ નાટકો થઇ શકે છે. નાટકની તખ્તાની ગોઠવણ પણ સારી હતી, તે સાથે એક બાબત તરફ અમારે ધ્યાન ખેંચવાની જરૂર છે કે કંઇ પણ પ્રયોજન વિના માત્ર નવીનતા કે ચમત્કાર ખાતર બત્તીઓ હોલવ્યા કરવી કે જુદા જુદા રંગના દીવા કર્યા કરવાનો કાંઈ અર્થ નથી. ગરબામાં પણ એમ રંગ બદલાવ્યા કરવા બહુજને રુચિકર જણાતું નથી.

અમે ઇચ્છીએ છીએ કે આ પ્રવૃત્તિ હવેથી વાર્ષિક સ્વરૂપ લે અને તેનો દાખલો માત્ર બીજી સોસાઈટીઓ જ નહિ પણ ગુજરાત બહારની ગુજરાતી વસાહતો પણ લે.

રા. વિ. પા.

# રોજનીશી

૩૧-૧૦-૩૩ : પ્રીવીકાઉન્સિલને અપીલ કરવાનો હક રદ કરવા માટેનો ખરડો ડબ્લિનમાં સેનેટે પસાર કર્યો.

૧—૧૧-૩૩ : જાપાનીઝ સરકાર તથા મીલમાલીકો વચ્ચે જાગેલો મતભેદ; કમલાદેવી ચટ્ટોપાધ્યાયનો જામીન ઉપર છુટકારો; ભરૂચમાં કેળવણી સપ્તાહની પૂર્ણાહુતિ અને પ્રદર્શન; ગાંડીવ પ્રેસમા છપાયેલો "બંગાળનો બળવો" જપ્ત.

૨—૧૧-૩૩ : શ્રી નરિમાનનું પુના કરાર અને મહાસભાની નીતિ વિષે નિવેદન; હિંદ-લેંકેશાયર કરારને કલકત્તાની ચેમ્બર ઓફ કોમર્સની નામંજુરી; કાનાનોર નજીકના ગામમાં મંદિરપ્રવેશ માટે હિંદુઓ અને હરિજનો વચ્ચે ઝઘડો-૨૨ ની ધરપકડ; ગાંધીજીના મિત્ર તથા ટ્રાન્સવાલ હિંદી મહાસભાના પ્રમુખ શ્રી. સી. કે. ટી. નાયડુનું અવસાન;

૩—૧૧-૩૩ : સ્વ. વિઠ્ઠલભાઈના શબને મુંબઈની ચોપાટી ઉપર અગ્નિદાહ દેવાની ના પાડતી મુંબઈ સરકારની યાદી; લૉર્ડ ઇરવીનના શ્રી. વિઠ્ઠલભાઇ ઉપરના પત્ર તથા શ્રી. સુભાષચન્દ્ર બોઝના જવાબની બહાર આવેલી વીગત.

૪—૧૧-૩૩ : દેવાસના રાજા રાજ્યગાદી છોડીને પોંડીચેરી ચાલ્યા ગયાની બહાર આવેલી હકીકત; પ્રકાશક પાસેથી રૂ. ૫૦૦ ની બે જામીનગીરીઓ માગવાથી, "જય સ્વદેશી"નું પ્રકાશન બંધ કરવાનો કુલછાબ મંડળનો ઠરાવ; કૃષ્ણાગીરી તાલુકાના સંપુર ગામમાં મકાનનો પાયો ખોદતાં રામસીતાની મૂર્તિઓ તથા કુડાલોર જિલ્લાના રાયર ગામમાં કુવાનું સમારકામ કરતાં બીજી દેવમૂર્તિઓ મળી આવી.

૫—૧૧-૩૩ : અમરેલીમાં કાઠિયાવાડ દેશીરાજ્ય પ્રજા અધિવેશનની બેઠક; ૧૯૩૩નો રણજીતરામ સુવર્ણચન્દ્રક શ્રી. રત્નમણીરાવ ભીમરાવને આપવાનો નિર્ણય; હિંદીસરકારે આપેલા અલ્ટીમેટમનો દેવાસના મહારાજાએ આપેલો જવાબ; કલકત્તામાં ગરીબકી લડકીનું નાટક ભજવાતાં થયેલું હુલ્લડ; કરાંચીની મ્યુનિસિપાલિટીએ ડૉ. આલમને માનપત્ર આપવા માટે ખર્ચેલા રૂ. ૧૫૦ કલેકટરે નામંજુર કર્યા; ખેડા જિલ્લાના આગેવાનોએ સ્વ. વિઠ્ઠલભાઈના સ્મારક નિમિત્તે નડિયાદમાં કન્યાશાળા કાઢવાનો કરેલો ઠરાવ.

૬—૧૧-૩૩ : અમદાવાદ મીલમાલીક મંડળનો ૧૮ પેનીના હુંડિયામણની નીતિનો વિરોધ કરતો સરકારને પત્ર; શ્રી. જે. કૃષ્ણમૂર્તિ મુંબઈમાં-પ્રેસપ્રતિનિધિની મુલાકાતમાં તેમણે જગત વિગ્રહની કરેલી આગાહી; ડૉ. મુંજે મુંબઈમાં-તેમણે શ્વેતપત્ર તથા કોમી ચૂકાદાનો કરેલો વિરોધ.

૭—૧૧-૩૩ : ગાંધીજીએ હરિજનો માટે આરંભેલો પ્રવાસ-તેમણે વર્ધાથી દસ માઇલ દૂરના ગામમાં હરિજનો માટે ખુલ્લું મૂકેલું હિંદુ મંદિર; "પ્રવર્તક" માસિકના પ્રસિદ્ધ કર્તા પાસેથી મંગાયેલી રૂ. ૫૦૦ ની જામીનગીરી; રંગુનની કોર્પોરેશને ૭૯ કલાક ને ૨૪ મિનિટ સુધી અખંડિત રીતે નદીની પાર ઉતરનાર પ્રફુલ્લકુમાર ઘોષને અભિનંદન આપ્યું; લંડનમાં આમની સભામાં ઓર્ડીનન્સોની મોકુફી તથા રાજદ્વારી કેદીઓની મુક્તિ વિષે સવાલ જવાબ.

—૧૧-૩૩ : ઈરાકમાં નવા પ્રધાનમંડળની સ્થાપના; પટણામાં સરઘસ કાઢવા માટે ૯ સ્વયંસેવિકાઓ તથા ૬ સ્વયંસેવકોને ૬ માસની કેદ; હૈદ્રાબાદમાં "હિંદુ"ના માજી તંત્રીઓની સાઈક્લોસ્ટાઈલ પત્રિકાઓ છાપવા માટે ધરપકડ; શીખ મહાસભાવાદી સોહનસિંહને ૨૪ કલાકમાં અમૃતસર છોડી જવાનો હુકમ.

—૧૧-૩૩ : અલ્હાબાદમાં પંડિત માલવિયાજીએ સ્વદેશી પ્રદર્શન ખૂલ્લું મૂક્યું; પ્રવાસ દરમિયાન નાગપુર પાસે, મુલાકાત માટે, ગાંધીજીના રસ્તાના આડે સનાતનીઓ સૂઇ ગયા તથા મોટર અટકાવી; સ્વ. વિઠ્ઠલભાઇનો મૃતદેહ મુંબઈમાં-ભવ્ય સત્કાર; એક વિદ્યાર્થીના હાથે અફઘાનિસ્તાનના શાહ નાદીરશાહનું ખૂન; તેના પુત્રનો રાજા તરીકે સ્વીકાર; સરદાર વલ્લભભાઇને છોડવામાં નહિ આવે તે સંબંધમાં મુંબઈ સરકારે બહાર પાડેલો ખુલાસો; તમારી સનદ રદ કેમ ન કરવી એવી બેરીસ્ટર ડૉ. આલમને અપાયેલી નોટીસ; મુંબઇમાં શ્રી. રાજારામ ગોપાલ ત્રિવેદીને મનાઇહુકમના ભંગ માટે ૯ માસની સખ્ત કેદની સજા; વડોદરાની ધારાસભાએ મંજુર કરેલા દિક્ષા-નિયામક નિબંધના મુસદ્દાને કાયદા તરીકે અમલમાં મૂકવા માટે શ્રીમંત સરકારે આપેલી મંજુરીની બહાર આવેલી વીગત.

.૦-૧૧-૩૩ : સ્વ. વિઠ્ઠલભાઈના શબનું મુંબઇમાં નીકળેલું ભવ્ય સરઘસ-સોનાપુરમાં તેનો અગ્નિસંસ્કાર-શ્રી. સરોજીની નાઇડુનું તે વખતનું પ્રવચન; સ્વ. પટેલના માનમાં અમદાવાદ અને કલકત્તાની મ્યુ. કૉર્પોરેશનોનાં કામકાજ બંધ; અમદાવાદના પાટીદારોની સભાએ સ્વ. પટેલના સ્મારક ખાતે રૂ. ૧૫૦૦૦ ઉઘરાવવાનો કરેલો ઠરાવ-સભામાં જ રૂ. ૩૦૦૦ ભરાયા; અમદાવાદના શ્રી. રોહીત મહેતાનો માંદગીને અંગે બીનશરતી છુટકારો-મુંબઈની કીંગ એડવર્ડ મેમોરીઅલ હોસ્પીટલમાં તેમને લઇ જવામાં આવ્યા.

:૧-૧૧-૩૩ : અમદાવાદમાં શ્રી. જીવણલાલ હ. દિવાનના પ્રમુખપદે હંસરાજ પ્રાગજી હોલમાં સ્વ. મનુભાઈ મુન્શાની પ્રથમ સંવત્સરી નિમિત્તે જાહેર સભા;-સને ૧૯૩૩ નું નોબલ પ્રાઇઝ રશિયન મો. આઈવાન બુનીનને તેમના ઈંગ્લંડમાં પ્રકટ થયેલા પુસ્તક " વૅલ ઑફ ડેઝ " માટે આપવામાં આવ્યું; મુલતાનની જેલમાંથી ડૉ. સત્યપાલનો છૂટકારો; અમરેલીના પ્રતાપરાય જી. મહેતાને ઇ. સ. ત્રીજા સૈકાની માનવામાં આવતી રૂપિયાના આકારની માટીની સીલ મળી આવ્યાની બહાર આવેલી હકીકત.

:૨-૧૧-૩૩ : ડૉ. જીવરાજ મહેતાની બીજાપુર જેલમાંથી થયેલા છૂટકારાની બહાર આવેલી હકીકત.

:૩-૧૧-૩૩ : ગાંધીજીના ચુસ્ત અનુયાયી શ્રી. સતીશચન્દ્ર દાસગુપ્તાએ હરિજનોએ આપેલા વચનનો ભંગ કરતાં, તે સામે ૧૫ દિવસના આદરેલા ઉપવાસ; મુંબઈની ધારાસભાનું જીવન એક વર્ષ વધુ લંબાવવાનો સરકારનો બહાર પડેલો નિર્ણય; અફઘાનિસ્તાનના શાહ નાદીરશાહનો ખૂની એક વિદ્યાર્થી છે એની બહાર આવેલી હકીકત; દેવાસના નરેશ પાછા ન ફરવાથી હિંદી સરકારે રાજ્યનો વહીવટ કરવાનું માથે લીધું; જર્મન પાર્લામેંટની ચૂંટણીમાં નાઝીઓને મળેલા વધારેમાં વધારે મતો; લાઠી ખાતે ભરાનારી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની ચૂંટણી;

૧૪-૧૧-૩૩ : 'અમૃતબઝારપત્રિકા'ની રૂ. ૪૦૦૦ ની જામીનગીરીમાંથી, રૂ. ૨૦૦૦ ની જામીનગીરી તેમાં આવેલા બે ફિતુરી લખાણો માટે જપ્ત; ચિત્તેગોંગ ધાડ કેસમાં સૂર્યસેન તારકેશ્વર દસ્તીદારને થયેલી મોતની સજા તથા કુમારી કલ્પનાદત્તને થયેલી જન્મટીપ(જનમકેદ)ની સજા કાયમ રહી; સાબરમતી જેલમાંથી ગુજરાતના જાણીતા કવિ "સ્નેહરશ્મિ"નો છૂટકારો; અફઘાનિસ્તાનના નવા રાજા મહમદ ઝહીરશાહે બહાર

પાડેલો ઢંઢેરો; સ્વ વિઠ્ઠલભાઈની સ્મશાનયાત્રા પ્રસંગે સરકાર તરફથી મૂકાયેલા અંકુશો વિષે સ્મશાનયાત્રા કમિટિએ બહાર પાડેલું નિવેદન; હૈદ્રાબાદ (સિંધ)ની સેન્ટ્રલ જેલમાં સજા ભોગવતા સત્યાગ્રહી કેદી કાકા શોભરાજ મૌનવ્રત પાળે છે એવી બહાર આવેલી વીગત.

૧૫-૧૧-૩૨ : બંગાળામાં કેદીઓ 'સરકાર સલામ' કરવાને બદલે 'ગુડમોર્નીંગ' કહી શકશે એવો થયેલો ફેરફાર; શ્રી. મટુભાઈ કાંટાવાળાનું વડોદરામાં હૃદય બંધ પડી જતાં થયેલું અવસાન; શ્રી. વેણીલાલ છગનલાલ બુચને ૨૪ કલાકમાં અમદાવાદ શહેર તથા જિલ્લાની હદ છોડી જવાનો હુકમ; કલીવલેન્ડ ખાતે નૃત્ય કરતાં થી. ઉદયશંકરના હાથે થયેલી ઇજાની બહાર આવેલી હકીક્ત; મીરત કાવત્રા કેસમા અપીલો પેટે રૂ. ૧૦,૦૦૦ ખર્ચાયાની બહાર આવેલી વીગત; ધારાસભાના હિમાયતીઓ જોગું પં. જવાહરલાલનું નિવેદન.

૧૬-૧૧-૩૩ : અમદાવાદમાં હિંદુ મહાસભાના પ્રમુખ ભાઈ પરમાનંદને અપાયેલું માનપત્ર; અમદાવાદમા મનાઈ હુકમનો ભંગ કરવા માટે શ્રી. વેણીલાલ બુચની ધરપકડ; કારેલીથી રાસ તરફ કુચ કરતાં કવિશ્રી સુન્દરમ્‌ની પાંચ સાથીઓ સાથે થયેલી ધરપકડના તથા શ્રી સુન્દરમ્‌ને ૬ માસ તથા તેમના સાથીઓને ૩-૩ માસની સખ્ત કેદની થયેલી સજાના બહાર આવેલા સમાચાર; માયમેનસિંગમા સંખ્યાબંધ જડતીઓ તથા ધરપકડો.

૧૭-૧૧-૩૩ : મુંબઈમાં બે મીલો બંધ થતા ૪૦૦૦ કામદારો બેકાર; અલ્હાબાદમા સ્વ. લાલા લજપતરાયની પાંચમી વાર્ષિક મરણતિથિ નિમિત્તે પંડિત જવાહરલાલના પ્રમુખપદે જાહેર સભા; ચિત્તેગોંગમા લશ્કરી પેરેડ; દેવાસના મહારાજાએ ના. વાઇસરોયને આપેલો જવાબ; દેવાસ પ્રકરણ વિષે હિંદી વજીરે બહાર પાડેલી યાદી; મદ્રાસમાં મીસીસ માર્ગરેટ કઝીન્સના પ્રમુખપદે હિંદી સ્ત્રીસમાજની ૧૬ મી વાર્ષિક સભાની મળેલી બેઠક; પુનાના એક પત્રના ખબરપત્રીની મુલાકાતમાં પ્રો. ધર્માનંદ કોસંબીએ હિંદ અને રશિયાની પરિસ્થિતિની કરેલી સમાલોચના

૧૮-૧૧-૩૩ : "આનંદબઝારપત્રિકા"ના મુદ્રક, પ્રકાશક તથા પ્રેસના માલીક પાસેથી રૂ. ૧૦,૦૦૦ની મંગાયેલી નવી જામીનગીરી.

૧૯-૧૧-૩૩ : હિંદી ઇંડાની આયાત સામે પ્રતિબંધ મૂકવાનો ખેતીવાડી ખાતાની કારોબારી સમિતિનો નિર્ણય; મદ્રાસના સ્વરાજ પક્ષે શ્વેતપત્ર સામે વિરોધ દર્શાવતા ઠરાવની બહાર આવેલી હકીકત; ધોળકા હિંદુ સભાએ ચાર ખ્રિસ્તીઓની કરેલી શુદ્ધિ; "સાહિત્યના"ના તંત્રી શ્રી મટુભાઇના અવસાન નિમિત્તે અમદાવાદમાં ખડાયતા જ્ઞાતિની, શેઠ માણેકલાલ મણિલાલના પ્રમુખપદે જાહેર સભા.

૨૦-૧૧-૩૩ : અમદાવાદમાં પ્લેગ અટકાવવા માટે મ્યુનિસિપાલિટીએ રૂ. ૮૦,૦૦૦ મંજુર કર્યા; ન્યુ દિલ્હીમા હિંદનાં દેશીરાજ્યોના પ્રધાનોએ સરદારોને લગતા વાંધાઓ વિષે પરિષદ ભરીને કરેલી ચર્ચા, મુંબઈ યુનિવર્સિટીની સીન્ડીકેટે મદ્રાસ યુનિવર્સિટીનું પરીક્ષાનું ધોરણ ન સ્વીકારવાનો ઠરાવ કરેલો હોવાથી, મદ્રાસી વિદ્યાર્થીઓને મુંબઈની કોલેજોમા દાખલ કરવાની પાડવામા આવેલી ના.

૨૧-૧૧-૩૩ : મીરત કાવત્રા કેસના ત્રણ આરોપીઓએ કેસ દરમિયાન રજુ કરવામાં આવેલી ચોપડીઓ પાછી મોકલવા માટે વડી અદાલતને કરેલી અપીલ અલ્હાબાદના ન્યાયાધીશે રદ કરી; કલકત્તામાં શ્રી સતીશચન્દ્ર દાસગુપ્તાએ ૧૫ દિવસના ઉપવાસ નારંગીનો રસ લઈ છોડયા; મુંબઈમાં "બોમ્બે સેન્ટીનલ" નામના અંગ્રેજી સાંજપત્રના મુદ્રક તથા પ્રકટ કર્તા તરીકે મિ. બી. જી. હોર્નિમેને નોંધાવેલું ડેકલેરેશન; વડીધારાસભાએ આર્થિક પરિષદમાં થયેલા ચાંદીને લગતા કરારને આપેલી મંજુરી.

૨૨-૧૧-૩૩ : પંડિત જવાહરલાલના આર્થિક કાર્યક્રમ સામે બેંગાલ નેશનલ વ્યાપારી મંડળના પ્રમુખનો વિરોધ; પાર્લામેન્ટમાં સીલેકટ કમીટીની નિમણુંકની રજુ થએલી દરખાસ્ત અને તે ઉપર ચર્ચા;

૨૩-૧૧-૩૩ : અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે શ્રી. બળવંતરાય ઠાકોરની ચૂંટણી; મુંબઈમાં કવિવર ટાગોરનું આગમન–શરૂ થયેલું ટાગોર સપ્તાહ; આમની સભામાં સનંદી નોકરીના નિવૃત્ત અમલદારોનાં પેનશનો વિષે ચર્ચા.

૨૪-૧૧-૩૩ : અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક વિષે પંડિત જવાહરલાલનો ખુલાસો; વીએના ખાતે શ્રી સુભાષચન્દ્ર બોઝની લથડતી તબિયત; શ્રી કમલાદેવી ચટ્ટોપાધ્યાયની પોતાના ધણીથી છૂટાછેડા મેળવવા માટે મુંબઈની કોર્ટમાં અરજી; અફઘાનીસ્તાનમાં નવા પ્રધાનમંડળની સ્થાપના; મી. ડી. વેલેરાને અલ્સ્ટરમાં દાખલ થવાની મનાઈ; કલકત્તામાં કેળવણી ખાતાના પ્રધાન એ. કે. ગઝનુદીનના પ્રમુખપદે કેળવણી પરિષદની બેઠક.

૨૫-૧૧-૩૩ : મુંબઈથી સ્ટીમરમાં રૂ. ૪૯૩૬૧૦૧ ના સોનાની નિકાસ; બારમી સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરવા માટે નિમંત્રણ આપવાનો ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહક સમિતિનો ઠરાવ, શ્રી વેણીલાલ છગનલાલ બુચને હસ્તલિખિત પત્રિકાઓ વહેંચવા માટે અમદાવાદના સીટી મેજીસ્ટ્રેટે ૬ માસની કરેલી સખ્ત કેદની સજા; 'આનંદબજારપત્રિકા'ના તંત્રી અને મુદ્રક રૂ. .૧૦,૦૦૦ની ભરેલી જામીનગીરી; ડૉ. મહંમદ આલમે હિંદીવજીર સામે રૂ. ૨૫૦૦૦ની નુકશાની ભરી આપવાની કઢાવેલી નોટીસ.

૨૬-૧૧-૩૩ : કવિવર ટાગોરના સ્વાગત માટે અમદાવાદમાં નિમાયેલી સમિતિ; અમદાવાદમાં શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ સાથે સાહિત્ય સભા તરફથી ગોઠવાયેલો વાર્તાલાપ; મુંબઈમાં કવિવર ટાગોરે આપેલા ભાષણમાં પૂર્વની પ્રજાઓ ઉપર પશ્ચિમની સંસ્કૃતિનું પ્રભુત્વ જોઈએ એનો આપેલો અભિપ્રાય; સિંધના મહાસભાવાદીઓએ ડૉ. ચોઈથરામના પ્રમુખપદે સવિનયભંગના સંબંધમાં કરેલો ઠરાવ, પટના આગળ ટ્રેન ઉથલાવી પાડવાનું કાવત્રું; અમૃતસરમાં પયગંબરની જયંતીને અંગે ૧૫ની પકડાપકડ.

૨૭-૧૧-૩૩ : અમદાવાદમાં શ્રી. બાઉલાલ સારાભાઈ પટેલના પ્રમુખપદે એલિસબ્રિજ આરોગ્ય પરિષદ; મુંબઈની રેશી વ્યાપારી ચેમ્બરમાંથી સર મનમોહનદાસ તથા મી. મોદીએ આપેલાં રાજીનામાં.

# શ્રી મટુભાઈ કાંટાવાળાનું અવસાન

શ્રીયુત મટુભાઈ કાંટાવાળાના અવસાનથી ગુજરાતે એક સાચો સાહિત્યસેવક ખોયો છે. ગુજરાતના આધુનિક સાહિત્યના પ્રતિહાસમાં જોઈશું તો ઘણી જગાએ પિતા પુત્ર એમ બબ્બે પેઢી સાહિત્યસેવા કરતી આવેલી જણાશે. સદ્‌ગત મહીપતરામ અને રમણભાઈ, કવિ દલપતરામ અને શ્રી ન્હાનાલાલ, સદ્‌ગત મોહનલાલ રણછોડદાસ અને શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એ યશસ્વી પેઢીઓમાં સદ્‌ગત હરગોવિંદદાસ કાંટાવાળા અને મટુભાઈ કાંટાવાળાની ગણના થાય.

એક બાબતમાં શ્રી મટુભાઈની કારકીર્દી તેમના પિતાની કારકીર્દીને બહુ જ મળતી ગણાય. સદ્‌ગત હરગોવિંદદાસ કાંટાવાળા પોતાના જમાનાના ઘણા જ ઉત્સાહી સાહિત્યસેવક હતા, તે સાથે વ્યવહારના ઘણા ક્ષેત્રોમાં પણ સફળતાથી તેમણે કામ કર્યું હતું. એ કાર્યકુશળતા શ્રી મટુભાઈમાં પણ પૂરેપૂરી દેખાતી હતી સાહિત્યસેવા ઉપરાંત તેમણે ખાનગી તેમ જ સામાજિક અનેક મોટાં કામોમા ભાગ લીધેલો અને તે સર્વમાં પોતાની વ્યવહારદક્ષતાથી સફળતા મેળવી છે તેમના અવસાનને માટે શોક કરતા જેટલા સાહિત્યના ક્ષેત્રના માણસો નીકળશે તેટલા જ સાહિત્યની સાથે બહુ ઓછા સબધવાળા પ્રતિષ્ઠિત માણસો પણ નીકળશે.

સદ્‌ગત મટુભાઈની સાહિત્યની મોટામાં મોટી સેવા તે તેમનું 'સાહિત્ય' માસિકનુ તંત્રીપદ. આ કાર્યક્ષેત્રમાં પણ તેમની વ્યવહારદક્ષતા સ્પષ્ટ દેખાઈ આવશે સાહિત્યનાં સમકાલીન બધા માસિકોમાં 'સાહિત્ય' જ સૌથી વધારે નિયમિત બહાર પડતું આવ્યુ છે. તંત્રી તરીકેનો એમનો બીજો મોટો ગુણ નિષ્પક્ષપાતપણાનો. નિષ્પક્ષપાતપણુ એ કોઈ અભાવાત્મક ગુણ નથી—જો કે એ શબ્દ તેવો દેખાય છે. એ ગુણને માટે વિશાલ સમભાવ અને સ્વાભાવિક ઉદારતા જોઈએ છીએ—જે સામાન્ય માણસમાં ઓછી હોય છે અને સાહિત્યકારોને ભાગે પણ તે અસામાન્ય પ્રમાણમાં આવેલ છે એમ કહી શકાય નહિ. એ સમભાવ અને ઉદારતાને લીધે તેઓએ સર્વ ઊગતા લેખકોને હમેશાં પોતાના માસિકમાં સ્થાન આપી ઉત્તેજન આપ્યુ છે એ જ ઉદારતાને લીધે તેઓ હમેશાં સાહિત્યમાં પણ આમવર્ગના હિમાયતી હતા તેમને આમવર્ગની વ્યવહાર બુદ્ધિ ઉપર વિશ્વાસ હતો

માણસનો ખરો સ્વભાવ તેની કલામાં વ્યક્ત થાય છે. સદ્‌ગત મટુભાઈનો સ્વભાવ તેમની જે થોડી ઘણી વાર્તાઓ પ્રસિદ્ધ થઈ છે તેમા પ્રગટ થાય છે. તેમના સ્વભાવ જેવી તેમની વાર્તાની કલા પણ નિરાડંબર અને સરલ હતી. તેમની વાર્તાઓમા તેમની નીતિ

# ખોવાયેલી નદી

[ શુદ્ધિપત્રક ]

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨૫ | ૧ ( ફુટનોટ ) | અખાત | ઇતિહાસ |
| ,, | ૭ ,, | अंवितमे | अंवितमे |
| ૪૩૦ | ૧૩ | મુખ્ય | મુખ |
| ૪૩૩ | ૯ ( ફુટનોટ ) | ૫ | ૬ |
| ,, | ૧૪ ,, | मदा | यदा |
| ,, | ,, ,, | यदारुणः | सुदारुणः |
| ૪૩૪ | ૬ ,, | સરસ | '–सरस–' |
| ૧૩ | ૧૮ ,, | ખોળવી ભ્રમ છે. | ખોળવી તે ભ્રમ છે. |
| ,, | ૨૩ ,, | આ | આમાં |
| ૧૫ | ૫ ,, | ધઢર | ધ્રધ્ધર |
| ૧૬ | ૧૧ ,, | પહેલાંનું સમજાયું | પહેલાંનું કેયું તે સમજાય |
| ૧૮ | ૨૭ ,, | વહેળું | પહોળું |
| ૨૨ | ૬ ,, | વર્ણનમાં છે. | વર્ણન માટે |
| ૨૨ | ૨ ( ફુટનોટ ) | પૂત્રી | પુત્રી |
| ૨૬ | ૧૮ | મોહના | મોહની |

" આ લેખમાં જ્યાં જ્યાં અમુક વર્ણન આગળ કરીશું અગર કર્યું છે એમ લખ્યું છે તે "ખંભાતના ઇતિહાસ"ને લગતી બીજી પરિશિષ્ટોને ઉદ્દેશીને લખેલુ છે. તેમ જ આ લેખના વિષયની બીજી કેટલીક વિગતો પણ તે પરિશિષ્ટોમાં આપેલી છે. " અસુરો, ", " ભોગવતી અને પાતાલ " વગેરેના પરિશિષ્ટો તે ગ્રંથમાં છે તેમાં આ લેખની કેટલીક વીગતને સંબંધ છે. "







## ટૉલસ્ટૉય ગ્રન્થાવલિનાં બહાર પડેલાં પુસ્તકો

### પ્રેમનો દંભ

[ પાશ્ચાત્ય લગ્નજીવનની વાર્તા ]

આ પુસ્તકમાં મહાત્મા ટૉલ્સ્ટોય લગ્નજીવનનું શું રહસ્ય છે, અને આજના લગ્નોમાં કેવો વિષયી પ્રેમ હોય છે અને તેને લીધે જીવન કેટલું કલુષિત થઈ ગયું છે તેનો સુંદર ચિતાર આપે છે. આ જાતનું ગુજરાતીમાં કદાચ આ એક જ પુસ્તક હશે

### કથાવલિ

[ અગિયાર ધર્મકથાઓનો સંગ્રહ ]

" પ્રત્યેક કથામાં ઈશ્વરમાં અનર્ગળ આસ્થાવાળા ભક્તિનમ્ર એવા સાચા ધર્મનિષ્ઠ અભેદમાર્ગ પ્રવાસી સંતનું હૃદય ધબકી રહેલું પ્રત્યક્ષ થાય છે.

"આપણી ધાર્મિક આખ્યાયિકાઓ, પુરાણ કથાઓ તથા લોકવાર્તાઓનું તે પદે પદે સ્મરણ કરાવે છે."

### સ્ત્રી અને પુરુષ

પ્રેમનો દંભ બહાર પડ્યા પછી તે વાર્તામાં ચર્ચેલા વિષયના સંબંધમાં લેખકના વિચારો સાદી અને સ્પષ્ટ ભાષામાં સમજાવવાની માગણી કરતા અસંખ્ય પત્રો આવેલા. તે માગણીનો સ્વીકાર કરી, સ્ત્રી અને પુરુષ વચ્ચે લગ્નજીવનમાં કેવો સંબંધ હોવો જોઈએ, લગ્નજીવન માનવજાતિ માટે આવશ્યક છે કે નહિ વગેરે પ્રશ્નો પર લેખકે પોતાના વિચારો રજૂ કર્યા છે.

### નવો અવતાર

એક ઉમરાવજાદો કોઈની નોકરડી સાથે પ્રેમમાં પડે છે, શરીરસંબંધ બાંધે છે. સગર્ભા થતાં તેને નોકરી છોડવી પડે છે. છેવટે વેશ્યા થાય છે. ત્યાં વેપારીનું ખૂન કરવા બદલ જન્મદેશનિકાલની સજા પામે છે. આ કેસ દરમિયાન પેલો ઉમરાવજાદો જ્યુરર હોય છે. આ બધું જોતાં વિચારમંથન ચાલે છે ને તેનો જે નવો અવતાર થાય છે તે આ પુસ્તકમાં સરસ રીતે કર્તાએ રજૂ કર્યું છે.

## :: લવાજમ ::

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | રૂ ૫–૦–૦ |
| ટોલસ્ટોય ગ્રન્થાવલિ | રૂ. ૬–૦–૦ |
| સરસ્વતી ગ્રન્થમાલા | રૂ. ૨–૦–૦ |
| બૃહદ્ ગ્રન્થાવલિ | છૂટક |
| દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળા | છૂટક |

પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

### પ્રસ્થાનનાં પ્રકાશનો મળવાનાં સ્થળો

| | | |
|---|---|---|
| સી. જમનાદાસની કાં. | પ્રિન્સેસ સ્ટ્રીટ | મુંબાઈ. |
| આર. આર. શેઠની કાં. | ” | ” |
| મોહનલાલ લાલભાઇ | ટાવર પાસે | નવસારી |
| યુગાંતર કાર્યાલય | ગોપીપુરા | સુરત |
| કાન્તિલાલ શેઠની કાં. | વડાપાડા | ભરૂચ |
| શુદ્ધ ખાદી ભંડાર | જ્યુબિલિબાગ | વડોદરા |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી૦ | રાવપુરા રોડ | વડોદરા |
| કાન્તિલાલ સી. પટેલની કાં. | અમદાવાદી પોળ | વડોદરા |
| ઉદાસીન બૂક સ્ટોર્સ | ભાવસારવાડ | નડિયાદ |
| ગંગાશંકર નાથજી | | કાલોલ |
| પીપળીઆની કાં. | ભોજરાજ પરા | ગોંડલ |
| ભગવંતરાય ભગવાનજી | સેનાવાડ | જામનગર |
| એલ. કે. મેઘાણી | ૧૯, અમરતલા સ્ટ્રીટ | કલકત્તા |

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ માગશર : ૧૯૯૦ અંક ૨



લવાજમઃ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂા. ૭ાા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશકઃરણછોડજી કેસુરભાઈ મીસ્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામેઃ ખમાસાચોકીઃ અમદાવાદ
મુદ્રકઃમૂળચંદભાઈ ત્રિકમલાલ-પટેલઃ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસઃ પાનકોરનાકાઃ અમદાવાદ તા. ૭-૧-૩૩.

નવલકથા ટૂંકીવાર્તા રાજકારણ અર્થશાસ્ત્ર કેળવણી
ઈતિહાસ જીવનચરિત્ર વગેરે ઉપરના ગ્રન્થો આપતી

# બૃહદ્ ગ્રન્થાવલિનાં નવાં પ્રકાશનો

પુસ્તક ૩-૪ થું

## મારી જન્મટીપ

મૂળ લેખક

**બેરિસ્ટર વિનાયક સાવરકર**

બે. સાવરકરને પચ્ચાસ વર્ષની કાળાપાણીની સજા થએલી અને તેમને આંદામાનમાં રાખેલા. ત્યાંની એકાન્ત કોટડીની ભયાનક દીવાલો પાછળ ચૌદ ચૌદ વર્ષ તેમણે ગાળેલાં. એ ચૌદ વર્ષ તેમણે ત્યાં કેવી રીતે ગાળ્યાં તેનો રસિક છતાં ભેદક અને વાચકના રોમેરોમ ખડાં કરી દે એવો વૃત્તાંત આ ગ્રન્થોમાં આપ્યો છે. ત્યાંનું જેલજીવન કેટલું ભયંકર છે, કેદીઓને કેવી યાતનાઓ વેઠવી પડે છે અને બીજા કેટલાયે પ્રશ્નો તેમની સામે ખડા થાય છે તેની આમાં કરુણ કથની છે.

અને હૃદયને ભેદીને સોંસરી ઊતરી જાય એવી જુસ્સાદાર અને અસરકારક શૈલીમાં બે. સાવરકરની પ્રભાવશાળી, તેજસ્વી અને બંડખોર કલમથી આ બધું લખાએલું હોવાથી જાણે આંદામાન આપણી નજર સમક્ષ ખડું થઈ જાય છે.

**મરાઠી ગ્રંથની બે આવૃત્તિઓ થઇ છે એ જ એની લોકપ્રિયતા સાબિત કરે છે.**

**આજે જ એક નકલ વસાવી લો.**

પૂર્વાર્ધ પૃ. સંખ્યા ૩૫૦ ૨-૮-૦
ઉત્તરાર્ધ પૃ. સંખ્યા ૪૧૦ ૨-૮-૦

પુસ્તક ૨ જું

એક ક્રાન્તિકારની

## આત્મકથા

[ ભાગ બીજો ]

મૂળ લેખક

**પીટર ક્રોપોટકિન**

આ પુસ્તકનો પહેલો ભાગ વર્ષ ઉપર પ્રસિદ્ધ થયો છે. આ એનો બીજો ભાગ છે અને એમાં પ્રિન્સ ક્રોપોટકિનના જીવનની બધી જ વિગતો આવી જાય છે. આખું જીવનચરિત્ર વીરરસથી, બંડખોર વિચારોથી ભરેલું છે.

ભાગ પહેલો પૃ. સંખ્યા ૨૧૬ ૧-૪-૦
ભાગ બીજો પૃ. સંખ્યા ૨૩૨ ૧-૪-૦

પુસ્તક ૫ મું

નરસિંહભાઇ પટેલનો નવો ગ્રન્થ

## ઈશ્વરનો ઈનકાર

"મારે તો યુવકોની બુદ્ધિને હચમચાવી મૂકવી છે, વિચાર કરતી કરી મૂકવી છે; પછી દૈયું તો એની મેળે ધસડાતું આવશે. ત્યારે યુવકો, વાંચો, વિચારો. જગતના શ્રદ્ધાધર્મોને વાળીઝૂડીને એક વાર તો સાફ કરી મૂકો."

પૃષ્ઠ. સંખ્યા ૧૮૬ કિંમત ૧-૦-૦

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ**

# 卐 પ્રસ્થાન 卐

પુ૦ ૧૭
અંક ૩

૧૯૯૦
પોષ

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

તંત્રીઓ
રામનારાયણ વિશ્વનાથ પાઠક
રસિકલાલ છોટાલાલ પરીખ



## પુસ્તકો મળવાનાં ઠેકાણાં

એન. એમ. ત્રિપાઠીની કંપની
આર. આર. શેઠની કંપની
જીવણલાલ એન્ડ સન્સ
પંડિત નારાયણ મૂળજી
બુકસેલર્સ : કાલબાદેવી
મુંબાઈ.

---

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
પ્રસ્થાન કાર્યાલય
આદિત્ય પ્રેસ
અમદાવાદ

---

પુસ્તકાલય સહાયક સહકારી મંડળી
વડોદરા

---

યુગાંતર કાર્યાલય
સુરત

# વિદ્વાનો અને પત્રકારોના અભિપ્રાયો

### શ્રી રામનારાયણ વિ. પાઠક શું કહે છે?

મરાઠી સંત એકનાથનું ભાગવત જ્ઞાનવૈરાગ્યભક્તિનો ઉત્તમ ગ્રંથ ગણાય છે. × × × આવડા મોટા પુસ્તકની કીંમત આટલી ઓછી રાખી છે. નવો જમાનો વૈરાગ્યથી વિમુખ થયો છે પણ આપણે એ પ્રાચીન ધ્યેયોને છોડી દેતાં પહેલાં તેને પ્રત્યક્ષ રીતે સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. નવા જમાનાની પરિસ્થિતિને પણ તે અનુરૂપ થઈ શકે અને અત્યારે કશું કામ કર્યા વિનાની મિથ્યા પ્રવૃત્તિથી અસ્વસ્થ થનારાઓએ આવા ગ્રંથની મન ઉપર થતી અસર વિચારવી જોઈએ. મૂળ લેખકની સ્વસ્થતા અનુવાદમાં પણ પ્રતીત થાય છે. ગ્રંથ દરેક ઘરમાં રાખવા જેવો છે.––

—પ્રસ્થાન.

---

ડૉ. વરજીવનદાસ મરચંટે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધ ઉપર સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય સંત શ્રી એકનાથ મહારાજની અત્યંત પ્રાસાદિક ટીકાનો ગુજરાતીમાં વિસ્તૃત સારાંશ પ્રસિદ્ધ કર્યો છે તે જોઈને અમને ઘણો સંતોષ થાય છે. શ્રીમદ્ ભાગવત એ ગ્રંથ હિંદુધર્મમાં અને ખાસ કરીને ભાગવત સંપ્રદાયમાં તથા વલ્લભ સંપ્રદાયમાં વેદ જેટલો પૂજ્ય અને પવિત્ર મનાય છે અને એ માન્યતા સર્વથૈવ યોગ્ય જ છે. ભક્તિ માર્ગનું સોપપત્તિક અને સાંગોપાંગ વિવેચન બીજાં ગ્રંથમાં ભાગ્યે જ જોઈ શકાય. આવા અપૂર્વ ગ્રંથ ઉપર પોતાના સાક્ષાત્કારી અને પ્રાસાદિક વાણીથી શ્રી એકનાથે મરાઠીમાં બહુ જ વિસ્તૃત ટીકા લખી છે. આ ટીકા મહારાષ્ટ્ર સાહિત્યમાં અત્યુચ્ચ પદ ભોગવે છે. મહારાષ્ટ્રના વારકરી સાંપ્રદાયમાં આ ગ્રંથ મૂળ ભાગવત કરતાં પણ શ્રેષ્ઠ મનાય છે. એકનાથની સૂક્ષ્મ વિવેચનપદ્ધતિ, માર્મિક દૃષ્ટાંતો આપવાની હથોટી, ભક્તિરસમાં તલ્લીન થઈને સહજોદ્ગારથી ભક્તિનું રહસ્ય સમજાવવાની અપૂર્વ કળા–વિગેરેથી આ ટીકામય અત્યંત આકર્ષક થયો છે. આવા મહાન્ ગ્રંથનું ભાષાંતર ગુજરાતીમાં અવશ્ય થવું જોઈતું હતું. ડૉ. મરચંટ

મરાઠીનું તલસ્પર્શી જ્ઞાન ધરાવે છે એ તેમના પ્રસ્તુત પુસ્તક ઉપરથી જરૂર કહી શકાય. તેઓશ્રીએ એકનાથના ગ્રંથનું સમગ્ર ભાષાંતર કર્યું હોત તો બહુ જ સારૂં થાત. સમગ્ર ભાષાંતરના બદલામાં તેમણે પ્રસ્તુત પુસ્તકમાં એકનાથના ગ્રંથનો વિસ્તૃત-સારાંશ આપ્યો છે. ખેર. આ રીતે પણ એકનાથ મહારાજનું હૃદય ગુર્જર વાચકોની આગળ ડૉક્ટર મહાશયે પ્રકટ કર્યું છે એ પણ અભિનંદન આપવા જેવી વાત છે.

પ્રસ્તુત પુસ્તકમાં સરળ અને સુબોધ પદ્ધતિથી એકનાથના ભક્તિ સંપ્રદાયનું વિવેચન કર્યું છે. એકનાથની ટીકાનો સારાંશ આપતાં સાથે સાથે ભાગવતના મૂળ શ્લોકોનું શબ્દશઃ ભાષાંતર આપ્યું હોત તો સારૂં થાત.

શરૂઆતમાં એકનાથનું નાનકડું જીવનચરિત્ર આપ્યું છે તે ગુજરાતી વાચકોને ઘણું જ ઉપયોગી થઈ પડશે.

પુસ્તકની કિંમત પુસ્તકના પ્રમાણમાં ઓછી જ ગણાય.

તા. ૧૦-૧૨-૩૩ } રામચંદ્ર બળવંત આંથવલે
અમદાવાદ } શિક્ષક : પ્રોપ્રાયટરી હાઇસ્કુલ

---

ભક્ત એકનાથે શ્રીમદ્ ભાગવતના અગીઆરમા સ્કંધની વિસ્તૃત ટીકા મરાઠીમાં કરી છે જે લોકાદરને પાત્ર નીવડી છે. એ ટીકાનો લાભ ગુજરાતી જનતાને મળે, એ હેતુથી ડૉ. વરજીવનદાસે, તેનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું છે. × × × આધ્યાત્મિક જીવન જીવનારાઓને આ પુસ્તક અનેક રીતે ઉપયોગી છે. એટલું જ નહિ પણ આસુરી પ્રકૃતિમાં રચ્યા પચ્યા રહેતા જીવો ભક્તિ સિદ્ધનું એકકે વ લક્ષણ ધરાવતા હોતા નથી × × × જનસેવાનો શુદ્ધ મર્મ પણ સમજતા નથી × × એમના જીવનને આવાં પુસ્તકો મદદ કરી શકે. ભાગવત રહસ્ય જે આદેશથી અને શૈલીથી લખાયું છે તે મુમુક્ષુ માર્ગીઓએ મનન કરવા જેવું છે. પુસ્તકમાંના સંસ્કૃત શ્લોકો કૈવલ્યધામના શાસ્ત્રી તર્કતીર્થ રઘુનાથ ઠાકરેએ જોયા બાદ બહાર મૂકવામાં આવ્યા છે. × × × આ ગ્રંથ જીજ્ઞાસુઓને વસાવવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. × × × ઉદારદિલ આકર્ષક મોટા ટાઇપ પાકું પૂઠું વગેરે જોતાં એની કીમત માત્ર નજીવી જેવી જ છે. ગુજરાતી જાણનારાઓ એને વધાવી લે એમ અમે ઇચ્છીએ છીએ.

આ ગ્રથ મૂળ મરાઠી ભાષામા મહંત શ્રી એકનાથ મહારાજે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કધ ઉપરથી લોકોને સમજાય એવી સહેલી ભાષામા લખેલો છે. ધાર્મિક બુદ્ધિવાળા મહારાષ્ટ્રીયોમા તે ઘણો પ્રખ્યાત છે મરાઠી ભાષામા જ્ઞાનેશ્વર મહારાજે ગીતા ઉપર સુદર ટીકા લખી છે તે જ પ્રમાણે શ્રી એકનાથ મહારાજે ઉદ્ધવ અર્જુનના સવાદ રૂપ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કધ ઉપર પણ હૃદયંગમ સુદર ટીકા રચી છે આ ટીકા સાધુસતો ને મરાઠી ભાષા બોલનારાઓમા અતિ પ્રિય અને પ્રચાર પામેલી છે × × × ડૉ વરજીવનદાસે આ એકનાથી ભાગવતનુ ભાષાતર કરી ગુજરાતી ધર્મપ્રિય પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો છે. × × × મૂળ સસ્કૃત શ્લોકો પકડીને તેમની સમજુતી ગદ્યમા કે પદ્યમા કોઈ કવિએ રચ્યાનુ જાણ્યામા નથી × × × એકનાથ મહારાજની મરાઠી ટીકાના સાર અનુવાદની ઘણી ખોટ હતી આ ખોટ ડૉ વરજીવનદાસે પૂરી પાડી છે × × × જેમ મહાભારતમા ગીતા એ અદ્વૈતામૃતવર્ષિણી છે તેમ ભાગવતમા શ્રીકૃષ્ણ અને ઉદ્ધવના સવાદવાળો એકાદશ સ્કધ પણ અમૃતવર્ષી છે × × × એકાદશ સ્કધ આખા ભાગવતનુ રહસ્ય છે શ્રી આદ્ય શકરાચાર્યે પણ તેનો અભ્યાસ કરવાની ભલામણ કરી છે × × × 'ભાગવત રહસ્ય' એવુ જે નામ આપવામા આવ્યુ છે તે સાર્થક છે × × × આ ગ્રથ રોયલ આઠ પેજી ૫૫૦ પાના જેટલો મોટો છે. એમા એકાદશ સ્કધના મૂળ શ્લોકો અને તે ઉપર એકનાથ મહારાજની ટીકાનો અનુવાદ ગુજરાતીમા છાપેલો છે આરભના ૩૪ પાનામા ગ્રથ પ્રણેતા એકનાથ મહારાજનુ જાણવાજોગ જીવનચરિત્ર વિસ્તારથી આપેલુ છે ગ્રંથ મોટા અક્ષરોમા અને છૂટથી છપાયલો છે એટલે આબાલવૃદ્ધ સર્વને વાંચવાને સુગમ પડે તેમ છે × × × મૂળના ભાવાર્થો એકનાથ મહારાજે સુદર રીતે વિસ્તાર કર્યો છે જે સસારમા રહેલા માણસને નિષ્કામ કર્મ કરવા પ્રેરે છે × × અમે ડૉ વરજીવનદાસને ધન્યવાદ આપીએ છીએ અને જિજ્ઞાસુ ગુજરાતી પ્રજા તેનો સદુપયોગ કરે એવી આશા રાખીએ છીએ.

—ગુજરાતી

---

જ્ઞાનેશ્વરી ગીતાની પેઠે એકનાથનું ભાગવત પણ મહારાષ્ટ્રમાં ખૂબ પ્રેમથી વંચાય છે અને ભક્તિસાહિત્યમાં તેનું સ્થાન ઉચ્ચું છે. આવો એક પ્રસિદ્ધ ભક્તિગ્રંથ ગુજરાતી ગુજરાતી જનતાને સુલભ કરવા બદલ હાર્દિક ધન્યવાદ ઘટે છે. જે પ્રેમભાવથી આ ગ્રંથ ગુજરાતી પ્રજાને સાદર કર્યો છે એવા આદરભાવથી જનતા તેનો સત્કાર કરે એમ અમે ઇચ્છીએ છીએ. આખું પુસ્તક વાંચવાનો સમય જેમને ન હોય તેમણે તેમાંનું એકનાથ ચરિત્ર તો અવશ્ય વાંચી જવું ઘટે છે.

—બુદ્ધિપ્રકાશ.

---

શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ આખાએ પુસ્તકના રહેસ્ય રૂપ મનાય છે. × × × એકાદશ સ્કંધના શ્લોકો લઈ પ્રત્યેક શ્લોક નીચે તેનો ગુજરાતી અનુવાદ આપેલો છે × × × પુસ્તકની શરૂઆતમાં એકનાથનું જીવન ચરિત્ર આલેખેલું છે. × × × આવાં ભાષાંતરોની ઉપયોગિતા ઘણી જ છે. પુસ્તકનું કદ અને બાંધણી જોતાં કીંમત વધારે નથી.

—સ્રીબોધ.

---

મહાત્મા એકનાથજીની વાણી પર મહારાષ્ટ્ર મુગ્ધ છે. વાણીમાં એ ભક્ત હૃદયોના ભાવતરંગોની લહરીઓ ઉઠે છે. એ મહારાષ્ટ્ર ભાષામાંથી આ ગ્રંથ ગુજરાતીમાં ઉતારવામાં લેખકે સફલ યત્ન કર્યો છે. × × × તેની રચના મૌલિક લાગે છે. × × × એકનાથજીનું વૃત્તાંત અક્ષરે અક્ષર વાંચવાલાયક છે. ભક્ત હૃદયોને તેમાંથી અનેક દિવ્ય અનુભવો મળશે. ગુરૂભક્તિનો મહાન આદર્શ આલેખવામાં લેખકે પોતાના ભક્તિપૂર્ણ હૃદયનો પુરાવો આપ્યો છે. × × × ગ્રંથ સરળમાં સરળ હૃદયગ્રાહક ભાષામાં લખાયો છે. જ્ઞાનના ગહન વિષયને આનાથી સરલ ભાષામાં ભાગ્યે જ સમજાવી શકાય × × × ખચિત જ ગુજરાતી સાહિત્યમાં આ ગ્રંથ અનુપમ સ્થાને છે.

—શુદ્ધાદ્વૈત.

---

ભાગવતનો અગીઆરમો સ્કંધ કીમતીમાં કીમતી છે એનું રહસ્ય એકનાથે બહુ સારી રીતે સમજાવ્યુ, હોવાથી એનું આ ગુજરાતી ધર્મ ને ભક્તિ જાગ્રત કરે છે "પરિચય"મા એકનાથનું ચમત્કારી જીવન આખુ આલેખ્યુ છે ને એમણે રચેલી કૃતિઓ ગણાવી છે. તથા આ ભાગવત વિષે જાણવા જેવુ બધુ કહ્યુ છે એ પછી મૂળ ભાગવતના શ્લોકો મુકી તળે એકનાથથી ટીકા ગુજરાતીમા ઉતારી છે × × × એ ટીકા બેશક બોધક છે × × × એ ટીકામા એકનાથની ભક્તિ જળહળે છે × × × ગુજરાતી અનુવાદ ઘણો સ્પષ્ટ દોષ રહિત થયો છે. ખરેખર ગ્રંથ વાચતા આનંદ થાય તેમ છે

—સાહિત્ય

---

સાડી પાચસો પાના અને પાકા સોનેરી પૂઠાવાળા આ દળદાર ગ્રંથની પ્રસિદ્ધિનો હેતુ તેના બહોળા પ્રચારનો હોય તેથી જ લગભગ પડતર કીંમત રખાયલી લાગે છે × × × એકાદશ સ્કંધ સોમમાંથી સારવેલા અમૃતતા રૂપ છે × × એમાંનો પરિચય દૈવી ચમત્કારી સંતનો આબાદ સમાગમ લાભ આપે છે સમગ્ર ગ્રંથ એકત્રીસ અધ્યાયે પૂરો થાય છે. અંદરના શ્લોકોનું સરલ ગુજરાતી વિવરણ કથારહસ્ય એવી સ્પષ્ટતાથી સમજાવે છે કે તેને પચાવવામાં કશો જ અંતરાય નડી શકે નહિ કે વાચન સાથે કંટાળો આવે નહિ આવો ઉપયોગી ગ્રંથ તૈયાર કરવા ખાતે ખર્ચાયલા જર જહેમત સફળ ને પ્રશસ્ય છે.

—ખડાયતા મિત્ર

---

આ પુસ્તકમા ભાગવતના એકાદશ સ્કધનું રહસ્ય ધાર્મિક જનવૃંદને મનન કરવા જેમ રીતે સાદી અને સરલ ઇબારતમા આપવામા આવ્યુ છે માન એકાદશ સ્કંધ એ આખા યે ભાગવતની ચાવી રૂપ સ્કંધ છે × × × એકાદશ સ્કંધ એટલે નિષ્કામ કર્મનો મહોપદેશ દેતો મહાસ્કંધ. શ્રી. ભગવાને પોતાના પરમ ભક્ત શ્રી ઉદ્ધવજીને સવાદ રૂપે એ જ્ઞાન દીધુ છે અને તે ધાર્મિક જનતાને એક વિદ્વાન મહારાષ્ટ્રીય લેખકની પ્રસાદીમાથી સરલ ગુજરાતી અનુવાદદ્વારા પ્રાપ્ત થાય છે એ અભિનંદનીય છે.

—ગુજરાતી પંચ.

---

મહારાષ્ટ્રમાં અનેક ભક્તો થઈ ગયા છે તેમાંના શ્રી એકનાથે શ્રીમદ્ ભાગવતના ૧૧ મા સ્કંધની વિદ્વત્તાભરી ટીકા મરાઠીમાં રચેલી જે વાણી લોકપ્રિય થઈ પડી છે. એ મરાઠી ટીકાનું ગુજરાતમાં સ્વતંત્ર ભાષાંતર આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. મહારાષ્ટ્રીય સંતોની વાણીનું ગુજરાતે પણ પાન કર્યું છે. x x x એટલે તે વિષયમાં રસ લેનારાઓને આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે. ૧૧ મો સ્કંધ આખા ભાગવતના સાર રૂપ ગણાય છે એટલે તે સ્કંધના માત્ર ભાષાંતરને ઉપયોગી લેખાય, તે દૃષ્ટિએ પણ આ પુસ્તક લોકાદરને પાત્ર થશે એમ અમારું માનવું છે.

—સમાજ જીવન.

પોષ : ૧૯૯૦ અંક ૩

# યુગ-પલટો

યુગ-પલટો આ ભારી
રે ! પલટે અવનિ સારી !

મૂંગું હળ ખેડુતનું બોલે,
એરણ જાગી આંખો ચોળે,
પીડિત ધરણી અન્તર ખોલે—

પ્રગટે નવી ચિનગારી !
રે ! પલટે અવનિ સારી !

દેહ વેચતી અબળા જાગે,
હાટે હાટે ભીખારી જાગે,
જંજીર જકડયા બન્દી જાગે,

જાગે નભ નવ-લાલી !
રે ! પલટે અવનિ સારી !

જાગો દીન દલિત સહુ જાગો,
કાળ કરાળ સુતેલા જાગો,
જૂના સર્વે ચીલા ત્યાગો–

ક્રાન્તિ રહી પોકારી !
રે ! પલટે અવનિ સારી !

આવો જગના પીડિત આવો,
રંક અનાથ અપંગો આવો,
વિજય-નિનાદે વિશ્વ ગજાવો,

ધરતી હવે તમારી !
રે ! પલટે અવનિ સારી !

તૂટે નિર્લજ્જ મહેલ મિનારા,
ઊઠે ગાજી વિજય-નિનારા,
શ્રમજીવી બન્ધુ ઓ મારા !–

ગાજે તવ જય-તાલી !
રે ! પલટે અવનિ સારી !

સ્નેહરશ્મિ

# "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ

[ અનુસંધાન પ્રસ્થાન પુ. ૧૬ અંક ૬ થી. ત્યાં આ લેખ પૂરો થયાનું જણાવેલું છે તે ભૂલ છે. તંત્રી ]

## ગોવર્ધનરામે લોકકલ્યાણ માટે ફરમાવેલો ધર્મ

આ ભાગમાં ગોવર્ધનરામભાઇના રાજકારણનો છેલ્લો પણ અતિ અગત્યનો વિચાર લેવામા આવ્યો છે. પ્રાકૃત માણસ ગમે તે ધારે પણ એટલું તો ચોક્કસ છે કે માણસ જાતનો તમામ વ્યવહાર તેના જીવનની ફિલસૂફી ઉપર બંધાયેલો હોય છે. આ ફિલસૂફી દરેક માણસ પોતાને માટે નક્કી કરી શકે નહિ. તે ફિલસૂફીનો ઘણોખરો ભાગ સમાજના ઇતિહાસથી, સમાજના અનેક યુગોથી ચાલી આવતા વ્યવહારોથી, વિચારોથી ને સમાજના આગેવાનોના વિચારોનાં આંદોલનો ઉપર ઘડાયેલો હોય છે. માણસ પોતે આ વ્યવહારોમાં ફેર કરી શકે છે ને કેટલીકવાર તે ક્રાંતિકારક વર્તન દાખવી શકે છે; પણ તે હમેશ બનતું નથી. ને તેવું યુગપરિવર્તન ચોક્કસ વિચારોના ને બનાવોના બળથી જ ઉદ્ભવે છે, હમેશ દરેક પ્રાકૃત જનના વ્યવહારથી નહિ.

આવા સામાજિક વ્યવહાર ને વિચારને-સમાજના આચારવિચારને સંસ્કૃતિનું નામ આપવામાં આવે છે. દરેક સમાજની સંસ્કૃતિ એકાગ્ર હોય છે; એટલે તેમાં વિસંવાદ સંભવતો નથી. જો સમાજનું રાજકારણ સમાજના આચારવિચાર સાથે ભળે નહિ તો તે રાજકારણ ફરવું જોઈએ, અથવા તો તે આચારવિચાર ફરવો જોઇએ. જો સમાજના આચારવિચાર સાથે તેની આર્થિક પરિસ્થિતિ ભળે નહિ તો તે આચારવિચાર ફરવો જોઇએ, અથવા તો તે પરિસ્થિતિનું રૂપાંતર થવું જોઇએ. તેવી રીતે જો કોઈ ધાર્મિક મતની સ્થિતિ સમાજની, સંસ્કૃતિ સાથે ભળી શકે નહિ તો સંસ્કૃતિ કે ધર્મની માન્યતા બેમાંથી એકે ફરી જવું જોઈએ. ઇસ્લામી સમાજો, ખ્રિસ્તી સમાજો, આર્ય સમાજો ને ઓગણીસમી ને વીસમી સદીના સમાજો, એમના ઇતિહાસો, સંસ્કૃતિ ને સમાજની સ્થિતિ, એ બંનેના પરસ્પર સંબંધની પૂરેપૂરી સાક્ષી પૂરે છે.

મુસલમાની યુગ અગાઉ હિંદુસ્તાનનો સમાજ ઉપર દર્શાવેલી સંસ્કૃતિની એકાગ્રતા અનુભવતો હતો મુસલમાની રિયાસતોની સ્થાપનાથી તે સમગ્રતામાં વિક્ષેપ થયો. ને અકબરના યુગ સુધી ઇસ્લામી સંસ્કૃતિ ને આર્ય સંસ્કૃતિ એ બેનો મેળ બરાબર સધાયો નહિ. અકબરે ને તેના અમલ અગાઉ, કબીરે ને નાનકે તે મેળ સાધવા યુક્તિઓ કરી હતી ને તેમાં તેમને કાંઈક સફળતા મળી શકી હતી પણ એ વિક્રિયા પાછી આરંગઝેબના અમલથી તાજી થઈ અને પેશવાઈએ , ને શિખસંપ્રદાયે તેને વધુ બળવાળી કરી. આ મેળ ઉત્તર હિંદમાં ખાસ સિદ્ધ થઈ શક્યો હતો; પણ દક્ષિણ હિંદમાં તેનો મેળ બરોબર બેઠો નહોતો—જે સ્થિતિ હજુ ચાલે છે તેમાં આવી ત્રીજી સંસ્કૃતિ ને તે પશ્ચિમની હતી. પણ

ઓગણીસમી સદીમાં હિંદમાં બે સંસ્કૃતિઓ તો સ્વામિત્વ માટે પ્રતિસ્પર્ધા કરી રહી હતીઃ હિંદની હિંદુ ને મુસ્લીમ સંસ્કૃતિ, જેમાં મુસ્લીમ સંસ્કૃતિ અઢારમી સદીના ને ઓગણીસમી સદીના પરાજયથી દબાઈ ગઇ હતી. ને પશ્ચિમની વિદ્યાથી ઉપજેલી નવી સંસ્કૃતિની ભાવના, અઢારમી સદીના ઉત્તરાર્દ્ધમાં ને ઓગણીસમી સદીના પૂર્વાર્દ્ધમાં મળેલા વિજયથી રાજકારણના ને શિક્ષણના વિષયમાં સમ્રાટને પદે ચડી ગઈ હતી.

હિંદુસ્તાનના સમાજમાં આવી રીતે ભંગ પડી ગયો હતો. લોકો સંદેહમાં પડયા હતા. અને કયું મૂકી દેવું, ને કયું લઈ લેવું, તે વિષે તેઓ વિવિધ વિચારો કરતા હતા. ઈંગ્રેજી સંસ્કૃતિનો વિજય રાજકારણમાં બધે થઈ ચૂકયો હતો. પણ સમાજની વ્યવસ્થામાં તે વિજય બીલકુલ ઊંડો જઈ શકયો નહતો. ઈંગ્રેજી રાજકારણ તે સમાજની વ્યવસ્થાને તોડવા ઇચ્છતું પણ નહોતું. તેને તો હિંદનું આર્થિક ગૌરવ પોતાના સ્વાર્થને વશ કરવું હતું; અને પોતાની સત્તાને વિરોધ ન પડે તેવી રીતે માત્ર સુલેહસંપ જાળવી હિંદના જુદા જુદા સમાજોને શાંત રાખવા હતા, ને કોઈક વાર જ, કાયદાઓથી, અદાલતોના નિર્ણયોથી, શિક્ષણની સંસ્થાઓમાં કામ કરતા પરદેશી ને હિંદી અધ્યાપકોના વિચારબળથી ને ઉપદેશબળથી તે સમાજોની આંતરવ્યવસ્થાને ફેરવવી હતી. એ વ્યવસ્થાને ફેરવવાનું કર્તવ્ય મુખ્યત્વે તો હિંદપુત્રોનું હતું; ને તે માટે યોગ્ય ભૂમિકા ને સિદ્ધાંતો તૈયાર કરવાનું કર્તવ્ય પણ તેમનું જ ગણાતું હતું.

હિંદની આર્ય સંસ્કૃતિમાં રાષ્ટ્રનો વિચાર, ધર્મનો વિચાર, પ્રજાનો વિચાર, રાજત્વનો વિચાર અને આર્થિક વ્યવહારનો વિચાર એકરૂપ હતા. બધા વિચારો માટે નિગમ અને આગમ, બંનેનો આશ્રય લેવાતો. મુસલમાની રિયાસતો વખતે મુસલમાની રાજ્યકર્તાઓ પોતાનો ને પ્રજાનો ધર્મ, રાષ્ટ્રની વ્યવસ્થા, વગેરે ઈસ્લામનાં સૂત્રો પ્રમાણે વિચારતા: પણ બ્રિટીશ રાજ્યની સ્થાપના વખતે આ એકાગ્રતા તૂટી ગઈ. રાજ્યકર્તાઓ ગ્રીક, રોમન અને ટયુટોનિક સૂત્રો પ્રમાણે રાષ્ટ્ર ચલાવે; ને પ્રજા તેને ધર્મશાસ્ત્ર ને કુરાન પ્રમાણે સમજવા પ્રયત્ન કરે. આ પરિસ્થિતિ ભયાનક હતી; ને તેમાં રાજા ને પ્રજા, બન્નેનું અહિત હતું. તે ભયને ટાળવા માટે રાજકારણનો સમગ્રપણે વિચાર કરનારાની સંખ્યા હિંદપુત્રોની બહુ નહોતી. રામમોહનરૉય, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, વગેરેનો વિચાર એવો હતો કે લોકો જો પોતાના વિચારોને ને આચારોને નવી વિદ્યા પ્રમાણે સમજે તો તે ભય ભવિષ્યમાં નહિ રહે. તેમણે રાજા પ્રજાના ધર્મોને એક જ સંસ્કૃતિના વિચાર પ્રમાણે સમજાવવાનો મોટો પ્રયત્ન કર્યો નહોતો; ને તેમના વખતમાં એવી જરૂર જણાઈ નહિ હોય. આર્યસમાજીઓએ ને થિઓસોફિસ્ટોએ તે નવીનતાને વખોડી કાઢી ને હિંદપુત્રોને પોતાની પુરાતન સંસ્કૃતિ તરફ નજર કરી ધર્મ સમજવાનું ફરમાન કર્યું. પણ એ ઉપદેશ હિંદપુત્રોને માન્ય થઈ શકયો નહિ. આર્યસમાજમાં તેમને અતિ પુરાણતા લાગી ને થિઓસોફીમાં તેમને અતિ કૃત્રિમતા લાગી. પ્રાર્થનાસમાજ, જ્ઞાતિઓ, સંપ્રદાયો અને સંસ્કૃતિઓની વિવિધતાને તોડી શકયો નહિ; ને રાજકારણને તે છેડી શકયો નહિ. તેથી નવા રાજકારણને સમજાવવા માટે એક નવા વિચારબળની જરૂર હતી.–તે વિચારબળને પરિણામે નવું રાજકારણ, નવો ઉદ્ભવ પામતો સમાજ, નવો આર્થિક વ્યવહાર ને ધર્મની ભાવના એ ચારેનો એક મેળ થાય

તેવો બુદ્ધિયત્ન થવાની જરૂર હતી. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ગોવર્ધનરામે વિષ્ણુદાસ બાવાને મોઢે ને સુંદરગિરિનાં બાવાબાવણીના આચારદ્વારા આ એકમેળ સાધવા પ્રયત્ન કર્યો છે; ને પ્રાચીન ને નવીન એ બે વિચારસંક્રાંતિથી હિંદુ સમાજમાં જે ભેદ પડી ગયો હતો તેને ટાળી તેને ફરીથી એકાગ્ર કરવા તેમણે વિચાર કર્યો છે. તેમના મત પ્રમાણે જો એ આચારવિચાર મુજબ હિંદી જનતાનો વ્યવહાર ઘટાવવામાં આવે તો તેનું રાજકારણ, તેનો આર્થિક વ્યવહાર, તેનો સમાજ ને તેનો ધર્મભાવ, બધાંનું એકરૂપ થઈ શકે. ને હિંદુસ્તાનની પરાધીનતા ટળી જાય તેટલું જ નહિ, પણ હિંદુસ્તાની લોકો જગતની સંસ્કૃતિને નવું ને શુભરૂપ આપી શકે, કારણકે યોગ્ય સામાજિક ફિલસૂફીના પાયા વગર ચણેલી કોઈ પણ સંસ્કૃતિનું ચણતર સંભવી શકે નહિ.

અલબત ઉપર જણાવ્યું તેમ એ પાયાઓ સૂક્ષ્મ રીતે પડે છે અને વીસમી સદીમાં તો તે માટે યોગ્ય ભૂમિકા બતાવનારાઓ ને તે ખોદવાની પૂરવાની ક્રિયા કરનારાઓની સંખ્યા આગળના કરતાં વધી ગઈ છે. ગોવર્ધનરામ અભ્યાસી હતા, વિચારક હતા, વાનપ્રસ્થ થયા હતા અને દ્રષ્ટા હતા. તેથી તેમણે એ પાયાની ભૂમિકા માત્ર દર્શાવી છે. તેઓ મુત્સદ્દી હોત, રાજપુરુષ હોત અને અમાત્ય કે પ્રધાન હોત તો તે ભૂમિકાને ખોદી તેમાં પૂરવણી ભરી તેને સમૃદ્ધ કરત ને તે ઉપર યોગ્ય ઈમારત પણ કરી શકત.

ત્રીજા વિભાગની પ્રસ્તાવનામાં ગોવર્ધનરામ કહે છે કે "સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓના મહાન અને સમર્થ ગ્રંથકારોની જ્વાળાઓ આધુનિક પ્રજાને અનેકધા લાભકારક છે, પરંતુ એ જ્વાળાઓમાં આધુનિક પ્રજાનું સર્વપ્રકારે તાદાત્મ્ય થવું સુલભ નથી." આપણી પ્રજા, આપણો દેશ, આપણો કાળ, આપણા આચારવિચાર અને આપણી આધિઉપાધિ–એ સર્વનાં વર્તમાન ચિત્ર વચ્ચે ઊભા રહીને સર્વ છાયાઓના સંક્રમ નશ્વર ગણી તેમની મેળવણી કરી નાંખવી, સર્વ છાયાઓનું સહચરિત પ્રતિબિંબ એક આદર્શમાં પાડવું, અને સંક્રમને અંતે ત્રિવિક્રમ પેઠે અવતરનાર અને વિક્રમ પામનાર ભાવિયુગની જન્મકુંડળી જેવી છાયા આલેખવી, એ વિશિષ્ટ ઉદ્દેશ છે. તેમ કરતાં ગોવર્ધનરામે "અનેકરંગી સંપત્તિ વિપત્તિઓમાં ડૂબતાં અને તરતાં આર્યઆર્યાગણનાં હૃદયોને કોઈક જાતનું દેશકાળને અનુકૂળ ઉચ્ચગ્રાહી અવલંબન" દર્શાવે છે. ને અવિચારને સ્થાને વિચાર અને અવસાદને સ્થાને ઉત્સાહ પ્રવર્તે, એ તેમનો કેન્દ્રસ્થ ઉદ્દેશ છે એમ જાહેર કરે છે. તેથી ગ્રંથકાર ત્રીજા વિભાગમાં મનુષ્ય જન્મની સફળતા માટે મનુષ્ય ધર્મની ફિલસૂફી સમજાવે છે ને તે પ્રયાસમાં વિષ્ણુદાસ બાવાને મુખ્ય કરે છે. પ્રસ્તુત વિચારનું કથન ત્રીજા વિભાગમાં (પ્રકરણ છઠ્ઠું; લક્ષ્યાલક્ષ્ય રહસ્ય વિવરણ સ્વપ્ન, જાગૃત, અને પાછું સ્વપ્ન) સૂત્રરૂપી કરવામાં આવ્યું છે. અને તેનું સમર્થન ચોથા વિભાગમાં મુખ્યત્વે ૨૪, ૨૫, ૩૨ ને ૪૬ એટલાં પ્રકરણોમાં કરવામાં આવ્યું છે. સરસ્વતીચંદ્રના રાજકારણમાં આ ફિલસૂફીનું સ્થાન અગત્યનું હોવાથી તેનો અહીં વિચાર કરવો આવશ્યક થાય છે. આ નવા ધર્મે જૂના ધર્મને નવું સંસ્કરણ આપ્યું. વિષ્ણુદાસ કહે છે કે "ભગવાન (ચોથા ભાગ; પા. ૪૫૮) બુદ્ધના દયાધર્મને સ્થાને આતિથ્યે ધર્મની વ્યવસ્થા રચનારને સૂક્ષ્મ ઋતયજ્ઞની સાધનાના ફ્લોદયને કાળે આ યજ્ઞોની વ્યવસ્થાનો બોધ પ્રાપ્ત થયો છે. કેવળ યજ્ઞધર્મમાં અધ્યાત્મદષ્ટિ નથી. કેવળ વ્યવહાર ધર્મમાં સત્ય દૃષ્ટિ નથી, અને કેવળ દયા ધર્મમાં ઋતદષ્ટિ નથી; પણ માત્ર ગુણનિરપેક્ષ

દયા જ છે, ઋત અને સત્યના અધ્યાત્મ અને સનાતન અગ્નિમાં સિદ્ધ કરેલાં આતિથ્ય અને યજ્ઞોની વ્યવસ્થા જ સર્વ લોકને સર્વકાળને માટે છે. એમાં દેશકાળની તો શું પણ વેદવિધિની મર્યાદા પણ મનુ જેવાએ પણ રાખી નથી. વિદ્વાન ને રાગદ્વેષહીન સાધુજન ધર્મ બોધે છે અને સેવે છે ને તે સાધુજન મ્લેચ્છ ને શૂદ્ર પણ હોઈ શકે છે. એ માટે શાસ્ત્રની નહિ પણ હૃદયની અનુજ્ઞા જોઈએ. (ચોથો ભાગ; પા. ૪૫૯)

ગોવર્ધનરામ આ ધર્મ હિંદુઓનાં પુરાતન શાસ્ત્રોના આ કાળને અનુસરી શકે તેવા અર્થો કરી સમજાવે છે. તેથી તે સમર્થનમાં નવીન યુગનો વિચાર ક્ષણે ક્ષણે તરી આવે છે. ઓગણીસમી સદીના વિચારમાં વ્યક્તિવાદ મુખ્ય હતો પણ ગોવર્ધનરામ જેવા સંસ્કૃત સાહિત્યના અભ્યાસીને આ વ્યક્તિવાદ ન ગમે તે કુદરતી છે. ઓગણીસમી સદીમાં Socialism–સમાજસત્તાવાદના વિચારોમાં વ્યક્તિવાદનો અમુક દશામાં તિરસ્કાર કરવામાં આવ્યો હતો. ગોવર્ધનરામે આ તિરસ્કારને વધાવી લીધો ને તેને વ્યક્તિ સમષ્ટિના અનુકૂળ ને પરસ્પર ઉપકારક સમર્થનમાં ગોઠવી દીધો. સરસ્વતીચંદ્ર આત્મવિચાર કરતાં કહે છે તેમ "આ એક (ચોથો ભાગ; પા. ૯) વિશ્વરૂપ શરીર એક આત્માથી સંધાયું છે, ઊભું છે, અને એ આત્માની ઇચ્છાથી શાંત થશે. એ શરીરમાં રહેલાં આ સર્વ વ્યક્તિશરીરો, વ્યષ્ટિરૂપો, તે એક જ સમષ્ટિ શરીરનાં અવયવ છે. હું જેને મારું શરીર કહું છું તે આ મહત શરીરનો અંશ છે. અને તેથી મારું નથી. એ જ મારું શરીર કુટુંબનો અંશ છે. પરવાર કુમુદની સાથે જોડાઈ દામ્પત્યના અંશરૂપ હતું. આ શરીર દેશનો અંશ છે, મનુષ્ય લોકનો અંશ છે. આ સર્વ શરીર મારું શરીર છે. આ દેખીતું શરીર તેનો અંશ છે. આનો અથવા એનો વ્યય પુણ્યકાર્યને અર્થે કરવો એ વ્યય નથી. એક અંશના વ્યયથી બીજા અંશોને પુણ્યલાભ થાય તે કાર્ય સાધ્ય જ છે." આ વિચાર ગોવર્ધનરામની ફિલસૂફી છે. ને એ ફિલસૂફી ઉપર તેમણે સમાજની વ્યવસ્થા, રાજકારણ, ને ધર્મભાવના વિચાર્યા છે. એ સૂત્ર ઉપર તેમણે "ત્યાગ શ્રેષ્ઠ કે ગૃહસ્થપદ શ્રેષ્ઠ? ત્યાગનો (ચોથો ભાગ; પા. ૪૩૨–૪૩૩) અધિકારી કોણ અને ગૃહસ્થપદનો અધિકારી કોણ? પિતા, પત્ની, ગુરુ અને પોતે ચારના અભિપ્રાયમાં ભેદ હોય, ત્યારે વધારે અધિકાર કોનો? સ્ત્રીનો નિષ્કારણ એને અપ્રતિકાર્ય ત્યાગ કરનારનું પ્રાયશ્ચિત્ત શું? સંસાર, ધર્મ ને શાસ્ત્ર એ ત્રણેનાં સંઘટ્ટન કાળે જીવનો અધિકાર કોને? આ લેખના ત્યાગને અધોગતિ ગણવી કે નહિ? એ ત્યાગનો અધિકાર કોને ખરો ને કોને નહિ? સંસારે બાંધેલા સંપ્રત્યયથી ઉત્પન્ન થએલા ધર્મનાં બંધન આ સ્થાનની પવિત્ર પ્રાપ્તિથી ક્યારે અને કેવી રીતે છૂટે છે? અનેક લોકના અનેક વર્ગમાં સનાતન સામાન્ય અપ્રતિહત ધર્મ કયો?" એ સરસ્વતીચંદ્રના પ્રશ્નોનું વિષ્ણુદાસ બાવા મુખે નિરાકરણ કર્યું છે. માણસની પ્રવૃત્તિ (ચોથો ભાગ; પા. ૪૩૫) લોકસંગ્રહ માટે જ હોય છે. ને તે પ્રવૃત્તિ સ્વાર્થ માટે નષ્ટ થતી હોય પણ જગતના કલ્યાણ માટે તો તે કદી નષ્ટ થતી નથી. સંસારીઓનો ને સાધુઓનો ધર્મ જુદો જુદો હોય છે. પણ તેનું લક્ષ તો એક જ હોય છે કે સર્વ જગતનું કલ્યાણ કરવું. આ ધર્મ લક્ષ્યધર્મસ્વભાવથી સર્વદેશીય અને (ચોથો ભાગ; પા. ૪૩૭) સનાતન છે. આ બંધન સંસારીને માટે પણ છે. પણ સંસારીએ તે માટે યોગ્ય જ્ઞાન લેવું જોઈએ અને પછી વૈરાગ્ય લઈ મન્વન્તરજીવન ગાળવું જોઈએ. બધાં જીવનોમાં પણ એટલે ત્યાગ એ મુખ્ય સાધન છે. એ પણ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરનો હોય છે. દરેક ત્યાગમાં

અથવા યજ્ઞમાં આ શરીરો હોમાય છે તેથી તે શરીરોની પુણ્યવૃદ્ધિ ઇચ્છવા જોગ છે. તે વૃદ્ધિ કુટુંબમાં, આશ્રમમાં, સમાજમાં ને રાષ્ટ્રમાં થાય છે, માત્ર તે વૃદ્ધિ ઇષ્ટ ને પુણ્ય હોવી જોઈએ ને લક્ષ્યની સાધક હોવી જોઇએ–સ્થૂલ ને સૂક્ષ્મ શરીરો–દેહ, બુદ્ધિ, વિચાર, વગેરેનો પરિપાક અપાવનારી હોવી જોઇએ. "બાળક જ્યારે ગર્ભાવસ્થામાં (ચોથો ભાગ; પા. ૪૪૩) હોય છે ત્યારે તેના મુખને ભોજનની કે પાનની શક્તિ હોતી નથી. તે કાળે નાડબંધનને દ્વારે બાળકના ઉદરમાં, માતાના ઉદરમાં પક્વ થયેલો પોષણ સંભાર પ્હોચે છે, તેમ સ્થૂલ સૂક્ષ્મ શરીરની ઇંદ્રિયોદ્વારા અને સૂક્ષ્મ શરીરની પ્રવૃત્તિઓદ્વારા પૃથ્વીમાતાના ઉદરમાં ઐહિક સંપત્તિઓને રૂપે પક્વ થયેલો યજ્ઞ સંભાર સ્થૂલ સૂક્ષ્મ શરીરોમાં પહોચે છે અને યજ્ઞની વેદીને અને યજ્ઞના પશુને તેમ યજ્ઞ ઉપરના અગ્નિને સર્વ સ્થૂલ સૂક્ષ્મ સાધનોથી સંભૃત ને ભૂષિત કરે છે. પરમ લક્ષ પુરુષની સર્વવ્યાપિની અલક્ષ્ય જ્વાલાઓ દશે દિશાએ લાગી રહી છે. તે જ્વાલાઓ આવાં સંભૃત શરીરનો જ સ્પર્શ કરે છે અને જીવન સ્ફુલિંગના પંચમહાયજ્ઞ ત્યારે જ આરંભાય છે." (ચોથો ભાગ; પા. ૪૫૩)

જૈનોએ પંચ અણુવ્રતો શ્રાવકો માટે અને પંચ મહાવ્રતો સાધુઓ માટે અર્પ્યાં છે તેમ ગોવર્ધનરામે પંચયજ્ઞો–મહાયજ્ઞો–નો વિચાર કર્યો છે. પિતૃયજ્ઞ કે મઠયજ્ઞ, (ચોથો ભાગ; પા. ૪૫૩.) મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, જેને તેઓ લક્ષ્યયજ્ઞ કહે છે, ને દેવયજ્ઞ ને બ્રહ્મયજ્ઞ, જેને તેઓ અલક્ષ્યયજ્ઞ કહે છે. આમાંથી કોઈ પણ યજ્ઞ અતિયજ્ઞ થવો જોઇએ નહિ. "પિતા માતાદિની કામનાઓને અતિતૃપ્તિ કરવા જેવા પિતૃયજ્ઞો પુત્રો આરંભે તો બીજા ચાર યજ્ઞોમાં તેમની પ્રવૃત્તિ યથોચિત થઇ શકતી નથી. અને તેનું પાપ પિતા માતાને લાગે છે. એટલું જ નહિ પણ એ કામનાઓના અભ્યાસથી પિતા માતાના પોતાના પંચ યજ્ઞ પણ અપૂર્ણ રહે છે. મનુષ્ય માત્રમાં સર્વ યજ્ઞ યથોચિત પ્રમાણમાં થાય તો જ પરમ પુરુષનો પુરુષયજ્ઞ દીપ્ત (ચોથો ભાગ; ૪૪૩–૪૪૪) થાય છે." આ વિચારમાં ગોવર્ધનરામે સમાજમાં કુટુંબની વ્યાપ્તિ કરી છે, કુટુંબની પ્રવૃત્તિઓ માટે મર્યાદાઓ સ્વીકારી છે, અને સમાજહિતમાં કુટુંબના સ્વાર્થને ગૌણ (ચોથો ભાગ; ૪૫૨) ગણ્યો છે. કુટુંબીઓની પ્રવૃત્તિઓ પરસ્પર મર્યાદિત હોય છે, ને તેમનું કર્તવ્ય કુટુંબને સ્વાર્થી નહિ કરતાં સમાજને હિતકર કરવાનું છે એમ કહેવામાં આવ્યું છે. અલબત, ગોવર્ધનરામે અહીં સૂક્ષ્મ પ્રકારનો શ્રાદ્ધવિધિ ફરમાવ્યો છે, સ્થૂલ પ્રકારનો નહિ. કુટુંબો એકસરખાં હોતાં નથી. કેટલાએક પિતૃઓ પુત્રો પાસે યજ્ઞ કરાવવા ઇચ્છતા નથી. તેથી તેઓ પુત્રોને પુત્રવત્ નહિ પણ આત્મવત્ ગણી બધા સાધુઓને જ્ઞાનનું શ્રાદ્ધ આપે છે અને ઘણીવાર પુત્રપુત્રીઓને મઠમાં સોંપી દે છે–એટલે મઠયજ્ઞ કરે છે, પુત્રપુત્રીઓને દીક્ષા અપાવી તેમનું સાધુત્વ પોષે છે ને તેમની પાસે દેવપૂજા કરાવે છે. આ પુત્રપુત્રીઓ મઠયજ્ઞ કરી સાધુઓનો ને યદુનંદનનો સત્કાર કરે છે. (ચોથો ભાગ; પા. ૪૪૫.)

પિતૃયજ્ઞ કે મઠયજ્ઞ પછી મનુષ્યયજ્ઞ આવે છે જે વધારે વિસ્તૃત છે. સાધુજનો માટે જ્ઞાતિમાં, સ્વદેશમાં અને સર્વ વસુંધરામાં જે જે મનુષ્યસંઘ વસે છે તે સર્વ અતિથિ છે, ને માતાપિતા જેટલાં જ અધિકારી છે. (ચોથો ભાગ; પા. ૪૪૬–૪૪૮) આ મનુષ્યયજ્ઞના દમ્પતીયજ્ઞ અથવા પ્રીતિયજ્ઞ, ને અતિથિયજ્ઞ એ વિભાગો છે. જ્યાં સુધી મનુષ્ય હયાત

હોય ત્યાં સુધી તેનો અધિકાર રહે છે. પણ તે સત્કારપાત્ર હોવો જોઈએ. જેમ અધિકાર વધુ તેમ સેવાની વિભૂતિ ને લોકના કલ્યાણની સાધના વધારે. અલબત આતિથ્ય ને યજ્ઞ, એ બેનો સ્થૂલ સૂક્ષ્મ વચ્ચે જેટલો ભેદ હોય છે તેટલો ભેદ છે. તેથી આતિથ્યે પૂરું થઈ શકે, પણ યજ્ઞ-સેવા પૂરી થઈ શકે નહિ.

જે મનુષ્યો અધિકારી નથી તેનો સત્કાર ન કરવો પણ તેમનો સહચાર તો કરવો ઘટે છે, ને તે ભૂતયજ્ઞ કહેવાય છે. આ સહવાસમાં માત્ર મનુષ્યો જ આવતાં નથી. તેમાં બીજાં પ્રાણીઓ પણ આવી જાય છે. પણ આ યજ્ઞ દયા નથી, અહિંસા નથી. આ યજ્ઞમાં બધાં ભૂત માત્ર આવી જાય છે. તેથી તે દયાયજ્ઞ કહેવાય. પણ દયાયજ્ઞ સાધ્ય નથી, માત્ર સાધન છે. દયા કરતાં જો મહાયજ્ઞને હાનિ થાય તો દયાનો ત્યાગ કરવો ઇષ્ટ છે. "દયાને માટે દયા કરવી, દયાને સાધન નહિ પણ સાધ્ય કરવી." એવો ધર્મ નથી. જે યજ્ઞ સકામ હોય છે તે સર્વ સંસારીઓનો યજ્ઞ હોય છે, ને તે વ્યવહારયજ્ઞ કહેવાય છે. (ચોથો ભાગ; પા. ૪૪૯-૪૫૦)

નિશ્ચેતન સૃષ્ટિનો અભ્યાસ વગેરે કરવો તે વિદ્યાયજ્ઞ કહેવાય છે, જે અનંત છે ને જેની મર્યાદા નથી; ને જે યજ્ઞ ભૂતયજ્ઞ જ છે. વિદ્યાયજ્ઞનું ફળ મનુષ્યયજ્ઞની સમૃદ્ધિ છે. માટે જે વિદ્યા મનુષ્યયજ્ઞને વિઘ્ન કરે છે તે વિદ્યા ત્યાજ્ય ગણી શકાય. ત્રણ યજ્ઞ (ચોથો ભાગ; પા. ૪૫૫-૪૫૬) મકયજ્ઞ અથવા પિતૃયજ્ઞ ને ભૂતયજ્ઞ, સંસારીઓ માટે ને મધ્યમ અધિકારી સાધુઓ માટે છે, જ્યારે ઉત્તમ અધિકારીઓ માટે દેવયજ્ઞ ને બ્રહ્મયજ્ઞ છે. દેવયજ્ઞમાં સાત્ત્વિક બુદ્ધિનો વિકાસ થાય છે ને પ્રત્યક્ષ થતા પદાર્થોનું સત્ય જ્ઞાન થાય છે. આ ન્યાયે ગણિત, જ્યોતિષ શાસ્ત્ર, સાયન્સ વગેરે દેવયજ્ઞ અથવા ઋતયજ્ઞની વિદ્યામાં આવી જાય છે. પણ તેની મર્યાદા હોય છે, અને અધ્યાત્મના પ્રસાદ પાસે એટલે બ્રહ્મજ્ઞાન પાસે એ યજ્ઞ હીનતા પામી જાય છે. એ ઋતનું જ્ઞાન એટલે બુદ્ધિનું સત્ત્વ-તર્કનું પરિણામ હોઈ અનિત્ય છે, જ્યારે છેલ્લો યજ્ઞ નિત્ય છે, ને પરમ સત્યનો યજ્ઞ છે, ને તેનો વિષય ભૂતલોક નથી પણ આત્મા છે. આમાં ચારેય આશ્રમોના વિચારોનો સમાવેશ કરવામાં આવ્યો છે અને તેની વ્યવસ્થા દેશકાળને અનુસરીને ફરી શકે છે. કારણકે આ યુગમાં ચાર આશ્રમો અનુકૂળ નથી. અને મનુએ કહેલું છે કે યુગે યુગે યુગહ્રાસાનુરૂપ ધર્મવૈલક્ષણ્ય (ચોથો ભાગ, પા. ૪૬૦) પ્રાપ્ત થાય છે, તેથી આ આશ્રમો અથવા પરિસ્થિતિઓનું સંક્રમણ શક્ય માનવામાં આવ્યું છે. ગ્રંથકાર કહે છે તેમ "અહીંના સાધુજન પૂર્વાશ્રમના પ્રકાશને લજ્જાસ્પદ કે વિસ્મરણીય ગણતા નથી, પણ તેને, આ આશ્રમનું બીજ ગણી પ્રસિદ્ધ કરતાં સંકોચ રાખતા નથી. યજ્ઞકાર્ય પૂરું થતાં અહીંના સાધુજનો પૂર્વાશ્રમમાં પરસ્પર છે."

આવી જાતનો યજ્ઞધર્મ ગોવર્ધનરામે આપણને આપ્યો છે. તે ધર્મનું બીજ તેમના વિશાળ વાંચનમાં હતું, તેમના શિષ્ટ મનમાં હતું, તેમના ગંભીર જીવનમાં હતું. એ યજ્ઞ તેમણે બહુ સ્પષ્ટ કર્યો નથી; તેને તેમણે અધ્યાત્મ દૃષ્ટિથી પ્રરૂપ્યો છે. તેથી તે સામાન્ય વાચકને અગમ્ય થઈ જાય છે. વળી એ ધર્મનાં સૂત્રોથી મનુષ્યના જીવનના જુદા જુદા

પ્રકારોનું તેમણે બારીક અન્વેષણ કર્યું નથી. તેથી તે ધર્મ ક્યારે પ્રાપ્ય થાય છે, ક્યારે પ્રાપ્ય નથી થતો, તેના વિધિઓ, તેના નિષેધો, એ બધું આપણી બુદ્ધિને હજુ અગોચર રહ્યું જ છે, ને તે ગોચર થવું મુશ્કેલ છે. ઉપરાંત આતિથેય ધર્મ પ્રમાણે જનતા પોતાનું જીવન ઘટાવે તો પણ તેથી લોકકલ્યાણનો માર્ગ મળવો મુશ્કેલ છે. એ ધર્મ ઉપર સમાજની વ્યવસ્થા કે તેનો આર્થિક વ્યવહાર કેવી રીતે સ્ફુટ થઈ શકે ? એ મતથી તેનો ન્યાય કે અન્યાય સમજાઈ શકતો નથી. એ બોધથી રાજકારણનાં મુખ્ય મુખ્ય વિષયો સમજાઈ શકતા નથી. રાજાનો ધર્મ કેવો છે, તે સમજાય એવું છે. પ્રજા ધર્મ શો છે તે સમજાય તેમ છે. પણ રાજત્વનું મૂળ શું, પ્રજાત્વની ભૂમિકા શી ને કેવી ? રાજત્વ ને પ્રજાત્વ વચ્ચેના વિરોધનું શું ? કુટુંબી એટલે શું ? કુટુંબીઓના ધર્મ કયા કયા ? લોકકલ્યાણના માર્ગો કયા ? લોકકલ્યાણની વિઘાતક કે બાધક રાજકીય ને પ્રજાકીય સંસ્થાઓનું શું કરવું ? તેમના પ્રત્યેના ધર્મો કેવા હોવા જોઈએ ? એ અને એવા બીજા સવાલો ગોવર્ધનરામના આતિથેયયજ્ઞનાં રહસ્યોથી સમજાઈ શકશે નહિ; પણ વસ્તુતઃ એ રહસ્યો ઉપર કહ્યું તેમ સ્પષ્ટ કે વિશદ નથી ને "સરસ્વતીચંદ્ર"ના પુરાણની સમાપ્તિ કરવા જતાં એ નવા ધર્મનો પાઠ પણ ગ્રંથકાર રીતસર મૂકી શક્યા નથી. એવી અપૂર્ણ દશામાં મળેલા આ સમાજધર્મના આલેખન ઉપર વધારે ઊહાપોહ કરતાં તેના ઉત્પાદકની ભીષ્મ બુદ્ધિને અન્યાય થાય તેથી અહીં વિશેષ લખવું ઉચિત નથી. માત્ર એટલું જ કે જીવનને યજ્ઞરૂપે જ સમજવામાં તો ગોવર્ધનરામના લખવાનો હેતુ મુખ્યત્વે સફળ થયો ગણાય.

[ અપૂર્ણ ] કેશવલાલ હિંમતરામ કામદાર

# રાજા રામમોહનરોય

ઈ. સ. ૧૭૫૭ના પ્લાસીના યુદ્ધ પછી બંગાળામાં અંગ્રેજી સત્તાના સ્થાપનાર ક્લાઈવના હાથમાં બંગાળાની સરમુખત્યારી આવી. કંપની સરકારે તેના હરીફ ફેંચોને સદાને માટે હરાવી દીધા. હિંદનું ધણીપણું કોના હાથ જશે એ નક્કી કરવાને ભાગ્યવિધાતાએ અહમદ દુરાની અને મરેઠી સત્તા વચ્ચે યાદવાસ્થળી મચાવી, અને એમાં મરેઠાઓએ હિંદની રાજરંગભૂમિ ઉપરથી પોતાના અભિનયનો ભાગ સદાને માટે ખેંચી લીધો. દિલ્હીની મોગલ સલ્તનતના ટુકડા થઇ ગયા હતા. આ બધાનો લાભ વેપાર કરવા આવેલી પ્રજાને મળ્યો, અને એમની સત્તાના ભાનુનાં કિરણો હિંદના આકાશમાં ધીમે ધીમે રશ્મિતેજ પ્રસારવા લાગ્યાં. આવા રાજકીય અંધકારમય વાતાવરણમાંથી આમ બ્રિટીશ ઉષાનો જન્મ થયો.

જે સાલમાં હિંદનો રાજ્યવહીવટ બરાબર નિયમિત કરવા અને ચલાવવા માટે વિલાયતની પાર્લામેન્ટમાં એક ખરડો 'રેગ્યુલેટીંગ ઍક્ટ' પાસ થયો, એ સાલમાં રાજા રામમોહનરોયનો જન્મ થયો. એ બ્રિટીશ રાજ્યની ઉષાની ઇ. સ. ૧૭૭૨ની સાલ હતી. એ ઉષાનાં કિરણો હિંદના સમાજ ઉપર અને રામમોહનરોય ઉપર અનેરો પ્રકાશ પાડવા લાગ્યાં.

એ મહાપુરુષ યુગ પ્રવર્તક હતા. એ રાજા રામમોહનરોય નવભારતના—અર્વાચીન ભારતના આદ્યસૃષ્ટા હતા. હિંદના સામાજિક નવસર્જનનું પિતૃત્વપદ રામમોહનરોયે લીધું, અને હિંદની રાજકીય પરિસ્થિતિના નવસર્જનનું કામ કંપની સરકારે પોતાના હસ્તક લીધું. અર્વાચીન સુધારાની જે જે પ્રગતિઓ આજના સમાજમાં દૃષ્ટિગોચર થાય છે, તેના પાયાનું ચણતર તેમણે કર્યું છે.

આધુનિક હિંદની સંસ્કૃતિમાં જે મહાનપુરુષોએ ભાગ ભજવ્યો છે, તેમની ગણત્રીમાં એમનું નામ પ્રથમ પદે બિરાજે છે.

તે વખતનો હિંદુ સમાજ ધર્મનાં જૂનવાણી સ્વરૂપોમાં આનંદ માનતો હતો. હિંદુ સમાજમાં કેળવણીને યોગ્યસ્થાન નહોતું. સાચા ધર્મને ઊંચો મૂકી ખોટા ધર્મને સમાજે અપનાવ્યો હતો. ખેડૂતોને જમીનદારો લૂંટી લેતા હતા. મજૂર વર્ગનાં નેત્રો તે સમયે મૂડીવાદની સામે લાલ અને ક્રોધાતુર નહોતાં થયાં, છતાં તે વખતનો મજૂર સત્તાના ચક્રમાં પીલાતો હતો. સમાજરથની રશ્મિ કહેવાતા સવર્ણોના હાથમાં હતી. સ્ત્રીને કેળવણીમાં અધિકાર નહતો. સ્ત્રી એ પરની ગુલામ હતી. વિધવા સ્ત્રીને સમાજમાં સ્થાન નહોતું. 'સતી' થવામાં પોતાના શરીરની આહૂતિ તે આપી દેતી હતી. તે વખતનો સમાજ બીજા ધર્મોનું અધ્યયન કરી સત્ય શોધવામાં આભડછેટ માનતો હતો. તે વખતનો સમાજ વર્તમાનપત્રોદ્વારા પોતાના ગૂઢ પ્રશ્નોની વિચારણા કરતાં નહોતો શીખ્યો.

આ બધી અરાજકતામાંથી સુવ્યવસ્થા કરવા સારૂ રાજા રામમોહનરોયનો જન્મ થયો. એમણે જોયું કે સાચા સુખનો માર્ગ આપણા માનવ બંધુઓની સેવામાં રહેલો છે.

તેઓ મહાન અભ્યાસી હતા. તેમના ધર્મોના અભ્યાસથી અને અધ્યયનથી તેમણે અખિલ જગતની અનંત સેવા કરી છે. નવી દુનિયાના ઘડતરમાં જે મનુષ્યોએ ભાગ ભજવ્યો છે, તેમાંના એ એક યુગપુરુષ હતા. સારા જગતની સેવાને માટે એમણે કૃત્યો કર્યાં હતાં. દુનિયાના ધર્મોના તુલનાત્મક અભ્યાસમાં તેમણે પહેલ કરી છે. અને તેથી જ ઇતિહાસમાં તેમનું નામ અમર રહેશે.

અઢારમી સદીનાં છેલ્લાં વરસોમાં હિંદુસ્તાનમાં અંધકાર યુગ ચાલતો હતો. પુરાણા સમાજની સ્થિતિ ઘણી શોચનીય હતી. દેશમાં બધે અંધાધુંધી વ્યાપી રહી હતી. સમાજનાં ચેતન ભરેલાં અંગોને પક્ષાઘાત થયો હતો. ધાર્મિક સંસ્થાઓ, શાળાઓ, ગામડાં, ખેતી, ઉદ્યોગ, વેપાર, કાયદો અને રાજ્યતંત્ર એ સર્વત્રમાં ભયાનકતા અને નાશનાં ચિહ્નો દૃષ્ટિગોચર થતાં હતાં. સામાજિક પુનઃરચના માટે તે વખતે દેશમાં ત્રણ સંસ્કૃતિનું તુમુલ યુદ્ધ જામ્યું હતું. હિંદુ, મુસ્લીમ, અને પશ્ચિમની ખ્રિસ્તી સંસ્કૃતિ. આ ત્રણ સંસ્કૃતિના વિસંવાદી સૂરોમાંથી જ હિંદુસ્તાનનો ઉદય થવાનો હતો. નવભારતનું સર્જન ત્યાં જ થવાનું હતું.

રાજા રામમોહનરોયે આ ત્રણે તત્ત્વોને પચાવ્યાં, અને આજના હિંદની પ્રગતિનાં પગરણ અને પ્રસ્થાન મંડાયાં.

તેમના પારણામાં એક બાજુએ શિવ અને બીજી બાજુએ વિષ્ણુ તપાસ રાખીને બેઠા હતા. માતૃપક્ષનો શિવધર્મ હતો. પિતૃપક્ષનો ધર્મ વિષ્ણુનો હતો, છતાં બગદાદ અને બસરાની મુસ્લીમ સંસ્કૃતિએ હિંદના મદ્રેસામાં ગળાઇને, નાના બાળક રામમોહનરોયના હૃદયને ઉન્નત કરી મૂક્યું. યુક્લીડની ભૂમિતિ, લોજીક, પરશિયન ગઝલોનું સંગીત તેમના લોહીમાં વહેવા લાગ્યું. પ્લેટો અને એરીસ્ટોટલ અરેબીક પોશાક પહેરીને બ્રાહ્મણ બાળકના હૃદયનાં દ્વાર ઠોકવા લાગ્યા. પરશિયન અને અરેબીક અભ્યાસનો પાયો પટણામાં નંખાયો. અને પાછળથી તે "જબરજસ્ત" મોલવી થયા. એકેશ્વરવાદ અને મૂર્તિપૂજા ન કરવી જોઇએ એવી માન્યતાનાં બીજ અહીંથી જ રોપાયાં.

તેમનો જન્મ બંગાળા ઇલાકાના બરદ્વાન જિલ્લાના રાધાનગર ગામમાં ઇ. સ. ૧૭૭૨ ના મે માસની ૨૨ મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ રામકાન્તરોય, અને તેમની માતાનું નામ તારિણી અથવા ફુલઠકુરાણી. પિતા શાન્ત સ્વભાવના હતા; અને માતા બહુ જ ધાર્મિક હતાં. છેવટનાં વરસોમાં તેઓ જગન્નાથના મંદિરમાં હલકી પ્રકારની સેવાનું કાર્ય કરતાં હતાં.

તેમના પૂર્વજો મૂર્શિદાબાદના મુસલમાની રાજ્યમાં સારો હોદ્દો અને માનમરતબો ભોગવતા હતા. ફુલઠકુરાણીને બે પુત્રરત્ન હતાં. એક જગમોહન અને બીજા રામમોહન; અને એક પુત્રીરત્ન હતું. રામકાન્તરોયને બીજી બે સ્ત્રીઓ હતી, અને તેમાંની એકનો પુત્ર રામલોચન નામે હતો.

રામમોહનરરોય નાનપણથી જ બુદ્ધિશાળી હતા. તેમના પિતાએ તેમની પાછળ કેળવણીમાં ઘણી કાળજી લીધી હતી. તે વખતના રિવાજ મુજબ રામમોહનરોયનાં લગ્ન બાલ્યાવસ્થામાં જ કરવામાં આવ્યાં હતાં. પ્રથમની સ્ત્રી ગુજરી ગયા પછી રામમોહનરોયને બીજી કન્યાઓ પરણાવવામાં આવી હતી. તેમની કેળવણી પહેલાં તેમને લગ્નની ધુંસરીમાં જોડી દેવામાં આવ્યા હતા.

પટણા તે વખતે વિદ્યાનું ધામ ગણાતું હતું. તેથી તેમને વિદ્યાભ્યાસ માટે ત્યાં મૂકવામાં આવ્યા. અહીં તેઓ કુરાન શીખ્યા. અને હિંદુ લોકો મૂર્તિપૂજા કરે છે, એ મૂર્તિપૂજા ખોટી છે. એમ તેમને ભાન થયું. મુસ્લીમ સંસ્કૃતિની અસર તેમના જીવન ઉપર કાયમને માટે રહી. વિદ્યાભ્યાસ પૂરો કરી સોળસત્તર વરસની વયે પટણાથી તેઓ પિતૃગૃહે પાછા આવ્યા; અને મૂર્તિપૂજા વિરુદ્ધ લખવાનું શરૂ કર્યું. પિતાએ આ વાંચ્યું. આથી પિતા અને પુત્ર વચ્ચે ભારે સંવાદ ચાલ્યો. તેનું પરિણામ એ આવ્યું કે પુત્રને ગૃહત્યાગ કરવાની ફરજ પડી. પિતાએ તેમને ઘર છોડવાનું કહ્યું. આ નીડર વીર યુવકે પિતાનું ઘર ત્યજી દઈ હિમાલયની વનરાઇ ઓળંગી તિબેટની હજારો ગાઉની મુસાફરી કરીને બૌદ્ધ ધર્મનો અભ્યાસ શરૂ કર્યો.

સાધુની મંડળીઓ તે વખતે દેશનાં જાત્રાનાં સ્થળોમાં ફર્યા કરતી હતી. નવા ચેલાઓને એકત્રિત કરતી હતી. કદાચ આવી ટોળીના સંગમાં તેમણે તિબેટનું દેશાટન કર્યું હશે! છેવટે તિબેટમાં મૂર્તિપૂજા વિરુદ્ધના પોતાના મતને લીધે તેમને લામાઓની સાથે અસંતોષ થયો. અસંતોષમાંથી ક્રોધની જ્વાલાઓ પ્રગટી, અને એ ખૌફની જ્વાલાઓ રામમોહનરોય ઉપર ફરી વળી; પરંતુ સ્ત્રીઓના દયાળુ કૃત્યથી તેઓ મૃત્યુના પંઝામાંથી બચ્યા! આવા દયાળુ કૃત્યથી તે હમેશાં સ્ત્રી જાતિ તરફ સન્માન અને પૂજ્યભાવથી જોતાં શીખ્યા. ત્રણ ચાર વરસ આમ દેશાટનમાં અને પરિભ્રમણમાં ગાળ્યા પછી કાશીમાં થોડા વરસો રહીને સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો.

ઈ. સ. ૧૮૦૩માં રામમોહનરોયના પિતા ગુજરી ગયા. રામમોહનરોય હવે મુર્શિદાબાદમાં આવ્યા. ત્યા તેમણે "તુહફ્ત–ઉલ–મુવાહીદીન" એક ઈશ્વરમાં માનનારાઓને ઇનામ–નામનો લેખ પ્રસિદ્ધ કર્યો. તેમાં વહેમ અને મૂર્તિપૂજાની સખત ઝાટકણી કાઢી. વળી તેમણે જુદા જુદા ધર્મો ઉપર જુદાં જુદાં વિવેચનો બહાર પાડયાં.

જ્યારે તેમને ઇસ્ટ ઈંડીઆ કંપનીના રેવન્યુ ખાતામાં કલેકટરની ઑફીસમાં નોકરી મળી, ત્યારે તેમને અંગ્રેજી ભાષા શીખવાનો ઉત્સાહ થયો. અહીં તેમણે અંગ્રેજી કક્કાનું જ્ઞાન શરૂ કર્યું. પશ્ચિમનું નવું જ્ઞાન જાણવાની તેમની જિજ્ઞાસા વધી. તેની સંસ્કૃતિનું પાન કરવાની તેમની ઉમેદ હતી. અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધમાં અને ફ્રેંચ વિપ્લવમાં તેમને ઘણો રસ પડયો. પોતાના ઉપરી અધિકારીઓ મારફતે તેમણે બેકન, લૉક, ન્યૂટનના વિજ્ઞાનિક વિચારો ઉપર ઘણું મનન કર્યું, તેમ જ હ્યુમ, ગીબન, વૉલ્ટેર, ટોમપેન, વગેરે લેખકોનો અભ્યાસ કર્યો. બાઈબલનું અધ્યયન શરૂ કર્યા પછી હિબ્રુ, સીરિયન અને ગ્રીક ભાષાનો અભ્યાસ પણ શરૂ કર્યો. અને 'ઓલ્ડ ટેસ્ટામેન્ટ' અને "ન્યુ ટેસ્ટામેન્ટ" વાંચ્યાં. આ પ્રમાણે તેમણે ખ્રિસ્તી અને જ્યુ મતનું જ્ઞાન સંપાદન કર્યું.

આ બધું છતાં તેમણે હિંદુ ધર્મનો અભ્યાસ પણ જારી રાખ્યો હતો. બ્રાહ્મણ સૂત્રો, સ્મૃતિ દર્શન મીમાંસા, ઉપનિષદ્, પુરાણ, તંત્રો, વગેરેનો અભ્યાસ ઘણી જ કાળજીપૂર્વક તેઓ કરતા હતા. બ્રહ્મસૂત્રશાંકરભાષ્ય, ગીતા, અને વેદાન્તશાસ્ત્ર અને પ્રસ્થાનત્રયની અસર તેમની ઉપર પુષ્કળ થઈ. પોતાના વ્યક્તિધર્મનું અને જીવનનું તત્ત્વજ્ઞાન તેમને આમાંથી મળ્યું. ઉપરાંત જૈન ગ્રંથો, બૌદ્ધ ગ્રંથો, કબીરપંથ, નાનકપંથ, દાદુપંથનું જ્ઞાન પણ સંપાદન કર્યું હતું.

પિતાના મૃત્યુ પછી, પોતાના પિતાની બધી મિલકતનો વારસો પોતાના મોટાભાઈ જગમોહનરૉયને મળ્યો હતો. તેઓ ઇ. સ. ૧૮૧૧ માં ગુજરી ગયા, એટલે પિતાની બધી મિલકત તેમના હાથમાં આવી.

ઇ. સ. ૧૮૧૪ માં કલકત્તામાં તેમણે 'આત્મીય સભા' સ્થાપી. તેનો મુખ્ય હેતુ ધાર્મિક સત્યનો ફેલાવો કરવાનો હતો; ધાર્મિક વિષયો ઉપર સ્વતંત્ર વિવેચનો કરવાનો હતો. આ આત્મીય સભામાં ઘણા વિદ્વાન માણસો ભળ્યા. રામમોહનરોય બધાને "બિરાદર" કહીને બોલાવતા, અને પોતાનું આખ્યાન શરૂ કરતા હતા.

ઇ. સ. ૧૮૨૦માં તેમણે જિસસનાં બોધવચનો છપાવ્યાં. તેથી તેમના મિત્રો અને દુશ્મનો ચમકી ઊઠયા. શીરામપુરના મિશનરીઓ તથા પાદરીઓએ તેમના ઉપર સખત ટીકા કરી. આ બધાનો જવાબ આપવા સારુ તેમણે 'બ્રાહ્મેનીકલ મૅગેઝીન' કાઢ્યું.

ત્યાર પછી "યુનીટેરિયન પ્રેસ" કાઢ્યું અને ઇ. સ. ૧૮૨૮ માં "બ્રાહ્મસભા" અને "બ્રહ્મોસમાજ" સ્થાપ્યાં. આમાં વેદો ગવાતા, ઉપનિષદ વંચાતાં, અને બંગાલી ભાષામાં સમજૂતી થતી. છેવટે રામમોહનરૉય ધાર્મિક ભાષણ વાંચતા અને ગોવિંદમલ્લનું સંગીત ચાલતું હતું.

હિંદુસ્તાનમાં જન્મેલા મનુષ્યનો આત્મા સત્યની શોધ તરફ વળે છે, અને જ્યારે તેની એ સ્વર્ગીય ઇચ્છાની પરિતૃપ્તિ થાય છે, ત્યારે જ તેને સંતોષ થાય છે. દરેક મનુષ્યને શારીરિક તેમ જ સામાજિક શાન્તિ મળ્યા પછી, તેની આધ્યાત્મિક ભૂખ અધૂરી ને અપૂર્ણ રહે છે. એટલે તે આધ્યાત્મિક સત્ત્વ પૂરું પાડવાને માટે તેમણે બ્રહ્મોસમાજની સ્થાપના કરી છે.

તેમણે હિંદુસ્તાનમાં એવો ધર્મ જોયો નહિ. તે વખતનો ધર્મ સત્તાનો સંગાથી હતો. તેઓ માનતા હતા કે હિંદમાં અગણિત સાંપ્રદાયિક ધર્મો હયાત છે, અને હિંદુઓ તે વાડામાં જ લહેર માને છે. પરંતુ જ્યાં સુધી તેઓ આ ધાર્મિક વાડાઓમાંથી બહાર નહિ નીકળે ત્યાં સુધી તેમને રાજ્યનૈતિક લાભો મળવાના નથી. હિંદુઓનાં જ્ઞાતિબંધારણ તોડી નાખીને, તેમનામાં સંપ, શાંતિ, બળ, ઐક્ય, સત્તા, શૌર્ય, અને શિસ્ત લાવે એવો ધર્મ સ્થાપવાની તેમને મહત્ત્વાકાંક્ષા હતી. જ્યાં સુધી હિંદુઓ કહેવાતા 'ધર્મ'ના વર્તુલમાં પરિક્રમણ કર્યા કરશે ત્યાં સુધી તેઓ એક પણ સાહસકર્મ કરવાને શક્તિમાન થશે નહિ. જો તેઓને સામાજિક લાભો અને રાજનૈતિક હકો પ્રાપ્ત કરવા હોય તો તેમણે તેવા 'ધર્મ'ને તિલાંજલિ આપવી જોઇએ' કહેવાતા 'સુધારા'ને અનુસરવામાં જ તેમણે ભૂલ કરી છે. અને છેલ્લાં હજાર વરસોથી ગુલામગીરીનાં અપમાન સહન કરે છે. તેમની 'કહેવાતી અહિંસાએ' તેમનું આ પરિણામ આણ્યું છે.

આવી શોચનીય પરિસ્થિતિમાંથી હિંદને બચાવવા સારુ તેમણે બ્રહ્મોસમાજની સ્થાપના કરી છે. હિંદની આજની જરૂરિયાતો પોષતો, અને બરાબર બંધ બેસતો એમનો સ્થાપેલો બ્રહ્મોસમાજ છે. એમના ધર્મમાં જીવન અને શક્તિ છે, તે ગરીબોનો સેવક છે. તે સાચા ધર્મના આદર્શરૂપ છે.

વેદાન્તે તેમને શીખવ્યું કે બધા મનુષ્યોનો આત્મા એક જ છે. આ જગત બ્રહ્મમાં લીન થવાનું છે. ઇસ્લામે તેમને શીખવ્યું કે બધે સ્વર્ગીય સરકારનું રાજ્ય ચાલે છે, અને માણસ માણસની વચ્ચે લડાયક ઐક્ય રહેલું છે. ખ્રિસ્તી ધર્મે તેમને જિંદગીની યાત્રામાં શાન્તિનો અને સુખનો રસ્તો બતાવ્યો. તેમના સ્થાપેલા ધર્મમાં પ્રાર્થના કરવાની સર્વ કોઇને છૂટ છે, પછી ભલે, તે હિંદુ, મુસ્લીમ, જ્યુ, ખ્રિસ્તી, જૈન, બૌદ્ધ હોય! તેઓ હિંદુ સાથે હિંદુ; બ્રાહ્મણ સાથે બ્રાહ્મણ અને મુસલમાન સાથે મુસલમાન, અને ખ્રિસ્તી સાથે ખ્રિસ્તી હતા, છતાં પોતાના વ્યક્તિત્વને નિરાળું રાખતા હતા.

બ્રહ્મોસમાજને ઉખેડી નાખવા માટે કહેવાતા સનાતનીઓએ "ધર્મ સભા"ની સ્થાપના કરી અને "સમાચાર ચંદ્રિકા" બહાર પાડયું. કારણ કે જૂના વિચારના હિંદુ સમાજના માણસો તેમની ઉપર ગુસ્સે થયા હતા. વળી લૉર્ડ વિલીયમ બૅન્ટીંકે સતી થવાનો દુષ્ટ રિવાજ બંધ કરવાનું ફરમાન કાઢયું હતું, અને તેમાં રામમોહનરોયે મદદ કરી હતી, તેથી સનાતનીઓ ક્રોધે ભરાયા હતા. આ બધાનો જવાબ તેમણે ઘણા પ્રભાવથી "સંવાદ-કૌમુદી"માં આપ્યો. નાવાના ઘાટ ઉપર, બજારમાં, ઘેર ઘેર, અને પોળે પોળે આ નવા અને જૂના વિચારો વચ્ચે યુદ્ધ જામ્યું.

ઇ. સ. ૧૮૨૫ માં તેમણે વેદાન્ત કૉલેજ સ્થાપી અને ઇ. સ. ૧૮૨૦ થી ઇ. સ. ૧૮૩૦ સુધીમાં ઘણાં પુસ્તકો બહાર પાડયાં. આ ઉદ્યમી પુરુષને પુસ્તકો લખવાનો આરામ કયાંથી મળ્યો હશે તે જોઇ નવાઇ ઉપજે છે!

ઇસ્ટ ઈંડીઆ કંપનીના સત્તાધિકારીઓ સમક્ષ દિલ્હીના પાદશાહની સાચી બીનાનો દાવો રજુ કરવા તેમણે ઈંગ્લાંડ જવાનું સ્વીકાર્યું. પાદશાહે તેમને "રાજા"નો ખિતાબ આપી એલચી તરીકે મોકલ્યા. ત્યાં જવામાં તેમના બે પ્રકારના હેતુ હતા. પ્રથમ સતી થવાનો રિવાજ બંધ કરવા સારુ અને બીજું ઇસ્ટ ઈંડીઆ કંપનીની સનંદ વખતે તેમણે ત્યાં હાજર રહેવાનો નિશ્ચય કર્યો હતો. અને વધારામાં ઇ. સ. ૧૮૧૫ થી ઇંગ્લાંડની કોઇ યુનિવર્સિટીમાં અભ્યાસ કરવાનો ઇરાદો સેવી રહ્યા હતા. અનુકૂળ સંજોગો મળતાં ઇ. સ. ૧૮૩૦ માં ઇંગ્લાંડ જવા ઊપડયા, અને ઇ. સ. ૧૮૩૧ ના એપ્રીલમાં ઈંગ્લાંડ પહોંચ્યા.

ઇંગ્લાંડમાં ગાંધીજીની માફક તેમને ઘણું જ માન આપવામાં આવ્યું. ત્યાંના વિદ્વાન માણસોની સાથે તેમને મિત્રાચારી થઇ. ઇસ્ટ ઇંડીઆ કંપનીએ તેમને "પબ્લીક ડીનર" આપ્યું. હિન્દની મહેસુલ પદ્ધતિ ઉપર કંપનીને કાગળો લખી આપ્યા. "હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ" વિષે, આમની સભાને કાગળો લખી આપ્યા. વિલીયમ ચોથાના અભિષેક સમયે તેઓ હાજર હતા. તેમણે ઇ. સ. ૧૮૩૨ ના "રિફૉર્મ બીલ"માં ઘણો જ રસ લીધો, અને એમ જાહેર કર્યું કે જો આ સુધારાનું બીલ નામંજુર થશે તો તેઓ ઇંગ્લાંડના સંસ્થાનમાં રહેશે નહિ અને પોતાનો વસવાટ અમેરિકામાં કરશે.

તેમણે ફ્રાન્સ દેશની મુસાફરી કરી હતી અને તે દેશના રાજા સાથે જમણ જમ્યા હતા. ઇ. સ. ૧૮૩૩ માં પાછા ઈંગ્લાંડ ફર્યા અને પાર્લામેન્ટની બેઠકમાં ભાગ લીધો, અને સતી થવાનો રિવાજ કાઢી નાખવાની વિરુદ્ધ જે અપીલો હતી તે રદ કરાવી ત્યારે તેમને

આનંદ થયો. આ જ વખતે કંપનીને નવી સનંદ મળી, અને તેમાં હિંદીઓને ઘણા હક પ્રાપ્ત થયા. ઇ. સ. ૧૮૩૩ના સપ્ટેમ્બરમાં બ્રિસ્ટલની મુસાફરીએ ઊપડયા, અને તે જ સાલમાં ત્યાં મૃત્યુ પામ્યા. તેમના છેલ્લા શબ્દો "ૐ" હતા. તેમના મૃત દેહના અવયવો ઉપર દ્વારકાનાથ ટાગોરે એક સુંદર છત્રી ચણાવી છે.

રામમોહનરૉય સ્વતંત્રતાના સાચા ઉપાસક હતા. "હું સ્વતંત્ર થવાને પ્રચ્છું છું અથવા હું બીલકુલ તેમ થવાને ઇચ્છતો નથી." એ એમનું વીરરસ ભરેલું જાહેરનામું છે. તેઓ કહેતા હતા કે "સ્વતંત્રતાના દુશ્મનો, અને જોહુકમી, જુલમ, જહાંગીરી ચલાવનારાઓના મિત્રો કદી વિજયી થયા નથી, અને ભવિષ્યમાં કદી વિજયી થશે નહિ." સર્વદષ્ટા સૂર્યની નીચે વસતા સૌથી ગરીબમાં ગરીબ મનુષ્યો ઉપર અને દરિદ્રો અને પતિતો ઉપર જેટલાં દુષ્ટકૃત્યો ગુજારવામાં આવે છે તે બધાં આપણી ઉપર જ ગુજારવામાં આવે છે" એમ આપણે સમજવું જોઇએ.

તેમણે હિંદુ મુસ્લીમ સંપ માટે પ્રયત્નો કર્યા છે. તેમણે મુસ્લીમ સંસ્કૃતિને અપનાવી હતી. મુસલમાન પાદશાહના એલચી તરીકે વિદેશમાં દેહ છોડયો. તેમણે મુસ્લીમ રાજ્યને વખાણ્યું છે. મુસ્લીમ વકીલોને સત્કાર્યા છે

તેઓ ખેડૂતોના "સરદાર" હતા. સ્થાયી જમાબંધીને લીધે જમીનદારોની સ્થિતિ સારી થઇ હતી. પરંતુ ખેડૂતો પાયમાલ થયા હતા એ ખેડૂતોની દુર્દશા દૂર કરવા સારું તેમણે ઘણા પયત્નો કર્યા હતા. તેઓએ સરકારને પણ જણાવી દીધું હતું કે જો ખેડૂતોને સુખ આપવામાં આવે, અને તેમને રાજ્યના મિત્ર તરીકે અપનાવી લેવામાં આવે, તો સરકારને આ બધું જાથુ લશ્કર રાખવાની બીલકુલ જરૂર પડે નહિ, કારણ તેઓ સરકારના દુશ્મનોની સામે સંગ્રામમાં ઉતરશે! ત્યાથી રાજાને તેની રૈયત એ લશ્કર બરોબર જ છે. રાજ્યકર્તાઓને તેઓએ દર્શાવી આપ્યું કે હિંદીઓ દુનિયાની કોઇ પણ સુધરેલી પ્રજા કરતાં બુદ્ધિ અને બળમાં બીલકુલ પાછા પડે તેવા નથી.

રાજા રામમોહનરૉય સ્ત્રીસ્વાતંત્ર્યના અને સ્ત્રી કેળવણીના હિમાયતી હતા. સ્ત્રીના સંરક્ષણથી તેઓ મરતા બચ્યા હતા; અને પોતાના વડીલબધુની એક વિધવા સતી થઈ હતી. તેઓ સ્ત્રીઓનાં દુઃખો નિવારવાને સમાજ સામે કમ્મર કસીને એક યોદ્ધા સમાન હામ બીડીને તૈયાર થયા. અંગ્રેજોએ સતી થવાનો ચાલ બંધ કરવા સારુ ઘણા પ્રયત્નો કર્યા હતા, પણ તેનું ચોક્કસ અને ઇચ્છિવાજોગ પરિણામ આવ્યું નહોતું. ઇ. સ. ૧૮૧૫ થી ઇ. સ. ૧૮૧૮ સુધીમાં ૨૩૬૫ વિધવા સ્ત્રીઓ સતી થઈ હતી. આ સતી થવાના દુષ્ટ રિવાજની સામે રામમોહનરૉયના આત્માએ બંડ ઊઠાવ્યું ને તેમાં તેઓ વિજયી થયા. એમની સામે તે વખતે કલકત્તાના ૮૦૦ માણસોએ અને ૧૨૦ પંડિતોએ ગવરનર જનરલ ઉપર અપીલ કરી હતી; અને અત્યારે જેમ અંત્યજોના—હરિજનોના હક્કો અને મંદિર પ્રવેશની સામે સનાતનીઓ પોકાર ઊઠાવી રહ્યા છે તેમ તે વખતના સનાતનીઓએ પણ ઊહાપોહ કર્યો હતો; પરંતુ આ મહાન પુરુષના પ્રયત્ન આગળ તેઓનું કંઇ ચાલ્યું નહિ.

કેળવણીની પ્રથામાં પણ તેમણે જ પહેલ કરી હતી. અંગ્રેજી કેળવણીનું દ્વાર એમણે ખોલ્યું હતું. પશ્ચિમના વિજ્ઞાનથી પૂર્વને ફાયદો થશે એવી તેમની માન્યતા હતી. તેમણે અંગ્રેજી નિશાળ પણ સ્થાપી હતી. એમના વાવેલા કેળવણીના બીજમાંથી રાષ્ટ્રીયતા અને સ્વદેશીનો જન્મ થયો છે.

છાપખાનાની અને વર્તમાનપત્રોની શરૂઆત પણ તેમણે જ કરી છે. તે વખતે બંગાળી સાહિત્યમાં ગદ્યની શરૂઆત તેમણે જ કરી છે. વિદ્વાનોની વિદ્વત્તા ભરેલી ભાષામાં લખવાનું ત્યજી દઈને સાદી અને સરલ, અને લોકો સમજી શકે તેવી ભાષામાં તેમણે લખવાનું કામ શરૂ કર્યું હતું. તેમણે રાષ્ટ્રીય સાહિત્યનો પુનરોદ્ધાર કર્યો છે. તેમણે વ્યાકરણ અને ભૂગોળનાં પુસ્તકો પણ લખ્યાં છે.

જ્યારે છાપખાનાની સ્વતંત્રતા છીનવી લેવા 'પ્રેસ એકટ' પસાર થયો ત્યારે તેઓ સુપ્રીમ કોર્ટમાં ઘણી લડાઈ લડયા હતા અને છેક પાર્લામેન્ટ અને રાજાઓ સુધી અપીલો કરી હતી. છાપાંઓમાં તેમણે ફક્ત વિવેચન કર્યાં છે એટલું જ નહિ પણ દેશના નાગરિકોને જ્ઞાન અને ગમ્મત પૂરાં પાડયાં છે. તેઓ "કૌમુદી" અને "મીરત–ઉલ–અખબાર" નામનાં પેપર ચલાવતાં હતા.

તેમણે દરેક મનુષ્યોને ચાર વિભાગમાં વહેંચી દીધા છે. (૧) જેઓ બીજાને ઠગે છે. (૨) જેઓ બીજાથી ઠગાય છે (૩) જેઓ બીજાને ઠગે છે, અને તેઓ બીજાથી ઠગાય છે. (૪) જેઓ બીજાને ઠગતા નથી અને બીજાથી ઠગાતા નથી. દરેક મનુષ્યને સામાજિક ન્યાય અને સામાજિક શાન્તિ મળવી જોઇએ, અને તે માટે સમાજનાં જૂનવાણી સ્વરૂપોના નાશ-માટે દરેક દુષ્ટ રિવાજો સામે બંડ જગાવ્યાં, અને સમાજનો સડો દૂર કર્યો.

હિંદુસ્તાનની આજની ચળવળનું સ્વરૂપ પ્રથમથી જ તેમણે ઘડયું છે. પરદેશી સત્તાના અમલ તળેથી નીકળી જઈ, ગુલામગીરીની જંજીરો તોડી નાખવાને, પોતાની સંસ્થાઓને ખીલાવવાને, ફરીથી એકવાર સ્વતંત્ર થવાને, પોતાનું ભવિષ્ય ઘડવાને અને દુનિયાની પ્રજાઓમાં પોતાનું માનનીય સ્થાન મેળવવાને, પોતાની પુરાણી કીર્તિ પ્રાપ્ત કરવાને, અને અખિલ માનવજાતની સેવાને અર્થે અને આધ્યાત્મિક ઉન્નતિ માટે હિંદ માટે તેમણે અથાગ પ્રયત્નો કર્યા છે.

તેઓ માનતા હતા કે જો મનુષ્યમાં ધાર્મિક ઐક્ય ઉત્પન્ન કરી શકાય તો માનવ હૃદયમાં સ્વર્ગીય વાતાવરણનો પ્રાદુર્ભાવ થાય છે, અને તેથી તેનામાં ભ્રાતૃભાવ જન્મે છે. તેઓના પરિશ્રમથી જ મનુષ્યોનાં દુઃખો દૂર કરવાને પ્રથમવાર જ પૂર્વ અને પશ્ચિમે સહકાર અને સંગઠન કર્યું. ગુલામગીરી જે સાલમાં નાબુદ થઇ તે જ સાલમાં તેમનો આત્મા પરમાત્મામાં લીન થયો.

હવે કોઈ ઈતિહાસકાર પ્રશ્ન પૂછે કે તેમના મરણ પછીના સો વરસોનો પ્રવાહ કયી દિશામાં વહે છે ? તો આપણે જવાબ આપીશું કે તેમણે જે વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરવા માટે પ્રયત્નો કર્યાં હતા તેનાથી ઊલટી દિશામાં અત્યારે જગતની 'સંસ્કૃતિ'નો પ્રવાહ વહી રહ્યો

છે ! હજુ હિંદમાં જાતિ ભેદ દૂર થયા નથી. હજુ સુધી જાતિ જાતિમાં સાચી એકતા આવી નથી. અરે ! આખા જગતમાં જુદી જુદી પ્રજામાં સંપ થયો નથી. શસ્ત્ર સંન્યાસની કહેવાતી વાતો પાછળ યુદ્ધના સરંજામનો હાઉ ઊભો જ રહ્યો છે. જુદાં જુદાં રાજ્યોમાં પણ જગતનાં બજારો સર કરવામાં અને તેમના હાથ નીચેની કચરાયેલી પ્રજાને લૂંટી લેવામાં જ આનંદ માને છે. અને હીટલર અને મુસોલીની જેવા પોતાની સરમુખત્યારી લઈને બેઠા છે "ગિરમિટિયા મજૂર" ના નામે ગુલામગીરી પાછી સજીવન થઈ છે, અને ગરીબો પાસેથી જોરજુલમથી કામ લેવામાં આવે છે. મધ્ય આફ્રિકામાં અને હિંદનાં દેશી રાજ્યોમાં પ્રાચીન ગુલામગીરીની ભૂતાવળો હજી ઊભી જ છે ! ધાર્મિક સહિષ્ણુતાને બદલે ધર્માંધતા ઊભી થઇ છે ! અને એક ધર્મ બીજા ધર્મની સામે એક યોદ્ધાનો પોશાક પહેરીને ઊભો રહ્યો છે !

રામમોહનરોય જે સ્થિતિ ઉત્પન્ન કરવાને જીવ્યા તેનું સ્વરૂપ કેવું વિચિત્ર થઈ ગયું છે ?. આ બધી પરિસ્થિતિમાંથી નવું જીવન ઉત્પન્ન કરવાને તેમના જીવનમાંથી આપણને નવો જુસ્સો અને સ્ફુરણા મળે તો બસ થાય એ જ આ લેખનો હેતુ છે.*

દલપતસિંહ પી. પરમાર

# ગોવા

દીવ દમણ અને ગોવા;
પોર્ચુગીઝ ને જોવા. ( રોવા )

ઉપરની કહેવતમાં કેટલાક જોવાને બદલે રોવા બોલે છે. ઘણાં વર્ષો પહેલાં ધર્મઝનૂનને લીધે સખ્તાઈ હશે ત્યારે તે શબ્દ કદાચ લાગુ પડતો હશે પણ મારી અલ્પ સમયની આધુનિક માહિતી પ્રમાણે તો રોવાને બદલે જોવા વધારે ઉચિત લાગે છે.

સને ૧૯૩૦ની સાલમાં દક્ષિણ હિંદુસ્તાન અને સિલોનનો પ્રવાસ કર્યો ત્યારે ગોવા જોવાનો વિચાર હતો; પણ તેમાં ફળીભૂત થઇ શકયો નહોતો. આ વર્ષમાં બેલગામ જવાનું થયું ત્યારે ગોવા નજીક હોવાથી તે જોવાની તક મળી. સદ્ભાગ્યે બે સદ્‌ગૃહસ્થોનાં ઓળખાણ થવાથી ગોવાને જોવા ઉપરાંત અલ્પ સમયમાં બની શકે તેટલે અંશે જાણવાનો પણ લાભ મળ્યો, અને તેથી આ લેખ લખવાની ઇચ્છા થઈ. આ બે ગૃહસ્થનો ટૂંક પરિચય અસ્થાને નહિ ગણાય. એક તો રા. મામ્ભરે વાસકોડીગામાના એડમિનિસ્ટ્રેટર ( કલેકટર ) ના હેડ કલાર્ક છે. તે સારસ્વત છે. આ પ્રદેશમાં સારસ્વતની કોમ લગભગ ગુજરાતના બ્રહ્મક્ષત્રિયની કોમને મળતી આવે છે. સંખ્યા થોડી; વિદ્યાભ્યાસ અને સાહસ વધારે, અને જાહેરમાં આગળ પડતો ભાગ લેતી એ કોમ કેનેરા અને ગોવામાં પ્રસરી બેલગામ, પૂના અને મુંબઈમાં વસી છે. અને પોતાનો મોભો જમાવ્યો છે. રા. મામ્ભરેને લેટીન, પોર્ચુગીઝ, સંસ્કૃત અને કોંકણી એ ચાર ભાષાનું સારું જ્ઞાન છે, અને આખું કુટુંબ સંસ્કારી છે.

ત્યારે બીજા ગૃહસ્થ તે, ઈડર તાબાના ટાંરોડી ગામના રહેવાશી શેઠ જીવતરામ શિવતરામની પેઢીના રા. ગણપતરામ છે. આ પેઢી આ ભાગમાં ત્રીસ ચાળીશ વર્ષોથી વેપાર કરે છે. તે ભાઇ વ્યાપારી હોવા છતાં સાહિત્ય, રાજપ્રકરણી તેમ જ બીજી પ્રગતિના વિષયોમાં સારો રસ લે છે.

## જોવા લાયક

મારમોગોવા સુધી રેલવે છે. તે રેલવે કેનેરાનાં લીલાંછમ અને ઘણાં ગાઢાં જંગલો વચ્ચે થઈને લગભગ ૩૫૦૦ ફીટની ઊંચાઇએ કેસલરોક જાય છે. ત્યાં બ્રિટીશ હદ પૂરી થાય છે, અને કસ્ટમનું નાકું છે. ત્યાંથી રેલવે લગભગ ૩૫૦૦ ફૂટ નીચે થોડા જ માઇલમાં ઉતરે છે અને તેથી ઘણી વાંકીચૂંકી અને ઘણાં બુગદાઓમાં થઇને પસાર થાય છે. પૂના કે નાશિકના ઘાટ કરતાં આ દૃશ્ય વધારે રમણીય લાગે છે. કારણ કે એ બે ઘાટ આગળ ડાંગેરનાં ખેતરો કે ખૂલ્લા ડુંગરો ઘણે ભાગે દેખાય છે, ત્યારે આ ભાગ આગળ માથેરાનના આર્ટીસ્ટ પોઈન્ટ, અગર મહાબળેશ્વરના વિલસન વૉક જેવાં લીલાંછમ ડુંગરોનો રમણીય દેખાવ દેખાય છે; અને નાળિયેર, કાજુ, સોપારી અને કેળ વગેરેના

બગીચા નજરે પડે છે. આ સુંદર દૃશ્યનું કેન્દ્રસ્થાન કૅસલરૉક અને કોલમ વચ્ચેનો દૂધ સાગર ફૉલ છે. નામ પ્રમાણે દૂધનો જ ધોધ હોય એવો તાદૃશ્ય દેખાવ દેખાય છે. અને આ ફૉલ લગભગ ઊટાકામંડના પાયખરા ફૉલને મળતો આવે છે. ફૉલના જ નામનું સ્ટેશન છે. અને ત્યાંથી ફૉલ ભાગ્યે જ પચ્ચાસવાર દૂર છે. એક સ્થળે તો ટ્રેઇન પંદર વીસ વાર જ ફૉલથી દૂર રહે છે, અને ટ્રેઇનની એક બાજુએ લગભગ બસો ફીટ ઊંચેથી પડી ટ્રેઇન નીચે થઈ બીજી બાજુ લગભગ ચારસો પાંચસો ફીટ નીચે પડી આગળ વહે છે, અને ટ્રેઇનને અહીંથી એક ટેકરા ઉપરથી તદ્દન સામી ટેકરી ઉપર જવાનું હોવાથી ઘણી જ વાંકીચૂંકી જાય છે અને તેથી ફૉલ ટ્રેઇન સાથે સંતાકુકડીની રમત રમતો હોય તે પ્રમાણે પાંચ સાત સ્થળેથી જુદી જુદી દીશામાં જુદા જુદા સ્વરૂપે દેખાય છે. ત્રણ હજાર ફીટ નીચે કૅાસમનું સ્ટેશન આવે છે ત્યાં પોર્ચુગીઝ કસ્ટમનું નાકું છે. અને પછી ટ્રેઇન બગીચાઓ વચ્ચે પસાર થઇ ચાર પાંચ માઇલ દરિયાને કાંઠે ચાલતાં એક તરફ ખાડા અને એક તરફ સમુદ્ર વચ્ચે થઇને મારમોગોવાના બંદરે જઈને અટકે છે. આ સ્થળે બંદર ઉપરાંત ખાસ જોવા લાયક સ્થળ તો ફક્ત એક ટેકરા ઉપરનું એરોડ્રોમ છે. તે હિંદુસ્તાનમાંના સારા એરોડ્રોમ પૈકીનું એક છે; અને ત્યાંથી સમુદ્ર, ખાડી, વન, વગેરેનું સુંદર દૃશ્ય જોવાનું મળે છે.

મારમોગોવાથી આશરે પાંચ માઇલ પહોળી ખાડીને સામે કાંઠે પંઝીમનો ટાપુ છે. તેમાં ગોવાની રાજધાની છે. ખાડી ઓળંગવાને માટે નિયમસર સ્ટીમલોંચ આવજા કરે છે. પંઝીમમાં પ્રથમ તો તેની સ્વચ્છતા નજરે તરી આવે છે. અને તેમાં બેઠી બાંધણીનાં સાદાં પણ સ્વચ્છ મકાનોથી વિશેષતા લાગે છે. પંઝીમ આગળ બીજી ખાડી છે, અને ત્યાં પણ મુંબઈ અને બીજાં બંદરો સાથે નાનાં બારકસો સાથે થઈ શકે તેવો વેપાર સારો ચાલે છે. ત્યાં આસરે દસ પંદર ગુજરાતીઓની પેઢીઓ છે. અને ઉપરાંત થોડા ખોજાની પણ વસ્તી છે.

ગોવામાં ખાસ જોવા લાયક તો પશ્ચિમથી ત્રણેક માઇલ દૂર આવેલાં રોમન કૅથોલીકનાં ત્રણ દેવળો છે. પોર્ચુગીઝના રાજ્યની શરૂઆતમાં અને તેમની જાહોજલાલીમાં આ દેવળો બંધાયલાં છે; એટલે ઘણાં વિશાળ અને શોભાયમાન લાગે છે. મુખ્ય ખંડ લંબાઈ પહોળાઈ અને ઊંચાઇમાં ઘણો જ વિશાળ હોય છે, અને સામે ક્રાઇસ્ટના વધસ્થંભની આકર્ષક મૂર્તિ હોય છે અને આજુબાજુ આપણાં મંદિરોમાં હોય છે તે પ્રમાણે ક્રાઇસ્ટના જીવનના પ્રસંગોની મૂર્તિઓ હોય છે. આ ખંડના મુખ્ય ભાગને સોનેરી ઘોળ ચડાવેલો હોય છે. એક દેવળમાં પ્રાર્થના થતી વખતે અમારે જવાનું થયું હતું. ત્યાં દીપ, ધૂપ, કથા, કીર્તન ઓરગન સાથે થતાં જોયું. આપણાં કેટલાંક મંદિરોમાં થાય છે તેને કેટલેક અંશે આ મળતાં હતાં.

દરેક દેવળમાં પાદરીઓને રહેવાને સવડ કરેલી હોય છે અને સાધ્વીઓને માટે રહેવાનું સ્થાન અને દર્શન વગેરેની સગવડ સ્વામીનારાયણના મંદિરની વ્યવસ્થા પ્રમાણે સ્ત્રી અને પુરુષોથી અલગ અલગ હોય છે. પહેલાં જ્યાં એક હજાર સાધુઓ રહેતા ત્યાં હાલ ત્રીસ છે, અને સાધ્વીઓ તો જોવામાં આવી નહિ રા. મામ્બ્રેની ઓળખાણને લીધે દરેક દેવળમાં બીશપ પોતે બતાવવા આવતા, તેથી જોવાનું અને જાણવાનું ઘણું મળ્યું. પ્રીસ્ટ, બિશપ, કારડિનલ, અને ડેલીગેટ, એ ચાર સાધુઓના વર્ગ છે, અને તે સ્વામીનારાયણ

સંપ્રદાયના પાળા, સાધુ, બ્રહ્મચારી, અને મહંતને થોડે અંશે મળતા આવે છે. વીગતો બાદ કરીએ તો આ દેવળોની યોજના કેટલેક અંશે બુદ્ધ મઠોને મળતી આવે છે. તેમાં પણ સાધુઓને રહેવાની સવડ અને પ્રવચન વગેરેને માટે એક મોટા ખંડની સવડ હોય છે, જેમાં ક્રાઇસ્ટના વધસ્થંભની જગોએ ઘણેભાગે સ્તુપા હોય છે, અને આસપાસ બુદ્ધના જીવનના પ્રસંગોની મૂર્તિઓ હોય છે. કેથોલીક દેવળો વિશાળ અને આકર્ષક અને કંઈક વૈભવી લાગ્યાં, ત્યારે બુદ્ધના મઠોમાં સાદાઇ અને કળા દેખાયાં. ઘણેભાગે તે સ્થળોનું કુદરતી દસ્ય ઘણું રમણીય હોય છે; જ્યાં ત્યાં સાદાઇ, સવડ અને કળા તેમ જ સૃષ્ટિ-સૌંદર્યનો સુંદર સમન્વય દેખાય છે. સ્થાનિક માન્યતા એવી છે કે આ સ્થળે હિંદુઓનાં મંદિરો હતાં. દરેક દેવળોમાં નાનું મ્યુઝિયમ હતું અને તેમાં હિંદુ દેવળોના અવશેષો દેખાઇ આવતા. હિંદુઓમાં દેવદેવીઓને તે વખતે દૂર જંગલમાં લઈ જવાં પડયાં હતાં, અને તે સ્થળે હાલ ઘણાં સુંદર દેવાલયો થયેલાં છે.

થોડાં વર્ષ ઉપર સંત ફ્રાન્સિસના અવશેષોનું દર્શન કરવા નિમિત્તે ઘણો મોટા જનસમૂહ આ સ્થળે એગો થયો હતો.

જૂના ગોવાથી લગભગ વીસ માઈલ સુધીમાં મંગેષ, મહાબળા, મહાલક્ષ્મી, નાગેષ, શાન્તાદુર્ગા, રામનાદ એલંગી વગેરે હિંદુઓનાં મંદિરો આવેલાં છે. આ આખે રસ્તે નાળિયેર, કાજુ, કેળ. સોપારીના બગીચામાં થઈને જ જવાનું હોવાથી એલેપ્પી અને ક્વીલોનની વચ્ચે જોવામાં આવે છે તેવું કુદરતી સુંદર દસ્ય છે. અને સમુદ્રની નજીક પણ કંઈક ઊંચાણમાં અને બગીચા ને વનની વચમાં આ સ્થળો આવેલાં હોવાથી ત્યાં ઠંડક રહે છે; અને પંઝીમ કરતાં હવા સારી લાગે છે. ઝરણનાં પાણી, પણ પીવામાં સારાં ગણાય છે; અને લગભગ દરેક સ્થળે રહેવાની સવડ હોય છે, તેથી ઉનાળામાં હવાફેર માટે ઘણાં માણસો આવીને રહે છે. આ રહેવાની સવડ મંગેષ અને શાન્તાદુર્ગામાં સારી અને ઘણા પ્રમાણમાં જોવામાં આવી. દરેક સ્થળે ભટજી હોય છે. અને તેથી જમવાની સવડ કરવામાં અડચણ પડતી નથી. આ મંદિરોની બાંધણી દક્ષિણનાં મંદિરોને મળતી આવે છે. પણ તેના જેટલી કારિગીરી હોતી નથી. સાધારણ રીતે પહેલાં માનસરોવર, પછી કોટ, કોટને અડીને ઊતરવાની સારી ધર્મશાળા, પછી ખૂલ્લો ચોક અને મંદિરમાં પ્રવેશ કરતાં પ્રથમ કીર્તન મંડપ ને પછી ઊંડાણમાં માતા કે મહાદેવની મૂર્તિ હોય છે. અખંડ એકસરખી દીપમાળા કરવાનો વહીવટ જણાય છે. અને દરેક સંસ્થાની આવક સાધારણ રીતે સારી હોય છે; અને તેની વ્યવસ્થા પંચ મારફત થાય છે. આ પૈકીના એક મંદિરનો તો એક પારસી ગૃહસ્થે તેમની તબિયતને તે સ્થળે લાભ થવાથી એક લાખ રૂપિયા ખર્ચ કરી જીર્ણોદ્ધાર કર્યો છે.

### જાણવા લાયક

ગોવા સંસ્થાનની વસ્તી આશરે પાંચ લાખ માણસની છે. તે પૈકી અડધી વસ્તી ક્રિશ્ચનની છે. અને અડધી બીજી છે મુસલમાનોની વસ્તી પણ થોડી છે. શરૂઆતમાં રાજ્યમાં ધર્મઝનૂનને લીધે ઉપવિત કંઠે ધારણ કરી શકાતું નહોતું અને કમ્મરે રાખવું પડતું અને બધાને ઊભી લાલ ટોપી પહેરવી પડતી પણ હાલ તો સમદષ્ટિ છે, અને કોમીવાદ નથી, એમ કહી શકાય. સાર્વજનિક રસ્તાઓનો સૌ સરખો ઉપયોગ કરે એ સિદ્ધાંતે મસીદ પાસે પણ વાજાં બંધ કરવાં પડતાં નથી, અને નોકરીને અંગે પણ કોમીવાદ

લગભગ નહિ જેવો જ છે. જો કે બ્રિટીશ ઈન્ડીઆમાં જેમ ઇગ્લાંડની પદવીને માન અપાય છે તેમ આ સંસ્થાનમાં પણ પોર્ચુગીઝ પદવીને માન આપવામાં આવે છે.

ઉત્પન્નના પ્રમાણમાં જમીનનો આકાર ભારે નથી. સામાન્ય રીતે ઉત્પન્નનો અડસટ્ટો કાઢી તેમાંથી નીમે ભાગ ખર્ચ પેટે બાદ આપી બાકીના ભાગના દસમા ભાગ જેટલો આકાર હોય છે. અને ઠરાવેલા આકારથી અસંતુષ્ટ થાય તો અરજી કરવાથી અરજદારનો એક માણસ, મહેસુલીખાતાનો એક માણસ અને એક જજ એ ત્રણેની કમિટી નીમી નિકાલ કરવામાં આવે છે. એટલે અસંતોષ થવાનું કારણ રહેતું નથી.

જમીનમહેસુલ, કસ્ટમ, આબકારી, અને લાયસન્સ ફી એ સિવાય સામાન્ય રીતે બીજા કર નથી. ઇન્કમટેક્ષ પણ નથી. મ્યુનિસિપલ ટેક્ષ પણ નથી. સરકાર તરફથી મ્યુનિસિપાલિટીને લગભગ લાયસન્સ ફી જેટલી ગ્રાન્ટ આપવામાં આવે છે.

ફોજદારી અને દીવાની કાયદો બધી વસ્તીને એક જ રીતે લાગુ પડે છે. ફક્ત હિંદુઓને બીજી સ્ત્રી કરવાનો અને દત્તક લેવાનો રિવાજ સ્વીકારવામાં આવ્યો છે. છોકરીઓને પણ છોકરાઓના જેટલો વારસાનો હક્ક હોય છે અને પોતાના પતિની મિલકતમાં સ્ત્રીનો અડધો ભાગ સ્વીકારવામાં આવેલો હોવાથી મિલકત સંબંધી દસ્તાવેજમાં સ્ત્રીની સહીની જરૂર હોય છે.

ક્રિશ્ચનોની માફક હિંદુઓ પણ ઘણે ભાગે માંસાહારી હોય છે. અને ખાસ સૂચના આપવામાં ના આવી હોય તો બહારથી આવેલા મહેમાનને પણ માંસાહારી છે એમ માની લેવામાં આવે છે. જેવી રીતે અન્ય સ્થળે માણસો કેળાંની લૂમો લઈ ને જતાં જોવામાં આવે છે તેવી રીતે આ પ્રદેશમાં લાલ લીલાં રંગીન માછલાંની લૂમો લઈને જતા જોવામાં આવે છે, અને તેનો ભાવ લગભગ ૭ આને ડઝનનો હોય છે.

ક્રિશ્ચનોમાંથી હિંદુઓનો રિવાજ તદ્દન નાબુદ થયો નથી. મરેલાં માણસની પાછળ પહેલો માસિયો મોટો ગણી ધાર્મિક અને જમણની ક્રિયા કરવામાં આવે છે. અને એવી જ રીતે વર્ષી પણ કરવામાં આવે છે. સાધન અને સવડ હોય તે બીજા માસિયા પણ કરે છે. પહેલાં ક્રિશ્ચનોની એક જ કોમ ગણાતી અને રોટી અને બેટીનો વ્યવહાર ભેદભાવ વિના થતો હતો. હવે રોટી વ્યવહારનો તે જ નિયમ કાયમ રહી, બેટી વ્યવહારમાં અસલ હિંદુની નાત પ્રમાણે ભેદભાવ થતો આવે છે. લિંગાયતમાં પણ આ જ પ્રમાણે થયું છે.

રાજ્ય તરફથી ફક્ત પોર્ચુગીઝ ભાષાની પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે. લગભગ તમામ વસ્તીની માતૃભાષા અપભ્રંશ થયેલી મરાઠી-કોંકણી છે. તેની પ્રાથમિક કેળવણીને માટે પણ રાજ્ય તરફથી કંઈ વ્યવસ્થા થતી નથી. કોંકણી શાળાઓ લોકો પોતાને ખર્ચે ચલાવે છે. આ મોટી અગવડ છે. રાજ્યભાષા પોર્ચુગીઝ છે.

નિકાસ વેપાર થોડે ભાગે કાજુ, સોપારી, અને મોટે ભાગે નાળિયેરનો છે. થોડા વખતથી કાજુનો વેપાર એક અમેરિકન બાઈએ લગભગ એકહથ્થુ કર્યો છે. નાળિયેરના સેપા, કીટક, અટક, અને પાણીઆ એવા ચાર વર્ગ પાડવામાં આવે છે. સેપા ઘણા નાના હોય છે અને તેનો ઉપયોગ ઘણે ભાગે મારવાડમાં બંગડીઓ બનાવવામાં થાય છે.

એકંદરે સ્થળ રમણીય અને સ્વચ્છ છે, અને લોકો એશઆરામી અને સુખી છે. બજાર બપોરે બારથી ચાર લગભગ બંધ હોય છે.

શાન્તા કવિ

# તૂટેલી ચંપલને

[ ગઝલ ]

પા રતલની પ્રિયા માહરી ઓ ચિલ્લાતી,[1]
નથી તું કેમ આજ કોઈ રીતે મનવાતી ?
પડી તું ગિલ મહીં, છે મારે જવું મેહફિલમાં
હરીફો દોસ્ત તણી ખુશીઓથી ઊભરાતી:
રોકી રાખ્યો તેં મને રાહ તણી અધવચમાં,
ના છોડે તું મને, યા નહીં તું છોડાતી !
હતી પળવાર ઉપર મસ્ત તનદુરસ્તીમાં,
નાખુશીની બિના તાહરી ન સમજાતી;
થઇ તને શું ગયું, હાય, યકાયક આંહીં ?
જરા જોવા દે મને છાતી તારી છીનવાતી:
તહીં મજલિસની મહીં માહરી સના[3] થાતી,
મગર બાઝાર મહીં માહરી ગિબત[4] થાતી !
અશક્ત એકલી મંઝિલ[5] તરફ જવા માટે
ક્યાં છુપાવું તને ? સુંદરી ઓ શરમાતી !
પરી, પાંખો વગરની ! બેબદલ, પતીલ કેરી,
રહી છે કેફ મહીં મારા કરકસર જાતી !

—પતીલ

# ભિન્ન ભિન્ન દેશોના ગ્રામજીવનની સરખામણી

[ ભાગ ૧ લો ]

## ગ્રામજીવનનું મહત્વ

આપણે આપણા ગ્રામજીવનની મહત્તા કદી પણ વિચારી નથી. ગામડાનું એટલે અજ્ઞાન, ગંદુ, ત્યાજ્ય, ક્ષુલ્લક અને મુર્ખ એવી કાંઇક ભાવના શિક્ષિતોના હૃદયમાં રહેલી હતી. ધનવાનો શહેરોમાં જીવન ગુજારી ત્યાં જ પોતાના ધનથી એશઆરામ ભોગવતા હતા—અને ભોગવે છે. તેમને ગામડામાં જવું એ જીવતા નરકમાં પડવા સરખું લાગે છે. શિક્ષિતો પણ એ પ્રદેશમાં-મેલા, ગંદા, અજ્ઞાન-જવાનું પસંદ કરતા નથી. સદ્‌ગત દેશબંધુ દાસે Back to the villagesની બાંગ પુકારી ત્યારે શિક્ષિતોનાં પડળ ઊઘડયાં. શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે શાન્તિનિકેતન અને શ્રીનિકેતનની શાળાઓ કાઢી ગ્રામજીવનની મહત્તા સ્થાપી. વાનપ્રસ્થાવસ્થામાં આપણા દેવર્ષિઓ, રાજર્ષિઓ, બ્રહ્મર્ષિઓ જે શાંત વાતાવરણવાળું વનજીવન ગુજારતા તે પણ શાંત ગ્રામજીવનના બીજરૂપે હતું. યુરોપમાં વાનપ્રસ્થો હજી તેમ જ કરે છે. જુદા જુદા દેશોના અને આપણા જુદા જુદા પ્રાંતોના ગ્રામજીવનની સરખામણીથી આપણી ઊણપો ધ્યાનમાં આવી જશે. હિંદની અંદરનો અનુભવ મેં જાતે ફરીને મેળવ્યો છે. હિંદ બહારનો અનુભવ મિત્રો અને પુસ્તકો પાસેથી મેળવ્યો છે.

## ઇંગ્લાંડનાં ગામડાં

ઇંગ્લાંડનાં ગામડાં સ્વચ્છતાની દૃષ્ટિએ ખૂબ ચડે. મારા ઘણા મિત્રોએ ઇંગ્લાંડના ગ્રામવાસની ભારે સ્તુતિ કરી છે. જો એ ગામડાં સાથે રેલવેનો સંબંધ નથી હોતો તો મોટર બસોનો સંબંધ જરૂર હોય છે. એ ગામડાંને શુદ્ધ જળ પૂરું પાડવાની સારી વ્યવસ્થા કરેલી હોય છે. સારા રસ્તાઓ બાંધેલા હોય છે. ગામડાંઓમાં ટેલીફોનનો સંબંધ જોડેલો હોય છે. લગભગ દરેક ગામડાના વતનીઓ છાપાં વાંચે છે. તેમનાં ઘરો સગવડવાળાં અને હવાઉજાસવાળાં હોય છે. ઘણાં ઘરો પાસે નાના બગીચા પણ હોય છે. નાનાં ગામડાં પણ મ્યુનિસિપાલિટી ધરાવે છે. બાળકોના શિક્ષણ માટે રાજ્ય તરફથી સુપ્રબંધ થયેલો હોય છે. બાળકોની રમતગમત માટે પણ રાજ્યે અથવા પ્રાંતિક સત્તાએ પ્રબંધ કરેલો હોય છે. વાનપ્રસ્થોના નિવાસને લીધે રેડીઓ, સંગીત વગેરેની સગવડ થઈ શકે છે. ગામના મંદિરમાં સંગીત સાથેના ભજનોનો પ્રબંધ હોય છે. સ્વતંત્ર ઇંગ્લાંડનાં એ સ્વતંત્ર, ગુલાબી ગાલોવાળાં બાળકો ગ્રામજીવનના શણગારરૂપે શોભે છે. દરેક ગામડામાં તાર ટપાલની સગવડ પણ કરેલી હોય છે. ગામડાંનું જીવન ઉલ્લાસ સ્ફુર્તિમય હોય છે. સહકારી ભંડારો, સહકારી વેચાણ મંડળીઓથી ગ્રામજીવન સંકલિત કરવામાં આવ્યું હોય છે. રસ્તાઓની સ્વચ્છતા તો ભારે સુંદર હોય છે. ત્યાંના ખેડૂતો ગામમાં રહેતા નથી. ઘણુંકરી વિશાળ ખેતરોમાં તેમનાં મકાનો ( farm cottages ) જુદાં જ હોય છે. ગામવાસીઓને વિનોદ અને રમતગમતનાં સાધનો પણ પ્રમાણમાં મળતાં હોય છે. આમ ગામડાંના વતનીઓ આખા જગતની ખબરો રાખે છે.

## અમેરિકાનાં ગામડાં

અમેરિકામાં તો છેલ્લામાં છેલ્લી શોધો પણ ત્યાંના ગામડાંમાં દાખલ થઈ ગઈ છે. રેડીઓના ઉપયોગથી ગામવાસીઓને જગતભરનું સંગીત, જલસાઓ અને મહાપુરુષોનાં ભાષણો સાંભળવાનો લાભ મળે છે. ઘણાખરા ગામવાસીઓ ટેલીફોન રાખે છે. દરેક ગામડાંમાં ઘણાઓની પાસે પોતાની માલિકીની મોટરો હોય છે. ઇલેક્ટ્રીસિટી પણ ગામડાંમાં દાખલ થયેલી છે. રાત્રીનો અંધકાર ટાળવા સિવાય વિદ્યુતપ્રવાહ રસોઈ ગરમપાણી, વગેરે કામમાં આવે એટલો સસ્તો આપવામાં આવે છે. ઘણાંખરાં ઘરોમાં રેડીઓની સગવડ પણ હોય છે. સ્ત્રીઓ અને પુરુષો બન્નેના પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણ માટેનો પ્રબંધ પણ ત્યાં કરેલો હોય છે. રેડીઓદ્વારા કોઇપણ વિષય ગામડામાં બેઠેબેઠે શીખી શકાય છે. અમેરિકામાં પણ ગામડાંમાં ખેડૂતોનો નિવાસ હોતો નથી; પરંતુ તેમનાં પોતાનાં ખેતર ( farms ) ઉપર હોય છે. ગામડાંમાં અનેક જાતની સહકારી સોસાયટીઓ હોય છે. અનેક જાતની વીમા કંપનીઓ વિવાહ, પગાર, અકસ્માત, શિક્ષણ વગેરેનાં જોખમ લે છે. અમેરિકાનું ગ્રામજીવન બહુ મોંઘું અને ઉચ્ચ છે. જે સાધનો હિંદના ધનવાનોને મળતાં નથી તે અમેરિકામાં ગામડાંના વતનીઓને સહજ છે. મજૂરી પણ દરરોજ ચારપાંચ ડોલરથી ઓછી મળતી નથી. વર્તમાનપત્રો એ અમેરિકાના ગ્રામજીવનનો મુખ્ય ભાગ છે. રાજ્યતંત્રના સહકારથી ગામડાંનો વિકાસ બહુ જ સુંદર રીતે કરેલો હોય છે. કુદરતની દરેકે દરેક વસ્તુને મનુષ્ય પ્રયત્નોથી ગામડાની શોભારૂપે ફેરવી નાખેલી દેખાય છે.

## સ્વીટ્ઝરલેંડનાં ગામડાં

સ્વીટ્ઝરલેંડનાં ગામડાંનાં ભારોભાર વખાણ તો મિત્રોની પાસેથી સાંભળ્યાં છે. ત્યાંનાં ગામડાં એટલે નંદનવન–ચારે તરફ બરફની હારમાળાની વચ્ચે સુંદર વનસ્પતિઓથી ઘેરાયલાં સ્વીટ્ઝરલેંડનાં ગામડાં આરોગ્ય, સ્ફુર્તિ, ચેતન અને સારાં હવાપાણી માટે જગતમાં પ્રખ્યાત થયાં છે. સ્વતંત્રમાં સ્વતંત્ર પ્રજાસત્તાક દેશમાં, ખડતલ, સુંદર અને દૃઢ શરીરવાળા ત્યાંના રહેવાસીઓએ કુદરતનાં સારામાં સારાં સ્થાન ઉપર બહુ જ ચતુરાઈથી ગામડાં બનાવ્યાં છે. અમેરિકાનાં ગામડાં જેટલી ત્યાં સમૃદ્ધિ કે સગવડોની જરૂર નથી; પણ સુંદર હવાપાણી, સ્વચ્છતા, કુદરતી સૌંદર્ય અને કળામાં સ્વીટ્ઝરલેંડનાં ગામડાં જરૂર સરસાઈ ભોગવે. યુરોપના હજારો શોખીન પ્રવાસીઓ આ ગામડાંની સહેલગત ચાખી આનંદમાં મહાલે છે. સ્વીટ્ઝરલેંડનાં ગામડાંના વતનીઓ ભારે ઉદ્યોગી છે. ત્યાં નાનાં મોટાં ઘડિયાળોનાં કારખાનાં છે. પરંતુ ઘડિયાળો ગૃહઉદ્યોગ તરીકે બનાવાય છે. ઝવેરાત અને આભૂષણો પણ સ્વીટ્ઝ પ્રજા બનાવે છે. નિયમિતપણું, તંદુરસ્તી, દીર્ઘજીવન, અને ચેતનમય જીવન એ ત્યાંના ગામડીઆઓની વિશેષતા છે. એક જ પ્રજા એટલે સંપ પણ ભારે છે.

## જર્મનીનાં ગામડાં

જર્મન ગ્રામવાસીઓ કેળવણીમાં ખૂબ આગળ વધેલા છે; તેમ જ લશ્કરી શિક્ષણ ફરજિયાત હોવાથી દરેકે દરેક ગ્રામવાસી લશ્કરી તાલીમ પામેલો હોય છે. કેમ્પજીવનની સાદાઇ, કઠોરતા અને ક્વાયત તેના જીવનમાં ઊંડાં ઉતરેલાં હોય છે. જર્મન પ્રજા ઔદ્યોગિક

પ્રજા છે, એટલે એના ગ્રામવાસીઓ પણ કારખાનાંમાં કામ કરી વિચક્ષણ કારીગરો થઈ જાય છે. સ્વચ્છતામાં પણ જર્મનો બહુ આગળ વધ્યા છે. એ પ્રજામાં સાયન્સનો પણ અજબ શોખ છે. ગ્રામવાસીઓ ચેતનવંતા છે, એટલે પ્રતિકૂળ સંજોગોમાં પણ વારંવાર નવજીવન મેળવે છે. રાજદ્વારી ક્ષેત્રમાં વારંવાર પછાત પડયા છતાં પણ જર્મન પ્રજા બહાદુર પ્રજા છે. તેના ગ્રામવાસીઓ યુરોપની બીજી પ્રજાઓની સરખામણીમાં વધારે વિનયી, બળવાન અને ઉદ્યોગી હોય છે. જરમન ગામડાંની સ્ત્રીઓ પણ નિડર, કેળવાયેલી ઘરરખુ અને સ્વતંત્ર હોય છે. જરમન ગામડાં સ્વચ્છ અને વ્યવસ્થાસર બાંધેલાં હોય છે. સુંદર બગીચા એ જરમન ગામડાંની ખાસ વિશેષતા છે.

## રશિયાનાં ગામડાં

ઝારના વખતનાં રશિયાનાં ગામડાં હિંદની પેઠે ગંદાં, દરિદ્રી, દુઃખી અને અળખામણાં હતાં. રાજ્યવિપ્લવ થયા બાદ સોવીએટે ગામડાંમાં મોટું પરિવર્તન કરી મૂકયું છે. એકેએક ગામડાંના વતનીને ‘ હું પણ રાજ્યનો ભાગીદાર છું ’ એવી અસ્મિતા જન્મી છે. રાજ્યના સહકારથી, દબાયલો, હીણો અને નિષ્પ્રાણ ગ્રામવાસી હવે રશિયામાં મળવો મુશ્કેલ છે. નિયમિત કલાકો કામ, નિયમિત આહારવિહાર, નિયમિત મોજશોખ, એ હવે ત્યાંના ગ્રામવાસીઓની વિશેષતા થઈ પડી છે. અસ્વચ્છતાને ઠેકાણે સ્વચ્છતા આવી છે, જુલમ અને ગુલામીને ઠેકાણે મનુષ્યત્વ અને સ્વતંત્રતા આવ્યાં છે. સ્ત્રીઓએ પણ સ્વમાન અને સ્વતંત્રતા મેળવ્યાં છે. બાળકોએ પણ શહેરી તરીકે હક્કો મેળવ્યા છે. બાળકો રાજ્યની મિલકત ગણાય છે. તેમને માટે શિક્ષણ, રમતગમત વગેરેની યોજના થઈ છે. બાળકોની ક્લબો, ન્યાયમંદિરો સ્થાપવામાં આવ્યાં છે. ગ્રામવાસીઓને શરીરસંપત્તિ આરોગ્ય અને સ્વચ્છતાની અગત્ય સમજાવવામાં આવી છે. ગ્રામજનોને જમીનદાર, રાજ્યાધિકારી અને ધર્મગુરુ એ ત્રણેની પકડમાંથી છોડાવવામાં આવ્યા છે. રશિયાએ સાયબિરિયામાં પણ ગ્રામસુધારણા દાખલ કરી દીધી છે.

## જાપાનીઝ ગામડાં

હું જાપાનીઝોના સમાગમમાં આવ્યો છું. એ એક અતિ સ્વચ્છ અને વિનયિ પ્રજા છે. મારા મિત્રો જાપાનીઝોના એ સ્વાભાવિક ગુણો માટે મુક્ત કંઠે વખાણ કરે છે. જાપાન એ કર્મભૂમિ છે. ગામો નાનાં નાનાં પણ સ્વચ્છ, લાકડાનાં બનાવેલાં ઘરોથી ભરેલાં છે. ગરીબ જાપાનીઝનાં ઘરો અંદર રંગબેરંગી કાગળો સફાઈથી ચોડીને ભારે દેખાવડાં બનાવેલાં હોય છે. જે થોડો ઘણો સામાન એ ઘરોમાં હોય છે તે પણ બહુ સાફ અને સારી રીતે ગોઠવેલો હોય છે. જાપાનીઝો વિશેષતઃ ચોખા અને માછલી ખાય છે; પરંતુ એમની ખાવાની રીત અને સ્થળ બહુ સફાઈદાર હોય છે. યુરોપિયનોનાં ઘરો સફાઈદાર હોય છે. પણ રસોડાં ગંદાં અને અસ્વચ્છ હોય છે. પરંતુ જાપાનીઝોનાં રસોડાં પણ સફાઈદાર જોવામાં આવે છે. નાના શાકપાનના બગીચા પણ ભારે સફાઈદાર રાખેલા હોય છે. વિનય તો જાપાનીઝો ગળથુથીમાંથી જ લઈને જન્મ્યા છે. એમનો એક જ ધર્મ અને તે દેશભક્તિ છે. બાળકોને પણ મોટામાં મોટું વ્યસન દેશદાઝનું છે. જાપાનીઝ સ્ત્રીઓ પણ બહુ ચતુર હોય છે. મારા એક મિત્ર કહેતા હતા કે આપણી મીઠાઈ બનાવતાં ત્યાંની સ્ત્રીઓ તરત શીખી જાય આપણા

કરતાં પણ સારી મીઠાઇ બનાવે છે. જાપાનનાં ગામડાં રેશમ, દિવાસળી ગંજીફાક મોજાં વગેરે ગૃહઉદ્યોગોનાં કારખાનાં છે. જાપાનીઝ મિલો એટલે નાનાં નાનાં સ્વચ્છ ગામો; જાપાનીઝ ખેતી એટલે જગતની સર્વશ્રેષ્ઠ ખેતી; જાપાનીઝ બનાવટની વસ્તુઓ એટલે સુંદર, સુઘડ, સસ્તી અને ક્ષણભંગુર ચીજ. મૂડી અને મજૂરી વચ્ચે વૈમનસ્ય નથી. સસ્તી મજૂરી, ચોખ્ખાઈ, સરસ નકશ, અને સંતોષીપણું એ જાપાનીઝ મજૂરોની વિશેષતાઓ છે.

## ચીનનાં ગામડાં

ચીન બહુ ગીચ વસ્તી વાળો દેશ છે. જેટલાં જાપાનીઝ ગામડાં સ્વચ્છ છે તેટલાં જ ચીનનાં ગામડાં મલિન છે. હિંદ અને ચીન પ્રાચિનમાં પ્રાચિન સંસ્કૃતિ ધરાવે છે, છતાં તેમાં હજારો વર્ષોની ગંદકી પણ મળી ગઈ છે. ચીનનાં ગામડાંમાં સરખા રસ્તા નથી. ઘરો નાનાં ને સરખી હવાઉજાસવાળાં નથી. વસ્તીનો મોટો ભાગ તો નદી અને સમુદ્રમાં નાનાં વહાણોમાં વસે છે. દુકાળ અને મોટી રેલો તેમજ રોગોથી ગામડાંને જરૂરી રક્ષણ મળતું નથી. હજારો અને લાખો માણસો આવા અકસ્માતોથી યમસદનના પરોણા બને છે. અફીણરૂપી મહારાક્ષસે ચીનનાં ગામડાંમાં પણ પોતાનો અમલ જમાવ્યો છે. ચીનમાં આંતર તેમ જ બાહ્ય વિગ્રહો સતત ચાલુ રહેતા હોવાથી ગામડાંનું નવજીવન થતું નથી. એક ભાષા, સ્પર્શાસ્પર્શનો અભાવ, ધર્મઝનૂનની ગેરહાજરી, હુન્નરી મનુષ્યો, અને પ્રાચિન સંસ્કૃતિ, ચીનાઓને ઉન્નતિ આપી શક્યાં નથી, તેનું મુખ્ય કારણ નવીનતા અને પ્રગતિ સામેનો ચીનાઓનો વિરોધ છે. ચીનાઓ પ્રણાલિકાભંગને સહન કરી શકતા નથી. ચીનાઓ ઉત્તમ ખેતી કરે છે, પરંતુ ગીચ વસ્તીને લીધે જમીનના નાના નાના ટુકડા પેટ પૂરતું પણ આપી શકતા નથી. ચીનનાં ગામડાં સ્વચ્છતા, સુઘડતા અને તંદુરસ્તીના ધોરણમાં ઉતરતાં જણાય છે. ગ્રામવાસીઓ સર્વભક્ષી એટલે સર્પો અને જીવજંતુ ખાઈ જાય છે. ખેતીને માટે મનુષ્યની વિષ્ટા અને મુત્રનો સંગ્રહ ગામડાંને દુર્ગંધનાં મૂળ બનાવી દે છે. બાળઉછેર, બાળશિક્ષણ અને સ્વચ્છતાની ગેરહાજરી જોવામાં આવે છે. ચીનના ગ્રામવાસીઓ જૂની સ્વચ્છતાની ધરેડ ઉપર ચાલ્યા જાય છે.

## બ્રહ્મદેશનાં ગામડાં

બ્રહ્મદેશ કુદરતની બક્ષીસવાળો દેશ છે. ત્યાંની પ્રજા પણ શોખીન છે. ત્યાંનાં ગામડાં કુદરતની મનોહરતાથી વિંટળાયલાં હોય છે. ગામની બહાર શ્રી બુદ્ધમંદિર અને સાધુઓના મઠ હોય છે. એ સ્થાનો અને શ્રી બુદ્ધમંદિર બહુ સ્વચ્છ અને સુંદર રીતે બનાવેલાં હોય છે. ત્યાંની પ્રજા મંદિર ઉપર બહુ પૈસા વાપરે છે; મંદિર બનાવવામાં મોટો ધર્મ માને છે. તેથી દરેક ગામડામાં એક મંદિર અને સાધુઓના મઠો હોય છે. ત્યાંના દરેક વતનીને એક વખત બુદ્ધ સાધુ શરૂઆતમાં ફરજિયાત થવું પડે છે. મંદિરમાં ધર્મની કેળવણી લઇ પાછો ગૃહસ્થ બને છે. બ્રહ્મદેશનાં ગામડાં વનસ્પતિથી અને ખેતરોથી વિંટળાયલાં હોવાથી બહુ સુંદર લાગે છે. હિસાબકીતાબ, સોદા, વેપાર સર્વે સ્ત્રીઓ જ કરે છે. પુરુષો આળસુ હોવાથી ઘરનું કામ કરે છે. ખેતી જો કે પુરુષો કરે છે; પરંતુ લેવડદેવડ, અનાજ વેચવું, કપડાં લેવાં નાણાંવ્યવસ્થા વગેરે સ્ત્રીઓ સંભાળે છે. ખેતરને લણવા અને મજૂરીનું કામ કરવા દર વરસે હજારો મજૂરો મદ્રાસ ઇલાકામાંથી મંગાવવામાં આવે છે. બ્રહ્મદેશવાસી પોતે આળસુ છે

એટલે મજૂરીને પસંદ કરતો નથી. સ્ત્રીઓ બહુ ચંચુર હોય છે. સુઘડતા ઠીક જાળવે છે. લગભગ દરેક સ્ત્રી સુઘડ વસ્ત્રો પહેરી, રેશમનો દુપટ્ટો ગળામાં નાંખી, વેણીમાં ફૂલો ગુંથી દેવળમાં પૂજા માટે જાય છે. સ્ત્રીઓ ઘણીખરી ભણેલી હોય છે. ઘણી સ્ત્રીઓ કાનમાં હીરા પહેરે છે. બ્રહ્મદેશ બહુ ફળદ્રુપ દેશ છે. એટલે ત્યાંના વાસીઓ સુખી છે. એ દેશમાં સાગનું લાકડું, કેરોસીન તેલ, માણેક, ટીન વગેરે ધાતુઓ ભૂગર્ભમાંથી મળે છે. દર વરસે ચાર કરોડ ગુણી ચોખા અને બીજું અનાજ પરદેશોને પૂરું પાડે છે. ગામડાંના વતનીઓ લાકડાનાં મકાનો બાંધે છે. સ્વચ્છતા ઠીક જાળવે છે. ગ્રામવાસીઓ સાદા સીધા પણ ઝનૂની હોય છે. જ્ઞાતિઓમાં માનતા નથી. બ્રહ્મદેશની સ્ત્રી કોઇપણ જાતના મનુષ્યને ખુશીથી પરણે છે, તેથી એ દેશમાં વર્ણસંકરતા ખૂબ પ્રમાણમાં છે. પાશ્ચિમાત્ય સુધારો હજી ઓછો છે. હિંદીઓ બ્રહ્મદેશમાં ફેલાયલા રહ્યા છે. પરંતુ હમણાં હમણાં તેમના પ્રત્યે દ્વેષ કરવામાં આવે છે. સહકારી સંસ્થાઓ સ્થાપાઈ છે; પરંતુ લોકો બેદરકાર છે. મંદીનો જમાનો હોવાથી હમેશના સુખી બ્રહ્મદેશવાસીઓમાં પણ બેકારી જણાય છે. ગ્રામવાસીઓમાં જરા પણ મહત્ત્વાકાંક્ષા નથી. નાચ, ગાન, નાટક, ઉત્સવ અને ખાવાપીવામાં ગુલતાન રહે છે. વિધવાવિવાહ, છૂટાછેડા વગેરેની છૂટ છે.

## લંકાનાં ગામડાં

લંકા અથવા સિલોન પણ કુદરતની ખુબીઓવાળો દેશ છે. કુદરતે ચારે હાથે એને શણગાર્યો છે. ગામડાં વનસ્પતિથી મહેકી રહેલાં હોય છે. લાકડાનાં ઘરો બાંધેલાં હોય છે, પણ સુઘડતા ઓછી છે. ઘરોની ચોતરફ નારિયેળી, કેળ અને અનાનાસના બગીચા હોય છે. લોકોનું લક્ષ ખેતી ઉપર બહુ થોડું છે, એથી ખાદ્યપદાર્થો, અનાજ વગેરે માટે પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. ચાહના બગીચાઓ ઘણા છે, પણ આળસુ લંકાવાસીઓ મજૂરી કરતા નથી. બગીચાઓમાં હિંદથી મજૂરો બોલાવવા પડે છે. સ્ત્રીઓ પૂરતી સ્વતંત્રતા ભોગવે છે. સુઘડતા અને સ્વચ્છતામાં બ્રહ્મદેશની સ્ત્રીઓને ન પહોંચે; પરંતુ કેળવણીમાં ઠીક આગળ વધેલી છે. ઘણી સ્ત્રીઓ અંગ્રેજી બોલતાં વાંચતાં જાણે છે. પરંતુ કેળવણીનો વધારે ફેલાવો છતાં માનસિક ઉન્નતિ બહુ જોવામાં આવતી નથી.

કુદરતે પેટ ભરીને દેશને સમૃદ્ધ કર્યો છે, એટલે સ્વાભાવિક રીતે લોકો આળસુ અને શોખીન છે. પાશ્ચિમાત્ય સંસ્કૃતિએ લોકો વચ્ચે ઊંડાં મૂળ ઘાલ્યાં છે. એથી યુરોપીય સુધારાનો ઠીક વા વાય છે. પોષાક પણ અર્ધો દેશી અને અર્ધો યુરોપિયન. નામ પણ અર્ધું અંગ્રેજી અને અર્ધું દેશી—જેમ કે ચાર્લ્સ ગુણરત્ન. કુદરતની મહેરબાનીથી લોકોને ભૂખમરો નથી; પરંતુ જગતની વ્યાપક મંદીને લીધે બેકારી જોવામાં આવે છે. હમણાં દ્વેષ વધતો જાય છે. સિલોનમાં હજારો માઇલના સુંદર રસ્તાઓ બનાવવામાં આવ્યા છે. દરેક ગામડું રસ્તાની બે બાજુઓ ઉપર લાંબુ સીધું બાંધેલું હોય છે. ઘરમાં ગ્રામવાસીઓ પણ, ખુરશી ટેબલ રાખે છે. જાનવરો પાળવાનો શોખ બહુ જુજ છે. લોકો બુદ્ધધર્મી છતાં માંસાહારી છે; ઉત્સવ પ્રિય છે, ધર્મની બાબતમાં ખૂબ સહિષ્ણુતા ધરાવે છે. સિલોનમાં ખેતી બહુ થોડી છે. રંગુનથી અને કલકત્તાથી સિલોન મોટા પ્રમાણમાં ચોખા મંગાવે છે. ગામડાંમાં પણ વિવાહવિધિ નથી. લગ્ન રજિસ્ટર કરાવવામાં આવે છે. મૃતદેહને દાટવામાં આવે છે. સિલોનની પચાસ લાખની વસ્તીમાં ત્રીસ લાખ બુદ્ધધર્મી, દશ લાખ હિંદુઓ, પાંચ લાખ ખ્રિસ્તીઓ અને પાંચ લાખ મુસલમાનો છે.

[ અપૂર્ણ ] ડુંગરશી ધરમશી સંપટ

# અજિત

કાલિન્દીનાં કાળાં ભમ્મર નીર ઘોર ઘુઘવાટ કરતાં, ચકરડી-ભમરડી ફરતાં, અનેક વનોના ગાંડા અંધકારને પોતાના ઉર ઉપર તાંડવ કરાવતાં વહી રહ્યાં હતાં. વળાંક લેતી કાલિન્દી અહીં મંત્રમુગ્ધ બનેલ કોઈ માની ફણિધર સંગીતમાં વિઘ્ન આવતાં જાણે સિત્કાર કરી, એક ભીષણ ત્રિભંગ કરી ગુસ્સામાં પોતાની ફેણ પછાડે તેમ એક મોટા ખડક સાથે અથડાઈ, સહેજ આઘાત પામી, બમણા વેગથી, બમણા ઝનૂનથી મૃત્યુફાળે ઊછળી રહી હતી. યુગયુગથી ત્યાં–સ્થળ કાળની અસ્મિતાને અંધકારનાં કોઈ અનંત પાત્રમાં ઘોળી ડુબાવી દેવા મથતાં એ ભીષણ વમળ ઉપર તે બેઠો હતો. તેની ભ્રૂકુટિમાં યુગોના યુગની હરી અજિત ગર્વ જેવા જગત પ્રતિ એક તુચ્છકાર ભરી દૃષ્ટિ નાખી રહ્યા હતા. તેને આજે પોતાના જીવનની કૃતકૃત્યતા લાગતી હતી. તે યુગજિત, વિશ્વજિત, સર્વજિત હતો. પણ આ કોણ તેના પ્રતિ તિરસ્કાર ભરી દૃષ્ટિ નાંખી રહ્યું છે? શી ધૃષ્ટતા! કેવી બેઅદબી! તેની ભ્રૂકુટિ સંકોચાઈ. મૃત્યુફાળે ઊછળતી ભીષણ કાલિન્દી ગર્જી ઘુઘ્ઘુ ઘૂ...ઘૂ...

તેના પ્રત્યુત્તરમાં કિનારા પરથી કોઈનાં આનંદભર્યાં, ગર્વભર્યાં; નયન નાચી ઊઠયાં. તેમાં યૌવનની ખુમારી હતી, આત્મભાનની તેજસ્વિતા હતી, નીડરતાની વીજલેખા હતી.

"અજિત," કિનારા પરથી અવાજ આવ્યો, "આજ કાલિન્દી ગાંડી થઈ છે. એની સાથે આજ રમત નો'ય!"

એક મુક્ત હાસ્યે મૃત્યુના ઊછળતા હાથ જેવા કાલિન્દીના પ્રચંડ તરંગોને, કાળની ભીષણ ગુફા જેવાં તેનાં કાળાં વમળોને, વિરાટને બાંધતા નટરાજના ભુજદંડ જેવાં તેનાં તીર પ્રાન્તને ગજાવ્યા.

"સુધીર, કાલિન્દી ગાંડી થઈ છે, અને કાળ તાંડવ કરે છે તેથી શું આજે નાવાનું માંડી વાળવું. અરે! વાહ!"

"પણ ભાઈ, પેલું વમળ જેયું?"

"જેયું, જેયું. છોને એમાં આવી યમ જાતે ઘુમરી ખાતો! એ શું કરતું હતું!"

કાલિન્દીના ઉરે એક પ્રચંડ ઉછાળો માર્યો. પેલા ખડક સાથે અથડાતું મોજું એક ભીષણ ફાળ ભરી કિનારે આવ્યું.

"છોકરા, મારું અપમાન?" એક કારમો, ક્રોધથી ધ્રૂજતો ઘોર અવાજ કાલિન્દીના એ ભીષણ વમળમાંથી – જ્યાં તે – તે વિશ્વજિત, કાળજિત, સર્વજિત બેઠો હતો ત્યાંથી કિનારે અથડાયો – તીર વાગતાં ફલંગ મારી પ્રચંડ વેગથી પછડાતા વનરાજ જેવો.

અજિતની આંખ ચમકી, જાણે તોછડાઈ, બેપરવાઈ તેમાંથી નીતરવા લાગી. હસતાં હસતાં તે બોલ્યો: "ઓહો! પધારો યમરાજ! કેવા ઘરડા થઈ ગયા છો! તમને આટલું સાંભળું જીવતાં કંટાળો યે નથી આવતો?"

"છોકરા, તારી મશ્કરી સાંભળવા હું નથી આવ્યો. તું મને ઓળખે છે? ત્રિલોકને ભરમ . . ."

"અરે! જવા દો એ બધી વાત. તમે ઘરડા થયા ને તમારી યાદદાસ્ત પણ ઘરડી થઈ. નહિ તો વળી એવું કોઈ પૂછતું હશે – "તું ઓળખે છે મને?" શું ઓળખવું હતું એમાં? વાળ ધોળા થઈ ગયા છે. ચામડીએ કરચલી વળી ગઈ છે – એમાં શું જોવું હતું?

"એમ કે છોકરા? તું અપમાન કર્યે જ જશે? લે જો ત્યારે . . ." જાણે આખું બ્રહ્માંડ કંપી ઊઠતું હોય એવો એક ભયંકર કાટકો થયો. અજિતની ગરદન ઉપર જાણે એક વજ્રપંજો પડયો. અજિતે ગજવામાં હાથ નાખ્યો. થોડાંક પાકાં બોર તેમાંથી મોંમાં નાખી, બેદરકારીથી ઠળિયા આમતેમ ફેંકતો તે બોલ્યો:

"ડોસા, જરાક ઊભા રહેજો. આટલાં પાકાં બોર ખાઈ લેવા દો. અને તમને મોંમાં પાણી છૂટતું હોય તો તમને ન આપું એવો હું સ્વાર્થી નથી. લો. પણ ઠળિયા મારી પીઠ ઉપર નહિ પડે હો." અજિતનું બેદરકાર મુક્ત હાસ્ય કાલિન્દીના તરંગ ઉપર નૃત્ય કરતું દિશાઓની પાંખમાં જઈ વિરામ્યું.

ક્રોધથી કંપતો એક અવાજ અજિતના કાન પાસે ગાજ્યો, "આજ તને જતો કરું છું, છોકરા. પણ પાછો આવીશ ત્યારે તારાં આંસુ, તારા નિઃશ્વાસ કે તારી આજીજી કંઈ નથી કામ લાગવાનાં તે ભૂલતો રખે!"

"ભલે પધારો. જો દાંત અંબાઈ ગયા ન હોય – અરે! પણ ડોસાઓને દાંત જ ક્યાં હોય? તો ય આટલાં બોર લેતા જાવ!" અજિત બોરના ઠળિયા આમતેમ ફેંકી રહ્યો હતો. તિરસ્કૃત ગર્વિલા જેવી કાલિન્દી પછાડા ખાઈ રહી હતી.

* * *

પહેલી વાર આજ તે સર્વજિત કાળાધીશને આવો આઘાત લાગ્યો. તેનો શ્વાસ માત્ર સુણતાં અણનમ મોટાં મોટાં વૃક્ષો – વનોનાં વનો શીર ઝૂકાવી દેતાં, મૂર્તિમન્ત ગર્વ જેવા ઉત્તુંગ ગિરિરાજો જાણે ભયત્રસ્ત નાનાં અબુધ બાળકો હોય તેમ ધ્રૂજવા મંડતા, સમાધીસ્થ જિતેન્દ્રિય યોગી જેવું આકાશનું પ્રસુપ્ત શાન્ત હૃદય ફફડી ઊઠતું! પણ આ છોકરો! નિમિષ માત્રમાં હતો ન હતો થઈ જાય એવો આ પાંચ હાથે ય પૂરો નહિ એવો વામન આજે તેની મશ્કરી કરતો હતો! આજ મૃત્યુના એ કરાળ સ્વામીનું અભિમાન ઘવાયું. અને કેવી તેની ભયંકર બેદરકારી! આકાશમાં ફલંગ ભરતા રૌદ્ર વિરાટ જ્વાળામુખીના સર્વસંહારક જડબાંમાં, નિમિષ માત્રમાં શૂન્યની અનંતતા ઉપર સમતોલ થઈ રહેલી પોતાની બે પાંખ અસહાયતાથી ફફડાવી તણખલાની જેમ પોતાની અલ્પતાનું આઘાત મદ દર્શન કરી હોમાઈ જતા કોઈ પંખી જેવો તે પોતાના હાથમાં આવી પડયો હતો! છતાં જાણે કંઈ પરવા ન હોય, કંઈ ભીતિ ન હોય તેમ અંતરમાં જરા ય અરેરાટી અનુભવ્યા વિના, ઘડીકમાં તો પોતે હતો ન હતો થઈ જવાનો છે એનો વિચાર સરખો યે કર્યા વિના તે બોરના ઠળિયા આમતેમ ફેંકયે જતો હતો! એને આજ મસળી નાખવો એ રમત વાત હતી – પણ . . પણ એમાં યમરાજનું ગૌરવ શું! તેની પ્રતિષ્ઠા શી! તેણે તેને જતો કર્યો.

પણ તેનું-ઉર અશાન્ત બન્યું—જુગજુગથી કિનારાને ઝંખતા ક્ષુબ્ધ સાગર – ઉર જેવું! આ માનવીના અભિમાનના કેમ ચૂરા થાય? તે અણનમ રહે તો પોતે કાળાધીશ શાનો? યમરાજની ભ્રૂકુટિમાં ત્રિભંગ થયો.

* * *

અજિત તેને પકડવા મથતો હતો – સ્વપ્નભર્યાં નયનવાળી, કેસરવર્ણી નાજુક ઉષાને પકડવા મથતા સૂર્યની જેમ તે સુનયના આજ તેનાં સર્વ સ્વપ્નોની, તેની બધી મહત્ત્વાકાંક્ષાની અધિદેવી બની હતી. અનંતની નિર્વિકલ્પતા નહિ, સાન્તની સવિકલ્પતાનું આજ તે સંગીત ઝંખતો હતો. કાલિન્દીની શ્યામ તિમિરાવૃત્ત મોતપછાડ નહિ, આકાશગંગાનાં ઘેરાં તેજલ નીરની આનન્દોર્મિમાં આજે તેને પોતાના અંતરને નવડાવવું હતું. તે સુનયનાને તેણે પોતાની બનાવી. કવિતાની નાજુક પંક્તિઓની જેમ ઝૂલતી તે અલકલટ, આજ તેની બની હતી. પૂર્ણિમાના ભીના આતુર અંતર ઉપર ઢળી સૂતેલી અમાવાસ્યા જેવી તેની કીકીમાં આજ તે ડોલી રહ્યો હતો. તેને આજ જીવન પૂર્યું ભર્યું લાગતું હતું. કોઇ એક સુખ સ્વપ્નની સુદૂર પ્રતિ મીટ માંડી રહેલી આંખને પોતાના ઉર તરફ વાળવા ઝંખતા હાથની નાજુકતાથી તેણે તેને પોતાના ઉર સરસી દબાવી. દિશાઓમાંથી સંગીત ઝર્યું. તારાઓ આશિર્વચન ભણ્યા. કૃતનિશ્ચય કાલાધીશનું અભિમાન ફુંફાડા કરતું તાંડવ કરવા મંડ્યું.

લહેરાતી ચંદનીના સ્મિતમાં કાલિન્દીના અંતર ઉપર તેણે પોતાની હોડી છોડી. તેની પ્રિયતમા તેની સાથે હતી – પ્રેમનું એક અખંડ સ્વપ્ન સેવતી તારિકાની તેજલ છાયા સમી. કાલિન્દીના ઉર ઉપર સંગીતની એક આનંદ લહરી જાગી. હોડીના નીરવ અંતરમાંથી ઊઠી, શરદના પ્રાણની શ્વેતતામાં પ્રતિધ્વનિત થઈ કાલિન્દીની ઊર્મિએ ઊર્મિએ પ્રેમની ઉઘડતી કોટિક આતુર આંખ સમું તે ગાન નાચી રહ્યું. સમ ઉપર આવતાં વીણાના ઉરમાં એકાએક જે અકથ્ય વ્યાકુળતા જાગી ઊઠે તેવી રીતે તેની પ્રિયતમા સહેજ ભયભીત આંખે એકાએક બોલી ઊઠી : "અજિત, પ્રાણ – જો, જો પેલું શું દેખાય?... પણે .. પણે કાલિન્દીના ભૈરવ ઘાટમાં!" ઝંઝાવાતના અંતર ઉપર કંપતી કોઈ એકલ લતાની જેમ તેની નાજુક ગૌર દેહાકૃતિ કંપી રહી હતી.

અજિતે ભૈરવ ઘાટ ઉપર મિટ માંડી. પૂર્ણિમા જાણે ત્યાં વિદ્ધમૃગની જેમ મૂર્છિત થઇ ઉસ્લા શ્વાસ લઇ રહી હતી. પ્રલયકાળની અંતિમ છાયા વિસ્તરતી હોય તેમ એકાએક અસંખ્ય કાળાં વાદળાંઓ ચઢી આવ્યાં. યુગાંતર સુધી કેદમાં પૂરાઈ રહેલા રાક્ષસોનું એક પ્રચંડ સૈન્ય જાણે બધાં બંધનો તોડી અટ્ટહાસ્ય કરતું તોફાને ચડી ધસ્યે જતું હોય એમ ભૈરવ ઘાટમાં ઘોડાપૂર ધસી રહ્યું હતું. અજિતનું ઉર ઘડીક કંપ્યું. કંપતી પોતાની પ્રિયતમાને તેણે પોતાના ઉર સરસી ખેંચી. મોતની છાયામાં માણસ આશાના ઉસ્લા તંતુને પકડી રાખે તેમ. દશે દિશામાં એક કારમું અટ્ટહાસ્ય ગાજ્યું. અજિતને જાણે એક વખત સાંભળ્યો હોય એવો કોઇ પરિચિત બીભત્સ સાદ કાને અથડાતો હોય એમ ભાસ થયો.

"કેમ આવું કે? કેમ આજ કંપ્યો કેમ? ક્યાં ગઈ તારી તે બડાશ?–ઉદ્ધત, ઉચ્છૃંખલ બાળ ગુમાની!"

અજિતે તેને ઓળખ્યો. પોતાના અંતરને સ્થિર કરવા એક ભગીરથ પ્રયત્ન કરતાં તે બોલ્યોઃ

" તમને આ શોભતું નથી, યમરાજ. પીઠ પાછળ ઘા કરનારની બહાદુરીની કવિતા મેં ક્યાંય સાંભળી નથી. " તેની પ્રિયતમાનું વદન તેની વિશાળ છાતીમાં સમાઈ ગયું હતું. સહેજ કંપતી તેની આતુર આંગળીઓ મૃદુતાથી તેની સુંવાળી લટો ઉપર ફરી રહી હતી. તે ફરી બોલ્યોઃ " યમરાજ, આજ જરા થોભી જાવ તો ઉપકાર. રાગિણીને એકવાર મને ત્યાં ખેમકુશળ પહોંચાડવા દો. તમને કોલ આપું છું. "

બમણા વેગથી પેલું ભયાનક અટ્ટહાસ્ય ગાજ્યું. હિમાલયનાં અનેક શિખરો કંપી, ચૂરેચૂરા થઈ જાણે ધરતીની પાંખમાં સમાવા–સુરક્ષિત થવા તલસવા મંડ્યાં. " કોલ ? " તે ઘોર અવાજ પાછો ગાજ્યોઃ " તારી પાસે વચન લેવા હું–હું યમરાજ–સર્વજિત કાળાધીશ હાથ લંબાવું ! પામર ! દંભી......... " એક પ્રચંડ મોજાં ઉપર અદ્ધર તોળાઈ, ગુલાંટ લેતા ધૂમકેતુની જેમ ઉછળી હોડી કિનારા ઉપર ઝીંકાઈ. ઘુઘવાટ કરતું મોજું અદશ્યમાં લીન થઈ ગયું. કાલિન્દીના ઉર ઉપર એક બીપણ શાન્તિ ફેલાઈ. મૂર્છા પામેલી રાગિણીને નાજુકતાથી ઉપાડી કિનારાની પાર અજિત ડગ ભરી રહ્યો હતો–સ્થિર, સુદઢ પણ વિચાર ભર્યાં.

* * *

કાલિન્દીની માટીમાં તે તેને નાનકડું ઘર બનાવી આપતો હતો. સંધ્યાનું શાન્ત આછું તેજ તેના વદન ઉપર લહેરાતું હતું. તે જ નયન–પણ આજ જરા ઝાંખાં થયાં હતાં–સંધ્યાના ઉર ઉપર વિશ્રાન્તિ લેતા સૂરજ જેવો. તે નાનકડા બાળકને માટે રમકડાં બનાવતાં કૃતકૃત્યતાનો આનંદ, સંતોષ તેના મુખ ઉપર પથરાઈ રહ્યો હતો. કિનારા ઉપર ચૌદ પંદર વર્ષનો તેનો અમર આંબળીપીપળીની રમત રમી રહ્યો હતો. ગર્વથી ડોસાનાં નેણ ચમક્યાં.

તે જ વમળ, તે જ મોતપછાડ આજ તેનાથી થોડે દૂર પોતાનો હાથ ઉછાળી રહી હતી. અજિતે તેને જોઈ. એકવાર તેણે કિનારા તરફ જોયું, પોતાની નિકટ રમતા બાળક તરફ જોયું. તેના નેત્રમાં શાંત તેજ ચમક્યું કાલિન્દી પ્રતિ જોઈ તે બોલ્યોઃ

" અવસર આવ્યો હોય તો આજ વચન પાળવા તત્પર છું, યમરાજ ! "

કાલિન્દીનાં કાળાં નીરમાં ઘુઘવાટ થયો—જાણે ગુફામાં ગોંધાયેલા હજાર વનરાજ એક સાથે ત્રાડયા, અજિતના પગને, તેની કટિને તેની છાતીને કાલિન્દી વીંટી રહી.

" હજી પણ તે જ ગુમાન ! તે જ બેપરવાઈ ! " એક અકળાયેલો ક્રોધથી કંપતો ઘેરો બીપણ અવાજ ગાજ્યો. અજિતને ગળી જવા એક મોજું જાણે વેગથી ઉછળ્યું. કિનારા પ્રતિ તેણે તેની છેલ્લી, સંતોષભરી, ગર્વભરી દૃષ્ટિ ફેંકી. તેના મુખ ઉપર દિવસના છેલ્લા કિરણ જેવું સ્મિત ફરક્યું—આછું, પણ તેજસ્વી.

મોતપછાડ ઉપર સંકોચાયેલી તે ભ્રૂકુટિ વધુ સંકોચાઈ. તેમાં કંપ થયો. તે જ બેપરવાઈ ! તે જ ઉધ્ધતાઈ ! તે જ ગર્વ ! અમર—ના. અજિત ?—આંબળીપીપળી રમતો હતો. એક બે ત્રણ અરે ! કોટિ—પરાર્ધ–અસંખ્ય અજિત તોફાની આંખ નચાવતા. કાલિન્દી તરફ ધસી રહ્યા હતા. કોણ કહેશે કાળનું રહસ્ય શું હશે ?

સહદેવ

# न जाने

[ પૃથ્વી ]

દીઠાં જલધિનાં જલો ઉછળતા મહાદર્પથી
'પ્રસન્નકર' ચન્દ્રના, ગજવતાં મહાગાન કો'.

પ્રસુપ્ત ભૂમ અન્તરે જલ હતાં, ઊગ્યો ચંદ્ર ત્યાં
વધ્યાં વિવિધ ગાનના નવતરંગ, એ ચન્દ્રને
મથન્ત ઉર સ્પર્શવા; ત્યહિં વિલીન થાવા ચઢ્યા.
પડ્યા કહિં વિશીર્ણ નીર–અવકાશમાંહે શમ્યા.

અચાનક ત્યહિં વધે અનિલવેગ ને વાદળો
પ્રચંડ ધસતા શશાંક ગ્રસવા; જગે પાથર્યો
પ્રકાશ સહુ લુપ્ત થાય; જલ ધારતાં કાલિમાં
તરંગગણ શોકભગ્ન ઉર ઊછળે ને પડે.

સદાય જગ અન્ધકારગ્રસિયું રહેશે,—અને
સદાય રડશે તરંગદલ કારમું,—ચન્દ્રનાં
ફરી કિરણ વારિનાં ઉર ન સ્પર્શશે કોમળાં ?
અગમ્ય ઘટના દિસે વિધિ રચી, न जाने કશું.

बादरायण

# 'ઘેર જાઉં ?'

ફટીક ચક્રવર્તી છોકરાઓની તોફાની ટોળીનો નાયક હતો. એક દિવસ તેને નવું તોફાન સૂઝ્યું. નદી કિનારે એક લાકડાનું બીમ કોઈએ વહાણના ઉપયોગ માટે મૂક્યું હતું. ફટીકે તે બીમને ઉથલાવી, ગબડાવી, ત્યાંથી ખસેડવાનો વિચાર કર્યો. પોતાનો આ વિચાર તેણે બધા છોકરાઓને જણાવ્યો, અને કહ્યું: 'આપણે આ બીમ ખસેડીશું તેથી બીમનો માલિક ગુસ્સે થશે અને ચીડાશે; એટલે આપણને મજા પડશે.' બધા છોકરાઓને આ વાત ગમી.

પણ છોકરાઓ આ કામ કરવા જતા હતા એટલામાં ફટીકનો નાનો ભાઈ મકન વચમાં પડ્યો અને બીમ ઉપર બેઠો. થોડો વખત તો બધા છોકરાઓ ગૂંચવણમાં પડ્યા. એક છોકરાએ તેને ત્યાંથી ઊઠી જવા કહ્યું, પણ મકને તેના કહેવા ઉપર ધ્યાન આપ્યું નહિ અને બધી રમતો નકામી છે એવો વિચાર કરતો એક નાના તત્ત્વવેત્તા જેવો બની ગયો. આ બનાવ જોઈ ફટીકના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું: 'મકન, તું ઊઠી જા'છ કે નહિ? નહિ તો હું તને મારીશ.' પણ મકન તો પહેલાં કરતાં યે વધારે નિરાંતથી બેઠો.

હવે ફટીકને પોતાનું માન સાચવવું હોય તો તેણે પોતાના વચનનો અમલ કરવો જ જોઈએ. પણ તેની હિંમત ચાલી નહિ. એટલે વધારે ગમ્મત કરવાના હેતુથી તેણે છોકરાઓને બીમ ફેરવવાનો બીજો હુકમ આપ્યો. મકને આ હુકમ સાંભળ્યો પણ તે બીમ ઉપરથી ઊઠ્યો જ નહિ, અને જગતના લોકો કીર્તિ મેળવવા માટે વચ્ચે નડતાં સંકટો જાણે છે છતાં ગણકારતા નથી તેમ તે આ તોફાનનું પરિણામ જોઈ શકેલો હોવા છતાં અડગ જ રહ્યો.

બધા છોકરાઓએ 'એક, બે, ત્રણ' બોલી લાકડાનું બીમ ફેરવ્યું અને એની સાથે મકન પણ ભોંય ઉપર પડ્યો. આ જોઈ બીજા છોકરાઓના હર્ષનો પાર રહ્યો નહિ, પણ ફટીકને જરા ગભરામણ થઈ. આ વખતે મકન, બેભાકળા જેવો જમીન ઉપરથી ચીસો પાડતો ઊઠ્યો. ઊઠીને તે ફટીક પાસે ગયો, તેને વલૂરા ભર્યા, તમાચા માર્યા, લાતો મારી ને પાછો રોતોરોતો ઘેર ગયો.

ફટીક પોતાનું મોં સાફ કરી નદી કિનારા પર કાદવમાં ગંરક થયેલા એક વહાણ પર ઘાસનું તણખલું મોંમાં નાંખી બેઠો. એવામાં એક વહાણ કિનારા પર આવ્યું. તેમાંથી એક જુવાન માણસે ફટીક પાસે આવ્યો અને પૂછ્યું: 'ભાઈ, ચક્રવર્તી ક્યાં રહે છે?'

'પણે, આવે,' એમ બેદરકાર જવાબ ફટીકે આપ્યો. પેલા અજાણ્યા મુસાફરને સમજ ન પડવાથી તેણે ફરી પૂછ્યું. ત્યારે ફટીકે શ્વાસ ચાવતાં ચાવતાં જવાબ આપ્યો, 'જાવ, શોધી કાઢો.'

આ મુસાફરના ગયા પછી થોડી જ વારમાં ફટીકનો નોકર તેને બોલાવવા આવ્યો. ફટીકે ના પાડી. પણ નોકર આ સમયે શેઠ હતો. તે ફટીકને મારતો મારતો ઘેર લઇ પહોંચ્યો, ત્યાં તો ફટીકની મા ગુસ્સાથી બોલીઃ 'ફટીક, મકનને કેમ મારતો હતો?'

ફટીક ઉદ્ધતાઇથી બોલ્યોઃ 'મેં તો કંઈ માર્યો નથી. કોણ કહે છે કે મેં માર્યો છે!'

તેની મા બૂમ પાડી બોલીઃ 'જૂઠું શાનો બોલે છે? તેં જ માર્યો છે.'

ફટીક એકદમ બોલી ઊઠયોઃ 'હું કહું છું કે મેં માર્યો નથી, પૂછો મકનને!'

પણ મકન તો સમય વિચારીને બોલ્યોઃ 'હા, બા, મને ફટીકે માર્યો'તો.'

આ સાંભળી ફટીકના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે એકદમ ઊઠયો ને મકનને, 'લે, લે, જૂઠું બોલવાનાં ફળ,' એમ કહી ખૂબ માર્યો.

આ વખતે માએ નાના દીકરા મકનનો પક્ષ લીધો ને ફટીકને ખેંચીને તમાચા મારવા લાગી.

ફટીકે તેને ધક્કો મારી પાછી ધકેલી મૂકી એટલે તો તે ખૂબ ગુસ્સે થઈ અને બૂમ પાડી બોલીઃ 'ઊભો રહે, લુચ્ચા, તારી માને જ તું મારવા આવ્યો છે કે!'

આ જ સમયે પેલો અજાણ્યો મુસાફર ઘરમાં આવ્યો અને પૂછવા લાગ્યોઃ 'શું છે?' આ પુરુષને જોઈ ફટીક શરમાઈ ગયો અને ઘેટા જેવો નરમ બની ગયો.

તેની માએ પેલા પુરુષને જોયો અને ખબર પડી કે એ તો તેનો ભાઈ છે એટલે તેનો ગુસ્સો તરત જ ઉતરી ગયો અને આશ્ચર્ય પામી તે એકદમ તેને પગે પડી બોલીઃ 'દાદા, અત્યારે ક્યાંથી આવ્યા!'

વિશ્વંભર પોતાની બેનને પરણાવીને તરત જ વેપાર અર્થે મુંબઈ ગયો હતો. તેના ગયા પછી તેની બેન વિધવા થઇ હતી. વિશ્વંભર હમણાં કલકત્તા આવ્યો હતો અને જેમ બને તેમ જલદી બેનની શોધખોળ કરી છેવટે અહીં આવી પહોંચ્યો હતો.

વિશ્વંભરના આવ્યા પછી થોડાક દિવસ આનંદમાં પસાર થયા. એક દિવસ વિશ્વંભરે પોતાની બેનને બેઉ છોકરાઓની કેળવણી વિષે પૂછ્યું. તેની બેને કહ્યુંઃ 'ફટીક તોફાની, અવિવેકી અને આળસુ છે. જ્યારે મકન સોના જેવો સારો અને ઘેટા જેવો નરમ તથા વાચનનો શોખીન છે.' આથી વિશ્વંભરે ફટીકને પોતાને ત્યાં લઇ જઇ પોતાના છોકરાઓ સાથે ભણાવવાનો વિચાર કર્યો અને બેનને તે વિચાર જણાવ્યો. તેની બેને તેમ જ ફટીકે પોતે કલકત્તા જવાની ઘણી જ ખુશી બતાવી.

ફટીકને જવાનું થયું તેથી તેની મા જરા ખુશી થઈ, કારણ કે તેને એમ બીક રહ્યા કરતી હતી કે ફટીક કોઇ દિવસ નકી પોતાના નાના ભાઈ મકનને નદીમાં ડુબાડી દેશે અથવા તો એવા જ કોઈ બીજા જોખમમાં નાખશે. જો કે, ખરી વાત તો એ હતી કે બન્ને ભાઇઓ વચ્ચેનો સ્નેહ જરા પણ ઓછો થયો ન હતો. ફટીક માટે એની માના આવા વિચારો હોવા છતાં માતૃસ્નેહના પ્રભાવે તેને પુત્રવિરહ સાલવા લાગ્યો.

હવે ફટીક હંમેશાં તેના મામાને ક્યારે જવાનું છે એ પૂછવા લાગ્યો. જવાનું નક્કી થયું ત્યારે ફટીક ખૂબ ઉદાર બની ગયો અને નાના ભાઈ ઉપર વહાલ લાવી મકનને પોતાની માછલી પકડવાની જાળ, એક મોટો પતંગ તથા લખોટી આપી દીધાં.

તે કલકત્તા પહોંચ્યો. ત્યાં તેની મામી તેને અડચણરૂપ માનવા લાગી. તેને લાગ્યું કે આવા ગામડિયાને ઘરમાં લાવવામાં વિશ્વંભરે મોટી ભૂલ કરી છે. તેને લાવતા પહેલાં ખૂબ વિચાર કરવો જોઈતો હતો.

આ દુનિયામાં ચૌદ વર્ષના છોકરા માટે એક પણ સ્થાન સારું નથી. તે શણગારરૂપ નથી તેમ ઉપયોગી પણ નથી. તેના પ્રત્યે નાના બાળકની જેમ વહાલ બતાવી શકાતું નથી. તે બાળકની માફક કાલું કાલું બોલે તો લોકો તેને બાળક ગણે ને મોટા માણસની માફક વાત કરે તો ઉદ્ધત ગણાય. તેના શરીરના અવયવો બરાબર ઘાટમાં આવેલા ન હોવાથી તે બીજાને આકર્ષી શકતો નથી. ખરેખર, ચૌદ વર્ષના છોકરાનાં દુઃખો સહન કરવા કરતાં બાળપણના દોષ સહન કરવા ઘણા સારા. એવો છોકરો મોટાની સાથે બોલે તો બધા તેને ઉદ્ધત અને અભિમાની ગણે, ન બોલે તો શરમાળ અને મેંઢો કહે. આવા છોકરાને વાત કરવાનું પણ સ્થાન હોતું નથી. એમને માટે તો પોતાનું ઘર એ જ સ્વર્ગ સમાન છે.

ફટીક તેની મામીને જરા પણ ગમતો ન હતો; તે તેને વારેવારે ઠપકો આપતી. કોઈ કામ બતાવવામાં આવે તો ફટીક ખૂબ રાજી થઈને તે કરતો અને બીજાની માગણી કરતો ત્યારે તેની મામી ભવાં ચડાવી બોલતીઃ 'જા, હવે ફરીથી આવી મૂર્ખાઈ ના કરતો; તારો પાઠ વાંચ.'

બિચારા ફટીકને તેના મામાને ઘેર જરા પણ ગમ્યું નહિ. તેને શ્વાસ લેવા જેટલી ખુલ્લી જગા પણ ન દેખાઈ. હમેશાં તેને પોતાના ગામનાં સ્વપ્નાં આવતાં અને ત્યાં જવાની ઇચ્છા થયા કરતી. ત્યાં ભોગવેલી મજા યાદ આવતી. તેની પતંગ ચડાવવાની ટેકરી, તેનું નદી કિનારા પરનું ગાનતાન, તથા ઝરામાં જઈને તરવાનું—આ બધી ભૂતકાળની બાબતો તેના મગજમાં ઘૂમવા લાગી. તેને પોતાનું તોફાની ટોળું યાદ આવ્યું અને સાથે સાથે પોતાની માની શિક્ષાઓ પણ યાદ આવી. છતાં તેને ગામ જવાનું મન થતું હતું.

શાળામાં પણ ફટીક જેવો ઠોઠ વિદ્યાર્થી કોઈ ન હતો. નિશાળમાં શિક્ષક કાંઈ પૂછે ત્યારે દર વખતે તે મૂઢ જેવો ઊભો રહેતો અને ગમે તેટલો માર પડે તો યે ગધેડાની માફક સહી લેતો. બીજા વિદ્યાર્થીઓની સાથે તે રમતમાં ભાગ લેતો નહિ, પણ બારીએ ઊભો ઊભો જોયા કરતો. કોઈ છોકરાને છાપરા ઉપર રમત કરતો ઓચિંતો દેખે તો એની પાસે જવાનું મન એ કર્યા કરતો.

એક દિવસ બધી હિંમત ભેગી કરી તેણે મામાને પૂછ્યું 'મામા, હું ક્યારે ઘેર જઈ શકીશ ?'

મામાએ જવાબ આપ્યોઃ 'રજાઓ પડે ત્યારે.' પણ રજાઓ તો નવેમ્બર માસમાં આવતી હતી. એટલે તેને તો ત્યાં સુધી રાહ જોવાની રહી.

એક દિવસ ફટીકની ચોપડી ખોવાઈ ગઈ. હવે તો તે ભણી શકે એમ હતું જ નહિ. ચોપડી હોય તોપણ એને ભણવામાં ઘણી મુશ્કેલી પડતી ત્યાં ચોપડી વગર તો ભણે જ કેમ ? દરરોજ શિક્ષક તેને નિર્દય રીતે માર્યા કરતા. તેની સ્થિતિ એવી ખરાબ થઈ ગઈ કે તેના ભાઈઓ પણ તેને ચોપડી આપતાં શરમાતા. બીજા છોકરાઓ કરતાં એ જ તેની મશ્કરી અને અપમાન વધારે કરવા લાગ્યા. આખરે તે તેની મામી પાસે ગયો અને ચોપડી ખોવાયાની વાત કરી.

તેની મામી ઓઢ પીસી તિરસ્કારથી બોલી, 'એ ગામડિયા ભોટ, હું તે મારા કુટુંબનું ભરણપોષણ કરું કે તને મહિનામાં પાંચ પાંચ નવી ચોપડીઓ લાવી આપું?'

તે જ દિવસે સાંજે નિશાળેથી ઘેર આવતી વખતે ફટીકનું માથું દુખવા લાગ્યું અને ધ્રૂજારી છૂટવા લાગી. તેને સમજાયું કે તેને તાવ ચડશે પણ એથી યે મોટી ફીકર તો એ હતી કે હવે તે તેની મામીને બોજા રૂપ થઇ પડશે.

બીજે દિવસે સવારે ફટીક ક્યાં ય દેખાયો નહિ. ઘણી શોધખોળ કરી પણ કાંઈ વળ્યું નહિ. આખી રાત ખૂબ વરસાદ પડયો હતો. વિશ્વંભરે આખરે પોલીસની મદદ લીધી.

સાંજના એક પોલીસ ઘર પાસે ઊભો હતો. તે વખતે વરસાદ તો આવતો જ હતો, રસ્તામાં મોટા મોટા વહેળા ચાલી રહ્યા હતા. એવામાં બે નાયકો ફટીકને હાથમાં ઊંચકીને આવ્યા. તે માથાથી પગ સુધી પલળી ગયો હતો, આખું શરીર કાદવવાળું થયું હતું, આંખો અને મોં તાવને લીધે લાલચોળ થઈ ગયાં હતાં અને શરીરના બધા અવયવો ધ્રૂજતા હતા.

વિશ્વંભર તેને ઊંચકીને અંદરના ભાગમાં લઈ ગયો. ફટીકની મામી બેઠી હતી તે બોલી: 'આ છોકરાને કારણે આપણે કેટલી વેઠ કરવી પડે છે! તમે એને ઘેર મોકલી દો તો યે સારું.'

આ શબ્દો સાંભળી ફટીક ડૂસકાં ખાવા માંડયાં અને તે દયાજનક રીતે બોલ્યોઃ 'મામા, હું ઘેર જ જતો હતો પણ સિપાઇઓ મને અહીં ખેંચી લાવ્યા.'

ફટીકને આખી રાત સખત તાવ રહ્યો અને તે શતમુન પડયો રહ્યો. બીજે દિવસે વિશ્વંભરે દાક્તરને બોલાવ્યો. ત્યારે ફટીકે તાવવાળી આંખો ઉઘાડી ઊંચું જોયું અને બોલ્યોઃ 'મામા, હવે રજાઓ આવી? હું ઘેર જાઉં?'

આ શબ્દો સાંભળી વિશ્વંભરને રડવું આવ્યું. તેણે પોતાની આંખમાંથી આંસુ લોહી નાખ્યાં અને તાવથી ધગધગતો ફટીકનો પાતળો હાથ પોતાના હાથમાં લઇ આખી રાત બેસી રહ્યો. છોકરાએ ફરીથી લવવા માંડયું. તે બોલ્યોઃ 'મા, મને મારીશ નહિ. હું સાચું કહું છું. મને મારીશ નહિ.'

બીજે દિવસે ફટીકને જરા ભાન આવ્યું અને તેણે આંખો ઉઘાડી. તે કોઇના આવવાની રાહ જોતો હોય તેમ આમતેમ જોવા લાગ્યો. આખરે નિરાશ થઈ માથું ઓશિકા ઉપર નાખ્યું અને ચારે તરફ નજર કરી ઊંડા નિસાસા નાખ્યા.

વિશ્વંભર આ બધું જોઇને તેના વિચારો સમજ્યો. તેણે કહ્યું: 'ફટીક, મેં તારી બાને તેડવા મોકલ્યું છે.'

'એક દિવસ પસાર થઈ ગયો. દાક્તર આવ્યો, અને વીલે મોઢે કહ્યું: 'છોકરાની સ્થિતિ ઘણી ખરાબ છે.'

ફટીક રોવા લાગ્યો અને લવરી કરવા લાગ્યો.

'બરાબર દોરી મારો. ત્રણ વામ...બરાબર...દોરી...ત્રણ વામ. બરાબર.' વહાણમાંથી નદીમાં દોરી નાખતા ખલાસીને બૂમો પાડતા તેણે સાંભળ્યા હશે. હવે અગાધ ઊંડા સમદ્રમાં છેલ્લી દોરીને તાંતણે તે ડૂબકાં ખાતો હતો. એ દિવસે સાંજે જ એની મા આવી; અને ઓરડામાં આવતાં ફટીકને આમતેમ હલાવી હલાવી રડવા લાગી.

વિશ્વંભરે એને શાંત પાડવા માંડી પણ તે તો બૂમ દઈને પથારી પર પડી અને રોવા લાગી.

'ફટીક દીકરા, હાય હાય રે!'

ફટીક તરફડીયાં મારતો ઘડીક બંધ રહ્યો. હાથ પગ પછડાતા બંધ થયા જરા આંખ ઉઘાડી તે બોલી ઊઠયોઃ 'હેં!'

મા ફરીથી રોઈ પડીઃ 'ફટીક દીકરા, હાય હાય રે!'

ફટીક માથું ફેરવ્યું અને કોઈની સામું જોયા વિના બોલી ઊઠયોઃ 'મા, હવે રજાઓ પડી!'*

સ્વ. શાન્તિલાલ ચીમનલાલ બેંકર

# કાનડી ભાષામાં ડોકિયું

૨

એક બાજૂએ સંસ્કૃત અને બીજી બાજૂએ કાનડી રાખીએ તો હિંદી, ગૂજરાતી, મરાઠી વગેરે ભાષાઓ એક બાબતમાં સંસ્કૃત કરતાં ગૂજરાતીને વધારે મળતી આવે છે એ વિચારવા જેવું છે.* એ બાબત તે એવડા ક્રિયાપદોના ઉપયોગની. ખાઇ આવવું, ખાઇ જવું, ખાઇ લેવું, ખાઇ ચૂકવું, ખાઇ રહેવું, ખાઇ નાંખવું, ખાવા લાગવું, ખાવા માંડવું, ખાઇ બેસવું વગેરે પ્રયોગોમાં આવવું, જવું ઇત્યાદિ ક્રિયાપદનાં રૂપો મુખ્ય ક્રિયાદર્શક પદની સાથે અર્થમાં કાંઇક વિશેષતા દેખાડવા વાપરવામાં આવે છે. આવો રૂઢિ પ્રયોગ જેવો હિંદી-ગૂજરાતી–મરાઠીમાં છે તેવો જ કાનડીમાંયે છે; પણ સંસ્કૃત કે ઇંગ્રેજીમાં નથી. ઇંગ્રેજીમાં એવો અર્થ લાવવા away, out, off, on વગેરે અવ્યયો વાપરવાં પડે, અને સંસ્કૃતમાં કેટલાક ઉપસર્ગનો મૂળ હેતુ એવો હોય એમ સંભવે છે. આજે ' ખાધું ' અને " ખાઇ ચૂક્યો, ' ' ખાઇ ગયો ' વચ્ચેનો ભેદ સંસ્કૃતમાં યથાર્થપણે કેમ દર્શાવાય તે હું જાણતો નથી; પણ દરેક વખતે કોઇ જુદી યોજના કરવી પડે એમ લાગે છે.

પણ આ બાબતમાં કાનડી ભાષા અને હિંદી–ગૂજરાતી–મરાઠી સાવ મળતી આવે છે. અથવા વિશેષ ભેદ પાડવો હોય તો એમ કહી શકાય કે ગૂજરાતીની હિંદી સાથે જોડ થાય અને કાનડીની મરાઠી સાથે થાય. એવાં ક્રિયાપદવાળા ગૂજરાતી વાક્યનો મરાઠી અનુવાદ કરી, મરાઠી શબ્દને બદલે કાનડી શબ્દ મૂકી દઇએ તો ભૂલ થવાનો ક્વચિત જ સંભવ છે. પણ ગૂજરાતીને બદલે સીધો જ કાનડી અન્વર્થક શબ્દ મૂકી દઇએ તો ભૂલો થાય ખરી. એક દૃષ્ટાંતથી આ ધ્યાનમાં આવશે. ' લગના '–' લાગવું ' એ ક્રિયાપદ ગૂજરાતી અને હિંદીમાં બે અર્થમાં વપરાય છે; એ બે અર્થો મરાઠીમાં લાગણેં અને વાટણેં એ બે જુદા ધાતુઓથી જ દર્શાવવા પડે. જ્યાં ' લાગવું ' નો અર્થ ' માંડવું ' ' શરૂ કરવું ' એવો થતો હોય ત્યાં મરાઠીમાં ' લાગણેં ' વાપરી શકાય, પણ જ્યાં એનો અર્થ ' લાગણી થવી ' એવો હોય, ત્યાં મરાઠીમાં ' વાટણેં ' શબ્દ વાપરવો પડે. કાનડીમાં પણ એ જ રીતે એ બે અર્થો માટે બે જુદાં જુદાં ક્રિયાપદો છે.

એથી ઊલટું, મરાઠીમાં ' યેણેં ' ક્રિયાપદ ' આવવું ' અને ' આવડવું ' એ બન્ને અર્થમાં વપરાય છે. ( ' મલા ખાતાં યેતેં '—મને ખાતાં આવડે છે, ' મી ખાઊન યેતો '–હું ખાઇ આવું છું ) હિંદી તેમ જ કાનડીમાં પણ આ બન્ને અર્થો માટે ' આના ' અને 'બદ્દુ' એવો અનુક્રમે એક જ ધાતુ છે, માત્ર ગૂજરાતીમાં જ બે નોખાં નોખાં ક્રિયાપદો છે.

* હું બંગાળી જાણતો ન હોવાથી, એનું નામ મેં લીધું નથી; પણ હું ધારું છું કે બંગાળીની રચના પણ ગૂજરાતી, મરાઠી, હિંદી જેવી જ હશે.

વળી, ગૂજરાતીમાં તથા હિંદીમાં ખાવું અને પીવું શબ્દોના વિલક્ષણ પ્રયોગો થાય છે; જેમકે, ઉધરસ–છીંક–આળસ–ગમ–માન વગેરેને ગૂજરાતીઓ તથા હિંદીઓ ' ખાઇ ' શકે છે, બીડી–અપમાન વગેરે ' પી ' શકે છે. મરાઠી કે કાનડી ભાષા બોલનારાઓમાં ખાવા–પીવાના એ પ્રકારો જાણીતા નથી. માત્ર પૈસા અને માર ' ખાવાની ' વાત ચારે ભાષાના લોકો જાણે છે.

ગૂજરાતી વગેરે ભાષાઓમાં સંસ્કૃતના જેવો આત્મનેપદ અને પરસ્મૈપદનો ભેદ નથી. એ ભેદનો એક ઉદ્દેશ ક્રિયા પોતાને માટે થાય છે કે બીજાને માટે એ દર્શાવવાનો છે. એ ભેદ દર્શાવવા ગૂજરાતીમાં આપણને ' લેવું ' અને ' દેવું ' અથવા ' આપવું ' ક્રિયાપદોની મદદ લેવી પડે. જેમકે, કરી લેવું, કરી દેવું–આપવું, વણી લેવું, વણી દેવું–આપવું ઇ૦ કેટલાંક ક્રિયાપદો સાથે 'લેવું' જ વાપરી શકાય છે; જેમકે શીખી લેવું, નાહી લેવું, ખાઇ લેવું વગેરે; અને કેટલાંક સાથે ' દેવું ' કે ' આપવું ' જ વાપરી શકાય છે; જેમકે, દઇ દેવું, ધરી દેવું, આપી દેવું વગેરે. કાનડીમાં યે ' આત્મને ' ક્રિયા અને ' પરસ્મૈ ' ક્રિયાનો ભેદ આ જ રીતે ' કોળુ ' (લેવું) અને ' કોડુ ' (દેવું. આપવું) એ ધાતુઓની મદદથી જ દર્શાવી શકાય છે.

× × ×

સંસ્કૃત કુળની ભાષાઓનો શાસ્ત્રીય અભ્યાસ કરનારાઓને કેટલીક દ્રાવિડી ભાષાઓ જાણવી જોઇએ એ મને અગત્યનું જણાયું છે. કેટલા યે શબ્દોની વ્યુત્પત્તિ આપણે સંસ્કૃતમાંથી ખોળવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણને જાણે એમ જ લાગતું હોય છે કે આપણી ભાષાઓમાં પ્રાચીન કાળથી ચાલી આવેલા શબ્દો સંસ્કૃત સિવાય બીજી ભાષાઓમાંથી ન જ આવેલા હોય. કાનડી ભાષા શીખતાં આપણી ભાષામાં કેટલા યે એ ભાષાના શબ્દો આવેલા છે એમ જણાઇ આવે છે. એની એકાદ યાદી હું કોઇક વાર વાચકો આગળ મૂકવા આશા રાખું છું, પણ કેટલાક નામોની વ્યુત્પત્તિ શોધવામાં કાનડી ભાષાનું જ્ઞાન ઉપયોગી થઇ શકે એ જણાવવા એક બે દાખલા આપું છું.

' બિરાર ' એ ઈંગ્રેજી રૂપ છે. એનું દેશી રૂપ ' વહાડ ' અથવા ' વરાડ ' છે. સંસ્કૃત સાહિત્યમાં આવતો ' વિદર્ભ ' દેશ તે જ આ ' વહાડ ' એમ સામાન્ય રીતે માનવામાં આવ્યું છે; પણ ' વહાડ ' શબ્દ ' વિદર્ભ ' પરથી છે કે સ્વતંત્ર શબ્દ છે, અને હોય તો કેવી રીતે, એ વિષે નિશ્ચય કરી શકતો નથી. એક લેખકે ' વિદર્ભ ' અને ' વહાડ ' જુદા દેશો છે એમ પ્રતિપાદન કર્યાનું હમણાં જ મારા વાંચવામાં આવ્યું છે. એ માને છે કે વિદર્ભ દેશ ગૂજરાતમાં ડભોઇની નજીકનો પ્રદેશ છે. શ્રીકૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું ત્યારે એનો ભાઇ એની પાછળ પડ્યો હતો. શ્રીકૃષ્ણે એને હરાવ્યો, પછી એ શરમનો માર્યો સ્વદેશ ન ગયો, પણ ડભોઈ પાસે બીજું રાજ્ય વસાવ્યું એવી કથા છે. માટે ડભોઇથી બહુ દૂર વિદર્ભ હોવાનો સંભવ નથી એમ એમનું કહેવું છે.

વહાડના એક મરાઠી ઇતિહાસકારે એ શબ્દની એક વિચિત્ર વ્યુત્પત્તિ બેસાડી છે. ' વરાડ ' શબ્દનો અર્થ મરાઠીમાં વર સાથે આવેલી, જાન પણ થાય છે. આ લેખક કહે છે કે દંતકથા એવી છે કે શ્રીકૃષ્ણની સાથે આવેલા કેટલાક જાનૈયાઓને વિદર્ભમાં આવ્યા

બાદ એ એટલો ગમી ગયો કે અહીં જ વસી પડ્યા; અને આ પ્રમાણે શ્રીકૃષ્ણની 'વરાડ' અહીં વસવાથી દેશનું નામ 'વરાડ' પડ્યું. મને આ વ્યુત્પત્તિ સાવ કાલ્પનિક જ લાગે છે.

કાનડી ભાષાની મદદથી એ શબ્દ પર કાંઇક વિશેષ પ્રકાશ પડે એમ સંભવ છે. સંભવ છે એમ કહું છું, કારણ કે મારું એ ભાષાનું જ્ઞાન હજુ એટલું અધુરું છે કે એ વિષે ખાતરીપૂર્વક કહેતાં સંકોચ થાય છે.

ગૂજરાતમાં બારડોલી તાલુકાનું 'વરાડ' નામનું ગામ બારડોલીની લડતમાં જાણીતું થયું છે જ. હું ધારું છું કે એ નામનાં સુરત અને નવસારી જિલ્લામાં બે–ચાર ગામ છે. વરાડ શબ્દનો અર્થ કાનડી ભાષામાં સીમા અને સરહદ પરનો પ્રદેશ થઇ શકે એમ મને લાગે છે. 'વર' એટલે સીમા, અને 'નાડ' એટલે દેશ થાય છે જ. પણ 'નાડ'નું સ્વરૂપ કેટલાક સમાસોમાં 'આડ' થયેલું પણ જોવામાં આવે છે. ઉપરાંત, 'આડ' એટલે જંગલ, અટવી, અથવા અડચણ (cbstruction) એવો પણ થાય છે. એટલે સીમા પરનું જંગલ, સીમા પરની આડ અડચણ એવો 'વરાડ' નો અર્થ થઇ શકે. આ વ્યુત્પત્તિ બેસી શકે કે નહિ એ વિચારવા જેવી બાબત છે.

'મરાઠા' શબ્દ 'મહારાષ્ટ્ર'નું પ્રાકૃત છે, કે 'મહારાષ્ટ્ર' એ 'મરાઠા'નું સંસ્કૃત છે એ વિષયમાં પણ આજે બે મત છે. એમાં અંતે આવતો 'રાટ' અથવા 'રાઠ' એ 'રાષ્ટ્ર' શબ્દ પરથી જ છે, એ જેટલું 'ગૂજરાત' શબ્દમાં શંકાભર્યું છે, તેટલું જ 'મરાઠા' શબ્દમાં યે શંકાભર્યું છે. 'મરાઠ,' 'મરહટ્ટ,' 'મહરાટ્ટ' એવી કાંઇક એની જૂની જોડણીઓ છે. કાનડી ભાષાથી 'મરાટ' અથવા 'મરાઠ' નો અર્થ ઝાડોનો પ્રદેશ એટલે જંગલ થઇ શકે કે નહિ, અને એ એની વ્યુત્પત્તિ હોઇ શકે કે નહિ એનો વિચાર કરવા હું વિદ્વાનોને સૂચવું છું.

મુંબઇની પાડોશનાં 'મલાડ' 'કાંદિવલી' અને 'બોરિવલી' ગામો ગૂજરાતી વાચકોને જાણીતાં છે. એ ત્રણે શબ્દોના કાનડીમાં સરળ અર્થો છે. 'મલ,' 'કાંદિ' અને 'બોરિ' એ ત્રણે શબ્દોના અર્થ 'પર્વત,' 'ટેકરી' એવો થાય. મલ્લાડ=મલ્નાડ= ગિરિપ્રદેશ એમ કાનડી શબ્દકોશમાં જણાવ્યું છે. માલવ, માવળ, મલ્લ વગેરે સર્વે શબ્દોમાંનો 'મલ' અંશ પહાડ, પહાડી એ અર્થનો છે. સંસ્કૃતમાં પણ એ શબ્દ દ્રાવિડી ભાષામાંથી આવેલો છે એમ કાનડી શબ્દકોશના સંપાદક કહે છે. હવે કાંદિવલી અને બોરિવલીમાંનો 'વલી' અંશ 'ઓલિ,' 'ઓળિ'–નો અર્થ કાનડીમાં 'હાર,' 'પંક્તિ' થઇ શકે છે. એટલે એ બે શબ્દોના અર્થ ટેકરીની હાર એવો થાય. ('ઓલિ'નો 'ઓ' હ્રસ્વ હોવાથી એનો ઉચ્ચાર 'વલિ'ના જેવો જ થાય)

એ જ પ્રમાણે દાંડી, દાંડા એ નામનાં ઘણાં ગામો સુરતથી રત્નાગિરી સુધીમાં સમુદ્ર કિનારે આવેલાં છે. એ બધાનો અર્થ કાનડીમાં (અને કદાચ સંસ્કૃતમાં યે) કિનારો એટલો જ થાય.

હવે એક ગંભીરપણે નહિ પણ ઉચ્ચારસામ્યથી વિનોદાર્થે વ્યુત્પત્તિ આપી બંધ કરું છું. આપણા નડિયાદને જો કાનડી ભાષાનો શબ્દ કલ્પીએ તો તેનો અર્થ 'ચાલી ચૂક્યું' (ચાલૂન ઝાલેં) એવો થાય!

કિશોરલાલ ઘ. મશરૂવાળા

## ૮ ભોજન

आहारः प्रीणनः सद्यो बलकृद्देहधारकः ।
आयुस्तेजः समुत्साहस्मृत्योजोऽग्निविवर्धनः ॥

सुश्रुत चि २८—६८

અર્થ—પ્રાણીમાત્રના પ્રાણ અન્ન ઉપર નિર્ભર છે. આહારથી જ દેહ ટકે છે. બલ, આયુષ્ય, તેજ, ઉત્સાહ, સ્મૃતિ, ઓજ, જઠરાગ્નિનું સ્વાસ્થ્ય–આ બધું આહાર ઉપર જ નિર્ભર છે.

આહાર ઉપર તો મોટું પુસ્તક લખાય એમ છે. વનસ્પતિ આહાર, માંસાહાર, ફલાહાર—આવી રીતે આહારના ત્રણ વર્ગો છે ફળાહાર ખરી રીતે વનસ્પતિ આહારમાં જ સમાઇ જાય છે, પરંતુ આજકાલ ફલાહારનાં ગુણગાન ગાનારાઓએ ફલાહારને ખૂબ જ મહત્ત્વ આપેલું છે. આ બધા ઉપર આપણે ઉડતી દૃષ્ટિ નાખીને જ વીરમીશું.

મનુષ્ય શરીર નીચેનાં મૌલિક તત્ત્વોનું બનેલું છે. ઓક્સિજન, કાર્બન, હાઇડ્રોજન, નાઇટ્રોજન, કેલ્સિયમ, ફોસ્ફરસ, પોટાસિયમ, સલ્ફર, સોડિયમ, ક્લોરિન, મેગ્નેસિયમ, લોહ, આયોડીન, ફ્લોરિન સીલીકન, એલ્યુમિનિયમ, ઝીંક, તામ્ર, સોમલ, વગેરે.

ઉપરોક્ત મૌલિક પદાર્થોથી નિર્મિત જે યૌગિક પદાર્થો આપણા શરીરમાં મળે છે તેને ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓએ પાંચ મુખ્ય વિભાગોમાં વહેંચી નાખેલા છે. ખોરાકમાંથી આપણે આ પાંચે જાતના પદાર્થો મેળવી શકીએ છીએ—

(૧) નત્રિલ અથવા કોષદ પદાર્થ ( પ્રોટિન )

(૨) કર્બોદિત ( કાર્બોહાઇડ્રેટ )

(૩) સ્નેહ અથવા ચરબી ( ફેટ )

(૪) ખનિજ ક્ષારો ( મિનરલ સૉલ્ટસ )

(૫) પ્રજીવનકો અથવા ખાદ્યપ્રાણ ( વિટામિન્સ )

ઉપરોક્ત, પદાર્થો ઉપરાંત પાણી પણ લોહી, તંતુઓ અને સ્નાયુઓના બંધારણમાં અગત્યનો ભાગ ભજવે છે. ઉપરોક્ત તત્ત્વો જો આપણે આહારમાં પૂરતા પ્રમાણમાં ન લઇએ તો શરીર બરાબર પોષાય નહિ.

માના ધાવણમાં ઉપરોક્ત બધા જ તત્ત્વો છે અને એટલે જ ધાવણ ધાવીને બાળક જીવે છે અને વધે છે.

શરીરને હમેશાં ગરમ રાખવાનું અને શરીરને ઘસાતું અટકાવવાનું–આ બે ખોરાકના મુખ્ય હેતુઓ છે. આ સિવાય બીજા હેતુઓ છે પણ તે બધા ગૌણ હોઇ આ બે પ્રધાન હેતુઓમાં જ સમાઇ જાય છે. આપણા શરીરમાં હમેશાં ૯૭॥° થી ૯૮॥° જેટલી ગરમી કાયમ રહે છે. આટલી ગરમી કાયમ રાખવા માટે ઘણી કાર્યશક્તિ ખર્ચાય છે. શરીરની ગરમી સ્થિર રાખવામાં એકંદર શક્તિનો ૮૩ ટકા જેટલો ભાગ વપરાય છે. ૮ ટકા જેટલો ભાગ પાચનક્રિયા, શ્વાસક્રિયા, રુધિરાભિસરણ વગેરે ક્રિયાઓમાં વપરાય છે. ફક્ત ૯ ટકા જેટલો જ ભાગ કસરત કે મજૂરી કરવામાં કે હરવા ફરવામાં વપરાય છે. આથી સમજી શકાશે કે મજૂરી ન કરે તો યે શરીરની ગરમી એકધારી રાખવા માટે શરીરને ખોરાકની જરૂર તો પડે છે જ. ખોરાક ન મળે તો યે ભઠ્ઠી તો ચાલુ જ રહે છે. ખોરાક ન મળે તો એ ભઠ્ઠીમાં અન્નમાંથી જ શરીરમાં સંગ્રહાયલાં ચરબી, માંસ વગેરે બળે છે. શરીરને રેલવે એન્જિનની ઉપમા આપીએ તો જરાકે ય ખોટું નથી. એન્જિન જેમ લાકડાં કે કોલસા ને પાણી માગે છે તેમ શરીરયંત્ર ખોરાક, પાણી માગે છે. એન્જિન સાફસુફ માગે છે તેમ શરીરયંત્ર પણ સાફસુફ–ઑઇલિંગ વગેરે માગે છે. શરીરનું યંત્ર ખરેખર અદ્ભુત યંત્ર છે. પરમાત્માએ એની કરામતમાં કશી યે કચાશ રાખી નથી. આ શરીરમાં આત્મા વસે છે.

ઉપરોક્ત પાંચે ય જાતના ખાદ્યપદાર્થોથી ખોરાકના જે બે મુખ્ય હેતુઓ આપણે જોઇ ગયા તે સધાય છે. હવે આપણે આ પાંચ પદાર્થોને જરા વીગતથી તપાસીશું.

## નત્રિલ અથવા કોષદ પદાર્થ

શરીર અસંખ્ય કોષોનું બનેલું છે. અને આ પ્રત્યેક કોષમાં આ પદાર્થ છે એટલે આપણે એનું નામ કોષદ પદાર્થ રાખીશું. આમાં નાઇટ્રોજન વિશિષ્ટ છે એટલે કેટલાક આને નત્રિલ કહે છે. અંગ્રેજીમાં આને પ્રોટિન કહે છે. પ્રોટિન ગ્રીક ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ ' પ્રથમ જગો લેવી ' એવો થાય છે. અને વાત સાચી છે. કોષોમાં જે પદાર્થ હોય તેને પ્રથમ સ્થાન જ હોવું જોઇએ ને!

કોષદ પદાર્થ કાર્બન, હાઇડ્રોજન ઑક્સિજન, નાઈટ્રોજન, ગંધક અને ફોસ્ફરસથી બનેલો છે. આમાં નાઇટ્રોજન વિશિષ્ટ છે એટલે શરીરના બંધારણમાં તે ઘણો ઉપયોગી થઈ પડે છે અને તેથી જ નાઇટ્રોજન વિશિષ્ટ પદાર્થો પૌષ્ટિક મનાય છે. આ પદાર્થને અંગ્રેજીમાં ' Building material '–શરીર બાંધનાર પદાર્થ તરીકે ઓળખવામાં આવે છે. શરીર બાંધવા ઉપરાંત કેટલેક અંશે ઉષ્મા અને કામ કરવાની શક્તિ પણ આ પદાર્થો આપે છે.

દરેક જીવંત પદાર્થમાં પ્રોટોપ્લાઝમ ( જીવનપુટમાં રહેલું સજીવ, પ્રાણમય તત્ત્વ.) હોય છે જ. આથી જ આહારમાં કોષદ પદાર્થ શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે.

વનસ્પતિ–કોષદ અને પ્રાણિજ ( Animal ) કોષદ–આમ કોષદ પદાર્થના બે ભાગો છે. વનસ્પતિમાં જે કોષદ છે તે વનસ્પતિ કોષદ અને પ્રાણિમાં જે કોષદ છે કે પ્રાણિજ કોષદ પ્રાણિજ કોષદ વનસ્પતિ કોષદ કરતાં જુદી જાતનું છે. અને આ બન્ને જાતનાં કોષદ શરીરના કોષદ કરતાં ભિન્ન છે. શરીરનાં કોષદ અઢાર જાતના ભિન્નભિન્ન ' એમિનો એસિડ'થી બનેલા છે. શરીરનું કોષદ વનસ્પતિ અને પ્રાણિજ કોષદ કરતાં ભિન્ન છે એટલે આપણે

ખોરાકમાં જે કોષદ લઇએ તેનું રુપાંતર થાય છે અને તેમાંથી શરીરને જે જાતના કોષદની જરૂર હોય તે લે છે. અનુપયોગી કોષદ-શરીરની બહાર પેશાબમાં 'યુરીયા' રૂપમા બહાર કાઢી નાખવામાં આવે છે અથવા ઉષ્મા અને કાર્યશક્તિ માટે ઉપયોગ કરવામાં આવે છે.

ઈંડાની સફેદી, દહીં, બદામ, પીસ્તાં, મગફળી, કઠોળ, દાળો, માંસ–આ તમામ કોષદ પદાર્થો છે. આ બધા પદાર્થો પૌષ્ટિક મનાય છે. કોષદ ખાદ્યપદાર્થો જ શરીરને બાંધે છે એ આપણે ઉપર જોઈ ગયા છીએ.

વનસ્પતિ કોષદ પ્રાણિજ કોષદ કરતાં ઉતરતી કોટીનું મનાય છે એ વાત યાદ રાખવી જોઇએ. કઠોળમાં માંસ કરતાં કોષદનું પ્રમાણ ઘણું છે પણ માંસ કરતાં કઠોળનું કોષદ ઉતરતું છે એ ન ભુલવું જોઇએ.

## ઊંચી જાતના કોષદવાળા ખાદ્યપદાર્થો

દૂધ, દહીં, છાસ, પનીર (ચીઝ), ઈંડાં, માંસ (મૂત્રપિંડ, કાળજું), મચ્છી, તાજી લીલી ભાજી (પાલખ, લેટ્યુસ, દોડી ઈત્યાદિ) અને ઘર આગળ ઘંટીએ દળેલો લોટ.

બાજરી, જુવાર, મકાઈ, ઘઉં, ઘર આગળ ખાંડેલો ભાત, વટાણા, દાળ, કઠોળ, બટાટા, ભોંયસીંગ, ગાજર, સલગમ, બીટરૂટ, બધી જાતનાં ફળ અને ભાજી સિવાયનાં બીજાં શાક–આ બધાનું કોષદ સહેજ ઉતરતી પંક્તિનું છે.

મંચામાં ખંડાયેલા ચોખા, ફ્લોરમિલમાં દળાયેલો લોટ–આમાં નહિ જેવું કોષદ છે. ખાંડ, સાકર અને વનસ્પતિનાં તેલો અને પ્રાણિજ ચરબી–આમાં જરા પણ કોષદ નથી.

ઊંચી જાતનાં અને ઉતરતી જાતનાં કોષદ પદાર્થો અવારનવાર ખાવામાં આવે તો સારું. હમેશા ઊંચી જાતના કોષદયુક્ત પદાર્થો જ ખાવા અને હલકા ન ખાવા એવું કરવાની જરૂર નથી.

કોષદ ઉત્તમ પદાર્થ છે એટલે કોષદ પદાર્થો ખૂબ લેવા, બીજા ખાદ્યપદાર્થો ઓછા લેવા એવો અર્થ કોઇ ન કરે. વિદ્વાનોમાં કોષદ પદાર્થ કેટલા પ્રમાણમાં લેવા એ માટે મતભેદ છે. પરંતુ ચિટેન્ડનના મત પ્રમાણે બહુ કોષદ પદાર્થો ખાવાથી નુકશાન છે. ખોરાકના એક ભાગમા ચોથાથી પાંચમા ભાગના કોષદ પદાર્થો હોય તો તે બસ છે. અતિ પ્રમાણમાં કોષદ પદાર્થો ખાવાથી લોહીમાં ખટાશ થાય છે અને સંધિવા, મૂત્રપિંડના રોગો વગેરે થાય છે.

પ્રાણિજ કોષદ વનસ્પતિ કોષદ કરતાં ચડિયાતું છે. એટલે આપણા ખોરાકમાં દૂધ, દહીં, છાસ છૂટથી વપરાવાં જોઇએ. દૂધ એ પ્રાણિજ પદાર્થ છે અને માંસ કે ઈંડા કરતાં દૂધનું કોષદ ચડિયાતું છે. જે હિંદુ પૂર્વજોએ ગાયને માતા ઠેરવી તેનું પૂજન કર્યું છે તેમની દીર્ઘદૃષ્ટિ માટે આપણને અનહદ માન થાય છે દૂધ એ હિંદુઓ માટે તો સાક્ષાત અમૃતતુલ્ય છે. જે પ્રજાના ખોરાકમાં દૂધ દહીંનો બહોળો વપરાશ થાય છે તે પ્રજાઓ બળવાન, બુદ્ધિવાન અને દીર્ઘાયુષી હોય છે. નાનાં બચ્ચાંના શરીરના બંધારણ માટે પ્રાણિજ કોષદ અત્યંત અગત્યનું છે અને આપણે પ્રાણિજ કોષદ માટે દૂધનું શરણ લેવું પડે છે. દૂધ ન ખાતું હોય તો પછી ઇંડાં અને માંસ હિંદુઓએ ખાતા શીખવું જોઇએ. પ્રજા તરિકે

જીવવું હોય તો હિંદુઓએ ગૌપાલનની શાસ્ત્રીય દૃષ્ટિએ પ્રતિષ્ઠા કરવી જોઇએ. નહિ તો માંસભક્ષણ કરતાં શીખવું જોઇએ.

## કર્બોદિત ખાદ્યપદાર્થો

કર્બોદિત–કાર્બન, હાઈડ્રોજન અને ઑક્સિજનનું બનેલું છે. સ્ટાર્ચ અને ખાંડનો સમાવેશ કર્બોદિતમાં થાય છે. સ્ટાર્ચ મુખ્યત્વે કરી વનસ્પતિ સિવાય બીજા ખાદ્યપદાર્થોમાંથી મળતો જ નથી. ટૂંકામાં કર્બોદિત ખાદ્યપદાર્થો માટે વનસ્પતિ ઉપર જ આધાર રાખવો પડે છે. કાર્યશક્તિ અને ઉષ્મા આપનાર તરિકે કર્બોદિત પદાર્થો અતિ ઉપયોગી છે. કર્બોદિત પદાર્થો બહુ ખાવાથી ખોરાકના પચનમાં અને પરિણયનમાં હરકત આવે છે, અને પેટની ફાંદ વધે છે. આપણા હિંદુઓના ખોરાકમાં કર્બોદિત વધુ પ્રમાણમાં જાય છે એટલે જ આપણું શરીર બેડોળ છે. પેટ ગોળમટોળ, દાંત ખરાબ, મધુમેહના દરદીઓ વિશેષ–આ બધું અતિ પ્રમાણમાં કર્બોદિત પદાર્થો લેવાનું પરિણામ છે.

ચોખા, બાજરી, જુવાર, ઘઉં, મકાઈ, જવ, ઓટ, સાબુચોખા, ચણા, આરારૂટ, બટાટા, લસણ, કંદમૂળ, કાંદા, તાજાં ફળો, લીલી ભાજી, ગોળ, ખાંડ, મધ, સુકોમેવો, સોયબીન વગેરે કર્બોદિત ખાદ્યપદાર્થો છે. આ પદાર્થો જલદીથી પચી જાય એટલા માટે સાથે વિટામિન 'બી' લેવાની ખાસ જરૂર છે. આટલાથી જ ચોખા સાથે ઘઉં અને દાળ ખાવાની જરૂર છે. કર્બોદિત ખાદ્યપદાર્થો ઉષ્મા અને કાર્યશક્તિ, ઉત્પન્ન કરવા માટે ખૂબ જ ઉપયોગી છે.

## સ્નેહ

કર્બોદિત માફક સ્નેહમાં પણ કાર્બન હાઈડ્રોજન અને ઑક્સિજન છે પણ કાર્બનનું પ્રમાણ સ્નેહમાં ખૂબ છે. કોઈ પણ ખોરાકનું ઉષ્ણતા આપવાનું સામર્થ્ય તેમાંના કાર્બન ઉપર અવલંબે છે. કાર્બન અને ઑક્સિજનના સંસર્ગથી–દહનથી–ઉષ્ણતા અને કાર્યશક્તિ, પ્રાપ્ત થાય છે. આથી જ સ્નેહયુકત, પદાર્થોમાં ઉષ્ણતા આપવાનો ખાસ ગુણ છે. શિયાળામાં ઘી અને પાકો ખાવાનું આટલા જ કારણથી.

દરેક ખાદ્યપદાર્થોમાં ઓછાવત્તા પ્રમાણમાં સ્નેહ છે જ, ફકત ખાંડ, ગોળ અને મધમાં તે જરા પણ નથી. ઘઉંમાં સ્નેહ બહુ કમી છે, જ્યારે બાજરી અને મકાઈમાં તે વધુ છે એટલે જ ઘઉંમાં મોવણ નાખવું પડે છે. જ્યારે બાજરી મકાઈમાં મોવણ નથી નખાતું. ગરીબ લોકો જેમને ઘી ખાવા નથી મળતું તેમના માટે બાજરી, મકાઇનો ખોરાક સારો છે.

સ્નેહ પણ પ્રાણિજ અને વનસ્પતિજન્ય—એમ બે પ્રકારનો છે. પ્રાણિજ સ્નેહમાં ઈંડાની પીળી દાળ, માછલી, માછલીનાં તેલ, કાળજું, પનીર, મલઇ, ઘી, માખણ, દૂધ વગેરેનો સમાવેશ થાય છે. વનસ્પતિજન્ય સ્નેહમાં બદામ, નાળિયેર, તલ, મગફળી, રાઈ, સરસવ, કપાસિયા, અળસી–આ બધાનાં તેલોનો સમાવેશ થાય છે. સોયાબીનમાં સ્નેહનું પ્રમાણ ખૂબ જ છે.

વનસ્પતિ સ્નેહ કરતાં પ્રાણિજ સ્નેહ ચડિયાતો છે. પ્રાણિજ સ્નેહમાં 'એ' વિટામિન છે જે વનસ્પતિ સ્નેહમાં જરા પણ નથી.' અને વિટામિન 'એ' તો જીવનાધાર છે એ આપણે આગળ ઉપર જોઈશું. માટે જ આપણે ઘીને પરમ પવિત્ર માન્યું છે. ઘી એટલે ઉત્તમોત્તમ સ્નેહ અને 'એ' વિટામિનથી ભરપૂર ! દૂધ, માખણ, મલાઈ, ઘી-એ આપણે માટે પ્રાણિજ સ્નેહો છે. ઈંડાં, માછલી અને માછલીનાં તેલોમાં વિટામિન 'એ' સારા પ્રમાણમાં છે અને આથી જ કોડલીવર તેલની પ્રતિષ્ઠા છે. માછલીનાં તેલોમાં 'એ' અને 'ડી' બન્ને વિટામિન છે. જ્યારે વનસ્પતિ તેલોમાં આ બન્નેનો સાવ અભાવ છે.

ચૂનો (calcium) હાડકાંમાં અને દાંતમાં ખૂબ છે. ચૂના સિવાય શરીર ટકી ન શકે. આપણે ચાહે એટલા ચૂનાવાળો ખોરાક લેતા હોઈએ પણ જો યોગ્ય પ્રમાણમાં સ્નેહ ન લેવાતો હોય તો શરીર ચૂનાનો ઉપયોગ નહિ કરી શકે. સ્નેહ ચૂનાના પાચનમાં મદદ કરનાર છે, આંતરડાંને સ્નિગ્ધતા અર્પનાર છે. વિટામિન 'એ' અને 'બી' સિવાય સ્નેહ બરાબર પચતું નથી. કર્બોદિત, વિટામિન 'એ' અને 'બી' થોડુંક આયોડીન-આ બધા ઉપર સ્નેહનું પાચન અને પરિણમન નિર્ભર છે. બાળકોને સ્નેહયુક્ત ખોરાક જ આપવો જોઈએ. બાળકો માટે દૂધ, ઘી, માખણ, મલાઈ અતિ કિંમતી ખાદ્યપદાર્થો છે.

## ખનિજ ક્ષારો

૧૫૪ શેર વજનના માણસના શરીરમાં આશરે ૭ થી ૮ શેર જેટલા ખનિજ ક્ષારો હોય છે. આપણા શરીરમાં ૨૦ જાતના ક્ષારો છેઃ—કેલ્સિયમ, પોટાસિયમ, સોડિયમ, લોહ, મેંગેનીઝ, મૅગ્નેસિયમ, ઝીંક, તામ્ર, લીથિયમ, બેરિયમ, ફૉસ્ફરસ, સલ્ફર, ક્લોરિન, આયોડીન, સીલીકન, અને ફ્લોરિન-આટલા મુખ્ય છે. આમાંના પહેલા દશ ક્ષારો અમ્લપ્રતિયોગી (alkali forming) છે અને બાકીના ૭ અમ્લગુણવાળા (acid forming) છે. જ્યારે આ બન્ને જાતના ક્ષારો યોગ્ય પ્રમાણમાં લોહીમાં હોય છે ત્યારે પૂર્ણ આરોગ્ય સંભવે છે.

કોષોમાં જે પ્રોટોપ્લાઝમ છે તે સલ્ફર અને ફૉસ્ફરસ પ્રચુર છે. કેલ્સિયમ (ચૂનો), સલ્ફર (ગંધક) અને ફૉસ્ફરસ (લોહ) પોટાસિયમ, ક્લોરિન-આ અતિ અગત્યના ક્ષારો છે.

દૂધ જ ફક્ત એક એવો ખોરાક છે જેમાં આ વીસેવીસ જાતના ક્ષારો વિદ્યમાન છે. બીજા કોઈ ખાદ્ય પ્રમાણમાં આ બધા ખનિજ ક્ષારો નથી. માટે વિવિધ ખાદ્યપદાર્થો હમેશાં ખાવા જોઈએ. ખનિજ ક્ષારોના અભાવે માણસોને અનેક ભયંકર રોગો થાય છે. રક્તની તરલતા, પાચનક્રિયાની ઝડપ, હૃદયના સતત ધબકારા, માંસપેશીઓનું હલનચલન આ બધું ખનિજ ક્ષારોને પ્રતાપે જ ચાલી રહ્યું છે. લોહ શરીરમાં જરા જેટલું છે પણ જો તેટલું ન હોય તો પાંડુ અને દુષ્ટપાંડુ જેવા દારુણ રોગો થાય છે. મેંગેનીઝ, તામ્ર અને સોમલ જરા જેટલાં છે, પણ જો ખોરાકમાં તે ન લેવાય તો અનેક વિકૃતિઓ થાય છે.

લીલી શાકભાજી અને ફળોના રસમાંથી અને દૂધમાંથી બધી જાતના ક્ષારો મળી રહે છે. માંસ, દાળ, કઠોળ અને બધી જાતનાં ધાન્ય-આ બધાનો વિપાક અમ્લ છે. જ્યારે લીલી શાકભાજી તાજાં ફળમૂળ વગેરેનો વિપાક અમ્લ પ્રતિયોગી છે. આથી જ દાળભાત રોટલી સાથે શાક ખાવાની જરૂર છે.

## પ્રજીવનકો–(વિટામિન્સ)

કોઇ પણ પ્રયોગશાળામાં આ વસ્તુ તૈયાર થઈ શકતી નથી, નરી આંખે તે જોઈ શકાતી નથી, ત્રાજવામાં તે તોલી શકાતી નથી, એવી આ અગમ્ય વસ્તુ છે. પરંતુ અનેક અખતરાઓને અંતે આની શોધ કરવામાં આવી છે. અત્યાર સુધીમાં સાત વિટામિન્સ શોધાયાં છે, જેમાં ૪–૫ જ ખૂબ ચર્ચાયેલાં છે.

## વિટામિન 'એ'

સૂર્યપ્રકાશ છોડ ઝાડનાં લીલાં પાંદડાં ઉપર પડવાથી 'વિટામિન્સ' તૈયાર થાય છે. સૂર્યપ્રકાશ વિના વનસ્પતિમાં વિટામિન્સ ઉત્પન્ન થઈ શકતાં જ નથી. પશુપંખી વિટામિન્સ બનાવી શકતાં નથી. વિટામિનવાળો ખોરાક જે પશુપંખી ખાય તેના કાળજામાં અને મૂત્રપિંડમાં આ વિટામિન ભેગું થાય છે. ખાસ કરીને કાળજામાં આ વિટામિન ખૂબ જમા થાય છે અને એટલા જ કારણથી દુષ્ટપાંડુ ( Pernicious anaemia ) જેવા રોગમાં આજકાલ કાળજું અથવા તેનું સત્ત્વ ખવડાવવામાં આવે છે. લીલું ઘાસ જે ગાયભેંસ ચરતી હોય તેના દૂધમાં 'એ' વિટામિન સારા પ્રમાણમાં હોય છે. સૂકું ઘાસ ખાનાર ઢોરોના દૂધમાં 'એ' વિટામિન જુજજાજ પ્રમાણમાં હોય છે. જેમ ગાય ભેંસોમાં તેમ જ સ્ત્રીઓમાં. જે માતા દૂધ, લીલી શાકભાજી અને તાજાં ફળ લે છે તેમના ધાવણમાં 'એ' વિટામિન પુષ્કળ પ્રમાણમાં હોય છે. 'એ' વિટામિન નાનાં બચ્ચાંની વૃદ્ધિ માટે ખૂબ જ જરુરી છે. હિંદુસ્તાનમાં આટલું મોટું ભયંકર બાલમરણ પ્રમાણ આપણી માતાઓના સત્ત્વહીન ખોરાકનું જ પરિણામ છે એમ મારું માનવું છે. સગર્ભાવસ્થામાં માતાઓએ દૂધ, લીલાં શાકભાજી, ફળ અને બીજો પૌષ્ટિક ખોરાક લેવાની ખાસ જરૂર છે. કારણ કે માતાના ખોરાકમાંથી જ બાળકના પ્રાણ પોષાતા હોય છે. ગર્ભમાં જે બાળકને યોગ્ય પોષણ નથી મળતું તે બહાર આવ્યા પછી માંદું રહે છે અને વહેલુંમોડું મરે છે. પ્રાણવાન ધાવણ ધાવનાર બાળકો મરવાં જોઇએ જ નહિ. સગર્ભાવસ્થામાં આપણી સ્ત્રીઓ દૂધ કે દૂધના પદાર્થો મુદ્દલે ય લેતી નથી અને ભાતદાળ ને શાકથી ફક્ત પેટ ભરે છે. આ ઠીક નથી. આ વખતે તો દૂધ અને દૂધના પદાર્થો છૂટથી લેવા જોઇએ. જે સ્ત્રીઓને દૂધ ન ભાવતું હોય તેમને ઈંડાં આપવાં જોઇએ. ખોરાકમાં જેટલી અપૂર્ણતા હશે તેની અસર ગર્ભસ્થ શિશુ ઉપર થશે એ યાદ રાખવાનું છે.

શ્લેષ્મપડને તંદુરસ્ત રાખવાનું અગત્યનું કાર્ય આ વિટામિન કરે છે. રોગ સામું થવાની શક્તિ આથી જ પ્રાપ્ત થાય છે. આના અભાવે જ ચેપી રોગોના ભોગ થઈ પડાય છે.

'એ' વિટામિન નીચેના ખાદ્ય પદાર્થોમાં પ્રચૂર પ્રમાણમાં છેઃ—

કાળજું, કાળજામાંથી કાઢેલાં તેલો, કૉડલીવર ઑઇલ, મચ્છીઓનાં તેલો, ઇંડાંની પીળી દાળ, માખણ, ઘી, મૂત્રપિંડ, ઘોસ અને બીજી પ્રાણીજ ચરબી, શેડકઢું દૂધ, પાલખની ભાજી, લેટ્યુસ, કોબી, સલગમના કંદનો ડાંડી આગળનો ભાગ, મૂળા, બીટરૂટ વગેરેના મથાળાનો ભાગ.

લીલી શાકભાજીમાં વિટામિન 'એ'નું પ્રમાણ બહુ સારું છે. દૂધ અને ઈંડાં, માખણ અને ઘી-આ 'એ' ના ઉત્તમ નમૂનાઓ છે. વનસ્પતિ તેલો, મેંદાનો લોટ, સંચામાં ખંડાવેલા ચોખા, વનસ્પતિનું ઘી-એમાં જરા પણ વિટામિન 'એ' નથી.

## વિટામિન 'બી'

વનસ્પતિનાં ફળ અને બીજમાં આ ખૂબ સારા પ્રમાણમાં જોવામાં આવે છે. આથી જ દરેક ધાન્ય માત્રમાં આ 'બી' વિટામિન છે. દેહના જે જે અવયવોને ખૂબ કામ કરવું પડે છે તે તે અવયવોમાં આ વિટામિનનો ખૂબ સંગ્રહ થાય છે અને આથી જ મગજ, હૃદય, કાળજું, મૂત્રપિંડ અને પાચક અવયવોમાં 'બી' વિટામિન પુષ્કળ છે. ઘઉં, જુવાર, બાજરી, મકાઈ, દાળ, વટાણા, કઠોળ, લીલી શીંગો, ચણા, લીલી તાજી ભાજી, દૂધ, ઈંડાં, કાળજું, મૂત્રપિંડ, હૃદય વગેરેમાં 'બી' વિટામિન સારા પ્રમાણમાં છે.

સંચામાં ખંડાયેલા ચોખા કે ફ્લોરમિલના લોટમાં 'બી' વિટામિનનો નાશ થઈ જાય છે.

દેહની મરામતમાં આ 'બી' વિટામિન અગત્યનો ભાગ ભજવે છે.

## વિટામિન 'સી'

દરેક લીલી શાકભાજી અને તાજાં ફળોમાં આ વિટામિન છે. 'એ' અને 'બી' તેમ જ 'ડી' વગેરે વિટામિનો ઘણો તાપ સહન કરી શકે છે, પરંતુ 'સી' જરા જેટલા તાપથી પણ નાશ પામે છે. માટે જ હમેશાં 'સી' વિટામિન માટે તાજાં ફળ અથવા શાકનું કચુંબર ખાવાની જરૂર છે. નારંગી અને ખાટાં લીંબુમાં 'સી' વિટામિનનું પ્રમાણ ઘણું સારું છે. હમેશાં ખાટા લીંબુના રસનું શરબત અથવા લીંબુ દાળમાં નીચોવીને લેવાની જરૂર આટલા માટે છે. આ વિટામિનના અભાવે 'સ્કર્વી' નામનો રોગ થાય છે, લોહી બગાડે છે.

ફણગાયેલાં ધાન્ય (વેઢાં) માં 'સી' વિટામિન છે. તાજાં ટોમેટાં, તાજાં કુમળાં ગાજર, પાલખ, તાંદલજો અને દોડીની તાજી ભાજી, નારંગીનો રસ,-આમાં 'સી' વિટામિન છે.

દૂધમાં 'સી' વિટામિન નથી હોતું-લીલું ઘાસ ચરતી ગાય ભેંસના દૂધમાં 'સી' વિટામિન હોય છે તો તે ઉકાળવાથી નાશ પામે છે. ઈંડાંમાં આ વિટામિન નથી.

## વિટામિન 'ડી'

સૂર્યના પ્રકાશમાં આ વિટામિન છે એટલે બાળકોને હમેશાં થોડીવાર સૂર્યના તાપમાં (સવારમાં) ખુલ્લાં ફેરવવાં જોઈએ. આથી બાળકોનાં હાડકાં મજબૂત બને છે. આ વિટામિનને અભાવે 'સૂકતાન' નામનો રોગ થાય અને દાંતો પણ બગાડે છે. જેમને આ વિટામિન મળતું નથી તે બચ્ચાં ચીડિયાં અને ચંચળ હોય છે.

દૂધ, માખણ, ઘી, કૉડલીવર ઑઇલ, ઈંડાંની પીળી દાળ અને માછલીનાં તેલોમાં 'ડી' વિટામિન બહુ સારા પ્રમાણમાં છે.

## વિટામિન 'ઈ'

વધ્યત્વનિવારણ વિટામિન તરીકે ઓળખાય છે વનસ્પતિના તેલોમા આ વિટામિન છે ઘર આગળ ખાડેલા ચોખા અને બધી જાતના ધાન્યોમા આ વિટામિન હોય છે.

## પાણી

ખોરાક ભલે બીજી બધી રીતે સંપૂર્ણ હોય પણ જો પૂરતુ પાણી પીવામા ન આવે તો તે ભાગ્યે જ પચે છે લોહીમા $\frac{9}{10}$ ભાગ પાણી છે અને આપણા માસનો $\frac{3}{4}$ ભાગ પાણીનો છે। એક તોલાના બટાટામા ૦ાા તોનો પાણી છે એ વાતની આપણામાના ઘણા ઓછાને ખબર છે। ઈંડામા પોણા ભાગ ઉપર પાણી છે। દૂધમા ૮૦ ટકા પાણી છે। પાણીના આટલા ભાગ ઉપરાત દરેક માણસે હમેશા ૩ થી ૪ શેર પાણી પીવુ જોઇએ દરેક ખાદ્યપદાર્થમા પાણીનો અંશ છે જ પણ તે ઉપરાત ૩ થી ૪ શેર પાણી હમેશા લેવુ જોઇએ પાણીથી જ દૂષિત પદાર્થો શરીરમાથી ધોવાય છે પાણીથી જ ઝાડો, પેસાબ, પરસેવો ખુનાસે થાય છે પાણી સિવાય શરીરના દુષ્ટ પદાર્થો ધોઇ શકાય જ નહિ આપણા શરીરના વજનનો $\frac{2}{3}$ ભાગ પાણીનો છે। હમેશા છૂટથી પાણી પીવુ જોઇએ સવારમા ઊઠીને પાણી પીવુ ગત્રે સૂતી વખતે પાણી પીવુ હરતા ફરતા પાણી પીવુ પાણી દૂષિત પદાર્થોને બહાર કાઢવામા ઘણી મદદ કરે છે

## શાક

ઉપર આપણે ખનિજ ક્ષારોની ઉપયોગિતા જોઈ ગયા છીએ શાકભાજીમા ખનિજ ક્ષારો સારા પ્રમાણમા હોય છે અને એટલા માટે જ આપણે શાક ખાવાના છે શાક એમા રહેલા કિંમતી ક્ષારો માટે ખાવાના છે નહિ કે સ્વાદ માટે અલબત્ત એના ગુણોમા ક્ષતિ ન આવે એવી રીતે શાકને સ્વાદિષ્ટ બનાવવામા જરા પણ વાંધો નથી સ્વાદ સિવાય તો ગમે તેનો સારો ખાદ્યપદાર્થ ખાઇ શકાય જ નહિ પરતુ ગુણના ભોગે સ્વાદ ન હોવો જોઇએ આપણા લોકો શાક ચટાકા તરિકે — સ્વાદ માટે જ ખાય છે લોકોમા, શાકમા અગત્યના ક્ષારો છે માટે તે ખાવુ જોઇએ તેની ખબર નથી

પાદડા, ફળ, ફુલ, કદમૂળ — આ બધાનુ શાક થાય છે ખરી રીતે તો ભાજી અને શાક — એવા બે ભેદો પાડવાની જરૂર છે પાદડામા અથવા ભાજીમા કોઇ જાતનો પૌષ્ટિક પદાર્થ નથી પરતુ તેમા વિટામિન્સ 'એ' 'બી' અને 'સી' અને ખનિજ ક્ષારો છે એટલુ જ ફળમા કોપદ, કર્મોદિત, સ્નેહ વગેરે હોય છે એટલે આહાર તારકે એની કઈ કિમત છે કદમૂળમા સ્ટાર્ચ ખૂબ છે અને તે પૌષ્ટિક છે ઉષ્મા શક્તિ આપનાર છે માટે હમેશા ભાજી, કંદ અને ફળ — આ ત્રણેયનુ ભેગુ શાક કરવુ સારુ છે પછી તો જે મળે તે ખરુ

પરતુ શાકને નકોરડા તેલમા તળીને ખાવા ન જોઇએ પાણીમા એને બાફી તેનો રસો ખાવો જોઇએ કારણકે પાણીમા જ બધા ક્ષારો ઉતરે છે શાક બાફેલુ પાણી કદી ફેંકી ન દેવુ જોઇએ ગુવારશિંગ કે બટાટા બાફેલુ પાણી નાખી દેવામાં આપણે મૂલ્યવાન ક્ષારો નાખી દઇએ છીએ એ યાદ રાખવાની જરૂર છે એ પાણી કદી ફેંકી ન દેવુ જોઇએ

વળી બહુ ધીમા તાપથી લાંબા વખત સુધી શાકને તાપ ઉપર રાખવાથી બધાં વિટામિન્સનો નાશ થાય થાય છે. 'એ' 'બી' વિટામિન્સ સખત તાપથી નાશ પામતાં નથી એ વાત સાચી, પણ તાપ ઉપર હોય તે વખતે તેને હવાનો સ્પર્શ થાય છે તો 'એ' વિટામિન નાશ પામે છે. ઑક્સિજનના સંસર્ગથી ' એ ' વિટામિન નાશ પામે છે. માટે શાકને સખત તાપ ઉપર બરાબર ઢાંકીને મૂકી દેવાં અને ૧૦-૧૨ મિનિટ પછી ઉતારી લેવાં. વારંવાર હલાવવાથી હવાનો સ્પર્શ થાય છે એટલે કિંમતી વિટામિન્સ બળી જાય છે. બહુ વખત તાપ ઉપર રાખી મૂકવાથી વિટામિન્સનો નાશ થઈ જાય છે. શાકમાં પાણી ખૂબ નાખવું જોઇએ અને તે પાણી કદી ફેંકી દેવું નહિ.

વળી, જે શાક કાચાં ખાઈ શકાય એવાં હોય તેનાં કચુંબર જ ખાવાં જોઇએ. કોબી, ટૉમેટા, કાંદા, ગાજર, કોલી-ફ્લાવર, મૂળા, કાકડી, ચીભડાં — આ બધાનાં કચુંબર કરીને ખાવાં સારાં-કચુંબરથી ' વિટામિન્સ ' નો નાશ નથી થતો.

શાકમાં મૃદુકાષ્ઠમયપદાર્થ ( Cellulose ) છે જે ઝાડો સાફ લાવવામાં મદદગાર થઈ પડે છે. શાકથી લોહી સાફ રહે છે, ઝાડો સાફ આવે છે. બહુ શાક ખાવાં ઠીક નથી.

[ અપૂર્ણ ] બાપાલાલ ગ. વૈદ્ય

## અણદીઠ કલ્યાણવિભૂતિઓ

( સ્રગ્ધરા )

લાગે છે આંખને કે નિધિ સતત નિજાનંદમાં લીન ડોલે,
' ચિંતા એને પડી શી જગજનદુઃખસંતાપની ' સર્વ બોલેઃ
કિંતુ એને જ હૈયે અણદીઠ ઊઠતાં વાદળાં કૈં દયાનાં,
વિશ્વે રેલાવનારાં જીવનજળ; ભલા જ્ઞાત એ સર્વને ક્યાં !

પૂજાલાલ

# મેહફિલે ફેસાનેગુયાન



## વાર્તા વિનોદ મંડલ

લાંબી મુસાફરીમાંથી ઓચિન્તો પાછો આવી હું ધનુભાઇને ઘેર મળવા ગયો.

આખું ઘર મને જોઇને ચકિત થયું, અને એકદમ મારી આસપાસ વીંટળાઈ વળ્યું. ધીરુ બહેને મને પૂછયુંઃ "કેમ યાત્રામાંથી કંઇ એકદમ જ પાછા આવી ગયા? સી. આઈ. ડી. ના માણસોથી ડરીને નાશી આવ્યા કે શું?"

મેં કહ્યુંઃ "એમ હું તમારાથી નહિ ફોસલાઈ જાઉં. આજે જ મેહફિલની બેઠક કરો. કાયદા પ્રમાણે, હું આવું ત્યારે મેહફિલનો વખત થાય છે, માટે ઝટ શરૂ કરો. નહિતર કબુલ કરો કે તમારા અધ્યક્ષપણામાં વાર્તાઓ ખૂટી."

ધનુભાઇએ ઘણા દિવસો પહેલાં 'બે મિત્રો'ની વાર્તા લખવાનું માથે લીધેલું તેને અનુલક્ષીને ધીરુ બહેને કહ્યુંઃ "તેમાં મને શું કહો છો? કહો તમારા ભાઇને!"

પ્રમીલાઃ "નહિ ભાભી! તમે તમારે બેઠક ભરો. હું વાર્તા કહેવાની છું. મારી પાસે તૈયાર છે — લખેલી પેટીમાં પડી છે."

ધીરુ બહેનઃ (જરા ધીમે સાદે) "સાચું જ કહો છો બહેન?"

પ્રમીલાઃ "હા હા, વળી, જુઓ આ લઇ આવું" કહીને પોતાના અભ્યાસખંડમાં જઈ લઈ આવ્યાં.

ધીરુ બહેનઃ "એમ તમે અમને નથી હરાવી શકવાના સમજ્યા!"

મેં કહ્યુંઃ "પણ પહેલાં તો 'કહો તમારા ભાઇને' એમ જ બોલાયું ના!"

ધીરુ બહેનઃ "અરે એ તો મેં એટલા માટે કહેલું કે તમારા ભાઈ પાસે નવું પીણું તૈયાર નથીઃ—મેહફિલમાં પીણાની જવાબદારી એમની છે."

પ્રમીલાઃ "શાબાશ ભાભી, બરાબર જવાબ દીધો."

ધનુભાઈઃ "અરે મારી પાસે વળી કદી પીણું ન હોય એવું હોય? ઊનાળો છે તે પંચામૃત કરો."

મેં કહ્યુંઃ "પંચામૃત શું વળી? દેવને નવરાવવા કરીએ છીએ તે? હું કંઇ દેવ નથી."

ધનુભાઇઃ "અરે તમે યાત્રા કરીને આવ્યા તો તમને પંચામૃતથી નવરાવવાને બદલે એ પાઇએ તો ખરા! ખરેખર આપણા લોકો ગરમીમાં એ કેમ નહિ લેતા હોય, અને નકામાં અંગ્રેજી પીણાં શામાટે પીતા હશે તે હું સમજતો નથી. દહીં, મધ, સાકર, ચોકું ઘી ને ખાં ગરમીમાં કેવાં [illegible]

છીએ. અંગ્રેજો વાપરે છે. આપણા પૂર્વજો પુષ્કળ વાપરતા. રામાયણમાં જ્યાં જ્યાં ખાવાનું વર્ણન આવે ત્યાં મધ તો હોય જ હોય!"

પ્રમીલા: "બસ ચાલ્યું ભાષણ! તમારાં ભાષણો ઉપરથી જ જો અનુમાન કરવું હોય તો જરૂર કોઈ એમ કહે કે તમારા જેવું કોઇ ખાઉધરું નહિ હોય."

મેં કહ્યું: "માનસપૃથક્કરણશાસ્ત્રી તો એમ જ કહે કે તમને નાનપણમાં કોઈએ ખાવા જ આપ્યું નથી."

ધીરુબહેન: "નહિ, એમ નહિ, ખરો માનસપૃથક્કરણશાસ્ત્રી તો એમ જ કહે કે તમારી પત્ની તરફથી તમને જીવનમાં જરા પણ રસ નહિ મળતો હોય તેથી તમે પીણાંની વાતો કર્યા કરો છો?"

પ્રમીલા: "અરે શાબાશ મારાં માનસશાસ્ત્રી!"

ધનુભાઇ: "તમારા માનસપૃથક્કરણશાસ્ત્રીઓને કહો કે કોઇ વધારે પ્રમાણિક ધંધો લઇ લે તો સારું. કોઇ અમુક બોલે માટે તે તેનામાં નથી એ નિયમ માત્ર માનસ-પૃથક્કરણશાસ્ત્રીઓ માટે સાચો છે. બીજાઓ માટે નહિ. કેળવણી અને સ્વતંત્રતાની વાત જેમણે તે ચાખ્યાં છે તે કરે છે. જેણે તે ચાખ્યાં નથી. તે તે વિશે કદી બોલવાનો નથી. પણ એટલું નક્કી કે જે પોતાના મનનું પૃથક્કરણ કરતાં બીએ છે, જેને ભય છે કે પૃથક્કરણ કરશું ને શું જાણે શું યે નીકળશે, તે જ બીજાનાં માનસનું પૃથક્કરણ કરવા નીકળે છે. નહિતર આટલાં બધાં પૃથક્કરણ ઉપર પુસ્તકો લખાયાં તેમાં કેમ કોઇ માનસશાસ્ત્રી પોતાની ગ્રંથિઓની વાત કરતો નથી? શું તેમને ગ્રંથિ જ નથી? શું તેઓ નિર્ગ્રન્થ છે! એટલે હું તો એમ જ માનું છું કે એ શાસ્ત્રીઓ કાં તો સાચા શાસ્ત્રીઓ જ નથી. અથવા તેમના માનસપૃથક્કરણકમાં એવું આવે છે, જેને તે જાહેરમાં મૂકી શકે નહિ. શાસ્ત્રપ્રગતિને માટે લેખક પોતાનો દાખલો આપે તે જ સો ટકા સાચો છે. કારણકે અન્યના દાખલામાં સંભવાસંભવ હમેશાં રહે જ છે. હું પીણાંની વાત કરું છું તે મારું જીવન નીરસ હોવાથી, કે શોધખોળ બુદ્ધિથી, કે સ્વદેશી પીણાંના પ્રચારના આગ્રહથી, કે નવા પીણાના લોભે મેહફિલ ચાલે અને તેમાં હું મોટો થઇને ફરી શકું તેટલા માટે, કે નાનપણમાં મેં પહેલી વાર સોડા પીધો ત્યારે મને બિલકુલ ભાવ્યો નહોતો તેના દ્વેષથી, કે લીંબુનું શરબત મારી પ્રકૃતિને બહુ અનુકૂળ પડે છે તેથી બધાં પીણાંનો મને શોખ થાય છે, કે–"

અહીં ધીરુ બહેને અને પ્રમીલા બહેને જાહેર ભાષણ ચાલતું હોય તેમ તાળીઓ પાડી એટલે ધનુભાઇએ સંકેલ્યું. "નહિ હું ભાષણ કરવાનો હતો જ નહિ. કારણકે હું માનું છું કે પ્રમીલા પાસે વાર્તા નથી અને તે કંઇક ઠગાઈ કરવાની છે, તેમાં મારે ઠગાવું નથી. હું તો માત્ર એટલું જ કહેતો હતો કે ઉપરનાં અનેક શક્ય અનુમાનોમાં કયું સાચું અને કયું ખોટું તે હું જાણું તેટલું ગમે તેવો માનસશાસ્ત્રી શું જાણે? મારે ધંધાની જરૂર હોય અને હું પીણાંની હોટેલ જ કાઢવાનો હોઉં અને સ્વદેશી પીણાંની જાહેરખબરથી કમાવા જ માગતો હોઉં? ઠીક પણ પ્રમુખ સાહેબ હવે વાર્તા આગળ ચલાવો."

ધીરુબહેન: "ચાલો પ્રમીલા બહેન, ત્યારે તમે વાર્તા શરૂ કરો. અને આ બધાના તર્કો ખોટા પાડો."

પ્રમીલાઃ " ચાલો હું વાંચું છું. સાંભળોઃ—

એક વાર ધીમતી બહેન અને પ્રેમકુંવર બન્ને બપોરે એકલાં બેઠાં હતાં.

મેં કહ્યુંઃ " વારતાનું નામ તો કહો."

પ્રમીલાઃ "મારી વાર્તાને નામ જ નથી. અને પ્રમુખ સાહેબ, મારે એક વિનંતી છે. હું આખી વાર્તા વાંચી રહું ત્યાંસુધી કોઇએ કશું પૂછવું નહિ, કોઇએ કશું બોલવું નહિ. જો કાંઈ કહેવું હોય તો વાર્તા પૂરી થયા પછી કહેવું."

ધીરુબહેનઃ " ભલે, તમારી વાર્તા દરમિયાન કોઈ પણ સભ્ય કશું બોલશે નહિ. "

પ્રમીલાઃ " ત્યારે ફરીથી વાંચું છું."

એક વાર ધીમતી બહેન અને પ્રેમકુંવર બન્ને બપોરે એકલાં બેઠાં હતાં. નાના ચન્દ્રકાન્તને, તેને બહાર રહેવાની ટેવ પડે માટે, થોડા દિવસ એક મિત્રને ઘેર મોકલ્યો હતો. એટલે ઘર બધું ઘણું જ શાન્ત હતું. ધર્મપ્રસાદ પોતાના ખંડમાં હમેશની માફક કંઈક કામ કર્યા કરતા હતા. ઘરના સુનકારથી કે કોણ જાણે શાથી ધીમતી બહુ જ ગમગીન દેખાતી હતી. પ્રેમકુંવરે પૂછ્યુઃ કેમ ભાભી આજે ગમગીન દેખાઓ છો ?

ધીમતીઃ ગમગીન નથી પણ આજે કોણ જાણે કેમ કાંઈ ગમતું નથી.

પ્રેમકુંવરઃ મારા ભાઇને બોલાવું ?

ધીમતીઃ એમાં બોલાવવા'તા શા ?

પ્રેમકુંવરઃ કેમ, હું છું એટલે શરમાઓ છો ? કહો તો ચાલી જાઉં ?

ધીમતીઃ મેં એમ ક્યાં કહ્યું ?

પ્રેમકુંવરઃ હાં, હાં, સમજી. તમારે એમને બોલાવવા નથી પણ જાતે જવું છે. અભિસારિકા થવું છે. તો થાઓ ને !

ધીમતીઃ અરે બહેન ! હવે આટલે વરસે આવું બોલો છો ?

પ્રેમકુંવરઃ જુઓ ભાભી, થોડાં વરસ ઉપર એમ કહ્યું હોત તો માનત. પણ હવે તો પ્રેમ વિશે હું પણ એટલું જાણું છું કે ઉંમર થવાથી પ્રેમનાં અભિનવ સ્વરૂપો સદતર જતાં રહેતાં નથી, ( ધીમતી સામે એક નજરે જોઈ ) અહો ભાભી ! હવે સમજી. તમે તો અત્યારે મુગ્ધા થયાં છો. ચાલો ત્યારે હું જ તમને ભાઇ પાસે ઘસડી જાઉં.

પ્રેમકુંવર ધીમતીને હાથ ઝાલી ઘસડીને ધર્મપ્રસાદના ખંડમાં લઈ ગઈ. ધર્મપ્રસાદે, વાંચતા હતા તે પુસ્તક કોરે મૂકી પૂછ્યુંઃ કેમ બહેન, કેમ પધારવું થયું ?

પ્રેમકુંવરઃ આજે ભાભીને ગમતું નથી.

ધર્મપ્રસાદઃ પણ બહેન અમને પુરુષોને કે દી સ્ત્રીઓનું મન સંપાદન કરતાં આવડે છે જે ? પરણ્યા પહેલાં તો એવું કંઇ કરવાનું કારણ હોતું નથી. અને સ્ત્રીકેળવણી, પરણ્યા પછી હમેશાં સ્ત્રીઓ પુરુષને ખુશ કરી શકે એ એક ઉદ્દેશથી જ જાણે ઘડાય છે. સ્ત્રીને ગાતાં આવડવું જોઇએ, સારાં કપડાં પહેરતાં આવડવું જોઇએ, સારું રાંધતાં આવડવું જોઇએ, અને પુરુષને સ્ત્રીને ખુશ કરવા કાંઇ જ આવડવાની જરૂર નહિ ! મને ગમતું નથી હોતું ત્યારે—

* [ મારાથી રહેવાયું નહિ. મેં કહ્યું: ધનુભાઈ ! આ ધર્મપ્રસાદને તમારી પેઠે જ ભાષણે ચઢી જવાની ટેવ છે. અને ધ એ ધ અને પ એ પ મળતા આવે છે !

પ્રમીલાઃ પ્રમુખ સાહેબ ! મારા વાર્તાવાચન દરમિયાન કશી પણ વાતચીત થવી ન જોઇએ. એ તમારા ઠરાવનો ભંગ થાય છે. તે તરફ ધ્યાન ખેંચું છું.

મેં કહ્યું: હું ટીકા કરતો નથી. માત્ર ઉદ્‌ગાર કાઢું છું.

પ્રમીલાઃ અત્યારે તો જવા દઉં છું, પણ હવે જો વિક્ષેપ કરશો તો દર વિક્ષેપે આખી વાર્તા પહેલેથી ફરી વાંચીશ.

ધીરુભાઈઃ એટલે તારી વાર્તા એટલી કંટાળા ભરેલી છે એમ ને ?

પ્રમીલાઃ વાર્તા સાંભળ્યા પછી જોઉં છું, કેવીક કહો છો કંટાળા ભરેલી !

ધીરુબ્હેનઃ નહિ વસન્તભાઈ, તમારે આપણા ઠરાવ પ્રમાણે ચાલવું જોઇએ.

વાર્તા પાછી શરૂ થઈ ]

મને ગમતું નથી હોતું ત્યારે તો તું ગાઈ કરીને અને વિશેષ તો મારી પાસે બેસીને વાતો કરીને પણ મને ઉલ્લાસમાં લાવે છે. મને નથી ગાતાં આવડતું, નથી વાતો કરતાં આવડતું, કારણકે વાતો કરું છું ત્યારે તમને ભાષણ લાગે છે, નથી મહાદેવ જેમ ઉમાને પ્રસન્ન કરવા નાચે છે તેમ નાચતાં આવડતું, હું શી રીતે તારો અણગમો કાઢું, કહે.

ધીમતીઃ એક સારી વાર્તા કહો.

પ્રેમકુંવરઃ તમે તો મુગ્ધા પણ નહિ બાલા બની ગયાં છો !

ધર્મપ્રસાદઃ વાર્તા એક મારી પાસે લખેલી પડી છે. પણ તે વાર્તાથી તો કદાચ ગમગીની વધે, એમ મને થાય છે. એનું વસ્તુ એવું કરુણ છે.

ધીમતીઃ તેનો વાંધો નહિ.

પ્રેમકુંવરઃ ગમગીન પણ તમારી વાર્તા છે એટલે ભાભીને સારી લાગશે. વાંચો.

ધર્મપ્રસાદે વાર્તાનું મથાળું વાંચ્યું " કોદર " અને પછી વાંચવી શરૂ કરી.

## કોદર

**વ**કીલ પરમાણંદદાસનાં પત્ની ચન્દનગૌરી ગુજરી ગયાં ત્યારે એમનો બેનો પ્રેમ જાણનારા એમ જ માનતા કે પરમાણંદદાસ કદી આ આઘાતમાંથી ઊભા થઈ શકશે નહિ. પણ તેઓ તો સિદ્ધાન્ત પ્રમાણે ચાલનારા હતા. સ્મશાનયાત્રામાંથી પાછા ફર્યા પછી બીજે જ દિવસે તેમણે પોતાના નોકર કોદરને બોલાવી કહ્યું: " જો કોદર, હવે આપણા શાન્તિબાળુનાં આપણે જ મા થવાનું. તારે અને મારે થઈને એની બધી સંભાળ લેવાની. તું મારા કહ્યા પ્રમાણે ચાલીશ તો તેમાં કાંઈ બહુ મુશ્કેલી પડવાની નથી. "

સામાન્ય માણસને લાગે કે પરમાણંદદાસ જેવા પ્રતિષ્ઠાવાળા, રુઆબવાળા, કડપવાળા વકીલ પોતાના એક તુચ્છ નોકરને આવી વાત ન કરે. પણ એમના સખ્ત અને જલદ

* મેહફિલના સભ્યોની વાતચીત વાર્તાની અંદર આવે ત્યાં આવા કૌંસમાં મૂકવાનો નિયમ રાખ્યો છે.

સ્વભાવમાં અત્યન્ત માર્દવ પણ હતું, જે તેમનાં પત્ની સારી રીતે જાણતાં અને જેનો અનુભવ કોદરને પહેલેથી હતો. કોદર તેમના ઘરના માણસ જેવો થઈ ગયો હતો. છપ્પનિયા પહેલાંના કોઈ કાઠા વરસમાં એ છોકરો ઉત્તર ગુજરાત તરફથી રખડતો રખડતો આવેલો અને તેની નાતજાતની પડપૂછ કર્યા વિના પરમાણુંદદાસે તેને પોતાના ઘરમાં નોકર રાખ્યો, મોટો કર્યો, થોડું ભણાવ્યો અને ઘરના માણસ તરીકે પોળ્યો. ચન્દનગૌરીના પણ તેના ઉપર ચારે ય હાથ હતા. તેના આવ્યા પછી આ એક શાન્તિબાબુનો જન્મ થયો એટલે તેમને મન કોદર સારાં પગલાંનો હતો. અને કોદરને તેમને અનુકૂળ રહેવાનો સ્વભાવ પડી ગયો હતો. પરમાણુંદદાસ પણ કોદરથી ખુશ રહેતા. તેમને ખુશ કરવા બહુ સહેલું પણ હતું. કારણકે તે સિદ્ધાંત પ્રમાણે ચાલનારા હતા. તેમની જરૂરિયાતો ઓછી હતી અને તે પૂરી પડતાં તેઓ તરત ખુશ થતા.

પરમાણુંદદાસે, શાન્તિએ કેટલે વાગે ખાવું, કેટલે વાગે રમવું, કેટલે વાગે તેને ફરવા લઈ જવો, કેટલે વાગે ઉંઘાડવો, કેટલે વાગે જગાડવો તે સર્વ નક્કી કરી દીધું. તેમનો કાયદા ઘડવાનો સ્વભાવ જે પત્નીના માર્દવમય વાતાવરણમાં મુગ્ધ થઈ પડી રહ્યો હતો તે હવે જાગૃત થયો અને તેમણે કઈ ઋતુમાં કયાં કપડાં પહેરાવવાં, ચોમાસામાં અમુક જ ફલાલીનનાં કપડાં કરાવવાં, ચામાં ઋતુએ ઋતુએ કયો મસાલો નાખવો તે પણ ધાર્મિક ચોકસાઈથી નક્કી કરી દીધું. શાન્તિ મોટો થતો ગયો તેમ તેમ તેની નિશાળનો વખત, તેણે કયે દિવસે કઇ દિશામાં ફરવા જવું, કેટલે દૂર જવું, કઈ કસરતો કરવી વગેરે સર્વ દિવસવાર અને કલાકવાર નક્કી કરી દીધું. એ જમાનામાં અંગ્રેજોનો વખતસર અને ચોકસાઇથી કામ કરવાનો ગુણ ઘણો મોટો ગણાતો અને પરમાણુંદદાસે ઘરમાં તેનો અમલ પૂરેપૂરો કર્યો.

કેટલાક માનસશાસ્ત્રીઓ આ સાંભળી કહે કે આવા ઘરમાં કોદરે બંડ કર્યું હશે, શાન્તિએ તોફાન કર્યું હશે, ઘરમાંથી નાસી ગયો હશે, અથવા ચોરતાં શીખ્યો હશે, બાપને ધિક્કારતાં શીખ્યો હશે અથવા બાપ મરી ગયા પછી તેણે તદ્દન ઊલટાં આચરણો કર્યાં હશે. પણ આમાંનું કશું જ બન્યું નહોતું. શાન્તિ ઘણી જ તનદુરસ્ત અને મનદુરસ્ત સ્થિતિમાં મોટો થતો ગયો અને પરમાણુંદદાસ ગુજરી ગયા પછી શું થયું તે તો મારી વાતનો મુખ્ય વિષય છે એટલે હમણાં કહેતો નથી, પણ તેમના જીવતાં તો ઘર ઘણું સારું ચાલ્યું. પ્રચારની દૃષ્ટિથી કહેતો નથી, અને આમ ક્યાંક લખવાથી કે એકાદ દાખલાથી કોઈ કશું માની જતું નથી, પણ પરમાણુંદદાસનો આ પ્રયોગ તો ઘણો જ સફળ થયો. કોદર એક સાથે શાન્તિની મા, તેનો મોટો ભાઈ અને ચાકર બન્યો. શાન્તિ મોટો થયો ત્યારે તેણે પણ, શબ્દ પાછળની વ્યંજના પેઠે, બધા નિયમોની પાછળ રહેલી પિતાની નિઃસીમ મમતા, મૃદુતા, ઉદારતા, મુક્તિ અનુભવી. અને જોકે આવી વસતીવાળા ઘરનો કોઈ એકમ તરીકે વિચાર કરે નહિ પણ નોકર અને પિતાપુત્રનું આ ઘર એક આદર્શ ઘર બન્યું.

આવા નિયમબદ્ધ વ્યવહારવાળા ઘરમાં કશા જ બનાવો ન બને એ સ્વાભાવિક છે. પણ શાન્તિ બી. એ. થઈ રહ્યો ત્યારે એક બનાવ બન્યો. પરમાણુંદદાસના મિત્રોએ શાન્તિને બારિસ્ટર બનાવવાનું કહ્યું. પરમાણુંદદાસને પણ પોતાનો દિકરો બારિસ્ટર થઇ પોતાનો ધંધો હાથ કરે એવા કોડ થયા. તેમણે તરત જ નક્કી કરી નાખ્યું. તેને માટે

ઇંગ્લંડમાં જે કાંઇ પત્રવ્યવહાર કરવો જરૂરનો હતો તે કર્યો. બીજી તરફ તેમના સિદ્ધાંત પ્રમાણે શાન્તિ ઇંગ્લંડ જવા ઉપડે તે પહેલાં તેને પરણાવવાની તજવીજ કરવા માંડી. સુરત નજીકના એક ગામના એક સંસ્કારી કુટુંબની, તે જમાનામાં મળી શકે તેટલી મોટી ઉંમરની કન્યા નામે માલતી સાથે તેમણે શાન્તિનાં લગ્ન પણ કરી નાખ્યાં. શાન્તિને ઇંગ્લંડ મોકલવા પહેલાં, પરમાણંદદાસના સિદ્ધાન્તમાં એવું આવતું હશે તે, તેમણે પુત્રને અને પુત્રવધૂને પાસે બોલાવ્યાં, અને હજી માલતીએ ઊંચું મોં કરીને શાન્તિને કદાચ જોયો ય નહિ હોય અને તેની સાથે વાતે ય નહિ કરી હોય તે પહેલાં, પુત્રની સામે જોઈને પણ બન્નેને ઉદ્દેશીને કહ્યું: "શાન્તિ ઇંગ્લંડ જાય પછી તમે બન્ને એકબીજાને કાગળો લખજો, મેં જમિયતરામભાઇને વાત કરી છે." પુત્રની ડાયરીમાં માલતીના પિતા જમિયતરામનું સરનામું લખાવ્યું અને માલતી પાસે ડાયરી નહોતી એટલે કોદર પાસે મગાવીને શાન્તિ પાસે તેમાં ઇંગ્લંડનું તેનું સરનામું લખાવીને તે ડાયરી માલતીને આપી. પુત્રને ઇંગ્લંડ વિદાય કર્યો, પુત્રવધૂને પિયેર મોકલી અને પોતે મજબૂત મનનાં રહેવું જોઇએ, 'નકામી હૃદયની નરમાશ શી બતાવવી' કરી, પુત્રને વળાવવા મુંબઇ સુધી પણ ન ગયા.

શાન્તિએ ઇંગ્લંડ જઈ માલતી સાથે પુષ્કળ પત્રવ્યવહાર કર્યો. પણ તેમાં ક્યાંય સંવનન કે પ્રેમની વાત આવતી નહોતી. તેનામાં પિતાનો વારસો ઉતર્યો હતો એમ કહો કે પિતાના સ્વભાવની તેના મન ઉપર એવી અસર થઈ હતી એમ કહો, તેને બોલ્યા વિના એકલાં ઊંડો વિચાર કરવાની ટેવ પડી હતી. તે પોતાની ઊંડી લાગણી શબ્દોમાં મૂકતાં કે બીજી રીતે બતાવતાં શરમાતો. લાગણી જેમ તેના હૃદયની વધારે નિકટની, તેમ તે વિશે તે વધારે મૂંગો રહેતો. તેણે પ્રેમ સિવાયની જ બધી વાતો કર્યા કરી. પોતે કેમ રહે છે, કોને મળે છે, શું જોવા જાય છે, ઇંગ્લંડની રીતભાત કેવી છે, એ જ તેણે લખ્યા કર્યું.

એ સિવાય તેણે કાંઇ બીજું લખ્યું હોય તો તે માત્ર પોતાના પિતાના ગુણો વિશે. કારણકે શાન્તિ એમ માનતો કે પોતે ઘર માંડ્યા પછી તેની પહેલી ફરજ પિતાને સંતોષ આપી સુખી કરવાની છે અને તેમાં તેની પત્ની સહધર્મચારિણી થાય એમ તે ઇચ્છતો હતો.

પણ પરમાણંદદાસના જીવનમાં આ ચાકરી ભોગવવાનું હતું નહિ. પુત્ર ઇંગ્લંડ ગયા પછી જાણે તેમની સર્વ શક્તિઓ હરાઈ ગઇ. પુત્રને સ્ટેશને વિદાય કરીને પાછાં આવી, તેમણે હજી સુધી કદી બહાર નહિ કાઢેલી પોતાની પત્નીની અને કુટુંબની છબીઓ અને થોડા દિવસ પર પડાવેલ પુત્રની છબી બેઠકના ઓરડામાં બહાર મૂકી, અને તે રાતે કોદરે જમવા બોલાવતાં, તેમની નિયમિત જિંદગીમાં કદાચ પહેલી વખત જ, તેમણે જમવાની ના પાડી. શાન્તિનો પત્રવ્યવહાર નિયમિત હતો. તેને તેઓ પોતાના ખુશખબર નિયમિત આપ્યા કરતા પણ તેમનું શરીર ઘસાતું જ ચાલ્યું. તેમના મિત્રોને ચિંતા થઈ, તેમણે ખરું કારણ કલ્પ્યું પણ પુત્રને અભ્યાસ છોડાવી અહીં લાવવો કે તેને પોતાની માંદગીની ખબર આપવી એ તેમને સિદ્ધાન્તની વિરુદ્ધ લાગ્યું. બીજી તરફથી તેમને પોતાને તો ખાત્રી જ હતી કે હવે દેહ ટકવાનો નથી. તેમણે મરણ બાદ શાન્તિને નિયમિત પૈસા મળે તેની ગોઠવણ કરી, પોતાની બધી મિલકતની વ્યવસ્થા કરી અને જરા પણ નિર્બળતા બતાવ્યા વિના દેહ છોડયો.

શાન્તિને પિતાના મૃત્યુના સમાચારથી ઘણો આઘાત લાગ્યો. ઘરનો ભાર પોતા પર આવ્યો તેનું ભાન તેને અસ્વસ્થ કરવા લાગ્યું. બીજી તરફથી માલતી સાથે રહેવાની

ઇચ્છા તેને ગૂઢ રીતે આકર્ષવા લાગી આથી હવે ઘર કેમ ચલાવવુ, ઇગ્લડના લોકો ઘર કેમ ચલાવે છે, કેવી વ્યવસ્થા રાખે છે, એ જ તેણે તેના પત્રોનો વિષય કર્યો હતો યુરોપની મુસાફરીનો કાર્યક્રમ રદ કરી દેશમા સીધા જવાનો કાર્યક્રમ જણાવી દીધો, તે પ્રમાણે મુબઇ ઉતરી જમિયતરામને ઘેર થોડા કલાકો ગાળી માલતીને સાથે લઈ તે નક્કી કરેલા દિવસે સવારે અમદાવાદમા ઉતર્યો.

સ્ટેશને કોદર સામો આવ્યો હતો ઘેર જતા ગાડીમા રસ્તો આખો તેણે 'બાપુ' ને શુ થયુ તે કેમ રહેતા, તેમને કેવી ચિંતા થતી, છેવટે કેમ ગુજરી ગયા અને છેલ્લે તેમણે શાન્તિભાઈની અને માલતીબહેનની કેવી ભલામણ કરી એ વાત ઠેઠ સુધી જુદા જુદા રૂપમા કહી, અને "મે એમના પગો પર હાથ મુકી કહ્યુ કે જેમ આજ સુધી કરતો'તો તેમ જ મરતા સુધી ભાઇની ને બહેનની ચાકરી કરીશ ત્યારે બાપુનો જીવ ગતે ગયો" શાન્તિલાલ કોદરના મો પર તેની પ્રતિજ્ઞાની ભીષણતા અને ઉમગના વધવા સાથે તેનો વધારે આગ્રહી વેગવાળો ધૂની થયેલો સ્વભાવ પણ જોઈ શક્યો કોદરને હવે શાન્તિલાલની ચાકરી સિવાય જીવનમા કોઇ હેતુ રહ્યો નહોતો

પિતા વિનાના થયેના ઘરમા શાન્તિલાલે ગભીર પગલે પ્રવેશ કર્યો. પરમાણદદાસના વખતમા જેમ ચીજો ગોઠવાતી હતી તેમ જ બધુ ગોઠવેલુ હતું માલતી પતિની ગભીરતા સમજી ગઇ. ઘણીવાર પુરુષ ગમગીન થાય છે ત્યારે સ્ત્રી સ્વાભાવિક રીતે જ સ્ફુર્તિમા આવી પતિની આસપાસ સ્ફુર્તિ અને આનદનુ વાતાવરણ ફેલાવવા પ્રેરાય છે માલતીને લાગ્યુ કે તેણે સૌથી પ્રથમ ચાનાસ્તો તૈયાર કરવા જોઈએ તેણે કહ્યુ "કોદરભાઇ, મને બધુ બતાવો. લાવો હુ ચા તૈયાર કરુ તમે એમને દાતણની સામગ્રી આપો." પણ માલતીએ આ પરિસ્થિતિથી મનમાં મુગ્ધ રીતે કાર્યક્રમ ઘડયો હતો તો કોદરે તો માસો અને વરસોથી ઘડી રાખ્યો હતો જાણે જગતનો સ્વાભાવિક નિયમ કહેતો હોય તેમ તેણે કહ્યુઃ "બહેન, તમને શાન્તિભાઈનો ના કરવો નહિ ફાવે કેમ ખરુ ને ભાઈ! મે તમારે બન્નેને માટે દાતણપાણી મૂકી રાખ્યુ છે" એમ કહી તેણે શાન્તિલાલ સામે જોઈ ઉત્તર માગ્યો શાન્તિલાલ, પિતાના, કોદર અને પોતા સાથે પડાવેલા ફોટા સામે જોતો હતો તેને કોદર અત્યારે પિતાના એક જીવન્ત સ્મારક જેવો લાગતો હતો તેણે કહ્યુ "એને કરવા દો" જેમ કોઈ બાળકને તેની રમત ભાગતા થાય તેમ માલતી ખસિયાણી પડી ગઈ તે વખતે તો તે ગમ ખાઈ ગઈ, પણ ચા પીતી વખતે કોદર કઇ કામે દૂર જતા તેણે શાન્તિલાલને એક જ સવાલ ગભીર થઈ પૂછયો "ગઈ કાલ મે તમને ચા કરી આપી હતી તે તમને ફાવી નહોતી?" શાન્તિલાલે સરલ રીતે હા પાડી પણ માલતીના પ્રશ્નમા વ્યગરૂપે એવુ સ્પષ્ટ તહોમત હતું કે કોદરને આપેલ આદરનો તે ખુલાસો કરી શકયો નહિ અને જરા અસ્વસ્થતાના વાતાવરણમા કામ આગળ ચાલ્યુ

માલતી નાહી રહી ને રસોડામા જાય છે તો કસારનો સર્વ સામાન તૈયાર રાખી કોદર ઊભેલો માલતી નહાતી હતી તે દરમિયાન તેણે શાન્તિલાલને શુ રાધવુ તે પૂછેલું શાન્તિલાલે ઠીક લાગે તે કરો એમ કહેલુ અને કોદરે કહેલુ "ભાઈ, આજે તો કસાર જ હોય, મે તૈયાર કરાવી રાખેલ છે" શાન્તિલાલે 'ભલે' કહેલુ અને તે પ્રમાણે ઉમગમા તે

ઉમંગમાં માલતી રસોડામાં જાય તે પહેલાં તેણે બધું તૈયાર કરી મૂકેલું હતું. માલતી શું રાંધવું તેનો વિચાર કરે કે શું રાંધવું તે શાન્તિલાલને પૂછવાનો વિચાર કરે કે પોતે નિર્ણય કરે, તે પહેલાં કોદરે કહ્યું: "મેં ભાઈને પૂછ્યું છે. ભાઈએ કંસાર કરવાની હા પાડી છે."

માલતીએ પોતે પૂછ્યું હોત તો શાન્તિલાલ એ જ જવાબ આપત અને કદાચ માલતી પણ એ જ નિર્ણય કરત. પણ માલતીને આ પારકો નિર્ણય સ્વીકારવો પડયો તે ન ગમ્યું. બાળકને કંઇ પણ ચીજ હાથમાં લઇ મોંમાં મૂકતાં આવડે છે તે જ ક્ષણથી તે બીજાના હાથે ખાતું નથી. બીજાના હસ્તક્ષેપનો તેને અમર્ષ થાય છે. અને માણસ દરેક નવી પ્રવૃત્તિ કરે છે ત્યારે એ જ બાલમાનસથી તે શરૂ કરે છે. માલતીને પણ એ જ અમર્ષ થયો. તે પાછી બીજી વાર ગમ ખાઈ ગઈ.

જમી પરવારી રહ્યા પછી શાન્તિલાલે માલતીને કહ્યું: "ઘરમાં સામાન મગાવવો હોય તેનું લિસ્ટ કરો. આપણે મગાવીએ." ઘણીખરી વસ્તુઓ તો ઘરમાં હતી. પણ એક બે વસ્તુઓ સાથે માલતીએ સ્ટવનું નામ આપ્યું. તે વખતે અમદાવાદમાં હજી સ્ટવ નવોસવો પ્રવેશ કરતો હતો અને માલતીને નવી જ ચીજ ઘરમાં વસાવવાનો શોખ થયો. પણ સ્ટવનું નામ સાંભળતાં કોદર એકદમ ચમકયો અને બોલ્યો: "ના ભાઈ, બાપુ સ્ટવ લાવવાની ના કહેતા હતા. તેનાથી રસોઈ ખરાબ થાય છે." માલતીએ કહ્યું: "આપણે ફક્ત ચા જ કરીશું: ઝટ થઈ શકે." પણ કોદરે તરત જ રદિયો આપ્યો, "તમે ચાની ફિકર કરોમાંઃ ને હું કહેશો તેટલી વહેલો ઊઠીને કરી આપીશ. બાપુ કહેતા હતા કે તેનાથી ભડકો થાય ને કયાંક બળી જવાય." શાન્તિએ "કંઈ નહિ હમણાં સ્ટવ વિના ચલાવી લો, પછી વાત." કહી વાત બંધ કરી.

નદી પહેલી જ વખત પોતાના ઉદ્‌ભવ સ્થાનમાંથી નીકળી આગળ જતી હોય અને તેના માર્ગમાં જડ ડુંગરો આવે ને તે મુંઝાય, તેનાં પાણી ભટકાઈને પાછાં વળે અને તેનું પાત્ર ઊંડું ખોદાવા માંડે, તેમ માલતીના મનમાં થયું. તે જેટલી કોડીલી હતી તેટલો તેને આઘાત થયો પણ તે જેટલી કોડીલી હતી તેટલી જ માનિની હતી, તીખી હતી ને ગૌરવવાળી હતી. તે ફરી ગમ ખાઈ ગઈ. "ભલે ત્યારે એમ" કહી, તેણે એ વાત પૂરી કરી.

જેમ વેલની નસેનસમાં પાણી ફરી વળે તેમ, માલતીની દરેક ઊર્મિ, વિચાર, આઘાત, દુઃખ શાન્તિલાલ સમજી શકયો હતો. તેને સમજાયું કે કોદરની રીત માલતીના ઉછરતા કોડની આડે આવે છે. પણ બીજી તરફ તે એ પણ સમજતો હતો કે કોદર ઘરડો થયો છે. જૂના નિયમો સિવાય તે કશું સમજી શકવાનો નથી અને પિતાના આદેશ પ્રમાણે મારા સિવાય બીજા કશાને માટે જીવી શકવાનો નથી. તેને મનમાં થયું કે કોદરે પોતા માટે કેટલું કર્યું છે અને તેનું મન એક બાજુથી કેટલું આગ્રહી અને બીજી બાજુથી કેટલું ભંગુર, કેટલું બરડ થઈ ગયું છે તે માલતીને સમજાતું, તો જ માલતીનું સમાધાન થશે.

રાત્રે કોદરે પરમાણંદદાસના જ મુખ્ય ઓરડામાં બન્નેને માટે જૂની રીત પ્રમાણે ઢોલિયા બિછાવી રાખ્યા હતા. શાન્તિ અને માલતી એકાંતમાં મળતાં શાન્તિએ વકાઅની

પ્રસ્તાવના કરવા કહ્યું: " કેમ તને જરા એકલું તો લાગશે. તારા પિતાને ઘેર તો વસ્તારી કુટુંબ છે. અહીં તો કોઇ નથી. "

માલતીએ કહ્યું: " ના કોદરભાઈ છે ને!" એ એક જ વાક્યમાં તેણે એટલી કડવાશ, એટલી તીખાશ મૂકી કે શાન્તિલાલ આગળ વાત જ ન કરી શક્યો. તેને લાગ્યું કે માલતીના અનુનયને માટે બીજો ઉપાય શોધવો પડશે.

આખી રાત બન્ને કશી પણ વાતચીત વિના સૂઈ રહ્યાં. માલતીએ પિયેરથી નીકળતી વખતે, શાન્તિના કાગળોમાં આવેલી હકીકત વિશે, તેણે સાઇકલ ઉપર કરેલી મુસાફરીઓ વિશે, તેણે એક રાત એક ડુંગર ઉપર રાતવાસો કરેલો અને ત્યાં ઘુમ્મસના અંધારામાં ડુંગરની કરાડ ઉપર અજાણતાં આવી ચઢેલા, જે વાંચીને માલતી ભયભીત થઈ ગયેલી અને તેનાથી તે અજ્ઞાત રીતે છેતાઈ ગઈ હતી, એ વિશે અનેક વાતો પૂછવાની મનમાં ધારેલી, પણ તેમાંથી એક પણ તેની જીભ પર આવી શકી નહિ. અમદાવાદ આવતાં ગાડીમાં એક બાઈએ માલતીને પૂછેલુ "તમે ક્યાંનાં રહેવાસી?" અને માલતીએ જરા પણ વિચાર કર્યા વિના પિયેરનું નામ ન દેતાં " અમદાવાદનાં" કહેલુ ત્યારે, હવે માલતી તદ્દન મારી થઈ ગઈ છે એ વિચારનો ઉમળકો આવતાં, જળભર્યો મેઘ પર્વત પરની વનરાજિને આલિંગે તેમ, માલતીને આલિંગનમાં સમાવી દેવાની તેને ઇચ્છા થયેલી; પણ અત્યારે બન્નેની વચ્ચે જાણે કોદર આવી ગયો હતો. બન્નેની વચ્ચે હજારો માઇલનુ અંતર હતું ત્યારે તેમનાં હૃદય નિકટ હતાં. અત્યારે બન્ને નિકટ હતાં ત્યારે તેમનાં હૃદયો દૂર દૂર થતાં જતાં હતાં.

બીજે દિવસે સવારથી જ બનાવો અવળી દિશાએ ચાલવા લાગ્યા. માલતીએ વહેલાં ઊઠવાની ટેવ કેળવી હતી તે સવારે દૂધવાળાના ચઢવાનો અવાજ સાંભળી ઊઠીને દૂધ લેવા જતી હતી ત્યાં શુકનમાં સામો જ કોદર મળ્યો. તેણે કહ્યું: " બહેન, શા માટે આટલાં વહેલાં ઊઠયાં છો ? મેં દૂધ લઈ લીધું છે. દાતણ કરવાના પાટલા ઢાળી રાખ્યા છે. તમે દાતણ કરશો એટલામાં ચા તૈયાર થઈ જશે. "

માલતીને, કોદર જાણે દરેક કામમાં આગળ જઈ આડો ફરતો જણાયો. નાની નાની બાબતમાં તેને જાણે પોતાનું જીવન વ્યર્થ થતું લાગ્યું. એક વેલીને સહસ્ર ફૂલે ફાલવું હોય પણ તેની કળીઓ ઉગતાં જ કર્પાય તેવી તેની દશા થઈ. અનેક નાનાં દુઃખો તેને પજવવા લાગ્યાં. અને તે દરેક નાના દુઃખની પછવાડે તેને અનંતતા દેખાવા લાગી. બીજા દિવસની આખરે પરિસ્થિતિ બગડી હતી, સુધરી નહોતી.

આમ ને આમ દિવસો ને માસો ચાલવા માંડયા. માલતીને, આ સ્થિતિ સામે ફરિયાદ કરવી કે તે ઉપર ગુસ્સો દર્શાવવો તે નિર્બળતા લાગી. આવી સ્થિતિમાં પ્રેમ કરવો, બતાવવો, આમન્ત્રવો, કે યાચવો, તે તેને લઘુતા જણાઈ, તે એટલી ગૌરવશાળી હતી કે પોતાનું દુઃખ તેણે કોઈ પણ માણસ આગળ દેખાવા દીધું નહિ. બહારનાં કોઈ માણસ આમની સ્થિતિમાં કશું અસાધારણ જોઈ શક્યાં નહિ. કોદર કદી જોઈ શકે તેમ નહોતો. શાન્તિલાલ બધું જોતો હતો, સમજતો હતો પણ તેને માલતીના રસગર્ભ હૃદયની આસપાસ એવું એક જડ કોચલું બધાતું જણાયું કે જેને સહેલાઈથી ભેદી શકાય એમ તેને ન લાગ્યું સમગ્ર સ્થિતિના સકારણ ખુલાસા વિનાના કોઈ ક્ષણિક અનુનય કે પ્રેમોર્મિથી ન માને એવી તે માનિની હતી.

અને આ કુટુંબના ગત અનુભવ વિના, તે અનુભવથી ઘડાયેલું કોદરનું માનસ, તે પોતાના જીવનના આવેશમાં સમજી શકે તેમ નહોતી, તો કોદરનો ઈતિહાસસિદ્ધ જડ આગ્રહ માફ કરી કે નિભાવી તો ક્યાંથી જ શકે ? આવા ઘરમાં બે અત્યંત રસોન્મુખ હૃદયો એકબીજાથી પરાઙ્મુખ હિજરાતાં અકથ્ય દુઃખમાં દિવસ ગાળવા લાગ્યાં. સુખી એક માત્ર હતો કોદર, તેની સેવાની કૃતકૃત્યતામાં.

દરમિયાન શાન્તિલાલ કોદરને માઠું ન લાગે તેમ તેને દૂર કરવાનો વિચાર કરતો હતો. તેને એક યુક્તિ જડી. ઑફિસમાં વધારે જોખમવાળા કામમાં તેના જેવા ભરોસાદાર માણસની જરૂર છે એમ કહી તેને ખાસ પોષાક પહેરાવી એક સારી જગાએ બેસી રહેવાનું તેણે નિયુક્ત કરી આપ્યું. એ રીતે ઘરમાં દિવસના ઘણાખરા કલાકોની તેની ગેરહાજરી તે મેળવી શક્યો. આથી માલતીને કોદર તરફની પજવણી ઓછી થઈ લાગી ખરી પણ તેના મનનું સમાધાન ન થયું. તેને લાગ્યું કે જાણે તેના ઉપર ઉપકાર કરવા એક માણસને ખસેડયો છે ગૃહિણીના સ્વાભાવિક અધિકારમાં પોતે આવી હોય એવી તેને પ્રતીતિ ન થઈ. શાન્તિલાલ આ પણ સમજી ગયો પણ ચાહીને–માંડીને વાત કરીને આવી અંગત વાતનો ખુલાસો કરવો એ તેને અરુચિકર, અ-નાજુક, અરસિક લાગ્યું. સમય જતાં માલતીનું મન જરા પીગળશે ત્યારે સ્વાભાવિક રીતે વાત કરવી ઠીક પડશે એમ તેણે માની હમણાં વખત જવા દીધો. માલતીએ પોતાના સ્વભાવ પ્રમાણે કદી કશું પૂછયું પણ નહિ.

એક દિવસ બપોરના ઘરમાં ચાનું પાણી ઊકળતું હતું. માલતી બીજા ઓરડામાં હતી. ત્યાં કોદર ઑફિસના કાંઈ કામે ઓચિંતો આવ્યો અને ચા ઊકળતી જોઈ, "બહેન, તમે આમાં મસાલો નાંખવો ભૂલી ગયાં છો." એમ બોલી તેણે અંદર ફુદીનો, એલચી, તજ વગેરે નાંખ્યું. માલતી ત્યાં જાય અને કશું ન થાય એટલા માટે શાન્તિલાલ ત્યાં ગયો અને "કંઈ નહિ, ભલે કોદર ચા કરે" એમ કહી પાછો વળ્યો, ત્યારે ઘણા દિવસના રોષે માલતીના મોંમાંથી નીકળી ગયું: "મને સમજાતું નથી કે હું તે એક વરને પરણી છું કે એને ?" પણ આ વાક્ય કહ્યા પછી તેને ઘણું જ માઠું લાગ્યું. અંતસ્તાપમાં અને મૂંઝવણમાં તેને હિસ્ટીરિયા થવા જેવું લાગ્યું, રડી જવાશે એમ તેને લાગ્યું. પણ તેણે મન ઉપર કાબુ રાખ્યો. બેમાંથી એક પણ થઈ ગયું હોત તો બન્નેની વચ્ચે સમાધાનનો પ્રસંગ આવી જાત. પણ માલતીએ ફરી સઘળું મનોબળ ભેગું કર્યું અને બહારથી સ્વસ્થ થઈ. પોતાનું વાક્ય તેને માફી માગવા જેવું લાગ્યું હતું પણ કોદરની વિપત્તિથી તેને પોતાને જે અન્યાય થતો હતો તે તેને અત્યારે ઊલટો વધારે તીક્ષ્ણ અને અસહ્ય લાગ્યો. તે માફી માગવા સુધી જઈ શકી નહિ. શાન્તિલાલ જાણે તેની આંખો પારદર્શક હોય તેમ આ બધું સમજી શક્યો. તેણે માલતીને પોતાના મનથી જ માફી આપી, એટલું જ નહિ, તે સમજ્યો કે માલતી હવે વધારે સહન નહિ કરી શકે.

કોદર પેર ન આવે તેવી તેણે વધારે યુક્તિઓ કરી. પણ એ પ્રયોજન સ્ફુટ કર્યા વિના કરેલી એ યુક્તિઓથી એ પ્રયોજન પૂરેપૂરું સાધી શકાયું નહિ. એક વાર રવિવારને દિવસે એક બે મિત્રો બેઠા હતા. માલતી સાથે ચાપાણીની તૈયારી થતી હતી, ત્યાં ઓચિંતો કોદર આવ્યો અને જૂની રીતે બોલ્યો: "બહેન, તમે મસાલો નાંખવો ભૂલી ગયાં છો!"

શાન્તિલાલે આજે છણકો કરીને કહ્યું: "દરેક બાબતમાં નકામી ડખલ શા માટે કરે છે? શાન્તિથી બેસતાં નથી આવડતું?" કોદર કંઇક બાપુના વખતની વાત કરવા જતો હતો ત્યાં શાન્તિલાલે ધમકાવીને કહ્યું: "મારે એ નથી સાંભળવું. તું તારી જગાએ જા."

'બાપુનું વચન નથી સાંભળવું' એ શબ્દોએ કોદરને આભ તૂટયા બરાબર લાગ્યું. તે ત્યાંથી એ જ વખતે પહેર્યે કપડે નીકળી ગયો. શાન્તિલાલને લાગ્યું કે આ ખોટું થયું; પણ મિત્રો અને માલતીની હાજરીમાં તેણે પોતાની લાગણી દબાવી રાખી. મિત્રો ગયા પછી તેણે તરત ઊઠીને તેને શોધવા પોતાના ઑફિસના નોકરોને મોકલ્યા. જમતાં તેને જમવું ભાવ્યું નહિ. માલતીએ આ બધું જોયું. તે સમજી અને તેને ઊલટું વધારે ખરાબ લાગ્યું. તેને ફરી મનમાં થયું કે કોદરને ઑફિસમાં કાઢયો તે માત્ર બહારથી મારું મન મનાવવા જ હતું, બાકી તો એમના હૃદયમાં કોદર જ હતો. રાત્રે શાન્તિલાલને ચિંતાતુર દેખતાં તેને લાગ્યું કે કોદર હાજરીમાં હતો તેથી વધારે હવે ગેરહાજરીમાં વ્યવધાનરૂપ થયો. આ દંપતી જે એટલાં બધાં એકમેકને ચાહતાં હતાં—ચાહવાને આતુર હતાં, તે પ્રેમની નિરાશાના લગભગ અંતિમ બિન્દુએ પહોંચ્યાં. બન્નેને પોતાનો સહવાસ એક શિક્ષારૂપ હતો.

બીજે દિવસે પણ કોદરનો પત્તો લાગ્યો નહિ. કોદરને આ ઘર સિવાય કોઈ મિત્ર કે બેસવા ઊઠવાનું ઠેકાણું નહોતું, એટલે તેની ખોળ વધારે મુશ્કેલ થઈ પડી. તેનું ગામ કયું હતું તે તો કોદર પોતે પણ ભાગ્યે જ જાણતો હશે. શાન્તિલાલે માલતીને કશું જ જણાવ્યા વિના પોલિસ મારફત તપાસ કરાવી, પણ બીજે દિવસે પણ કશો પત્તો લાગ્યો નહિ.

ત્રીજે દિવસે બપોરે વરસાદ આવ્યો અને સાંજથી અમદાવાદમાં એવી ઠંડી પડી જે કોઈ પણ જીવતા માણસની સાંભરણમાં નહોતી. પછીના દિવસોમાં આ ટાઢનું વર્ણન કરતાં વર્તમાનપત્રકારોએ લખેલું કે ઠંડીને દિવસે પારો ૪૦ ડીગ્રી સુધી ગયો હતો. અમદાવાદ ફરતો ત્રીસ માઇલ સુધીનો પાક બળી ગયો છે. સરકારે ભયંકર દુકાળને પહોંચી વળવા તૈયારીઓ કરવી પડશે. માત્ર પાક જ નહિ, ઘણાંખરાં મોટાં ઝાડો પણ કાળાં પડી ગયાં છે. મુંબઇ અમદાવાદ વચ્ચે દોડતી મેઇલમાં ત્રણ માણસો ટાઢથી મરી ગયાં હતાં. કૂતરાં, વાંદરાં, ખિસકોલીઓ અને કબૂતર અને કાબરો સુદ્ધાં ટાઢથી મરી ગયેલાં રસ્તા ઉપર પડેલાં હતાં અને બીજે દિવસે બપોરના બાર સુધી તેને ખેંચી જવાને ભંગી પણ મળી શકયા નહોતા. શહેરમાં મજૂરી કરવા આવેલું કાઠિયાવાડનું એક ટેડનું કુટુંબ નદીની રેતમાં સૂઈ રહેલું તે આખું, ધણીધણિયાણી અને પાંચ છોકરાં સર્વે ટાઢથી મરી ગયેલાં હતાં. એક વર્તમાનપત્રમાં વળી કોઈ લહેરી કવિએ આ ટાઢ ઉપર કવિત જોડયું હતું જેની છેલ્લી પંક્તિઓ નીચે પ્રમાણે હતી:-

બહુ અવગુણ પણ એક અદ્વિતીય ગુણ,  
પિયુ-પ્રિયા હૈયાં આવાં બદ્ધ કદી હતાં નહિ.

આવી રાત્રે શાન્તિલાલે બાર વાગ્યા સુધી અંદર દિવાનખાનામાં ફર્યા કર્યું. માલતીએ સૂતાં સૂતાં આ સાંભળ્યા કર્યું પણ તે તેને સૂવા ઊઠવાનું કહી શકી નહિ. શાન્તિલાલ સૂતા પછી પણ તેણે તેના ઉજાગરાના શ્વાસોચ્છ્વાસો અને પછી ઊંઘમાં નિઃશ્વાસો સાંભળ્યા કર્યા.

ચિંતા, ગુસ્સો, દ્રોહ, મૂંઝવણ એ સર્વથી તેને રાત આખી ઊંઘ આવી નહિ. સવારના સમયે તેણે દાદર ઉપર કંઈક અવાજ સાંભળ્યો. દૂધવાળો હશે જાણી તે કમાડ ઉઘાડી બહાર ગઈ અને ત્યાંનું દૃશ્ય જોઈ તે ક્ષણભર સ્તબ્ધ જ થઈ ગઈ.

કાદર એક કોથળાની માફક ભીંજાયેલે કપડે ઢગલો થઈ પડયો હતો. માલતી તેને ઓળખી શકે તે પહેલાં તેણે કહ્યું: "બહેન, ભાઇ ગમે તેમ કહે પણ તેમને આજે મશાલો નાંખીને ચા પાજો, નહિતર શરદી થઈ જશે. બાપુ કહેતા ગયા છે." માલતી બહાદુર હતી, નહિતર કાદરના ભયંકર મૃત્યુપારથી આવતા જેવા અવાજથી તે ભડકી ગઈ હોત. તેણે એકદમ ઘરમાં જઈ "કાદરભાઈ બેભાન થઈ ગયા છે ઝટ ઊઠો" કહી શાન્તિલાલને ઉઠાડયો. બન્નેએ તેને ઊંચકી ઓરડામાં પહેલો જ માલતીનો ઢોલિયો આવ્યો તેના પર તેને સુવાડયો. "તમે તેમને કોરા કરી ગરમ કપડાં પહેરાવો" કહી તેણે ટુવાલ અને પતિનાં જે ઝટ હાથમાં આવ્યાં તે ગંજીફરાક વગેરે હાજર કર્યા. નોકરને જગાડી તે જ વખતે દાક્તરને બોલાવવા દોડાવ્યો. ઘરમાં જઈ સ્ટવ કરી તેના પર ગરમ પાણી મૂકી, ઘરમાંથી કાદરે જ તૈયાર કરેલો સૂંઠનો ભૂકો આણી, તેણે કાદરને પગે ઘસવા માંડયો. શું કરવું તે શાન્તિલાલને વારંવાર પૂછતી તે જીવ પર આવી કાદરને બચાવવા તેની સારવાર કરવા લાગી.

પણ તે સારવાર વ્યર્થ જવાની હતી ડૉક્ટર આવ્યો અને તેણે કહ્યું કે થોડા કલાકનો જ સવાલ હતો. માલતીએ મશાલો નાંખી ચા કરીને આણી પણ કાદર પી શકયો નહિ. અને સવારના નવેક વાગે, જેની સેવામાં તેણે જીવન વીતાડયું હતું અને ખોયું હતું, તેની એક છેલ્લી સેવા લઈ તે વિદાય થઈ ગયો.

દિવસ આખો કાદરની અંતિમ ક્રિયામાં ગયો. રાત્રે શાન્તિલાલ તેના ઓરડામાં સુવા ગયો ત્યારે માલતી આરામ ખુરશી પર માથું નાંખી પડી હતી. શાન્તિલાલ જોઈ શકયો કે તે રડતી હતી. પાસેના ઢોલિયા પર બેસી શાન્તિલાલે ધીમેથી તેને માથે હાથ ફેરવ્યો. ધીમેથી માથું ઊંચું કરી તેને કહ્યું: "તેમાં તું શા સારુ રડે છે? એ જતો તો રહ્યો મારા કહેવાથી!" અને એમ કહેતાં તેણે માલતીને નરમાશથી ઊભી કરી ઢોલિયા પર લીધી. જાણે કંઇક શબ્દની જ જરૂર હોય તેમ આટલું સાંભળી તેણે શાન્તિલાલના ખભા પર માથું નાંખી લાંબા નિઃશ્વાસથી અસ્ખલિત અશ્રુપ્રવાહે રડી દીધું. શાન્તિલાલે તેને શરીરે પંપાળ્યા કર્યું અને રડવું કંઈક ઓછું થયું ત્યારે ફરી કહ્યું: "તેમાં તારો શો દોષ?" માલતીએ રડવું રોકી કહ્યું: "નહિ નહિ નહિ. તમે એને વઢયા તે મારાથી કંટાળીને. હું જ એને ખરી મારનાર છું." અને એમ કહી તેણે ફરી રડવા માંડયું. માલતીના મનનું સઘળું બળ અત્યારે તેના પશ્ચાતાપમાં આવી રહ્યું. બળવાનનો પશ્ચાત્તાપ પણ બળવાન હોય છે. આ બીજો આવેગ પૂરો થયો ત્યારે તેણે કહ્યું: "તમે મને કોઈ દિવસ વારી પણ કેમ નહિ?" શાન્તિલાલે નરમાશથી કહ્યું: "તને એ ન ગમે તેમાં તારો દોષ નહોતો. કોઈ પણ સ્ત્રી તેને સહન ન કરી શકે એવો તે થઈ ગયો હતો. ઘરકામમાં એટલી ડખલગીરી કોઈથી સહન ન થાય. પણ હું જાણતો હતો કે એને ના પાડીશ તો નાસી જશે અને ઘરથી દૂર જતાં એ હિજરાઈને મરી જશે." માલતીએ હવે સ્વર બદલાવતાં ઠપકાથી કહ્યું: "તમે મને આટલું સમજાવી હોત તો હું તેને નિભાવી લેત." શાન્તિલાલે હવે જરા હસીને કહ્યું: "પણ

-સાચું કહેજે, મેં તને એમ પહેલાં કહ્યું હોત તો તું સાચું માનત ખરી ? તને એમ જ લાગત કે માત્ર તેને રાખવા ખાતર તે મરી જશે એવી ખોટી ધમકી આપું છું. કેમ ખરું કે નહિ ?" માલતીએ સરલ મને ફરી શાન્તિલાલના મોં પર મોં નાખી, દઈ તેના ગાલ પર ભીની પાંપણ હલાવી હા પાડી.

અને આપણે આટલેથી આ પ્રસંગ મૂકી દઈ વાતમાં આગળ ચાલીએ. આપણે જાણી લીધું કે માલતીના રસગર્ભ ચિત્તની આસપાસ તેણે ઊભું કરેલું કઠોર પડ આજે પીગળીને સરી ગયું છે એટલું બસ છે. એથી વધારે જોવાની જરૂર નથી. રસશાસ્ત્રીઓ માનતા હશે કે કરુણા કે-વિષાદ શૃંગારનો વિરોધી ભાવ છે. પણ આપણા સાચા જગતમાં આ પરિસ્થિતિ કામદેવને જરા પણ ઓછી ગોચર નથી હોતી.

ઉપરનો બનાવ બન્યાને દોઢેક વરસ વીત્યા પછી માલતી પિયેરથી એક સુંદર પુત્રને લઈને આવી. સૂતેલા છોકરાને જોઈ શાન્તિએ માલતીને કહ્યું: "આનું શું નામ પાડશું ?"

માલતીએ શાન્તિના ખભા ઉપર મોં નાંખી દઈ, છુપાવી કહ્યું: "ક ઉપર કોઈ પણ નામ પાડો."

કોદરે જ તેમને ઘેર ફરી જન્મ લીધો એમ માલતીએ લાગણીવશ થઈ કહ્યું હશે. કદાચ તેણે કે શાન્તિએ કોઈએ એ સાચું માન્યું પણ નહિ હોય. પણ આ જગત, જ્યાં માનવ ચૈતન્ય પણ જડ દેહને વળગી જડ થઈ જાય છે, જ્યાં સ્વજનો પણ એકબીજાને નથી સમજતાં, નથી સમજી શકતાં અને નથી સમજાવી શકતાં, ત્યાં આવા નવા સંબંધ સિવાય આ ત્રણ જીવાત્મા ભેગા થઈ શકે એમ નહોતું એટલું તો નક્કી !

[ કોદરની વાર્તા પૂરી થતાં ધનુભાઈ બોલ્યા: "શાબાશ બહેન, વાર્તા બહુ સારી ઉઠાવી."

પ્રમીલા: પ્રમુખ સાહેબ, હજી મારી વાર્તા અધૂરી છે. વાર્તાનો વધારે રહસ્યમય ભાગ તો હજી હવે આવવાનો છે. માટે હજી મારે ચુપકી જ જોઈએ.

ધીરુબહેન: અસ્તુ, વાર્તા પૂરી કરો ત્યારે તમે જ કહેજો કે પૂરી થઈ, ત્યાં સુધી કોઈ નહિ બોલે. પ્રમીલાએ આગળ વાંચવા માંડયું. ]

ધર્મપ્રસાદ વાંચી રહ્યા, અને કાગળ સંકેલી પ્રેમકુંવર સામે જોઈ પૂછ્યું, કેમ બહેન, વાર્તા કેવી લાગી ?

પ્રેમકુંવર: તમારી વાર્તાની પરીક્ષા મારે કરવાની નહોતી. ભાભીને કરવાની હતી. કેમ ભાભી, તમને વાર્તા ગમી લાગતી નથી. કંઈ ઉલ્લાસમાં આવ્યાં દેખાતાં નથી.

ધર્મપ્રસાદ: વાર્તા તો ગમગીન કરે એવી છે એમ મેં પહેલેથી કહ્યું હતું, એટલે એ જો ગમગીન થઈ હોય તો મારી વાર્તા સફળ થઈ એમ હું ગણું.

ધીમતી: નહિ હું ગમગીન નથી. પણ સાચ્ચું-કહેજો આમાં માલતીનું પાત્ર લખ્યું છે તે મારા ઉપરથી જ લીધું છે કે નહિ ? સાચ્ચું કહેજો.

પ્રેમકુંવર: અરે આ તે તમે શું બોલો છો ભાભી ? 'હું તે એક વરને પરણી છું કે બેને ?' એવું વાક્ય તમે બોલ્યાં હો એવું હું સ્વપ્ને યે માનું નહિ.

ધર્મપ્રસાદઃ મારે તો માનવાનો પ્રશ્ન જ નથી. હું કહું છું કે એ કોઇ દિવસ એવું બોલી નથી.

ધીમતીઃ હું બોલી છું એમ નથી કહેતી. માલતીમાં તમે મારો જ સ્વભાવ કલ્પ્યો છે. કેમ ખરું કે નહિ ?

ધર્મપ્રસાદઃ એટલે ઇબ્સેનની પત્ની જેમ તેનાં કેટલાંક પાત્રોમાં અમર થઇ છે તેમ તારે પણ મારી કૃતિઓમાં અમર થવું છે એમ ને ?

ધીમતીઃ નહિ દીઠી હોય તમારી અમર કૃતિઓ ! મારું તો એમ કહેવું છે કે તમારામાં નવો સ્વભાવ કલ્પવા જેટલી સર્જકતા જ નથી. હું નજીક પડી, એટલે મારો સ્વભાવ લઈને લખો, બીજું શું કરો ?

પ્રેમકુંવરઃ ભાભી તમે ય જબરાં છો ! પોતાનો જ કક્કો ખરો કરાવવો કેમ ?

ધીમતીઃ નહિ પૂછો. કહો, સાચું કહો.

ધર્મપ્રસાદઃ વાત તો સાચી છે.

ધીમતીઃ કેમ બહેન. હું કેવી વરતી ગઈ !

ધર્મપ્રસાદઃ એ તો તારી ગમગીની ટાળવા મેં હા પાડી !

[ આટલું વાંચી પ્રમીલાએ છેવટ એટલું પણ વાંચ્યું "રચનાર પ્રમીલા" અને પછી કાગળો બંધ કરતાં બોલીઃ "લ્યો હવે તમે વાર્તા ઉપર ટીકા કરો."

મેં કહ્યુંઃ "બહેન આ ધનુભાઈની વાર્તા શી રીતે ચોરી એ જ વાત કરો ને."

પ્રમીલાઃ "આપણા નિયમોમાં વાર્તાની ટીકા કરવાનું છે. તે કેમ મળી તેનો ઈતિહાસ કહેવાનું નથી."

ધનુભાઈઃ "સાંભળો ત્યારે હું ટીકા કરું છું. એક સોની હતો. તે મરવા પડ્યો."

પ્રમીલાઃ "આતો બીજી વાર્તા થાય છે, ટીકા નથી."

ધનુભાઈઃ "ટીકારૂપે વાર્તા કહેવાનો હક્ક છે. પહેલાં ટીકા રૂપે મેહફિલમાં એક વાર્તા આવી હતી."

ધીરુબહેનઃ "હા. વાર્તા પણ ટીકારૂપે કહી શકાય."

ધનુભાઈઃ "ત્યારે આગળ કહું છું. તે સોની મરવા પડ્યો પણ કેમે કર્યો જીવ જાય નહિ. તેના દિકરાએ કારણ પૂછયું સોનીએ કહ્યુંઃ 'બેટા, મેં આજ સુધી ઓછાવત્તા સોનાની ચોરીઓ કરી છે. તુ બધા સોનાની ચોરી કરવાનું પણ લે તો મારો જીવ ગતે જાય. દિકરાએ પાણી મૂક્યું ને સોનીનો જીવ ગયો. હવે રાજા ગુપ્તચર્યા કરવા નીકળેલો તેણે આ સાંભળ્યું ને તેને પારખું જોવાનું મન થયું. તેણે થોડા દિવસો પછી સોનીના છોકરાને દરબારમાં બોલાવ્યો ને સોનાનો મોટો હાથી ઘડવા દરબારમાં કામે બેસાડ્યો. તેના પર ચોકી મૂકી. આવતાં ય તપાસે ને જતાં ય તપાસે. રાજાને એમ કે આખા હાથીની શી રીતે ચોરી કરશે. બે વરસે હાથી પટાઇ રહ્યો. એટલે સોનીએ રાજાને કહ્યુંઃ 'મારે આ હાથી ગેરૂથી ધોવો જોઇશે ને દાગીનો મોટો છે એટલે પાણી પણ ઊંડુ જોઈશે. એટલે આપનાં માણુસો સાથે ગામ પાદર તળાવ છે ત્યાં મોકલાવો.' રાજાએ તળાવમાં હાથી મુકાવ્યો. અને છ આઠ કલાક

સુધી સોનીએ તેને ગેરુથી ખૂબ ઘસીને સાફ કર્યો. પછી રાજાનાં માણસો પાસે ઉપડાવી પાછો રાજમહેલમાં આણ્યો. હાથી આવી રહ્યા પછી રાજાએ તેને બોલાવીને બાપ પાસે લીધેલા પણની વાત પૂછી. સોનીના છોકરાએ કહ્યું: ' રાજાજી ગુનો માફ કરો તો કહું. ' રાજા કહે ' જા માફ. કહે. ' સોનીના છોકરાએ કહ્યું: 'અહીં દિવસે જેટલો સોનાનો હાથી ઘડતો તેટલો જ રાત્રે છાનો મારે ઘેર પિત્તળનો હાથી ઘડતો. અહીં હાથી ઘડાઈ રહ્યો તે જ રાતે મારે ઘેર હાથી તૈયાર કરી રાતોરાત તળાવમાં મૂકી આવ્યો હતો. અને સોનાનો હાથી તળાવમાં મૂકી અહીં પિત્તળનો આણ્યો છે. આપને તપાસ કરાવવી હોય તો કરાવો. તળાવમાં આખો સોનાનો હાથી પડયો છે. " રાજાએ તપાસ કરાવી સોનાનો હાથી મગાવ્યો ને સોનીના છોકરાને એ હાથી બક્ષિસ કર્યો.

પ્રમીલા: " આ પણ ટીકા હોય તો, વાર્તા કઈ રીતે લીધી તે વિશે છે. એ વિષય તદ્દન અપ્રસ્તુત છે."

મેં કહ્યું: " એ વિષય તદ્દન પ્રસ્તુત છે. આપણા નિયમો પ્રમાણે વાર્તા કહે તે પાકા સભ્ય બને છે. આ વાર્તા ચોરેલી છે એટલે તેનો પ્રમીલા બહેનને લાભ ન આપી શકાય."

પ્રમીલા: " પણ હજી સુધી કયાં કોઈએ કહ્યું છે કે વાર્તા ચોરેલી છે."

મેં કહ્યું: " કેમ ધનુભાઈએ શું કહ્યું ત્યારે ?"

પ્રમીલા: " તમારી ભૂલ થાય છે. ધનુભાઈ તે કદી સાહિત્યચોરીની વાત કરે ? અત્યાર સુધી મેં પણ જ્યારે જ્યારે એવી વાત કરી છે ત્યારે ત્યારે તેમણે મારી મશ્કરી કરી છે. હવે એ એવી વાત કરે તો માનસપૃથક્કરણશાસ્ત્રની દૃષ્ટિએ એમ સિદ્ધ થાય કે સાહિત્યચોરી પકડવાની વૃત્તિ એમનામાં ગૂઢ રીતે હતી માટે તે હમેશાં મારી એવી વૃત્તિની નિન્દા કરતા."

મેં કહ્યું " હાં ત્યારે એનું સાટું વાળવા આ ચોરી કરી છે એમ કે ?"

ધીરુબહેન: " પ્રમીલા બહેને કહ્યું છે તે ખરું છે કે જ્યાં સુધી માલીકે ચોરી થયાનું જાહેર નથી કર્યું ત્યાં સુધી એ મુદ્દા ઉપર પણ ચર્ચા નહિ થઈ શકે."

ધનુભાઈ: " ત્યારે મેં સોનીની વાર્તા શા માટે કહી ? "

ધીરુબહેન: " એ વાર્તા એ જ તમારું વક્તવ્ય છે ?"

ધનુભાઈ: "ત્યારે નહિ ?!"

ધીરુ બહેન: " બસ ત્યારે થયું એ વાર્તામાં છેવટે રાજા હાથી બક્ષિસ કરે છે તે પ્રમાણે તમે પણ એ ચોરાયેલી વાર્તા બહેનને બક્ષિસ આપી એટલે એમને એ વાર્તા કહેવાનો હક્ક છે એમ હું ઠરાવું છું. અને તેમાં તમને કશું નુકસાન નથી. તમારે તો આમેય પેલી બે મિત્રોની વાર્તા લખવાની જ છે. એ લખશો ત્યારે તમે પાકા સભ્ય થઈ શકશો."

ધનુભાઈ: " આ પણ ભારે ન્યાય ભાઈ !"

" દ્વિરેફ "

# આર્ય વિધવા

(વસંતતિલકા)

ગંગાસ્વરૂપ વિમલા વિધવા નમું હું
સંસાર પાવન કરંત વિભૂતિ છે તું;
તું તો તપસ્વિની વ્રતો કપરાં નિષેવી
છે શાંત, દાંત, શુચિતાધિકી વંદનીયા. ૪

સિદ્ધાસને વિજનમાં મુનિ બ્રહ્મજ્યોતિ—
ધ્યાને, ગુહામહીં ડૂબે અવધૂત યોગી
છોડી સમાધિમહીં; તું અહીં અગ્નિ સેવી
સંસારના તિમિરમાં દ્યુતિલેખ જેવી. ૮

(શાલિની)

પ્રાણાયામે પ્રાણની વાસનાના
વેગો રોકે રાજયોગી નિરાળા,
વ્હાલાની તું ફૂલ જેવી સ્મૃતિની
ફૂણી ધારે વાસના બંધ દ્વારે. ૧૨

(મિશ્ર ઉપજાતિ)

દિને તવાઈ તપનાતપોથી
જેવી સુહાતી વિધુલેખ ઝાંખી,
તેવી વિયોગાનલમાં નહાતી
વિભૂતિ-છાઈ તવ શુભ્ર કાંતિ. ૧૬

આકાશગંગા જ્યમ આભને પટે
નિશાંધકારે શુચિ ભાત પાડતી,
તેવી જ સંસારની શોકરાત્રિના
ભાલપ્રદેશે વિધવા વિરાજતી. ૨૦

તારે કપાળે નહિ કંકુ-ચાંદલો,
છે ભાલમાં આડ તપોવિભૂતિની;
ન રંગભીની તવ અંગ ચુંદડી,
શશી-વિહોણી રજની અમોવડી ! ૨૪

નથી કરે કંકણ કંકણુંતાં,
ન નૂપુરો ઝંકૃતિઓ મચાવે;
વિખૂટી થાતાં સરિતા સમુદ્રથી
ન મર્મરે, મૂક વ્યથાતલે ગરે.

ઊડી મુખેથી ગઇ પૂર્વમાં ઉષા,
તારાતણી તારકતા નભે ગઇ,
મંદાકિનીના ધવલાંગલંગમાં
લાવણ્યલીલા તવ ઉલ્લસી રહી.

ઊષ્મા જતાં પ્રાણ-વસંત કેરી
પત્રો અને પુષ્પવિલાસ શોભા
યથા વિલુપ્તા શિશિરે થઇ જતી
આભૂષણો તેમ જતાં તને તજી.

રસો બધા નીરસશા બની ગયા!
રસાત્મનું દૈવત રે ઊડી ગયું!
રોમાંચકારી સુખ નંદને જતાં
ધખેલ રેતીરણ ખેડવું રહ્યું!

( અનુષ્ટુપ )

જિંદગી તાહરી હાવે શૃંગારરસરિક્ત કો
કવિતા શી:—રહ્યા શાંત, કરુણ રસ માત્ર બે.

દેહ દુર્ગંધની શય્યામાં ના, આત્મની સેજમાં,
સ્વામીને પધરાવી, તું સ્નેહના શુદ્ધ ફૂલના

સુગંધી વીંઝણે વાયુ ઢાળે પાવિત્ર્યને કરે,
મોતીદાંની ગૂંથી માળા પહેરાવે કંઠ કંથને.
સ્વપ્નાં તારાં શીળી ચંદ્રીસમાં આકાશમાં સરે,
સ્નેહના સ્વર્ગમાં સ્નેહી જ્યાં સુધાપ્યાલીઓ ભરે.

ચંચલા ગૃહની લક્ષ્મી મટી તું વદને શુચિ
શ્વેત પદ્મે વિરાજેલી બની શાંત સરસ્વતી.
અણુએ અણુએ તારે જ્વલંત નેત્ર શંભુનું
સદા ખુલ્લું રહી ભસ્મીભૂત કામ બનાવતું.

સૌમ્ય પાવિત્ર્યની શ્વેત આભાએ અંગ તાહ્યરાં
શોભે જેમ હિમાદ્રિનાં શૃંગો ઉત્તુંગ ઉજળાં.
ભક્તિની ભાવના તારાં લોચનોથી ઝરે સદા,
મંત્રો મર્મરતા તારે અધરે જપયોગના.

ઘોર આ વિયોગકેરા વને તું તો દવાગ્નિશી
ચંડી, ઊંડી જડો સાથે પાપનાં જૂથ બાળતી.
વિયોગી ગીતડાં ગાતી તારી જીવનની નદી
વહાવે તું જગે,—આહે રણને શું ભીંજાવવા?

ભીંજે કે ના ભીંજે તો યે તું તો નિષ્કામ ભાવથી
આ ખારા પટમાં તારાં મીઠડાં જલ રેલતી.
સ્મશાને શાંતિ શોધે છે, ચિતાગ્નિએ ચડી સતી
દેહની વાસનાઓના દોરમાંથી સરી જતી;

કિંતુ જીવન તારું તો અહોરાત્ર ચિતાસમું;
બળે છે, વાસનાઓનો વંશવિસ્તાર બાળતું.
દુઃખના દરિયા કેરી નિત્ય અંજલિઓ ભરી
જઠરે તું શમાવી દે મહાભાગ અગસ્ત્યશી.

સ્નેહ ના, સુખ ના, શાંતિ ના, પ્રતિષ્ઠા ય ના અરે!
તો ય તું ભવસિંધુમાં દેવદ્વીપ સમી તરે.

( શિખરિણી )

અરે ઓ સંસારી! મલિનમતિ ને દાસ રતિનો
રૂંવે રૂંવે તારે તરવર કરે કામકૃમિઓ,
છતાં તું ધિક્કારે ભગિનીજનનીરૂપ વિધવા?
ડરે છાયા લેતાં શુચિવપુતણી મંગળ પળે?

( અનુષ્ટુપ )

પુણ્ય એ પડછાયામાં વિધવા દેવી પાથરે,
એ છાયાસ્પર્શથી શાંતિ, શિવમંગલ પાંગરે.

( પૃથ્વી )

મલાંધ જગલોચનો નિરખી ના શકે તાહ્યરા
પવિત્ર મહિમા, સુપાવન ન તાહ્યરાં દર્શનો
કરે પ્રણતમસ્તકે, મદનમત્ત એ આંધળા
પ્રહાર કરતા તને કઠણ, તો ય તું તો ક્ષમા—

મથી સ્થિર સહે બધું ય અપમાન; આશ્વાસનો—
થકી ય અહ ! વંચિતા, જલદ અશ્રુ નિતારતી,
દુઃખે સમસમી રહેલ ભિંજવંત એકાંતને
ઝૂલે સકલ ઝૂલણે સુખતણા ભૂલીને તને, ૮૪
વિલાસતણી ક્રૂરતા પદતલે તને ઇંદતી;
દયાવણ કુનીતિદોર લઈ ઘોર લોકો તને,
ગુલામ સરખી ગણી સજડ બંધથી બાંધતા,
નિરાશ ઉર તાહરું હૃદયહીણ રૂઢિતણી ૮૮
ખસૂર શ્રુતિખેદકારી જડ શૈલ ચક્કી મહીં
ઘૃણા વગર પીસતા, પરમ ત્યાગની મૂર્તિશી,
તું દુઃખદરિયાવમાં નિજ શરીરને અર્પતી;
ન દોષ જગનો કદી, નિજ લલાટનો કાઢતી,
ધીરે નયન મીંચતી પ્રણયના મહાધ્યાનમાં,
સમાધિમહીં જાગતી મિલનના મીઠા ગાનમાં. ૯૪
હજાર તુજને પવિત્ર વિધવા નમસ્કાર હો !
લગાર તુજ આશિષો-ઝરત હસ્ત માથે ઠરો !
પવિત્ર તવ સ્પર્શથી મુજ પવિત્ર કાયા બનો,
પ્રસાદ તવ પુણ્યનો સભર અંતરાત્મા ભરો;
અખંડ શુચિતાતણાં જલ વહંત મંદાકિની,
નમું હું વિધવા ! તને, વિમલ જ્યોત આ લોકની !*૧૦૦

પૂજાલાલ

* પ્રકટ થનાર 'પારિજાત' નામના કાવ્યગ્રંથમાંથી.

# માલવિકાગ્નિમિત્ર નાટક

[ સમશ્લોકી અનુવાદ-મનનિકા ટીકા સાથે ]

કર્તા: બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

( કારતક અંક પૃ. ૮૮ થી ચાલુ )

**મા**લવિકાગ્નિમિત્ર કાલિદાસનું પહેલું નાટક ગણાય છે. આ તર્કના સમર્થનમાં એક દલિલ એ પણ આપી શકાય કે આ નવો નાટકકાર નાટ્યકલાની પરિભાષાનું પોતાનું જ્ઞાન બતાવવા એટલો ઉત્સુક છે કે સ્થાને સ્થાને તેનો નિર્દેશ કરવાનું તે ચૂકતો નથી. ગણદાસના મુખે નાટ્યનું વર્ણન, છલિકનો પ્રયોગ, તેની ચર્ચા અને ચોથા અંકમાં-ચિત્રમાં રાજાને ઇરાવતી તરફ જોતો જોઇને માલવિકાને થતી અસૂયાનું વર્ણન પણ નાટ્ય કલાની પરિભાષામાં આપ્યું છે. આ જ કારણથી આ નાટકની ચર્ચામાં નાટ્યકલાની પરિભાષા અગ્રસ્થાન લે એ સ્વાભાવિક છે. ઠાકોરસાહેબે સંશોધનસમૃદ્ધ મનનિકા આપી છે તે માટે તેમને ધન્યવાદ આપ્યા પછી પણ નાટ્યપરિભાષાના સંશોધનની માગણી કરીએ છીએ તે, અમ જુવાનોમાં કૃતજ્ઞતાની લાગણી નથી માટે નહિ—તેઓ પોતે મનનિકામાં બાળકો, યુવાનો અને પશુઓને કૃતજ્ઞતાના અભાવ માટે એક વર્ગમાં મુકે છે—પણ ઠાકોરસાહેબ જેવા સંશોધક પાસેથી વધારે મેળવવાની દૃષ્ટિએ. આથી પરિવ્રાજિકા માલવિકાની પરીક્ષાનું જે શ્લોકમાં પરિણામ જણાવે છે તેમાં વધારે પ્રકાશની આશા રાખીએ છીએ. પણ ઊલટું-શ્લોકનો અનુવાદ મૂળ જેટલો વિશદ રહેતો નથી:

अङ्गैरन्तर्निहितवचनैः सूचितः सम्यगर्थः
पादन्यासो लयमनुगतस्तन्मयत्वं रसेषु ।
शाखायोनिर्मृदुरभिनयस्तद्विकल्पानुवृत्तौ
भावो भावं नुदति विषयाद्रागबन्धः स एव ॥

અંગાંગોની પદ પદ તણા અર્થમેળે છટા જ્યાં
હાવે ભાવે તનમયપણું નૃત્ય ચિચ્છન્દ બિમ્બી;
મુદ્રા મુદ્રા મૃદુ સરિજતી ભાવ ભાવક્રમે ને,
કંઠાસ્યદ્રફ્કરપદ સુસંવાદિ-તે રાગબન્ધ!

આ અનુવાદમાં 'અન્તર્નિહિતવચનૈઃ "જાણે કે અંદર વચન-શબ્દો મુકેલા હોય તેવા અંગોથી'-માં રહેલી ઉત્પ્રેક્ષા આવતી નથી તે ખટકે છે; શ્લોકનું સૌન્દર્ય અનુવાદમાં ઓછું થઇ જાય છે; 'માલવિકાનાં અંગો અર્થ એટલી સમર્થ રીતે સૂચવતાં હતાં કે જાણે બોલતાં ન હોય!'-આ ભાવાર્થ અનુવાદમાં વધારે સ્પષ્ટ થાય એવી આકાંક્ષા

રહી જાય છે. આ જ પ્રમાણે ' કંઠસ્ય દરકરપદ સુસંવાદિ'માં पादन्यासो लयमनुगत.માં જે સ્પષ્ટતા છે તે આવતી નથી. "હાવેભાવે તનમયપણું" ' रसेषु तन्मयत्वं 'નો અધૂરો અનુવાદ છે.

'શાખાયોનિ' પારિભાષિક શબ્દ છે તેનો મનનિકામાં ખુલાસો નથી. ભરતે ૭ પ્રકારનો શારીર અભિનય બતાવ્યો છે તેમાં શાખાનો ઉલ્લેખ છેઃ વાક્ય, સૂચા, અંકુર શાખા, નાટ્યાયિત, નિવૃત્ત્યંકુર. ( માલવિકાના અભિનયમાં આ છએ અંગો . લગભગ ઘટી શકે છે. ) તેમાં શાખાનો અર્થઃ

यस्तु शिरोमुखजङ्घोरुपाणिपादैर्यथाक्रमं क्रियते ।
शाखादर्शितमार्गः शाखाभिनयो बुधैर्ज्ञेयः ॥
( અ. ૨૪. શ્લો. ૪૫. ભ. ના. C. S. S. )

શિર, મુખ, જંઘા, ઊરુ, પાણિ અને પાદવડે ક્રમ પ્રમાણે શાખાથી જેનો માર્ગ બતાવેલો છે એવો જે અભિનય કરાય છે તેને બુધોએ શાખાભિનય જાણવો. 'શાખાથી જેનો માર્ગ બતાવેલો છે' તેમાં શાખાનો શો અર્થ કરવો ? ડાળીના હલનચલન પ્રમાણે ? ડાળી જેમ શિરથી હાલવું શરૂ કરી ઠેઠ સ્કંધ સુધી હાલે તે પ્રમાણે આખી દેહ-ડાળીનું નૃત્ય ? અથવા શાખા એટલે એક ગુરુશિષ્યસમ્પ્રદાય અને તેમાં આચાર્યે બતાવ્યા પ્રમાણે ?

પાછળથી 'શાખા' શબ્દ સંકુચિત અર્થમાં વપરાયો લાગે છે. શાર્ઙ્ગદેવ આંગિક અભિનયના ભેદો શાખા, અંકુર, અને નૃત્ત એમ ત્રણ બતાવી શાખાનો અર્થ 'વિચિત્રા કરવર્તના' કરે છેઃ એટલે કે હાથનાં સુંદર હલનચલન. કાલિદાસે આ શ્લોકમાં શાખાભિનય શબ્દ ભરતના વ્યાપક અર્થમાં વાપર્યો લાગે છે; અને એ રીતે 'તદ્ વિકલ્પ' એટલે શાખાભિનયના વિકલ્પો, શિરથી તે પાદ સુધીના યથાક્રમ કરવાના વિકલ્પો, એમ અર્થ ઠીક બંધ બેસે છે; અને એક અંગમાંથી બીજા અંગના સંક્રમણમાં ભાવોનું અનુસંધાન છે. विषयाद्रागबन्धः स एव—આ ભાગનો અર્થ શંકાગ્રસ્ત છે. હું એનો અર્થ સૂચવું છું કે વિષયના કારણથી એટલે વસ્તુના કારણથી આ અભિનય જ રાગબન્ધ છેઃ એટલે કે ગીતમાં જે વસ્તુ ગવાય છે તે જ અભિનય બતાવે છે અને તેથી જેમ અંગોમાં વચન છે તેમ આ આખો અભિનય જ રાગબન્ધ છે, ગીત છે.

* * *

ઉપરના શ્લોકની ભાવાર્થક્ષમતા વિષે ટીકા કર્યા પછી કહેવું જોઈએ કે શ્લોકબન્ધની દૃષ્ટિએ તે પ્રો. ઠાકોરની સિદ્ધહસ્તતાનો નમુનો છે. આવા અનેક દાખલાઓ આ અનુવાદમાં મળી આવશે. પહેલાં થોડાક આપ્યા છે છતાં બીજા આપવાની લાલચ થાય છે. અર્થમાં થોડોક ફેરફાર હોવા છતાં નીચેનો સાંભળોઃ ( નેપથ્યમાં સંગીતનો આરંભ થતો સાંભળી પરિકના કૌશિકી—અંક ૧ ).

પ્રહર્ષિણી

માયૂરી સ-ગખમ માર્જના ધુમે આ,
ગર્જન્તો ઘન ગણિ નાચતા સુકણ્ઠો
ઉત્કણ્ઠે મુરજ રવે રવે ટહૂકે;
—આહ્લાદે મદલહરે ભરે ઉરોને!

અથવા અંક ૨ માં અભિનય કરવાની તૈયારીમાં છે તે ક્ષણે માલવિકાને રાજા વર્ણવે છે તે સાંભળોઃ

રા–( સ્વગત ) અંગાંગનિર્મલરૂપ!

શાર્દૂલવિક્રીડિત

દીર્ઘાક્ષી, શરદિન્દુતુલ્ય વદન, સ્કન્ધો ઢળેલા, ઉરે
સંક્ષિપ્તોન્નત છે સ્તનો સુદઢ, તો પાસાં ઉતારેલ શાં!
વ્હેંતી કમ્મર, તો નિતમ્બિ જઘનો। પાદાંગુલિ બંકિમાઃ
સુશ્લિષ્ટાકૃતિ જેમ હો નચવવી, નૃત્યક્ષમા તેહવી!

અથવા આ જ અંકને અન્તે મા. નું નૃત્ય પૂરું થયા પછી હરદાસનું કામ તખ્તા ઉપર તપાસવાની જરૂર ન હોવાથી તે અટકાવવા કવિ નેપથ્યમાં વૈતાલિક મુખે મધ્યાહ્નનું વર્ણન મુકે છે તે સુણોઃ

—દેવશ્રીનો જય। મધ્યાહ્ન થયો. જુવો આ—

સ્રગ્ધરા

પદ્મોમાં દીર્ઘિકાનાં,
    લહરત નયને હંસ છાયે ભરાતા,
મ્હેલે ગોપાનસીઓ
    અતિશય તપતાં ઊડિ ચાલ્યાં કપોતો;
વાપી ચાકે ઉડીને
    જળલવ પડતાં, મોર ટોળાં ભમે ત્યાં,
ઉગ્રે ઉગ્રે સમગ્રે,
    નૃપતિ ગુણમયે આપશો, સૂર્યરાજે!

અથવા ઠાકોર સાહેબનો પ્રિયવૃત્ત પૃથ્વી વાંચોઃ-
માલવિકાએ અશોકનો દોહદ પાદલતાથી પૂરો કર્યો છે એટલે રાજા સાભિલાષ—

પૃથ્વી

અશોક લિધ માન તેં ચરણપદ્મ ગોરી તણા
મૃશોભિ વળિ ઝાંઝરે મુખરની કુણી લાતનાં,
અને ઝટ ધરે ન જો કુસુમફાળ, તો તો વૃથા
વિલાસિ મદનાતુરો સમ ધર્યું જ તેં દોહલ.

અથવા રાજા ઇરાવતીને ફોસલાવે છે ત્યારે—

અપરવક્ત્ર

હું પરિચિત તણી તિરસ્કૃતિ
'શઠ' કહીને, દયિતે, કરો ભલે;
પગ પડિ રશના રડંત શું,
ઉચિત તિરસ્કૃતિ, ચણ્ડિ તેહની?

અથવા અંક ૫ માં પરિવ્રાજિકા લુંટારાઓના ભયાનક આક્રમણનું વર્ણન કરે છે તે જૂદા રસના નમુના તરીકે જુઓ:

વસન્તતિલકા

કોદણ્ડધારિ, ખચિવક્ષ વિશાળ ભાથે,
માથે મયૂર પિછ ઢાંકત કાન આખા,
ત્રાડન્ત, જાય ગગડી શુણુનાર હાંજાં,
ઓચિન્તુ ભિલ્લદલ આવિ પડયું અદમ્ય!

આવા અનેક ઉદાહરણો આપવાની લાલચને વિસ્તારભયથી રોકવી પડે છે.

અનુવાદકલાનું આવું પ્રભુત્વ હોવાથી શંકા થાય છે કે જ્યાં જ્યાં તેમને કાલિદાસની કોમલ ભારતીને ખડબચડા રૂપમાં ઉતારી છે ત્યાં એ સાભિપ્રાય હશે? સાભિપ્રાય માનીને કહું છું. ઘણીવાર તેઓ સંસ્કૃત અને ઈતર શબ્દોના સમાસ કરે છે તે કર્ણકટુ લાગે છે,— તેઓ પોતાની કવિતામાં કરે છે ત્યાં નિર્વાહ્ય અને સમર્થનીય ગણાય; પણ કાલિદાસની કવિતામાં તો કણ્ટક રૂપ લાગે છે. વળી કેટલીક વાર સૌમ્ય સંસ્કૃત શબ્દોનું વાતાવરણ જામતું હોય ત્યાં એકાદો, પથરાની માફક પડતો તળપદો શબ્દ ક્ષોભ કરી નાંખે છે. તળપદા શબ્દો સામે તો મને મુદ્દલ વાંધો નથી, ઊલટો યોગ્ય સ્થળે તેની હિમાયતી કરનારો છું. પણ કવિતામાં શબ્દો, અર્થ જણાવવાનું જ ફક્ત કામ કરતા નથી. તે અનેક સંસ્કાર–સંબંધોથી મનમાં અમુક વાતાવરણ પણ ઊભું કરે છે. આવા વાતાવરણનો ભંગ ન થાય તેનું કવિ ધ્યાન રાખે છે; કાલિદાસ તો ખાસ જ. આવા અનૌચિત્યના કેટલાક દાખલા ટાંકીશ.

અંક ૧ માં ગણદાસ—

विवादे दर्शयिष्यामि क्रियासंक्रान्तिमात्मनः ।
यदि मां नानुजानासि परित्यक्तोऽस्म्यहं त्वया ॥

તાલીમતુલના માટે શિષ્યા પ્રદર્શવા ચહું
રજા, દેવિ, ન દ્યો તેની, રઝળાવો છ તો મ્હને.

આમાં 'તાલીમ તુલના' વિલક્ષણ લાગે છે, તેમ જ 'રઝળાવો છ' પણ એવું જ. એ જ પ્રમાણે અંક ૨ માં—'વલણ ન મુજ જાણી ધારિણીહાજરીથી'—એ માલિનીની પંક્તિમાં 'ધારિણીહાજરીથી' એ સમાસ વિચિત્ર છે. પણ આવા મતભેદના અવકાશવાળા દાખલા છોડી દઈ બીજો એક દાખલો ટાંકું છું. અંક ૩ માં રાજા માલવિકાનું વર્ણન કરે છે. એમાં '**समुन्नतं कुचयोः**' નો અનુવાદ 'ઉપસત કુચદડિયાળુ' કર્યો છે તેમાં 'કુચદડિયાળુ' શબ્દપ્રયોગ વિષે શું કહેવું? કાલિદાસની નાગરક રીત કોઇવાર અનુવાદમાં કેટલી ગ્રામ્ય થઈ જાય છે તેનો એક દાખલો ટાંકું: રાજા (અં. ૪ માં) શરમાતી માલવિકાને કહે છેઃ—

परिगृहाण गते सहकारतां
त्वमतिमुक्तलताचरितं मयि ॥

નો અનુવાદ

સહચરી બનઃ મોગરવેલશી,
વળગી તૂં પડ હૂં સહકારને.

આમાં 'વળગિ તૂં પડ' જેવા શબ્દો કાલિદાસનો નાયક બોલે છે એ માનવામાં આવતું નથી!

યતિભંગ વિષે પ્રો. ઠાકોરે એક મતપરંપરા ચલાવી છે. તો પણ અં. ૩. પૃ. ૩૯માં નીચેની મંદાક્રાન્તાની પંક્તિમાંનો યતિભંગ અસહ્ય છે.

'હાથેળી, પ્રેમલ, તન બધે એ રહે ફેરવન્ત.'

પણ મારે કહેવું જોઇએ કે આવું અરુચિકર થોડું છે, જો કે જ્યાં જ્યાં આવે છે ત્યાં અનુવાદની મઝાને નુકશાન થાય છે.

પ્રો. ઠાકોર નિવેદનમાં જણાવે છેઃ "મૂલ અને અનુવાદ ભલે સાથે સાથે વાંચીને સરખાવોઃ એવા વાચકો જ મ્હારા ઉત્તમ વાચકો. તથાપિ, કેવળ ગુજરાતી ચોપડી લેખે વાંચનારને પણ રસ પડશે, એવી આશા રાખું છું" મેં આ કૃતિને બન્ને રીતે વાંચવા પ્રયત્ન કર્યો છે. બન્ને રીતે વાંચતાં મને એકંદરે એ સમર્થ કૃતિ લાગી છે.

મનનિકા વિષે થોડુંક કહી સમાલોચન પૂરું કરીશ. મેં પ્રથમ નિર્દેશ કર્યો છે કે મનનિકામાં પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિના અનેક પ્રશ્નો ચર્ચ્યા છે. પોતે જ પરિશિષ્ટ ૧ ના અન્તે કહે છે તે પ્રમાણે "આવી ચર્ચામાં સ્થલે સ્થલે મતભેદ કુદરતી." આમ છતાં મારા જેવા વિદ્યાર્થીઓને એમાંથી ઘણું નવું જાણવાનું મળે છે. ઉ. ત. પ્ર. ૪ અંક ૪૯ માં અંકવ્યવસ્થામાં જે સૂચન છે તે પ્રયોગરસિકોએ ધ્યાનમાં લેવા જેવું છે. સંસ્કૃત નાટકોના અભ્યાસમાં આ દૃષ્ટિ નહિ રહેવાથી ઘણી ખામી આવી જાય છે. તે જ પ્રમાણે ૭૨ ઉપર 'દ્વિકેન્દ્રી અને ત્રિકેન્દ્રી દશ્યો' ની મનનિકા પણ ધ્યાનપૂર્વક વિચારવા જેવી છે. તેઓ યથાર્થ કહે છેઃ "નાટક તો નાટ્યકલાની દૃષ્ટિએ કસાય. એ જ વક્તવ્ય છે. નાટકની કસોટી માટે માત્ર કાવ્યદૃષ્ટિ અપૂરતી છે." મેં અભિનય આદિની ચર્ચા વિષે જે કાંઇ કહ્યું છે તે પણ આ દૃષ્ટિએ જ.

પૃ. ૧૯૩ ઉપર ભ્રષ્ટ પાઠને સુધારવા પ્રયત્ન કર્યો છે તે સમર્થ રીતે થયો છે. ભ્રષ્ટપાઠને કેટલે અંશે સુધારી શકાય, કલ્પિત પાઠ ક્યાં મુકવો ઉપપન્ન અને સયુક્તિક

કહેવાય, સંશોધકની ફરજ મળેલા પાઠોમાંથી ભાવાર્થ કાઢવાની છે કે કલ્પિત ભાવાર્થ પ્રમાણે પાઠો યોજવાની છે ઇત્યાદિ પ્રશ્નોનો ખૂબ ઊહાપોહ થવાની જરૂર છે.

પૃ. ૧૯૭ ઉપર હાસ્યની ચર્ચા કરતાં તેઓ કહે છે "સંસ્કૃત નાટકોમાં ઘણે ઠેકાણે હાસ્ય આમ શુરૂ થતાં જ પાછું ગમ્ભીરતામાં ડૂબી જાય છે, બીજની ચંદ્રલેખા જેમ રાતમાં! જેની વાણી સંસ્કૃત, તે સાહિત્ય અને તે પ્રજા ક્યારે નવજુવાન હશે, ક્યારે કિશોર હશે, કશો પત્તો જ લાગતો નથી" ઇત્યાદિ. અંગ્રેજી નાટકોની–ખાસ કરી શેક્સપીઅરના નાટકોની તુલનાએ સંસ્કૃત નાટકોમાં હાસ્ય ઓછું ખરું! પણ પ્રો. ઠાકોર કહેવા માગે છે તે અર્થમાં નહિ. માલવિકાગ્નિમિત્રમાં શરમાળ માલવિકા પણ રાજાને એક પ્રસંગ યાદ આપી કહે છેઃ'જે નિર્ણય છે તેમની પોતાની સમવસ્થા ભટ્ટિનીની હાજરીમાં શી થાય છે, તે મેં નજરોનજર જોયું છે!' આવા અનેક દાખલા આ નાટકમાં પણ છે. વિદૂષકની ઉક્તિઓમાં તો છે જ. આખા સં. નાટકસાહિત્યની દૃષ્ટિએ સ્વપ્નવાસવદત્તાદિ નાટકચક્રમાં અને મૃચ્છકટિક આદિમાં પુષ્કળ ઉદાહરણો મળશે. આ ઉપરાંત ભાણ અને પ્રહસનમાં તો હાસ્ય સિવાય બીજું કશું હોતું જ નથી. સંસ્કૃતભાષામાં હાસ્ય કેમ નિષ્પન્ન થાય છે તે જાણવા શૂદ્રક આદિના ભાણો 'ચતુર્ભાણિ' નામથી પ્રસિદ્ધ થયાં છે તે જોવાં; અથવા ભગવદજ્જુકીય જોવું. આમાંનો કેટલોક ભાગ આજે આપણને ન ગમે તેનાં કારણો જૂદાં. એટલે સંસ્કૃત ભાષા વાપરનારા નવજુવાન ક્યારે હતા એ પ્રશ્ન અસ્થાને છે. આપણી પ્રજામાં નવજુવાની તો જ્યારથી આ અતિસુધરેલા રાજ્યે આપણને હથિયાર વિનાના બનાવ્યા ત્યારથી જ ઓસરવા માંડી છે; અને હાસ્ય તો શું, કોઈ પણ રસ જીવનમાંથી સાચી રીતે ઉત્પન્ન થાય છે કે નહિ તેની શંકા છે! અસ્તુ.

આ સિવાય મનનિકામાં ચર્ચેલા બીજા મુદ્દાઓ વિષે મતભેદ છે. તેમાંના એક બે ચર્ચા કર્યા વિના ફક્ત જણાવીશ.

પૃ. ૧૦૮. ૭, કાલિદાસનો વિચાર મિનાર–કાલિદાસમાં ક્ષત્રિયો માટે ચતુર્થ આશ્રમ નથી. "રાઘવ અને પૌરવ રાજર્ષિઓ માટે પણ કાલિદાસ શું નિરૂપે છે? એવા રાજર્ષિઓ માટે પણ ઊંચામાં ઊંચો આશ્રમ વાનપ્રસ્થ, ચતુર્થાશ્રમ ભૈક્ષ્ય ગુરુપદ અને જીવન્મુક્તિ એવા ક્ષત્રિયો માટે પણ કાલિદાસની સંસાર ચિત્રમાલામાં નથી. વર્ણાનામ્ ગુરુર્બ્રાહ્મણ એવ,–જેમ મનુસ્મૃતિમાં, તેમ કાલિદાસમાં પણ." આ વિધાન ખરેખર ચોંકાવનારું છે. રઘુવંશમાં શૈશવેભ્યસ્તવિદ્યાનામ્–થી જે શ્લોક શરૂ થાય છે અને–યોગેનાન્તે તનુત્યજામ્–થી પૂરો થાય છે તેનો શો અર્થ સમજવો? તેમાં તો રઘુઓના ચારે આશ્રમનો ઉલ્લેખ છે; તે એક વિષે નહિ પણ બધા વિષે!

પૃ. ૧૧૧–૧૧૪ સુધીની મનનિકામાં અશોક વિષે જે કહેવાયું છે તે એટલું બધું ન સમજાય એવું છે કે તેમાં સ્પષ્ટ પ્રમાણો આપવા જોઇતા હતા. અત્યારે જે પ્રમાણો જાણીતા છે તે ઉપરથી તો અશોક વિષે એવો મત જ પ્રવર્તે છે કે તે સર્વધર્મસહિષ્ણુ હતો. "બૌદ્ધ ધર્મી રાજસત્તાનો અસહ્ય જુલમ" અને બદલા તરીકે સામો બ્રાહ્મણ સત્તાધારીઓએ કરેલો બાદ્ધો ઉપર જુલમ—આ અભિપ્રાય નવીન છે એટલે આકર્ષક છે, પણ પુરાવામાં–

યૂરોપમાં રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટો વિષે એમ બનતું માટે આપણે ત્યાં પણ એવું કાંઇક હોવું જોઇએ, ઇત્યાદિ પૂર્વગ્રહોથી દોરાયેલી કલ્પના સિવાય બીજું કાંઇ દેખાતું નથી !

પૃ. ૧૦૪–૨ કર્તાની પહેલી નાટયકૃતિ કઇ ? આ પ્રશ્નનો ઉત્તર આપવાનું એકે બાહ્ય પ્રમાણ નથી. પણ આન્તર પ્રમાણોથી ક્રમ ગોઠવવો હોય તો અત્યારે સ્વીકારાતો ક્રમ યોગ્ય લાગે છેઃ માલવિકા, વિક્રમ, અને શકુન્તલા. પ્રો. ઠાકોર 'વિક્રમ'ને માલવિકા પછી મૂકે છે–એમાં સંમત થઇ શકાતું નથી.

આવા અનેક મતભેદનો નિર્દેશ કરી મનનિકાનું મૂલ્ય ઘટાડવાનો ઇરાદો નથી. ઉપર જણાવ્યું તેમ એમાંથી ઘણું નવું શિખવાનું મળે છે. આ ઉપરાંત ગુજરાતી વાઙ્મયમાં આ પ્રકારનું નિરૂપણ વિરલ હોવાથી મનનિકા આદરયોગ્ય છે; અને તેમાં રહેલા બૌદ્ધિક પ્રયત્નના કારણે મનન યોગ્ય છે.

અનુવાદ અને મનનિકા બન્ને માટે ગુજરાતનો સાહિત્યરસિક વર્ગ આભાર સાથે પ્રો. ઠાકોરને ધન્યવાદ આપશે.

રસિકલાલ છો. પરીખ

---

૧. શાખાયોનિઃ ભરતે ના. શા. અ. ૮માં અભિનયનું સામાન્ય નિરૂપણ કરતાં પણ શાખાનો ઉલ્લેખ કરેલો છે.

विभावयन्ति यस्माच्च नानार्थान् हि प्रयोगतः ।
शाखाङ्गोपाङ्गसंयुक्तस्तस्मादभिनय स्मृतः ॥ ७ ॥

અને

तस्य [अभिनयस्य] शाखा च नृत्तं च तथैवाङ्कुर एव च ।
वस्तून्यभिनयस्येह विज्ञेयानि प्रयोक्तृभिः ॥ १४ ॥
आङ्गिकस्तु भवेच्छाखा ॥

૨. યૂરપમાં જે હતું અને છે તે આપણા 'પ્રાચીનકાળમાં બધું' હતું જેમકે આગગાડી, તાર, વિજળી, ઈત્યાદિ–એ મતથી પ્રવર્તતું સંશોધન જાણીતું છે. તેને જ મળતું પણ વધારે સુધરેલું યૂરપમાં જે રાજ્ય સંસ્થાઓ અને પ્રણાલી હતાં તે બધાં આપણે ત્યાં હતાં એ મતથી પ્રવર્તતું સંશોધન હાલમાં વધારે પ્રચલિત થયું છે. હવે યૂરપની જનતામાં અને પ્રાચીનકાળની જનતામાં માનવચિત્તના સાદૃશ્યની દૃષ્ટિએ ઘણું સમાન હોવાનો સંભવ છે એવા તર્કમાં કશું અયુક્ત નથી. પણ સંશોધનમાં પ્રથમ વિગતની સાબિતી અને પછી અમુક દૃષ્ટિએ તેનો તાત્પર્ય નિર્ણય એ ક્રમ હોવો જોઈએ. આપણા પ્રાચીનકાળમાં 'State religion' રાજ્યના સંપ્રદાયની પ્રણાલી ન હતી. આથી ઘણી હાની થઈ હશે, પણ એક લાભ પણ થયો છેઃ ધર્મને બ્હાને વિગ્રહોનો અભાવ અને જુલમનું ઓછાપણું, થોડાક અપવાદો સિવાય. યૂરપમાં રોમન કૅથોલીક ધર્મનો રાજા, પ્રોટેસ્ટન્ટની પ્રજાના ધર્મકાર્યોમાં સહાનુભૂતિ રાખે, અથવા એથી ઊલટું–શોધવા જવાં પડશે, જ્યારે આપણા ઈતિહાસમાં અનેક પ્રમાણોથી તે સિદ્ધ થયેલી હકિકત છે.

બીજુંઃ વૈદિકો યજ્ઞમાં પશુઓ હોમવા માટે એટલા બધા આતુર હતા કે તેની અટકાયત જુલમ માને ? અને તે એટલી હદ સુધીનો કે લાગ આવે સામો જુલમ કરે ? હિંસા વિનાના યજ્ઞોનો કોઈ અટકાયત કરતું ન હતું !




મે. 'પ્રસ્થાન'ના તંત્રી સાહેબો,

થોડાક વખત પર તમારા માસિકમાં સ્વસ્તિક બાબત ચર્ચાપત્ર આવ્યું હતું. નીચેનો ફકરો એ બાબતપર ઠીક પ્રકાશ ફેંકે છે. આપને યોગ્ય લાગે તો પ્રગટ કરશો.

"જર્મનીમાં સત્તાધારી નાઝીપક્ષે સ્વસ્તિકને રાષ્ટ્રીય ચિહ્ન તરીકે રાખવાનાં બે મુખ્ય કારણો છે. પહેલું એ કે સ્વસ્તિક, જૂનામાં જૂનું " ધાર્મિક " ચિહ્ન હોઈ આર્યોના સૂર્ય દેવતાઓ ( Aryan Sun-Gods ) ની ભક્તિ સાથે સંકલવામાં આવ્યું હતું. ચિહ્નના હાથો, માનવા પ્રમાણે સૂર્યનો માર્ગ દર્શાવે છે. અને જર્મન માન્યતા એમ છે કે, તેમનામાંના, જેઓની નસોમાં શુદ્ધ રક્ત વહન કરે છે, તેઓ મધ્ય યુરોપમાં આવી વસેલી એક આર્યજાતિમાંથી ઉતરી આવેલા છે.

બીજું કેટલીક અસલી પ્રજાઓમાં સ્વસ્તિક એવાં મૃત્યુની નિશાની રૂપ ગણાતું હતું કે જે નવી અને વધુ સારી જિંદગીની શરૂઆત સૂચવતું હતું. તેથી નાઝીઓને માટે, સ્વસ્તિક જર્મનીનો પુનર્જન્મ અથવા પુનર્જાગૃતિનું ચિહ્ન છે,* × × × ×"

એ. આર. નાયક.

---

* Pearson's Magazine for September " Why Germany ( the Nazis ) has adopted the Swastika as her national symbol upon her flag ? " ઉપરથી.

# લોકચર્ચા

## ગુજરાતમાં શારદા ઍક્ટનો અમલ

### તેની રૂપરેખા, અને ભવિષ્ય

"મારા હાથમાં સત્તા હોય, અથવા મારી કલમમાં પૂરતું બળ હોય, તો હું તેનો ઉપયોગ પ્રત્યેક બાળલગ્નને રોકવામાં કરું.

જે માબાપો પોતાનાં છોકરાંનાં બાળપણમાં લગ્ન કરે છે તેઓ તેમનાં દુશ્મન બને છે, અને તેમને પરાધીન અને નમાલાં બનાવી મૂકે છે."

તા. ૨૫-૩-'૨૮ —ગાંધી: "ત્યાગમૂર્તિ અને બીજા લેખો"

સને ૧૯૨૯નો બાળલગ્નપ્રતિબંધક કાયદો બ્રિટિશ હિંદમાં અમલમાં આવ્યાને ૩।।। વરસ થવા આવ્યાં છતાં હજુ દર વરસે ગુજરાતમાં સેંકડો નાનાં છોકરાંને પરણાવી દેવામાં આવે એ ઓછી શરમની વાત નથી. કેવળ જાહેરાતની આવડથી નાદિરખાન ૬ મહિનામાં અફઘાનિસ્તાનનું રાજ્ય મેળવે, હિંમત અને વ્યવસ્થાશક્તિથી જર્મનીનો દેખાવ વરસ-બે વરસમાં હિટલર ફેરવી નાખે, તો ગુજરાતમાંથી બાળલગ્નનો લોપ કરવો એ તો રમત વાત ગણવી જોઇએ.

#### ગુજરાત સંસારસુધારાસમાજ

ગઈ સાલ અમદાવાદના કંસારા ખુશાલ દયાળની ૧૨ વરસની વર્ષની દીકરીનું લગ્ન ૫૪ વરસના બીજવર સાથે થયું તેની ફરિયાદ ગુજરાત સંસારસુધારાસમાજના મંત્રી શ્રી. ગટુલાલ ધ્રુવે કરી ત્યારે વરરાજાના વકીલ-બૅરિસ્ટરે કૉર્ટને કહ્યું કે તેમના અસીલ એક આબરૂદાર ગૃહસ્થ હોવાથી નામની સજા કરી જતા કરવા જેવા છે. તેના જવાબમાં અમદાવાદના જિલ્લા મૅજિસ્ટ્રેટે ટકોર કરી કે આબરૂદાર થઈ આવાં લગ્ન કરે તેને તો વધારે જ સજા થાય તો દાખલો બેસે. છેવટે વરરાજાનો રૂા. ૨૫૦) દંડ કરવામાં આવ્યો.

#### ગોરની જ્ઞાનપ્રાપ્તિ

આવી રીતે આપણે ત્યાં બાળલગ્નની ફરિયાદો પહેલી દાખલ કરવાનું માન ગુજરાત સંસારસુધારાસમાજને ઘટે છે. પણ ગયા જુન મહિનામાં બાજખેડાવાળ યુવકસંઘના મંત્રી દવે નટવરલાલ માણેકલાલે વટવા મુકામે તેમની જ ન્યાતની ૯ વરસની કન્યાનું ૧૬ વર્ષના વર સાથે તા. ૨૨-૬-૩૨ ના રોજ લગ્ન થયેલું તે બાબત ફરિયાદ નોંધાવી અને તેમાં તહોમતદારોના, મહિના પછી ઠીક ઠીક દંડ થયા ત્યારે જ લોકની આંખ ઉઘડવા માંડી. અમદાવાદના જિલ્લા મૅજિસ્ટ્રેટ મી. ધરવિને વરનાં માબાપ દરેકનો રૂા. ૨૫૦),

કન્યાના બાપને રૂા. ૫૦૦) અને રોજ ધોળી ટોપી પહેરનાર પણ તે દિવસે ખાસ કાળી ટોપી પહેરીને આવનાર ગોરને રૂા. ૭૫૦) દંડ અને ૧ દિવસની જેલ એ પ્રમાણે સજા કરી ત્યારથી કેટલાય ગોરલોકોને જ્ઞાનપ્રાપ્તિ થઈ.

## નડિયાદનું પરિવર્તન

એ કામમાં ગોર નડિયાદના ખેડાવાળ શુકલ માણેકલાલ મુળજી હતા; એટલે કુદરતી રીતે તે ગામમાં અસર ઠીક થઈ. આજથી દોઢ મહિનાની વાત ઉપર એક કન્યાને ૧૪ વર્ષ પૂરાં થવામાં ૩ દિવસ બાકી છે જાણી ગોરે લગ્નનું કાગળિયું આપવા ના પાડેલી અને હવે બાળલગ્ન કરાવનાર ગોર નડિયાદમાં કોઈ નથી મળતો. નડિયાદના વાણિયા એકલામાં વરસોવરસ ૫૦-૭૫ બાળલગ્ન થતાં. આ સાલ એવું એકે લગ્ન થયું સાંભળ્યું નથી. ત્યાંના ગોર હવે જન્મનાં સર્ટિફિકેટ માગતા થયા છે.

## અમદાવાદના સેશન્સ જજનો અભિપ્રાય

પણ એમ બન્યું કે ઉપરના વટવાના કેસની જિલ્લા મેજિસ્ટ્રેટે "સમરી ટ્રાયલ" કરેલી અને તેથી ફેંસલામાં કાંઈ કારણની વિગત બતાવેલી નહિ. એનો લાભ લઇ તહોમતદારોએ સેશન્સમાં અપીલ નોંધાવી તેમાં વરની માનો રૂા. ૧૦૦) અને ગોરનો રૂા. ૨૫૦) જેટલો દંડ ઓછો થયો. પણ તા. ૧૪-૯-૩૩ ના રોજ અપીલનો ચુકાદો આવ્યો તેમાં નીચે મુજબ ટીકા સેશન્સ જજ મી. લોકુરે લખી છેઃ " કાયદો હોવા છતાં આવાં લગ્ન ઘણીવાર થાય છે તેથી લોક શે' ખાઈ જાય એવો દંડ થવો જોઇએ, એવું જિલ્લા મેજિસ્ટ્રેટનું માનવું ખરું છે. આવા કેસોમાં જો થોડો દંડ કરવામાં આવે તો પક્ષકારો તેને લગ્નના ખર્ચ ભેગું ખર્ચ ગણી લે અને કાયદો સહેજે તોડી શકાય એમ માને." કન્યાના બાપે પોતાની વૃદ્ધ ઉંમરને લીધે દીકરી નાની પરણાવી એમ જણાવેલું તેની, તથા બાકીના કેટલાક તહોમદારોએ પોતે શારદા ઍક્ટથી અજાણ હતા એમ જણાવેલું એ બધા કથનની કોર્ટ ઉપર કાંઈ અસર થઈ નહિ.

## મહુધા-વડથલ કેસ

ખેડાવાળ યુવકસંઘના મંત્રીએ બીજી ફરિયાદ તા. ૨૬-૧૦-૩૩ના રોજ ખેડાના જિલ્લા મેજિસ્ટ્રેટ શ્રી. એમ. એસ. જયકરની કોર્ટમાં નોંધાવી, એ મહુધાના ખેડાવાળ ઍન્જિનિયર ઠાકર મંગળજી દુર્લભરામના ૧૯ વરસના દીકરાનું લગ્ન તા. ૨૬-૨-૩૩ના રોજ વીણાના માસ્તર દવે છગનલાલની ૬ વરસની દીકરી શારદા સાથે થયેલું તે બાબત હતી. ગોર પણ મહુધાના ખેડાવાળ દવે છોટાલાલ ગૌરીશંકર હતા. આ કેસનો ફેંસલો ૧૨ દિવસ ઉપર આવ્યો તેમાં વરનો રૂા. ૩૦૦) દંડ અને બે વેવાઇ અને ગોર-દરેકનો રૂા. ૩૦૦) દંડ અને તે ન આપે તો ૭ દિવસની સાદી કેદની સજા ફરમાવી છે. અલબત્ત, ૭ દિવસ જેલમાં બેસી આવે તો ય કાયદા પ્રમાણે દંડ તો પછી પણ ભરવો પડે.

## નિરર્થક બહાનાં

વરરાજા તરફથી દલીલ કરવામાં આવી કે તે સગીર છે અને લાયક હોય તો ય પિતાની આજ્ઞા પ્રમાણે તે વર્ત્યો છે. તેમના પિતાએ કહ્યું કે ન્યાતમાં કન્યાની અછત હોવાથી જે

માગું આવ્યું તે સ્વીકાર્યું. કન્યાના બાપે કહ્યું કે અમારી ન્યાતમાં બાળલગ્ન પહેલેથી છે અને ૧૪ વર્ષ પૂરાં થયા પછી જ કન્યાને વળાવવાનો કરાર વેવાઇ સાથે કર્યો છે. ગોર કહે કે હું તો મારા કુળના યજમાનને ત્યાં ન છૂટકે જ ગયો હતો.

## 'ગોરને તો જેલમાં મોકલવો જોઈએ'

આ બધું અર્થ વિનાનું છે એમ જણાવી કોર્ટે સજા ફરમાવતાં ઉમેર્યું કે ગોર જ આવાં બાળલગ્ન માટે જવાબદાર હોવાથી સાધારણ રીતે તો તેને જેલમાં મોકલી આપું; પણ આ જાતનો આ પહેલો કેસ છે અને ગોર ઘરડા માણસ છે તે જોતાં રૂ. ૩૦૦) દંડ અને તે ન આપે તો ૭ દિવસની સાદી જેલની સજા કરી જતા કરું છું.

પછી તો ગુજરાતમાં છૂટાછવાયા ફરિયાદો દાખલ કરનાર નીકળી આવ્યા.

## ચાલુ ફરિયાદો

મુંબાઈમાં ભટમેવાડા બ્રાહ્મણ યુવક મંડળના મંત્રી જોશી રવિશંકર હરિરામે ખેડાના જિલ્લા મેજિસ્ટ્રેટની કોર્ટમાં કપડવણજના વાણિયા શા મણિલાલ છોટાલાલ વગેરે ઉપર ૧૫ વરસના વરનું ૧૩ વર્ષની કન્યા સાથે લગ્ન ગઈ વસંતપંચમીએ તાલુકે ઠાસરાના જનોડ ગામે કરવા બદલ ફરિયાદ દાખલ કરી છે. તેની પ્રાથમિક તપાસ નડિયાદના રેસિડન્ટ ફ. ક. મેજિસ્ટ્રેટની કોર્ટમાં ચાલુ છે. વરનો બાપ, કન્યાનાં માબાપ અને ગોર એમ ચાર જણ ઉપર એ ફરિયાદ છે; અને કહે છે કે બાળલગ્ન ન કરવાની વિનંતિ કરતા કાગળો છતાં એ લગ્ન થયેલું. ખેડા જિલ્લામાં કોઈ ફરિયાદ કરનાર ન મળે અને ફરિયાદીને મુદતે મુદતે મુંબાઇથી આવવું પડે એ ઓછી વિચિત્ર સ્થિતિ નથી.

પ્રાંતીજના વીસનગરા નાગર પંચ અને હાટકેશ્વર મંડળના મંત્રી પંડ્યા અમથાલાલ નારણજીએ અમદાવાદના જિલ્લા મેજિસ્ટ્રેટની કોર્ટમાં પુંજીરામ ઉમરેશ્વર વગેરે સામે ફરિયાદ કરી છે તેમાં ૧૭ વરસના વરનું ૪ વરસની કન્યા સાથેના લગ્નની વાત છે. એમાં બે વેવાઈ, બે વેવણ અને પાંચમાને ચોકઠું ગોઠવી આપનાર ગણી તહોમતદારમાં દાખલ કર્યા છે. વડોદરા રાજ્યના ગોરને અંદર મૂક્યો હોત તો આમ બ્રિટિશ રાજ્યમાં ફરી આવતા પહેલાં વિચાર કરત. આ ફરિયાદની પ્રાથમિક તપાસ અત્રે સીટી મેજિસ્ટ્રેટને ત્યાં ચાલુ છે.

વળી એક અબ્દુલ રહેમાન ઈલાહીબક્ષે અમદાવાદના ઇબ્રાહીમ કરીમભાઇ વગેરે ઉપર ફરિયાદ નોંધાવી છે તેમાં ૩૫ વરસના વરનું ૧૨ વરસની કન્યા સાથે લગ્ન થયાનું જણાવ્યું છે. આ ફરિયાદની પણ પ્રાથમિક તપાસ સીટી મેજિસ્ટ્રેટને ત્યાં ચાલુ છે.

## પંચમહાલ અને સુરત-ભરૂચમાં અંધારું

આ સિવાય ખેડા જિલ્લામાં ગઈ સાલ અને તે પહેલાં ૩-૪ ફરિયાદો થયેલી: પણ પુરાવાને અભાવે રદ ગઈ હોય એમ જણાય છે. ભરૂચ જિલ્લે ૧-૨ ફરિયાદ થયાનું સાંભળેલું પણ લોકમાં અસર થાય એવું પરિણામ આવ્યું જાણવામાં નથી. અને સુરત કે પંચમહાલ જિલ્લામાં બાળલગ્ન સેંકડો થયા કરે છે, છતાં કોઇ ફરિયાદ કરવા આગળ આવ્યા જાણ્યા નથી.

### બાળલગ્ન અટકાવવાના રસ્તા

બાળલગ્ન થવાનું છે એમ પહેલેથી ખબર પડે તો તે અટકાવવાની સત્તા શારદા ઍક્ટમાં કોર્ટને નથી, પણ બાળલગ્ન કરવા તૈયાર થયેલો બાપ વાલી રહેવાને લાયક નથી એમ ગણી ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં વાલીપણાની અરજી કરી મનાઇહુકમ મેળવી શકાય. આ વાલીપણાના કેસમાં મહેનત વધારે પડે.

ગઈ વસંત ઋતુમાં ખેડા જિલ્લામાં ૫૬ વરસના એક બ્રાહ્મણનું લગ્ન લગભગ ૬ વર્ષની કન્યા સાથે થવાનું છે જાણી ગુજરાતની સંસારસુધારાસમાજ તરફથી નડિયાદની ડિસ્ટ્રીક્ટ કોર્ટમાં એવી રીતે અરજી થઈ મનાઈહુકમ મેળવવામાં આવ્યો અને એ લગ્ન ન જ થયું.

સને ૧૯૩૨ના ફેબ્રુઆરીમાં અમદાવાદના એક ત્રવાડી મેવાડા બ્રાહ્મણની ૬ વરસની દીકરીનું લગ્ન ૪૬ વરસના વર સાથે થવાનું હતું તે જાણી શ્રી. વિદ્યાગૌરી નિલકંઠે અત્રેની કોર્ટમાં વાલીપણાની અરજી કરી મનાઈહુકમ મેળવ્યો તે હુકમ ગુજરાત સંસાર-સુધારાસમાજના મંત્રીએ કલોલ, કડી, મહેસાણા વગેરે જગ્યાએ ફરી બજાવ્યો છતાં એ લગ્ન મહીકાંઠાના કોઇ ગામડામાં થઈ ગયું અને ન્યાતના આગેવાનોની મદદના અભાવે માણસોનો પત્તો ન લાગ્યો.

પણ મોટે ભાગે તો બાળલગ્ન થવાનું છે એમ ખબર પડતાની સાથે તમામ લાગતા વળગતાને હરકોઈ માણસ ફરિયાદ કરીશું એવી નોટીસ આપે તો તેનું લગ્ન અટકી જાય. ગુજરાત સંસારસુધારાસમાજની નોટીસથી આવાં સાત લગ્ન અટકેલાં અને ખેડાવાળ યુવક સંઘે ત્રણ જણને નોટીસ આપેલી તે પૈકી બે લગ્ન બંધ રહ્યાં. અલબત્ત, જેઓ ન માને તેમના ઉપર તો છેવટે ફરિયાદ કરવા સિવાય બીજો રસ્તો નથી.

### લોકની કેટલીક ગેરસમજૂતી

કેટલીક જગ્યાએ એવો ભ્રમ છે કે માબાપ ઘરડાં હોય કે એવું બીજું કોઈ કારણ હોય તો સરકારની બાળલગ્ન કરવાની પરવાનગી લઈ કામ પાર ઉતારી શકાય. કેટલાક ચાલાક લોક વળી એમ વિચાર કરે છે કે વડોદરા રાજ્યમાં જઈ લગ્ન લઇશું. તેઓને ક્યાંથી ખબર હોય કે લગ્ન કરી પાછા બ્રિટિશ હદમાં પગલું મૂકે એટલે લાગલી જ ફરિયાદ થઇ શકે!

### રૂ. ૧૦૦ નું જામીન ખત

ત્રીજી ગેરસમજૂતી ૧૦૦ રૂપિયાના જામીનખત વિષે છે. ખરી રીતે શારદા ઍક્ટમાં રૂ. ૧૦૦) રોકડા ફરિયાદીએ રજૂ કરવા એવું કાંઈ જ નથી; અને જામીનખત ન લેવું એવું પણ કોર્ટ ઠરાવી શકે. ગયા જુન માસમાં બાજ ખેડાવાળ યુવકસંઘે અમદાવાદમાં ફરિયાદ દાખલ કરી ત્યારે જિલ્લામેજિસ્ટ્રેટ મી. ઈરવીને હુકમ કરેલો કે ફરિયાદી એ એક આબરૂદાર ગૃહસ્થોના મંડળ તરફથી આવ્યા છે એટલે જામીનખતની જરૂર નથી.

વળી જામીનખત લીધું હોય અને કેસ ખોટો પડે તો કાંઇ રૂ. ૧૦૦) જપ્ત થતા નથી; પણ કેસ ખોટો પડે તે ઉપરાંત કોર્ટને લાગે કે ફરિયાદ પાયા વિનાની નજીવી અગર

દ્વેષથી દાખલ થયેલી હતી તો કોર્ટ તોહમતદારોને ફરિયાદી પાસેથી વધારેમાં વધારે રૂા. ૧૦૦) સુધી નુકસાની અપાવી શકે. આજ સુધી કોઈ પણ એવો નુકસાની આપવા પડયાનો બાળલગ્નની ફરિયાદનો દાખલો ગુજરાતમાં નથી બન્યો, કે ગુજરાત બહારનો સાંભળ્યો નથી.

## શારદા એકટનો સાર

ગુજરાતમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદાના અમલની રૂપરેખાની સાથે તે કાયદાનો સાર આપવો અસ્થાને નહિ ગણાય. છાપેલાં દોઢ–બે પાનામાં માય એટલા આ નાનકડા કાયદાની ૧૧ કલમો પૈકી પહેલી બે કલમો પ્રસ્તાવના અને વ્યાખ્યાની મૂકીએ તો કલમ ૩, ૪, ૫ અને ૬ માં કોણ કોણ ગુન્હેગાર બને અને શી સજા થાય એ બતાવ્યું છે. બાકીની પાંચ કલમો ફરિયાદ ચાલવાની રીત વિષે છે.

જે લગ્નમાં વરને ૧૮ અને કન્યાને ૧૪ વર્ષ પૂરાં ન થયાં હોય તેને બાળલગ્ન ગણ્યું છે. લગ્ન કરનાર સગીરને માટે કાંઈ સજા નથી પણ વર ૧૮ અને ૨૧ વર્ષની વચ્ચેનો હોય તો રૂા, ૧૦૦૦) સુધીના દંડને પાત્ર છે. વરને ૨૧ વર્ષ થઈ ગયાં હોય તો એટલો દંડ અગર એક માસ સુધીની સાદી કેદ અગર તો બંને સજાને પાત્ર છે. બાળલગ્નમાં જે પક્ષ સગીર હોય તે સગીરના વાલીની અગર તે સગીર જેની સંભાળમાં હોય તેની ફરજ છે કે તેવું લગ્ન અટકાવવા પગલાં લેવાં. તેમાં તે બેદરકાર રહે અગર લગ્નને ઉત્તેજન મળે એવું કાંઇ કરે તો રૂા. ૧૦૦૦) દંડ અગર ૧ માસની સાદી કેદ અગર બંને સજા તેને થઇ શકે. જે કોઇ લગ્નવિધિ કરેકરાવે અગર કરવાની સૂચના આપે તેને માટે પણ તેટલી જ સજા ઠરાવી છે.

ઉપરના કોઇ ગુન્હાને મદદ કરે, અગર બાળલગ્ન નક્કી કરે અગર તે માટે સગવડ કરી આપે કે ઉત્તેજન આપે તે બધા મદદગાર તરીકે પીનલ કોડ મુજબ ગુનેગાર છે. શારદા એકટના ગુન્હા બદલ બાઈ માણસને જેલમાં મોકલી શકાય નહિ, અને ૧૮ થી ૨૧ વર્ષની વચ્ચેના વરને દંડના બદલામાં કેદની સજા ફરમાવી શકાય નહિ.

## થોડીક સૂચના

શારદા એકટ પ્રમાણેની ફરિયાદોમાં (૧) લગ્નવિધિ, (૨) સગીર ઉંમર અને (૩) દરેક તહોમતદારે શો ભાગ ભજવ્યો એ સિવાય બીજું કાંઇ સાબિત કરવાનું હોતું નથી. છતાં આવી સાદી બાબતોમાં કેટલીક વાર ફરિયાદીઓ ભૂલ ખાય છે એવા દાખલા બન્યા છે.

જન્મમરણનાં પત્રક હોય છે તેવાં લગ્નનાં પત્રક રાખવાનો બ્રિટિશ હિંદનો કાયદો હોય તો આવી ફરિયાદોનું કામ અડધું સહેલું થઇ જાય. નાતરિયા ન્યાતમાં કોઇવાર લગ્ન થયાનો ઇન્કાર થાય એવો સંભવ છે અને દરેક ફોજદારી કેસમાં લગ્ન થયું સાબિત કરવાનો બોજો ફરિયાદીને માથે છે. કંકોતરીઓ મેળવવી, બને તો લગ્ન થતું હોય તે જોવા આપણા શાગિર્દને મોકલવો, અને વર, કન્યા, વેવાઇ–વેવણો, જોશી, નોતરીઆ વગેરે પૈકી જે તહોમતદારમાં ન હોય તેમને અને એક બે વિશ્વાસુ જાનૈયાને સાક્ષીમાં મૂકયા હોય તો ચાલે.

ઉંમરને માટે કેટલીક નિશાળના માસ્તરો સર્ટિફીકેટ આપવાના અખાડા કરે છે. તેમને સમન્સ કાઢી બોલાવવા. જન્માક્ષર તો તહોમતદારના કબજામાં હોવાથી મળી શકે નહિ, એટલે નિશાળનું સર્ટિફીકેટ, જન્મપત્રકમાંથી નકલ, શીતળા ખાતાના દફતરની નકલ વગેરે ઉપર જ આધાર રાખવો રહ્યો.

લગ્નમાં સુધારણાની ચાવી ગોરદેવોના હાથમાં છે કારણ કે હિંદુઓ તો કરોડો છે, પણ ગોર તો બધે ગણ્યાગાંઠ્યા હોય અને તેઓને બાળ લગ્નથી થતી હાનિ અને તેમાં રહેલું જોખમ છે તેનો ખ્યાલ આપી શકાય તો કામ જલદી પાર પડે માટે સૌ કરતાં ગોરને તો તહોમતદારમાં દાખલ કરવા જ.

## ખર્ચ

પણ આપણા ખર્ચનું કેમ? જે સંસ્થાઓ તરફથી આજકાલ ફરિયાદો દાખલ થઇ રહી છે તેમની પાસે કાંઈ ફંડ નથી. બે-ત્રણ વરસ સુધી દરેક જિલ્લે જુદાં જુદાં ગામ અને ન્યાતોમાં થતાં બાળલગ્નો વિરુદ્ધ ૨૦-૨૫ ફરિયાદો દાખલ થાય તો જોતજોતામાં બાળલગ્નની પ્રથા લગભગ હતી ન હતી થઇ જાય. પણ દરેક ફરિયાદમાં રૂા. ૨૫) થી રૂા. ૧૦૦ સુધીનું ખર્ચ થાય એમ માની લેવું. એટલે ગુજરાતમાં આ માટે કદાચ ફંડ કરવા જેવું છે. એમ થાય ત્યાં સુધી ઉત્સાહી લોક અને મંડળો થોડેથોડે સગવડ કરી કામ કરે છે એ આપણે જોઇએ છીએ. અને થોડાક દિવસ ઉપર ખેડાના જિલ્લા મેજિસ્ટ્રેટ શ્રી. જયકરે ફરિયાદી બાજખેડાવાળ યુવક મંડળના મંત્રીને તેમના ખર્ચ બદલ રૂા, ૭૫) ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૫૪૫ મુજબ અપાવ્યા તેમ વખતોવખત કોર્ટને ખર્ચ અપાવવા વિનંતિ કરી શકાય. આમ ચાલે તે ઠીક છે પણ મોટા પાયા ઉપર કામ લેવું હોય તો સ્વતંત્ર ફંડ વિના ન જ ચાલે અને આસ્તેઆસ્તે છૂટીછવાઈ ફરિયાદો થાય તેને બદલે એકીસાથે જિલ્લે જિલ્લે થતી ફરિયાદોની નૈતિક અસરથી બાળલગ્નનાં પાટિયાં આંખના પલકારામાં બેસી જાય એમાં ફેર તો ખરો જ ને!

## ઉપસંહાર

કેટલીક જગ્યાએ ફરિયાદીઓનાં ખાદીનાં કપડાં જોઈ તહોમતદારોના સંબંધી ટકોર કરે છે કે સરકારમાં ફરિયાદ કરી શું કરવા પારકાને પૈસા ખટાવો છો? આવી આવી શંકાઓનો જવાબ વાળવાની જરૂર નથી પડતી. સને ૧૯૩૧માં ગાંધીજીને એક જણે શારદા ઍક્ટ મુજબ ફરિયાદો આપણાથી થાય કે નહિ તે વિષે સવાલ પૂછેલો. તેમણે જણાવેલું કે 'ફરિયાદ નોંધાવવા જવાય.' (ત્યાગમૂર્તિ : પાનું ૧૪૪)

ગુજરાતમાં સામાજિક કામના ઢગલા પડ્યા છે એટલે જે એક સવાલનો ઉકેલ વહેલો થયો તે ખરો.

•

ભારતી નિવાસ સોસાઇટી,
એલીસબ્રિજ-અમદાવાદ.
તા. ૨૧-૧૨-૧૯૩૩

જમિયતરામ દયાશંકર પંડયા
સભ્ય, બાજ ખેડાવાળ યુવક મંડળ



## હિંદનું વસ્તીપત્રક

હિંદનું વસ્તીપ્રમાણ બીજા દેશો સાથે સરખાવવું ઠીક પડશેઃ

| દેશનું નામ | ૧૮૭૦ | ૩૧ મી ડીસેમ્બર ૧૯૩૦ | સેંકડે વધારો |
|---|---|---|---|
| | કરોડ | કરોડ | ટકા |
| હિંદ | ૨૬.૫૧ | ૩૫.૨૮ | ૩૩ |
| જર્મની | ૪.૦૯ | ૬.૪૫ | ૫૭.૭ |
| ઇટલી | ૨.૬૭ | ૪.૧ | ૫૩.૫ |
| સ્પેઇન | ૧.૬૩ | ૨.૩૬ | ૪૪.૭ |
| ફ્રાંસ | ૩.૬૮ | ૪.૦ | ૮.૭ |
| બેલ્જિયમ | .૫ | .૮૧ | ૬૧.૨ |
| નેધરલેંડઝ | .૩૬ | .૭૪ | ૧૦૮.૩ |
| ડેનમાર્ક | .૧૮ | .૩૬ | ૧૦૦. |
| ઈંગ્લાંડ અને વેલ્સ | ૨.૨૭ | ૩.૯૯ | ૭૫.૭ |
| રશિયા | ૧૦.૬૪ | ૧૬.૧ | ૫૧.૩ |
| યુરોપ | ૩૦.૭૭ | ૫૦.૫૭ | ૬૪.૩ |

આ ઉપરથી જણાશે કે માત્ર ફ્રાંસ સિવાય બીજા તમામ દેશો કરતાં હિંદમાં વસ્તીના વધારાનું પ્રમાણ ઓછું છે. હિંદની વસ્તીમાં ૩૩ ટકા વધારો થયો છે, જ્યારે ઇંગ્લેંડ ને વેલ્સની વસ્તી લગભગ ૭૬ ટકા વધી છે. ઇસ્વીસન ૧૮૯૭ થી ૧૯૩૧ એટલે લગભગ ૩૪ વર્ષના ગાળામાં રશિયાની વસ્તી લગભગ ૫૧ ટકા વધી છે. ખરું જોતાં તો હિંદને યુરપ સાથે સરખાવવો જોઈએ. ઇસ્વીસન ૧૯૩૧ માં રશિયા સાથેના યુરોપની વસ્તી ૫૦.૬ કરોડ હતી એટલે લગભગ છેલ્લાં ૬૦ વર્ષની અંદર યુરોપની વસ્તી ૬૪.૩ ટકા એટલે હિંદ કરતાં ઘણી જ વધી છે.

એટલે લગ્નની પુષ્કળ છુટછાટ ને જન્મપ્રમાણ ઘણું જ વધારે હોવા છતાં હિંદની વસ્તીનો વધારો યુરોપની વસ્તી કરતાં ઓછો છે. ફ્રાંસ તો અપવાદ લેખાય.

હિંદનું મરણ પ્રમાણ પણ ખૂબ જ વધારે છે. તે નીચેના કોઠાપરથી સમજાશે. એક હજાર જીવતાં જન્મે તેમાંથી દર વર્ષે કેટલાં બચે છે તે તેમાં દર્શાવ્યું છે.

પુરૂષો

| દેશ | સાલ | ૫ વર્ષે | પચીસ વર્ષે | ૪૫ વર્ષે | ૬૫ વર્ષે | ૮૫ વર્ષે |
|---|---|---|---|---|---|---|
| ઑસ્ટ્રેલિયા | ૧૯૦૧–૧૦ | ૮૭૬ | ૮૨૮ | ૭૨૫ | ૪૮૭ | ૬ |
| ડેન્માર્ક | ૧૯૦૬–૧૦ | ૮૫૨ | ૮૦૫ | ૭૧૯ | ૫૧૯ | ૭ |
| ઇંગ્લેન્ડ | ૧૯૦૧–૧૦ | ૭૯૪ | ૭૪૬ | ૬૪૨ | ૩૯૩ | ૭૪ |
| ફ્રાંસ | ૧૮૯૮–૧૯૦૩ | ૭૭૭ | ૭૦૨ | ૫૮૦ | ૩૬૦ | ૩૩ |
| જર્મની | ૧૯૦૧–૧૦ | ૭૪૨ | ૬૮૯ | ૫૯૪ | ૩૬૦ | ૩૦ |
| હોલેન્ડ | ૧૯૦૦–૦૯ | ૮૦૨ | ૭૪૭ | ૬૬૫ | ૪૬૩ | ૩૦ |
| ઇટલી | ૧૯૦૧–૧૦ | ૭૨૮ | ૬૬૩ | ૫૭૦ | ૩૮૨ | ૩૨ |
| જાપાન | ૧૮૯૮–૧૯૦૩ | ૭૬૯ | ૬૮૩ | ૫૮૭ | ૩૩૪ | ૨૯ |
| નોર્વે | ૧૯૦૧–૧૦ | ૮૮૪ | ૭૯૧ | ૬૭૬ | ૪૯૮ | ૧૦૬ |
| સ્વીડન | ૧૯૦૧–૧૦ | ૮૬૫ | ૭૯૦ | ૬૯૦ | ૫૦૦ | ૮૭ |
| સ્વીટ્ઝરલેંન્ડ | ૧૯૦૧–૧૦ | ૮૨૫ | ૭૩૭ | ૬૫૪ | ૩૮૪ | ૩૧ |
| યુ. એસ. એ. | ૧૯૦૧–૧૦ | ૮૨૨ | ૭૫૭ | ૬૩૩ | ૪૦૦ | ૫૨ |
| હિંદ | ૧૯૦૧–૧૦ | ૫૩૩ | ૪૦૦ | ૨૨૮ | ૮૦ | ૨ |

સ્ત્રીઓ

| દેશ | સાલ | ૫ વર્ષે | પચીસ વર્ષે | ૪૫ વર્ષે | ૬૫ વર્ષે | ૮૫ વર્ષે |
|---|---|---|---|---|---|---|
| ઑસ્ટ્રેલિયા | | ૮૯૩ | ૮૪૯ | ૭૫૧ | ૫૬૩ | ૧૦૫ |
| ડેન્માર્ક | | ૮૭૬ | ૮૨૫ | ૭૩૮ | ૫૬૫ | ૧૦૪ |
| ઇન્ગ્લેંડ | | ૮૨૨ | ૭૭૪ | ૬૮૪ | ૪૬૭ | ૭૧ |
| ફ્રાંસ | | ૮૦૫ | ૭૨૭ | ૬૧૭ | ૪૨૭ | ૫૦ |
| જર્મની | | ૭૭૩ | ૭૧૮ | ૬૨૭ | ૪૩૫ | ૪૮ |
| હોલેન્ડ | | ૮૨૭ | ૭૭૩ | ૬૮૬ | ૫૦૫ | ૭૮ |
| ઇટલી | | ૭૩૯ | ૬૬૫ | ૫૬૭ | ૪૦૩ | ૩૫ |
| જાપાન | | ૭૮૩ | ૬૮૨ | ૫૫૧ | ૩૬૭ | ૪૬ |
| નોર્વે | | ૮૯૯ | ૮૧૮ | ૭૦૬ | ૫૪૬ | ૧૩૭ |
| સ્વીડન | | ૮૮૩ | ૮૦૮ | ૭૦૯ | ૫૪૭ | ૧૧૬ |
| સ્વીટ્ઝરલેન્ડ | | ૮૫૧ | ૭૮૫ | ૬૭૮ | ૪૫૬ | ૪૪ |
| યુ. એસ. એ. | | ૮૪૭ | ૭૮૪ | ૬૭૨ | ૪૫૭ | ૩ |
| હિંદ | | ૫૬૬ | ૪૦૯ | ૨૩૩ | ૮૭ | ૨ |

હજાર પુરુષો જીવતા જન્મ્યા તેમાંથી પાંચ વર્ષની ઉંમરે ઑસ્ટ્રેલિયામાં ૮૭૬, ઇગ્લેન્ડમાં ૭૯૪, ફ્રાંસમાં ૭૭૭, જાપાનમાં ૭૬૯ અને હિંદમાં ૫૫૩ જીવતા રહ્યા; એટલે પાંચ વર્ષની વય થતાંથતામાં તો હિંદમાં અર્ધી સંખ્યા મરી પરવારી હતી. હજાર સ્ત્રીઓમાંથી પાંચ વર્ષની વયે ૫૬૬ જીવતી રહેવા પામી છે. ઉપરના કોઠા મુજબ વધારે

વયના ખાનામાં હિંદનું પ્રમાણ ઓછામાં ઓછું છે. ઈંગ્લેન્ડના ૬૫ વર્ષે ૪૯૩ પુરુષો હોય ત્યારે દરહજારે ફ્રાંસ ને જર્મની દરેકમાં ૪૬૦, જાપાનમાં ૩૩૪ ને હિંદમાં માત્ર ૮૦ છે. એટલે દરેક વયમાં હિંદનું પ્રમાણ બીજા દેશો કરતાં ઘણું જ ઓછું છે.

દેશની આબોહવા ઉપર આનો ઘણો આધાર છે. છતાં ય હિંદમાં તો આબોહવા કરતાં ય સામાજિક ને આર્થિક પરિસ્થિતિ પર મરણપ્રમાણ વધારે આધાર રાખે છે.

છેલ્લા દશકામાં હિંદની વસ્તીમાં ૩૪૦ લાખનો વધારો થયો છે. સેન્સસ કમિશ્નર આથી સંતોષ દાખવવાને બદલે ભયસૂચન કરે છે. અત્યારની પરિસ્થિતિમાં હિંદને વસ્તી વધારવી પાલવે તેમ નથી. સેંસસ કમિશ્નરની આ વાત સાચી છે કારણ કે આપણા જીવનનું ધોરણ કદી યે ઊંચું નહોતું તે વસ્તી વધે તો હજી પણ નીચું જાય તેમ છે પરિણામે સામાન્ય જનતાનું સત્ત્વ ઘટે ને રોગચાળાની સામે થવાની તેમની શક્તિ ક્ષીણ થાય. છેક છેલ્લી તપાસ મુજબ ગામડાના લોકોનો મોટો ભાગ પોષકતત્ત્વ પામી જ શકતો નથી.

| દેશનું નામ | સાધારણ પોષણ મેળવનારના ટકા | ખરાબ રીતે પોષાતાના ટકા |
|---|---|---|
| પંજાબ | ૩૮ | ૨૦ |
| સંયુક્ત પ્રાંતો | ૩૯ | ૨૧ |
| મધ્ય પ્રાંતો | ૫૦ | ૧૮ |
| બિહાર ઓરિસા | ૪૦ | ૧૮ |
| બંગાળા | ૪૭ | ૩૧ |
| મદ્રાસ | ૩૩ | ૧૮ |

આ બન્ને પ્રકારના લોકો રોગચાળાની સામે ટકી શકે એવું શરીર ધરાવે છે! ખરાબ રીતે પોષાતાં મનુષ્યોને આર્થિક રીતે આપણે જીવતાં મરેલાં જ ગણી શકીએ. અત્યારે મરેલાંમાં તેમની ગણત્રી નહિ થતી હોય તો રોગચાળાના પહેલા સપાટે જ તેઓ ઉડી જવાના.

ઈસ્વીસન ૧૯૧૮–૧૯ ના ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવે વસ્તીના સાત ટકા એટલે લગભગ બે કરોડ વીસ લાખ જીવોનો ભોગ લીધો. આપણી વસ્તી ઘટાડવા ફરી ઇન્ફ્લુએન્ઝા આવે કે બીજા પ્રકારના તાવ પ્લેગ કોલેરા જેવા ઉપદ્રવો ફાટી નીકળે, ગમે તેમ પણ એક વાત નક્કી છે કે આવતાં થોડાં વર્ષોના ગાળામાં જ બરાબર પોષણ નહિ મેળવતી વસ્તીમાંથી મરો મહિલાઓ ને બાળકો મળી લગભગ દરીક લાખ જીવો અકાળે ખરી પડવાના જ. કુદરત એ જ રીતે પૃથ્વીનો ભાર હળવો કરે છે.

હિંદમાં જીવનનું ધોરણ નીચું છે કારણ કે આપણી આવકનો એક જ માર્ગ ખેતી છે. આપણો મુખ્ય ધંધો ખેતી છે. પરંતુ ખેતીથી જેટલાં ૧૯૦૧ માં પોષાતાં તેથી ઘણાં વધારે ૧૯૨૧ માં પોષાયાં ને અત્યારે તો વસ્તી ઘણી યે વધી ગઇ છે. ઇસ્વીસન ૧૯૦૧માં ૬૫.૨ ટકા ખેતીપર ને ૧૫.૫ ટકા ઉદ્યોગો પર નિર્વાહ ચલાવતાં. ૧૯૨૧ માં ૭૦.૯ ટકા ખેતીપર ને ૧૦.૭ ટકા ઉદ્યોગોપર નભતા થઈ ગયા. ને અત્યારે તો એથી પણ વધારે ગંભીર પરિસ્થિતિ છે.

બીજા દેશો કરતાં હિંદમાં આયુષ્ય પણ ટૂંકું મનાય છે. જન્મ વખતે છોકરાનું આયુષ્ય ૧૯૦૧ માં હિંદમાં ૨૨.૫૯ વર્ષ ગણાતું જ્યારે જાપાનમાં ૪૩.૯૭ ઈંગ્લેન્ડમાં ૪૮.૫૩ અને નોર્વેમાં ૫૪.૮૪ વર્ષ ગણાતું. આવા ગંભીર તફાવતનું મુખ્ય કારણ આપણું ભારે બાળમરણપ્રમાણ છે. હિંદમાં જેટલાં બાળકો જન્મે છે તેમાંનાં ૧/૪ બાળકો એક વર્ષનાં થતાંથતાંમાં મરણ પામે છે. એકલા મુંબાઈમાં ૧૯૩૦ માં ૨૯.૮ ટકા બાળકો મરણ પામેલાં. લખનૌમાં ૩૨.૯ ટકા મરણ પામેલાં. યુરોપ વગેરે સુધરેલા દેશોમાં બાળ મરણ પ્રમાણ માત્ર ૫ ટકા આવે છે એ હિસાબે તો આ પ્રમાણ ભયંકર જ લેખાય.

### મરદોનું આયુષ્ય

| વય | હિંદ | જાપાન | ઈંગ્લેન્ડ | નોર્વે |
|---|---|---|---|---|
| | ૧૯૦૧–૧૦ | ૧૮૯૮–૦૩ | ૧૯૦૧–૧૦ | ૧૯૦૧–૧૦ |
| ૦ | ૨૨.૫૯ | ૪૩.૯૭ | ૪૮.૫૩ | ૫૪.૮૪ |
| ૧૦ | ૩૩.૩૬ | ૪૮.૨૮ | ૫૧.૮૧ | ૫૨.૯૨ |
| ૨૦ | ૨૭.૪૬ | ૪૦.૩૫ | ૪૩.૦૧ | ૪૫.૧૬ |
| ૩૦ | ૨૨.૪૬ | ૩૩.૪૪ | ૩૪.૭૬ | ૩૮.૮૬ |
| ૪૦ | ૧૮.૦૨ | ૨૬.૦૩ | ૨૬.૯૬ | ૩૧.૪૯ |
| ૫૦ | ૧૩.૦૭ | ૧૮.૯૭ | ૧૯.૭૬ | ૨૩.૮૬ |
| ૬૦ | ૧૦.૦૦ | ૧૨.૭૬ | ૧૩.૪૩ | ૧૬.૭૯ |
| ૭૦ | ૬.૧૭ | ૭ ૮૯ | ૮.૨૯ | ૧૦.૫૭ |
| ૮૦ | ૩.૦૫ | ૪.૪૪ | ૪.૮૬ | ૫.૮૬ |
| ૯૦ | ૧.૨૩ | ૨.૨૨ | ૨.૫૬ | ૩.૫૧ |
| ૧૦૦ | ... | ૦.૫૦ | ૧.૫૩ | ૧.૫૦ |

### સ્ત્રીઓનું આયુષ્ય

| વય | હિંદ | જાપાન | ઈંગ્લેન્ડ | નોર્વે |
|---|---|---|---|---|
| ૦ | ૨૩.૩૧ | ૪૪.૮૫ | ૫૨.૩૩ | ૫૭.૨૨ |
| ૧૦ | ૩૩.૭૪ | ૪૮.૩૪ | ૫૨.૫૩ | ૪૫.૦૯ |
| ૨૦ | ૨૭.૯૬ | ૪૧.૦૬ | ૪૫.૭૭ | ૪૭.૩૫ |
| ૩૦ | ૨૨ ૯૯ | ૩૪.૮૪ | ૩૭.૩૬ | ૪૦.૨૪ |
| ૪૦ | ૧૮.૪૯ | ૨૮.૧૯ | ૨૯.૩૭ | ૩૨.૯૩ |
| ૫૦ | ૧૪.૨૮ | ૨૧.૧૧ | ૨૧.૮૧ | ૨૫.૩૧ |
| ૬૦ | ૧૦.૧૧ | ૧૪.૩૨ | ૧૫.૦૧ | ૧૭ ૮૫ |
| ૭૦ | ૬.૨૨ | ૮.૭૭ | ૯.૨૫ | ૧૧.૨૩ |
| ૮૦ | ૩.૦૬ | ૪.૮૫ | ૫.૩૬ | ૧૧.૨૮ |
| ૯૦ | ૧.૧૦ | ૨.૩૬ | ૨.૯૪ | ૩.૩૧ |
| ૧૦૦ | ... | ૦.૮૩ | ૧.૮૦ | ૧.૮૧ |

હિંદના ૧૯૩૧ના અને ઈંગ્લેન્ડના ૧૯૨૧ના આયુષ્યના આંકડા નીચે મુજબ છે.

| વય | હિંદ–૧૯૩૧ | ઇગ્લેન્ડ–૧૯૨૧ |
|---|---|---|
| ૦ | ૨૬.૯૧ | ૫૫.૦૨ |
| ૧૦ | ૩૬.૩૮ | ૫૪.૬૪ |
| ૨૦ | ૨૯.૫૭ | ૪૫.૭૮ |
| ૩૦ | ૨૩.૬ | ૩૭.૪૦૦ |
| ૪૦ | ૧૮.૬૦ | ૨૯.૩૬ |
| ૫૦ | ૧૪.૩૧ | ૨૧.૩૬ |
| ૬૦ | ૧૦.૨૫ | ૧૪.૩૬ |
| ૭૦ | ૬.૩૫ | ૮.૭૫ |
| ૮૦ | ૩.૧૩ | ૪.૯૩ |
| ૯૦ | ૧.૧૨ | ૨.૮૨ |

ઇસ્વીસન ૧૯૩૧માં હિંદમાં આયુષ્ય ૧૯૧૧ કરતાં વધારે હતું. ઇસ્વીસન ૧૯૧૮–૧૯માં નબળા મનુષ્યોનો કચ્ચરઘાણ નીકળી ગયો એ વિગત આપણે ન જાણતા હોઇએ તો આ વિગતથી આપણે સંતોષ માની શકીયે. પરંતુ ૧૯૩૧–૪૧ ના દસકામાં એ પ્રગતિ ચાલુ રહેનાર નથી. વળી રોગચાળાથી આ દસકામાં વસ્તી ઘટશે તો આયુષ્ય ૧૯૨૧–૩૧ કરતાં ઓછું જ જણાશે.

આગળ પડતા યુરોપના દેશોમાં વધારો કાયમનો ને ચાલુ છે. જર્મનીમાં ૧૮૭૧–૭૨માં સરેરાશ આયુષ્ય ૩૫·૫૮ વર્ષ હતું, ૧૮૮૧–૯૦ ૩૭·૧૭ થયું, ૧૮૯૧–૧૯૦૦ માં ૪૦·૫૬ જણાયું ને ૧૯૧૦–૧૧ માં ૪૭·૪૧ ગણાયું. ઇંગ્લેન્ડની વસ્તીનો વધારો નીચે મુજબ છે.

| ઉમ્મર | મરદો | | સ્ત્રીઓ | |
|---|---|---|---|---|
| | ૧૮૭૧ | ૧૯૨૧ | ૧૮૭૧ | ૧૯૨૧ |
| ૦ | ૪૦.૪ | ૫૫.૫ | ૪૩.૫ | ૫૯.૫ |
| ૫ | ૪૯.૮ | ૫૮.૮ | ૫૧.૯ | ૬૧.૭ |
| ૨૫ | ૩૫.૪ | ૪૧.૬ | ૩૭.૫ | ૪૪.૫ |
| ૪૫ | ૨૨.૩ | ૨૫.૩ | ૨૪.૧ | ૨.૭૮ |
| ૬૫ | ૧૦.૫ | ૧૧.૪ | ૧૧.૨ | ૯.૧૨ |

આમ આયુષ્યમાં ચાલુ વધારો માલુમ પડે તે જનસુખાકારીમાં થયેલા સુધારાની નિશાની છે ને તે આબાદી સૂચવે છે. પરંતુ હિંદમાં એમ આબાદીના આંકડા તારવી શકાય તેમ નથી. અહીં તો સ્ટેમ્પની આવક, દાવાદુવીનો વધારો, એકસાઇઝ મહેસુલની ભરતી ને દારૂડિયાની સંખ્યામાં થયેલા વધારા ઉપરથી આપણે આબાદીની ગણત્રી કરીએ છીએ.

સેન્સસ રિપોર્ટમાં એક ધ્યાન ખેંચે એવો કોઠો છે. ૧૯૦૧ પછી કેળવણીમાં થયેલી પ્રગતિ તે નોંધે છે દસ વર્ષની ઉપરની દરેક વ્યક્તિની એમાં ગણત્રી કરવામાં આવેલી છે. ઇસ્વીસન ૧૯૦૧ માં દર હજારે ૧૨૯ ભણેલા હતા. ઇસ્વીસન ૧૯૩૧માં દર હજારે ૧૭૪ હતા. ઇસ્વીસન ૧૯૦૧માં દર હજાર બૈરાંમાંથી ૯ ભણેલાં હતાં. ૧૯૩૧ માં દર હજારે ૩૧ ભણેલાં છે.

આમ કેળવણીમાં આશ્ચર્યજનક વધારો થવા પામ્યો છે. ઇસ્વીસન ૧૯૩૧ માં ૧૭.૪ ટકા મરદોને જ લખતાં વાંચતાં આવડે છે જ્યારે સ્ત્રીઓ તો ૩.૧ ટકા જ.

પરંતુ બીજા દેશોની અભણ દશા તપાસતાં આપણે ક્યાં ઊભા છીએ તે વિચારવા જેવું છે. અભણ દશામાં આપણે પહેલે નંબરે આવી શકીએ તેમ છીએ. એ માટે સરકાર જરૂર ગૌરવ ધરાવી શકે. ઇસ્વીસન ૧૯૩૧-૩૨ માં જગતની અભણ દશા સૂચવતો કોઠો નીચે મુજબ છે.

| દેશનું નામ | વર્ષ | મરદો | સ્ત્રીઓ | વ્યક્તિઓ |
|---|---|---|---|---|
| આફ્રિકા | | | | |
| ઇજીપ્ત | ૧૯૨૭ | ૭૬,૯ | ૯૫,૩ | ૮૫,૭ |
| અમેરિકા | | | | |
| કેનેડા | ૧૯૨૧ | ૫ ૭ | ૪.૪ | ૫.૧ |
| યુ. એસ. એ. | ૧૯૨૦ | ૬.૦ | ૫.૯ | ૬.૦ |
| મેક્સીકો | — | ૬૧.૭ | ૬૭.૬ | ૬૪.૯ |
| યુરોપ | | | | |
| બેલ્જિયમ | ૧૯૨૦ | ૬.૬ | ૮.૪ | ૭.૫ |
| બલ્ગેરિયા | ૧૯૨૬ | ૨૫.૩ | ૫૩.૯ | ૩૯.૭ |
| સ્પેઇન | ૧૯૨૦ | ૩૫.૦ | ૫૦.૨ | ૪૩.૦ |
| ઇસ્ટોનિયા | ૧૯૨૨ | ૭.૨ | ૧૪.૦ | ૧૦.૮ |
| ફ્રાન્સ | ૧૯૨૬ | ૫.૧ | ૬.૭ | ૫.૯ |
| ગ્રીસ | ૧૯૨૮ | ૨૫.૪ | ૬૦.૫ | ૪૩.૩ |
| હંગરી | ૧૯૨૦ | ૧૦.૩ | ૧૫.૩ | ૧૩.૩ |
| ઇટલી | ૧૯૨૧ | ૨૩.૩ | ૩૦.૦ | ૨૬.૮ |
| લટાવિયા | ૧૯૩૦ | ૧૨.૨ | ૨૪.૩ | ૧૮.૮ |
| લીથુનિયા | ૧૯૩૦ | ૩૦.૭ | ૩૪.૪ | ૩૨.૭ |
| પોલેન્ડ | ૧૯૨૧ | ૨૯.૪ | ૩૫.૭ | ૩૨.૭ |
| પોર્ચુગાલ | ૧૯૨૦ | ૫૬.૮ | ૭૨.૮ | ૬૫.૨ |
| ઓશાના | | | | |
| ઓસ્ટ્રેલિયા | ૧૯૨૧ | ૨.૧ | ૧.૨ | ૧.૭ |

ઇસ્વીસન ૧૯૨૧માં ૩૩.૯ ટકા મરદો ને ૯૭.૭ ટકા સ્ત્રીઓ હિંદમાં અભણદશા ભોગવતાં એ હિસાબે અજ્ઞાનતા ખાતે હિંદનો પહેલો નંબર આવે છે.

ઇસ્વીસન ૧૯૩૧માં દશ વર્ષની અંદરના સુદ્ધાં ૮૨.૬ ટકા મરદો ને ૯૬ ટકા સ્ત્રીઓ અભણ રહેલાં છે, એટલે ૮૯.૬ ટકા બીજો કોઇ પણ દેશ આને ટપી જઈ શકે નહિ.

વય ધ્યાનમાં લીધા સિવાય આપણે આપણી દશાની ગણત્રી કરીએ તો ઇસ્વીસન ૧૯૩૧માં ૨૫.૦૮ કરોડની વસ્તીમાંથી ૨.૮૧ કરોડ વાંચી લખી શકે તેવાં હતાં. એટલે લગભગ ૯૨ ટકા વસ્તી અભણ હતી. ઇસ્વીસન ૧૦૨૧માં દક્ષિણ આફ્રિકાની બાંટુ

જાતિમાં પણ ૮૮·૬ ટકા અભણ દશા ભોગવતા. અત્યારે તો એ સંખ્યા એથી પણ ઘટી હશે. એટલે હિંદનું અજ્ઞાન તો એથી પણ અદકું છે.

કદાચ જંગલી જાતો કરતાં આપણામાં કેળવાયલી સંખ્યા વધારે હશે, પરંતુ આપણે સંસ્કૃતિમય ગણાઇએ છીએ–કાંઇ નહિ તો આપણી સરકાર તો સુધરેલી છે. એ દષ્ટિએ તો ઉપરના આંકડા જોતાં અભણ દશાની જોડ જડવી મુશ્કેલ પડશે.

આપણે ફરજિયાત પ્રાથમિક કેળવણી વિષે પચીસ વર્ષો થયાં વાટાઘાટ કરી રહ્યા છીએ. આપણે ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કેમ નથી કરી? એનાં કારણો તપાસીએ. લશ્કર ને પોલીસ જેવાં અગત્યનાં ખાતામાં પૈસા ખરચવાથી લાભ છે. સામાન્ય જનતાને પોતાના લાભ ખાતર જ કેળવણીની જરૂર નથી. સ્ત્રીપુરુષો ભણીભણીને ધાંધળિયા નીવડે છે. બ્રિટિશ અધ્યક્ષો કહે છે કે હિંદની સામાન્ય જનતા અજ્ઞાન છે, એમને પરતંત્રતા સાલતી જ નથી. અજ્ઞાન સ્વર્ગીય સુખ આપતું હોય ત્યાં ડહાપણ મૂર્ખાઇ છે. વળી પરાણે લખતાં વાંચતાં શીખવવું એ નૈતિક દષ્ટિએ યોગ્ય છે? ઇસ્વીસન ૧૯૩૧ માં બોલ્શેવિકોએ આઠ વર્ષની અંદરનાં બાળકો માટે કેળવણી ફરજિયાત કરી ઇસ્વીસન ૧૯૧૫માં વસ્તીના ૫૦ ટકા ભણતાં, અત્યારે નેવું ટકા બાળકો એ નાસ્તિક શાળાઓમાં જવા લાગ્યાં છે એથી લાભ શો? ઇચ્છા વિરૂદ્ધ બાળકને શાળામાં ધકેલવું ખોટું છે. બાળકોને સ્વતંત્ર વાતાવરણમાં ઉછેરવાં જોઇએ, ગોંધી નાંખવાં ન જોઇએ.

લોકોને કેળવણી આપવા અત્યારે પૈસા નથી. ફીડરલ સ્વરાજના બંધારણમાં તો પૈસાની આશા જ રાખવી ખોટી છે. ઇસ્વીસન ૧૯૩૨ની ફીડરલ ફાઇનાન્સ કમિટીએ ૧૯૩૩–૩૪ ને ૧૯૩૭–૩૮ નાં પ્રાંતિક સરવૈયાં તારવ્યાં છે તેમાં ચાર કરોડની ખોટ બતાવી છે. ફીડરલ સરકારને સાત કરોડ શિલિક રહેશે તેમાંથી પાંચ કરોડ પ્રાંતોને વહેંચતાં બે કરોડ વિવિધ ખર્ચો માટે અનામત રાખવી પડશે; કદાચ સુધારા દાખલ કરતાં એ રકમ વટાઇ જશે. પાંચ કરોડ મળશે તો જ પ્રાંતો નવા સુધારા દાખલ કરી બન્ને પલ્લાં સરખાં કરી શકશે, એ પરિસ્થિતિમાં કેળવણી આરોગ્ય ને હુન્નર ઉદ્યોગ માટે પૈસા લાવવા ક્યાંથી!

આપણી પરિસ્થિતિ જ નિરાશાજનક છે. ૩૫ કરોડ માણસો–ગરીબ ને અભણ–ભવિષ્યમાં પણ એવા જ રહેવા સરજાયેલાં; બ્રિટિશ સંબંધ હોય ત્યાં સુધી તો નક્કી જ.

એટલે ફીડરલ સ્વરાજનો વિચાર જ ક્યાં કરવાનો? લોકોને એની સાથે શી નિસબત? આપણી નિકાશ ઘટે છે; સરકારી આવક ઘટે છે; રાજકારભારનું ખર્ચ વધે છે; ભવિષ્યમાં કારભાર વધવાનો જ છે.

આપણી કમનસિબિ માટે સરકારને દોષ દેવાની જરૂર નથી; લાયકને લાયક સરકાર મળે છે. પછી એને કિસમત કહો કે ઐતિહાસિક સત્ય કહો. અત્યારની પરિસ્થિતિ માટે આપણે જ જવાબદાર છીએ. બીજા કોઇનો આપણે વાંક કાઢી શકીએ તેમ નથી.

રાષ્ટ્રીય સરકારને વર્તમાન સરકાર અવગણે છે એવી જવાબદારીઓ ઉઠાવવી પડત. અત્યારની સરકારનું મુખ્ય કર્તવ્ય તો હિંદ લાભમાં જ આંતરિક કે બાહ્ય જોખમોમાં હિંદનું સંરક્ષણ કરવાનું છે. રાષ્ટ્રીય સરકારને એથી વધારે કરવું પડે એ દેખીતું છે. આપણા

રીતરિવાજો ભારે મરણપ્રમાણનુ કારણ સમજાવશે ગરીબ સરકારે પ્રજાને કેળવી એમને જીવન જીવતા શીખવવુ પડે સરકારી પ્રવૃત્તિને પ્રજાજીવન તેની પ્રવૃત્તિ ને સુખદુ ખમા નજર રાખતા થવુ પડે

સરકારને આપણા ધાર્મિકને નૈતિક જીવનને તેથી પડેના રીવાજો સાથે કાંઈ જ નિસબત નથી એવુ કહીએ તો પણ ગરીબાઈનુ સીધુ પરિણામ રોગચાળા ને મોત છે એ તો કબુલવુ પડશે જ. હિંદની વસ્તી વધારે ગણાય પણ એક જ દૃષ્ટિએ, એની રાષ્ટ્રીય આવક એવી છે કે સખ્યા વધતા જ ભયકર દશા ભોગવવી પડે પરતુ દેશનુ દ્રવ્ય નભાવી શકે એટલી હિંદની વસ્તી વધી છે એમ તો કહેવાય એમ નથી જ હિંદના લોકો ગરીબ છે પણ હિંદ શ્રીમત છે આપણી ખેતી ને હુન્નર ઉદ્યોગોનો આપણે વિકાસ સાધીએ રાજકારભારમા કરકસર કરીએ, લશ્કર ને પોલીસને આપણી આવકનો મોટો હિસ્સો હોઈયો કરતા અમલદારો ને સામાન્ય જનતાને જીવન જીવી જાણતા શીખવીએ તો ૩૫ કરોડ માણસો સુખચેનથી હિંદમા રહી શકે ને જીવનનુ ધોરણ હલકુ બનાવ્યા સિવાય વસ્તી વધારી શકે વૈજ્ઞાનિક ખેતી હાથ ધરી હિંદનો ફાલ અનેક ઘણો વધારી શકાય એમા શકા નથી આપણા હુન્નરઉદ્યોગો પણ હજી ઉગે છે હજાર બાળકો જન્મે તેમાથી પાચ વર્ષની વય થતા સુધીમા અર્ધા મરી પરવારે એ ઓછા દુ ખની વાત નથી, ગરિબાઇનુ જ એ પરિણામ છે સપત્તિ ને આવક ઉપર જ વસ્તીનો આધાર છે સપત્તિ સર્જાવો, આવક વધારો એટલે રોગ ને મૃત્યુના ભોગ આપોઆપ ઘટી જશે

આનો અર્થ એવો નથી કે વસ્તી છડેચોક વધાર્યા જવી સપત્તિ ને આવકના પ્રમાણમા જ વસ્તી વધારવાની વાત છે છતાય વધારે સપત્તિ ને આવક હોય તો થોડી વસ્તી વધારે સુખચેનથી રહી શકે એ નિર્વિવાદ છે એટલે વસ્તીની સખ્યા અગત્યની નથી પણ એમની સ્થિતિ સમજવાની અગત્ય છે થોડી સમજદાર ને વ્યવસ્થિત વસ્તી આપણા જેવા અભણ અજ્ઞાન અવ્યવસ્થિત ને કચરાયલી પ્રજાના ટોળા કરતા હજાર દરજ્જે સારી છે *

રમણીકલાલ દલાલ

* Census of India—By Brij Narain
The People Monday 30th October 1933




## નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકો

### શરદ બાબુની ત્રણ વાર્તાઓ:-વિરાજ વહુ:—

અનુવાદક: મહાદેવ હરિભાઈ દેસાઈ. કિંમત અનુક્રમે બાર આના અને દસ આના.

શરદ બાબુની વાર્તાઓ, ટૂંકી કે લાંબી, જેમ વાર્તાના સારા નમૂના છે, તેમ જ આ ભાષાન્તરો પણ ગુજરાતી ભાષાન્તરોના સુંદર નમૂના છે. શરદ બાબુની કલાનો ગુજરાતને પરિચય કરાવવાનું માન આ બે પ્રકાશનોને છે. શરદ બાબુની વિશિષ્ટ શક્તિ એ છે કે સામાન્ય ઘરની ચાર દિવાલોની અંદર બનતા બનાવોથી તે હૃદયના ઊંડામાં ઊંડા તાર છેડે છે, એવા બનાવોમાં ઉગ્રમાં ઉગ્ર માનસ વ્યક્ત કરે છે, અને એ બનાવોની રચનાથી નવી નવી કલાની કૃતિઓ રચે છે. તેમનાં કેટલાંક સ્ત્રીપાત્રો માટે જરૂર કહી શકીએ કે તે વજ્રથી પણ કઠોર છે અને કુસુમથી પણ સુકુમાર છે. તેમની વાર્તામાં, આપણા દેશનો વ્યવહાર ઇર્ષ્યા અને ખટપટથી કેટલો કલુષિત થયો છે તે જોવા સાથે, ઉન્નત સ્ત્રીઓ અને ભોળા શ્રદ્ધાળુ પુરુષો તેને અંતે સુધારશે એવી શ્રદ્ધાની ઊજળી રેખા પણ જોઈ શકીએ છીએ.

### મધપૂડો:—

સત્યાગ્રહાશ્રમ ચાલતો હતો ત્યારે તેની શાળાના અધ્યાપકો અને શાળા સાથે બીજી રીતે સંબંધ ધરાવનાર વ્યક્તિઓએ શાળાના વિદ્યાર્થીઓ માટે લખેલા લેખો કાગળો એ આ મધપૂડામાં ગ્રંથાયા છે. લેખોની ભાષા બાળકોને ગ્રાહ્ય થાય તેટલી સરલ હોવા સાથે સંસ્કારી, શિષ્ટ અને વિષયાનુરૂપ શૈલીના સારા નમૂના રૂપ છે. કેટલાક લેખો ઈતિહાસના, કેટલાક જન્મ ચરિત્રના અને કેટલાક સાદી કલાના નિબંધો છે. અત્યારે આ શાળા ચાલતી નથી ત્યારે શાળાની પદ્ધતિના સ્મારક હોવા સાથે ચાલુ કેળવણીની અપૂર્ણતા પૂરનારું આ પુસ્તક છે. તે સિવાય ગદ્યના પુસ્તક તરીકે પણ દરેક ઘરમાં રાખવા યોગ્ય છે.

### બુદ્ધલીલા:—

મૂળ લેખક: અધ્યાપક ધર્માનન્દ કોસંબી. કિંમત આઠ આના.

થોડાં વરસ ઉપર બુદ્ધલીલાસારસંગ્રહને નામે જે પુસ્તક બહાર પડેલું તેની આ બીજી આવૃત્તિ છે. લેખક પાલી ભાષાના સર્વમાન્ય વિદ્વાન છે અને તેમનું પુસ્તક પ્રામાણિક છે. તે ઉપરાંત સામાન્ય જનતા માટે લખાયું હોઈ સારી સીધી શૈલીનો સારો નમૂનો છે. બુદ્ધચરિત્રનો એક ખાસ ગુણ એ છે કે તેમાં બુદ્ધના જીવનની માનવતા ચમત્કારોથી કયાંઈ તિરોહિત થતી નથી. આ ચરિત્રમાં તો માનવતાને જ મુખ્ય રાખેલી છે, અને ચમત્કારવૃત્તિ કયાંઇ ખોટી રીતે ઉત્તેજાતી નથી. એમ મૂળના સર્વ ગુણોને અનુરૂપ આ પુસ્તકનું નિરૂપણ છે. બુદ્ધ ધર્મનો નીતિ અને દયા

વિશેનો આગ્રહ આ પુસ્તકમા સ્પષ્ટ રીતે જળવાઈ રહ્યો છે પુસ્તક બાળકો, સામાન્ય જનતા તેમ જ વિદ્વાનો સર્વને ઉપયોગી છે

**આત્મકથા[ પ્રથમખંડ ] —દક્ષિણઆફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ [પ્રથમ ખંડ] –**

લેખક મોહનદાસ કરમચદ ગાધી કિંમત અનુક્રમે આઠ આના અને બાર આના

આ બન્ને પુસ્તકો એક રીતે પૂજ્ય ગાધીજીના આત્મચરિત્રના જ અથવા કહો કે તેમના જીવનમા સત્યાગ્રહની ભાવના અને શ્રદ્ધા કેમ ઘડાઈ તે વિશેના છે સામાજિક અને રાજ્યપ્રકરણી ક્ષેત્રમા સત્યાગ્રહનો પ્રયોગ એ ગાધીજીના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એ પ્રયોગ અપૂર્વ જ છે અને ઘણા મોટા વિચારકોએ પણ કહ્યુ છે કે એની અસર ઘણી વિસ્તૃત અને ચિરસ્થાયી થશે આ પુસ્તકોમા સત્યાગ્રહની અમૂર્ત ભાવનાની કેવળ બૌદ્ધિક દૃષ્ટિએ ચર્ચા નથી, પણ તેને મૂર્ત કરવાના પ્રયત્નોનો સીધો સરલ અને સાચો અહેવાલ છે

એક આત્મચરિત્ર તરીકે પણ આ પુસ્તકો ઘણાં મહત્ત્વના છે ઘણા થોડા આત્મચરિત્રો સચ્ચાઈને એટલા પ્રત્યક્ષ રાખી આટલી ચીવટથી લખાયા હશે એ રીતે જગતના સાહિત્યમા પણ તેનુ સ્થાન છે, તે સાથે વર્તમાન હિંદના ઇતિહાસના સત્યાગ્રહ પ્રકરણના મુખ્ય નેતા સેનાપતિ કે દ્રષ્ટા જે કહો તેનો આ આતર હેવાલ છે અનેક દૃષ્ટિબિન્દુથી આ પુસ્તકો અગત્યના છે

**ત્યાગ મૂર્તિ —**

લેખક સદર કિંમત સાત આના

પૂજ્ય ગાધીજીના, વૈધવ્ય લગ્ન, સ્ત્રી તથા કુટુબ એટલા વિષયો ઉપરના લેખોનો આમા સગ્રહ છે આ બધા આપણા દેશના અને ખાસ કરીને હિંદુ સમાજના મોટા પ્રશ્નો છે ગાધીજીએ તે બધા પ્રશ્નો પોતાના દૃષ્ટિબિન્દુથી ચર્ચ્યા છે પુસ્તકની શરૂઆતમા તેમણે લખેલુ એક વાકય ધ્યાનમા રાખવા જેવુ છે ‘ મને સર્વ કાળે એક રૂપ જ દેખાવાની કશી પરવા નથી સત્યની મારી શોધમા મે ઘણા વિચારોનો ત્યાગ કર્યો છે ને ઘણી નવી વસ્તુઓ શીખ્યો છુ . . એક જ વિષયના બે લખાણોમાથી પાછલાને તે [ અભ્યાસી ] પ્રમાણભૂત માને ”

ઘણાખરા લેખો કોઈના પત્રના પ્રશ્ન કે સૂચના ઉપરથી ઉપસ્થિત થયા છે તેથી દરેક ચર્ચા પ્રશ્ન તરફ એકાગ્ર અને વહેવારૂ થઈ છે તે સાથે તે ઘણા ગદા વાતાવરણને સ્વચ્છ કરે છે

**નીતિનાશને માર્ગે —**

લેખક સદર કિંમત ચાર આના

ગર્ભાધાનનિરોધના જે કૃત્રિમ સાધનો પશ્ચિમના દેશોમા વપરાય છે અને જેની હિમાયત અહીં પણ થાય છે તેનાથી માણસ જાતની નીતિ ઉપર કેવી માઠી અસર થાય છે તે આ પુસ્તકનો વિષય છે પુસ્તક ઘણ ખરુ ફ્રેન્ચ લેખક મો બ્યૂરોના પુસ્તકને અનુસરીને લખ્યુ છે પણ વિચારો અને પદ્ધતિ પૂજ્ય ગાધીજીની પોતાની છે લગ્ન, કામ, સ્ત્રીપુરુષ સબધ વિશે કુતૂહલ જાગતા આપણો જુવાન વર્ગ ઘણેભાગે પશ્ચિમનુ સાહિત્ય વાંચે છે, પણ પશ્ચિમનુ સાહિત્ય ત્યાના એકતરફી અનુભવ ઉપર ઘડાયેલુ

છે. પૂર્વમાં શુદ્ધ બ્રહ્મચર્યના જે દાખલાઓ હજી છે, તે જીવનના આવા ધાર્મિક પ્રશ્નો વિચારતાં ધ્યાનમાં લેવા ઘટે છે,

જુવાનોને આ પુસ્તક વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

**અનાસક્તિ યોગઃ—**

લેખકઃ સદર, કિંમત ચાર આના.

ભગવદ્ગીતાનું આ ભાષાન્તર છે. હિંદુ ધર્મના આ પ્રમુખ ગ્રન્થનાં અનેક ભાષાન્તરો છે પણ આ ભાષાન્તરનાં કેટલાંક ખાસ લક્ષણો છે. પહેલું તો એ કે તેનો અર્થ સાદામાં સાદી સર્વસુગમ ભાષામાં કરવાનો પ્રયત્ન થયો છે. તે માત્ર અર્થ કરવા કે અમુક દર્શનનું સમર્થન કરવા, લખાયું નથી પણ પૂ. ગાંધીજીને પોતાના અનુભવથી ગીતાનો જે ખરો અર્થ લાગ્યો તે પ્રગટ કરવા લખાયેલું છે. ગાંધીજી જેમ અત્યંત નમ્ર છે તેમ જ ઘણીવાર પોતાને વિશે આત્મશ્લાઘા ગણાય તેવી વાત સીધી મૂકવામાં તેમને સંકોચ પણ થતો નથી. એ રીતે એમણે લખ્યું છે "આ અનુવાદ પાછળ આડત્રીસ વર્ષના આચારના પ્રયત્નનો દાવો છે." કર્મ કરવા છતાં કર્મથી મુક્ત રહેવાની કુશળતા એ બીજા ધર્મો કરતાં ગીતાધર્મની વિશિષ્ટતા છે. કર્મફલત્યાગનો તેમણે કરેલો અર્થ અને તે ઉપરનું વિવેચન અને કર્મફલત્યાગ અને નીતિના સંબંધનું વિવેચન લાક્ષણિક છે. આપણે શંકર ભાષ્યનો નિષ્કર્ષ સન્યાસ કહીએ, સદ્ગત તિલકના ગીતારહસ્યનો નિષ્કર્ષ કર્મયોગ કહીએ, તો ગાંધીજીના અર્થનો નિષ્કર્ષ સેવાધર્મ અને અહિંસા ધર્મ કહેવો જોઇએ.

અર્થ ઘણી જ સાદી ભાષામાં કર્યો છે. અને અમે આશા રાખીએ છીએ કે સર્વ તેનો લાભ લેશે.

**મંગળ પ્રભાતઃ—**

લેખકઃ સદર, કિંમત એક આનો.

આશ્રમનાં વ્રતો ઉપર પૂજ્ય ગાંધીજી યરોડા જેલમાંથી દર મંગળવારે પ્રવચન લખી મોકલતા હતા તે પહેલાં 'વ્રત વિચાર' નામથી પ્રસિદ્ધ થયાં. જેલમાંથી લખેલાં એટલે તેમાં સ્વદેશી વ્રત ઉપર લખેલું નહોતું. જેલ બહાર નીકળ્યા પછી એ વિષયનું પ્રવચન પણ ઉમેરીને તેની આ નવી આવૃત્તિ નવે નામે બહાર પાડેલી છે.

આશ્રમજીવન ન ગાળવું હોય તો પણ આ વ્રતો અને નિયમો પોતાના જીવનના ઘડતર માટે અવશ્ય ઉપયોગી થાય તેવાં છે અને આ પ્રવચનો તે વિષય અને ખાસ કરીને વ્રત કરવાની આવશ્યકતા શી છે તે વિષય ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે. પરંપરાગત ચાલ્યા આવતા ધર્માચરણમાંથી લોકોની શ્રદ્ધા ઊડતી જાય છે, અને તેનું એક ખરાબ પરિણામ એ આવ્યું છે કે આપણા શિક્ષિતો પણ જીવન સંબંધી ગંભીરપણે વિચાર કરતા નથી. એ ઘણું મોટું અનિષ્ટ છે. તેના ઉપાય તરીકે અમે પૂજ્ય ગાંધીજીએ પોતાના જીવનના અનુભવમાંથી લખેલ સાહિત્ય વાંચવા ભલામણ કરીએ છીએ. જીવનને કેમ સુધારવું, અને એ સુધારવાના પ્રયત્નોમાં જે કંઇ ઉપકારક જણાયું છે તે સર્વના ઉપયોગાર્થે પ્રગટ કરવું, એ એક જ ઉગ્ર અભિલાષથી તેમણે સર્વ લખ્યું છે. એમનાં બધાં પુસ્તકો સંબંધી અમે અત્રે અહીં એટલું જ કહીશું કે તેમાંનું કોઈ કેવળ રંજનાર્થે કે કેવળ બુદ્ધિવિકાસ કે બુદ્ધિવિલાસ કે કલ્પનાના વિલાસ અર્થે લખાયું નથી પણ સર્વ જીવનનાં ગંભીરમાં ગંભીર સત્યોની ખોજને પરિણામે લખાયાં છે અને વાંચનાર તેને ઉચિત શ્રદ્ધાપૂર્વક વાંચશે એમ આશા રાખીએ છીએ.

**સંત ફ્રાન્સિસઃ—**

લેખકઃ મહાદેવ હરિભાઇ દેશાઈ કિંમત ત્રણ આના.

સાતસો વરસ ઉપર થઇ ગયેલા એક ખ્રિસ્તી ધર્મના સંતનું આ જીવનચરિત્ર છે. આ સંત તેનું ચરિત્ર જોતાં ઘણી રીતે હિંદના ઓલિયા જેવો જણાય છે. અને તેમ છતાં ખ્રિસ્તી ધર્મની કેટલીક ખાસિયતો તેમાં દેખાય છે, તે ઉપરથી આપણને આપણા પૂર્વની અને આ ધર્મની સરખામણી કરવાને વસ્તુ મળે છે.

આખો લેખ પૂર્વના દૃષ્ટિબિન્દુથી લખાયો છે અને અનેક રીતે બોધક છે.

નવજીવન પ્રકાશનોની સમાલોચના બંધ કરતાં કહેવું પ્રાપ્ત થાય છે કે નવજીવન પ્રેસ અત્યારે વેચાઈ ગયું છે, આ પ્રકાશનોના ઘણાખરા લેખકો અત્યારે જેલમાં જીવન ગાળે છે કે અન્ય પ્રવૃત્તિમાં લાગ્યા છે અને તેથી કદાચ હાલતુરત આ જાતનું નવું સાહિત્ય વિશેષ ન લખાય તોપણ આ ઉપયોગી સાહિત્યનું પ્રકાશન સાહિત્યસેવાર્થે અને લોકસેવાર્થે ચાલુ રહે એ ઇષ્ટ છે. પથ્ય બલપ્રદ સ્વચ્છ અને મૌલિક સાહિત્ય કેટલે સુધી સસ્તું કરી શકાય તેની આ કદાચ અંતિમ મર્યાદા રજુ કરે છે અને આપણો સમાજ આ ઉદ્દેશને ધ્યાનમાં લઈ તેનો લાભ લેશે એમ આશા રાખીએ છીએ.

**સહકાર મીમાંસાઃ**—લેખકઃ કેશવલાલ અંબાલાલ ઠક્કર. કિંમત ૦–૧૩–૦.

**અમેરિકાનાં સંયુક્ત રાજ્યોઃ**—ચિમનલાલ મગનલાલ ડૉક્ટર. કિંમત ૧–૮–૦.

**કુદરતનું અવલોકનઃ**—કર્તાઃ માર્તંડ શિવભદ્ર પંડ્યાઃ કિંમત ૧–૦–૦.

**મનુષ્ય ભ્રમણઃ**—લેખકઃ મધુકુમાર શિવરાય દેસાઇ. કિંમત ૦–૧૨–૦.

**તક્રકલ્પ અર્થાત્ છાશ સેવનવિધિઃ**—સંશોધિત કરી ગુજરાતીમાં રજૂ કરનારઃ વૈદ્યરાજ પં. હરિપ્રસાદ ચુનીલાલ ભટ્ટ. કિંમત ૦–૧૩–૦.

**મહાસાગરઃ**—લેખકઃ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા. કિંમત ૦–૧૪–૦.

**કબીર સાહેબનું બીજકઃ—**

લેખક અને પ્રકાશકઃ પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી. કિંમત ૧–૧૨–૦.

આ બધાં પુસ્તકો શ્રી સયાજી સાહિત્ય માલાનાં પુષ્પો હોઇ વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરની ભાષાંતર શાખા તરફથી પ્રસિદ્ધ થયાં છે.

બધાં ભાષાન્તર શાખા તરફથી બહાર પડયાં છે એટલે તે કોઈ કોઈ પુસ્તકોનાં ભાષાન્તર છે એમ પ્રથમ દર્શને મનાય. એટલે જે જે પુસ્તક ભાષાન્તર હોય તેના વિજ્ઞાપનમાં જ તે કયા પુસ્તકનું ભાષાન્તર છે તે લખવાનો રિવાજ રાખવો જોઇએ. જે પુસ્તક અનેક પુસ્તકોના આધારે લખાયું હોય તેમાં તે પુસ્તકોનાં નામો આપવાં જોઇએ. પ્રકાશનનો આ સાદો નિયમ પળાતો નથી એ જોઈ આશ્ચર્ય થાય છે.

બીજુંઃ ભાષાન્તર શબ્દાર્થને વળગીને ન કરતાં વાક્યોનો સાર મનમાં લઇ તે સાદામાં સાદી ભાષામાં મૂકીને કરવું જોઇએ. અહીં ભાષાન્તર કરેલાં પુસ્તકો મૂળ અંગ્રેજી કરતાં વધારે કઠણ અને દુર્ગમ થયાં હોય એમ જણાય છે. છેવટે જે ભાષા વાપરેલ છે તેને તે કરતાં વધારે સરલ કરી શકાત અને કરવાની જરૂર પણ છે. મૂળ પુસ્તકના શબ્દને વળગી રહેવાથી અહીં ભાષા નકામી કઠણ અને જટિલ થઈ છે.

વારંવાર પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાં અમને જણાયું છે કે આ કામ કોઇ યોજનાથી થતું નથી. યોજનામાં પ્રથમ શાસ્ત્રની પસંદગી, પછી તેનાં પ્રકરણો કે વૉલ્યુમો કે પ્રશ્નોનું પૃથક્કરણ પછી પ્રકાશશનો ક્રમ, પછી તે પ્રશ્નોને ચર્ચનાર વ્યક્તિની અને તેને માટે ઉપયોગી પુસ્તકોની પસંદગી એમ કંઇક રાખવું જોઇએ. દરેક પ્રશ્ન અને ત્યાં સુધી હિંદના જીવનને સ્પર્શતો હોય તેવો પ્રથમ લેવો જોઇએ. બીજું નહિ તો છેવટે એ પ્રશ્ન આપણને કેવી રીતે અસર કરે છે એ દૃષ્ટિબિન્દુ વિષયનિરૂપણમાં કયાંઈ ભુલાવું ન જોઇએ.

શાસ્ત્રીય વિષયની ચર્ચા તટસ્થ બુદ્ધિની ભૂમિકા ઉપર થવી જોઇએ. તેમાં વચ્ચે વચ્ચે કાવ્યની ઊર્મિમાં આવવાથી વિષય વધારે સ્ફુટ કે રસિક કરવાનો લોભ ખોટો અને અવળે રસ્તે દોરનારો છે. વિજ્ઞાનનો કોઇ પણ અંગ્રેજી શિષ્ટ ગ્રંથ જોતાં આ સહેજે સમજાશે. તેમાં કવિતાનાં અવતરણો આવે છે પણ બુદ્ધિનું અનુસંધાન કદી ચુકાતું નથી.

દરેક પુસ્તકને અંતે વિગતવાર શબ્દસૂચી આપવી જોઇએ. કોઈ પણ પુસ્તકમાં તે આવશ્યક છે. અને જ્યાં અંગ્રેજી પારિભાષિક શબ્દોના સમાનાર્થ ગુજરાતી શબ્દો રૂઢ ન થયા હોય, ત્યાં તો અવશ્ય, પારિભાષિક કોષ પણ આપવો જોઈએ.

વળી અમારે વારંવાર એને એ જ કહેવું પડે છે, પણ હજી કહેવું જોઇએ કે ભાષાન્તર ખાતાએ હરકોઇ અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર કરવાથી કૃતકૃત્ય થઇ જવાય છે એમ માનવું ન જોઇએ. પચાસ પુસ્તકોનાં ભાષાન્તર કરતાં, એક જ આપણા સમાજ અને આપણા વાચક વર્ગને લક્ષમાં રાખી લખેલું પુસ્તક વધારે ઉપયોગી છે અને સાહિત્યમાં પણ તે જ સ્થાન પામી શકશે. આપણે ત્યાં એ વિજ્ઞાન ઉપર સ્વતંત્ર શોધખોળ ન થઇ હોય તો પણ હરકોઈ એક પુસ્તકના કેવળ ભાષાન્તરને બદલે અનેક પુસ્તકોમાંથી દોહન કરીને સરલ ગુજરાતીમાં લખાયેલું પુસ્તક વધારે સારું છે.

અને પુસ્તકોની છપાઈ અને રૂપરંગ પણ વધારે સુઘડ થવાની જરૂર છે. અક્ષરો ચોખ્ખા, હાંસિયો જરા વધારે સારો, બાંધણી પણ વધારે સારી જોઈએ. જરૂર હોય ત્યાં ચિત્રો આપવાં જોઇએ અને ચિત્રો આપ્યાં હોય ત્યાં તે છાપમાં બરાબર ચોખ્ખાં ઊઠે એવી રીતે છપાવાં જોઇએ.

**નરસિંહ મેહેતાઃ—**

લેખકઃ દાજી નાગેશ આપટે. કિંમત ૭ આના. પ્રકાશકઃ ઉપર પ્રમાણે.

નરસિંહ મહેતાના જીવન વિશેનું મરાઠી પુસ્તક છે.

**સુધન્વાઃ—**

લખનારઃ મંજુલાલ રણછોડલાલ મજમુદાર

**ક્રિસ્ટોફર કોલમ્બસઃ—**

લેખકઃ ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ

**આપણા મહારાજાઃ—**

લેખકઃ ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ.

**પ્રલ્હાદઃ—**

લખનારઃ શ્રીમતી બાલા મુજમુદાર.

**ધ્રુવઃ—**

લખનારઃ નાજુકલાલ નંદલાલ ચોકસી. કિંમત દરેકની ૭ આના.

ઉપરોકત ભાષાન્તર ખાતાએ પ્રસિદ્ધ કરેલાં શ્રી બાલ જ્ઞાનમાળાનાં પુષ્પો.

આ બાળ ગ્રંથમાળાનાં પુસ્તકોની ભાષા છે તે કરતાં વધારે સરલ અને સીધી જોઈએ. તેને કૃત્રિમ રીતે અલંકૃત કરવી ન જોઇએ. પૌરાણિક આખ્યાનોમાં સાથે

સાથે ગુજરાતી કાવ્યોનાં અવતરણો આપ્યાં છે તેની સામે અમારે વાંધો નથી, પણ અમારું કહેવું એ છે કે બાળકોને અત્યારથી જ ટૂંકી અને સચોટ શૈલીનો પરિચય કરાવવો જોઇએ. તેને બદલે પૌરાણિક આખ્યાનોમાં જાણે વસ્તુ ટૂંકું પડ્યું તેને લંબાવવા માટે જ વર્ણનો અને સંવાદો મૂકેલા છે. આ આખ્યાનો આટલાં લાંબાં કરવાની અમને જરૂર લાગતી નથી. અને લાંબાં કરવાથી અસર ઊલટી ઓછી થઈ છે એમ અમે માનીએ છીએ.

ભાષાન્તર શાખાનાં બધાં પ્રકાશનો માટે અમારે કહેવાનું કે જોડણી ઉપર વધારે ધ્યાન અપાવું જોઇએ. ગુજરાતી જોડણીમાં હજી અવ્યવસ્થા છે તે ખરું. પણ અહીં તો નિર્ણીત જોડણીમાં પણ અમને અક્ષમ્ય ભૂલો જણાઈ છે. જોડણીની અત્યારની અવ્યવસ્થા હવે બહુ બહુ તો વિકલ્પોની રહી છે, તેમાંથી આના જેવી જવાબદાર સંસ્થાએ અમુક જોડણી નક્કી કરી બધાં પુસ્તકોમાં એકધારી રખાવવી જોઇએ. બાલોપયોગી પુસ્તકોમાં તો આ જોડણીની ભૂલો વધારે અક્ષમ્ય ગણાવી જોઇએ.

**સત્યની શોધમાં:—**

લેખક: ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: રામુ પરમાનંદ ઠક્કર. રાણપુર. મૂલ્ય એક રૂપિયો.

આ નવલકથા અપ્ટન સીંક્લેરના 'સેમ્યુઅલ ધ સીકર' નામની નવલકથાને આધારે રચેલી છે. પૈસાદારોની ઉચ્છૃંખલતા, અવિચારીપણું, અન્યાયીપણું, અને ગરીબો ઉપરનો જુલમ એ એનો મુખ્ય વિષય છે.

**સોરઠને તીરે:—**

લેખક અને પ્રકાશક: ઉપર પ્રમાણે. કિંમત આઠ આના.

કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય સંઘરવાનો જશ શ્રી મેઘાણીને છે. તેમાં કાઠિયાવાડની દરિયાઇ કોર રહી ગઈ હતી ત્યાં પણ ફરીને તેમણે ઐતિહાસિક સામાજિક વગેરે કંઠસ્થ સાહિત્ય પાછું ભેગું કર્યું અને તે તે સ્થળોના હેવાલ સાથે વણીને તેને આ પુસ્તકમાં મૂક્યું છે.

તેમનાં બીજાં પુસ્તકો જેટલું જ આ પણ વાંચવા લાયક છે.

**વતનની યાદ: ઝાલરી: પીડિતોનાં ગીતો:—**

સંપાદક અને પ્રકાશક: શ્રી કકલભાઇ કોઠારી. દરેકની કિંમત આઠ આના.

રાજ્યપ્રકરણી સંક્ષોભમાં સૌરાષ્ટ્ર બંધ પડ્યું, તેના લેખકો પણ નવા છાપાખાનાના કાયદા નીચે એવું સાહિત્ય પ્રકટ કરી શકે એમ ન રહ્યું ત્યારે સૌરાષ્ટ્રમાં અત્યાર સુધીમાં સંઘરવા જેવા લેખો અને ગીતોના તેમણે સંગ્રહો પ્રગટ કરવાની યોજના અખત્યાર કરી તેનાં આ પુસ્તકો છે. આ સમયનો આવાં પ્રકાશનો કરવામાં ઉપયોગ કર્યો તે આવકારપાત્ર છે, તે સાથે આવાં પ્રકાશનોથી આપણે પાછલા સાહિત્ય પર નજર નાંખવાને તક મળે છે એ પણ નોંધવા જેવું છે વર્તમાનપત્રોના સાહિત્યમાંથી કેટલું ઉદ્ધારી શકાય છે, અને તે સામાન્ય સાહિત્યમાં કેવું સ્થાન મેળવે છે વગેરે અનેક પ્રશ્નો આવાં આ પુસ્તકો જોતાં ઉપસ્થિત થાય છે.

વતનની યાદ ગ્રામજીવન સંબંધી છે, ઝાલરી ભાવનાત્મક લેખોનો સંગ્રહ છે, અને પીડિતોનાં ગીતો તેના નામ પ્રમાણે આપણા સમાજના અન્યાયોથી દુઃખિત થયેલા વર્ગોની દિલસોજીનાં ગીતો છે.

'૨૧.

# આરોહ—અભીપ્સા*

[ પૃથ્વી છંદ ]

ચઢીશ ગિરિરાજના ગગનચુંબિ ઉત્તુંગ એ
મહા શિખર ઉપરે, જહીં અસીમ આકાશની
દ્યુતિ અમલ નીલ નિત્ય રમણીય આનંદતી;
જહીં પ્રથમ થાય દર્શન નવીન ઉષાતણું,
સુમંગલ પુરાય જ્યાં સુભગ રંગના સાથિયા,
અકુંઠિત રવિપ્રકાશ જહીં શુભ્ર ઊષ્માભર્યો
ઢળે; ન ઘન વાદળાં જહીં કદાપિ આડાં ફરે,
રહે પદતલે જ માત્ર ઘુમતાં કંઈ રાસમાં,
રચી ધનુષ સપ્તરંગિ સુરરાજનાં રીઝવે.
વગાડી મુજ નોબતો ગડગડે અને વીજની
કરી પ્રબળ રોશની મુજ મહોત્સવો ઊજવે;
જહીં મલિન ધૂલિ ધૂસર ન વાય વાયુ કદિ,
વિગંધ જહીં કમકમાટીભરી આવતી ના જરી;
વિલીન થઈ જાય ક્ષુદ્ર ઉરભાવ ઔદાર્ય જ્યાં
ભરાય—ઉભરાય સર્વ દિશ લોકવિસ્તારમાં,
અને પ્રકટ થાય વિશ્વમયતા પ્રસન્નાત્મમાં.
અસીમ મહીં દૃષ્ટિનો પથ સદા જહીં દોડતો,
અબાધિતપણે અનંતમહીં આત્મ જ્યાં ઉડતો,
બસૂર જગ—ગાનસૂર શ્રુતિને પિંખી નાખતા
જહીં ન કદિ પ્હોંચતા; જહીં અનંત આકાશથી
અનાહત સુણાય નાદલહરી સદાનંદની;
ચઢીશ ગિરિ તુંગ એ, વિકટ પંથ એનો ભલે,

---

* અલ્પ સમયમાં પ્રકટ થનાર 'પારિજાત' નામના કાવ્યસંગ્રહમાંથી.

ચઢાવ કપરો દીવાલ સરખો સીધો હોય છો,
ઊંડી અતલ ખીણુ છો ઉભય પાસ, મૃત્યુ તણુાં
કરાલ મુખશી, પદેપદ ગણી જવા ઉઘડે.
ધરી જીવન મુઠ્ઠીમાં, હૃદય હામ ને શ્રી હરી,
બનીશ શુભયાત્રી મૃત્યુકર મિત્રભાવે ગ્રહી;
ચઢીશ ગિરિરાજ ભવ્ય ક્ષુરધારપંથે ઊંચે;
ઠરીશ કરી પ્રાપ્ત માત્ર નભચુંબિ એ શૃંગને.

પૂજાલાલ

## વિવેચકને

( વસંતતિલકા )

હે રાજહંસ! સુખથી સુવિવેચનાર્થે
તું આવ; દૂધ મધુરું ગ્રહી તુષ્ટ ચાજેઃ
ચંચુપ્રહાર પણુ ના થઈ જાય વીરા!
સંભાળજે, મૃદુલ ફૂલનું પાત્ર છે આ.

પૂજાલાલ

# વિચાર ચંક્રમણ

## કવિવર રવીન્દ્રનાથના નાટકનો પ્રયોગ

નવેંબર આખરમાં મુંબઈમાં કવિવર રવીન્દ્રનાથે તૈયાર કરેલી મંડળીએ મુંબઈમાં કવિવરનાં બે નાટકોનો પ્રયોગ કરી બતાવ્યો તેમાંથી એક શાપમોચન જોવાની તક મળી. તખ્તા ઉપરનો સાજ ઘણો જ સાદો અને પડદા માત્ર અમુક રંગના સાદા જ હતા. તેના પર કંઇ મહેલ કે વન કે એવાં ચિત્રો નહોતાં.

શાપમોચન જોતાં નૃત્ય વિશે બેત્રણ વાતો સ્પષ્ટ થઇ. પ્રથમ તો એ કે નૃત્ય અને અભિનય બે વચ્ચેનો તફાવત પ્રત્યક્ષ થયો. દશરૂપકમાં નૃત્ય અને નૃત્ત એવાં બે પ્રકારનાં નાચોનો ઉલ્લેખ છે. તેમાં નૃત્તમાં માત્ર તાલ અને લય પ્રમાણે અંગવિક્ષેપ હોય છે. સાધારણ નાચમાં જ્યારે ગીત ન હોય, અને સાથે કોઇ ભાવ દેખાડવાનો અભિપ્રાય ન હોય, ત્યારે કેવળ તાલ અને લય પ્રમાણે જે અંગવિક્ષેપ થાય તે નૃત્ત કહેવાય છે. નૃત્ય નૃત્તથી એ રીતે જુદું છે કે તેમાં ભાવ બતાવાતો હોય છે. છતાં તે નાટ્યથી પાછું ભિન્ન છે. નાટ્યમાં વાણીને અવકાશ છે અને વાણીના ભાવને પુષ્ટ કરવા માટે આંગિક અભિનય થાય છે. નાટ્ય દસ્ય-શ્રાવ્ય બન્ને છે. નૃત્ય એકલું દશ્ય છે-તેમાં વાણીને અવકાશ જ નથી. તેમાં માત્ર અંગવિક્ષેપ જ પ્રધાન છે, અને તેનાથી જ ભાવ પ્રદર્શિત કરવાનો હોય છે. તે આ શાપમોચનના પહેલા દસ્યમાં સ્ફુટ થાય છે.

શાપમોચનના પહેલા દસ્યમાં એવું આવે છે કે ઇન્દ્ર સભામાં બિરાજેલ હોય છે, ત્યાં અપ્સરાઓ નૃત્ય કરે છે. થોડી વારે એક મૃદગવાળો દાખલ થાય છે અને પછી એ મૃદંગવાળાની ભૂલ થતાં ઇન્દ્ર તેને મૃત્યુલોકમાં મોકલવાની શિક્ષા કરે છે.

પડદો ઉઘડતાં નાચ શરૂ થાય છે. તેમાં પણ એક બાબત સામાન્ય નાચ કરતાં મેં જરા જુદી જોઇ. એક સાથે ત્રણ ચાર અપ્સરાઓ નાચતી હતી પણ દરેકનો નાચ સ્વતંત્ર હતો એટલે કે એક વખતે દરેકના એક જ અંગનો એક જ આકારનો વિક્ષેપ નહોતો પણ દરેકનો સ્વતંત્ર અંગવિક્ષેપ હતો અને બધાના અંગવિક્ષેપોથી આખા દસ્યમાંથી એક પ્રકારનો સંવાદ ઉત્પન્ન થતો હતો. આપણા દેશી સંગીતમાં અનેક વાદ્યો વાગતાં હોય ત્યારે પણ બધાં વાદ્યો એક વખતે એક જ સૂર કાઢતાં હોય છે; પણ અંગ્રેજી સંગીતમાં જુદાં જુદાં વાદ્યો એક સાથે જુદા જુદા સૂર કાઢતાં હોય છે અને એ બધા સૂરોના સાહચર્યમાંથી એક સંગીતસંવાદ ઉત્પન્ન થાય છે જેને અંગ્રેજીમાં harmony (હાર્મની) કહે છે, તેની પેઠે આ નાચમાં નાચનો એક સંવાદ ઊભી નીકળતો હતો. મને લાગે છે કે આ ભિન્નભિન્ન નાચનો સંવાદ ઘણા પ્રેક્ષકો સમજી શકતા નહોતા અને તેથી ઘણાએ એની જોઇએ તેવી કદર કરી નથી. હવે આ અપ્સરાઓનો નાચ ચાલતો હતો, (અલબત સાથે ગીત અને તાલ હતો જ) તે નૃત્ત હતું. પણ આ નૃત્તની સાથે જ ઇન્દ્ર પણ એ નૃત્તની પ્રશંસા, કદર,

આખા શરીરના અને ખાસ કરીને હાથના વિક્ષેપથી કરતો હતો, તે નૃત્ત નહિ પણ નૃત્ય હતું તે પ્રશંસાનો ભાવ બતાવતો હતો તેનું દરેક ચલનવલન એ ભાવને વ્યક્ત કરતુ હતું અલબત તેનુ પણ ચલનવલન કે અંગવિક્ષેપ તાલને અનુકૂલ હતો, એ અંગવિક્ષેપ સુંદર હતો અને આખા દૃશ્યની સાથે સંવાદી હતો, પણ તે મુખ્યત્વે ભાવ પ્રગટ કરતો હતો, તેમા આકારસૌંદર્ય હતુ પણ માત્ર આકારસૌંદર્ય માટે કોઇ અંગની ગતિ નહોતી કોઇ કોઇ વાર તો પ્રશંસામા તે આખો ઊભો થઇ જતો હતો પણ તે સર્વ ક્રિયા તેના આ ભાવને જ વ્યક્ત કરતી હતી

પછી મૃદંગવાળો આવીને મૃદગ વગાડે છે અને વગાડતા વગાડતા ભૂલ કરે છે તરત જ ઇન્દ્રનુ પ્રશસાનુ નૃત્ય બધ થાય છે તે સિંહાસન ઉપરથી નીચે ઊતરે છે, અને પછી અત્યત જોર વેગ બલથી નૃત્ય કરે છે તેમા સ્પષ્ટ રીતે તેનો ક્રોધ દેખાય છે. એ નૃત્યમા પણ તેના પગના વ્યાયામ અને અંગોનો વિક્ષેપ તાલ પ્રમાણે જ હોય છે પણ તેનો પ્રધાન ઉદ્દેશ ક્રોધ પ્રગટ કરવાનો હોય છે મૃદગવાળો દીન થઈ એક બાજુ બેસી ગએલો હોય છે પછી એ મૃદગવાદકની પત્ની આવે છે, નૃત્યથી જ ઇન્દ્રને વીનવે છે, નૃત્યથી જ પતિની સાથે મૃત્યુલોકમા જન્મ લેવાની માગણી કરે છે, ઇન્દ્રનું હૃદય દ્રવે છે, તે બન્નેને સાથે મૃત્યુલોકમા મોકલવાનુ કબૂલ કરે છે એ સર્વ નૃત્ય જ છે.

તે પછી મૃત્યુલોકમા અવતાર લીધા પછી આ મૃદગવાદક અને તેની પત્ની વચ્ચેના અનેક પ્રસગોમા ભાવપ્રદર્શક નૃત્ય જ ચાલે છે આખુ નાટક મુખ્યત્વે નૃત્યથી જ ચાલતુ હોય છે, અંદર ગીતો ગવાયા કરે છે,* અને ક્વચિત જ ગદ્ય સવાદ આવે છે મને બગાળીનો બોધ નથી અને તેથી ભાષાની મદદ વિના નૃત્યથી કેટલુ સમજાય તે જાણવાનો મને સારો પ્રસગ મળ્યો હું માનુ છુ કે નૃત્યની ઘણી ઊંડી અસર થાય છે, જો કે મૂળ વસ્તુ પહેલેથી જાણી લેવાની જરૂર રહે જ એમ હું માનુ છુ સાહિત્ય સિવાયની કળાઓમા ભાષાની આટલી મદદ ઘણી વાર જરૂરની હોય છે, અને તે તે કલાની અથવા હરકોઇ કૃતિની અપૂર્ણતા ગણાવી ન જોઈએ આ પ્રશ્ન તાત્ત્વિક છે અને સ્વતંત્ર રીતે ચર્ચવો જોઇએ છીએ પ્રશ્નનુ સ્વરૂપ સ્પષ્ટ કરવા એમ કહુ કે માનવભાવને વ્યક્ત *કરતા ચિત્ર કે શિલ્પ કે નૃત્ય કે સંગીતને ઓળખાવવા ભાષાની મદદ લેવાની જરૂર પડે* તો તે તે કૃતિની અપૂર્ણતા ગણાય ખરી? દાખલા તરીકે વૉટસના આશાના ચિત્ર નીચે 'આશા' એટલુ લખવુ પડે તો તે તે ચિત્રની અપૂર્ણતા ગણાય ખરી?

નાટ્યપ્રયોગોમા નૃત્ત તો બધાનું સારુ હતું પણ નૃત્ય અને ખાસ કરીને શ્રી શાન્તિ અને શ્રી વાસુદેવન્ એ બન્નેનું અને મૃદગવાદકની પત્નીની ભૂમિકા ભજવતા શ્રીમની જમનાનું ઘણુ ચમત્કારક લાગ્યુ અને એ પણ લાગ્યુ કે સગીતમા જેમ વ્યક્તિના અવાજની મીઠાશથી ભિન્ન કલાની ચમત્કૃતિ છે, તેમ નૃત્યમા શરીરની સુન્દરતાથી ભિન્ન કલાની ચમત્કૃતિ છે એટલે ખાસ રૂપાળી વ્યક્તિ ન હોય તોપણ તેનુ નૃત્ય કે નૃત્ત સુન્દર હોઇ શકે એક બીજુ પણ જણાયુ, કે સગીતમા જો કે સાધારણ માણસ સ્ત્રીના કંઠમાધુર્યથી આકર્ષાય છે પણ વધારે સમૃદ્ધ અને સગીતક્ષમ તો પુરુષનો જ અવાજ છે ( સાગ

* ગીતો ગાનાર અને વાજાંવાળા બધા તખ્તા ઉપર જ જતા દેખાય નહિ એવી રીતે બેસે છે

ગવૈયાઓ એમ જ કહે છે ) તેમ નૃત્યમાં પણ મને તો પુરુષનું નૃત્ય જ વધારે સુંદર અને સમૃદ્ધ લાગ્યું.

નૃત્યનું પૃથક્કરણ કરતાં આનું કારણ પણ મને સમજાય છે. નૃત્ય અને નૃત્ત બન્ને શરીરનાં અંગોથી આકારો કરી બતાવવાની કલા છે. હવે પુરુષ હલનચલનનાં જેટલાં અંગો ખુલ્લાં રાખી શકે તેટલાં સ્ત્રી નથી રાખી શકતી, તેથી પુરુષ વધારે અંગોથી આકારો રચી શકે છે. દાખલા તરીકે પુરુષ માત્ર ચડ્ડી પહેરીને, અથવા કેડ ફરતું નાનું વ્યાઘ્રચર્મ કે કાળિયું વીંટાળીને બન્ને પગોથી આકૃતિઓ રચી શકે, સ્ત્રી તેમ ન કરી શકે. કારણકે સ્ત્રીના વેષમાં બે પગો છૂટા દેખાય જ નહિ. ઉદયશંકર અને વાસુદેવન્ બન્નેના નૃત્યમાં આ સ્પષ્ટ જણાતું હતું. બીજી તરફ સ્ત્રીને શરીરલાવણ્યનો ખાસ ફાયદો પણ છે.

એક બીજી બાબત પણ સ્ફુટ થઈ. ઉદયશંકરનો નાચ જોતાં મને લાગેલું કે સાધારણ ઉત્તર હિંદ–ગુજરાતની નર્તકીના નાચ કરતાં તેનાં પગલાં વધારે લાંબાં હતાં, બલકે પગનું ઝીણવટનું કામ ઓછું હતું, અને એ બાબત ઉદયશંકરે પોતે પણ નૃત્યના પોતાના પરિચયના ચોપાનિયામાં કહેલી હતી. આ નૃત્ય જોયા પછી મને સમજાય છે કે એ નાચ જ બન્ને ભિન્ન છે. નર્તકીના નાચમાં પગનું વધારે ઝીણવટવાળું કામ હોય છે, અને આ બીજા પ્રકારના નૃત્યમાં પગનું એવું કામ હોતું નથી. આખા શરીરના આકારો ઉપર તેમાં વધારે લક્ષ અપાય છે અને તે એકંદર વધારે વૈવિધ્યવાળું અને ચમત્કારક હોય છે.

ઉત્તર હિંદમાં આપણા સંગીત ઉપર મુસલમાની સંગીતકલાની ઘણી અસર થઇ છે. તેવી જ નૃત્ય કલા ઉપર પણ થઈ છે. આ ઉત્તર હિંદનો નર્તકીનો નાચ, એ રીતે મને મુસલમાનોની અસરનો લાગે છે. અને એમ પણ જણાય છે કે સંગીતમાં જેમ મુસલમાનોની અસરથી સંગીતનું ગાંભીર્ય ધૈર્ય ઉદ્ધતતા ઘટયાં અને માર્દવ લાલિત્ય તનમનાટ અને કદાચ નખરાં આવ્યાં તેમ નૃત્યમાં પણ થયું. મુસલમાનોની અસરથી મુક્ત રહેલું દક્ષિણનું નૃત્ય ઘણું જ ગંભીર બલવાન અને ઉદ્ધત છે, અને સંગીત દૂર રાખતાં નૃત્યની કળા તો કદાચ મુસલમાનોની અસરથી નિકૃષ્ટ થઇ. તેનું કારણ એ પણ હોય કે હિંદી કલામાં નૃત્ય સાથે ધર્મભાવના હમેશાં જોડાયેલી રહેતી, અને મુસલમાનોના ધર્મમાં નૃત્ય કલાને નિષેધેલી છે તેથી ધર્મથી વિમુખ જતાં તે અધમ થઇ ગઇ. અલબત તે સાથે બીજાં સામાજિક કારણો ઘણાં, જેની અહીં નોંધ લેતો નથી.

## ગુજરાતના નૃત્યની[1] સ્ત્રૈણતા

મને ઘણીવાર વિચાર આવે છે કે અનેક ગુજરાતી વિદ્યાર્થીઓ શાન્તિનિકેતનમાં જાય છે, પણ તેમાંથી કેમ કોઇ આ નૃત્ય શીખી લેતા નથી. હું ખાસ કરીને પુરુષ વિદ્યાર્થીને માટે લખું છું. એ કલા શીખી લેવી જ જોઇએ. મને તેને વિશે વધારે આગ્રહ એટલા માટે થાય છે કે ગુજરાતમાં નાચનો શોખ પ્રસરતો જાય છે તે સાથે પૌરુષ નાચની પરંપરા અહીં ન હોવાથી છોકરા અને કિશોરોમાં પણ નાચમાં સ્ત્રૈણ ભાવો આવતા જાય છે. અને તે અત્યંત બેહૂદું કદરૂપું કઢંગું લાગે છે. આપણો શ્રોતાવર્ગ જોઇએ તેવો વિવેચક હોતો નથી, કંઇક આ નવી નવી દેખા દેતી કૃતિઓને પ્રશંસવાને આતુર હોય છે. એટલે આ બાબત ધ્યાનમાં આવતી નથી, પણ મેં ઘણાં વિચારક અને વિવેચક ભાઇ બહેનોને આ સંબંધી ટીકા કરતાં સાંભળ્યાં છે. ખાસ કરીને બાળમંદિરોના મેળાવડામાં આ વધારે જણાય

છે કારણકે ત્યાં છોકરા છોકરીઓને ભેગું શીખવાય છે અને હજુ સુધી ગુજરાતને પૌરુષ નાચનો પરિચય નથી એટલે બાળપણથી જ છોકરાઓને ખોટા સંસ્કારો પડવાનો ભય રહે છે.

ગરબી ગરબા ઘૂમવા એ ગુજરાતનાં સંઘનૃત્યો ખરાં. તેમાં સ્ત્રી તેમ જ પુરુષો ભેગાં નૃત્ય કરતાં પણ ગરબી ગરબામાં[2], એક બાબત ભૂલવાની નથી. દયારામ જેણે ગરબીઓને લોકપ્રિય કરી, તે વૈષ્ણવ કવિ, અને તેનાં કાવ્યોમાં સ્વાભાવિક રીતે જ કૃષ્ણને ગોપીભાવે ભજવાનો હોય, એટલે તેમાં સ્ત્રૈણ ભાવ આવ્યા વિના ન જ રહે. નોરતાંમાં માતાની માંડવી ફરતા પુરુષો ગુજરાત કાઠિયાવાડમાં ગરબી કે ગરબા લેતા, તેને પૌરુષ નૃત્ત તો ન કહી શકાય, પણ તેમાં સ્ત્રૈણ નૃત્તનાં ચિહ્નો પણ નહોતાં પુરુષો ખૂબ ઉછળી ઉછળીને ફરતા, પણ તેમાં કોઈ પાસ કળા નહોતી. અમદાવાદમાં મારવાડીઓ હોળીના દિવસોમાં મોટી લાકડીઓ લઈ ઘૂમે છે, તેમાં પણ સ્ત્રૈણ નાજુકતા દેખાતી નથી જ, પણ તેમાં શીખવવા જેવી કળા પણ નથી—છેવટે આપણે હાલ જે ગરબા ગરબીનો પ્રચાર થાય છે તેને તો એ પુરુષના સંઘનૃત્ય સાથે અનુસંધાન રહ્યું નથી એ નક્કી.

## હાલની કલાપ્રવૃત્તિ

ઘણા તરફથી ટીકા થતી સાંભળીએ છીએ કે હમણાં જ્યાં જોઈએ ત્યાં આ ગરબા ગરબી રાસ નૃત્યનું કામ બહુ વધી પડયું છે. અને વાત પણ ખરી છે. અત્યારે શહેરોમાં અનેક સંસ્થાઓ થઈ છે. દરેક પોતાના ઉત્સવો ઊજવે છે. અને દરેકમાં આ હોય જ છે; અલબત એક દૃષ્ટિએ આમાં કશું ખોટું નથી. દેશ આખો ગાતાં શીખે, નાચતાં શીખે, અને નાચે તેમાં કશું ખોટું નથી. પણ તે સાથે ટીકા કરવા જેવું ઘણું છે. પહેલું તો ઉપર બતાવ્યું તેમ સ્ત્રૈણ ભાવ અઘટિત રીતે ઉત્તેજન પામે છે તે અનિષ્ટ છે. બીજું એમ જણાય છે કે જાણે લોકમાં પૂજ્ય ગાંધીજીએ પ્રવર્તાવેલ નીતિ અને તપની ભાવનાનો પ્રત્યાઘાત લોકોમાં થાય છે. અલબત, જે માણસો આવા ઉત્સવોમાં પ્રત્યાઘાત બતાવે છે તેઓ બધા કંઈ મહાત્માજીની અસર નીચે બહુ નથી આવ્યા હોતા. તેમની બરાબર અસર નીચે આવેલા તો હજી પોતાનું સાદું જીવન ગાળે છે, અને જે કલામાં રસ લે છે તે કલા પણ નિર્દોષ હોય છે. પણ એવાને પ્રત્યાઘાત થતો પણ નથી. પ્રત્યાઘાત તો જેઓએ જરા પણ કમને કંઈક પણ સાદાઇ રાખી હોય કે મોજશોખ ઓછા કર્યા હોય તેમને જ થાય. જેઓએ ખાદી ધારણ કરી તેઓ તો હજી ખાદી જ પહેરે છે, પણ જેમણે કમને પરદેશી કાપડ મૂકી સ્વદેશી મિલનું કાપડ સ્વીકાર્યું, તેઓ અત્યારે જાપાનીસ અને બીજાં આકર્ષક પરદેશી કાપડ લેવા દોડે છે. અરે, તેમને જાણે એમ થયું લાગે છે કે, 'હાશ, માંડ આમાંથી છૂટયા !! હવે ધરાઈને આ સુખ માણી લો.' અને કળામાં પણ, એવી રીતે જ જાણે એમ જણાય છે કે અત્યાર સુધી તપ કરી કરીને થાકી ગયા, સંયમ કરી કરીને થાકી ગયા, હવે બધું ભોગવવા દો ફરીથી કહું છું, જેમણે કમને સંયમ કર્યો હતો, તેઓ જ આવા પ્રત્યાઘાતના મોજામાં ઘસડાવા માંડયા છે.

---

૧ ભાવ પ્રદર્શક અંગવિક્ષેપ તે નૃત્ય એ નૃત્યનો પારિભાષિક અર્થ સમજવો. નાચના સામાન્ય અર્થમાં આપણે એ શબ્દ વાપરીએ છીએ તે ઉપરાંત તે અર્થમાં અહીં તે વાપરેલ છે. આ શબ્દોનો ગોટાળો છે પણ તેથી અર્થમાં ગોટાળો નહિ થાય એમ હું આશા રાખું છું.

૨ ગરબી અને ગરબો કોને કહેવાં એ હજી ચોકસ થયું નથી માટે બન્ને શબ્દો વાપર્યા છે.

આ ઉત્સવોમાં એક બીજી બાબત જોવાની છે. મને હમેશાં વહેમ રહે છે કે આવા ઉત્સવો કરવાથી છોકરાંઓને દેખાડો કરવાની ખરાબ ટેવ પડે છે. છોકરાંઓ સ્વાભાવિક રીતે, ખરા ઉલ્લાસથી કંઈપણ કરે છે કે દેખાડો કરવા કરે છે તેની એક કસોટી હોઈ શકે. મેં ગામડાની સ્ત્રીઓને, કશાપણ કાર્યક્રમ કે પૂર્વ વિચાર વિના અજવાળું જોઈને સ્વાભાવિક રીતે જ રાસડા શરૂ કરતી જોઈ છે. એમ જો બાળકોમાં સ્વૈર રીતે, બીજાને જોવા બોલાવવા માટે નહિ, પણ આંતર શક્તિના આવિર્ભાવ અને તજ્જન્ય સંતોષ અર્થે જ આમ કરવાની વૃત્તિ કોઈવાર પણ થતી હોય તો કલાએ જીવનમાં સાચું સ્થાન લીધું છે એમ જાણવું. નહિતર કેવળ દેખાડો કરવાની વૃત્તિ નિન્દ્ય અને હાનિકારક છે.

## શહેરની અસર ગામડામાં

શહેરની આવી મિથ્યા કલાપ્રવૃત્તિની ગામડામાં એથી પણ વધારે ખરાબ અસર થાય છે. ગામડું બધી બાબતમાં શહેરોની ખરાબ નકલ કરે છે. શહેરોમાં કેટલીક સંસ્થાઓ જેમ કંઈ પણ કામ ન કરતાં માત્ર અમુક અવસરે ઉત્સવ ઊજવીને જીવતી રહે છે તેવું ગામડાંમાં પણ થયું છે. શહેરમાં જેવા ખોટા સ્ત્રૈણ ભાવો, ખોટા અભિનયો અને ચાળા થાય છે તેથી વધારે ખોટા અને વધારે સ્ત્રૈણ અભિનયો ગામડાં કરે છે. દરેક ગામડું શહેરી થવા મથે છે, અને અનુકારક જેમ હમેશાં વધારે ખરાબ વસ્તુ જ પહેલી પકડે છે, અને તેને વધારે ખરાબ કરે છે, સારીને પણ ખરાબ કરે છે, તેમ ગામડાનું પણ થયું છે. આવાં અનુકરણો પોતે જ અનિષ્ટ છે, તે ઉપરાંત તેથી વધારે ખરાબ અસર એ થાય છે કે ગામડામાં જે ખરાં કલાનાં જૂનાં ચાલતાં આવતાં રૂપો છે તે નષ્ટ થાય છે અને બગડે છે. દાખલા તરીકે એક ગામડામાં સ્ત્રીઓ ઘડા વતી સારી હીચ લેતી હતી, પણ શહેરનું અનુકરણ કરવા માંડયા પછી તેમણે હીચ શરૂ કરતાં પહેલાં ઘડાને આડો અવળો ઝાલવાની કેટલીક રચનાઓ કરી તે બધી જ નિષ્ફળ હતી એટલું જ નહિ, પેલી મૂળ સુંદર હીચને બગાડનારી હતી. માટે કલાનાં નવાં રૂપો ઘડતાં તેમાં નવા અખતરા કરતાં ઘણી સંભાળ લેવાની જરૂર છે.

## શ્રી ગોપીનાથનું નૃત્ય

ઉપરનો ભાગ લખાઈ રહ્યા પછી મલબારના શ્રી ગોપીનાથનું નૃત્ય જોવાનો પ્રસંગ મળ્યો. દક્ષિણમાં ત્યાંના નૃત્યના રક્ષણ અને પ્રગતિ કરવા જે કેરલ કલામંડલ છે તેના તેઓ સભ્ય છે. તેમણે નૃત્યના અભ્યાસમાં ૧૧ વરસ ગાળ્યાં છે, અને મલબારનું જે કથકલિ નૃત્ય પ્રસિદ્ધ છે તેમાં તેઓ નિષ્ણાત ગણાય છે, કથકલિ શબ્દમાં કથનો અર્થ કથા અને કલિનો અર્થ રમત થાય છે. કથકલિમાં આખાંને આખાં રામાયણ મહાભારત નૃત્યથી ભજવાય છે. એ ભજવવાના પ્રયોગમાં શબ્દનો વ્યવહાર થતો નથી એમ કહીએ તો ચાલે-માત્ર રાક્ષસો જેવાં અધમ પાત્રો થોડા શબ્દો બોલે છે. ત્યાંના કલામંડલે કથકલિ નૃત્ય આધુનિક દૃષ્ટિને અનુકૂલ કરવા તેના વિલક્ષણ પહેરવેશને જરા ફેરવ્યો છે.—જો કે પણ તેમનો પહેરવેશ અને અંગસજાવટ આપણને વિચિત્ર તો લાગે જ. પણ તેમનું નૃત્ય જોતાં એ સજાવટ કઈ દૃષ્ટિએ અંગને વધારે અસરકારક બનાવવા કરી છે તે પણ સ્ફુટ થાય છે. દાખલા તરીકે આંખ આસપાસના રંગો આંખના નિમિષ-ઉન્મેષ, ભમરની

ગતિ, અને વિશેષે કરીને ડોળાની ગતિ વધારે સ્પષ્ટ દેખાય એવી રીતે લગાડેલા હોય છે. દક્ષિણના નૃત્યમાં બે પરંપરા હોય એમ જણાય છે. (જોકે ખાત્રીથી કહી શકતો નથી.) એક કથકલિની અને બીજી શાસ્ત્રીય ગણાતી. શ્રી ગોપીનાથ પાસે અંગના અભિનય સંબંધી ભરત નાટ્ય શાસ્ત્રના શ્લોકો હતા તેને, વડોદરાથી કે બનારસથી પ્રસિદ્ધ થયેલ આવૃત્તિ સાથે સરખાવતાં, ઘણો ભેદ જણાતો હતો. પણ તેમના અને અમારી પાસેના પુસ્તકોની સમાન પારિભાષિક મુદ્રાઓ અને અભિનયો વિશે પૂછતાં એટલું નક્કી થયું કે તેમની પાસે પ્રાચીન પરંપરા સારી રીતે સચવાઇ રહી છે. અને એમનું જ્ઞાન એ સંબંધી ચોક્કસ છે.

શ્રી ગોપીનાથના નૃત્યની ઘણી મુદ્રાઓ અને અર્થ સમજ્યા વિના તેમનું નૃત્ય, ઘણું ઓછું સમજી શકાય. દાખલા તરીકે તેમણે તખ્તા ઉપર શિકારીનું, નૃત્ય કરી બતાવ્યું. તેમાં તેઓ તખ્તા પર શિકારી તરીકે દાખલ થયા પછી, પાછા અભિનયદ્વારા પ્રાણીનું પણ પોતે જ નિરૂપણ કરતા હતા. પાછા શિકારી તરીકે પ્રાણીને બાણથી અથવા ભાલાથી મારતા હતા, હથિયારે બરાબર કામ કર્યું છે તેનો હર્ષ વ્યક્ત કરતા હતા. પછી મરેલ જાનવરને ઉપાડી એક બાજુ મૂકતા હતા, પાછું બીજું પ્રાણી નિરૂપતા હતા વગેરે. આમાં તેમણે સિંહમુદ્રાથી સિંહને બતાવ્યો તે બહુ અસરકારક મુદ્રા હતી. તેમાં તેમના મુખની આકૃતિ દક્ષિણ હિંદમાં મેં નરસિંહની મૂર્તિઓ અનેક ઠેકાણે જોયેલી તેવી જ હતી. બધું નૃત્ય જોતાં મને ખાત્રી થાય છે કે દક્ષિણનું મૂર્તિવિધાન આ નૃત્યો સાથે ઘણો જ માર્મિક સંબંધ ધરાવે છે.

ઉપર મેં લખ્યું છે કે ઉત્તરહિંદમાં નૃત્ય ઉપર મુસલમાનોની ઘણી અસર થઇ છે, અને તેને લીધે તે નૃત્ય વધારે સ્ત્રૈણ બન્યું છે. તે બાબતની આ નૃત્ય જોતાં મને પૂર્ણ ખાત્રી થઇ. આ દક્ષિણનું નૃત્ય તેના એકેએક ચલનમાં પૌરુષ છે. તેમાં મરદાની, વિકટતા, ઉદ્દતતા, વેગ, વીર્ય, શૌર્ય, પરાક્રમ અને પ્રૌઢતા તેમ જ મહત્તા જણાય છે.

શ્રી ગોપીનાથે નૃત્તની અનેક મુદ્રાઓ કરી બતાવી. તેમ જ તેમણે અમને રસના અભિનયો પણ કરી બતાવ્યા—શૃંગાર, હાસ્ય, કરુણ, ક્રોધ, વીર, રુદ્ર, ભયાનક, બીભત્સ, અદ્દભુત અને શાન્ત એ બધાના. શૃંગારમાં આપણા પૌર્વાત્યો ઉપર આક્ષેપ છે કે આપણો શૃંગાર અમર્યાદ છે. પણ આમના શૃંગારનો અભિનય કેટલો સંયમી, કેટલો મર્યાદાવાળો, કેટલો નાજુક હતો! તેમનાં શૃંગારનાં નૃત્યો પણ શુદ્ધ હતાં. ઘણા માને છે કે બીજી બધી કલાઓ કરતાં નૃત્ય સૌથી વધારે કામસૂચક છે. પણ શ્રી ગોપીનાથનાં અનેક નૃત્યો એવાં જોયાં, અને બીજાં પણ એવા ઘણાં છે, જેને કામ સાથે જરા પણ સંબધ નથી.

આ બધું જોતાં મને તો એમ જ થયું કે ગુજરાતે છોકરાઓને ઉત્તરહિંદના સ્ત્રૈણ ભાવની અસરવાળાં નૃત્યો ન શીખવવાં અને આ દક્ષિણ હિંદની પરંપરાને પોતાને અનુકૂળ કરી લેવી.

પણ એ ક્યારે થાય?—જ્યારે આપણા શિક્ષિત અને સંસ્કારી યુવકો ખંતથી એકવાર તેનો પૂરેપૂરો અભ્યાસ કરી લે ત્યારે.

રા. વિ. પા

૨૮-૧૧-૩૩ : અમદાવાદ મ્યુનિસિપાલિટીના ઉપપ્રમુખ તરીકે શ્રી. રણછોડલાલ અમૃતલાલ શેઠની ચૂંટણી; શ્રી. કસ્તુરબા ગાંધી તથા શ્રી. મણીબહેન પટેલની નડિયાદ સ્ટેશને ધરપકડ; લિંબાસીમાં પિકેટીંગ માટે સાત જણની ધરપકડ.

૨૯-૧૧-૩૩ : બીજી સ્પેશિયલ પાવર્સ એક્ટની મુદતમાં ૧ વર્ષનો થયેલો વધારો; છૂટાછેડા માટે શ્રી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે કરેલી અરજીની તરફેણમાં મુંબઈના મેજીસ્ટ્રેટે આપેલો ચુકાદો.

૩૦-૧૧-૩૩ : બર્જ ખૂનને અંગે કલકત્તાના એક પત્રકાર તથા બીજા પાંચની ધરપકડ; સ્વ. વિઠ્ઠલભાઈની ભસ્મનો કરમસદમાં સત્કાર; ગાંધીજીને સિવનીમાં મ્યુનિસિપાલિટી તેમ જ હરિજનો તરફથી મળેલાં માનપત્રો; અમદાવાદમાં શાંતિનિકેતનના અધ્યાપક બાબુ ક્ષિતિમોહનસેન સાથે વાર્તાલાપ; પંચમહાલ જિલ્લાના પ્રતિનિધિઓની જાહેરસભાએ પંચમહાલ ભાગના જોડાણના વિરોધનો કરેલો ઠરાવ.

૧-૧૨-૩૩ : શ્રી કસ્તુરબા ગાંધીને અગાઉની બાકી રહેલી પાા માસની સજા ભોગવવાનો હુકમ; મુંબઈની કોર્પોરેશનમાં સંતતિનિયમનની દરખાસ્ત; અમદાવાદમાં પી પ્રોપ્રાયટરી હાઈસ્કુલના શિક્ષક અને ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક શ્રી. રમણલાલ દેવશંકર ભટ્ટનું યુવાન વયે થયેલું અકાળ અવસાન; વડોદરાની બે મિલો બંધ થયાની બહાર આવેલી હકીકત.

૨-૧૨-૩૩ : પંડિત જવાહરલાલના રૂ. ૨૦,૦૦૦ ના શેરો ઉપર આવકવેરા પેટે સરકારે મૂકેલી ટાંચ; શ્રી અમૃતલાલ શેઠનો જેલમાંથી છુટકારો; સિકંદરાબાદમાં એક શિક્ષિકાએ માર મારવાથી યુવાન વિદ્યાર્થીનીનું નિપજેલું અવસાન.

૩-૧૨-૩૩ : જબલપુરમાં ગાંધીજીને અપાયેલાં માનપત્રો તથા નાણાંની થેલીઓ; ભરૂચ મ્યુનિસિપાલિટીનાં નાણાંનો દુર્વ્યય કરવા માટે માજી મામલતદારે મ્યુનિસિપાલિટીના ચીફ ઓફીસર તથા સભ્યો સામે માંડેલો દાવો.

૪-૧૨-૩૩ : સ્વ. વિઠ્ઠલભાઈ પટેલે વિદેશમાં પ્રચારકાર્ય કરવા માટે રૂ. ૧ લાખની સખાવત કરી છે એવી એસોસિયેટેડ પ્રેસ તરફથી બહાર પડેલી ખબર; ન્યુ દિલ્હીની સેક્રેટરિયેટમાં હિંદ જપાન પ્રતિનિધિ મંડળોની સભા; રેલવે વર્ક્સ યુનિયનના મંત્રી શ્રી. દિનેશચન્દ્રની કલકત્તામાં ધરપકડ; શ્રી કમળાદેવી ચટ્ટોપાધ્યાયને ૧ વર્ષની સખ્ત કેદની સજા; જબલપુરમાં જવાહરલાલજીએ કરેલું જુસ્સાદાર ભાષણ તથા ગાંધીજી સાથે કરેલી મસલત.

૫-૧૨-૩૩ : મીરટ કાવત્રા કેસના આરોપી શમશુલ હુદાને રાજદ્રોહના ગુન્હા બદલ ૧ માસની સખ્ત કેદની સજા; એક કેદીને ભૂલમાં ફાંસી અપાયેલી હોવાથી પંજાબ સરકારે દર્શાવેલી દિલગીરી; જબલપુરમાં મહાસભાના આગેવાનોની મસલત; મદ્રાસ કોર્પોરેશન તરફથી ગાંધીજીને માનપત્ર આપવાનો ઠરાવ.

૬-૧૨-૩૩ : સરદાર વલ્લભભાઈએ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ સ્વ. વિઠ્ઠલભાઈ વિષે કરેલા ઠરાવ સંબંધમાં આભાર માન્યાથી બહાર આવેલી હકીકત.

૭-૧૨-૩૩ : શ્રી મોરારજી દેસાઈને બે વર્ષની સખ્ત કેદની સજા; "નવાકાલ"ની રૂ ૬૦૦૦ની જામીનગીરી જપ્ત કરવા સામેની અપીલ રદ; જબલપુરમા ગાંધીજીને રૂ. ૬૦૦૦ની ભેટ;

૮-૧૨-૩૩ : મુંબઈમા નવા ગવર્નર લોર્ડ બ્રેબોર્ન તથા લેડી બ્રેબોર્નનું આગમન-મ્યુનિસિપાલિટી તરફથી તેમને માનપત્ર; ૧૯૩૨ ના જુલાઈમા થયેલી અમદાવાદની વસ્તી ગણત્રીનો બહાર પડેલો છેવટનો આંકડો-૩,૮૨,૭૫૭; મધ્ય પ્રાંતોની ગાંધીજીએ પૂરી કરેલી મુસાફરી-એકંદર તેમને રૂ. ૭૫૦૦૦ની મળેલી ભેટ; ખંડવામાં ગાંધીજીએ અખિલ હિંદ ચર્ખાસંઘની શાખા ઉઘાડી.

૯-૧૨-૩૩ : ભોપાળમા ગાંધીજીને માનપત્રો તથા અન્જુમાન તરફથી ૧૯૨ પાઈની થેલી; મુંબઈમા બોમ્બે પ્રેસિડન્સી ટીમ તથા એમ-સી-સી-ટીમ વચ્ચે રમાયેલી મેચ.

૧૦-૧૨-૩૩ : ન્યુ દિલ્હીમા અખિલ હિંદી મુસ્લીમ પરિષદની કારોબારી સમિતિએ લખનૌ પરિષદમા ભાગ નહિ લેવાનો કરેલો ઠરાવ

૧૧-૧૨-૩૩ : કલકત્તાના ઝાડુવાળાઓએ પાડેલી હડતાલ; શ્રી વિઠ્ઠલભાઈ પટેલના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા માટે મુંબઈમા શ્રી ભુલાભાઈ દેસાઈના પ્રમુખપદે મળેલી જાહેરસભા; અખિલ હિંદ અસ્પૃશ્યતા નિવારણ સંઘનો બહાર પડેલો વાર્ષિક અહેવાલ.

૧૨-૧૨-૩૩ : બાળવાનાં હલકા તેલો ઉપર વધારતી જકાતોના સંબંધનું બીલ વડી ધારાસભામા પસાર થયું; જનરલ ઓડફી ગૂમ થવાથી ડબ્લિનમા સનસનાટી.

૧૩-૧૨-૩૩ : પંજાબ કાવતરા કેસમા બેને ફાંસી તથા ૩ ને જન્મ દેશનિકાલની સજા; દિલ્હીમાં વિદ્યાર્થીઓને ફૂરસદના સમયે અસ્પૃશ્યતાનિવારણનું કામ કરવાની ગાંધીજીની સલાહ; નવલખંડ મ્યુનિસિપાલિટીની સત્તા ૧ વર્ષ માટે લઈ લેવાનો મુંબઈ સરકારનો બહાર પડેલો ઠરાવ; દિલ્હીમા ૧૫ મિનિટમા પંડિત જવાહરલાલે રૂ. ૧૨૪૦ની વેચેલી ખાદી.

૧૪-૧૨-૩૩ : નડિયાદના મેજિસ્ટ્રેટે શારદા ઍક્ટના ભંગ માટે એકંદર રૂ. ૧૨૦૦નો કરેલો દંડ; "વસુમતી" પત્રની રૂ. ૧૦૦૦ની જામીનગીરી જપ્ત, ના. આગાખાનનું હિંદમા આગમન, શ્વેતપત્રના સંબંધમા ના. આગાખાને દર્શાવેલો વિશ્વાસ; વડોદરા રાજ્યના ગેઝેટમા જ્ઞાતિ પંચોના અમલ સામે જાહેર થયેલા પ્રતિબંધો.

૧૫-૧૨-૩૩ : ચિત્તેગાંગમા અત્યાચારના સંબંધમા બે બાળકો સાથે માતાની ધરપકડ; કામદારોની હડતાલના સંબંધમા વડોદરામા શ્રી. પાગારકરે આદરેલા ઉપવાસ.

૧૬-૧૨-૩૩ : જામનગરની પોલીસે શ્રી. લવણપ્રસાદને ગૂમ કર્યાની બહાર આવેલી વીગત; વીજાપુર જેલમાથી શ્રી. કનૈયાલાલ મુનશીનો છૂટકારો; મર્હૂમ નાદિરશાહના ખૂનીને ફાંસીની તથા બે સાથીઓને જન્મકેદની સજા, રાજસભામા કેરોસિન બીલ પસાર, ૭૫૦૦૦ના ગોટાળા સંબંધમા આમોદ તાલુકાની સહકારી મંડળીના પ્રમુખ ગિરફતાર

૧૭-૧૨-૩૩ : ડબ્લિનમા જનરલ ઓડફીની ધરપકડ; લડાઈમા રો ધાઈ ખાતે ૫૦૦૦ કોમ્યુનિસ્ટો નાશ પામ્યાની બહાર આવેલી હકીકત.

૧૮-૧૨-૩૩ : હિંદી ટીમના ખેલાડી અમરનાથને રોકડ અને બીજી ભેટો; રૂ. ૩ લાખ ૮૧ હજારનો આવકવેરો નહિ ભરવા માટે ઢાવરાના કોટયાધિપતિ દુર્ગાપ્રસાદ જેલમાં-એમ સામે તેમણે કરેલી અપીલ; હિંદી સંગીતકાર ઉમરદીને લંડનમાં કરેલો આપઘાત.

૧૯-૧૨-૩૩ : "અત્યારે નાકરની ચળવળ મહાસભાની નથી" એવું બાબુ પુરુષોત્તમદાસ ટંડનનું બહાર પડેલું નિવેદન; સંયુક્ત પ્રાંતની ધારાસભામાં ખેડૂતોને રાહત આપતું બીલ પસાર.

૨૦-૧૨-૩૩ : મદ્રાસમાં મ્યુનિસિપાલિટી તરફથી ગાંધીજીને માનપત્ર; મુંબઈની કીંગ એડવર્ડ મેમોરિયલ હોસ્પીટલના ડીન તરીકે ડૉ. જીવરાજ મહેતાની નિમણુંક; સરકારી ટ્રીબ્યુનલનો બહાર પડેલો રિપોર્ટ; રિપોર્ટની ભલામણોને હિંદી સરકાર તેમજ હૈદરાબાદની સરકારે આપેલી મંજુરી; મદ્રાસમાં સ્ત્રીઓના એસોસિયેસન તરફથી ગાંધીજીને માનપત્ર.

૨૧-૧૨-૩૩ : હિંદ જાપાન મંત્રણા વિષે વડીધારાસભામાં થયેલી પ્રશ્નોત્તરી; વડીધારાસભામાં રીઝર્વ બેંક બીલ બીજા વાંચનમાંથી પસાર; શાન્તાક્રુઝમાં ગુજરાતના કલાકાર શ્રી. કનુદેસાઇનું શ્રી ભદ્રામહેતા સાથે આંતરજાતીય સુધારક લગ્ન; પેશાવરના અમલદારોને મળેલી વધુ સત્તાની જાહેરાત; ડબ્લિનમાં જનરલ ઓડફીનો છૂટકારો.

૨૨-૧૨-૩૩ : રીઝર્વ બેંક બીલ વડીધારાસભામાં ત્રીજી વારના વાંચનમાંથી પસાર; વડીધારાસભાની મુદતમાં ૩૧-૧૨-૧૯૩૪ સુધી થયેલા વધારાની જાહેરાત; હિંદની આર્થિક તપાસ માટે વિલાયતથી હિંદ આવેલા બે અર્થશાસ્ત્રીઓ; રિસ્ટે આગ કેસનો ચુકાદો; સિંધના કાર્યકર્તાઓનો રચનાત્મક કાર્ય કરવાનો ઠરાવ.

૨૩-૧૨-૩૩ : મંદુરમાં ગાંધીજીનું સ્વાગત-રૂ. ૪૦૦૦નું ઉઘરાણું-મ્યુનિસિપલ હરિજન સેવા સમિતિ તથા સ્વાગત સમિતિ તરફથી ગાંધીજીને મળેલાં માનપત્રો.

૨૪-૧૨-૩૩ : પેરિસ પાસે બે ટ્રેનો આથડતાં ૧૮૦ નાં મરણ તથા સંખ્યાબંધ ઘાયલ; ફ્રાન્સનું નાણાંખાતાનું બીલ સેનેટમાં પસાર.

૨૫-૧૨-૩૩ : અમદાવાદમાં મી. એસ. સી. મિત્રના પ્રમુખપદે મળેલી અખિલ હિંદ પોસ્ટલ અને આર. એમ. એસ. પરિષદની ૧૩ મી બેઠક.

૨૬-૧૨-૩૩ : અમદાવાદમાં અખિલ હિંદ પોસ્ટલ અને આર. એમ. એસ. પરિષદની બીજા દિવસની બેઠક; મદ્રાસમાં હિંદના રાષ્ટ્રીય વિનીત ફેડરેશનનું મી. જે. એન. બસુના પ્રમુખપદે મળેલું ૧૬ મું અધિવેશન.

# અ મા રાં પ્ર કા શ નો

**આધ્યાત્મિક**

૧ પથિકનાં પુષ્પો (અંબાલાલ પુરાણી) ૧
૨ તિલોત્તમા (અંબાલાલ પુરાણી) ૦।≈

**સામાજિક**

૩ પરિણીતા (શરદ્‌બાબુ) ૦॥
૪ ધૂમ્રશિખા (સીતાદેવી) ૧।
૫ વિસર્જન (રવીંદ્રનાથ ટાગોર) ૦।≈
૬ પૂજારિણી ,, ૦॥।
૭ સાચું જીવન (ટોલ્સ્ટોય) ૦॥।≈
૮ આકાશનાં પુષ્પો (ગગનવિહારી મહેતા) (હાસ્યરસનું) ૧॥
૯ આફ્રિકાના પત્રો (નરસિંહભાઇ પટેલ) ૦।≈
૧૦ હરિજન ભાગવત (ગાંધીજી) ૦॥।
૧૧ પૂર્ણિમા (રમણલાલ વ. દેસાઇ) સચિત્ર દ્વિતીયાવૃત્તિ ૨॥
૧૨ વિદ્યાર્થીઓ અને યુવકોને ,, ૦।
૧૩ પલ્લી–સમાજ (શરદ્‌બાબુ) ૧।
૧૪ છબી ,, ૧
૧૫ અંગાર (રમણિકલાલ દલાલ) ૧।

**રાષ્ટ્રીય**

૧૬ સંપૂર્ણ દારૂનિષેધ (મહાત્મા ગાંધીજી) ૦॥
૧૭ આખરી ફેંસલો બે ભાગ– ગ્લેજ કાગળ ૧।
૧૮ ,, ભા. ૧–૨ રફ કાગળ ૦॥।≈
૧૯ પ્લાસીનું યુદ્ધ (ગોપાલદાસ પટેલ) ૦।
૨૦ હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ (બી. ડી. બસુ) ૦॥
૨૧ બેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી (ગોપાલદાસ પટેલ) ૦।≈
૨૨ બંગાલા બેહાલ ,, ૦।≈
૨૩ ખેડૂતનો શિકારી (જુગતરામ દવે) ૦)≈
૨૪ હૃદયપલટો (પ્રેમચંદજી) ૦)–
૨૫ તરુણ ભારત (લાલા લજપતરાય) ૧॥।
૨૬ ખેડૂતની ખરાબી (મોહનલાલ પંડયા) ૦)–
૨૭ રાષ્ટ્રધ્વજ ૦।
૨૮ આખરી ફેંસલો ભાગ ૩–૪ ૩॥।

**બાલ સાહિત્ય**

૨૯ આપણે પાપે (ગિજુભાઇ) ૦)≈॥
૩૦ ગોવિંદનું ખેતર ને બીજી વાતો (ધૂમકેતુ) ૦)≈
૩૧ વીરાંગના ને બીજી વાતો ,, ૦)≈
૩૨ દેશ દેશની વીરકથાઓ ભા. ૧–૨ ૧॥।
૩૩ પા–પા–પગલી (રમણલાલ ના. શાહ) ૦।≈
૩૪ દેશ દેશની અદ્‌ભુત વાતો ,, ૦॥।
૩૫ કાગળપત્રો ,, ૦)≈
૩૬ ભિખારી પહાડ ,, ૦)≈
૩૭ રોબિન્સન ક્રુઝો (ચંદ્રશંકર ભટ્ટ) ૧।
૩૮ બાઇબલ કથાઓ (સુબન્ધુ) ૦॥
૩૯ ચાલણગાડી મોટી (નવી આવૃત્તિ) ૦)≈॥
૪૦ સંવાદ કુસુમ (હસમુખલાલ કાજી) ૦॥
૪૧ કીર્તિકથાઓ (સં. રમણલાલ ના. શાહ) ૦)≈॥
૪૨ હીરામોતી ,, ૦)≈॥
૪૩ બુલબુલ ,, ૦)≈॥
૪૪ ટન ટન ટન ,, ૦)≈॥
૪૫ ક્યારે સમજીશું ? (ગિજુભાઇ) ૦)≈
૪૬ ટોલ્સ્ટોયની નીતિકથાઓ ૦)≈
૪૭ વરતો અને ઉખાણા ૦)≈॥
૪૮ બાળકોનું મહાભારત ભાગ ૧–૨ ૧॥।
૪૯ વેરાયેલાં ફૂલ (કુ. કપિલા માસ્તર) ૦)≈
૫૦ રઝળતો રાજહંસ ૦)≈
૫૧ ગણિત ગમ્મત ૦)≈॥
૫૨ પ્રશ્ન પેટી ૦)≈
૫૩ હસતું મોં ૦)≈
૫૪ હરીદત્તનાં બે નાટકો ૦।≈

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય :: ગાંધી રોડ :: અમદાવાદ

પાવનકારી પુસ્તકોના પ્રકાશક
શ્રીઅરવિંદ કાર્યાલય : આણંદ




| | |
|---|---|
| ભક્તિયોગ | [ ૧-૮-૦ ] |
| જ્ઞાનયોગ | [ ૩-૮-૦ ] |
| આત્મસિદ્ધિ | [ ૪-૮-૦ ] |
| યૌગિકસાધન | [ ૦-૮-૦ ] |
| મા : શક્તિનાં ચાર સ્વરૂપો | [ ૦-૮-૦ ] |
| સૂત્રાવલી | [ ૦-૫-૦ ] |
| ગીતા-મર્મ | [ ૦-૮-૦ ] |
| વિજ્ઞાનયોગ | [ છપાય છે ] |

શ્રીઅરવિંદ જેવી મહાન આધ્યાત્મિક વિભૂતિ અને અદ્‌ભુત યોગીની, પુરાણી હઠયોગ તથા રાજયોગની વિચારસરણી તથા ક્રિયાસરણીથી તદ્દન જુદી જ, સમન્વયી દૃષ્ટિથી વિશાળ પાયા ઉપર રચાયલી, માનવજીવનમાં દિવ્ય ભાગવત જીવન પ્રાપ્ત કરી ભગવાનની લીલાગતિનું સમર્થ અને રૂપાન્તર પામેલું વાહન બનવાનું ધ્યેય આપણી સમક્ષ રજૂ કરતી યોગપ્રણાલીનું આ પુસ્તકોમાં સમર્થ, ગંભીર નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં સમગ્ર માનસશાસ્ત્રની અવધિ અને ચિત્ત, બુદ્ધિ, પ્રાણ, શરીર વગેરે માનવપ્રકૃતિના ધર્મો, ધર્મસંકરો, શુદ્ધિના ઉપાયો, તેમનાં કાર્યો અને લક્ષણોની ઝીણવટભરેલી ચર્ચા છે. ગુજરાતી ભાષામાં શ્રી અરવિંદને સમગ્રપણે અને સમર્થરીતે ઝીલવાનો આ એક જ મહાન અને સ્તુત્ય પ્રયાસ છે.

અનુવાદક :

અંબાલાલ પુરાણી

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** ગાંધીરોડ, ફુવારા સામે, **અમદાવાદ**

શ્રી અરવિંદ કાર્યાલય—આણંદ

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, પાનકોરનાકા—અમદાવાદ.

### પ્રસ્થાનનાં પ્રકાશનો મળવાનાં સ્થળો

| | | |
|---|---|---|
| સી. જમનાદાસની કાં. | પ્રિન્સેસ સ્ટ્રીટ | મુંબાઈ |
| આર. આર. શેઠની કાં. | ” | ” |
| મોહનલાલ લાલભાઈ | ટાવર પાસે | નવસારી |
| યુગાંતર કાર્યાલય | ગોપીપુરા | સુરત |
| કાન્તિલાલ શેઠની કાં. | વડાપાડા | ભરૂચ |
| શુદ્ધ ખાદી ભંડાર | જ્યુબિલિબાગ | વડોદરા |
| પુસ્તકાલય સ. સ. મંડળ લી૦ | રાવપુરા રોડ | વડોદરા |
| કાન્તિલાલ સી. પટેલની કાં. | અમદાવાદી પોળ | વડોદરા |
| ઉદાસીન બૂક સ્ટોર્સ | ભાવસારવાડ | નડિયાદ |
| ગંગાશંકર નાથજી | | કાલોલ |
| પીપલીઆની કાં. | ભોજરાજ પરા | ગોંડલ |
| બળવંતરાય ભગવાનજી | સેનાવાડ | જામનગર |
| એલ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ | કલકત્તા |

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ પોષ : ૧૯૯૦ અંક ૩



લવાજમઃ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂા. ૭ાા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશકઃરણછોડજી કેસુરભાઇ મીસ્ત્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામેઃ ખમાસાચોકીઃઅમદાવાદ
મુદ્રકઃમૂળચંદભાઈ ત્રિકમલાલ-પટેલઃ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસઃ પાનકોરનાકાઃ અમદાવાદ તા. ૭-૧-૩૪

### પ્રસ્થાનનાં પ્રકાશનો મળવાનાં સ્થળો

| | | |
|---|---|---|
| સી. જમનાદાસની કાં. | પ્રિન્સેસ સ્ટ્રીટ | મુંબાઈ |
| આર. આર. શેઠની કાં. | " | " |
| મોહનલાલ લાલભાઈ | ટાવર પાસે | નવસારી |
| યુગાંતર કાર્યાલય | ગોપીપુરા | સુરત |
| કાન્તિલાલ શેઠની કાં. | વડાપાડા | ભરુચ |
| શુદ્ધ ખાદી ભંડાર | જ્યુબિલિબાગ | વડોદરા |
| પુસ્તકાલય સ. સ. મંડળ લીο | રાવપુરા રોડ | વડોદરા |
| કાન્તિલાલ સી. પટેલની કાં. | અમદાવાદી પોળ | વડોદરા |
| ઉદાસીન બુક સ્ટોર્સ | ભાવસારવાડ | નડિયાદ |
| ગંગાશંકર નાથજી | | કાલોલ |
| પીપલીઆની કાં. | ભોજરાજ પરા | ગોંડલ |
| બળવંતરાય ભગવાનજી | સેનાવાડ | જામનગર |
| એસ. કે. મેઘાણી | ૧૪, અમરતલા સ્ટ્રીટ | કલકત્તા |

પ્રસ્થાન કાર્યાલય [ સુરત શાખા ] : પ્રતાપ પ્રેસ : સુરત

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ પોષ : ૧૯૯૦ અંક ૩



લવાજમ: હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૬ાા છૂટક અંક રૂ. ૦ાા

પ્રકાશકઃરણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસાચોકી:અમદાવાદ, મુદ્રક :મૂળચંદભાઈ ત્રિકમલાલ-પટેલ:સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ: પાનકોરનાકા: અમદાવાદ તા. ૭-૧-૩૪

હિંદુસ્તાનની સૌથી મોટી

# ન્યુ ઇન્ડિયા

## એશ્યુરન્સ કું. લીમીટેડ

( સ્થપાઈ ૧૯૧૯ )

ના જિંદગીના વીમા

આતાની અદ્વિતીય પ્રગતિ

| ૧૯૨૯-૩૦ | ૧૯૩૦-૩૧ | ૧૯૩૧-૩૨ | ૧૯૩૨-૩૩ |
|---|---|---|---|
| ૬૯ લાખ | ૭૨ લાખ | ૮૮ લાખ | ૧૦૫ લાખ |

ચીફ એજન્ટસ-ગુજરાત

## એન. એમ. ફોજદારની કું.

૧૨-"Benefit." ૨૩૩૪, આંબલીરોડ

ટેલીફોન—૨૨૩૫ અ મ દા વા દ

આ કંપનીનો વહીવટ મુબઈ શહેરો અને ઇલાકાજ નહિ પરંતુ આખા હિંદુસ્તાનની વ્યાપારી આલમમાં ઉચું અને માનવંતુ સ્થાન ભોગવતા અને વ્યાપારી કુનેહ માટે પંકાએલા ડિરેકટરોના હાથમાં હોવાથી આ કંપનીના પોલિસી હોલ્ડર તરીકે તમારી રોકેલી મૂડીના બદલામાં તેમની કુનેહભરી પ્રગતિમાન વ્યવસ્થાને લીધે તમોને સારામાં સારો લાભ મળે તે માટે બેમત નથી.

કંપનીનું પોલિસી હોલ્ડર તરફ ઉદાર, ન્યાયી, અને સદ્‌ભાવયુક્ત વર્તન જગજાહેર છે.

કંપનીએ જિંદગીના વીમાની પોલિસીમાં "અપંગતાનું રક્ષણ"; "પ્રીમીઅમનો હપ્તો ભર્યા સિવાય પુરી રકમની પોલિસી ચાલુ રાખવાની યોજના;" "અકસ્માતથી મરણ થાય તો વીમાની ડબલ રકમ મળે"—એવી અનેક લાભદાયી અને આકર્ષક યોજના એ દાખલ કરી ગયા જ વર્ષની આખરે રૂા. ૧૦૫,૨૬,૨૦૦નું કામ મેળવી હિંદી પ્રજાનો મેળવેલો વિશ્વાસ અને લોકપ્રિયતા સાબીત કરી છે.

### થાપણ

| | | |
|---|---|---|
| સત્તાધારી | ... | [illegible] |
| ભરાએલી | ... | [illegible] |
| કુલ ફંડ | ... | [illegible] |
| પ્રીમીઅમની આવક | | |
| ૧૯૩૨-૩૩ | ... | [illegible] |
| ચૂકવેલા દાવા | ... | [illegible] |


"ઝેનિથ"
દ્રાક્ષાસવ
આ
એક
ઉત્તમ
ટૉનિક
છે.
ઝેનિથ
દ્રાક્ષાસવ
THE ZENITH CHEMICAL WORKS
BOMBAY
બનાવનાર:-
ઝેનિથ કેમીકલ વર્કસ
મુંબઈ ૨

## :: લવાજમ ::

| | | |
|---|---|---|
| પ્રસ્થાન માસિક | રૂ | ૫–૦–૦ |
| ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ | રૂ | ૬–૦–૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | રૂ | ૨–૦–૦ |
| બૃહદ્ ગ્રન્થાવલિ | | છૂટક |
| દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળા | | છૂટક |

પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ



૯ ... સ્વપ્રમાણ દ્વેષ કરતાં અંબાલાલ પુરાણીનાં પુસ્તકો

## તિલોત્તમા



## કૌમુદી

[મે'ફર]માં તેનુ સુદર અવલોકન

તિલોત્તમાની પુરાણાન્તર્ગત વાતને લેખકે આધુનિક ભાષા, કળા, ભાવ તથા વિચારોનો ઓપ આપી સુદર રીતે લખી છે તેની ઢબછબ ખરેખર સરસ છે વાચકને વાચતા વાચતા એમ જ લાગે કે પોતે કોઈ અપ્સરાના દેશમા વિહાર કરે છે પુસ્તકનુ વાતાવરણ એવુ તો લેખક સર્જે છે કે તે પુસ્તક વાચતા વાચતા રમ્ય વાતાવરણ પુસ્તિકા પૂરી કર્યા પછી કેટલીય વાર વાચકની આસપાસ મધમધી રહે છે જૂની વાતને નવા જ સ્વરૂપમા કહેવાની અને તે પણ મોહક રીતે કહેવાની કળામા લેખકે સારી સિદ્ધિ પ્રાપ્ત કરી છે એમ કોઈ પણ સહૃદય વાચક કહ્યા વગર રહે નહિ તિલોત્તમાનુ પાત્ર, તેનુ રૂપ અને નિશ્ચયાત્મક કળા આપણા ઉપર અજબ અસર કરે છે.. કિં ૦-૬-૦

## પથિકનાં પુષ્પો



## સવાબસો પાનનું પવિત્ર વાંચન

કૌમુદી વસુધરા, રાધા, પ્રેમ, તપ શક્તિ, ઉત્ક્રાંતિવાદ વગેરે તેર વિષયો પરના રસ ચિંતનાત્મક નિબધોનો સગ્રહ તે 'પથિકના પુષ્પો' દરેક વિષયનું નિરૂપણ તત્વદષ્ટિથી છતા તાજગીભરી શૈલીથી થયું છે 'પ્રેમ' જેવા નિબધમા કર્તાએ સ્તુત્ય પ્રગલ્ભતાથી અ ત સ્વરૂપદર્શન કરાવ્યુ છે તે રીત આ પણે ત્યા વિરલ હોઈ આદરપાત્ર છે હિંદુસ્થાન ગુજરાત જેને માટે મગરૂર બને એવા એક ફિલસૂફના જીવનમાર્ગમાથી વીણેલા વિચારપુષ્પોનો આ સગ્રહ છે શ્રી અબાલાલ પુરાણીના જીવન અને કાર્યને જાણનારાઓ માટે આ ગ્રથ અમૃત કૂપ સમાન નીવડશે. અનેક વિષયો પર અતિ મૌલિક વિચાર-ગર્ભ આ પુસ્તકમા રજૂ થયો છે

પુસ્તકાલય આ વિષયો શ્રી પુરાણીના અભ્યાસ, ચિંતન, અને અનુભવના ફળ સ્વરૂપ હોઈતે આધ્યાત્મિક પથનાયાત્રાળુને માર્ગદર્શક નીવડવાનો પૂરો સભવ છે

કિં. ૧-૦-૦

ર ગ્રંથરત્ન કાર્યાલય :: ગાંધીરોડ : ફુવારા સામે, :: અમદાવાદ.

## રાષ્ટ્રિય ભાવનાને પ્રગટાવનાર જ્વલંત સાહિત્ય

**તરુણભારત**
લાલા લજપતરાયના "યંગ ઇંડિયા" નામના પુસ્તકનો અનુવાદ

...હિંદની સંસ્કૃતિનો આ સળંગ ઇતિહાસ ટૂંકાણમાં પરંતુ ખૂબ આકર્ષક રીતે આપી લાલાજીએ પ્રાચીન સંસ્કૃતિવાળા દેશની સ્વતંત્રતાનો હક સાબિત કરવા માટે પ્રયત્ન કર્યો છે. ૧૮૫૭ થી માંડીને ૧૯૧૪ સુધીના સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જે જે પ્રયત્નો થયા તેનો ઇતિહાસ આ પુસ્તકમાંથી વાંચી વાચક તંદ્રામાંથી જાગી ઊઠશે એટલી એની સુંદર શૈલી છે. ઉચ્છરંગરાય ઓઝાની પ્રસ્તાવના તથા કર્નલ વેજવુડની પ્રસ્તાવના અને લાલાજીની લાંબી ભૂમિકા આ પુસ્તકને આકર્ષક બનાવે છે.

પાકું પૂઠું કિંમત રૂ. ૧-૧૨-૦ પોસ્ટેજ ૦-૪-૦

**બંગાળા બેહાલ**
[ ગો. જી. પટેલ ]

અંગ્રેજ ઇતિહાસકાર મેકોલે પણ જે સમય માટે લખે છે કે, "જૂના જમાનાના ક્રૂર અને જંગલી બાદશાહોએ પણ આપણા જેટલો જુલમ કર્યો નહિ હોય"—તેજમાનાનો હૃદયદ્રાવક ઇતિહાસ.
કિં. ૦—૭—૦

**એવડું પાપ-હિન્દુસ્થાનની પાયમાલી**

યુરોપની ગોરી પ્રજાઓ પૈસાને ખાતર શું શું કરી શકે તેમ છે તેમજ તેમના હાથમાંથી પોતાનું રક્ષણ કરવામાં અશક્ત નીવડનારની શી વલે થાય છે? તેનું ચીન અને પૂર્વના બીજા દેશોની સાથે કરેલી વિગતોનું વર્ણન. [લિ. ગોપાળદાસ જી. પટેલ.] કિં. ૦-૬-૦

**સંપૂર્ણ દારૂનિષેધ**
સંપાદક
મગનલાલ દેસાઈ

નવજીવનમાં પ્રસિદ્ધ થએલા મહાત્માજીના દારૂનિષેધ પરના બધા લેખો તથા વ્યાખ્યાનો અને બીજા અભ્યાસી લેખકોના લેખોનો સંગ્રહ. આ પુસ્તક ગુજરાતી ભાષામાં આ વિષય પર પહેલું જ છે.
( પૃ૦ ૨૦૦ ) કિંમત. ૦-૮-૦

**હરિજન ભાગવત** મહાત્માજીના અસ્પૃશ્યતાનિવારણ અંગેના ૧૯૨૧ થી ૧૯૩૨ સુધીમાં લખેલા ઉપદેશોનો સંગ્રહ. કીંમત. બાર આના
ખાદીનું પાકું પૂઠું, એક રૂપિયો

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય :: ગાંધીરોડ : ફુવારા સામે :: અમદાવાદ

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ, પાનકોરનાકા—અમદાવાદ.



ગુજરાતનું તહેવાર વર્ણાટકામ

જુઓ આ અંકમાંનો શ્રી મંજુલાલ મજમુદારનો લેખ



ગુજરાતનું તરેહવાર વણાટકામ

પાટી

જુઓ આ અંકમાંનો શ્રી મંજુલાલ મજમુદારનો લેખ

પુસ્તક ૧૭ માઘ : ૧૯૯૦ અંક ૪

# ભારતનું ઉત્થાન

## ૧
## આર્ય સંસ્કૃતિ

દુનિયામાં અત્યાર સુધી થયેલી પ્રધાન ક્રાન્તિઓનું સહેજસાજ દિગ્દર્શન કરાવી ભારતવર્ષમાં આજે જે મહાન જીવનક્રાન્તિ શરૂ થઇ છે, તેનું રહસ્ય ધ્યાનમાં આવે અને તે પારકાના અનુકરણની મરુભૂમિમાં સુકાઇ ન જતાં એની મૌલિકતા કાયમ કેમ રહે એ જોવાનો આ વ્યાખ્યાનમાળાનો ઉદ્દેશ છે. એમાં ભારતીય ઈતિહાસમાં જે ક્રાન્તિપરંપરા થઇ ચૂકી છે તેનું દિગ્દર્શન કરાવવાનું કામ મારે માથે છે. આ ક્રાન્તિપરંપરાને ઉત્થાનનું નામ આપ્યું છે, તે સકારણ છે. જીવનનો સ્વભાવ સતત પરિવર્તન અથવા વિકાસનો છે. બુદ્ધિની કે જીવનની જડતાને લીધે જ્યારે એ વિકાસ અટકે છે અથવા બાહ્ય મર્યાદા સ્વાભાવિક વિકાસને નિરોધક નિવડે છે, ત્યારે જે એકાએક ઉત્પાત જેવું પરિવર્તન થાય છે તેને ક્રાન્તિ કહે છે. લાંબા વખત સુધી ગુલામીની દશામાં રહેલી પ્રજા જ્યારે વીફરે છે ત્યારે પોતાનો નાશ વહોરી લઇને પણ સામા પક્ષનો નાશ કરવા પ્રવૃત્ત થાય છે. એ ક્રાન્તિનું સામાન્ય ઉદાહરણ થયું. ઈંડામાં બચ્ચું તૈયાર થાય નહિ ત્યાં સુધી એનું કવચ એને પોષક છે. જે ક્ષણે કવચ વિકાસને બાધક નીવડે છે તે ક્ષણે કવચ તોડીને બચ્ચું બહાર આવે છે. બાળક ઉપર માબાપનો જે કાબૂ હોય છે તે તેઓ બાળકના વિકાસ સાથે ઢીલો ન કરે, તો બાળકો પણ માતપિતાની જોહુકમી ફગાવી દે છે અને કૌટુંબિક જીવનમાં ક્રાંતિ કરે છે. આપણી ચામડી અને ઝાડની છાલ શરીરના વિકાસ સાથે માર્ગ આપે છે તેથી તેનો નાશ નથી થતો.

હિંદુસ્થાનના ઇતિહાસમાં જ્ઞાન અને કર્મ બન્નેનો સમન્વય હોવાથી, તેમજ સ્થૈર્ય અને પ્રગતિ એ બન્ને તત્ત્વોનો પણ સમન્વય હોવાથી, આપણે ત્યાં મહાન ક્રાન્તિઓ કરવી નથી પડી. આપણો સાંસ્કૃતિક જીવનપ્રવાહ અખંડ વહેતો રહ્યો છે. જ્યારે જ્યારે એમાં મોટી રેલ આવી છે ત્યારે ત્યારે એના પટ પહોળો થઇને રેલને માર્ગ આપ્યો છે. તેથી આસપાસ વિનાશ ફેલાવાને બદલે સમૃદ્ધિનું તે એક મોટું કારણ થઇ પડ્યું છે.

વાલ્મીકિ કે તુલસીદાસના જીવનમાં એકાએક પરિવર્તન થયું એને ક્રાન્તિ કહી શકાય. ગાંધીજીના જીવનમાં ક્રાન્તિ નથી પણ ક્રમશઃ પરિપાક છે. હિંદુસ્થાનના સમગ્ર ઇતિહાસનો વિચાર કરતાં ગાંધીજીનું જીવન જાણે આપણા ઇતિહાસનું પ્રતિનિધિ હોય એવું

લાગે છે. પરદેશીઓ ભલે કહે કે હિંદુસ્થાનમાં કશો ફેરફાર થતો જ નથી. હિંદુસ્થાનમાં કેવળ અવિચળ જડતા જ છે, પણ આપણે તો યથાસમય, યથાક્રમ ફેરફાર કરતા જ આવ્યા છીએ. અમુક મુદત સુધી જેમ ઝાડો ઊંચાઇમાં અને વિસ્તારમાં વધે છે તેમ રાષ્ટ્રીય વિકાસ બહિર્મુખ અને તેથી પ્રત્યક્ષ હોય છે. પુખ્ત ઉંમરે પહોંચેલું ઝાડ જેમ વધતું નથી પણ અંદરથી પાકટ થતું જાય છે તેમ પુખ્ત રાષ્ટ્રોમાં આંતરિક પરિવર્તન અને વિકાસ થતો હોય છે, તે છીછરી નજરવાળા લોકોના ધ્યાનમાં નથી આવતો.

આપણે આ વ્યાખ્યાનમાળામાં હિંદુસ્થાનના ઇતિહાસની વિગતો નથી આપવાના, પણ હિંદુસ્થાનના રાષ્ટ્રિય જીવનના પાયાથી શરૂઆત કરી એ જીવનમાં પરિવર્તનો કેમ થતાં ગયાં અને દરેક ઊંઘ પછી માણસ તાજો થઇને ઊઠે છે તેમ ભારતવર્ષે વખતોવખત ઉત્થાન કેમ કર્યું છે તે અહીં જોવાના છીએ.

ઇતિહાસ એટલે સમાજનું જીવનચરિત્ર. આખા સમાજમાં થતા ફેરફારો એમાં આવવા જોઇએ. આજકાલ આંકડાશાસ્ત્રની મદદથી આખા સમાજના ફેરફારો નોંધવાની પ્રથા શરૂ થઇ છે, પણ એમાં શાસ્ત્રીયતા હોવા છતાં સત્ય જડતું નથી. સમાજનો ઈતિહાસ એ સામાજિક પુરુષાર્થનો ઇતિહાસ હોવો જોઇએ. તેથી ઇતિહાસે આંકડાના પ્રમાણ કરતાં સમાજના વિભૂતિમાન આગેવાન પુરુષોનાં જીવનચરિત્ર અને એમણે સમાજને માટે સૂચવેલા અથવા ગોઠવી આપેલા જીવનના આદર્શો અને જીવનક્રમ ઉપર જ પોતાનો આધાર રાખવો જોઈએ.

સમાજ ક્રમશઃ પોતાની ભિન્ન ભિન્ન વિભૂતિઓ ખીલવે છે. સમાજને જ્યારે સામર્થ્ય ખીલવવાનું હોય છે ત્યારે તે રાજાઓને સમાજના આગેવાન ગણે છે. રાજાઓનાં અને રાજવંશોનાં પરાક્રમ એ જ સામાજિક પરાક્રમ. સેનાપતિ અને રાજાઓ શરૂઆતમાં એક જ રહેતા. અંદર અંદરના કજિયા પતાવવા શરીરબળ કરતાં બુદ્ધિબળનો ઉપયોગ વધારે હોવાથી રાજાને પોતાનું ન્યાયાધીશનું કામ બીજા માણસને સોંપવું પડયું. સેનાપતિઓ પણ અલગ નિમાયા અને આખું રાજતંત્ર એ જ સમાજનું પ્રતીક થયું. राजा कालस्य कारणम्નો વ્યાપક અર્થ કરી 'જેવું રાજ્યતંત્ર તેવો સમાજ' એવો અર્થ થવા લાગ્યો. આગળ જતાં લોકોએ જોયું કે, જેવો સમાજ તેવું રાજ્યતંત્ર. તેથી આજે કહે છે કે, દરેક પ્રજાને એની લાયકાત પ્રમાણેનું રાજ્યતંત્ર મળે છે.

ધાર્મિક જીવન જ્યારે સર્વોપરિ થયું ત્યારે ધર્મગુરુઓ સમાજના આગેવાન થઇ બેઠાઃ રાજાઓ, ન્યાયાધીશો અને સેનાપતિઓ પણ ધર્મગુરુને આધીન રહેવા લાગ્યા. સમાજની સ્વભાવસુંદર અવસ્થામાં ધનવાન લોકો સમાજના આગેવાન નથી હોતા. કેવળ ધન સાથે ચારિત્ર્યનો વૈભવ નહિ હોવાથી ધનવાન લોકો સમાજને કોઈ પણ જાતનું ઉદાત્ત વલણ આપી શકતા નથી. સમાજ જ્યારે કાંઇક ઊતરે છે ત્યારે ધનનું પ્રાધાન્ય હોય છે અને ધનિક અને નિર્ધન બન્ને ધનનું ધ્યાન ધરી એ તત્ત્વ ઉપર સમાજના પુરુષાર્થનું પ્રમાણ બાંધે છે. સામાન્ય રીતે કહી શકાય કે શક્તિશાળી, બુદ્ધિશાળી, વૈભવશાળી અને તપઃપ્રધાન લોકો સમાજના આગેવાન હોય છે. ભારતવર્ષના ઇતિહાસમાં આપણે એ બધું જોઇએ છીએ. માત્ર આવા લોકો જો ભોગવિલાસ કે ધનલોભમાં પડયા હોય તો તેઓ શાંતિ અને બુદ્ધિ બન્ને ખોઇ બેસે છે, અને આગેવાની કરી શકતા નથી. સમાજહિતનો વિચાર જેમનામાં

છે અને જેઓ સમાજનું નિયંત્રણ અને આગેવાની કરી શકે છે એવા લોકોને આપણાં શાસ્ત્રોમાં ધર્મવિદ્, ધર્મજ્ઞ અથવા ધર્મકાર કહ્યા છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે,

अर्थ कामेषु असक्तानां धर्मज्ञान विधीयते !

ભારતીય સમાજમાં સામાજિક જીવનનું આધારસ્વરૂપ એ યજ્ઞ છે. સમાજ એકત્ર રાખવા માટે યજ્ઞ આવશ્યક છે. વ્યક્તિગત સ્વાર્થને કોરે મૂકી સમાજહિતનું કાર્ય કરવું એનું નામ તે યજ્ઞ. જીવન પાછળ કાંઈક આદર્શ અથવા હેતુ રહેલો છે, એ ઓળખીને તે સિદ્ધ કરવા માટે માણસ પોતાનું જીવિત અને વિત્ત અર્પણ કરે એનું નામ યજ્ઞ. માણસનું સામાજિક જીવન જ્યાં કૃતાર્થ થાય છે તે સ્થિતિને જ આપણે પરલોક તરીકે ઓળખતા હતા. મરી ગયા પછી વ્યક્તિ પોતાના જીવનની મૂડી સમાજને અર્પણ કરે છે અને સમાજવિકાસ મારફતે જીવે છે, એ જ ખરો પરલોક છે. પ્રાકૃત લોકો એ મરણોત્તર સામાજિક જીવનનો વિચાર ન કરી શકે એટલે એમને સ્વર્ગલોકનો ચિતાર આપેલો છે. યજ્ઞ ઐહિક અને પારલૌકિક જીવનને સાંધી આપે છે, શૃંખલાબદ્ધ કરે છે. એટલે યજ્ઞ એ સમાજધર્મનું જૂનામાં જૂનું અને સૌથી વ્યાપક પ્રતીક છે. વ્યક્તિઓ તો યજ્ઞ કરે જ. પણ રાજાઓનો એ ખાસ ધર્મ હતો કે મોટા મોટા યજ્ઞો ગોઠવી એ જનસમુદાયને ભેગો કરે. ત્યાં જ્ઞાનચર્ચા ચાલે, આમોદપ્રમોદનાં સાધનો ત્યાં ગોઠવેલાં હોય, લોકો જમીનમાં ગાડાનું મોટું પૈડું આડું રાખી એના પર બેસીને ફરે અને ગાય આ રીતે યજ્ઞ મારફતે સંસ્કૃતિની આપલે થતી અને એકતા સધાતી, જંગલો તોડી વસ્તીને માટે જગા થતી, અને તે વખતની માન્યતા પ્રમાણે યજ્ઞને લીધે વરસાદ પણ ખૂબ પડતો. હવામાં ધુમાડો જવાથી વરાળનાં ટીપાં થવામાં વખતે મદદ થતી હોય.

રાજાનું બીજું કર્તવ્ય તે મૃગયા. શત્રુ આવે ત્યારે રાજા યુદ્ધે જાય. પણ સામાન્ય રીતે ખેતીને અશક્ય કરી મૂકનાર અને પાળેલાં ઢોરોને ખાઈ જનાર પશુઓનો નાશ કરવો એ પ્રજાપાલક રાજાનું કર્તવ્ય હતું. યજ્ઞ અને મૃગયા બન્ને ખેતી માટે આવશ્યક હતાં, અને ખેતી એટલે સંસ્કૃતિ. ખેતીનો ધંધો શરૂ થયો એટલે લોકો એક ઠેકાણે રહી શકયા, ઘરો બાંધતા થયા. તે પહેલાં જ્યાં પશુઓ સુખેથી રહી શકે તે જ જગ્યા માણસને પસંદ કરવી પડતી, માણસને પશુઓના અનુયાયી થવું પડતું: ઘાસ પાણીની સગવડ હોય ત્યાં માણસ જાય. મૃગયા સાથે માંસાહાર હતો, પણ પશુઓ પાળવાની શોધ થઈ એટલે દૂધ મળે ત્યાં સુધી પશુઓને મારવાની વૃત્તિ ઓછી થઈ: દૂધમાંથી અહિંસા જાગી. ખેતી શરૂ થઈ એટલે પશુઓની સેવાનો ઉપયોગ થયો. જમીન ખેડવાની કળા દાખલ થવાથી અને ખાતરનો ઉપયોગ સૂઝવાથી પશુઓ સંહારમાંથી બચ્યાં, અને લોકોને સ્થાનાંતર કરવાની પણ ગરજ ઓછી થઈ. દૂધ અને ખેડ બન્નેને લીધે ગોવંશ અવધ્ય ગણાયો. ગ્રામો અને નગરો સ્થપાયાં, એટલે હિંસ્ર પશુઓનો ઉપદ્રવ ઓછો થયો. મૃગયા જે કર્તવ્ય હતું તે વ્યસન ગણાવા લાગ્યું, જોકે વાઘ, વરુ, હરણ, સસલાં ઇત્યાદિ નુકસાનકર્તા પ્રાણીઓને માર્યા વગર છૂટકો રહ્યો નહોતો. (વાંદરાઓને તે વખતે મારતા કે નહિ તે આપણે જાણતા નથી. પણ કિન્નરોની મૃગયાનો ઉલ્લેખ આવે છે.)

સંસ્કૃતિની બીજી એક મહત્ત્વની કલ્પના તે ઇષ્ટાપૂર્તની. જેને પરલોક જોઈએ છે તેણે ઇષ્ટાપૂર્તરૂપી પુણ્યસંચય કરવો જોઈએ. ઇષ્ટ એટલે યજ્ઞ. યજ્ઞધર્મ તો સાર્વત્રિક થયો જ

હતો. यज्ञेन यज्ञमयजन्त देवाः तानि धर्माणि प्रथमानि आसन्। પૂર્ત એટલે જનસમુદાયની હાડમારીઓ દૂર કરવા માટે, સંકટનિવારણ માટે, લોકોની સુખાકારી માટે બાંધકામ ઇત્યાદિ જે કરવામાં આવતું તે. તળાવ બાંધવાં, કૂવા ખોદવા, રસ્તાઓ તૈયાર કરવા, ધર્મશાળાઓ ઊભી કરવી, બજારો ગોઠવવાં, પરબો ચલાવવી એ બધું પૂર્તમાં આવતું. આ રીતે લોકોની એકત્ર થવાની સગવડો વધી, શાન્તિમય જીવન શક્ય અને સુખકર થયું, કલા કૌશલ્યની વૃદ્ધિ થઇ અને લોકોના ધંધાઓ બંધાયા.

છતાં पिंडे पिंडे मतिर्भिन्ना એ ન્યાયે લોકોના નાના નાના વાડા બંધાયા હશે. એકતાનો લાભ જોયા પછી એક જ જાતની સંસ્કૃતિ બધે ફેલાય એ આવશ્યક ગણાયું હશે. બધાનો કોઇ શાસ્તા નિર્માણ થાય ત્યારે જ એકતા સ્થપાય. એટલે સંસ્કૃતિનું નવું પગલું અશ્વમેધના રૂપમાં પ્રગટ થયું. આમાં પણ પ્રથમ ધર્મયજ્ઞનો જ વિકાસ આપણે જોઇએ છીએ. એક રાજાની આણ બધે વર્તે, આસપાસના રાજા એના ખંડિયા થઇ જાય, એટલે સમ્રાટે પસંદ કરેલી રહેણીકરણી અને વ્યવસ્થા આખા દેશમાં ફેલાય. રાજ્યનો જેવડો વિસ્તાર તેટલો શાન્તિનો પણ વિસ્તાર. એટલે મોટું રાજ્ય સ્થાપવામાં રાજાઓને અને ક્ષત્રિય વર્ગને પોતાનો પુરુષાર્થ બતાવવાનો અવકાશ મળતો; બ્રાહ્મણો જ્ઞાનચર્ચા અને વિધિસંસ્કાર તેમ જ વ્રતઉત્સવ ઇત્યાદિ દ્વારા સંસ્કૃતિ ફેલાવે; વૈશ્યનો વેપાર ચાલે, કારીગરી ખીલે: આમ પ્રજાની શક્તિ અને સમૃદ્ધિ વધી અને આર્યસંસ્કૃતિ બલાઢ્ય અને દીર્ઘજીવી થઇ.

જ્ઞાનચર્ચાનું મહત્ત્વ ઓળખનાર અને વખતોવખત ચર્ચા ગોઠવી વિચારરાશિને વ્યવસ્થિત કરનાર મોટામાં મોટો સમ્રાટ તે જનક. કુલપતિ બ્રાહ્મણોને લાખ લાખ ગાયોનું દાન આપી એણે જ્ઞાનની શોધ અને જ્ઞાનની વૃદ્ધિ બન્ને સાધ્યાં. એ પ્રજાનિષ્ઠ રાજાએ પોતાના જીવનમાં અલિપ્તતા કેળવી અને અનાસક્તિનો ધર્મ દુનિયા આગળ રજૂ કર્યો. યાજ્ઞવલ્કય જેવો બુદ્ધિસમ્રાટ એના દરબારમાં હતો. વિશાળતાના ઉપાસક એ બ્રાહ્મણે ત્યાગમાં રહેલી અમરતા, પરબ્રહ્મમાં પરોવાયેલું આ વિશ્વ અને એની પ્રાપ્તિની સાધના, એ બધી વસ્તુનો પ્રચાર પોતાની અતુલ શક્તિથી કર્યો.

આગળ જતાં આ જ્ઞાનચર્ચા આડીઅવળી ચાલવા લાગી. એનો ખાસ રસ જેમને હોય તેઓ જ એમાં ભાગ લેતા. સામાન્ય લોકોને તો કોણ જીત્યું એટલું જોવાનો જ કુતૂહલનો રસ હતો. અને લોકો અકળાયા. વાદવીરોને પણ પોતાની વાતો લોકોમાં ચલાવવાની ઇચ્છા હતી જ. લોકોને વાર્તાનો રસ હોય, યુદ્ધનાં વર્ણનો અને કવિકલ્પનાઓ લોકો ફરી ફરી સાંભળે. એ આખ્યાયિકાઓ અને ચારણકથાઓમાંથી પુરાણો જન્મ્યાં. ઇતિહાસ-પુરાણો વધ્યાં. कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् । એ ક્ષેમવૃત્તિને લીધે રિવાજોમાં સ્થિરતા આવી. સ્થિરતા જ્યાં લંબાય ત્યાં અમુક સડો દાખલ થવાનો જ. કવિકલ્પનામાંથી વહેમો દાખલ થયા, ચર્ચાઓ શુષ્ક થઇ, તપસ્યાને નામે હઠીલાઇ દાખલ થઇ, અને સ્વાભાવિક પ્રગતિ અટકી ગઇ.

આ સ્થિતિનો વિરોધ કરનાર જબરદસ્ત નરવીર તે ગૌતમબુદ્ધ. એના કાળમાં સાડ-પાંસઠ પંથપ્રવર્તકો હતા. ઓછામાં ઓછી સંકુચિતતા અને પૂરતી વ્યાપક દૃષ્ટિને લીધે બૌદ્ધ

ધર્મ ગધાથી જુદો પડયો સ્વાભાવિક બુદ્ધિ ( Common Sense ) ના તમૂરાનો સૂર છોડીને બુદ્ધ ભગવાન આડા અવળા જતા નહિ ગ્રીક સોફિસ્ટ લોકોના સમયના સોક્રેટિસે એવુ જ કાર્ય કર્યું પણ બુદ્ધ જેટલી એમની વિભૂતિ ભવ્ય નહિ અને ગ્રીક સસ્કૃતિ પણ આર્ય સસ્કૃતિ જેટલી તે વખતે ખેડાયેલી નહિ, એટલે સોક્રેટિસ ગૌતમ બુદ્ધ જેટલી મનુષ્યસેવા તે વખતે ન કરી શકયા

વિશાળ જનસમુદાયને સરખો ઉપયોગી એવો રસ્તો જડે એટલે પ્રચારવૃત્તિ સ્વાભાવિક રીતે વધે છે બુદ્ધે આપેલા જ્ઞાનનો પ્રચાર સમ્રાટ અશોકે કર્યો એની જોડીઓ હમેશા રહેવાની જ અશોકે મૃગયાને બદલે ધર્મયાત્રા ચલાવી લોકોને ઉત્સવો વગેરે આપી આકર્ષ્યા, અને દૂર દૂરના દેશ સુધી બૌદ્ધ સસ્કૃતિ ફેલાવી પ્રથમ આપણા દેશના મિશનરીઓ ધર્મજ્ઞાન આપવા પરદેશ ગયા પાછળથી એ જ જ્ઞાન અને સંસ્કૃતિ લઈ જવા માટે પરદેશથી ધર્મયાત્રીઓ આવવા લાગ્યા બન્નેના હેતુમા મલિનતા ન હતી એટલે દેશ દેશ વચ્ચે ખીલતો આવો સંબધ નિર્મળ જ રહ્યો

બૌદ્ધ ધર્મની અસરથી સનાતન ધર્મ ફરી સજીવન થયો એને વ્યવસ્થિત રૂપ આપવાનું કામ સમુદ્રગુપ્તના સમયમા થયુ હોવુ જોઈએ શંકરાચાર્યે એ કામ પૂરું કર્યું અને હિંદુધર્મને આજનું રૂપ આપ્યુ સમુદ્રગુપ્ત અને શકરાચાર્ય આપણા બે મોટા સમ્રાટો છે એકનો દિગ્વિજય અને બીજાનો સભાવિજય બન્ને પ્રખ્યાત છે શંકરાચાર્યની નિર્ભયતા અને તેજસ્વિતા ખાસ ધ્યાન ખેંચે એવા છે પોતાની બુધ્ધિમત્તાથી લોકોને આંજી નાખ્યા પછી એમણે જે સામાજિક અને ધાર્મિક સુધારો દાખલ કર્યો અને સમાજવ્યવસ્થાને નવુ વલણ આપ્યુ તે તેમના જેવો સમ્રાટ જ કરી શકે

નવો વિચાર ફેલાવવા અને ટકાવવા છાવણીઓની જરૂર હોય છે જૂના ઋષિઓ આશ્રમો દ્વારા આવી છાવણીઓ ચલાવતા શંકરાચાર્યે સન્યાસીઓના મઠ સ્થાપી એ જ કામ કર્યું શકરાચાર્યે વાદવિવાદથી લોકોની બુધ્ધિ કબજે કર્યા પછી પોતાની સન્યાસીઓની છાવણી મારફતે સુદર સ્તોત્રો અને નિશ્ચિત નિત્યકર્મ મારફતે સસ્કૃતિનો સમન્વય સાધ્યો દેખીતી વિરોધી વસ્તુઓ ઉચ્ચ અને વ્યાપક દષ્ટિએ પરસ્પર પોષક હોય છે એ તત્ત્વ ઓળખીને શકરાચાર્યે બધાનો સમન્વય સાધ્યો. ભિન્ન ભિન્ન અંગોનો સમન્વય એ આપણી સંસ્કૃતિની વિશેષતા છે આજે પણ ઇસ્લામી અને ખ્રિસ્તી સંસ્કૃતિના આક્રમણ પછી આપણા તરફથી જ ત્રણે સંસ્કૃતિઓનો સમન્વય શરૂ થયો છે અને આ વખતે એ હિંદુસ્થાન બહાર જઈ આખી દુનિયાનો સમન્વય સાધવામા એ પોતાનો ફાળો આપશે એવા ચિહ્નો દેખાવા લાગ્યા છે

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

( અનુષ્ટુપ )

પડી આ સ્થૂલ રેખા શી શક્તિની મૂઢતા સમી;
પ્રસન્નતા લખી શી આ સૂક્ષ્મ માનવભાવની !

## ( ૪ )

( ઉપજાતિ )

અનેક પર્વો મનુવંશ કેરાં
છેદાઇ છેદાઇ પડયાં વિખૂટાં;
કરાલ સૌ કાલતણા વિવર્તે
ઘૂમી થયાં ગૂમ વિરાટ ગર્તે.

( અનુષ્ટુપ )

હિસે શા દિવ્ય આ ઊભા અંધારે તેજથાંભલા
કાલના અંતરો કેરા ગરવા માનદંડશા;

અણુશા માનવી કેરી કથાના કાંડ કાંડમાં
વિરાટ ભરતા જાણે સત્યના રશ્મિ ઊઠતા.

સુંદરજી ગો. બેટાઇ

# દિનચર્યા

## ૮ ભોજન

[ ગતાંકથી ચાલુ ]

### આપણા ખોરાક ઉપર ઉડતી નજર

ગુજરાતના મધ્યમ વર્ગનો ખોરાક દાળ, ભાત, રોટલી, શાક, દૂધ, દહીં વગેરે છે. જે પૂર્વજોએ આ ખોરાકની યોજના કરી છે તે પૂર્વજો માટે આપણને ખૂબ માન થાય છે. આ ખોરાક બધી રીતે સંપૂર્ણ છે એમ કહેતાં મને જરાકેય સંકોચ થતો નથી. વનસ્પતિઆહારીઓ માટે પ્રાણિજ-ક્ષોષદની ભારે ઊણપ રહેત, પરંતુ ગાયને ઉચ્ચ આસને સ્થાપીને ગાયનાં દૂધ, દહીં, માખણ અને ઘીની ખૂબ જ સ્તુતિ કરેલી છે. એટલે આ વીસમી સદીની બધી શોધોના નિષ્કર્ષરૂપ જે અદ્યતનીય આહારજ્ઞાન આપણને પ્રાપ્ત થયું છે તે જોતાં હું છાતી ઠોકીને કહી શકું છું કે આપણો ખોરાક સંપૂર્ણ છે. રાંધણકળા જ્ઞાન ઉપર નહિ પણ ગતાનુગતિક રીતે ચાલી એટલે તેમાં આપણે સુધારો કરવાની જરૂર છે. રાંધનાર સ્ત્રીઓને આહારનું જરા પણ જ્ઞાન નથી એટલે તેમને જ્ઞાન આપવાની જરૂર છે. કન્યાશાળામાં ડુમેસ્ટિક સાયન્સને-ગૃહોપયોગી વિજ્ઞાનને-હજી યોગ્ય સ્થાન નથી મળ્યું એ કમનસીબની વાત છે. આપણે શું ખાવું જોઈએ અને શું નહિ તેટલું જો સ્ત્રીઓ જાણી જાય તો આપણા આહારશાસ્ત્રની ખૂબ જ ખીલવણી થાય એમ છે.

### દાળ

આપણે મગ, તુવેર, અડદ, મઠ, મસુર, લાંગ, ચણા વગેરે દાળોનો અવારનવાર ઉપયોગ કરીએ છીએ. મોટે ભાગે તો તુવેરની અને મગની દાળ જ વપરાય છે. કઠોળમાં સૌથી શ્રેષ્ઠ મગ અને સૌથી અધમ અડદ છે એમ ચરક કહે છે. અડદ પચવામાં બહુ ભારે છે એટલે આ સ્થાન એને આપવામાં આવ્યું હશે ?

દરેક દાળોમાં ક્ષોષદતત્ત્વ બહુ સારા પ્રમાણમાં છે. દરેક દાળોમાં 'બી' વિટામિન સારા પ્રમાણમાં છે. ૧ ઔંસ માંસમાં, ૨ ઔંસ ઈંડામાં અને ૭ ઔંસ દૂધમાં જેટલું ક્ષોષદ છે તેના કરતાં એક ઔંસ દાળમાં વધુ ક્ષોષદ છે. આથી જ દાળ અથવા કઠોળને 'ગરીબોનું ઘાસ' કહેવામાં આવે છે. મહેનતુ, ગરીબ માણસો માટે દાળ અત્યંત ઉપયોગી છે.

વિટામિન 'બી' ના વિદ્વાનોએ બી[૧], બી[૨] એવા પાછા ભેદ પાડયા છે. બી[૧] ક્ષારના સંસર્ગથી નાશ પામે છે. એટલે આપણાં બૈરાં દાળ જલદી ચઢી જાય અને તેમાં ચાંડલો ન રહે એટલા માટે પાપડીઓ ક્ષાર નાખે છે તે ઠીક નથી. તેથી 'બી' વિટામિનનો નાશ થઈ જાય છે.

"ઘઉં ભાંગેલા હાડકાંને સાંધનાર છે, વાયુને હરનાર છે, જીવન લંબાવનાર છે, પુષ્ટિકૃત્ છે, વાજીકર છે, સ્નિગ્ધ છે, સ્થૈર્યકર અને ગુરુ છે." (ચરક)

સંચામાં દળાયેલા લોટમાં વિટામિન, ખનિજ ક્ષારો વગેરે અમૂલ્ય તત્ત્વોનો આપણે ભોગ આપીએ છીએ. સંચાનો લોટ ખાનારાઓએ હમેશાં ખનિજ ક્ષારો અને વિટામિનની ખોટ ભરપાઈ કરવા માટે તાજાં ફળ ખાવાં જોઈએ. હિંદુસ્તાનના વતનીઓ ફળ ખાઈ શકે એટલા શ્રીમંત છે ખરા? તો પછી તાબુત જેવી ફ્લોરમિલોનો બોયકોટ પોકારવો જોઈએ.

## રોટલા

શહેરોમાં જ ઘઉંની રોટલી ખવાય છે, બાકી ગુજરાતનાં ગામડાંમાં તો જુવાર, બાજરી, મકાઈ, ખવાય છે. પંચમહાલમાં મકાઈ, ભરુચ–સુરતમાં જુવાર અને અમદાવાદ ખેડા તરફ બાજરીનો પ્રચાર છે.

ઘઉં કરતાં બાજરી કોષદ તત્ત્વમાં ઉતરતી છે, પણ ઘઉંના કરતાં બાજરીમાં વિટામિન 'એ' વધુ છે. ઘઉંમાં વિટામિન 'એ' નથી એમ કહીએ તો ચાલે, જ્યારે બાજરીમાં વિટામિન 'એ' છે અને વિટામિન 'બી' પણ ઘઉં કરતાં વધુ છે. ઘઉં કરતાં બાજરીમાં ખનિજ ક્ષારો –ખાસ કરીને કેલ્સિયમ–ઘણા ઓછા છે. ઘઉં કરતાં બાજરીમાં સ્નેહનું પ્રમાણ વધુ છે. આથી જ આપણે બાજરીના રોટલામાં મોવણ નાખતા નથી.

પરંતુ બાજરી કયા ખેતરની ખાઈએ છીએ તે જો બરાબર તપાસ ના કરી હોય તો ઉપરોક્ત ગુણોમાં ઘણો ફેરફાર પડી જાય છે. ખાતર વિનાના ખેતરની બાજરી કદી ન ખાવી જોઈએ કારણકે તે સત્ત્વહીન છે, બલ્કે ઝેરી છે. ખાતરવાળા ખેતરની બાજરી ખાવી જોઈએ.

બાજરી કદી સંચે ન દળાવવી.

જુવાર અને મકાઈમાં સ્નેહનું પ્રમાણ સારું છે, પરંતુ બન્નેનું કોષદ ઘઉં કરતાં ઉતરતું છે. ખનિજ ક્ષારો પણ ઘણા ઓછા છે.

અવારનવાર ઘઉં, બાજરી, જુવાર ખવાય તો સારું.

શાક વિષે તો આપણે આગળ જોઈ ગયા છીએ.

## દૂધ

દૂધ ઉપર તો મોટો ગ્રંથ લખી શકાય એમ છે. આયુર્વેદે દૂધની મુક્તકંઠે સ્તુતિ ગાયેલી છે, તેને આજનું વિજ્ઞાન ટેકો આપી રહ્યું છે. ચરક કહે છે કે 'દૂધ ઓજને વધારનાર છે. જીવનોપયોગી અથવા જીવનને લંબાવનાર જેટલા ખાદ્યપદાર્થો છે તે બધામાં દૂધ ઉત્તમ છે–પ્રવર જીવનીય છે–દૂધ તો રસાયન છે.' (ચરક. સૂ. ૨૭–૨૧૨) રસાયન એટલે જે દ્રવ્યના સેવનથી જરા અને વ્યાધિ દૂર થાય તે. આપણા સમાજમાં રસાયન શબ્દ પાછળ તાંબાની કે સોમલની ભસ્મ એવો ખ્યાલ છે તે ભૂલભરેલો છે. "रसायनं तु तज्ज्ञेयं यत् जरा व्याधि नाशनम्"

દૂધ એ ખાદ્યપદાર્થ છે. એમાં ઉંચી જાતનું કોષદ પ્રચૂર પ્રમાણમાં છે. માંસ કે ઈંડાંનું કોષદ કરતાં દૂધનું કોષદ ચડિયાતું છે. દૂધમાં વિટામિન 'એ' પ્રચૂર પ્રમાણમાં છે,

વિટામિન 'બી' 'ડી' અને 'ઈ' પણ છે. 'સી' લીલું ઘાસ ખાનાર ગાયોમાં હોય છે, પણ દૂધ ઉકળતાં તેનો નાશ થઈ જાય છે. દૂધમાં બધા જ ક્ષારો છે–ફક્ત લોહ સિવાય. દૂધમાં દુગ્ધશર્કરા છે. દૂધ સાક્ષાત્ અમૃત છે એમ કહીએ તો ચાલે. દૂધની બરાબરી કરી શકે એવો અન્ય ખાદ્યપદાર્થ નથી.

પરંતુ દૂધ નિરોગી ગાય ભેંસનું હોવું જોઇએ. ગાય ભેંસનો ખોરાક, તેમને રહેવાની જગો, જે વાસણમાં દૂધ દહોવામાં આવે છે તે વાસણો, દૂધ દહોનારનાં વસ્ત્ર અને હાથ, દૂધને બહારગામ મોકલતી વખતે વાસણોની સ્વચ્છતા, દૂધમાં થતી ભેળસેળ–આ બધા ઉપર દૂધના સારાનરસાપણાનો અધાર છે. દૂધ સારુ છે તેટલું જ ખરાબ છે, જો બરાબર સ્વચ્છતા જાળવવામાં ન આવે તો.

આ જમાનામાં જે લોકો પોતાને ઘેર ગાય અથવા ભેંસ રાખે છે અને પોતે તથા પોતાનાં બચ્ચાંને શેઢકડાં દૂધ પાય છે તે ખરેખર ભાગ્યશાળી છે. જે હિંદુ પૂર્વજોએ ગાયને માતા તરીકે સ્થાપી ગાયની પ્રાણપ્રતિષ્ઠા કરી છે તે પૂર્વજોએ દૂધનો તલસ્પર્શી અભ્યાસ કર્યો હશે? ગૌપાલનના પ્રશ્નને હિંદના અનેક પ્રશ્નોમાં મુખ્ય સ્થાન આપવું જોઇએ.

ગૌપાલનની શાસ્ત્રીય પ્રતિષ્ઠામાં હિંદની પ્રાણપ્રતિષ્ઠા રહેલી છે. ભયંકર બાલમરણ પ્રમાણ અટકાવવું હોય, રોગો ઓછા કરવા હોય અને માંસાહારથી દૂર રહેવું હોય તો ગાયોને પાળી, સરસ ખોરાક આપી પ્રજાને સ્વચ્છ દૂધ પૂરું પાડો. કદાચ એક વખત એવો આવશે જ્યારે 'સ્વદેશી દૂધ'નો પ્રચાર કરવો પડશે. હજી વખત છે ને હિંદના દેશભક્તો અને ધર્મવૃત્તિવાળા ધનિકો ચેતે તો સારું. વધુ શું? દૂધ તરફ દુર્લક્ષ્ય કરવું હોય તો ઈંડાં અને માંસનો પ્રચાર કરવો પડશે.

હમેશાં દરેક વ્યક્તિએ ૧ થી ૧॥ શેર દૂધ પીવું જોઈએ. નાનાં બચ્ચાંને આટલું દૂધ ખાસ આપવું જ જોઈએ. જે જે પ્રજાઓએ દૂધના પ્રશ્નને અપનાવ્યો છે તે તે પ્રજાઓ જુઓ. દૂધનો વધુ ઉપયોગ કરનારી પ્રજાઓ બલવાન, બુદ્ધિવાન, સાહસિક અને દીર્ઘાયુષી હોય છે—છે. હિંદુસ્તાનનું મરણપ્રમાણ તેના અપૂર્ણ ખોરાક ઉપર નિર્ભર છે, અને હિંદુસ્તાનના આહારમાં દૂધને મહત્ત્વનું સ્થાન છે.

દૂધમાંથી બનતા પદાર્થો, દહીં, માખણ, ઘી, પનીર–આ બધા ખાદ્યપદાર્થોની કિંમત દૂધ જેટલી જ છે. માખણ અને ઘી જીવનીય પદાર્થો છે. હિંદુઓએ ઘીને પવિત્ર માન્યું છે. ચરકે ઘીને 'સહસ્રવીર્ય'–એકવીર્ય નહિ હોં–કહ્યું છે. સ્મૃતિ, બુદ્ધિ, શુક્ર (વીર્ય) ઓજ, બલ અને જઠરાગ્નિ–આ બધાને વધારનાર, અલક્ષ્મીનો નાશ કરનાર અને દરેક જાતના સ્નેહોમાં ઘીને 'સ્નેહોત્તમ' કહીને ચરકે ઘીની પ્રાણપ્રતિષ્ઠા કરી છે અને આધુનિક વિજ્ઞાન તેમાં પોતાનો સૂર મિલાવે છે.

હિંદુસ્તાને ચોકખાં ઘી દૂધની અત્યારે ખૂબ જ જરૂર છે. ઘીમાં થતી ભેળસેળ તરફ પ્રજાએ સખત પોકાર ઊઠાવી શુદ્ધ ઘી મળે તેવો પ્રબંધ કરવો જોઈએ. ઘીમાં અને માખણમાં વિટામિન 'એ' પ્રચૂર પ્રમાણમાં છે. સહસ્રવીર્યો અને સર્વદમનો જન્માવવા હોય તો ગૌપાલનના પ્રશ્નને વ્યાપક સ્વરૂપ આપો. દૂધ ઉત્તમ રસાયન છે. વાજીકરણ છે. જીવનપ્રદ છે.

## માંસાન્ન

હિંદુઓનો મોટો ભાગ માંસનું નામ બોલતાં ભડકે છે! યુગોના સંસ્કારનું આ પરિણામ છે. હિંસા અહિંસાની ચર્ચા અત્રે અસ્થાને છે. હિંસા અહિંસાનો વિષય યોગીઓનો વિષય છે. આપણે મર્ત્યો છીએ, દારુણ જીવનકલહ વચ્ચે અથડાતા હાડમાંસના બનેલા મનુષ્યો છીએ. હિંદુઓની શોચનીય શારીરિક દુર્બળતા દેખીને ઘણા વિદ્વાનો હિંદુઓને માંસ ખાવાનું કહી રહ્યા છે. એકલા વનસ્પતિ આહાર ઉપર નભતી કોઈ પણ પ્રજા કદીએ મહાન થઈ નથી–થઈ શકે નહિ. એકલા માંસાન્ન ઉપર કદી પણ જીવી શકાતું નથી. બન્નેના મિશ્રણની જરૂર છે–સ્વાસ્થ્ય માટે બન્નેની અનિવાર્ય જરૂર છે.

પ્રાણિજ આહારમાં દૂધ, માખણ, ઘીનો સમાવેશ થાય છે અને આપણા દીર્ઘદર્શી પૂર્વજોએ આપણા હમેશના ખોરાક સાથે ઘી દૂધને એવાં તો વણી લીધેલાં છે કે આપણને માંસાન્નનો વિચાર કરવાની જરૂર જ ન લાગી. પરંતુ સંજોગો બદલાયા છે; દૂધ ઘીના સાંસા પડયા છે. દૂધ ઘીની રેલછેલવાળા દેશમાં સારાં દૂધ ઘી મળવાં દોહ્યલાં થઇ પડયાં છે. આપણાં ધારાળા, કોળી, દુબળા, ભીલ, ચોધરા, ઢેડ, ભંગી આ બધાનો કદીએ આપણે વિચાર કર્યો છે શું? આ લોકો ભાગ્યે જ દૂધ ઘી ખાય છે. આવા લોકોને હું ખૂમ પાડીને કહું છું કે દૂધ ઘી ન મળતાં હોય તો ઈંડાં, મચ્છી, માંસ જરૂર ખાઓ. આપણા મજૂરોનાં શરીર તરફ જોતાં આપણને દયા છૂટે છે. કોઈના શરીર ઉપર નૂર નથી જણાતું. કયાંથી રહે? આવાઓને જે ઉપદેશકો માંસ ખાતા બંધ કરે છે તે ખરેખર તેમના આયુષ્યમાંથી વર્ષો ઓછાં કરે છે. ઉપદેશકો અત્યારે જ્યારે દારૂ અને માંસ કે બીડી તંબાકુનો વ્યર્થ ઉપદેશ આપે છે ત્યારે મારું લોહી ગરમ થઇ જાય છે. દારૂના બાટલા ખાલી કરનારા અને સીગારેટોના ડાબલા ખાલી કરનારા અલમસ્તો હોય છે. ગામડાના લોકને તે પીવા દો. અત્યારની સૌથી મોટી જરૂર તેમને સારો, પોષણયોગ્ય ખોરાક મળી રહે તેની છે અને આ જ દૃષ્ટિથી વિચારતાં તેમને માંસ મચ્છી ઈંડાં ખાવાની સલાહ આપવામાં હું જરીકે ય ખોટું નથી કરતો એમ મને લાગે છે. આ મજૂરોના ખોરાક તરફ ધ્યાન નહિ અપાશે તો મજૂરી બગડી છે તે હજી વધુ બગડશે. પરિણામે ધણિયાતા અને મજૂરોનો સંબંધ બગડશે, ખેતીની પાયમાલી થશે અને બીજું શું શું થશે તે તો જોશીને પૂછો!

ફરી એક વાર કહું છું કે સ્વચ્છ દૂધ ઘી જે ખાઈ શકે છે તેને માંસાહારની જરૂર છે જ નહિ. ગમે તે કારણોથી જે દૂધ ખાઈ શકતાં નથી તેમને હું ભાર દઈને જણાવું છું કે માંસ, ઈંડાં, મચ્છી ખાવાં શરૂ કરો.

शरीर बृंहणे नान्यथाठर्यं मांसाद्विशिष्यते ।

( चरक )

શરીરની પુષ્ટિ માટે માંસથી ચડિયાતો અન્ય ખાદ્યપદાર્થ નથી. આગળ ચાલતાં એ મહર્ષિ કહે છેઃ—

प्रीणनः सर्वभूतानां हृद्यो मांसरसः परम् ।
शुष्यतां व्याधियुक्तानां कृशानां क्षीणरेतसाम् ॥
बलवर्णार्थिनां चैव रसं विद्यात् यथामृतम् ॥

( चरक )

'માંસનો રસ સર્વ પ્રાણીમાત્રને અતિ હિતકર છે. જે સુકાતા હોય, વ્યાધિયુક્ત હોય, જેનાં શરીર સુકલકડી હોય, જેનું વીર્ય ક્ષીણ થઇ ગયું હોય, અને જેને બલ અને વર્ણની કાંક્ષા હોય-તેવાઓ માટે માંસનો રસ અમૃત તુલ્ય છે.' ( ચરક )

માંસમાં-ચરબીયુક્ત ભાગમાં-' એ ' વિટામિન છે માંસમાં ' બી ' અને ' સી ' જરા પણ નથી; ' ડી ' જુજજાજ અને ' ઈ ' ઠીકઠીક પ્રમાણમાં છે. માંસમાં ફૉસ્ફરસ ખૂબ છે પણ કેલ્સિયમ ઘણો ઓછો છે. માંસનું પ્રોટીન ઊંચા પ્રકારનું છે. માંસમાં મૂત્રપિંડ, મગજ અને કાળજું બહુ સારાં ગણાય છે.

આ બધામાં વિટામિન ' એ ' અને ' બી ' ખૂબ સારા પ્રમાણમાં છે. મગજમાં તામ્ર અને ઝીંક તેમજ કેટલાક ઉપયોગી સ્નેહો અને ફૉસ્ફરસ છે. કાળજામાં લોહનું પ્રમાણ ખૂબ સરસ છે, માછલીનાં તેલોમાં વિટામિન ' એ ' ખૂબ જ પ્રમાણમાં છે અને આથી જ કૉડલીવરની પ્રતિષ્ઠા છે.

### ઈંડાં

ઈંડાં સરસ ખોરાક છે. એમાં જીવન ઉપયોગી બધા જ ખાદ્યપદાર્થો છે. આ ઈંડાંમાંથી જ ત્રણ અઠવાડિયાંમાં બચ્ચું બહાર આવે છે. ઈંડામાં પીળી દાળ અને સફેદ પદાર્થ બે છે. પીળો ભાગ ⅓ અને સફેદ ભાગ સુમારે ⅔ છે. ધોળા પદાર્થમાં પ્રોટીનનું પ્રમાણ ખૂબ છે; જ્યારે પીળી દાળમાં કેલ્સિયમ, ફૉસ્ફરસ, લોહ અને સ્નેહ-ઘણા સારા પ્રમાણમાં છે. નાનાં બચ્ચાં માટે પીળી દાળ ખૂબ જ સરસ ખોરાક છે.

જે સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં દૂધ ભાવતું નથી તેવી સ્ત્રીઓને કોઈ પણ ઉપાયે ઈંડાં આપવાની હું ભલામણ કરું છું. ચરકે ઈંડાંને "સદ્યો બલકરાણિ" અર્થાત્ તરત જ બલ આપનારાં કહ્યાં છે. ક્ષીણવીર્ય પુરુષો અને ક્ષય રોગીઓ માટે ઈંડાં સરસ ખોરાક છે.

માંસાહારમાં પણ ખૂબ જ સ્વચ્છતા સાચવવાની જરૂર છે. કેટલાંયે ભયંકર જંતુઓ એમાં હોય છે. માંસાહારને પણ પોતાના ગુણ દોષ છે એ હું સારી રીતે જાણું છું. લંબાણ ભયને લઈને આપણે વધુ ઊંડા નહિ ઉતરીએ.

### કેટલાક સાધારણ નિયમો

૧ **હમેશાં ગરમાગરમ ખોરાક ખાવો જોઈએ.** ગરમાગરમ એટલે દઝાય એવો નહિ પણ ખોરાક તૈયાર થાય કે તરત જ એ અર્થમાં. ઠંડો ખોરાક ભાવતો નથી. ચરક કહે છે ઉષ્ણ ખોરાક જમવાથી જમવામાં સ્વાદ આવે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, અન્ન જલદી પચી જાય છે, વાયુનું સારી રીતે અનુલોમન થાય છે, કફ સુકાઇ જાય છે.

૨ **ખોરાક સ્નિગ્ધ ખાવો જોઈએ.** લુખો ખોરાક ખાવો અહિતકર છે. સ્નિગ્ધ ખોરાકમાં મિષ્ટાન્નનો સમાવેશ થાય. હમેશાં થોડો મધુર પદાર્થ ખાવામાં આવે તો સારું. મિષ્ટ પદાર્થથી દેહની અભિવૃદ્ધિ થાય છે, ખોરાક સ્વાદિષ્ટ લાગે છે. સ્નિગ્ધ ખોરાક ઉપર જ બલ, વર્ણ, બુદ્ધિ, શરીરોપચય અને સાહસ નિર્ભર છે.

૩ **માત્રાસર ખાવું જોઇએ.** માત્રા એટલે યોગ્ય પ્રમાણ. બહુ ઠાંસીઠાંસીને ખાનાર જલદી મરે છે. જે માફકસર ખાય છે તેનું આયુષ્ય લંબાય છે, મલમૂત્રનો સુખેથી નિકાલ થાય છે, વાત, પિત્ત કે કફના ઉપદ્રવો થતા નથી. હમેશાં બે વખત જ ખાવું જોઇએ.

૪ **ખોરાક બરાબર પચી ગયા બાદ ખાવું જોઇએ** પ્રથમ લીધેલો ખોરાક

જ્યાં સુધી બરાબર પચી ન જાય ત્યાં સુધી ફરીથી જમવું ન જોઈએ. ખોરાક બરાબર પચી જવાનાં ચિહ્નોઃ--શરીર હલકું લાગે, મોંનો સ્વાદ સરસ હોય, ખાટાખારા કે બીજા ઓડકાર ન આવે, ઝાડા પેસાબનો બરાબર ખુલાસો રહે, જઠરાગ્નિ પ્રદિપ્ત લાગે. પેટમાં ગુડગુડાટ થતો હોય, દુર્ગંધી અધોવાયુ થતો હોય, ઓડકાર આવતા હોય, શરીર ભારેખમ લાગતું હોય તો ન ખાવું.

૫ **જમવાનું સ્થાન સ્વચ્છતાનો આદર્શ હોવું જોઇએ.** છોકરાં રડતાં હોય, મા ઘાંટા પાડતી હોય, બૂમબરાડા હોય, ગંદકી હોય–આ અને આવાં જ બીજાં કારણો જેનાથી મનને આઘાત પહોંચે એવા સ્થાને જમવા બેસવું નહિ. જમવાની જગો શાંત, સ્વચ્છ અને સુગંધિ વાતાવરણથી ભરપૂર હોવી જોઈએ. સુંદર પાટલા બિછાવ્યા હોય, સુગંધી અગરબત્તીઓ ચેતતી હોય, મોટા સ્વચ્છ થાળ કે પાતરો પીરસાયેલી હોય, જ્યાં માંખોનો ગણગણાટ, મચ્છરોનો ત્રાસ, માથું ફાટતી દુર્ગંધી ન હોય તેવા મનોરમ સ્થાને જમવા બેસવું જોઈએ.

જમવા આવે ત્યારે બાળકોને મારવાં, ખીજવાં એ ક્રૂરતાની પરિસીમા છે. ખૂબ આનંદી વાતાવરણમાં અન્ન દેવતાને પધરાવો

૬ **ખૂબ ચાવીને ખાવું જોઇએ.** ચાવીને ખાવાના ફાયદા અનેક છે. ચાવીને જમવાથી લાલાસ્રાવ સાથે ખોરાક મિશ્ર થાય છે. લાલાસ્રાવમાં રહેલું 'ટાયેલિન' નામનું ફેનક દ્રવ્ય (Enzyme) સ્ટાર્ચમય પદાર્થોને શર્કરામાં રૂપાંતરિત કરી દે છે એટલે જઠરને સ્ટાર્ચ પદાર્થો પચાવવામાં નહિ જેવી મહેનત પડે છે. વળી જેમ ખોરાક ચવાતો હોય, તેમ મીઠાશની ઓર જ મઝા આવતી હોય અને એ દરમિયાન તેની અસરથી જઠરમાં જઠરરસ સ્રવવા લાગે છે. અજીર્ણનો રામબાણ ઇલાજ ચાવીને ખાવું એ છે. ચાવીને ખાવાથી દાંત સુદૃઢ રહે છે. ચાવીને ખાવાથી ખવાય ઓછું અને ઓછું ખાનાર માણસો વધારે ખાનાર કરતાં નિરોગી હોય છે એ ન ભૂલવું જોઇએ.

૭ **જેમ બહુ ઉતાવળે નહિ તેમ બહુ ધીમે પણ ન ખાવું જોઇએ.** કેટલાક જમતી વખતે કલાક દોઢ કલાક લગાડે છે. આ પણ ઠીક નથી. બહુ વિલંબ કરવાથી ખાવાનું ઠંડું પડી જાય છે, વધુ ખવાય છે, જોઇએ તેવી તૃપ્તિ થતી નથી.

૮ **તન્મયતાથી જમવું જોઈએ.** ખાતી વખતે હા હા હી હી કે બીજી આડી અવળી વાતો ન કરતાં શાંતિથી–એકાગ્રતાથી–જમવું જોઇએ. મન બીજા વિચારોમાં ભટકતું હોય અને ખાવા બેસવું યોગ્ય નથી.

૯ **જે માફક આવતું હોય તે જ ખાવું.** આપણને જે ખોરાક માફક આવતો હોય તે જ ખાવો. બીજો ખોરાક ચાહે તેટલો ગુણસંપન્ન હોય પણ તે આપણી પ્રકૃતિને માફક ન આવતો હોય તો ન ખાવો જોઈએ. કેટલાકને દૂધ માફક નથી આવતું. તો કેટલાકને દહીં માફક નથી આવતું; કેટલાકને આંબલીની ખટાશ માફક નથી આવતી; કેટલાકને ભાત નથી માફક આવતો; કેટલાકને બાજરી જ માફક આવે છે; આમ ભિન્નભિન્ન પ્રકૃતિવાળા મનુષ્યોને ભિન્નભિન્ન માફક આવે છે.

૧૦ **ખાવાનો ચોકક્સ વખત રાખો.** જઠરાગ્નિ ઉપર જ આયુષ્ય, વર્ણ, બલ, સ્વાસ્થ્ય, ઉત્સાહ, ઉપચય, ઓજ અને તેજ નિર્ભર છે એ યાદ રાખવું જોઇએ. જઠરાગ્નિને પ્રાચીનોએ અગ્નિહોત્ર જેમ પવિત્ર માની છે. અગ્નિહોત્રમાં જેમ અપવિત્ર વસ્તુ ન નખાય

અને સાયંપ્રાતઃ એ જ વખત તેમાં હોમાય તેવું જ જઠરાગ્નિનું સમજવું જોઈએ. ચરક એ જ વખત નિયમસર જમવાનું સૂચવે છે, વચમાં કદી નહિ. " **काल भोजनम् आरोग्य कराणाम्** " ( **चरक** ) 'અર્થાત્ વખતસર ભોજન આરોગ્યની અભિવૃદ્ધિ કરનારું છે.' " **शतं विहाय भोक्तव्यम्** " હજાર કામ પડતાં મેલીને વેળાસર જમવાની ટેવ રાખવી એના જેવું આરોગ્યપ્રદ બીજું એકે ય નથી. વખત બેવખત ખાનારનું બલ ઘટે છે. (**असमर्थ तनुः**), વિવિધ જાતના રોગો થાય છે, વાયુથી જઠરાગ્નિ મંદ થાય છે, ખાધેલું બરાબર પચતું નથી, ફરીથી ખાવાની સ્પૃહા જ નથી થતી.

**૧૧ વિરુદ્ધ રસવીર્યવાળા પદાર્થો સાથે ન જમવા.** આધુનિક આહાર-શાસ્ત્રવેત્તાઓનું ધ્યાન હજી સુધી આ તરફ ખેંચાયું નથી. પરંતુ પ્રાચીનોએ આ વિષય ઉપર ખૂબ જ પ્રકાશ પાડ્યો છે. કયી કયી વસ્તુઓ સાથે ન ખાવી એની મોટી યાદી ચરકે ( સૂ. સ્થા. અ. ૨૬ ) આપેલી છે. દાખલા તરિકે મધ અને ઘી સરખા વજનમાં ન ખાવા જોઇએ; માછલી અને દૂધ સાથે ન ખાવાં જોઇએ. મૂળા, લસણ, તુલસી વગેરે ખાઈ રહ્યા બાદ દૂધ ન પીવું જોઇએ; દૂધ અને કુંગરી સાથે ન ખાવાં જોઇએ; ટાંકાનું શાક મધ અને દૂધ સાથે ન ખાવું જોઇએ; અમ્લ ( ખાટા ) પદાર્થો દૂધ સાથે ન ખાવા જોઇએ; કઠોળ દૂધ સાથે વિરુદ્ધ છે, માંસ, ચરબી દૂધ સાથે વિરૂદ્ધ છે; પીલુડીનું શાક અને મધ સાથે ખાવાથી મરણદાયક છે. આપણા દેશમાં લેપ્રસીના અસંખ્ય દરદીઓ છે એના મૂળમાં આ વિરુદ્ધ અન્નભક્ષણ હોય એ સંભવિત છે. ચરક કહે છે કેઃ—

> किलास कुष्ट ग्रहणीगदानां शोषास्रपित्त ज्वर पीनसानाम् ।
> संतानदोषस्य तथैव मृत्योः विरुद्धमन्नं प्रवदन्ति हेतुम् ॥
>
> **चरक. सू. २६/१४६.**

કોઢ, સંગ્રહણી, શોષ, રક્તપિત્ત, જ્વર, પીનસ ( સળેખમ ), સંતાન દોષ, નપુંસકત્વ, અંધાપો, રતવા, ઉદર, વિસ્ફોટક, ઉન્માદ, ભગંદર, પાંડુ વગેરે રોગો–અરે મૃત્યુ પણ–વિરુદ્ધ અન્નપાનને આભારી છે.

**૧૨ છએ છ રસોનું સેવન હિતાવહ છે.** મધુર, અમ્લ, કટુ ( તીખો ), તિક્ત ( કડવો ), લવણ અને કષાય—આ છ રસો. આ છએ રસો માફકસર ખાવાથી શરીર સારું રહે છે. એકલા દૂધ ઉપર રહેનાર નિરોગી અને બલવાન ન રહી શકે. ' મરચાં અને આંબલી તો ખાવાં જ ન જોઇએ ' એમ કહેનારા વૈદ્યો છે. ચરક સ્પષ્ટ શબ્દોમાં કહે છે—" **सर्वैरसाभ्यासो बलकराणां एकरसाभ्यासो दौर्बल्यकराणाम्** " અર્થાત્ સર્વ રસોના સેવનથી બલમાં વૃદ્ધિ થાય છે જ્યારે અમુક એક રસનું સેવન કરવાથી દુર્બળતા આવે છે ખોરાકના પ્રયોગ કરનારા માણસોએ આ યાદ રાખવા જેવું છે.

**૧૩ જમતી વખતે પાણી પીવામાં જરા પણ નુકશાન નથી.*** આ વિવાદાસ્પદ

---

* Do not be afraid of drinking water at meal times—that old boog-a-boo has frightened off so many. The only thing to be avoided is that of "washing down" the food. This 'washing down' habit is bad......but the water that you drink at meal times is quickly absorbed in the circulation

પ્રશ્નને જોઇએ તે કરતાં વધુ મહત્ત્વ અપાયેલું છે. જ્યારે પાણીની તરસ લાગે ત્યારે પાણી પીવું. વાગ્ભટ કહે છે કે ' **समस्थूल कृशा भुक्तमध्यांत प्रथमां बुपाः**' (અષ્ટાંગ-હૃદય. સૂ. સ્થા. અ. ૫—૧૫) અર્થાત્ ભોજનની મધ્યમાં પાણી પીવાથી શરીર બહુ જાડું નહિ કે બહુ પાતળું નહિ એવું સમાન રહે છે. ભોજનની અંતમાં પાણી પીવાથી શરીર સ્થૂલ થાય છે. આ જ વાત અષ્ટાંગ સંગ્રહ નામના ગ્રંથમાં કહેવામાં આવી છે.

૧૪ ભોજન પહેલાં આદુનું કચુંબર અને સિંધવલુણ ખાવું હિતાવહ છે. આથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, જિહ્વા અને કંઠ શુદ્ધ થાય છે તથા ભોજનમાં રુચિ વધે છે. ' ભોજનાન્તે પિબેત્ તક્રં ' ભોજનના અંતે છાસ પીવી હિતાવહ છે.

**૧૫ આહારમાં જુદા જુદા ખાદ્યપદાર્થો હોવા જોઇએઃ**—કાર્બ, સ્નેહ, કર્બોદિત અને ખનિજ ક્ષારો ખોરાકમાં યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય પ્રકારનાં હોવાં જોઇએ તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. આ બધાં એક જ જાતના ખોરાકમાંથી મળી શકતાં નથી; અને દૂધ જેવા ખોરાકમાંથી, ધારો કે, બધાં દ્રવ્યો મળી રહે તો પણ એકલા દૂધ ઉપર અથવા અમૂક એક જ જાતના ખોરાક ઉપર રહેવું હિતાવહ નથી. એકલા દૂધ ઉપર રહેવાથી સ્વાસ્થ્ય સંરક્ષણ નથી સધાતું. માટે બની શકે તેટલા જુદા જુદા પદાર્થોનો ખોરાકમાં સમાવેશ થવો જોઇએ. હમેશ એકને એક જાતનો ખોરાક લીધા કરતાં ભિન્ન ભિન્ન જાતનો ખોરાક લેવાય તે સ્વાસ્થ્ય માટે હિતાવહ છે. આનો અર્થ કોઈ એવો ન કરે કે હમેશાં ખાવામાં બહુ વાનીઓ જોઇએ. એક જ જાતનાં જમણોમાંથી એક જ પ્રકારનાં દ્રવ્યો ( Enzyme ) ને વધુ કામ કરવું પડે છે.

૧૬ ખોરાકમાં સ્વચ્છ દૂધ, ઘી, માખણ, દહીં, છાસ અને તાજાં શાકભાજીનો સમાવેશ જો હિંદુઓ કરે તો હિંદુઓને પોતાનો આહાર બદલવાનું કંઈ જ પ્રયોજન નથી.

### જમ્યા બાદ

1. જમ્યાબાદ બરાબર મોં સાફ કરવું. ઝીણી ચાંદીની કે વાંસની સળી વડે દાંતમાં ભરાયેલું અન્ન ખોતરી કાઢી ખૂબ કોગળાવડે મોં સાફ કરી નાખવું.
2. જમ્યા બાદ તાંબૂલભક્ષણ કરવું.
3. જમ્યા બાદ રાજાની માફક, શાંતચિત્તે બેસી કલાકેક આરામ લેવો. જમીને તુરત કામે વળગવાથી અન્ન પચવામાં વાંધો આવે છે. ' વામકુક્ષિ '—ડાબે પડખે સૂઈ રહેવું. ઊંઘી ન જવું પણ શાંતિથી સૂઈ રહેવું.
4. ખાધને તરત જ ઊંઘી જવાથી કફ કોપાયમાન થઈ જઠરાગ્નિનો નાશ કરે છે.
5. બપોરે જમ્યા બાદ આરામ લેવો. રાતના ભોજન બાદ, થોડોક આરામ લીધા બાદ, માઇલેક ચાલી આવવું–બહુ જ ધીમે ધીમે.

બાપાલાલ ગ. વૈદ્ય

---

and the work of digestion is not retarded thereby unless the water be icy cold in which case the stomach becomes chilled." (The Hindu-Yogi System of Practical water cure by *Yogi Ramacharaka*. p. 25,26.)

# ગુજરીની ગોદડી

રોજ રાતે ખાવાપીવાનું પતાવી પહેલાં તો હાથહાથ કરીને અમે વાસણો સાફ કરી નાખતા અને પછી ઓરડીમાં આજે કેટલા સૂનારા છીએ એની ગણતરી કરવા મંડી જતા. રાંધતી વખતે એવી ગણતરીની જરૂર રહેતી નહિ, કારણ કે આ સદીમાં પણ અમારી તપેલી અક્ષયપાત્ર હોવાનો દાવો કરી શકતી. ત્રણ ભાઇઓને માટે રાને એટલી ખીચડી બસ થતી. હું તો-નવો જ આવેલો, અને ભાઇઓ કહેતા કે એ બે જણા પણ ભરીને જ ખીચડી ઓરતા. પરમ દિવસે મળવા આવેલા એક મિત્રને અમે મદદમાં લીધા તો પણ તપેલી હારી નહિ. અને આજે જ્યારે અમે પાંચ સૂનારા છીએ એમ નીકળ્યું, ત્યારે શી રીતે સૂઇશું એનું મને આશ્ચર્ય ન થયુ, પણ પાંચ જણને તપેલીએ ખીચડી ક્યાંથી પૂરી એનો જ હું વિચાર કરવા મંડી ગયો. નાનાભાઈ જ હમેશાં પીરસતા, અને તપેલી કરતાં એની પીરસવાની શક્તિમાં જ કંઇ રહસ્ય છે એવું કંઈ માન્યા વગર છૂટકો નહતો. કેમકે આવું હોય ત્યારે એને કાં તો પેટમાં કંઇ થતું હોય કે પછી નિશાળથી આવતાં કોઇ મિત્રને ત્યાં અમારા લાભમાં એણે નાસ્તો કર્યો જ હોય. આજે સારું હતુ કે બપોરની એકાદ ભાખરી પડી હતી.

વાસણ માંજવામાં અમે ત્રણ જણા લાગી ગયા હતા. એક ઘસે તો બીજો ધુવે ને ત્રીજો પાણી રેડે. મહેમાનમિત્ર પણ સ્વાશ્રયનો ધડો લઇને અબોટ કરવા મંડી પડ્યા, ને બીજા પોતાની સૂઝ વાપરીને કહે, ' માટલામાં પાણી નથી તેનું શું થશે, ભાઈલાલ ? ' નાનાભાઈએ વાસણ ઘસવાનું પતાવ્યું હતું. તે હાથ સાફ કરી અંધારાનો લાભ લઈ કોઇને કે પોતાને અસભ્યતાનો આંચકો લગાડ્યા વિના ચૂપચાપ પનિહારાનો પાઠ ભજવી આવ્યો. એને ખભેથી માટલું ઊતારી નીચે ગોઠવી અમે સગડી પાસે ભીના હાથ શેકતા બેઠા. રાંધી રહ્યા પછી થોડા કોલસા બાકી રહ્યા હોય તો તેને ઠારી ન દેતાં બળતા રાખવાની બેજવાબદારી અમારાથી થઇ જતી.

મારે પહેલાંથી કહી દેવું જોઈતું હતું કે આ કજળી જતા કોલસાને અરધોક કલાક અમે છંછેડતા એનું કારણ એ જ કે પોષ માસ બેસી ગયો હતો, અને કૉલેજ પાસે પડે એ ખાતર ભાઇઓએ ઓરડી શહેર બહારના પરામાં રાખેલી. નદી પાસે જ એટલે રાતની વેળા ઠંડીનો ચમકારો જરી ઊંચા કરી દેતો. બે ભાઇઓ માટે માંડમાંડ પૂરતા એટલા પાથરણામાં અમે પાંચ કેમ સમાશું એનો કોયડો કોલસા પર રાખ જામતી ગઈ તેમ મગજ પર જામતો ગયો. પહેલો પ્રશ્ન તો જગાનો પણ હતો. ૧૫×૧૦ ની આ ઓરડીને કલાક પહેલાં તો અમે રસોડું બનાવી દીધી હતી. સવારમાં એ જ ઓરડી વાંચનાલય બની જતી. રસોડું, વાંચનાલય, દીવાનખાનું, સ્ટોર હાઉસ, બાથ રુમ, જે ગણો તે બધું હોવાનો આ ઓરડી દાવો કરી શકે એમ હતું. અને દિવસ થોડો ચડ્યે ઘેર અથવા નદીએ નાહી લઇને, બહાર સગવડ ન હોવાથી અંદર સામસામી બે વળગણીએ અમે ધોતિયાં સૂકવી દેતા એટલે પડદાની ગરજ સરતી, ને મઝાની ત્રણ ગુફાઓ બની જતી. સવારે બે કલાક અભ્યાસ

કરતી વેળા એકમેકનાં મોઢાં થોડીવાર ન દેખવા માટે મારા વિદ્યાર્થી ભાઈઓને જરી રાહત મળતી, ને પછી તો દસ વાગે પાછો રસોડાનો દેખાવ થઈ જતો.

ઓરડીને એક બારણા ઉપરાંત તેની પડખે જ બીજી એક બારી હતી એટલું જ. બાકી આમ જાણે ગજવામાં ભરાઈને બેઠા હોઈએ એવું ભાન થયાં કરતું. બારણું કે બારી, એક તો ઊઘાડું રાખવું જ જોઇએ કેમકે કલકત્તાના કારાગૃહની વાત અમારે ગુજરાતી તેમ જ અંગ્રેજી ભણતરમાં બધાને બબ્બેવાર આવી ગઈ હતી.

નદીના વહેણની પાતળી પટ્ટી જાણે કોરડાની જેમ વીંઝાતી હોય એમ અમારી ખુલ્લી ગરદનો પર ઠંડીની એક તીખી ચમકારી વાગી. રાતે કામ કરતી એક મિલનું ભૂંગળું કટાણે ચીસ પાડી ઊઠ્યું. મને થયું કે આવી ઠંડીમાં પરસેવે રેબઝેબ મજૂરો પોતાનાં થીજી જતાં બૈરાંછોકરાં માટે તો નહિ પોકારી રહ્યા હોય. બારણું અરધું વસાઈ ગયું હતું, ને આરપાર જોતાં ઊંચે મૃગ અને એની પાછળનો શિકારી શ્વાન બંને ફલંગ મારતાં મારતાં જ થીજીને ઠરી ગયેલા જેવાં દેખાયાં.

સાંણસીવતી મારા ભાઇએ સગડીની રાખમાંથી થોડીક ચિનગારીઓનો ઉદ્ધાર કર્યો ત્યારે એના અવાજથી અને ફૂંકાતી રાખથી મારું સ્વપ્નું ઉડ્યું. 'કેમ કંઈ કવિતા કરે છે કે?' મને ચોંકીને આંખ ફેરવતો જોઇને સોમને મારા પર આરોપ કર્યો.

'ના, રે! હું તો વિચાર કરું છું, આપણે હવે સૂઇ જવું જોઇએ. અરે નાનાભાઈ, પાથરીએ નહિ બિલકુલ તો ઓઢવાનું તો થઈ રહેશે ને?'

નાનાભાઈ કંઈ બોલે તે પહેલાં તો સોમને મને લીધો, 'ના, ભાઈ, તું કવિતા કરે એમાં આપણો તલભારે વાંધો નથી. પણ કાંઈ કવિતાથી રજાઈની ગરજ સરે એમ લાગે છે? તો તો અમારે માટે આટલું બસ છે. તું તારે સારી રાત કવિતા... ...'

નાનાભાઈ ત્યાં તો કંઈ વ્યવસ્થા કરવા મંડી ગયો હતો. બીજા મિત્ર શિવજીએ પગની ઠેસથી સગડીને ખૂણામાં જરી ખસેડી અને એની મૂળની જગ્યા તપી હતી ત્યાં બેસીને એની ગરમીનો સારો લાભ લીધો. સગડીની ચારે કોર હાથ ફેરવી તપેલા લોઢાની ગરમી પણ એ એળે જવા દેતા ન હતા એ મેં એકલાએ જ ધ્યાનપૂર્વક જોઇ લીધું હતું.

ધન્ય છે સોમનના મળતાવડા સ્વભાવને કે એણે નાનાભાઈની મદદથી બધી વધારાની જણસો વગેરે કરીને સવાની યોજના અમારી આગળ મૂકવા માંડી. 'પણ,' મેં કહ્યું, 'આ તો તારે ત્યાં અમે આવ્યા હોઈએ અને તું મૂંઝવણમાં પડીને તજવીજ કરવા મંડી પડે એમ કરે છે.' સોમને મારું સાંભળ્યું જ નહિ. 'જુઓ, નાનાભાઈ,...' બે હાથ પહોળી અને ચાર હાથ લાંબી એક જાડી ત્રણ વળમાં વાળેલી ગાદી પેટી પરથી ઊંચકીને નાનાભાઈએ સોમનના પગ આગળ ધફફ દઇને નાખી. સોમને આગળ બોલવા કરતાં કામે વળગવું જ પસંદ કર્યું, ને ઓરડીની વચ્ચોવચ ગાદી બિછાવી દીધી. ઉભડક પગે બેસી આખી છાતી સગડી પર નમાવી ગરમીની જરી કે જરી આંચ ગળી જતા શિવજીભાઈ ડોકું ફેરવી

એની બીજી બાજુને ગરમીનો લાભ આપતા મારી સામું જોઈને બોલ્યાઃ

'કેમ, ભાઈલાલ, તમારો સોમન તો વચ્ચોવચ ગાદી પાથરીને એકલો જ એની ઉપર આળોટવાનો છે કે શું? ને આપણને મારી ગત ટટળાવવાનો એમ?' એટલું કહી એમણે સગડીને બે બાજુએ અદ્ધર અદ્ધર હાથે પકડીને ખખડાવી ને થોડીક ચિનગારીઓ ચમકી એને મંતાડવી હોય એમ ઉપર બને પંજા બિછાવી દીધા. સોમન એના કામમાં જ હતો.

'જોને, નાનાભાઈ, પેલો મોટો કોથળો શેનો છે? ઘઉ-બઉં હોય તો એમાં ઉંદર તો નથી ને? નહિ તો સતાવશે.'

મારે કહેવું પડયું, 'સોમન, એટલું ય પારખી શકતો નથી? કાળો મેંશ કોથળો છે તે કોલસા સિવાય શેનો હોય!'

સોમન હસી પડ્યો. 'અરે! અંગેઅંગમાં આગના ભરેલા કોલસાને પણ ઓઢવા માટે ગરમાગરમ કોથળાનો ડગલો છે.'

અમે હસી પડ્યા. બધાયનું હસવું પૂરું થઈ રહ્યા પછી પણ પોતાનું હાસ્ય લંબાવી રાખીને શિવજીભાઈ સગડીનો એક ઠેકો લગાડી બોલ્યાઃ 'અરે, ભાઈલાલ, બિચારા કોલસા ટાઢે મરતા હશે. લાવને બાચકો. હજી પડી છે અંગારી રાખમાં. મેં આપવા ન આપવાનો મુદ્દલે વિચાર કર્યો ન હતો, ત્યાં, 'રાખ, હું જ લઇ લઉં છું' કહી શિવજીભાઈએ પોતે જ ખાસો હીરાનો બાચકો ભરતા હોય એમ એમની ઠીકઠાક ગરમ રહેવા પામેલી આંગળાઓને બરોબર લાંબી પહોળી ખેંચી કોલસા લઈને સગડીમાં નાખ્યા.

મારો કૉલેજિયન ભાઈ કાંઈક ઓછાબોલો ખરો પણ જરા સ્વભાવે ટીકાખોર. વળી હવે એની પરીક્ષા ટૂંકડી આવી હતી એટલે અમે બેકારો અહીં ટોળે મળીને ખલેલ પહોંચાડવાનો જ ધંધો લઈ બેસીએ એ લાંબું સહન પણ થઈ શકે? એણે શિવજીને હેતનો થપ્પો લગાવ્યો ને એમની ગરમ ગરદનનો સેજારો પોતાની ઠંડી આંગળાઓને પમાડીને એમને ચોંકાવ્યા.

'કાં શિવજીભાઇ, આખી રાત જાગરણ માંડવું છે શું? આટલા કોલસા હોલાઇ ક્યારે રહેશે?' ને ઉત્તરની રાહ જોયા વિના કોલસાની શગમાંથી થોડા એણે નીચે ખેરવી પાડ્યા.

'પણ આ જોને, ભાઈલાલ તો જોઇ જ રહ્યો છે પેલા બે ગોદડાંથી કુસ્તી ક્યારે પૂરી કરી રહેશે? ત્યાં લગી આપણે મરી જવું?' ને એમ કહી એમણે એની તરફ સગડી ખસેડી અને એની આંચથી ગરમ થયેલી ખૂણાની બંને ભીંતિ પોતાનાં પાસાં ચાંપવા માંડ્યાં. સોમને એ જોયું, ને એના અસલ રૂપમાં આવી જઇને બોલ્યોઃ

'શિવજીભાઈ, માણસને તે કેટલી ગરમી જોઇએ? કોલસા જો ખાઈ શકાતા હોત તો પેટમાં પધરાવી દઇને પાછળ થોડીક દિવાસળી સરકાવી દેત. પછી ગમે તેવી ઠંડી પડોને!'

શિવજી અંગારા ફૂંકવાના વધારે ઉપયોગી કામમાં રોકાયા હતા. સગડીની કાળાશની આરપાર પીળોપીળો આછો ભડકો નીકળ્યો તેની સામું જે નજરથી એમણે જોયું તે ભૂલી ભૂલાય એવી ન હતી થોડાક તણખા ઊડીને એમને ગાલે, વાળે ને ડોકે જઇને બેઠા ત્યારે એમની તરફ અથાગ ક્ષમાવૃત્તિ કરતાં અખૂટ માતૃભાવથી એમણે સ્મિત કર્યું, ને બધે હાથ ફેરવ્યો તે તણખા ખંખેરી નાખતા હોય એમ નહિ પણ પંપાળતા હોય એમ જાણે.

ઉત્ક્રાન્તિની ભઠ્ઠીમાંથી તારાની ચિનગીઓ ઊડીને પોતાને અડી હશે ત્યારે વિશ્વકર્તાએ જે મધુર સ્મિતે એમની તરફ જોયું હશે એ આખું દૃશ્ય મારી કલ્પના આગળ રમવા લાગ્યું. બહાર પવન ફુંકાઈને ઊઘાડું રહેલું એક બારણું વાસી ગયો. એ વસાતી વખતે, ઉતાવળી ઉતાવળી બહાર જતાં પહેલાં ઠંડી અમારા કાળજામાં કંઇ છૂપી વાત કરી ગઇ. ગાદી પર ઢીંચણભર ઊભેલો સોમન પણ કશાકનો પ્રેરાયો સગડીના નાના ભડકા ઉપર સૌના હાથ નીચે પોતાના હાથ ગોઠવીને બેસી ગયો. નાનાભાઇએ પણ પોતાની જગ્યા કરી લીધી. અડોઅડ સજ્જડ થઇને બેસવાથી અર્ધોક કલાક કેમ સરી ગયો એની કંઇ ગમ ન રહી. સોમનની વાક્છટા પણ તેજી ફેલાવનારી હતી. શિવજીભાઇ આખો વખત ચૂપ હતા. એની મુખમુદ્રા ઉપરથી એ સાંભળતા હોય કે વિચાર કરતા હોય એમ પણ લાગ્યું નહિ. અત્યારે તો માત્ર શારીરિક ધર્મ તરીકે એકાગ્રતાથી તાપવાનું જ એક માત્ર કામ સંપૂર્ણપણે બજાવતા હોય એમ જણાતું હતું. કોલસા હોલાવા લાગ્યા ને સોમન બોલ્યોઃ

'લાવું થોડા, શિવજીભાઈ?'

શિવાજીભાઇએ એને ચોંપ્યો. 'કેમ તું તો કોલસા ને દિવાસળી ખાવાની વાતો કરતો હતો ને? કેમ હવે ઊઠવાનું યે મન થાય છે કે?' કહીને તે ઊઠયા. 'ચાલ, ભાઇલાલ, આપણે સૂવાનું કરી દઇએ. સોમનથી તો તડાકા સિવાય બીજું કશું થવાનું નથી!' હું ઊઠયો. 'ખબરદાર છે તમારા ત્રણેમાંથી કોઈ ખૂણેથી આઘુંપાછું ખસ્યું છે તો!' પાથરતાં પાથરતાં તે બોલવા લાગ્યા. ને મને આમ ને તેમ કરવાનું કહીકહીને આખા ઓરડામાં શેતરંજી, કોથળા, વગેરે પાતળાં પાથરણાં હતાં તેટલાં પથરાવી દીધાં. મેં કહ્યું આ ગાદી છે તે પેલે છેડે રાખી તમે તેના પર સુઓ. એ ઓઢવાના કામમાં તો શી રીતે આવે? બે ગોદડીઓ છે તે એકમાં બબ્બે એમ ચારને ઓઢવા ચાલશે. એક રહી.

'આપણાં ધોતિયાં છે સુકાયેલાં સવારનાં, એક જણને એ પહોંચશે.' નાનાભાઇએ રસ્તો કાઢયો.

'સારું ત્યારે, અને ધોતિયાં આપો' કહી શિવજીભાઈએ ગાદી ખસેડવા માંડી. ત્યાં સોમન ઊઠયો, ને ગાદી પાછી ઓરડાની વચ્ચોવચ્ચ આડી બિછાવી દીધી. શિવજીભાઇએ જરીક ખીજતા અવાજે કહ્યુંઃ

'તારે ગાદી જોઇતી હોય તોય કાંઇ વચ્ચે સુવાશે ઓછું? બીજા કયાં જશે?'

'જરી ખામોશ પકડી જાઓ, હું બધું કરું છું.' કહી એણે એકેક ગોદડી ગાદીની બંને બાજુ ફેંકી. નાનાભાઈએ શિવજીભાઇને ધોતિયાં આપ્યાં એટલે બોલ્યો, 'તૈયાર?' ને પછી હુકમ કરતો હોય તેમ બે ભાઇઓને ગાદીની એક બાજુ જવા કહ્યું, ને મને બીજી બાજુ પોતાની પાસે બોલાવી લીધો. શિવજીભાઈ ચોંકયા કે એમનું શું, ત્યાં સોમન કહેઃ

'શિવજીભાઇ, ગાદી પર સૂઇ જાઓ વારુ!'

એ તડૂકયા, 'હું કાંઇ એકલપેટો નથી તે વચ્ચોવચ્ચ અજગર જેવો પથરાઇને પડું! ગાદીને એક બાજુ કાઢી નાખ, ગંડુ!' સોમને એમને હાથે ઝાલીને સુવાડી દીધી, ત્યારે

કેટલો વિરોધ કરવો તે એમને સૂઝયું નહિ. તરત જ સોમને અમને કહ્યું:

'હવે ગાદીની કિનારીનાં ઓશિકાં કરીને આડા થઈ જાઓ જોઉં. બબ્બેને એકેક ગોદડી તો બસ છે. હવે આવ સત્વાર ઢૂકડી!' ને અમે એના તાબેદાર હોઈએ એમ ચૂપચાપ ઢળી ગયા. પણ કૉલેજિયન ભાષાથી બોલ્યા વિના ન રહેવાયું.

'શિવજીભાઈ, તમારી ગાદીમાં અમારે ભાગ પડાવવો ન હતો હો! આ સોમનનાં કામ છે બધાં!' પણ શિવજીભાઈ ઊઠી પડ્યા, ને કશાકના પ્રેર્યા અમે ય છળીને બેઠા થઈ ગયા. ધોતિયાનો ખાસો વેંતેક જાડો વીંટો કરી માથા તળે રાખી શિવજીભાઈ ગાદી તળે સરકી ગયા. 'હવે તમે, બંને કિનારા પર માથાં ટેકવી સૂઈ જાઓ તો! એમ ઉપર સૂવાથી તો તમને મારા પગ વાગત!' હું જરી વિવેક કરવા ગયો, 'હવે ભાઈ, સ્વપ્નાંમાં સૌ સૌના ગજા પ્રમાણે જોઈતી ગોદડીઓ પાથરી ઓઢી લેજો.' પણ ગાદી નીચેનું શિવજીભાઈનું ઢીંચણ મારા માથા પર એવું જરી ઘસાયું કે મારે થોડી વારમાં જ ચૂપચાપ ઊંઘમાં ડૂબકી મારી જવાનો વિચાર કરવો પડ્યો. સોમને જરી જોસથી શ્વાસોચ્છ્વાસ ચલાવીને પોતે ઊંઘે છે એમ જાહેર કર્યું અને બત્રીસી જોસથી ભીડીને માંડમાંડ મેં હસવું દબાવી રાખ્યું.

દૂરથી ખાનપુર ચોકીના પોલિસે પુકારેલી આલબેલનો ઘેરો થથરતો અવાજ સંભળાયો. બહાર લીમડાઓમાં પવન ફૂંફાડા મારવા મંડી પડ્યો હતો. અમે એકમેકની હૂંફમાં ટૂંટિયું વાળીને નીંદરને ખોળે લપાઈ ગયા.

સારી રાત એક સ્વપ્નાએ મારો પીછો પકડ્યો. સોમન અને શિવજીભાઈ ધરતીનાં પડ ઊખેળી ઊખેળીને ગોદડીઓ ખેંચતા હતા અને ટાઢે ઠૂંઠવાતાં લોકો પર ફેંકતા હતા. પાંચાલીના શરીર પરથી સેંકડો ચીર ખેંચતા છતાં નવાં ને નવાં એના ડીલ પર તો ફરફરે જતાં હતાં એમ ધરતીનાં આ બે દુઃશાસનોએ કેટલાંય ગાભાં ખેંચ્યાં હશે, તો ય એને શરીરે નવી ને નવી ગોદડીઓ પ્રગટતી હતી. ફરી એમણે 'હેઈસાં! હેઈસાં!' કરીને વસુંધરાને શરીરેથી ગોદડીઓ ઉપર ગોદડીઓ ખેંચી કાઢી અને ઠંડીમાં ઠીંગરું થઈ ગયેલાં અનેક લોકોને એમાં લપેટ્યાં. 'હજી છે ગોદડીઓ! ખેંચો! પેલાં લોકો ટાઢે મરે! હેઈસાં! હેઈસાં!!' અને હજારો ગાભાં એમણે ખેંચી કાઢ્યાં. ધરતીએ એટલી ગોદડીઓ પોતાનાં બાળકોથી શા સારુ ચોરી રાખી હશે? બધાંને ગોદડીઓ પૂરી થઈ એ જોઈને સોમન અને શિવજીભાઈ નાચવા લાગ્યા. એમની આગળ કપાસનું એક મોટું ખેતર દેખાયું. ધોળું ધોળું રૂ કાલાંઓમાંથી ડોકિયાં કરતું પવનમાં લહેરી રહ્યું હતું. 'ટાઢ વાય છે, લ્યા!' કરીને બંને કૂદવા લાગ્યા. ક્યાંકથી બે ઓશિકાં લઈ આવ્યા અને એટલામાં મને જોઈ ગયા ને ઓશિકે ઓશિકે મને નાક, કપાળ, વાળ, હાથ, પગ, પેટ, અને ખાસ પક્ષપાતપૂર્વક તો બરડા ઉપર એવો ટીપ્યો કે મારાં હાડકાની અંદર પણ ક્યાંય ઠંડી છુપાઈ રહી શકી હશે નહિ. એ તો ઠીક છે, પણ એમને બંનેને ય વધારે પડતી કસરત થઈ ગઈ હોય એમ એ લોથપોથ થઈને ટૂંટિયાં વાળી પડી રહ્યા.

સવારે વાસણોમાં કંઈક ખડખડાટ થયો ત્યારે તો ઉંદર હશે માની ગોદડીમાંથી મેં મોઢું બહાર કાઢ્યું નહિ. પણ પછી જમીન ધબ્બાધબ્બ થવા લાગી એટલે ઊંઘ ઊડી ગઈ ને જોઉં છું તો શિવજીભાઈ દંડ પીલવા મંડી પડ્યા હતા. સોમન કુંડાળું થઈને પડ્યો

હતો.' ગોદડી તળેથી જ હું બોલ્યોઃ

'કાં શિવજીભાઇ, આટલા વહેલા ?'

જરી થંભી જઇને હાંફતાં હાંફતાં જ એમણે કહ્યું, 'શું કરે ? સારી રાત સોમને મારા કાન આગળ નાક બોલાવ્યાં કર્યું તે ઊંઘ આવે ત્યારે ને ? નાક બોલાવવાને અને દંડ પીલવાને કયાં સંબંધ નીકળ્યો તે સમજાયું નહિ. ત્યાં સોમન જ બેઠો થઇ ગયો, ને શિવજીભાઇને બાવડે ઝાલીને કહે,

'ચાલો, આપણે કુસ્તી કરી લઇએ !'

મને સ્વપ્નું સાંભર્યું અને થયું કે આ બંને અંદર અંદર લડવાનું કોરે મૂકી વચ્ચે મારો જ ખોરકૂટો કરશે. હું સામે ખૂણે જઇને ઊભો રહ્યો.

'કયાંક ટાઢ ઊડી જશે ઊડી!' કહી શિવજીભાઇએ સોમનને બેસાડી દીધો.

મારા ભાઇઓ ઊઠયા. 'આજે તો વાંચવા માટે વહેલા ન ઊઠાયું !'

'કેમ કૉલેજિયન, ઠંડી કેવીક પડી ?' શિવજીભાઇએ દોસ્તદાવે પૂછયું.

'કંઇ નહિ, હવે કેટલા દિવસ ઠંડી છે ? આજ શુક્રવાર, વચ્ચે શનિ–રવિ પછી સોમવારથી તો પરીક્ષા છે.' કતલની રાત જેવી પરીક્ષાની પહેલાંની રાતો વિષે એ બહુ વધારે પડતી લાપરવાહીથી બોલતો હતો. 'આ આઠ દિવસ કાઢયા એટલે ગામડે પોંક ભેળા થઇ જઇશું !'

શિવજીભાઇએ, પાછળનું કંઇ ધ્યાનપૂર્વક સાંભળ્યું હોય એમ લાગ્યું નહિ. માથું ખંજવાળતાં ખંજવાળતાં બોલ્યાઃ 'આજે શુક્રવાર ?'

સોમને પૂછયું, 'કાં આજે તમારો જન્મ દિવસ તો નથી ને ?'

એમણે સામું બેફાટ હસી પડીને કહ્યું, 'ના, આપણા બધાનો મૃત્યુ દિવસ છે. હત્ ગંડુ ! એટલી ખબર પડતી નથી કે હું શુક્રવારીનો વિચાર કરું છું ? કેમ ભાઇલાલ ?' મને ઢંઢોળીને બોલ્યા, 'આપણે ગુજરીમાંથી થોડી ગોદડીઓ ખરીદી કેમ લાવતા નથી ?'

અમારા સૌથી હસી પડાયું. ભણતા ત્યારે શિક્ષકો એક જૂના જોડાની કે ઘસાયેલા રૂપિયાની કે ઇમારતી લાકડાની આત્મકથા નિબંધરૂપે અમારી પાસે લખાવતા તે યાદ આવ્યું. ગુજરીની ગોદડીની આત્મકથા ગમે તે લખી આપે. શિવજીભાઇએ સૂચન કર્યું કે તરત નાનાભાઇએ નાકનાં ટેરવાં હલાવીને મોઢું પણ જરી સંકોડયું. મેં એને પૂછયું, 'કાં ગોદડી લાવ્યા પહેલાં તને એની વાસ આવવા લાગી શું ?'

કૉલેજિયને ચોખવટ કરી, 'પૈસાનું તો જાણે કે ઠીક છે, પણ ત્યાંથી ગોદડી ઊંચકી કોણ લાવશે ? પોતાની પાછળ પાછળ વૈતરા પાસે ય ઊંચકાવી લાવવાની હિંમત છે કોઇમાં ? વચ્ચે એલિસબ્રીજની ઘાંટી વટાવવાની છે' ને આંખો ઝીણી કરીને સહેજ સ્મિતપૂર્વક ઊમેર્યું, 'અને ભાઇને તો હજાર જણા નમસ્કાર કરનારા મળે.' મારી મહત્તા કરતાં વધારે તો નાબેશી એણે બોલી નાખી. તક ઝડપી લઇને સોમન આંખ દરડાવીને બોલ્યોઃ

'મહાન પુરુષ ! તમારાથી નહિ લવાય, તો શું ગોદડી વગરના રહીશું ?' અને શિવજીભાઇને બરડે પંજો જમાવીને બોલ્યો, 'આ આપણા શિવજીભાઇ છે ત્યાં લગી શી ફીકર છે ? ખાનપુરને રસ્તે આવશું. ગમે એમ, લાવવાનું કામ અમારામાં આવ્યું. બસ ! થયું ને ?'

મારે કહેવું જોઇતું હતું કે 'ના, ના, આપણે ત્રણે જઇશું.' ને મેં કહ્યું પણ ખરું. અમે ત્રણે ક્યાંક જઇએ તો ભાઇઓને ઘડી જંપીને વાંચવાનો સમય પણ મળી રહે. સોમન બોલ્યોઃ

'ને પૈસાનું પણ થઇ રહેશે. રાતે આપણે ખાવાનું બંધ રાખશું.'

મારી ને શિવજીભાઇની આંખ મળી, ને મારે કહેવું પડ્યું, 'શું કંઇ ખાધા વિના ચાલશે? એવી કરકસરથી ભાઇઓ કૉલેજ–હાઇસ્કૂલમાં ભણતા હશે તો આવતી સાલથી ઊઠી જશે, પણ......'

ભાઇએ પણ ખૂબ કરી. 'આજે મામા મુંબઇ જવાના છે. સ્ટેશન પર સાંજે મળો તો મઝાની સુખડી મળે, પણ એ તમારાથી નહિ બને. એ તો અમે ખીચડી જ ઢાંકી રાખશું.'

'હવે રાતની વાત ક્યાં અત્યારથી વેતરવા મંડયા છો?' શિવજીભાઇએ ટૂંકું પતાવ્યું, ને દાતણપાણી કરીને અમે ત્રણ જણા હવા 'ખાવા' માટે સરખેજવાળે રસ્તે ચાલી નીકળ્યા. સાબરમતી અને વિસાપુરમાં ૧૯૩૧, ૧૯૩૨ના શિયાળા કેવા મઝાના ગયા હતા, એની વાતો કરતાં કરતાં સોમન બહુ ખીલ્યો. શિવજીભાઇને ને મારે ભણતા ત્યારની મિત્રતા. હમણાં તે ચરોતરને ગામડે અખાડો ચલાવતા હતા. સોમનને મારી મારફત જ એ ઓળખતા. એકમેકના સંબંધમાં તો તેઓ હમણાં જ આવ્યા હતા. સોમન ને હું કૉલેજમાં સાથે હતા, પણ એ વિજ્ઞાનનો વિદ્યાર્થી હતો, અને એનું મૂળ નામ સોમનાથ હતું પણ કોઇ છૂપી મહત્ત્વાકાંક્ષાએ એને સોમનાથનું સોમન અથવા સોમનાથન કરવા પ્રેર્યો હતો.

રાતે સ્ટેશન પર મામાને મળ્યા. બધાએ સાથે બેસીને સુખડી અને ઘરનું અથાણું ખાધું. શુક્રવાર ફરી પાછો મદદે આવ્યો અને મામાએ ખાસ ગરમાગરમ ચણા લઇને અમને ખવરાવ્યા. થોડી સુખડી કાગળમાં વીંટીને ભાઇઓ માટે ગજવામાં લઇ લીધી, અને રામરામ કહી અમે છૂટા પડ્યા. ઠંડી શરૂ થઈ ગઈ હતી. છૂટા પડતાં મામાએ કહ્યું તો ખરું, 'આ કામળી લે. ટાઢમાં કેમ જઇશ?' પણ મેં મિત્રો તરફ જોઇને કહ્યું, 'અમે ત્રણને કંઇ એક કામળે શું થવાનું હતું? સપાટામાં હમણાં પહોંચી જઈશું ઘેર.' શિવજીભાઇ મારી સામું ફીકું હસ્યા ને અને મારી નકામી શેખી ઉપર પળવાર પછી જ પસ્તાવો થયો. ચાંપતે પગલે અમે ચાલવા માંડ્યું એટલે ઠંડીની ઝાઝી ખબર પડી નહિ ઉતાવળે ચાલતાં રસ્તે ધક્કા અને ગાળોથી ગરમ થતા ગયા ને થોડી વારમાં એક ઓળખીતાની વીશી આગળ આવી પહોંચ્યા. સાંજે અંધારું પડ્યે કોઇની નજરમાં ન અવાય એમ ગુજરીમાંથી બે–વધારેનો મોખ ન હતો–ગોદડીઓ ખરીદીને વીશીમાં મૂકીને અમે સ્ટેશને ચાલ્યા ગયા હતા. ખરીદીને ગુજરીમાં ચાલતા હતા ત્યારે સોમને અમારા બંનેના ખભા વચ્ચે આવી જઇને એનામાં હતી એટલી આશ્ચર્યની લાગણી ભવાંની ઉપલી કોર પર લાવીને કહ્યું હતું, 'જોને કેવો ગોદડીઓ ગોઠવીને, ચીનની દિવાલ રચીને બેઠો છે! ઠંડીના ગમે તેટલા ફૂંફાડા પણ એનું રૂંવાડું સરખું ફરકાવી શકે એમ છે હવે?' પણ મને એકદરે એવું લાગ્યું ખરું કે ગોદડીઓ ખરીદવાની ક્રિયાથી

માંડીને વીશીવાળા પાસે મૂકી આવવાની ક્રિયા સુધીના સમય દરમિયાન અમારામાંથી કોઈ કશું બોલતું ન હતું, અને જાણે એટલા સમયને મૌનના કફનમાં જ દફનાવી દેવાની અમારી ઇચ્છા ન હોય. અને પછી સુખડીની આશાએ સ્ટેશન તરફ ચાલવા માંડ્યું ત્યારે જ પાછી સૌની જીભો પીંપળાના પાનની પેઠે ચંચળ બની ગઈ.

વીશીવાળા જોડે ચૂલા પાસે ઊભા ઊભા તાપવા પૂરતી થોડી વાતચીત કરી ગોદડીઓ લઈને અમે ચાલવા માંડ્યું.

સામે ભદ્રના ટાવરમાં કેટલાક ટકોરા થયા. ને પોતે કંઇ મોડી પડી હોય એમ ઠંડી જરી ચોંકી. ઝાડનાં પાંદડાં જરી બબડીને એક બીજામાં લપાઇ ગયાં. બધે સન્નાટો ફેલાઇ ગયો, અને અમારી ખુલ્લી ઘૂંટણ, ગરદન, હાથ અને નાકનું લોહી ડરનું માર્યું વહેન અટકાવીને હાડકાંને બાઝી પડતું હોય એમ લાગ્યું.

રસ્તા પાસેની પગથાર પર કેટલાંક માણસો પેટમાં પગ ચોંટાડીને પહેરેલાં ગાભાં તાણીખેંચીને પગ ઢાંકવા મથતાં પડયાં હતાં. કેટલાંકે છાપાં કે એવાં કાગળિયાં પગની ને માથાની નીચે પાથર્યાં હતાં. એક છોકરો બીજાના પેટમાં માથું ઘાલીને એના પેટ સાથે કંઇ વાત કરતો હોય એમ બબડતો હતો,

રસ્તા છોડ ! છોડ ! છોડ !

એ બોલતો હતો તે તરફ મિત્રોનું ધ્યાન જાય તે પહેલાં તો શિવજીભાઇનો પગ એક સૂતેલાના કંઇ માગતો હોય એમ ફેલાયેલા હાથ પર પડયો ને પેલો માણસ છળી ઊઠયો. એણે ડોકું આમ તેમ ફેરવ્યું, માથું ખંજવાળ્યું અને દુનિયા તો પહેલાંની જેમ બરોબર ચાલે છે ને પોતાને છળી ઊઠવાનું લેશ પણ કારણ ન હતું એની ખાતરી કરી પોતાની જાત સાથે શરમાઇને જ પડખું ફેરવીને સૂઈ રહ્યો. પેલો છોકરો બીજાના પેટમાં બોલી રહ્યો હતો,

મુસાફર ! છોડ, છોડ, છોડ,
રસ્તા છોડ, છોડ, છોડ !

શિવજીભાઇએ એ સાંભળ્યું અને એ કંઇ લજાયા. રાતે રસ્તાપર બહુ અવરજવર ન હતી છતાં અમને પારસલ સાથે જતા કોઈ જુએ અને રખેને પૂછે કે શું લઈ ચાલ્યા એટલ શિવજીભાઇની પાછળ પાછળ ફુટપાથને છેડે ચૂપકીથી અમે ચાલતા હતા. અમારા જેવા 'સજ્જનો' ઠોકર ન મારે એ ખાતરીથી જ પેલો માણસ કંઇ 'ખાસ બાત' સુણાવ્યા વગર સૂઇ ગયો હતો. સોમન ચૂપ હતો એ મને ગમ્યું નહિ. એનું મૌન હમેશાં ભયંકર હોય છે. એ વારે ઘડી પાછળ વળીને જોતો હતો. એણે મને હાથથી ખેંચીને કહ્યું, 'પાછળ તો જો !' એક માણસ કાખમાં લૂગડાંના લબાચા અને હાથમાં થોડાં છાપાંનાં કાગળિયાં લઇને દોડતો દોડતો આવ્યો અને પેલા પડખું ફરીને સૂતેલા માણસને ઠોકરથી ઊઠાડવા લાગ્યો. ઊઠીને તે બિચારો અમારી આગળ દોડીને ચોડે છેડે જઇ રસ્તાને ખૂણે ઊભો રહ્યો, ને એની જગ્યાએ આ નવો માણસ માથા નીચે લબાચા ને પગ તળે કાગળિયાં રાખી સૂતો. ઝટ સમજાયું નહિ કે પેલાને ઊઠાડવાનું આને શું કારણ હતું. એ ઊભો હતો ત્યાં અમે જઇ પહોંચ્યા. પૂછયું, 'નાઠો કેમ ?'

'ચોર ! લુચ્ચો ! !' કહીને તે આડું જોઈ સૂવા માટે નીચે બેસી ગયો. અમે બેએક ડગલાં આગળ જઈ અટકીને પૂછ્યું: 'ગાળો કેમ દે છે ?'

'તમને નહિ, શેઠ !'

'ત્યારે ?'

નીચે પથરા સાથે વાત કરતો હોય તેમ તેણે ગણગણવા માંડયું, 'ન દઉં તો શું કરું ? આ બરફ મૂકેલો પથરો પાછો કલાક સૂઈશ, ત્યારે હૂંફાળો થશે તો ! ચોર ! મારા લોહીમાં એને શેકાવું છે ! પેલા જલમનો વેરી !' પૂરું કંઈ ન સંભળાય એવું બબડતો તે સૂઈ ગયો.

'તમે લોકો આટલા વહેલા સૂઓ છો ?'

ઊછળીને માથું અધ્ધર રાખીને હવામાં તે બોલ્યો: ' વહેલા ? શું કરે ?.........ને ઊભા રહે તો બધી બાજુથી ઠંડી. પડયા રહીએ તો ધરતી તો એક પડખું સંભાળે !' મને થયું ધરતીની ચાદર ઓઢીને પડેલાંની આના મનમાં કેટલી અદેખાઈ હશે !

ભૂતના ઓળા જેવા અમે ચાલતા હતા. ટાઢ પણ જામતી જતી હતી. અમારા જોડાનો અવાજ પહેલી જ વાર અમને સંભળાયો. અમારા ત્રણ જણના પગલાંના ધબકારમાં જાણે રાજનગરના કોઈ પૂર્વ વિજેતાની લશ્કરી કૂચનો ધ્વનિ પૂરેપૂરો ન સંભળાતો હોય ! અમે ટટાર થઈને ચાલ્યા. એક મોટર પસાર થઈ ગઈ. અમે વધુ ટટાર થઈને ચાલવા લાગ્યા. સોમન બોલ્યો:

'શિવજીભાઈ, તમારા અખાડામાં બહુ વંચાય છે તે ચોપડીઓ અહીંથી બહાર પડે છે હો ! ને પેલી વિદ્વત્તાભરેલી નીકળે છે તે પેલાં લોકો સૂતાં'તાં ત્યાંથી.'

તેઓ ચોંકીને બોલ્યા: 'જોને એક ટોળું આ અહીં પણ સૂતું.'

મકાનનાં પગથીઆં કને દસબાર માણસ સૂતાં હતાં. છેટેની જાહેરબત્તીનું થોડુંથોડું અજવાળું તેમની ઉપર પડતું હતું. બધાંએ માથા સુધી ઓઢેલું હતું. કોઈ ધોળાં તો કોઈ રાતાં ઓઢણાં હતાં. ઢગલો થઈને સૌ પડયાં હતાં. સોમન ભયંકર રીતે ગંભીર બન્યે જતો હતો, ને વારેઘડી પહેલાંની જેમ પૂઠળ જોતો હતો. દૂર વિકટોરિયા બાગ તરફ એક નાની તાપણી સળગતી દેખાતી હતી.

'ભાઈલાલ, કાગળ શેનો બને ? ઘાસમાંથી કે લાકડાંમાંથી ?'

'અરે ! કેટલાં જંગલો કાગળ માટે તો કપાય છે !'

'તો આ ચોપડીઓ કરવામાં શા સારુ નકામા જંગલોને કતલ કરતા હશે ? બોકા તાપેય શાને બિચારાં ?'

'ખૂબ કરી ! આ ટાઢે મરતાંને તો ચોપડીઓનો તાપણી સિવાય બીજો કશો ઉપયોગ શેનો હોય ?'

શિવજીભાઈએ ચોમેર આંગળી કરીને કહ્યું: 'આ મહેલાતોના ઇમારતી લાકડાનો પણ દુરુપયોગ જ થયો છે એમ મને તો લાગે છે.'

'તમારી સહાનુભૂતિ ખૂબ જાગ્રત થઈ ગઈ લાગે છે. કાલના જેવી દસ રાતો ગાળો તો આખા શહેરનું તાપણું કરી દેવા આ લોકોને પડકાર કરતા થઈ જાઓ ખરા !'

બીજી તરફ સોમન ઊંચે જોઈને બોલતો હતો. 'આકાશમાં આટઆટલા આગના ગોળા એળે ગરમી વરસે છે, ને અહીં......?' અને અધવચથી પાછળ ફરીને કંઈ જોવા ઊભો રહ્યો. અમેય અટકયા. પેલાં લોકોમાં ઓઢણાંની ખેંચતાણ જામી હતી. એક રાતું લુગડું દૂર રસ્તા પર જઈને પડયું. પડી રહ્યું. ઊભા થયા વિના ઘસડાતા જઈને કોઈએ એ લઈને ઓઢી લીધું. જોસથી કોકના મોઢાની ડાકલી બોલી. વાતાવરણમાં જાણે હજારો હાડપિંજરોનો અવાજ ઊભરાવા લાગ્યો. અમે ઉતાવળે ચાલ્યા. એલિસબ્રીજ ઉપર થઈને જવામાં કંઈ ખાસ વાંધો ન હતો. પણ શિવજીભાઈ કહે કે હવે ઓઢીને જવાય તો સારુ, ટંડી વધી છે. એટલે અમે ખાનપુરના દરવાજા તરફ વળ્યા. રસ્તામાં સોમને અચાનક ડાકલી બોલાવી. અમે હસી પડયા. પણ તરત આખા વાતાવરણમાં જાણે પડઘો પડચો હોય એમ હજારો હાડપિંજરોનું ખડખડાટ હાસ્ય સંભળાવા લાગ્યું. સોમન વળી કંઈ ગણગણવા લાગ્યો, 'સેળભેળ સૂતાં, એને વાગે ના જૂતાં, જોને વાગે ના જૂતાં!' નદીની રેતમાં પેસતાં જ અમે ગોદડીઓ ઓઢી લીધી. સોમન ખુલ્લો જ ચાલતો હતો અને 'રસ્તા છોડ' વાળી કે આ નવી તૂક ગણગણતો હતો. વહેણ આવ્યું. દિવસે તો આખો ધાટ ગાજતો હોય. પરાંથી શહેરમાં મજૂરો આવજા પણ કરતા હોય. શિવજીભાઈએ પાણીમાં પગ મૂકયો, ને એક ચીબરી સામે કિનારેથી બોલતી બોલતી શહેર ભણી ઊડી ગઈ. ચોંકીને તે બોલ્યાઃ 'આ તો પાણી નથી; પણ બરફ છે બરફ! આપણે આમ આટલા ડાહ્યા ને આનો વિચાર સરખો કર્યો નહિ. એલિસબ્રીજ પર નાક કાપી લેવા કોઈ નવરું બેઠું નથી. ચાલ મારા ભાઈ!'

'આ તો અવળા કૂટાયા!'

કામડા પર ચડાવવા જતાં પણછ છટકી જાય ને જેવી વાગે એવી તીખી નદીની એક પવનલહરી અમારા માંસના કે ગાભાંના લોચાને ગણકાર્યા વિના અંદર સીધી હાડકાં પર જતી વાગી. સોમન ગણગણ કરતો મારી ગોદડીમાં લપાયો. ગોદડીના ગમે તેટલા આપ્યા હોત તોય વસૂલ હતા. સોમન કહેઃ

'જેલમાં સારું, નહિ?'

'હાસ્તો. બબ્બે કામળા કયાં છે?'

'પેલાં રઝળતાં લોકોમાંથી કોઈ હજી જેલમાં નહિ ગયું હોય, નહિ તો ફરી શિયાળો આવ્યે બહાર ન પડી રહે.'

'તો તું જ કેમ બહાર કૂટાય છે, એ કહે ને?'

ફરીને અમે વિકટોરિયા બાગ આગળ આવી પહોંચ્યા. ગોદડીઓ લપેટી લેવી જ જોઈએ એમ લાગ્યું. પૂલ ઉપર કોઈ ને કોઈ મળે; અને ગોદડીઓ ઓઢીને કોઈને પણ શી રીતે મળાય?—એ અમારું માનસ. સોમન કહેઃ 'તને વાંધો ન હોય તો આપણે ગોદડીઓ મૂકીને જઈએ.'

'કયાં? આટલું બધું કર્યું તે શા સારુ?'

'તને વાંધો ન હોય તો, કહું છું......'

'શું?'

'પેલાં બિચારાં ખુલ્લામાં છે એમને ઓઢાડીને આપણે ખુલ્લે હાથે ચાલ્યા જઇએ. પૂલનો સવાલ જ નહિ રહે પછી.' આ કહેવા માટે જરી ઝંખવાઇને તે ફીકકું હસ્યો. રોજનો એનો જ્વલંત હસમુખો ચહેરો આકર્ષક હતો, પણ આ ભીંજવતી દીનતા તો અનેરી જ હતી. કોણ જાણે, શિવજીભાઈ જ આગળ થયા અને અમે પેલાં સૂતેલાં ભણી વળ્યા. હજી તો થોડું છેટું હતું ને શિવજીભાઇના પગ એકાએક થંભી ગયા.

'કેમ?' કહેતો સોમન ચોંક્યો.

'અરે ભાઇલાલ, આ શું?'

જોઉં તો એક પોલિસનો માણસ બેત્રણ ધોળાં રાતાં લૂગડાંવાળાં માણસોને પેલા ટોળામાંથી લઈ જતો હતો. કોટ પાસે લપાઈ રહેલા બે આદમી અમારી પડખે થઇને નાઠા. પોલિસ પેલાંઓને લઇને ચોકી તરફ વળી ગયો હતો, અને બાકીનાં માણસો પહેલાંની જેમ જ જાણે સૂતાં હતાં. પોલિસની હાજરીમાં એમણે સૂવાનો જ ડોળ કર્યો હશે. અમે આગળ ગયા. પેલો એકલો માણસ ટુંટિયું વાળીને કણસતો હતો. એના પગ પર ધીરે રહીને સોમને એક ગોદડી મૂકી. એણે લાત મારી ફગાવી દીધી. એને શી શંકા આવી હશે? ઊંચકીને અમે આગળ ગયા. 'રસ્તા છોડ' વાળો અવાજ યંત્રવત ધીરો ધીરો આવ્યે જતો હતો. સોમન કંઈ વિચારમાં પડ્યો.

'કેમ આ લોકો પણ ફેંકી દેશે શુ?' શિવજીભાઇએ પૂછ્યું. 'ચાલો, ઘેર ચાલ્યા જઈએ!' કંટાળીને એમણે કહ્યું. સોમને ત્યાં મારા ગજવામાં હાથ નાખીને સુખડીનું પડીકું કાઢી, ખોલીને પેલા છોકરાના મોઢા આગળ મૂક્યુ ને બંને ઉપર એક ગોદડી ઓઢાડી પાછા વળ્યા. જોયું તો પેલું ટોળું ડરતું માર્યું નાસી ગયું હતું. અમે જઇને પેલા એકલા સૂતેલા, દુનિયા સામે બબડનારાના પગ પર ગોદડી ફરી મૂકીને ચાલવા માંડયું. *થોડે છેટે જઈ જોયું તો ડાહ્યા થઇને એણે ગોદડી ઓઢી લીધી હતી. અમે ઝપાટે ચાલવા માંડયું.*

પૂલની નીચે લોખંડના થાંભા પર પછડાઈને પવન અજબ અવાજ કાઢતો હતો. શિશિરની જાણે રુદ્રવીણા વાગતી હતી. નદીના વહેણની પાતળી ઝરણી કરવતની જેમ પૂલને ય વીંધીને અમને માથાના તાલકા સુધી ચીરી નાખતી હતી. પેલી બાજુ પહોંચ્યા, ને પાસે થઈને એક ખટારો ચાલ્યો ગયો. એના ગૅસથી જરા નાક સંકોડાયું, પણ થોડીક સેકંડ સારી હૂંફ મળી. ઓરડીએ જઇને કમાડ ઊઘડાવ્યું. વચ્ચોવચ ગાદી પાથરી, એકએક ગોદડી ઓઢીને ભાઇઓ તો એમની પદ્ધતિ પ્રમાણે સૂઈ રહ્યા હતા. શિવજીભાઇથી રહેવાયું નહિ

'ચાલ ભાઈ કૉલેજિયન, ખીચડી કાઢ એટલે જરી ગરમ થઈને સૂઈ જઇએ. કેમ સગડીમાં કોલસા બળતા દેખાતા નથી?'

'કેમ, ગોદડીઓ ક્યાં?'

'પાછળ મજૂર લાવે છે. ખીચડીની વાત કરને.'

'પણ, નાનુને પેટમાં ઠીક ન હતું એટલે મેં તો કહ્યું કે મારે તો મામાની સુખડીથીય પતી રહેશે, કાં નહિ ?'

એનો પ્રશ્ન એકલા શિવજીભાઇને નહિ–અમને પણ–જાણે આખી દુનિયાને હતો. સોમન એના વિચારોમાંથી ઝબકીને બોલ્યોઃ

'ભાઇલાલ, પેલાંને એ કામળાના પ્રદેશનો રસ્તો મળી ગયો આખરે ! હવે એકે શિયાળામાં એ બહાર આમ ફરી ટાઢે મરે તો કહેજે !' અને પાછો એ એના વિચારોમાં ડૂબકી મારી ગયો. કૉલેજિયન ભાઈ કંઇ ન સમજાતું હોય એમ ચારે કોર આંખો ફેરવતો હતો. શિવજીભાઈ કાલ કરતાં કંઈ સારી સૂવાની વ્યવસ્થા કરવાના હોય એમ ગોદડીઓ ફેંદવા લાગ્યા, ને એકદમ ઊભા થઈ જઈને ઉપરાઉપરી કપડાં પહેરવા લાગ્યા.

'આ શો તુક્કો છે, હવે ?' કૉલેજિયને એમને માથેથી તાણીતાણીને બેસાડેલી ટોપી ખેંચી લઈને પૂછ્યું.

'હોય તેટલાં કપડાં પહેરીને સૂઈ રહો આરો છે, હવે ! ' ને ચારે કોર લાંબો હાથ કરીને બોલ્યાઃ 'ઝટ કરો ! નહિ તો બુકાનીઓ બાંધીને આવો મારી પાછળ પાછળ –ઘણુયે બંગલાઓ છે—કાં તો ત્યાં કે બબ્બે કામળાના મુલકમાં તમને પહોંચાડી ન દઉં તો મારું નામ......નહિ !'

નાનાભાઇ અત્યાર સુધી દબીદબીને હસતો હતો તે ખડખડાટ હસી પડયો. બહાર લીમડાઓમાં પવને પણ અટ્ટહાસ્ય કર્યું. દૂર ખાનપુર ચોકીના પોલિસે પોકારેલી આલબેલની જાણે એ ભરપૂર મશ્કરી હતી. પવનને જાણે થતું હતું કે કેટલાં માણસોને છાપરાંવનાં કરી નાખું, કેટલાં કાળજાંમાં કાણાં વીંધી દઉં તો આ શહેરની આલબેલનું જૂઠાણું ગવાતું બંધ થાય.

'વાસુકિ'

## કવિહૃદય

( હરિણી )

વન વન અને કુંજે કુંજે ભમી મધુમક્ષિકા  
કુસુમરજને સેવી સેવી પ્રસાદ મધુ ગ્રહી,  
કવિજનતણા હૈયા જેવો ભરે મધનો પૂડો;  
મધુરસ ઝમી ઊઠે જ્યાંથી લગાર દબાવતાં.

પૂજાલાલ

# ગુજરાતનું અઢીસો વર્ષ ઉપરનું તરેહવાર વણાટકામ

-

'ગુજરાતના સાંસ્કૃતિક ઈતિહાસ'ના મારા અંગ્રેજીમાં લખાયેલા મહાનિબંધ (Thesis)ને અંગે ગુજરાતને ગૌરવ અપાવનારી ઐતિહાસિક સામગ્રીનો સંચય મધુકરવૃત્તિથી હું કરી રહ્યો છું; અને થોડાક માસમાં એ લખાણ પ્રેસમાં જાય તે પહેલાં વિશેષ હકીકતો જેમ મળતી જાય તેમ તે તેમાં ઉમેરવા પ્રયત્નશીલ છું.

ગુજરાતની સીમાઓમાં લગભગ દક્ષિણમાં (માહીમ) મુંબાઈથી માંડી ઉત્તરમાં કચ્છ સુધીનો સમાવેશ કરવામાં આવે છે. જુદા જુદા રાજ્યકાળમાં ગુજરાત પ્રાંતની સરહદ બદલાતી રહી છે.

આ પ્રાંતના લોકોના પ્રધાન વ્યવસાયોનો વિચાર કરતાં, પ્રથમ ખેતી, પછી વહેપાર અને ત્રીજે છતાં ઓછા મહત્ત્વનો નહીં એવો હુન્નરઉદ્યોગનો વ્યવસાય છે.

કેવળ માલની લેવડદેવડ ઉપરાંત, નવી કારીગરી કરી તે દ્વારા પોષણ મેળવવું એ ગુજરાતી લોકોનું લક્ષણ મનાયું છે.

આ લેખમાં એવા એક વ્યવસાય સંબંધી પરિચય આપવા ધારણા છે. ઝીણાં અને મુલાયમ કાપડ માટે નહીં, પણ સામાન્ય જનતાના ઉપયોગમાં આવનાર કાપડના વણાટકામ માટે લાટ અને સોરઠની પ્રસિદ્ધિ 'પેરિપ્લસ'નો લેખક (ઈ. સ. ૬૦) જણાવે છે. અલ ઈદ્રિસી (૧૧૭૯–૧૧૮૬) નહરવાલા (અણહિલ્લવાડ પાટણ)ના રાજાના તાબાનાં બંદરો ગણાવતાં ખંભાત, ભરુચ, સોપારા, અને સંજાણનાં નામ કાપડના ઉદ્યોગ માટે ગણાવે છે. તે પછીના મુસલમાન કાળમાં અને પોર્તુગીઝ તથા અંગ્રેજ મુસાફરોના પ્રવાસકાળમાં ગુજરાતના વણાટકામના ઉલ્લેખો ઠેર ઠેર મળી આવે છે.

આ લેખમાં જેનો પરિચય અપાય છે તે તરેહવાર વણાટકામના બે અવશેષો, ગુજરાતના મધ્યકાલીન કલા કૌશલ્યનો ખ્યાલ આપવામાં ઉપકારક થાય છે. તે દૃષ્ટિએ તેનું મહત્ત્વ ગણવાનું છે.

ગુજરાતમાં જૈન અને જૈનેતર અથવા બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર–એવા બે સમુદાય ભેગા રહેવા છતાં જુદા અને કંઈક અંશે એકબીજાથી અસ્પષ્ટ રહ્યા છે. સદ્ભાગ્યે મને મળેલા તરેહવાર વણાટકામના બે નમૂના પણ જૈન અને જૈનેતર અથવા બ્રાહ્મણીય સમાજનો પરિચય કરાવે છે. જૈન નમૂનામાં તેના વણાટની ચોક્કસ સંવત, માસ અને તિથિ પણ મોજૂદ છે. બ્રાહ્મણીય નમૂનામાં વલ્લભાચાર્યના સમય પછીની એટલે સોળમા સૈકા પછીની રચનાનું અનુમાન થઈ શકે છે, કારણકે એમાં જ વલ્લભાચાર્યે રચેલા ષોડશ ગ્રંથમાંનો "ચતુઃશ્લોકી ગ્રંથ" આખો વણાટમાં ઉકેલી શકાય છે. ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં ગુજરાત પ્રાંતમાં પુષ્ટિસંપ્રદાયનો પ્રચાર વિશેષ થયેલો હોવાથી આ નમૂનાને ગુજરાતી ગણ્યા છે.

સં. ૧૭૩૯ના વર્ષમાં વણેલી પાટી ૧૧ ફૂટ ૬ ઈંચ લાંબી તથા ૧૭ ઈંચ પહોળી છે. એમાં પીળી ભોંય ઉપર રાતા અક્ષરો તથા આકૃતિઓની રચના પાડેલી છે. પોથી બાંધવા માટેની એ પાટી હશે એમ અનુમાન થાય છે.

અક્ષરોમાં જૈન ધર્મનો પવિત્ર નવકાર (નમસ્કાર) મંત્ર વણેલો છે, नमो अरिहंताणं। नमो सिद्धाणं । नमो आयरियाणं । नमो उवज्झायाणं । नमो लोयसव्वसाहुणं । संवत १७३९ वर्षे भाद्रवा वदि ५ दिने । शा० मनोहर पाटीकृता । [ છેલ્લેથી ત્રીજો શબ્દ શા. છે કે સા છે તેનો બરાબર બોધ થતો નથી.]

અક્ષરોનો મરોડ સુંદર અને સુરેખ છે; પડિમાત્રા (प्रतिमात्राः અક્ષરની ડાબી બાજુએ માત્રાને સ્થાને કાનો મૂકવો; એટલે મથાળે મૂકવાને બદલે સામો મૂકવો તે) ની પદ્ધતિ ધ્યાન ખેંચે. છે. આ યોજનાથી જેમ લહિયાને સ્થલસંકોચ કરવાનું અનુકૂળ પડે છે તેમ વણાટમાં પણ ગોઠવણી કરવામાં એ પદ્ધતિ અનુકૂળ આવી જણાય છે. મથાળે માત્રા મૂકવાથી ઉપરની વિશેષ જગા રોકાય છે; તેને બદલે બાજુમાં તેનો પ્રતીક ગોઠવવાથી સરલતા લાગે છે. આ વસ્તુ ચિત્રમાં જોવાથી વિશેષ સમજી શકાશે.

અક્ષરો ઉપરાંત આ પાટીમાં બીજી નાની નાની છતાં સ્પષ્ટ આકૃતિઓ ઊતારેલી છે. ત્રિશૂલ, ખડ્ગ, ખંજર, પાટી, હોડી, ઝુમ્મર વગેરે આકૃતિઓ ગમે તે ઓળખી શકે તેમ છે.×

ઉપરની પાટીનો પરિચય મને થયા પછી થોડે મહિને, વડોદરાના મ્યુઝિયમના કાપડ વિભાગમાં એવું બીજું ઐતિહાસિક વણાટકામ મારી નજરે પડ્યું. એક ગૌમુખી, કાનટોપી અને પોથીબાંધણ માટેની પાટી અથવા જેને મ્યુઝિયમ રજિસ્ટરમાં 'જનોઇ' કહીને ઓળખાવ્યું છે–તે ત્રણ વસ્તુઓ મારા જોવામાં આવી.

આ ચીજો કયાંથી મેળવવામાં આવી તેની પૂછપરછ કરતાં કયુરેટર મિ. સુપ્રકાશ ગાંગુલીએ મને માહિતી આપી કે દક્ષિણ રજપૂતાનામાંથી આ વસ્તુઓ એમને મળી હતી. તેમની સુજનતાથી જ એ વસ્તુઓનો ફોટો લેવા મને રજા મળી અને ભાઈ મણિલાલ મિસ્ત્રીએ મારે માટે તે લીધો; તે માટે તેમનો આભારી છું.

આ ત્રણે વસ્તુઓમાં રાતી ભોંયમાંથી સફેદ અક્ષરો દેખાય છે. કોઇ મોટા કકડામાંથી કાપીને ગૌમુખી અને કાનટોપી બનાવેલી જણાય છે; કારણકે ધાર ઉપરના ઘણા અક્ષર સીવણમાં આવી ગયા છે.

કાનટોપીનો પાછળનો ભાગ પાથરીને ફોટો લીધેલો છે. તેમાં श्री कृष्णः शरणं मम । બોલ અનેકવાર વાંચવામાં આવે છે. चतुःश्लोकी भागवतं संपूर्ण । પછી सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधीपः । स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन । વગેરે શ્લોકો સ્પષ્ટ ઊકેલી

× આ પાટી પાલણપુરના રહીશ ભાઇ નાથાલાલ છગનલાલ શાહે મને મેળવી આપી હતી, અને તે ઉપરની જ ફોટોસ્ટેટ ઉપરની નકલ મેં કરાવી લીધી છે. ગુજરાતમાં પુરાતત્ત્વને લગતાં અપ્રાપ્ય સાધનો–સિક્કાઓ, મૂર્તિઓ, સોનેરી ચિત્રપટો, સચિત્ર પોથીઓ વગેરેનો એમની પાસે કિંમતી સંગ્રહ છે. એમના સૌજન્યથી મને આ પાટીનો પરિચય કરાવવાની તક મળી છે તે માટે હું તેમનો ઋણી છું.

શકાય છે. એટલે ભક્તિમાર્ગનો પુષ્ટિસંપ્રદાય સ્થાપનાર શ્રી વલ્લભાચાર્યના ષોડશ ગ્રંથોનાં અવતરણો અહીં જોવાને મળે છે.

ગૌમુખીમાં ॐ नमः शिवाय નો મંત્ર અનેકવાર વાંચી શકાય છે; કેટલીક પંક્તિઓને છેડે શિવલિંગથી સમાપ્તિ કરેલી જોઈ શકાય છે.

જનોઇ અથવા બાજુ ઉપર ગોઠવેલી પટીમાં આખો ગાયત્રીમંત્ર ॐ भूर्भुवः स्वः। ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धी यो यो नः प्रचोदयात् । ભરેલી શકાય છે; અને બીજી લીટીમાં ॐ नमो भगवते वासुदेवाय। એ દ્વાદશાક્ષર મંત્ર જોઈ શકાય છે.

આ પ્રમાણે બ્રાહ્મણીય વિભાગના ત્રણે નમૂનામાંથી કૃષ્ણ, શિવ અને સૂર્ય–એ દેવોનાં સ્તોત્રો તથા મંત્રો મળી શકે છે. એકંદરે વણાટકામ મહત્ત્વનું છે. 'રામનામી'નાં કપડાં વણાટથી તેમ જ છાપથી બનાવાય છે તેનું આ જોઈને સ્મરણ થાય છે.

તરેહવાર વણાટશાસ્ત્રનો ઈતિહાસ પશ્ચિમના દેશોમાં બહુ પ્રાચીન નથી. વણાટ ઉપરનો એનસાઈક્લોપીડિયા બ્રિટેનિકામાંનો લેખ જોતાં જણાય છે કે સવાસો દોઢસો વર્ષથી એ પ્રાચીન નથી.

હાથની શાળમાં એક અવનવી શોધનો ઊમેરો તે 'જેકાર્ડ' (Jacquard machine) નું યંત્ર છે; પરંતુ આ શોધ એક જ માણસની નથી. લગભગ પોણોસો વર્ષ ઉપરાંતની અનેક શોધકોની મહેનતનું એ ફળ છે. હાલમાં તો મૂળની શોધમાં ખૂબ ફેરફાર થઇ ગયો છે; અને સુંદર તરેહવાર કામ સહેલ બની ગયું છે.

ઇ. સ. ૧૭૨૫થી માંડીને તરેહવાર વણાટકામના યંત્રમાં જુદા જુદા અખતરા અને સુધારા થવા લાગ્યા. આખરે સને ૧૮૦૧માં જેકાર્ડ નામના એક માણસે કેટલીક ચાલુ શાળો સુધારવાનું કામ કરતાં કરતાં સને ૧૮૦૪માં તરેહવાર વણાટકામ કરવા માટે એક સરળ યંત્રની રચના કરી. એ યંત્રમાં આજે તો ઘણી સરળતા તથા ત્વરા આણવામાં આવી છે; પરંતુ યંત્રનું નામ તેના શોધક જેકાર્ડ ઉપરથી પાડેલું આજે પણ કાયમ છે.

સાંકડી પાટી વણવાનું કામ નાની શાળથી બની શકે છે. તેમાં તરેહ પાડવા માટે ડોબી (Dobby) ની રચના હોય છે. એવી 'ડોબી'ની સંખ્યાબંધ રચના એકસાથે કામ કરે ત્યારે જેકાર્ડના મશીનની રચના થઈ શકે છે.*

પશ્ચિમના દેશોમાં વણાટની કલાનો વિકાસ, ઉપર જોયું તેમ ઘણો મોડો થવા પામ્યો હતો. તે દૃષ્ટિએ ગુજરાતનું વણાટકામ આજથી લગભગ અઢીસો વર્ષ ઉપર કેવું ગૌરવ લેવા જેવું હતું તેનો કઈંક ખ્યાલ, રજૂ કરેલા અવશેષો ઉપરથી વાંચકોને આવી શકશે એમ ધારું છું.

**મંજુલાલ રણછોડલાલ મજમુદાર**

---

* જુવો 'એનસાઇક્લોપીડિયા બ્રિટેનિકા; વૉ. ૨૮, પાનું ૪૪૪ (અગિયારમી આવૃત્તિ)

# સાહિત્યને ઓવારેથી—

૭

## દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા

રાજ્યતંત્ર, તત્ત્વજ્ઞાન અને સાહિત્યને જિંદગીભર સાથે જ સેવતા દી. બ. નર્મદાશંકરભાઈ સંસ્કૃત વિદ્વત્તાના વિશિષ્ટ ગુર્જર ઉપાસકોમાં વિરલ સ્થાન ભોગવે છે. મહારાષ્ટ્રની સરખામણીએ ગુજરાતે દાખવેલી સંસ્કૃત વિદ્યા તરફની ઉદાસીનતા સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને તો વિષાદ ઉપજાવે તેવી જ છે. પૂનાના ડો. ભાંડારકર પૌર્વાત્ય સંશોધન મંડળની માફક સંસ્કૃત વિદ્વત્તાને વેગવંતી કરવાના પદ્ધતિસરના પ્રયત્નો તો હજુ ગુજરાતમાં થાય ત્યારે ખરા, પણ આજે જે ગુજરાતના વિદ્યમાન સંસ્કૃત વિદ્વાનો કોઈ આવી કેન્દ્રીભૂત સંસ્થાના સંગીન સહકાર વિનાયે પોતાની વિદ્વત્તાના બળે પરપ્રાન્તમાં ને વિદેશોમાં યે કીર્તિપાત્ર બને તેમ છે, તેઓમાં નર્મદાશંકરભાઈનું નામ તો અવશ્ય ગણાવવું જ પડે; કારણકે પૂર્વ ને પશ્ચિમના તત્ત્વજ્ઞાનના વિષયમાં તેમની વિદ્વત્તાના તેજે આજે ઘણાને આંજી દીધા છે.

ગંભીર મુખ પાછળ ડોકિયાં કરતી તેમની વિનોદવૃત્તિ તેમના તત્ત્વજ્ઞાન પાછળ છૂપાયલી સાહિત્યરસિકતાની સાખ પૂરે છે. મુ. નર્મદાશંકરભાઈએ કર્તવ્ય કે મોભા ખાતર પ્રયત્ન વડે ભારેખમ દેખાવાની ટેવ પાડી જણાય છે; નહિ તો મને તો ખાત્રી છે કે બાલ્યાવસ્થામાં ને યૌવનમાં આજના જેટલા જ્યારે માનનીય ને મહાન નહિ હોય ત્યારે તેઓ વધુ વિનોદી ને ટીખળી હોવા જોઈએ. આજે પણ તેમના અંતરંગ મંડળમાં તેમનો હાસ્યરસ તેટલો જ ઠાવકો ને આનંદપ્રદ છે.

ઇશ્વરે તેમને ઊંચા કુટુંબમાં જન્મ આપ્યો, ને પુરુષાર્થ વડે તેઓ ભાગ્યવિધાતા થયા છે. માસિક રૂ. ૨૦) જેટલા પગારથી મહેસુલી ખાતાના કારકુન તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી રૂ. ૩૦૦૦) સુધીના માસિક પગારવાળા ભારે હોદ્દાઓ ભોગવવા તેઓ ભાગ્યશાળી થયા છે. સતત ઉદ્યોગ, કુશાગ્ર બુદ્ધિ ને કુનેહ શું નથી સાધતી?

નાનપણમાં હાઈસ્કૂલના અભ્યાસ દરમિયાન, મોસાળ નડિઆદમાં જ તેઓ ઘણાં વર્ષ રહ્યા. કવિ બાળાશંકર કંથારિયા તેમના મામા થાય ને તત્ત્વજ્ઞાનપ્રિય ઉલ્લાસરામ તેમના માતામહ. એટલે બંનેના સંસ્કારોની દૃઢ છાપ તેમના જીવન ઉપર પડી. મામાએ 'નૃસિંહ-ચમ્પૂ' ને 'નારદભક્તિસૂત્ર'ના અભ્યાસથી શરૂઆત કરી ભાણેજમાં સંસ્કૃત સાહિત્યનો શોખ ઉત્પન્ન કર્યો ને માતામહે તેમનામાં શાક્ત મત, ઉપનિષદ, ને યજ્ઞયાગાદિક માટે શિક્ષણ દ્વારા અભિરુચિ જગાડી. મેધાવી ભાણાએ પછી તો વ્યાકરણ ને કાવ્ય નાટકના અનેક ગ્રંથો ભણી કેટલાય શ્લોકો, સ્તોત્રો ને યજુર્વેદનાં સૂક્તો કંઠસ્થ કરી લીધાં, અને કંઠસ્થ સાહિત્યને ગાવામાં ને લલકારવામાં આ ચપળ બટુકે બહુ ઉત્સાહ દાખવી સંગીતનો પણ શોખ દાખવ્યો. તેવામાં મેટ્રિક પાસ થયા, ને 'બરોડા કૉલેજ'માં અભ્યાસ માટે વડોદરા ગયા. ત્યાં શ્રીમન્નૃસિંહાચાર્યના સમાગમે તેમના માતામહે વાવેલા તત્ત્વજ્ઞાનના સંસ્કારને વધુ વિકસાવ્યા. શ્રીમાન ગુરુનો આ સંપ્રદાય આજે પણ તેમને સુખદ અને પ્રેરક બન્યો છે.

વડોદરાની કોલેજમાંથી સંસ્કૃત લેઈ બી. એ. પાસ થયા ને યુનિવર્સિટીનું ભાઉ દાજી ઇનામ મેળવ્યું. પછી ગુજરાત કૉલેજમાં 'ફેલો' નીમાયા ને એમ. એ. માટે પ્રો. આનંદશંકરભાઈ સાથે વૃત્તિપ્રભાકર અને વેદાન્તના અન્ય ગ્રંથો વાંચ્યા. પણ ભાગ્ય તેમને અન્ય દિશામાં દોરતું હતું; અને પિતાની ઇચ્છાને માન આપી એમ. એ. થવાનું સ્વપ્ન જતું કરી ટૂંક સમયમાં જ મહેસૂલી ખાતામાં કારકુન તરીકે માસિક રૂ. ૨૦) ના પગારથી નોકરી સ્વીકારી રાજ્યતંત્ર સાથે રમત ખેલનાર આ નરે કાળક્રમે રેવન્યુ, ન્યાય, સુધરાઈ ને સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમાં એવી તો જ્વલંત સેવા કરી કે તેમના સમાગમમાં આવનારા સર્વ અમલદારોએ તેમનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. કિસ્મતના કૃપાપાત્ર જનના કૂદકા અહીં નોંધવા તે અસ્થાને છે. તેમની 'સર્વિસ-બુક,' તેમની કુનેહ, ખબરદારી, ખંત ને બુદ્ધિમત્તા આદિ વિશિષ્ટ ગુણોની સળંગ નોંધપોથી જ ન હોયની ! તીક્ષ્ણ ને ચપળ બુદ્ધિવાળા આ ઉદ્યોગી નરનું સમગ્ર નિરીક્ષણ કરવામાં બેધ્યાન બની ઓવારા ઉપરથી લપસી જવાય, માટે સાહિત્યની દૃષ્ટિએ જ તેમને નિરખી સંતોષ માનીશું.

"રેવન્યુ ખાતું જ એવું છે કે ભલભલો સરસ્વતી દેવીનો ઉપાસક તેની આરાધના અને સેવામાં શિથિલ થઈ જાય; એટલી બધી તે નોકરી વ્યવસાયી, શ્રમભરી અને વ્યગ્રતા કરનારી છે." મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડ પણ અત્યંત શ્રમ અને ઉદ્યોગની અપેક્ષા રાખે છે. આ બધી પ્રવૃત્તિમાંથી પણ નર્મદાશંકરભાઇ, વખત ચોરી, અધ્યયનપરાયણ રહી સાહિત્ય સેવા કરે છે, તે ગૌરવભરી બીના છે.

મહેસૂલી અમલદાર તરીકે ગામડાંની મુલાકાતો લેવી, અજ્ઞાન લોકો સાથે પ્રસંગો પાડવા, તેમની યોગ્ય અયોગ્ય ફરિયાદો સાંભળવી, ને રેવન્યુ ખાતામાં અનુભવાતા પ્રપંચો, ગડમથલો ને ચિંતાઓને મહાત કરી સ્વાધ્યાયનો પ્રવાહ સતત ચાલુ રાખવો તે કેટલું કઠિન છે તે તો અનુભવે જ સમજાય.

નર્મદાશંકરભાઈનું ઘડતર જરા વિચારીએ તો જણાશે કે મોસાળમાં મામા ને માતામહે તેમને ધર્મ અને સાહિત્યના સંસ્કાર આપ્યા, શ્રીમન્નૃસિંહાચાર્યની પ્રેરણાએ તે સંસ્કારોને પાંગરાવ્યા ને પ્રો. મણિલાલ દ્વિવેદી, પ્રો. જેઠાલાલદાસ કણીઆ ને પ્રો. આનંદશંકરભાઈ ધ્રુવના પરોક્ષ કે પ્રત્યક્ષ સંપર્કે તેમને ફળવંતા કર્યા. રેવન્યુ ખાતાએ તેમને લોકોના સમાગમમાં લાવી વેદિયા પંડિત થતા અટકાવ્યા ને માનવજીવનના પ્રપંચો અને ત્રુટીઓની પર લઇ જઇ તેમની પારલૌકિક દૃષ્ટિને પોષી. કાયદાના જ્ઞાને તેમની સમાલોચના ને સંશોધનની શક્તિઓને વધુ સૂક્ષ્મ ને ચોક્કસ બનાવી, અને રાજ્યતંત્રના અભ્યાસે ધર્મ ને તત્ત્વજ્ઞાનના વિરોધી દેખાતા પ્રવાહોને સુસંવાદી બનાવવાની તેમને કુનેહબાજી અર્પી.

તેઓ હાઈસ્કૂલમાં ભણતા ત્યારે સુધારાના ભણકાર શમી ગયા હતા. કવિ નર્મદ ઉચ્છેદક મટી સંરક્ષક બન્યો હતો; તેથી જૂની ધાર્મિકતાના ધામ સરીખા મોસાળમાં નર્મદાશંકરભાઈને ધર્મ, સમાજ ને રાજકારણમાં પણ ખંડક નહિ પણ સંરક્ષક થવાના જ સંસ્કારો મળ્યા. નાગરપણું ને નાગરિકતાથી અંકાયેલા આ સંસ્કારો ભવિષ્યમાં દૃષ્ટિવિશાળતાએ રંગાયા તે કબૂલ કરવું પડે કે તે અસ્પૃશ્યતાનિવારક બન્યા; પણ કદી યે સચોટ ખંડનાત્મક તો ન જ બન્યા. તેમની ધાર્મિક વૃત્તિઓ ઉચ્છેદ નહિ, પણ સંવાદને જ

શોધે છે; તેમના રાજકારણના વિચારો ક્રાન્તિકારક ન બનતાં ક્રમિક વિકાસનું શરણ શોધે છે; ને મામાના 'ભારતીભૂષણે' ને દોલતરામના 'ઇન્દ્રજીતવધ' કાવ્યે પોષેલા સાહિત્યના સંસ્કાર પણ તેવી જ સંરક્ષક નીતિમાં વિહરે છે.

નર્મદાશંકરભાઈને શિસ્ત સાચવનાર અમલદાર તરીકે જ નિરખનાર જનને તેમના સાહિત્ય ને ધર્મતત્ત્વજ્ઞાનના વાણાતાણાથી તૈયાર થયેલું સાદું જીવનપટ ન જણાય કારણકે તેને તો ઉપર લાગેલા રંગો જ આંજી દે છે. નોકરી દરમિયાન આમવર્ગ સાથે સાધેલા સમાગમને લીધે તેમની વિનોદવૃત્તિ એક વ્યવહારદક્ષ વ્યક્તિ તરીકે આજે પણ તેમની પાસે 'બામણા, પત્તર ફાડવી, મહેરબાન' જેવા ઘરગથ્થુ શબ્દો બોલાવરાવે છે, ને આ સમાગમથી પ્રાપ્ત થયેલી કુનેહે તેમને સરકારવિરોધી લોકસેવકોના પણ મિત્ર બનાવ્યા, એમ તેમની મ્યુનિસિપાલિટીઓની સેવાઓ સાબિત કરે છે.

તેમના અભ્યાસખંડમાં જરા ડોકિયું કરીએ તો વેદની સંહિતા, કોઈ કમિટી કે કમિશનનો રિપોર્ટ, મ્યુનિસિપલ કે લોકલબોર્ડ ઉપરનું કોઈ પુસ્તક, સાહિત્ય કે તત્ત્વજ્ઞાનનો સંસ્કૃત, ઇંગ્રેજી કે ગુજરાતી ગ્રંથ—આવી વિવિધ સામગ્રી દૃષ્ટિગોચર થશે. અભ્યાસના જુદા જુદા વિષયો તેમને મૂંઝવતા નથી, પણ ઊલટું તેઓ તે બધાને માપવા મથે છે. પોસ્ટના કાગળો સ્થળ પ્રમાણે વહેંચી નાખવા માટે હોય છે તેમ વિષયો પ્રમાણે જાણે કે મગજનાં ખાનાં ના પાડી દીધાં હોયને! આવા પરસ્પરવિરોધી, અસંબદ્ધ કે નિરપેક્ષ વિષયોનો સમન્વય કુશાગ્ર બુદ્ધિ વિના કોણ કરી શકે? આવી બુદ્ધિમત્તા ને વિદ્વત્તાના બળે બબ્બે વખત સદ્ગ. ગોકુળજી ઝાલા વેદાન્ત ઈનામ જીતનાર નર્મદાશંકરભાઈ આ જ ઇનામી નિબંધના મુંબઇ યુનિવર્સિટી તરફથી ઇ. સ ૧૯૧૯માં પરીક્ષક તરીકે નિમાયા, ઇ. સ. ૧૯૨૮માં સાહિત્ય પરિષદના ધર્મ વિભાગના અધ્યક્ષ તરીકે ચૂંટાયા, ઇ. સ. ૧૯૨૯માં 'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન્સ્ટીટ્યુટ'ના ઉપપ્રમુખ થયા, ને એમ, કોમ (M. Com.) માં લોકલ ફાઇનન્સ ઉપરની 'થીસીસ' માટેના ઇ. સ. ૧૯૩૨માં એક પરીક્ષક બન્યા.

મુ. નર્મદાશંકરભાઈની વિદ્વત્તા યજ્ઞયાગાદિક ને વેદની સંહિતામાં જ પૂરાઈ ન રહેતાં, ઉપનિષદો, દર્શનો, બૌદ્ધ ને જૈન ધર્મો, તથા શાક્ત ને લોકાયત સંપ્રદાયોના વિવિધ પ્રદેશોમાં વિચરે છે, ને તેથી જ તેમની પ્રસિદ્ધ થયેલી કૃતિઓ તેમના ગહન ને વિશાળ અભ્યાસના પરિપાક સમી છે. તેમનો અભ્યાસ તલસ્પર્શી, ચિંતન ઊંડું, સમાલોચના તુલનાત્મક ને અનુમાનો તર્કયુક્ત છે. આદ્ય શંકરાચાર્ય, શાક્ત સંપ્રદાય કે બૌદ્ધ ધર્મ સંબંધી ચાલતી આવેલી ઘણીએ અનૈતિહાસિક માન્યતાઓને ઉચ્છેદીને સત્ય હકીકતોને અભ્યાસબળે પ્રકાશમાં આણી છે. તેમનાં મુંબઇ અને અમદાવાદનાં ભાષણો ધ્યાનમાં લેતાં આ હકીકતનું તથ્ય સમજાશે.

હવે તેમની રસિક વિનોદવૃત્તિને મારા અનુભવમાં આવેલા પ્રસંગથી જરા મૂર્ત સ્વરૂપ આપું. ઈ. સ. ૧૯૩૧ના મે માસમાં આચાર્ય આનંદશંકરભાઇએ મુ. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાના માનમાં આકાશેઠ કૂવાની પોળમાં પોતાના મકાન ઉપર રાત્રે એક નાનકડા સ્નેહી મિત્રમંડળને આમંત્ર્યું હતું, કે જ્યારે ચંદ્રશંકરભાઈ સ્વરચિત કાવ્યો જાતેજ ગાઈ બતાવનાર હતા. ગુરુવત્સલ મુ. નર્મદાશંકરભાઇ તો આ પ્રસંગે હોય જ. મુ. ચંદ્રશંકરે

ધર્મ અને તત્ત્વજ્ઞાનનો સંબંધ સમજાવી, તેમણે ગુજરાતના તત્ત્વજ્ઞ-કવિઓને પણ યોગ્ય ન્યાય આપી, ગુજરાતના તત્ત્વજ્ઞાનના ઇતિહાસ તરફ અંગુલિનિર્દેશ કર્યો છે. આ ઉપરાંત તેમના 'સર રમણભાઇની મ્યુનિસિપલ સેવાઓ' 'સ્થાનિક સ્વરાજ્ય' 'સંસ્કૃત સાહિત્ય' વગેરે ઉપરનાં છૂટક ભાષણોનો નામનિર્દેશ કરી જ સંતોષ માનું છું.

'અખો અને તેના ગ્રંથો' નામના પુસ્તકને તેમણે સંશોધન કરી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી છપાવ્યું છે. આ પુસ્તકમાં પ્રસ્તાવના દ્વારા તેમણે અખાના વખતની સામાજિક ને રાજકીય સ્થિતિનો ખ્યાલ આપી તેના જીવનપ્રસંગો, જીવનકાળ, તત્ત્વજ્ઞાન વગેરે ઉપર અભ્યાસપૂર્ણ માહિતી આપી ગુર્જર વાચકોને ઉપકૃત કર્યા છે. તેથી યે વિશેષ તો તેમણે 'અખેગીતા'નાં કડવાંનું પૃથક્કરણ કરી તેનું રહસ્ય સમજાવ્યું છે, ને વેદાન્ત, દર્શનો, જૈનધર્મ અને બૌદ્ધધર્મના સિદ્ધાંતોનો તુલનાત્મક દૃષ્ટિએ ઉલ્લેખ કર્યો છે. પાછળ ટૂંકી નોંધ આપી પુસ્તકની ઉપયોગિતામાં ખાસ ઉમેરો કર્યો છે.

હવે આપણે તેમના ત્રણ કિંમતી ગ્રંથો ઉપર આવીએ. 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ' 'ઉપનિષદ્ વિચારણા' ને 'શાક્ત સંપ્રદાય'. આ ગ્રંથત્રયી જો તેમણે ના આપી હોત તો તેમની વિદ્વત્તા બહુ સફળ ને ગૌરવંતી ન બનત. આ ઉપયોગી ગ્રંથોની સવિસ્તર સમાલોચના આવા લઘુ લેખમાં શક્ય નહિ હોવાથી તેમનું સ્વલ્પ વિવેચન કરીને જ વિરમીશ.

**स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।** એ આદેશને અનુસરીને તેઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' લખવા પ્રેરાયા. પુરોગામી તત્ત્વજ્ઞ લેખકોનું ઋણ સ્વીકારી તેમણે પોતાનું દૃષ્ટિબિંદુ પ્રસ્તાવનામાં જ સ્પષ્ટ કર્યું છે. હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ તેમની તુલનાત્મક, ઐતિહાસિક ને સંશોધક દૃષ્ટિને સાંકળા નહિ, પણ અનેક નાની મોટી નદીઓના પ્રવાહોથી મિશ્રિત થઇ સમૃદ્ધ બનતા ગંગાપ્રવાહ સરખો જણાયો, ને પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો પ્રવાહ લુપ્ત-અલુપ્ત રીતે વહેતી સરસ્વતીના જેવો ભાસ્યો. 'ગુજરાત કૉલેજ'ના પ્રો. ધ્રુવના આદેશથી તેમણે પશ્ચિમના તત્ત્વજ્ઞાનનાં સ્વરૂપ નિરખેલાં. બંનેના તુલનાત્મક અભ્યાસ પછી તેઓ ભારતીય તત્ત્વજ્ઞાનને આત્માની મુક્તિ ને શાંતિ આપનાર માને છે, જ્યારે યુરોપીય તત્ત્વજ્ઞાન તેમને બૌદ્ધિક સંતોષ આપનારું જ લાગે છે. તેમના આ વિશદ મંતવ્યને ઘણા તત્ત્વજ્ઞ વિદ્વાનોનો અવશ્ય ટેકો મળે.

તેથી યે વિશેષ, જો તેમની તત્ત્વજ્ઞાન વિષેની રસિક ને સુંદર દૃષ્ટિનો વાચકને પરિચય કરવો હોય તો તેમનું પોતાનું જ નીચેનું વાક્ય બસ થશેઃ—

"તત્ત્વજ્ઞાનની ભિન્ન પ્રસ્થાન શ્રેણીઓ તે ગંગા, યમુના ને સરસ્વતી વડે ઉત્પન્ન થયેલી ત્રિવેણી જેવી છે. જેવી રીતે સુંદર સ્ત્રીની વેણી વળથી ગુંથાય છે, ત્યારે તેના મસ્તકને શોભા આપે છે, અને છુટાં લટીઆં સૌંદર્યને લજાવે છે, તેમ બ્રાહ્મણોના, બૌદ્ધોના અને જૈનોના વિચારોનો જેઓ સમન્વય કરી જાણતા નથી, તેને મારી અલ્પ મતિ તત્ત્વજ્ઞ કહી શકતી નથી, પરંતુ ધર્માંધ કહે છે."

ધર્માંધતાથી ભિન્ન આવી ધાર્મિકતા ખીલવી તે વિશાળ ને સત્યશોધક દૃષ્ટિ જ સાધી શકે. આ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તેઓ ગુજરાતના તત્ત્વજ્ઞાનનાં કે ગુજરાત તત્ત્વજ્ઞ કવિઓનાં મૂલ્ય આંકવાનું પણ વિસર્યા નથી, એ હકીકત આપણા ગુજરાતી સાહિત્યને ગૌરવ આપે તેવી છે; કારણકે ગુજરાતી સાહિત્યનો આ દૃષ્ટિએ વિગતવાર ઇતિહાસ

નહિ જેવો જ છે સાદી ને ચોક્કસાઈવાળી શૈલીવડે લેખકનો શ્રમ કઠિન વિષયને સહેલો બનાવવામા, ને પારિભાષિક ગહન શબ્દોને સરળ રીતે સમજાવવામા સફળ નીવડયો છે તેમા તેમણે જ્ઞાન કર્મ ને ભક્તિનો સમન્વય કર્યો છે, અને જુદા જુદા મતોને તથા દર્શનોને સમજાવ્યા છે એટલુ જ નહિ, પણ ભારતીય ને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનું સાધર્મ્ય-વૈધર્મ્ય બતાવી આપ્યુ છે અતમા આપેના મદર્શ ગ્રથોની યાદી ( Bibliography ) તેમના વિશાળ વાચન ને ગહન વિદ્વત્તાની સાખ પૂરે છે

'ઉપનિષદ્ વિચારણા' ગુજરાતી પ્રજામાં ઉપનિષદોના અભ્યાસની વિશેષ અભિરુચિ ઉત્પન્ન થાય એવા હેતુથી લખાયલો ગ્રથ છે જગતભરના સાહિત્યમા ભારતવર્ષના જે ઉપનિષદ્ સાહિત્યે અપૂર્વ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે તેમા પ્રાચીન ને અર્વાચીન પદ્ધતિએ જાણવા યોગ્ય હોય તે એકત્ર કરી વાચક સમક્ષ રજુ કરવાની લેખકની નેમ છે મૌલિક ગ્રથોનો અભ્યાસ કરી તેમણે ઉપનિષદોનો ઐતિહાસિક રીતે વેદ, દર્શનાદિ સાથેનો સબધ સમજાવી, તે વખતની સામાજિક સ્થિતિનો પણ ચિતાર આપ્યો છે વળી યુરોપ અમેરિકામા ઉપનિષદ્ સાહિત્યની અસર વર્ણવી ઉપનિષદ્‌ના તત્ત્વજ્ઞાન અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની તુલના કરી છે વિશેષમા, આ સાહિત્યના પ્રધાન પ્રવર્તકો મુખ્ય રહસ્યમય સિદ્ધાતો તથા કાળનિર્ણય જેવા પ્રશ્નોને પણ છેડી પુસ્તકને વધુ કિંમતી બનાવ્યુ છે

શાક્ત સપ્રદાયના સસ્કાર તત્ત્વજ્ઞાનની જેમ માતામહ પાસેથી જ તેમને મળ્યા હતા ને તે વર્ષો પછી વિકાસ પામી 'શાક્ત સપ્રદાય' નામે પુસ્તકમા પરિણમ્યા બૌદ્ધધર્મનો ને તંત્રશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કર્યા પછી આ પુસ્તક લખવાની પણ તેમને ઈચ્છા થઈ વેદાન્ત ને શાક્ત સપ્રદાય બનેની દૃષ્ટિ મતાધ હોઈ ભૂલભરેલી છે, તેમને બનેનો સમન્વય કરતા નહિ આવડવાથી આપણા ધર્મનુ સર્વાગસુંદર સ્વરૂપ સમજવામા તે તે પક્ષવાળાઓ નિષ્ફળ નિવડયા છે આ ઉભયની મતાધતાને વખોડી કર્તાએ શાક્ત સપ્રદાયના છૂટક છૂટક વેરાયલા કણોને, સહિતામાથી, બ્રાહ્મણોમાથી, આરણ્યકો, ઉપનિષદો ને વ્યાકરણાદિ વેદાગોમાથી સૂત્રો, આગમો, તત્રો, નિબધો ને પુરાણોમાથી તથા જૈન ને બૌદ્ધ ધર્મોમાથી વીણી વીણી એકઠા કર્યા છે, તથા શાક્ત પૂજનના પ્રકારો, યંત્રો આદિ સમજાવ્યા છે પણ કેવળ સસ્કૃત સાહિત્યની સીમાઓમા જ પૂરાઈ ના રહેતા લેખકે ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલા શાક્ત સાહિત્યનો ઉલ્લેખ કર્યો છે, ને સ્ત્રી જાતિનુ ગૌરવ વધારવામા ગુજરાતના મુખ્ય શાક્ત કવિઓએ આપેલો ફાળો પણ તારવી બતાવ્યો છે આવી તુલનાત્મક ને ઐતિહાસિક દૃષ્ટિ વિશાળ ને વિવિધ અભ્યાસ તથા સૂક્ષ્મ સશોધન દૃષ્ટિ શુ નથી આપતી ? ગુજરાતી સાહિત્યના આવા અક્ષુણ્ણ જેવા થઈ રહેલા પ્રદેશમા આ પુસ્તકે પગદડાનો પ્રશસાપાત્ર માર્ગ પાડયો છે

આવા કિંમતી ગ્રથો આપી મુ નર્મદાશકરભાઈએ પોતાની વિદ્વત્તાને ફળવતી કરી છે એટલુ જ નહિ પણ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ ને ગૌરવવતુ કર્યુ છે આ ગ્રન્થત્રયી પરપ્રાન્તોમા ને પરદેશોમા પણ પ્રશસા પામે તેવી વિદ્વત્તાથી સ્પષ્ટ રીતે અકાયલી છે

આમ દી બ નર્મદાશકરભાઈને રાજ્યતત્રની અટપટી ભૂલભૂલામણીએ ફસાવીને સાહિત્યપરાઙ્મુખ નથી બનાવ્યા, તે માટે મારા તેમને હાર્દિક અભિનદન છે પણ આટઆટલા ગુણદર્શન પછી પ્રવૃત્તિમા યે નિવૃત્તિ શોધતા આ પડિતની વિદ્વત્તા વિષે પ્રતિકૂળ પણ સત્ય બોલ કહ્યા વિના હુ વિરમી જાઉ તો મારુ કાર્ય અપૂર્ણ જ રહે

અખાના પુસ્તકોનું સંશોધન કરવામાં લેખકે જેવી વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના લખી, તેવી જ જો સંપૂર્ણ નોંધ આપી હોત તો અખાની વાણીને સામાન્ય જનસમૂહ વધુ સમજી શકત. નોંધમાં કેટલાક શબ્દો ઉપર ખૂબ સમજૂતી આપી છે, ત્યારે કેટલાક કઠિન શબ્દો તેમાં સ્થાન જ પામ્યા નથી. આ કારણે નથી પ્રમાણનું ઔચિત્ય સચવાયું, કે નથી અખાને સંપૂર્ણ ન્યાય મળ્યો. જોકે અખાની વાણી—ને તેમાં યે તેની 'અખેગીતા' કઠિન ને દુર્ગમ છે; પણ અખાની કૃતિઓ આવા ઉત્તમ વિદ્વાનના હાથે પદે પદે સરળ બને એ આશા શું વધારે પડતી છે ? કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ જ્યારે તેઓ પોતાના જ્ઞાનબળે આપી શકે તેમ હોય ત્યારે પણ વ્યુત્પત્તિ તે અન્ય ભાષાશાસ્ત્રકોવિદોનો જ ઇજારો છે એમ વિવેક દાખવી વ્યુત્પત્તિ કે અર્થ આપવાની ફરજમાંથી મુક્ત બનવાનો અયોગ્ય પ્રયત્ન કર્યો છે. કેટલાયે સ્થળે ભ્રષ્ટ પાઠ દાખલ થયા છે, કવચિત્ અર્થહીન પાઠને પણ ટકાવી રાખ્યા છે. કેટલીક પાઠ-ભૂલો તો સામાન્ય સંશોધક પણ ન કરે તેવી છે, તો પછી મુ. નર્મદાશંકરભાઈ જેવા વિદ્વાનના હાથે સંશોધિત થયેલી આવૃત્તિમાં આપણને તે કેમ ન ખૂંચે ? પ્રવૃત્તિમય જીવન ને વખતનો અભાવ આવી ભૂલો માટે મુખ્યત્વે જવાબદાર હોવા છતાં તે માટે તેમને સંપૂર્ણ દોષમુક્ત તો ન જ ઠરાવી શકે.

રેવન્યુ ને ન્યાયના અમલદાર તરીકે લોકજીવનના સમાગમમાં આવ્યા છતાં તેમની કલમે આમવર્ગના જટિલ પ્રશ્નોને સાહિત્ય દ્વારા ભાગ્યે જ છેડ્યા છે. જનસમૂહની મુશ્કેલીઓ ને ત્રુટીઓને તેમણે વિચાર ને આચાર વડે લક્ષમાં લીધી છે, પણ કદી સાહિત્યની અમર વાણીમાં તો નથી જ વણી. ભૂખે મરતી પ્રજા ઐહિક જીવનના કૂટ પ્રશ્નોને ઉકલે તો જ આધ્યાત્મિક જીવનને સ્પર્શતા તત્ત્વજ્ઞાનનો વિચાર કરી શકે. સુખમાં ઉછરેલા આ અમલદારે તેમની ભાવભીની વ્યવહારકુશળ દૃષ્ટિને સાહિત્યમાં જો કદી મૂર્ત સ્વરૂપ આપ્યું હોત, તો તેમની સાહિત્ય સેવા વધુ જ્વલંત બનત. પણ તેમના સંસ્કાર ને સંયોગો જોતાં તો તેમણે સ્વીકારેલા સાહિત્ય પ્રદેશો વિના અન્ય શું સંભવી શકે ?

અંતમાં, મુ. નર્મદાશંકરભાઇએ કુટુંબની ને નોકરીની અનેકગણી વિટંબણાઓ વચ્ચે પણ સ્વાધ્યાયશીલ રહી સાચા દીલથી ગુજરાતી સાહિત્યની કિંમતી સેવા કરી છે. પણ તેમની સંસ્કૃત સાહિત્ય સેવા આગળ આ ગૌણ લાગે છે. સંસ્કૃત નહિ, પણ ગુર્જર સાહિત્યને જ મુખ્ય ધ્યેય બનાવી તેઓ ગુજરાતના તત્ત્વજ્ઞ કવિઓ ને તેમણે ભાખેલા તત્ત્વજ્ઞાન ઉપર ગુજરાતી ભાષામાં પ્રમાણભૂત સ્વતંત્ર ગ્રંથ લખે, ને ગુજરાતના વર્તમાન વિવિધ સંપ્રદાયો ઉપર જનસમાજને ઉપયોગી થાય તેવાં પુસ્તકો રચે એ આશા તેમની વિદ્વત્તા ને ઉત્સાહ જોતાં જરા યે વધારે પડતી નથી. 'અખિલ ભારતવર્ષ તત્ત્વજ્ઞાન મહાસભા' તો તેમને વિશેષ માન અર્પે ત્યારે ખરૂં; પણ ગુજરાત તેના આ તત્ત્વજ્ઞાનના પ્રખર વિદ્વાનને વધુ ને વધુ સાહિત્ય સેવાઓ માટે પ્રેરી તેમની વિદ્વત્તાની સવિશેષ કદર કરે એ અભિલાષા શું અસ્થાને છે ! નીતિ[1] અને આન્વીક્ષિકી:[2] ઉભયના આ નેતા નર્મદાશંકરભાઇને જગતપિતા દીર્ઘાયુ અર્પે, ને તેમની પાસે ઉત્તરાવસ્થામાં યે ઐહિક ને આધ્યાત્મિક મહત્તર સેવાઓ કરાવી તેમનું જીવન ઉજ્જ્વળ, એ જ અંતિમ પ્રભુ પ્રાર્થના.

પ્રો. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી

---

૧. રાજનીતિ ૨. અધ્યાત્મવિદ્યા

# ઝંઝાવાત

" ભાંગો ભોગળ ! ભાંગો ભોગળ !
ખોલો બારી બારણાં !
સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો ! "
સાદ દે મ્હેરામણા.

આભ ચંદરવો,
ઝણે સંગીત સાગરતાર:
પાનખરનાં ઓઢણાં !
ઝંઝાનિલે નિજ નૃત્ય માંડ્યું
પૃથ્વિને પગથાર.

વનચમન ગાય હુલામણાં !
" સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો ! "
સાદ દે મ્હેરામણા !

મયૂર નાચે મત્ત હૈયે,
આભ પંખે પાથરી:
કપોત કૂજે કુંજ કુંજે,
પાંખમાં પાંખો વણી:

આમલીની ડાળ વિંઝે વિંઝણાં !
" સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો ! "
સાદ દે મ્હેરામણા !

શિરિષ તરુના શુષ્ક ઘુઘરે,
અનિલ બાજે ખંજરી:
સહકાર સુંદરીઓ હસી હસી,
દાંત વેરે મંજરી:

શાલવનનાં પર્ણ ગાય વધામણાં !
" સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો ! "
સાદ દે મ્હેરામણા !

શુષ્ક, ક્ષીણ, વીદીર્ણ,
જીર્ણ નીચે ખરે:—
વિશ્વ સંગીતમાં બસુર જે,
સૃષ્ટિનૃત્યે તાલ જેના ના પડે !
નવવિભવ ને નવસૃજનમાં અળખામણા !—
"સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો !"
સાદ દે મ્હેરામણા !

નિસર્ગ નાચી,
સુકલ પર્ણ સરી પડયાં:
પૃથ્વી નાચી,
માટીના થર ઉતર્યા:
વ્યોમ નાચ્યું,
હૃદય-ફૂમા આંસુડાં થઇ ઓગળ્યાં:
એક માનવ ના ઊઠયાં, એને મીઠી આત્મપ્રતારણા !
"સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો !"
સાદ દે મ્હેરામણા !

"ભાંગો ભોગળ, ખોલો બારી બારણા !"
સાગર પુકારે સાદ:
સાંકળ સહુ ખખડાવી જાય સમિરણા:
ઝાડ જાગે, શુષ્ક ત્યાગે,
પંખી પ્રાણી નાચતાં:
પણ માનવિ ધડ ધડ કરી,
નિજ દ્વાર બારી વાસતાં:

એને રૂઢ વ્હાલું: મૃત્યુ-નૃત્ય બિહામણાં !
"સૃષ્ટિના તાંડવ મહીં તમ તાલ પૂરો !"
સાદ દે મ્હેરામણા !*

કૃષ્ણલાલ શ્રીધરાણી

* તરતમાં પ્રકટ થનાર 'કોડિયાં' નામક કાવ્યસંગ્રહમાંથી.

# ચામુંડરાજ સોલંકી

**મૂ**ળરાજનો પુત્ર અને ઉત્તરાધિકારી ચામુંડરાજના બિરુદ "પરમભટ્ટારક" "મહારાજાધિરાજ" અને "પરમેશ્વર" આદિ આદિ જોવામાં આવે છે.

જયસિંહસૂરિ પોતાના "કુમારપાલચરિત"માં લખે છે કે—"ચામુંડના આશિર્વાદથી પ્રબલ બનેલા ચામુંડરાજે મદોન્મત્ત હાથી જેવા સિંધુરાજને યુદ્ધમાં માર્યો.[1] વડનગરમાં મળેલી ગુજરાતના રાજા કુમારપાલ સોલંકીની પ્રશસ્તિ જે વિ. સં. ૧૨૦૮ આશ્વિન શુક્લા ૫ ગુરુવારે લખેલી હતી, તેમાં લખેલું છે કે—"તે (મૂળરાજ)નો પુત્ર રાજાઓનો શિરોમણી ચામુંડરાજ થયો; જેના મસ્ત હાથીઓના મદગન્ધયુક્ત પવનને દૂરથી જ સુંઘવા માત્રથી, મદ રહિત થઈ ગયેલા સિંધુરાજના હાથીઓ નાસવા લાગ્યા. સિંધુરાજ નષ્ટ[2] પામ્યો, અને તેના યશનો ગંધ સરખો પણ ન રહ્યો[3].

---

૧. રેજે ચામુંડરાજોઽથ યશ્ચામુંડાવરોદ્ધુરઃ ।
સિંધુરદ્વિમિવોન્મત્તં સિંધુરાજં મૃધેઽવધીત ॥
(કુમારપાલચરિત ૧ : ૩૧)

ચામુંડરાજના રાજત્વકાલમા માલવાનો પરમાર રાજા સિંધુરાજના અતિરિક્ત તે વખતે ગુજરાતના નિકટવર્તી દેશોમા ઉક્ત નામધારી કોઇ પણ રાજા નહોતો. માલવ નરેશોના શિલાલેખો તથા પ્રાચીન ઐતિહાસિક પુસ્તકોમાના કોઈ પણ પુસ્તકમા ઉપર્યુક્ત ઘટનાનો ઉલ્લેખ સરખો પણ જોવામા નથી આવતો, કારણકે મુખ્ય મુખ્ય પ્રકારના પ્રસંગોને છોડી દઈ, સાધારણ તથા નજીવી બાબતોનો ઉલ્લેખ પ્રાયઃ ન જ કરવામા આવે. રાજા રણક્ષેત્રમાં વિજય મેળવતો મેળવતો મધ્યમાં જ વીરગતિને પ્રાપ્ત થાય, અગર અસાધારણ રીતે રણક્ષેત્રમા પ્રાણત્યાગ કરે તો જ તેના વિષે કંઇક વર્ણન કરવામાં આવે. પરંતુ જ્યારે રાજા શત્રુના હાથે યુદ્ધક્ષેત્રમા પરાસ્ત થાય અથવા શત્રુનો બંદી બને ત્યારે તેના ઐતિહાસ લેખકો તે ઘટનાનો ઉલ્લેખ ન કરે એ સ્વાભાવિક છે.

૨. મૂળમાં પાઠ "નષ્ટ" છે, જેનો અર્થ "નાસી છૂટયો" અથવા "માર્યો ગયો" એમ બન્ને થાય છે. પરંતુ "કુમારપાલચરિત"માં "અવધીત" પાઠ છે, જેનો અર્થ "માર્યો ગયો" એમ થાય છે. એટલે વડનગરમાં મળેલ પ્રશસ્તિનો "નષ્ટ" શબ્દનો અર્થ "માર્યો ગયો" એ જ ઉચિત જણાય છે.

૩. સૂનુસ્તસ્ય બભૂવ ભૂપતિલકશ્ચામુંડરાજાહ્વયો
યદ્ગંધદ્વિપદાનગંધપવનઘ્રાણેન દૂરાદપિ;
વિભ્રશ્યન્મદગંધભગ્ન કરિભિઃ શ્રીસિંધુરાજસ્તથા
નષ્ટઃ ક્ષોણિપતિર્યથાસ્ય યશસાં ગંધોપિ નિર્નાશિતઃ ।
(એપિગ્રાફિયાઇંડિકા. ગ્રન્થ. ૧. પૃ. ૨૯૭.)

એ શ્લોકમાં "સિંધુરાજઃ ક્ષોણિપતિઃ" પાઠ છે જેનો અર્થ "રાજા સિંધુરાજ" અથવા "સિંધુરાજ નામનો રાજા" થાય છે. અગર સિંધુરાજનું વિશેષણ "ક્ષોણિપતિ" ન માનીએ, તો ઉક્ત શબ્દનો અર્થ "સિંધુ દેશનો રાજા" અથવા "સિંધુરાજ નામનો રાજા" થઇ શકે એમ છે. ડૉ. બૂલ્હરે ઉક્ત પ્રશસ્તિનું સંપાદન કરતી વેળાએ ભ્રમપૂર્વક સિંધુરાજનો અર્થ "સિંધુ (સિંધ દેશનો રાજા એમ કર્યો, અને તેની સાથે "ક્ષોણિપતિઃ (ભૂપતિ–રાજા)"નો મેળ ન બની શક્યો જોઈ, ટિપ્પણમા "ક્ષોણિપતિર્યસ્ય"ના

હેમચંદ્ર ( હેમાચાર્ય ) પોતાના “ દ્વયાશ્રય કાવ્ય ” માં લખે છે કે “ ચામુંડરાજ મોટો ગુણવાન, નિશ્ચલ વૃત્તિવાળો, નિરંતર કીર્તિની ઇચ્છા ધરાવનારો, શત્રુ સંહારક, પરોપકારી, અને દાની હતો.” તેને ત્રણ પુત્રો હતા—વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ. વલ્લભરાજે માળવા પર ચઢાઇ કરી હતી; ‘ પરંતુ બિમાર થઇ જવાથી તે ત્યાં જ મરણ પામ્યો. વલ્લભરાજના મૃત્યુને લીધે ચામુંડરાજને અત્યંત શોક અને દુઃખ થયું હતું. અંતે તે ધર્મોપદેશક ઋષિઓનો સમાગમ કરવા લાગ્યો, અને દુર્લભરાજને રાજ્યસિંહાસન આપી નર્મદાના તટ પર શુક્લતીર્થમાં આત્મધ્યાનમાં પ્રવૃત્ત થયો.[1]

પુત્રશોકને લીધે ચામુંડરાજ રાજ્ય છોડી આત્મચિંતનમાં પ્રવૃત્ત થયો, એમ હેમચંદ્રે લખ્યું છે. પરંતુ “ દ્વયાશ્રય કાવ્ય ”ના ટીકાકાર અભયતિલકગણિએ[2] તેમના વિરુદ્ધ બીજું જ કાંઈ લખ્યું છે. “ ચામુંડરાજ અત્યંત કામી હતો; અને તેથી તેની બહેન ચાચિણી[3] દેવીએ તેને ( ચામુંડરાજને ) રાજ્યસિંહાસનના અધિકારથી પદચ્યુત[4] કરી તેના પુત્ર

---

સ્થાનમાં “ક્ષોણિપતેર્વધસ્ય” પાઠ મૂક્યો. પરંતુ જ્યારે મૂળમાં પ્રત્યક્ષ “ક્ષોણિપતિર્વધસ્ય” પાઠ છે,અને તે શુદ્ધ પણ છે, ત્યારે તેને બદલી નાખવાનો મહારાય બૂલરનો શો ઉદ્દેશ હોય ? એટલે એ જ નિશ્ચિત જણાય છે કે ચામુંડરાજના હાથે સિંધુરાજ નામનો રાજા જ માર્યો ગયો હતો;સિંધુદેશનો રાજા નહિ

એ ઘટના ક્યારે, અને ક્યા વર્ષમાં થઇ હતી તે તો નિશ્ચિત નથી;વિવાદગ્રસ્ત છે. પરંતુ વિ. સં. ૧૦૬૬ના પહેલાં થવી જોઇએ કારણકે વિ.સં. ૧૦૫૦માં અમિતગણિએ સુભાષિત રત્ન સંદોહની રચના કરી હતી,અને તે વખતે માલવપતિ મુંજ હતો. મુંજ ચાર વર્ષની અંદર જ કલ્યાણના સોલંકી રાજા તૈલપના હાથે પરાસ્ત થઇ તેનો કેદી બન્યો હતો; અને ત્યાં જ તેને મારી નાખવામાં પણ આવ્યો હતો. તૈલપનો દેહાન્ત વિ.સં.૧૦૫૪માં થયો હતો.એટલે મુંજની હત્યા વિ.સં.૧૦૫૦ અને ૧૦૫૪ના મધ્યમાં થવી જોઇએ. મુંજના પછી તેનો નાનો ભાઇ સિંધુરાજ માલવપતિ બન્યો. થોડાંક વર્ષો સુધી એણે રાજ્ય કર્યું. ચામુંડરાજનું મૃત્યુ વિ. સં. ૧૦૬૬મા થયું એટલે વિ. સં. ૧૦૫૦ પછી અને વિ. સં. ૧૦૬૬ના થોડાક વખત પહેલાં સિંધુરાજ ચામુંડરાજના હાથે મરાયો હોય એમ અનુમાન થઇ શકે છે.

૧. દ્વયાશ્રય કાવ્ય, સર્ગ ૭. શ્લોક ૧-૫૮

૨. અભયતિલકગણિ જિનેશ્વરસૂરિનો શિષ્ય હતો. એણે વિ. સં. ૧૩૧૨માં હેમચંદ્રના “ દ્વયાશ્રય ”ની ટીકા કરી હતી.

૩. ચાચિણી દેવીના સ્થાનમા, વાચિણી દેવી પણ હસ્તલિખિત પુસ્તકોમાં લેવામાં આવે છે. ચામુંડરાજે શ્રી પત્તન (પાટણ, અનહિલવાડ )મા ચાચિણેશ્વરનું મંદિર બનાવરાવ્યું હતું એમ મેરુતુંગ પોતાની “પ્રબન્ધ ચિન્તામણિ ”મા લખે છે, એટલે ચાચિણી દેવી નામ જ ઉપયુક્ત જણાય છે.

૪. ફાર્બસ પોતાની “ રાસમાળા ”મા લખે છે કે “ એક દિવસ ચામુંડરાજે કામવશ થઇ પોતાની બહેન ચાચિણી દેવીની સાથે વ્યભિચાર કર્યો હતો. અને એ પાપનું પ્રાયશ્ચિત કરવા સારુ વલ્લભરાજને રાજ્યગાદી આપી, પોતે કાશીની યાત્રાએ બહાર નીકળી પડ્યો હતો. પરંતુ ગુજરાતના ઇતિહાસથી સંબંધ ધરાવનાર પ્રાચીન પુસ્તકોમાંના કોઈ પણ પુસ્તકમા એ ઘૃણિત ઘટનાનો ઉલ્લેખ કર્યો નથી, એટલે ફાર્બસે અભયતિલકગણિના ઉક્ત કથનનો આશય ઠીક ઠીક ન સમજવાના લીધે, અથવા ભ્રમપૂર્વક ઇચ્છાનુસાર લખી માર્યું છે. પ્રાયઃ સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ યુરોપિય ઇતિહાસ લેખકો એવી મોટી અને નિરર્થક ભૂલો અધિકાંશમા કર્યા જ કરે છે.

વલ્લભરાજને તે અધિકાર આપ્યો એથી વિરક્ત થઈ ચામુંડરાજ કાશી ગયો પરંતુ માલવ પ્રજાઓથી લૂંટાઈ જતા તે પાછો ફર્યો અને પોતાના પુત્ર વલ્લભરાજને માળવાના રાજાને દંડ આપવા માટે હુકમ કર્યો [1]

રત્નમાલાકાર લખે છે કે ચામુંડરાજનું[2] શરીર પીળા રંગનુ તથા કૃશ હતું તેણે ખાવાપીવામા તથા શરીર સંબંધી શૃંગારમા અત્યંત રુચિ હતી ઉદ્યાનોમા અનેક પ્રકારના સારા સારા વૃક્ષો લગાડવા તથા તેમા ઉદ્યાનો સબંધી અનેક પ્રકારની વિવિધ રચનાઓ કરી કૂવાઓ તથા વાવો બનવાવવી આદિ આદિ તેને અત્યંત મનગમતુ હતું ચામુંડરાજનો યશ તેના પિતા કરતાય વધારે હતો યવનોના અતિરિક્ત તેનો કોઇ પણ શત્રુ નહોતો તેના મરણ પછી પ્રજાના હૃદયોમા તેના પ્રત્યે સન્માન અને આદરના ભાવોનું સ્થાયી સ્મરણ પણ રહ્યુ હતુ

ચામુંડરાજે અનહિલવાડમા ચંદ્રનાથ તથા ચાચિણેશ્વરનુ મંદિર બનવાવ્યુ હતું[3] ચામુંડરાજે વિ સ ૧૦૫૩થી વિ સ ૧૦૬૬ વર્ષ પર્યંત અનુમાનતઃ ૧૪[4] વર્ષ રાજ્ય કર્યું ×

અનુ —રતિકાન્ત દલાકર ભટ્ટ

---

૧. દ્વયાશ્રય કાવ્ય સર્ગ ૭ પૃ ૬૧ના શ્લોકની ટીકા

૨ રત્નમાલ, રત્ન ૨, પૃષ્ઠ ૩૧

૩ अनेन श्रीपत्तने चन्द्रनाथदेव चाचिणेश्वरदेव प्रासादौ कारितौ

(પ્રબન્ધ ચિતામણી પૃ ૪૮)

૪ આચાર્ય મેરૂતગ પોતાના પ્રબન્ધ ચિતામણીમા લખે છે કે ચામુંડરાજે ૧૩ વર્ષ ૧ માસ, અને ૨૪ દિવસ સુધી, તથા વલ્લભરાજે ૫ માસ ૨૯ દિવસ સુધી અને દુર્લભરાજે ૧૨ વર્ષ સુધી રાજ્ય કર્યું (પ્રબન્ધ ચિતામણી પૃષ્ઠ ૪૮) પરતુ આગળ પોતાના બીજા "વિચારશ્રેણિ" નામક પુસ્તકમા લખે છે કે—"મૂળરાજના પછી તેનો પુત્ર વલ્લભરાજે ૧૪ વર્ષ સુધી અને તેના પછી તેના ભાઇ દુર્લભરાજે ૧૨ વર્ષ સુધી રાજ્ય કર્યું એ વિરોધાત્મક કથનનું કારણ ગમે તે હોય, પરતુ મૂળરાજના પછી તેનો પુત્ર ચામુંડરાજ જ રાજા થયો હતો એ તો નિર્વિવાદ છે અને ગુજરાતના ઈતિહાસથી સબધ ધરાવનાર પ્રાચીન પુસ્તકો તથા તામ્ર લેખોથી પણ એ જ સિદ્ધ થાય છે *

× મૂળ લેખક પ. ગૌરીશંકર હીરાચંદ્ર ઓઝા ("માધુરી" માથી)

---

* ગૌરીશંકર હીરાચંદ્ર ઓઝાએ "વિચાર શ્રેણી" તથા 'પ્રબન્ધ ચિતામણી'ના લેખકને એક જ માન્યા છે પરંતુ નામો સરખા હોવાથી તેમનો એ ભ્રમ થવો સ્વાભાવિક હતો, વસ્તુતઃ બે મેરૂતગ હતા જેમા બીજા પ્રથમના લગભગ ૨૦–૨૫ વર્ષ પછી થયા હતા એવુ વિદ્વાન જિનવિજયજીનું કથન છે લેખક

# પ્રાચીન તત્ત્વ

## પ્રાચીન ભારતમાં ગેલ્વેનિક બેટરી હતી કે નહિ ?

અને

## ઑક્સિજન વાયુનું નામ શું હતું ?

૧

વિષય તો ગંભીર છે એમાં સંશય નથી. પરંતુ એમ સમજી ન લેવું કે એ સંબંધમાં પ્રમાણ બિલકુલ મળી શકે એમ નથી. એ હું માની શકતો નથી. પ્રાચીન ભારતમાં ઇતિહાસ ન હતો એ વાત પણ માનવા જેવી નથી. સાચી વાત તો એ છે કે આધુનિક ભારતમાં અન્વેષણ અને શોધોનો અભાવ છે. આ લેખ વાંચવાથી વાંચકો જોઈ શકશે કે અમારા અન્વેષણમાં ત્રુટી નથી તેટલા માટે એનું યથેષ્ટ ફળ પણ મળ્યું છે.

પ્રાચીન ભારતમાં ગેલ્વેનિક× બેટરી હતી યા નહિ અને ઑક્સિજન વાયુનું નામ શું હતું ? એની મીમાંસા કર્યા પહેલાં કીટક ભટ્ટ અને પુંડ્રવર્ધન મિશ્રના જીવિત-કાલનો નિર્ણય કરવો ખૂબ જરૂરી છે.

પહેલાં તો એ ચોક્કસપણે નિર્ણય કરવો પડશે કે કીટક ભટ્ટ કયા રાજાના રાજત્વ કાલમાં થયો હતો. એ બાબતમાં કેટલોક મતભેદ પણ છે. કોઈ કહે છે કે એ પુરન્દરસેનનો મંત્રી હતો: કોઈનો મત એવો છે કે તે વિજયપાલનો સભા-પંડિત હતો. હવે એ જોવું પડશે કે પુરન્દરસેન કોણ વ્યક્તિ હતી અને એમનામાંથી કોણ મિથિલામાં, કોણ ઉત્કલમાં અને કોણ કાશ્મીરમાં રાજ્ય કરતું હતું. એમાં કોનો રાજત્વકાલ ઈ. સ. ના પાંચસો વર્ષ પૂર્વે, કોનો નવસેં વર્ષ પછી અને કોનો ઈ. સ. ના સમકાલમાં હતો. બોધનાચાર્યે પોતાના રાજાવલી નામના પુસ્તકમાં લખ્યું છે: " परत्परं प्रथित-प्रथितौ ( પોથીનાં વચલાં બે પાનાં નથી મળતાં ) लसत्यसौ ! " એ શ્લોકના અર્થ સંબંધમાં પુરાતત્ત્વકોવિદ, પંડિતપ્રવર મધુસૂદન શાસ્ત્રી મહાશય સાથે અમે સહમત થઈ શકતા નથી.

કેમકે, નૃપતિ-નિર્ઘંટ ગ્રંથમાં ઉદ્ભટ્ટસૂરી લખે છે કે: ' निम...नन्द...परन्त ...व्रम । ' એની વચમાં જે શબ્દો હતા તેમાંના ઘણા તો કીડાઓ ખાઈ ગયા છે. અને જેટલા રહ્યા છે તે બોધનાચાર્યના લેખોનું સમર્થન કરતા નથી એ ચોક્કસ વાત છે.

પરંતુ બન્ને લેખોની પ્રામાણિકતાનું ઐક્ય કરતાં પહેલાં બોધનાચાર્ય અને ઉદ્ભટ્ટસૂરીના જન્મકાલ પહેલાંની અવસ્થા જાણવી આવશ્યક છે.

શ્રીની પરિવ્રાજક નિન્દુક બોધનાચાર્ય સંબંધમાં શું કહે છે તે જોઈએ. પણ ખેદની વાત છે કે અમારા લેખોના દુર્ભાગ્યના કારણે એમણે અમને એ વિષય ઉપર કાંઈ કહ્યું નથી.

---

× Galvanic

અમે એરેબિયન ભ્રમણકારી અન-કરીમ, પોર્તુગલવાસી માની ગજ્જીમ અને ગ્રીક દાર્શનિક મૈકડીમસના તમામ પુસ્તકોની શોધો કરી પણ તે પહેલા આ ત્રણેના ભ્રમણ કાલનો નિર્ણય કરવાનું કામ ઇતિહાસવેત્તાઓનું છે અમે પણ એ કરવા માટે તૈયાર છીએ પરન્તુ લેખ મોટો થઈ જશે તે વિચારથી પ્રથમ પહેલુ એ કહેવુ આવશ્યક છે કે ઉક્ત ત્રણે યાત્રીઓની કોઈ પણ રચનામા બોધનાચાર્ય અથવા ઉદ્દભટ્ટસૂરીનો કઈ પણ ઉલ્લેખ નથી નિન્ફુના ગ્રથમા 'હલાઓ-કો' નામની એક વ્યક્તિનો નિર્દેશ છે, તેથી પુરાતત્ત્વના આધારે સ્પષ્ટ થાય છે કે આ 'હલાઓ-કો' બોધનાચાર્ય નામનું ચીની ભાષામા અપભ્રશ નામ છે પરતુ 'હલાઓ-કો' બોધનાચાર્ય પણ થઈ શકે છે અને શમ્બર દત્ત થવામા પણ કોઈ અટકાવી શકે એમ નથી આ બન્નેમા કયુ નામ યથાર્થ છે તે વિચારવા જેવુ છે

પુરન્દરસેન એક હતા કે અનેક, અગર એ નામની કોઇ વ્યક્તિ હતી કે નહિ ? એ બાબતમા પહેલુ તો કોઈપણ પ્રમાણ મળતુ નથી બીજુ ઉક્ત સશયાપન્ન પુરન્દરસેન સાથે ખીદ્દક ભટ્ટ અને પુડ્રવર્ધન મિશ્રનો કંઈ પણ સબધ હતો કે નહિ એ નિર્ણય કરવો એથી પણ વધારે મુશ્કેલ છે આ કારણે ઉક્ત ક્રીદ્દક ભટ્ટ અને પુડ્રવર્ધન મિશ્ર રચિત મોહાતક અને જ્ઞાનાઞ્જન નામના ગ્રથમા જો ગૈનભેનિક બેટરી અને ઑક્સિજન વાયુ વિષે કઈ પણ ઉલ્લેખ આપવામાં ન આવ્યો હોય તો એ વિષે શુ માનવુ એ કહેવુ પણ કઠણ છે માત્ર એટલુ જ કહી શકાય કે ઉકત બન્ને પડિતોના સમયમા ગૈનભેનિક બેટરી અને ઑક્સિજન વાયુની શોધ થઈ ન હતી, પરતુ તે કયો કાળ હતો એનું જો અનુમાન કરીએ તો મધુસૂદન શાસ્ત્રી મહાશય તેનું ખડન કરશે અને તેઓ જો અનુમાન કરશે તો અમે એ બાબત ખડન કરીશુ તેમા જરાયે શકા નથી

એટલા માટે ક્રીદ્દક ભટ્ટ અને પુડ્રવર્ધન મિશ્ર સાથે અહીં વિદાય લેવી પડશે એમના સબધમા ટૂક આલોચના કરવા બદલ હુ વાચકોની ક્ષમા માગુ છુ પરતુ ત્યારપછી વિવેચના કરી જોવુ પડશે કે અમારા લેખની પુષ્ટિ માટે પહેલા નદ ઉપનદ, આનદ, વ્યોમપાલ, ક્ષેમપાલ, અનગપાલ વગેરે અઢાર રાજાઓનો સમય અને વશાવલી નિર્ણય સબધમા મધુસૂદન શાસ્ત્રીના મતનું ખડન કરી સોમદેવ ચાલૂક ભટ્ટ, શકર, કૃપાનંદ ઉપમન્યુ વગેરે પડિતોના જીવિતકાલનો નિર્ણય કરવો પડશે, ત્યાર પછી અમે એમના રચિત બોધપ્રદીપ આનંદચરિત મુગ્ધ ચૈતન્ય લહરી, વગેરે પચાવન ગ્રથોની જીર્ણાવશેષ આલોચના કરી બતાવીશુ કે એમાના કોઇ પણ ગ્રથમા ગૈનભેનિક બેટરી અને ઑક્સિજન વાયુના નામની ગધ પણ માનમ પડતી નથી ઉક્ત ગ્રથમા પડ્યક્છેદ સાપ મારવાનો મત્ર અને રક્ષાબીજ વગેરે સબધમા લખ્યુ છે એ બાબત એક પડિતે એવો પણ મત વ્યક્ત કર્યો છે કે સ્વપ્નામા પોતાની પૂછડી જોવાથી ખ઼ણુને ભૂમિદાન અને કુડપતનક નામના ચાતુર્માસનું વ્રત પાળવુ આવશ્યક છે, પરંતુ બેટરી અને વાયુ સબધી કઈ પણ વર્ણન કે વિધાન મળી શકતું નથી અમે ક્રમશ એની સવિસ્તર સમાલોચના કરી ઇતિહાસ વિહીનતા સબંધમા ભારતનું જે કલક છે તે દૂર કરીશુ,—પ્રાચીન ગ્રથોના આધારે સ્પષ્ટ રૂપથી પ્રમાણિત કરીશુ કે પ્રાચીન કાળમા ગૈનભેનિક બેટરી ભારતવર્ષમા ન હતી અને સસ્કૃત ભાષામા ઑક્સિજન વાયુનુ નામ પણ જોવામા આવતું નથી

## ૨

## મધુસૂદન શાસ્ત્રી મારફત ઉક્ત લેખનું ખંડન

અમારા ભારતીય ઇતિહાસસમુદ્રના હંસ, ગુર્જર સાહિત્ય–કુંજના ગુંજનમત્ત કુંજવિહારીલાલે કલમ પકડી છે. બસ, હવે પ્રાચીન ભારત સાવધાન ! કોણ જાણે ક્યાંય નસ્તર લાગી જશે ! છોકરાંને જો સારા–નરસાંનું જ્ઞાન હોત તો તે અમૃતના ઘડાને લાકડી મારવા કેમ તૈયાર થાત ? અથવા બહુદર્શી પ્રાચીન ભારતને સાવધાન કરવું અનાવશ્યક છે. કુંજવિહારીલાલના હાથમાં કલમ જોઇ દેવી સરસ્વતી પવિત્ર પરિચ્છેદથી સર્વ અંગ ઢાંકી બેઠી છે. એટલે અમારા બટુક શંભુવાહનને પ્રાચીન ભારતમાં ગૅલ્વૅનિક બૅટરી અને ઑક્સિજનનાં સંસ્કૃત નામ મળી શક્યાં નહિ. ધન્ય છે એમની સ્વદેશ–હિતેચ્છુતાને !

આપણા દેશમાં ક્યારે ગૅલ્વૅનિક બૅટરી અને ઑક્સિજન વાયુ પ્રકાશિત થયો હતો એ વાતને તમે ભારતવાસીઓ માનશો જ કેમ ? માનતા હો તો તમારી એવી દશા થઇ કેમ ? આજ તમે કલંકિત છો, અપમાનિત છો, અન્ન–વસ્ત્ર–હીન છો, દાસાનુદાસ છો, ભીક્ષુક છો અને બીજાના ચરણો આગળ પડ્યા છો. સંસારમાં તમારી એવી અવસ્થા થઇ કેમ ? તમે માટીનાં પૂતળાં બન્યા કેમ ? કદાચ કોઈ એક દિવસ તમે અગર તમારા સાહિત્ય–સંસારના જીવો કહી બેસશે કે અસભ્ય ભારતના આકાશમાં ઑક્સિજન વાયુ ન હતો જેથી એમાં વિજળી ચમકી શકે ? ભારતનું અશિક્ષિત આકાશ એ પ્રમાણે 'એનલાઇટન્ડ' પણ ન હતું.

ભારતવાસી ભાઈઓ ! તમે પ્રકાશના પણ પ્રકાશક છો. હવાની સાથે તમે થોડા ઑક્સિજન વાયુને ખેંચી શકો છો, અને વિજળી તમારા હાથની પૂતળી થઇ આંખ અને મોઢે ચમકી રહી છે. હું મૂર્ખ છું, કુસંસ્કારગ્રસ્ત છું, એથી હું વિશ્વાસ રાખું છું કે પ્રાચીન ભારતમાં ગૅલ્વૅનિક બૅટરી હતી અને ઑક્સિજન વાયુનું નામ પણ છૂપું ન હતું. હું કેમ વિશ્વાસ રાખું છું ? પહેલાં નિષ્ઠાપૂર્વક કૂર્મ, કલ્કિ અને સ્કંદ પુરાણ વાંચો; ગાય અને બ્રાહ્મણની ભક્તિ કરો; યવનનું અન્ન ખાવાની જો ઇચ્છા હોય તો ચૂપચાપ ખાઇ લઇ સમાજમાં તેનો અસ્વીકાર કરો; જેટલી નવી શિક્ષા પામ્યા હો તે બધી ભૂલી જાઓ ત્યારે તમે સમજી શકશો કે હું શા માટે વિશ્વાસ રાખું છું. આજે હું જે કંઈ તમને કહીશ તે તમે મશ્કરી માની ઉડાવી દેશો. તમારી પાસે મારી આ યુક્તિ મૂર્ખના પ્રલાપ સમ લાગશે.

તોપણ એક વાર પૂછું છું કે કીડાઓએ જેટલા ગ્રંથો ખાધા છે અને મુસલમાનોએ જેટલા નષ્ટ કર્યા છે તેનો શું હજી સુધી હિસાબ કાઢ્યો છે ? જે અત્યાચારી યવનોએ ભારતની પવિત્ર સ્વાધીનતા નષ્ટ કરી છે તે ભારતની ગૅલ્વૅનિક બૅટરી તરફ મમતા બતાવશે ? એ શું સંભવિત વાત છે ? જે મ્લેચ્છોએ હજારો આર્ય સંતાનોનાં માથાં પાઘડી અને ચોટલી સહિત ઉડાવી દીધાં હતાં તે અમારી પવિત્ર દેવ ભાષામાંથી ઑક્સિજન વાયુનું નામ ઉડાવી દે તો તેમાં આશ્ચર્ય શું ?

આ તો પહેલી યુક્તિ થઇ. બીજી યુક્તિ એ કે જો યવનો મારફત ગૅલ્વૅનિક બૅટરી અને ઑક્સિજન વાયુનું પ્રાચીન નામ લુપ્ત નથી થયું તો તે ગયું ક્યાં ? જો તે નષ્ટ ન થયું હોય તો એમના ચિહ્નો ક્યાંયે કેમ માલમ પડતાં નથી ? પ્રાચીન શાસ્ત્રોમાં સેંકડો ઋષિમુનિઓનાં નામો છે. એમાં ખૂબ શોધ કર્યા છતાં

પણ ગલ્વન ઋષિનું નામ કેમ નથી મળતું? જે પવિત્ર ભારતમાં દધિચિ ઋષિએ વજ્ર બનાવવા માટે ઇન્દ્રને પોતાનાં હાડકાં દઈ દીધાં હતાં, ભીમસેને ગદાના પ્રહારથી જરાસંધને મારી નાખ્યો હતો અને જન્હુ મુનિએ એક જ આચમને ગંગાને પી જઇ જાંઘમાંથી વહેતી મૂકી તથા જે ભારતમાં ઋષિનાક્યનું પાલન કરવા માટે વિંધ્યા પર્વત આજપર્યંત શિર ઝૂકાવી ઊભો છે તે ભારતના સાહિત્યમાંથી ઑક્સિજન વાયુનું નામ સુદ્ધાં લુપ્ત થયું છે તે સર્વનાશી યવનના ઉપદ્રવનું કારણ નથી તો બીજું શું છે? જો એ કારણ ન હોય તો બીજું કારણ તમે જ બતાવોને?

ત્રીજી યુક્તિ એ કે ઈતિહાસ દ્વારા સર્વથા પ્રમાણિત થઇ ગયું છે કે યવનોએ પ્રાચીન ભારતની યશસ્વી, મૂલ્યવાન કીર્તિઓ નષ્ટ કરી દીધી છે એ વાતનો આજે હવે કોઈ પણ વ્યક્તિ અસ્વીકાર કરી શકે એમ નથી આજ તો આપણે નિન્દિત, અપમાનિત, ભીત, ભયગ્રસ્ત, પ્રભાવહીન અને પરાધીન થઈ ગયા છીએ એનું એક માત્ર કારણ ભારતમાં યવનોનો અધિકાર છે જ્યારે અમે આટલું બધું નુકસાન સહન કરી રહ્યા છીએ ત્યારે અમારી ગૈલ્વેનિક બેટરી અને ઑક્સિજન વાયુનું નામ પણ એ દુષ્ટોએ લોપ કરી નાખ્યું છે એ નુકસાનની સાથે એને પણ મેળવી દેવાથી રોષ પામવાનું જરાયે કારણ મળતું નથી

ચોથી યુક્તિ જ્યારે મુસલમાનોએ ભારતને પોતાના કબજામાં લીધો હતો અને જરા પણ વિચાર કર્યા સિવાય અનેક પવિત્ર માથાઓના અને મંદિરોના શિખરો તોડી નાખ્યા હતા ત્યારે તેની સાથે યવનોના માથા ઉપર આપણા સારા દોષોને પણ મૂકવામાં આવે છે એને માટે બેઈજ્જતી કે બેઆબરૂનો કોઈ પણ વ્યક્તિ દાવો કરી શકે એમ નથી ત્યારે સભ્યતાના કોઈ પણ ઉપકરણ સંબંધમાં જે કોઈ વ્યક્તિ પ્રાચીન ભારતની હીનતાનો સ્વીકાર કરે છે તે પાખંડી, હૃદયહીન, બગડેલા મગજનો અને સ્વદેશદ્રોહી મનાય છે એટલા માટે એ વાતની જરાયે કિંમત થઈ શકતી નથી, પછી ચાહે તેટલા પ્રમાણોનો તે સંગ્રહ કરે કોઈ પણ પાકો સનાતનધર્મી હિંદુ એને કદી પણ સાચું પ્રમાણ માનશે નહિ.

એવી તો અનેક યુક્તિઓ હું આપી શકું એમ છું પરંતુ હું હિંદુ છું, જગતભરમાં અમારા જેવી ઉદાર અને સહિષ્ણુ જાતિ બીજી નથી અમે બીજાના ઉપર કદી પણ હસ્તક્ષેપ કરવા માગતા નથી એટલા માટે અમારી છેવટની સર્વપ્રધાન યુક્તિ વાક્‌ચાતુર્ય, કલમબાજી અને આખરે દંડાબાજી છે*

અનુવાદક
**મગનલાલ કે મીસ્ત્રી**

* મૂળ લેખક ડો રવીન્દ્રનાથ ટાગોર ગુજરાતીમાં ટૂંક વખતમાં પ્રસિદ્ધ થનાર 'હાસ્ય વ્યંગ્ય કૌતુક' નામના પુસ્તકમાંનો એક લેખ

# વડનગરના બે જૂના દસ્તાવેજો

પ્રાચીન સમયમાં ખતપત્રાં, દસ્તાવેજો, શિલાલેખો વગેરે સંસ્કૃત ભાષામાં લખવામાં આવતા હતા. ગુજરાતમાં જ્યારે ચાવડા અને સોલંકીઓની સત્તા હતી ત્યારે સંસ્કૃત ભાષાનું બહુ માન હતું અને તેથી દસ્તાવેજો, શિલાલેખો વગેરે રાજ્યવ્યવહારી લખાણોમાં સંસ્કૃત ભાષા વપરાતી હતી. સોલંકીઓ પછી ગુજરાત ઉપર વાઘેલાની સત્તા આવી અને ત્યાર પછી મુસલમાની સત્તા દાખલ થઇ. મુસલમાની રાજ્યકાળ દરમિયાન રાજ્યનો દરેક વ્યવહાર મુખ્યત્વે ફારસીમાં થતો હતો અને દસ્તાવેજો વગેરે પણ ફારસીમાં લખાતા હતા, છતાં પણ લોકો દસ્તાવેજોમાં સંસ્કૃત ભાષા વાપરતા હતા એમ પુરાતત્ત્વજ્ઞ રા. રા. જિનવિજયજીએ પુરાતત્ત્વમાં પ્રસિદ્ધ કરેલા દસ્તાવેજો ઉપરથી જણાય છે[1]. આ સિવાય રા. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસે પણ વિમળ પ્રબંધના ઉપોદ્‌ઘાતમાં બે જૂના દસ્તાવેજો આપેલા છે. વળી જૈનયુગમાં પણ અકબરના સમયનો એક દસ્તાવેજ પ્રસિદ્ધ થયો છે.[2] આવા બીજા દસ્તાવેજો પાટણમાં કુંભારિયા પાડાના એક ગૃહસ્થ પાસે પણ છે. આ બધા ઉપરથી જોઇ શકાય છે કે મુસલમાની રાજ્યકાળ દરમિયાન પણ દસ્તાવેજો સંસ્કૃત ભાષામાં લખાતા હતા. આ દસ્તાવેજોમાં વપરાયેલી સંસ્કૃત ભાષા સરલ અને સાધારણ માણસ સમજી શકે તેવી હોય છે અને તેમાં કેટલાક દેશી ભાષાના શબ્દોને સંસ્કૃતનાં રૂપો લગાડી વાપરવામાં આવ્યા છે. પંદરમા અને સોલમા સૈકા બાદ દસ્તાવેજોમાં કેટલોક ફેરફાર થવા લાગ્યો અને સંસ્કૃત ભાષાની સાથે દેવનાગરી લિપિમાં ગુજરાતી ભાષાનું મિશ્રણ થવા લાગ્યું હતું તે દર્શાવવા માટે તેવા બે દસ્તાવેજો સંવત ૧૭૨૨ અને સં. ૧૭૪૪ ની સાલના પ્રસિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે.

આ બે દસ્તાવેજોમાં એક દસ્તાવેજ ખેતરના બદલાખતનો છે અને તેમાં ખેતરો સામસામી અદલબદલ કર્યાનો ઉલ્લેખ છે; જ્યારે બીજો દસ્તાવેજ ઘરના વેચાણનો છે. આ બન્ને દસ્તાવેજો વડનગરના મારા સ્નેહી રા. રા. શાન્તિલાલ ભીખારામ વ્યાસ તરફથી મળ્યા છે. દસ્તાવેજોનું લખાણ અર્ધું સંસ્કૃત ભાષામાં અને અર્ધું ગુજરાતી ભાષામાં દેવનાગરી લિપિમાં લખવામાં આવ્યું છે. બન્ને દસ્તાવેજો કપડા ઉપર લખેલા છે.

બન્ને દસ્તાવેજો ઔરંગઝેબ બાદશાહના સમયના છે. પહેલો દસ્તાવેજ સંવત. ૧૭૨૨ ઈ. સ. ૧૬૬૬નો છે. ઔરંગઝેબના સમયમાં પણ દિલ્હીથી સુબાઓ નીમાઈ પ્રાંતોનો વહીવટ સુબાઓ કરતા હતા. આ સમયે ગુજરાતનો સુબો મહાબતખાન હતો એમ ઇતિહાસ ઉપરથી જણાય છે.[3] પરંતુ દસ્તાવેજોમાં ઔરંગઝેબ બાદશાહના નામ સિવાય બીજા કોઇ સુબા કે અમલદારોનો નિર્દેશ કર્યો નથી. બીજો દસ્તાવેજ સંવત. ૧૭૪૪ ઈ. સ.

---

૧ જુઓ પુરાતત્ત્વ. પુ.૪ અં. ૧.

૨ જૈનયુગ પુ. ૪.

૩ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. પાન ૧૦૮.

૧૬૮૫ નો છે ઔરંગઝેબના સમયમા સુબાઓ વારવાર બદલાતા હતા અને તેથી બીજા દસ્તાવેજના સમયમા ગુજરાતમા સુજાતખાન સુબો હતો ઔરંગઝેબે ઈ સ ૧૬૫૮થી ૧૭૦૭ સુધી રાજ્ય કર્યું હતુ અને તેના રાજ્યકાળ દરમિયાન થયેલા આ બન્ને દસ્તાવેજોમા "અનક્ષત્રલબ્ધ પ્રૌઢ પ્રતાપ પાતશાહ શ્રી અવરંગશાહા અદલી ગાજી માહિ પ્રવર્તમાન રાજ્યે" એમ લખવામા આવ્યુ છે ઔરંગઝેબના નામની પાછળ "અદલી ગાજી" એવુ વિશેષણ લગાડવામા આવ્યુ છે ઔરંગઝેબને માનાર્થે આનમી, આદીન કહેવામા આવતું હતું સંવત ૧૭૦૨ ઈ સ ૧૬૪૫ માનો આદિનગજ બધાવ્યાનો ફારસી અને દેવનાગરી લિપિમાં લખાયેલો શિલાલેખ સિદ્ધપુરની જામી મસ્જિદમા છે તેમા પણ ઔરંગઝેબ સાહેબ આનમી આદિન લખ્યુ છે અને તેના આદિન નામ ઉપરથી જ તે બજારનુ નામ 'આદિનગજ" રાખવામા આવ્યુ હશે તે સમયમા દિલ્હીમા શાહાજાન રાજ્ય કરતો હતો અને ઔરંગઝેબ ગુજરાતનો સુબો નીમાયો હતો આથી જણાય છે કે અદલી ગાજી નામ ઔરંગઝેબના આદિનના અપભ્રંશ રૂપે વપરાયુ છે પહેલો સવત ૧૭૨૨નો ખેતરનો દસ્તાવેજ અશાડ વદ ૭ ને શુક્રવારના દિવસે વડનગરમા કરવામા આવ્યો છે આ ખેતર ગાગસોન હાનમા કહેવાતી ગામકોન પોળના વહુઆ તળાવની નજદીક્માં આવેલુ છે આ ખેતરના ગ્રાહક ( વેચાતુ લેનાર ) દાયક ( વેચાતું આપનાર )ના નામો નીચે પ્રમાણે છે

ગ્રાહક—વૃદ્ધનગર ( વડનગર )ના રહેવાસી મોઢ જ્ઞાતીય જોશી જાગેશ્વર ગગારામ

દાયક—વૃદ્ધનગર ( વડનગર ) ના રહીશ આભ્યતર નાગર જ્ઞાતિના જોશી રઘુનાથ સુત શ્રીરગજીયે સૌની સંમતી લઈને ગાગસોન પોળે વહુઆ તળાવની નજદીકનું ખેતર બજાર ભાવ પ્રમાણે સુપુષ્ટ મુલ્યથી શાક પાદડા ઝાડો સાથે પોતાની સ્વેચ્છાથી આપ્યુ છે આ પછી ખેતરની ચાર બાજુની સીમા આપી છે

આ પ્રમાણે ચારે બાજુની સીમાવાળું ખેતર ઝાડ બેટ સાથે ગ્રાહક જોશી જાગેશ્વર ગગારામને પુત્રપૌત્ર વશપરપરા સૂર્ય ચદ્ર તપે ત્યા સુધી ભોગવવા આપ્યુ છે આ પત્રમા જોશી શ્રીરગજીએ પોતાનું મતું કર્યું છે

ખેતર ૧ જોશી રઘનાથ ગણેશવાળુ વીઘા ૮ તથા ક્યારડો ૧ જોશી શ્રીરગજીએ સાટે લખી લીધુ છે તે દ્રવ્ય લઈને જોશી જાગેશ્વર ગગારામને ચાર હદવાળુ ખેતર ચદ્ર સૂર્ય તપે ત્યા સુધી આપ્યુ છે તેનો નીસાર પહેલો હોય તે પ્રમાણે હેડવુ તેનું પૂરેપૂરી રીતે પાલન કરવુ ત્યાર પછી નીચે મતા અને સાક્ષીઓ છે

બીજો ઘરના વેચાણુનો દસ્તાવેજ સવત ૧૯૪૪ના માગશર સુદ ત્રીજ રવિવારે વૃદ્ધનગર ( વડનગર ) મા કરવામા આવ્યો છે આ ઘર ગાગમોન પોળ ( ગાસકોન )ના પરામા ઉત્તરાભિમુખે આવેલુ છે તેને બે ઓરડા, પડસાળ, ખડકી આગણુ વગેરે છે તેના ગ્રાહક અને દાયકના નામ નીચે પ્રમાણે છે

ગ્રાહક—વૃદ્ધનગર ( વડનગર ) ના રહીશ કડવા કણબી પટેલ રૂપા ગણેશ જોઈતા, પટેલ કાળજીયા, અમાલીયા વગેરે પુત્રોની સાથે એકમત થઈને એ ઘર વેચાતું લીધુ છે

૧ આર્કીઓલોજિકલ સર્વે ઓફ નોર્ધન ગુજરાત પાન ૬૯

દાયક—વૃદ્ધનગર ( વડનગર ) ના રહીશ નાગર વાણિયા જ્ઞાતિના શેઠ મહાવજી, શેઠ ભગવાન, શેઠ સુખા-એ ભાઇઓએ મળીને પોતાના પુત્રોની સાથે એકમત થઇને ગાંગસોલ પોળના પરા માંહેલું આ ઘર બજાર ભાવ પ્રમાણે સુપુષ્ટ મૂલ્યથી આ દસ્તાવેજથી વાસમાં રહેનારા સમસ્ત લોકની સમક્ષ પછીતથી માંડીને બે ઓરડા, પડસાળ, ખડકી, આંગણા સાથે રૂ. ૧૭૦) અંકે એક સો સીત્તેર રોકડા લઈ ને આપ્યું છે.

ત્યાર પછી તેની ચાર બાજુની સીમા આપેલી છે. આ પ્રમાણે ચાર બાજુની સીમાવાળું ઈંટ લાકડા સાથેનું પાતાળથી આકાશ સુધીનું ગ્રાહક પોતે, પોતાના પુત્રપૌત્રોએ પૃથ્વી અને ચંદ્ર સૂર્ય રહે ત્યાંસુધી ભોગવવું. આ પત્રમાં દસ્તાવેજ લખી આપનારે પોતે પોતાનું મતું કર્યું છે. આ ઘરનાં નેવ, નીછાર, કોટડી, કરો, વગેરે પૂર્વ રીતે હોય તે રીતે કરવાં. આ દસ્તાવેજને પૂરેપૂરી રીતે પરિપાલન કરવો. ત્યાર પછી મતાં અને સાક્ષીઓ આપેલી છે.

આ પ્રમાણે અર્ધો સંસ્કૃતમાં અને અર્ધો ગુજરાતીમાં લખાતા તેમ જ દેશભાષાના મિશ્રણવાળી સંસ્કૃત ભાષામાં લખાતા દસ્તાવેજોનો પૂરેપૂરો ખ્યાલ આપવા આ બન્ને દસ્તાવેજોની અસલ પ્રતની નકલો આ સાથે આપેલી છે; તેથી પણ તેનો કંઇક ખ્યાલ આવી શકશે. આવા દસ્તાવેજો જે તે સમયની દેશવ્યવસ્થા અને સામાજિક વ્યવસ્થા જાણવા માટે અગત્યના છે અને તેના ઉપરથી સામાજિક, રાજકીય વગેરે અનેક હકીકતો મેળવી શકાય છે. ઔરંગઝેબને આદિલ વિશેષણ લગાડવામાં આવતું હતું. હાલની ગાંસકોલનું અસલ નામ ગાંગસોલ હતું; કડવા કણબીઓ કરડુઆ લખાતા; અને સત્તરમા સૈકા સુધી વડનગરને વૃદ્ધનગર કહેવામાં આવતું હતું; એવી કેટલીક હકીકતો તો આ દસ્તાવેજો ઉપરથી મેળવી શકાય છે. પ્રાચીન સમયના આવા વધુ દસ્તાવેજો મળે તો પ્રાચીન ઈતિહાસના ઘડતરમાં જે તે સમયની પરિસ્થિતિઓ માટે વધુ ઉપયોગી થઈ પડે તેમ છે.

## दस्तावेज नं. १

स्वस्ति श्री समस्त राजावली समलंकृत महाराजाधिराज श्री अलक्षवरलब्ध प्रौढ प्रताप पातशाहश्री औरंगशाह अदलीगाजी माहि प्रवर्तमानकल्प विजयराज्ये संवत १७२२ वर्षे आपाड वदि ७ शुक्रे अद्येह श्री वृद्ध नगरस्थां संवत्सर मासपक्ष दीवस पूर्वायां तिथौ क्षेत्रस्य नवनवति पत्रमभिलिख्यते ॥ क्षेत्रस्य ग्राहको नामनामतः श्रीवृद्धनगर वास्तव्य सामान्य वटंकीय मोढ ज्ञातिय जोशी जागेश्वर गंगारांम मोढकेत्य विचार्य विमृस्य श्रीगांग सोले प्रतोल्यो बटुआ तडाग समिपे क्षेत्र १ विघा ८ क्येदार १ सहित फोफल साटक क्रयेण सुपुष्टक मूंन्येन नवनवति[1] पत्रावारेण स्वेच्छया गृहितं ॥ अस्य क्षेत्रस्य केदारस्य

[1] नवनयत्याचारेण એટલે ૯૯ ટકા.અર્થાત્ ખરેખર લેખપદ્ધતિ. ગાયકવાડ સીરીઝ.

फोफल दायको नामनामतः ॥ अस्य क्षेत्रस्य सामान्य वटंकीय आभ्यंतर नागर ज्ञातिय, श्रीआध्वर्जूचरणे स्वयंवकावटंके जोशी रघुनाथ सुत जोशी श्रीरंगजीकेत्य विचार्य विमृश्य उत्पन्न कार्य वशात् क्षेत्र केदार १ गांग सोळे प्रतोल्यां वड्डुआतडाग समिपे फोफल साटक क्रयेण सुपुष्टक मूल्येन नवनवति प्रत्रावारेण शाकपणीकान्येयेन[२] स्वेच्छया प्रदत्तं ॥ अस्य क्षेत्रस्य घाटाः ॥ दक्षिणस्यां शेरडी पगी राजघरना क्षेत्रनी ॥ पूर्वस्यांमहं गिरधरजीनो क्यारडो तथा शेरडी ॥ पश्चीमस्यां गुंजानो मारग ॥ उत्तरस्यां तडाग वड्डु उचाडे एते चतुराघाटाः एतत् क्षत्रं चतुराघाटविशुद्धं वृक्षमालाकुलसहितं ग्राहकेत्य जोशी जागेश्वर गंगाराम केत्य पुत्रपौत्रादि वंशपरंपरया आचंद्रार्कक्षितिकालं यावद्भोक्तव्यं पत्रोस्मिन्पत्रदातार जोशी श्रीरंगजीकेत्यमतमारोपयति ॥ क्षेत्र १ जोशी रघुनाथ गणेश वाल्ड तलाव वड्डुआनु विघा ८ तथा क्यारडो १ जोशी श्री रंगजीये साटे लख्युं छे ते द्रव्ये लइने जोशी जागेश्वर गंगाराम मोढने आचंद्रार्क वेचातु चतुराघाटे हदमाजुदा सुधु वेचातु आप्यु सहि ॥ ए क्षेत्रनो पूर्वे रीत्ये निसारवाट होये त्यम होडी जाये अस्य विधेः परीपालनीयं

| अत्र मतानिः | अत्र साक्षिणः |
|---|---|
| श्रीरंगजी रघुनाथ मतं | गणेश जोइता |
| उपर लख्यु ते सहि | रणछोडजी गदाधर साप |
| | मनोहरदास गोपीनाथ साप |
| | अचलजी हरजी साप |

આ સિવાય બીજી કેટલીક સાક્ષીઓ છે પણ દસ્તાવેજને હવા લાગવાથી તેના અક્ષરો ઊડી ગયા છે તેથી સ્પષ્ટ વાંચી શકાતું નથી.

## दस्तावेज नं. २

स्वस्ति श्री समस्त राजावली समलंकृत महाराजाधिराज श्रीअलक्षवर लब्ध प्रौढ प्रताप पातशाह श्री अवरंगशाहा अदलीगाजी माहे प्रवर्तमान राज्ये संवत १७४४ वर्षे मार्गशीर्ष सुदी ३ तृतीया रवौ अद्येह श्री वृद्धनगरेऽस्यां संवत्सर मास पक्ष दिवस पूर्वायांतिथौ गृहस्य नवनवति पत्रमाभिलिख्यते ॥ यथा ग्राहको नाम नामतः श्रीवृद्ध नगरे वास्तव्यं

२ शाकपणिकान्यायेन અંજારમાં શાક લે તે રીતે એટલે વહેવારની રીતે લેણપદ્ધતિ. ગાયકવાડ સીરીઝ.

सामान्य वटंकीय श्रीकाडु आकल्वी ज्ञातीय पटल रुपागणेश जोइता प० काजीया अंबा-वीया सुत दिचार्य एकचित्तसंभूय श्री गांगसोल पोल्ना परा महेहं वर्तमानं गृहं श्रेष्ठ महावजी भगवान सुपा वहं वर्तमान गृहं ॥ साटकं क्रयेग सुपुष्क मूल्येन वागुडांत पत्रा वारेण श्रीसमूह लोक समक्षं ॥ ए घर ए नानी पछीतथी मांडीने पोली नेउ सुधां तथा वणा सुधां ओरडा २ पडसाळ आंगणुं पोली सुधां तेहना उपडा रुपैया (७०) अंके एकसो सीतेर रोक आपीने ए घर चतुराघाटे नवनवति पत्रा वारेण श्री समूहलोकसमक्षं गृहीतं ॥ तथा दायको नाम •नामतः ॥ श्री वृद्धनगर वास्तव्य सामान्य वटंकीय श्रीवडे साहाजणे नागर वणिक ज्ञातिय श्रेष्ठ महावजी श्रेष्ठ भगवान श्रेष्ठ सुपा सभ्रात् सपुत्र एतेषां विचार्य एकचित्तसंभूय श्रीगांगसोल पोल्ना परा मध्ये वर्तमानं गृहं स्वकीयं साटक क्रयेण सुपुष्क मूल्येन वागुडांत पत्रावारेण श्री समूहलोकसमक्षं ॥ ए घरनुं वणुं चुंकनुं जइयुं ॥ ओरानी पछीतथी मांडीने पोली नेउ सुधां तेहना उपडा रुपैया (७०) अंके एकसो सीतेर रोक लइने श्री समूहलोकसमक्षं गृहं दत्तं ॥

अस्याः चतुराघाटाः ॥ पूर्वस्यां पटेल मसोत ठाकरनुं घर मध्य कोटडी साध्य छे ॥ दक्षिणस्यां राजमार्गः मध्ये ओरानी पछीते नेव पडे छे ॥ पश्चीमायां श्रेष्ठ मूलाकस्य गृहं कोटडी साध्य छे ॥ उत्तरस्यां राजमार्गः तथा गृहस्य संचरणमार्गः ॥ एते चतुराघाट-विशुद्धं स्वसिमापर्यंत नवनिधानसहितं इष्टकाष्टसंयुक्तं आपातालांचरयुतं ग्राहकेन सपुत्रेण पुत्रपौत्रादिवंशपरंपरया आचंद्रार्कक्षितिकालं यावद्भोक्तव्यं ॥ पत्रेऽस्मिन् पत्र दातारद स्वहस्तेन मतमारोपयंति ॥ ए घर गांगसोलना परा महिहुं हुतुं ते पोतानी खुशी आं राजी थैने रुपैया एकसोशीतेर रोक लइने पटल रुपा अंबावीया सपुत्रने श्रेष्ठ लालजी श्रेष्ठ भगवान श्रेष्ठ सुपेस पुत्रे वे कर्णाने वेचातुं आप्युं सहि ॥ ए घरनां नेव नीछार करो कोटडो पाळ सदा पूर्व रीत्ये होये त्यम करे सहि ॥ अस्य विधेः परिपालनियं

अत्र मतानि अत्र साक्षिणः

અહીંથી દસ્તાવેજ ફાટી ગયેલ છે તેથી તેનાં મતાં તથા સાક્ષીઓ આપી

કનૈયાલાલ ભાઈશંકર દવે

## લોકચર્યા

### નાશિક ત્ર્યંબકની યાત્રા

૧૯૮૯નું વર્ષ સિંહસ્થનું હતું. એ વર્ષમાં નાશિક ત્ર્યંબકની યાત્રા કરવી અને ખાસ કરીને ગોદાવરીમાં સ્નાન કરીને પોતાનાં પાપ ધોવાં એ કેટલાએ શ્રદ્ધાળુ યાત્રિકોની મનકામના હશે. આ વખતે સિંહસ્થ ત્રિખંડી હતું. પંચાંગની ભાષામાં કહીએ તો ગુરૂ વક્રી થયો હતો. એટલે થોડા મહિના સિંહ રાશીમાં આવ્યો, પછી દૂર ગયો અને વળી પાછો તે રાશીમાં આવ્યો, એવું કંઇ હતું. શરૂઆતના ભાગ વખતે હું અહીં નહોતી, પણ સિંહસ્થનો છેલ્લો ભાગ હું જોવા પામી હતી.

સવારના પહોરથી તે રાત સુધી નાશિકથી ત્ર્યંબક મોટર બસની ધમાલ ચાલુ જ હોય. કેટલાક વધારે શ્રદ્ધાળુ યાત્રીઓ પગે ચાલીને પણ જતા. દિવસના ગમે તે વખતે એવા યાત્રીઓનાં ટોળાં રસ્તા પર નજરે પડતાં હતાં. ટોળાંમાંથી એકાદ જણના હાથમાં ભગવો વાવટો ફરકતો હોય તે ઉપરથી જાણવાનું કે આ યાત્રાળુનું ટોળું છે. આખા હિંદના દરેકે દરેક પ્રાંતના લોકો યાત્રા માટે આવતા હતા. કાળી ચળકતી ચામડીવાળા, માથે ધારી અને અંબોડાવાળા મદ્રાસીથી માંડીને તે માથે ચીકનના ભરતકામની ભૈયા ટોપી અને હાથમાં મોટા ડંડુકાવાલા ભૈયાજી સહકુટુંબ નજરે પડતા હતા. ઊડીને આંખે વળગે એવા રંગની ચુંદડીથી ઘુમટો તાણીને ચાલતી ઘમ્મર ઘાઘરાવાળી મારવાડણ, તેમ જ રંગરંગીત પાઘડી જરા વાંકી લગાવીને દેશી જોડા પહેરીને ચમચમ કરતા ચાલતા મારવાડીઓ, લાલ કિનારવાળી સાડી સાથે સેંથામાં સિંદૂરથી પોતાનું સૌભાગ્ય સૂચવની નાજુકડી બંગાલણ અને ખુલ્લે માથે ખભે સફેદ ચદ્દર ઓઢીને, પોતાના સ્ત્રી વર્ગથી અગાડી ચાલતા બંગાળીઓ; સાદાં ધોળાં છાયલ વાળી ગુજરાતણ અને ધોળી ટોપી અને ખાદીની કફનીવાળા ગુજરાતીઓ, એ સર્વે જુદાં જુદાં ટોળાં વળીને જતા. દક્ષીણી પુરુષો અને સ્ત્રીઓનો તો સુમાર જ નહોતો.

× × ×

એક દિવસ અમે પણ ત્ર્યંબક ગયાં. નાશિકથી ત્ર્યંબક ૧૮ માઇલ દૂર છે. આખો પ્રદેશ ડુંગરાવાળો છે. ત્ર્યંબક ગામ તળેટીમાં આવેલું છે. તેની પાસેના બે ડુંગરામાંના એકનું નામ બ્રહ્મગિરિ અને બીજાનું નામ ગંગાદ્વાર છે.

પહેલું ગંગાદ્વાર જવાનું રાખ્યું. ત્યાં ચઢવા માટે લગભગ ૭૦૦ પગથિયાં છે. દક્ષિણમાં ઘણુંખરું ધર્માદાનું કે સખાવતનું કે દાનનું કામ જુઓ તો ગુજરાતીઓ કે ક્વચિત મારવાડીઓએ જ કરેલું હોય છે. તેના એક પુરાવા રૂપે આ પગથિયાં છે. એ બંધાવનારનું નામ તો યાદ નથી પણ ગુજરાતી જેવું જ હતું.

અડધા ઉપર પગથિયાં ચડ્યાં એટલામાં એક ચોતરો આવ્યો. તેના ઉપર એક સન્યાસી બેઠેલા હતા. શરમાં પહેરેલાં અને ધઉંવર્ણા હતા. મોઢા ઉપરથી લાગતું હતું કે

રખડેલ બાવા કરતાં ઊંચી પંક્તિના હશે. અમારી સાથે ત્ર્યંબકના જ એક વતની હતા. તેમણે કહ્યું કે આ સન્યાસી પૂર્વાશ્રમમાં એક ડેપ્યુટી કલેક્ટરના પુત્ર હતા.

સન્યાસીએ અમને કહ્યું કે યાત્રાળુઓની સગવડ માટે એક કૂવો ખોદાવવો છે; તેનું ફંડ હું ભેગું કરું છું; યાત્રાળુઓનું કલ્યાણ થાય એ જ મારી તો ઇચ્છા છે; તમે બધા સંસારમાં રહીને શું લોકોનું કલ્યાણ કરો છો ? સ્વાર્થમાં રચ્યાપચ્યા રહો છો, વગેરે લાંબું ભાષણ કર્યું. અમારામાંના એક ભાઈ આગલે જ દહાડે નાશિક જેલમાંથી છૂટેલા હતા. તેમને આ સાંભળીને લાગી આવ્યું, એટલે કહે કે, " લોકોનું કલ્યાણ કેવી રીતે કરવું ને વિશે જુદા જુદા મત હોઈ શકે. તમે તમારી રીતે કરો છો, અમે અમારી રીતે કરીએ છીએ. તમે અમારાથી લોકોનું રળેલું ખાઈપીને મઝા કરો છો અને એ રીતે પરમેશ્વર રાજી થશે એમ માનો છો, અને અમે જાતમહેનતથી રળીને ખાઈએ છીએ અને લોકોને જ્ઞાન અને સ્વતંત્રતાનો પાઠ શીખવીને, પરમેશ્વરની નહિ તો પરમેશ્વરના ઘડેલા મનુષ્યની સેવા કરીએ છીએ." એટલે સન્યાસી વધારે તપી ગયા, અને કહે કે, " એકલી સેવાને શું કરે ! ઈશ્વરને પામવા માટે તો તપ જોઈએ. " એટલે અમારા સાથીદારે કહ્યું કે, " આજ કાલે જ એક વરસની તપશ્ચર્યા પૂરી કરીને આવ્યો છું. તમારી તપશ્ચર્યા અને અમારી તપશ્ચર્યા જુદી છે................."

ભરપૂર કરતાં હતાં. એકાએક મારી નજર દરવાજાની દીવાલ પર ગઇ. ત્યાં પાટિયું મારેલું હતું કે 'સ્પૃશ્ય હિંદુઓ સિવાય કોઈએ દાખલ થવું નહિ.' આજકાલ નાશિકનાં પણ બધાં મોટાં મંદિરોમાં આવાં પાટિયાં મારી દીધેલાં છે. કાળારામના મંદિરમાં દાખલ થવા માટે અંત્યજોએ સત્યાગ્રહ કરેલો એ તો જગજાહેર છે. તે દિવસથી માંડીને આ નવું તૂત ઊભું થયું છે.

સંધ્યાકાળના ઝાંખા અજવાળામાં, જે વખતે મંદિરનાં ચોઘડિયાંનો સ્વર ભક્તજનોને ઈશ્વર પાસે બોલાવતો હતો તે વખતે, ભક્તજનો પ્રત્યે ભેદભાવ બતાવતી આ જાહેરાત વાંચીને મારા મનને જે આઘાત થયો તે વર્ણવાય તેમ નથી. મારાથી નિશ્વાસ સાથે બોલાઈ જવાયું કે, "અરે રે હિંદ! ભલેને તારા લાખો બત્રિસ લક્ષણાઓ સ્વતંત્રતાની વેદી પર હોમાય, પણ જ્યાં લગી તારાં દેવસ્થાનોમાં જ ઊંચનીચના ભેદ પળાય છે ત્યાં લગી ઈશ્વર કદી તારા પર પ્રસન્ન થનાર નથી!"

× × ×

અમે મંદિરના ચોકમાં ઊભા. એટલામાં અમારા એક ઓળખીતા ભટજી આવ્યા. આખા નાશિકમાં સારામાં સારી જલેબી બનાવનાર એ ગણાય છે. મૂળ દક્ષિણ હૈદ્રાબાદના વતની છે પણ આજ ત્રણ પેઢીઓ થયાં નાશિક આવીને રહેલા છે. યાત્રાળુઓ જમણવાર કરાવે તે પર એમની કમાઈ. 'કેમ આચાર્યજી' એટલું કહેતામાં તો ભટજી ખુશખુશ થઇ ગયા અને વાતે વળગ્યા. મેં પૂછ્યું કે, "કેમ ભટજી, તમારું સિંહસ્થ તો પૂરું થવા આવ્યું. કેટલું કમાયા?"

એટલે ભટજી કહે કે, "બહેન, પૂછશો જ ના. ત્રણ પેઢીથી નાશિકમાં છીએ પણ આવું નથી જોયું. ગયા સિંહસ્થમાં ત્રણ હજાર કમાયેલો. આ વખતે બેવડું સિંહસ્થ હતું પણ ચારસો નથી થયા."

મેં કહ્યું કે, "એમ કેમ?"

તો કહે કે, "જે માણસો ગયે વખતે ૫૦૦ બ્રાહ્મણ જમાડતા તે આ વખત પચાસ પણ નથી જમાડતા."

મેં કહ્યું, "તે બ્રાહ્મણો પરથી એટલી શ્રદ્ધા ઓછી થઈ કે શું!"

તો કહે કે, "ના રે ના, લોકો પાસે પૈસા જ નથી. ઇચ્છા તો ઘણુંએ કરવાની હોય, પણ કરે શું!"

મે મનમાં કહ્યું કે દુનિયાની આર્થિક મદી—economic depression—ની આ એક વધારે સાબિતી!

× × ×

અમે વાત કરતાં હતાં એટલામાં મંદિરમાંથી એક સોળેક વર્ષની ગુજરાતી છોકરી અને પીસતાળીસ પચાસ વર્ષનો એક પુરુષ બહાર નીકળ્યાં. એમના ગયા પછી ભટજીએ કહ્યું કે, "બાપ દીકરી છે. બાપના મનમાં શું ભરાયું છે તે આવી સરસ છોકરીને... .. બાવાને ત્યાં અર્પણ કરવા લઈ જવાનો છે."

# ગૂજરાતની એક અણજાણીતી સંસ્થા

ગૂજરાતના ઉત્તર પ્રદેશમાં, અમદાવાદથી પચીસેક માઈલ ઉત્તરે વડોદરા રાજ્યના એક સમયના નામાંકિત કડી શહેરમાં, આજથી લગભગ તેર વર્ષ પહેલાં આ સંસ્થાનું બી રોપાયું. કોણ જાણતું હતું કે આ નજીવા દેખાતા બીમાં ભવિષ્યની એક આશાભરી સંસ્થા છૂપાયેલી હતી !

સંસ્થાના જન્મનો સંબંધ લગભગ ૧૯૨૦ના અસહકારનો કાળ હતો. આ એ જ સમય હતો કે જે વખતે આપણે ભર અજ્ઞાન નિદ્રાના કેફમાંથી જાગી એકાએક માર્ગ પ્રકાશ મેળવવા ખાંખાંખોળિયાં મારી રહ્યા હતા. એક મહાન પુરુષે રોગગ્રસ્ત દેશની નાડ પારખી હતી. આ માત્રાનો ઝણઝણાટ દેશભરમાં વ્યાપી ગયો હતો. દેશના જુવાનોના લોહીમાં નવા પ્રાણ ઉછાળા મારી રહ્યા હતા. સરકારી કૉલેજો અને હાઈસ્કૂલો, અસહકારે ખાલી કરી નાખી હતી, અને નવી રાષ્ટ્રીય શાળાઓનાં મંડાણ પૂર વેગે થઈ રહ્યાં હતાં.



સ્નાન

વડોદરા રાજ્યના કડી પ્રાન્તમાં કડવા પાટીદારોની વસ્તી છે. કડી પ્રાંતની નવલાખ વસ્તીમાંથી પોણોએક લાખ કડવા પાટીદારો છે. અનેક કારણોને લઈને આ મહેનતુ અને ભોળી પ્રજા ઘણી જ અજ્ઞાન અને હડધૂત દશામાં આવી પડેલી છે. ખોટા ખર્ચો, ખોટા રિવાજો અને ખોટી મોટાઈએ આ પ્રજાને પાયમાલ કરી નાખેલી છે. સમાજમાં તેનું સ્થાન નીચું ગણાય છે. કડી શહેરની આસપાસ આવેલાં ગામડાંઓનાં બાળકોને શહેરની કેળવણીનો લાભ મળે અને જ્ઞાતિનો અંધાપો કંઈક અંશે દૂર થાય એ હેતુથી જ્ઞાતિના વૃદ્ધ અને યુવાન વર્ગે ભેગા મળી કડી શહેરમાં કડવા પાટીદારનાં બાળકો માટે સને ૧૯૧૯માં એક છાત્રાલય ખોલ્યું.

કેવળ છાત્રાલયથી બાળકોને સંતોષ ન થયો એટલે બીજે વર્ષે અંગ્રેજી ત્રણ ધોરણનું વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું. વિદ્યાલયને ચલાવનાર જ્ઞાતિના પ્રાણવાન પુરુષો તૈયાર જ

હતા. અસહકાર, સ્વાતંત્ર્ય અને બલિદાનના પ્રાણથી ભરેલા યુવાનોને યોગ્ય કાર્યક્ષેત્ર મળી ગયું વિદ્યાલયનું કાર્ય નવીન કેળવણીની દૃષ્ટિથી ચાલવા માંડ્યું. સંસ્થાનું શરીર જો કે જૂના જમાનાનું હતું પણ તેના આંતરિક પ્રાણ નવા જમાનાના હતા પ્રાણ જો બળવાન હોય તો તે જ છેવટે વિજયી નિવડે છે ને! અને પ્રાણ જ શરીરને ઘડી તેને પોતાનું મનપસંદ રૂપ આપે છે એથી જ્ઞાતિના વૃદ્ધો, જૂની દૃષ્ટિના એજ્યુએટો અને જૂની કેળવણીના હિમાયતીઓએ નહિ ધારેલી, નહિ કલ્પેલી એવી સંસ્થાનુ સ્વરૂપ ધીમે ધીમે દૃષ્ટિમર્યાદામાં આવવા માંડયુ જ્ઞાતિને જ્ઞાનપ્રકાશતી મશાલ ધરનાર આ પ્રથમ જ સંસ્થા હોવાથી શરૂઆતમાં જ્ઞાતિભાઈઓ તરફથી સારી સારી મદદો મળવા લાગી. એ પ્રમાણે સંસ્થાનું સ્થુલ સ્વરૂપ બંધાતું ચાલ્યું અને ચારેક વર્ષમાં તેણે પોતાનું સ્વતંત્ર મકાન મેળવ્યું.



સંગીત

હવે આંતરિક કામ કરનાર શિક્ષકો અને ચાલકોને પોતાના વિચારોને અનુરૂપ કેળવણી આપવાની અનુકૂળતા મળી વિદ્યાલયનું પ્રથમ નામ 'પાટીદાર વિદ્યાલય' હતું તે બદલીને 'સર્વ વિદ્યાલય' રાખવામાં આવ્યું. છાત્રાલયમાં પ્રથમ કડવા પાટીદારોના જ વિદ્યાર્થીઓ દાખલ કરવામાં આવતા હતા, તેને બદલે દરેક કોમ અને દરેક સ્થળના વિદ્યાર્થીઓને દાખલ કરવાની છૂટ મૂકી. અને કેળવણીના આધુનિક સિદ્ધાંતોને અનુલક્ષી વિદ્યાલયનો અભ્યાસક્રમ રચાયો.

હાલ આ સંસ્થામાં અંગ્રેજી ૭ ધોરણના અભ્યાસક્રમની સાથે ઉદ્યોગધંધાના શિક્ષણની વ્યવસ્થા રાખવામાં આવી છે. શાળામાં સંગીત, ચિત્રકામ અને વ્યાયામ દાખલ કરવામાં આવ્યા છે. બાળકોને પ્રથમ ચાર વર્ષની અંદર સુથારી, વણાટ, અને શિવણકામમાંથી કોઈ પણ એક કામ શીખવાડવામા આવે છે. આ ઉદ્યોગ વર્ગો બે દૃષ્ટિએ ચલાવવામાં આવે છે—એક હસ્તજ્ઞાનની અને બીજી ધંધો શીખી તેનાથી પોતાનો નિર્વાહ ચલાવવા બાળક શક્તિમાન થાય એ દૃષ્ટિ

સંસ્થા સમાજના સામાજિક દુર્ગુણો દૂર કરવાના પોતાના ધ્યેયને ભૂલી નથી. અવારનવાર ગામડાંઓમાં જઈ બાળકોના સંવાદો અને ભાષણો દ્વારા ગ્રામજનતાને ખોટા રિવાજો દૂર કરવાના પાઠ આપ્યા કર્યા છે. બાળલગ્ન અને બારમા જેવા રિવાજોની પ્રતિષ્ઠા તોડવામાં સંસ્થાએ સારો ફાળો આપેલો છે.

ખેડૂતોની આબાદીમાં જ દેશની આબાદી છે એ સંસ્થા સારી રીતે સમજે છે. અને તેથી ખેડૂતો કેમ સુખી થાય તેવા પ્રયત્નો કરવાની તેને ખાહેશ છે. સંસ્થાએ પાંચેક વર્ષ ઉપર એક 'ગોશાળા' ખોલી છે. સારી જાતની ગાયો લાવી, ગાયોની ઓલાદ સુધારવા સંસ્થા પ્રયત્નો કરી રહી છે. ખેડૂત અને ખેતીને પાયમાલ કરનાર આખલાઓને ખસી કરવાથી પાપ થાય છે એ વહેમને તોડવા સંસ્થાએ ગોશાળા ખોલી પહેલ કરી છે. ખેડૂત ગાયો ન પાળતાં ભેંસ રાખે અને બળદો વેચાતા લેવામાં પાયમાલ થઈ જાય એના કરતાં દેશનું બીજું શું દુર્ભાગ્ય હોઇ શકે ! જો ગાયને કોઇ બચાવી શકે તો તે કેવળ ખેડૂત જ બચાવી શકે છે. પાંજરાપોળો કોઈ દિવસ ગાયને બચાવી શકવાની નથી. જ્યાં સુધી સમાજ અને ખેડૂતના મનમાંથી ગાય કરતાં ભેંસના દૂધ ઘીની મહત્તા ઓછી થઇ નથી અને જ્યાં સુધી ખેડૂત આખલાને ખસી કરવામાં પાપ માની રહ્યો છે ત્યાં સુધી ખેડૂતની આબાદી ઘણી બહુ બહુ દૂર છે. આવા વિચારોને અંતે, ખેડૂતોમાં ગોપ્રચાર કરવાના હેતુથી સંસ્થાએ 'ગોશાળા' ખોલી છે.

સંસ્થાને શરૂ થયે લગભગ બાર વર્ષ પૂરાં થાય છે, તે દરમિયાન સંસ્થા લગભગ લાખેકનું મકાન કરી શકી છે. અને તેણે આજ દિન સુધીની, વાર્ષિક દશથી પંદર હજાર ખર્ચી, પ્રવૃત્તિઓ ચલાવી છે. સંસ્થાને ખાસ કોઇ ધનિક વર્ગ તરફથી મોટું ફંડ મળેલું નથી. અલબત, જ્ઞાતિના ધનિકોની કેટલેક અંશે સંસ્થા પ્રત્યે મમતા અને સહાનુભૂતિ છે. પણ મુખ્યત્વે કરીને સંસ્થાએ કડી પ્રાન્તના ગામડાઓમાં ઘેર ઘેર ફરી ફરી રૂપિયો રૂપિયો ઉઘરાવી પોતાનું ખર્ચ નિભાવ્યું છે, અને હજુ પણ તે જ પ્રમાણે દર વર્ષે દશેક હજાર રૂપિયા સંસ્થાને મેળવવાના હોય છે.

મુશ્કેલી જ કાર્યને દિપાવે છે. સંસ્થાને પણ અનેક મુશ્કેલીઓ અને કસોટીઓમાંથી પસાર થવું પડ્યું છે. પછાત જ્ઞાતિ કેળવણીનો નવીન પ્રકાશ જોઇ ભડકે એ સ્વાભાવિક છે. જ્યારે સત્ય કાર્યની કદર ન થતાં ઊલટી તેની વગોવણી થાય ત્યારે કામ કરનારાઓને કેટલી ગ્લાનિ થતી હશે, તે અનુભવે જ સમજી શકાય. એક તો અમારી જ્ઞાતિની પ્રતિષ્ઠા ઓછી. અમે રહ્યા હડધૂત પ્રજા. સમાજમાં અમારું સ્થાન ક્યાં! ઉચ્ચ કોમો અમારા તરફ દૃષ્ટિ પણ શાની કરે ! એટલે અમારી કેળવણીની સંસ્થા ગમે તેવું સરસ કામ કરતી હોય, અમે ગમે તેટલા નવી કેળવણીની ધગશવાળા હોઇએ, છતાં આગળ


શિવણકામ

ડોકિયું તો ન જ કરી શકીએ વળી અમે આચારવિચારે જાડા રહ્યા એટલે અમારા કાર્યનો પ્રચાર કરતા અમને ન આવડે અમારી જીભ કુહાડાની ધાર જેવી મીઠી મધુર ભાષામા અમને ગુણગાન ગાતા કોણ શીખવે ! આ બધી મુશ્કેલીઓ અને અનઆવડતને લીધે હજુ પણ અમારી સસ્થા ગૂજરાતના એક ખૂણામા જ ભરાઇ રહી છે

દરેક સસ્થાને પોતાની કડવીમીઠી હોય છે અમારે પણ અનેક ખેંચતાણના પ્રસગો અનુભવવા પડયા છે જૂના શરીરમા નવા પ્રાણ ફુંકતા, કઇંક વખતે જૂના શરીરને બળાત્કાર કરવા જેવુ લાગ્યુ હોય અને કઇંક વખતે નવા પ્રાણ જૂના શરીરના પાશમા ગુગળાઈ પણ ઊઠયા હોય પરતુ નદીઓ કઇંક વખતે પહોળી અને સાકડી થતી થતી અને કઇંક વખતે ઊંડી અને છીછરી બનતી બનતી આખરે સમુદ્ર તરફ જ વહ્યા કરે છે તેમ અમે પણ અમારી આ સરસ્વતી નદીને અનેક વિષમ, કડવામીઠા, વિસ્તૃત અને સાકડા પટોમાથી હેમખેમ તેના ધ્યેય સમુદ્ર તરફ આજ દિન સુધી વહેવડાવવા શક્તિમાન થયા છીએ તેમા અમે પ્રભુની ઇચ્છાશક્તિ કામ કરતી જોઇએ છીએ

આવી અમારી અને સમાજની પરિસ્થિતિમા આ સંસ્થાએ બનતું કર્યું છે. ભલે અમે કેળવણીના નવીન પ્રકાશને ઝીલી તેને કૃતિમા બરાબર ન ઊતારી શકયા હોઇએ, પણ અમે એટલુ તો જરૂર કહીશુ કે આ નવીન પ્રકાશ ઝીલવા અમે પ્રયત્નો કર્યા છે, અને જો કે આ સંસ્થા વિદ્યાર્થીઓને કઇંક નિશ્ચયાત્મક નવીન જ્ઞાનપ્રકાશ ન આપી શકી હોય છતા, અમને એટલો તો સતોષ રહે છે કે તેણે કેટલાય બાળકોને મોહમયી શિકારધર્મ શીખવતી-વિદ્યામા રહેલા ઝેરમાથી બચાવવા પ્રયત્નો કર્યા છે અને અમારા આ પ્રયત્નના ફળો અત્યારે ભલે ન દેખાય પરંતુ તેના જે બી અમે વેર્યા છે તે જ્યારે સ્થળ અને સમયની અનુકૂળતા થશે ત્યારે જરૂર વર્ષાઋતુની નવીન વનસ્પતિની માફક, ફુટી નીકળશે અને સંસ્થાના શ્રમને કૃતાર્થ કરશે એવી અમોને દઢ શ્રદ્ધા છે

બાપુભાઈ વિ. ગામી

## સત્ સ્વભાવ

( અનુષ્ટુપ )

રેલાઇ આવતી છોને બધી ખારાશ પૃથ્વીની,
સિંધુના ઉરમાંથી તો ઊઠશે અમીવાદળી

પૂજાલાલ

# ૧૧મું ગુજરાતી સાહિત્ય-સંમેલન

ગઈ તા. ૩૧ ડિસેંબર અને જાન્યુ. ૧ તથા ૨ એમ ત્રણ દિવસ લાઠીમાં ૧૧મું સાહિત્ય સંમેલન ભરાઇ ગયું. આજ સુધી આવી બેઠકોને આપણે સાહિત્ય પરિષદ કહેતા. આ વખતે તેને સંમેલન કહ્યું. એ નામફેરફ જ નવું બંધારણ અમલમાં આવ્યું તેની નિશાની છે. છતાં તે પહેલું ન ગણાતાં ૧૧મું ગણાય છે તે તે સંસ્થાનું સાતત્ય બતાવે છે.

નવા બંધારણ પછીનું આ પહેલું જ સંમેલન હોવાથી, આ સંમેલનને માથે નવું બંધારણ અમલમાં મૂકી બતાવવાનું કામ હતું. અને તે કામ સંમેલને બરાબર કર્યું ગણાય. આ થવાનો જશ ઘણે મોટે ભાગે સંમેલનના પ્રમુખ દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ઘટે છે. સંમેલનનું કામ જોતાં સર્વને જણાશે કે તેમની વરણી યોગ્ય થઈ હતી. તેમની સાહિત્યની સેવા તો પ્રસિદ્ધ જ છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસની વ્યવસ્થા તેમણે કરી છે, તેની ખીલીઓ ખોડી આપી છે, તે અભ્યાસીને જ નહિ પણ ભવિષ્યના ઇતિહાસલેખકને પણ માર્ગસૂચક નીવડશે. મૉડર્ન રિવ્યુમાં આપેલાં અવલોકનો દ્વારા અન્ય પ્રાન્તોમાં ગુજરાતી સાહિત્યની તેમણે જ પ્રતિષ્ઠા સ્થાપી આપી છે. ઇતિહાસના અભ્યાસ માટે અને ભાષાના અભ્યાસ માટે ફારસીના અભ્યાસની આવશ્યકતા તેમણે યોગ્ય રીતે બતાવી છે અને એ દિશામાં તેમણે કરી બતાવેલું કામ પણ એટલું જ માર્ગસૂચક રહેશે. પણ સાહિત્યની સેવા ઉપરાંત પ્રમુખ તરીકે તેમના જે ગુણે સર્વ ઉપર છાપ પાડી તે તેમનું સૌજન્ય હતું. સાહિત્ય પરિષદની જન્મકુંડલીના કોણ જાણે કયાએ ગ્રહની અસરથી સાહિત્ય પરિષદની કાર્યવાહી, કોઇ પણ તીવ્ર મતમતાંતરવાળી રાજ્યપ્રકરણી મંડળીની કાર્યવાહી કરતાં જરાએ ઓછા ધાંધાટવાળી, કે ઓછી ખટપટવાળી કે ઓછા કલેશવાળી નથી હોતી. એ સર્વમાં શુદ્ધ તટસ્થતાથી ધીરજ રાખવી એ જેવી તેવી વાત નથી. દી. બા. કૃષ્ણલાલભાઈએ ખરા ન્યાયાધીશની સઘળી ધીરજથી, સર્વ કાર્યવાહી પાર પાડી. તેમની ખીરાશ આગળ જાણે વિરોધ પણ વિવેકી બની સમાધાનમાં પરિણમતો હતો.

આ સાથે એક બીજી બાબત પણ અહીં નોંધવી જોઇએ. શ્રીયુત પટ્ટણી, જેઓ વિધિપુરઃસર કોઇ પણ પદ ઉપર અધિકારી નહોતા, તેમણે આખા સંમેલનમાં પૂરેપૂરો રસ લીધો છે અને પોતાની હાજરી માત્રથી અને તટસ્થ રહી આપેલી સલાહથી પણ સૌથી વધારે અનુકૂળ વાતાવરણ પેદા કરીને સંમેલનને પાર પાડવામાં ઘણી મદદ કરી છે. અનેક વિષયની તેમની રસિક જિજ્ઞાસાએ ઘણાની પ્રશંસા મેળવી છે.

આ સંમેલનમાં થયેલા ઠરાવોમાં બે ત્રણ ખાસ મહત્ત્વના હતા. કલાપીના સ્મારક સંબંધી ઠરાવ ગુજરાતને વધાવી લેવો જોઈએ દલપત નર્મદ બાદ કરતાં વિદેહ સાક્ષરોમાં કલાપી સૌથી વધારે લોકપ્રિય કવિ ગણાવો જોઈએ, તેને વિશે એકવાર સદ્ગત કાન્તે કહેલું કે કલાપી ઘેરેઘેર વંચાશે તે સાચું પડયું છે. કલાપીને પોતાને પોતાનાં

કાવ્યોના કવિત્વ વિષે શંકા હતી પણ આપણે સર્વ એટલુ જરૂર કહી શકીએ કે જ્યા સુધી હૃદયના દર્દની સીધી નિગડમગ વાણી જુવાનોને પ્રિય છે ત્યા સુધી કલાપી વચાવાનો અમને આશા છે કે ગુજરાત તેમજ બૃહદ્ ગુજરાત, આમવર્ગ તેમજ ગુજરાતના દેશી રાજ્યોના રાજા મહારાજાઓ, આ સ્વર્ગવને મતકારી મહૂગતનું સ્મારક કરવાને ઉદાર ફાળા આપશે આ સ્મારકની યોજના પણ સારી થઈ છે તેમાથી લાઠીમા એક જાહેર મકાન થશે જેનો વહીવટ ટ્રસ્ટીઓ કરશે અને જે સાર્વજનિક ઉપયોગને માટે ખુલ્લું રહેશે અને બાકીની રકમમાથી કલાપી સ્મારક ગ્રન્થાવની પ્રસિદ્ધ થશે

બીજો મહત્ત્વનો ઠરાવ બૃહદ્ ગુજરાતની છૂટી છૂટી વસાહતો સાથે સાસ્કારિક સંબધ બાધવા વસાહતોની માહિતી ભેગી કરવાનો હતો આ કામ ઘણુ અગત્યનું છે સાહિત્ય પરિષદે કરવા જેવુ છે પણ તે કેવી રીતે થાય છે તેના પર સર્વનો આધાર છે, અને કેવી રીત થાય છે તેનો આધાર કામ કરવાને પસદ કરવા માણસો તેમના સાધનો અને વસાહતોના સહકાર ઉપર છે

ત્રીજો મહત્ત્વનો ઠરાવ યુનિવર્સિટીની કોલેજમા બી એ પછીના વર્ગોમા ગુજરાતી દાખલ કરી તેનો અભ્યાસ ફરજીઆત કરવાની ભલામણ બાબત હતો આ સબધી અવાર-નવાર ઘણુ કહેવાયુ છે પણ યુનિવર્સિટીએ તેના પર હજી સુધી ધ્યાન આપ્યુ નથી સાહિત્ય પરિષદે સતત પ્રયત્ન કરીને યુનિવર્સિટી પાસે આટલુ મેળવી લેવુ જોઈએ

સમેલનને અગે એક કલાપ્રદર્શન પણ ભરાયેલુ હતું તેમા ગોંડલ રાજ્ય તરફથી રજૂ થયેલા શરીરના ભાગોના નમૂના ધ્યાન ખેચે એવા હતા એક જગાએ કાઠીઓનું કોઠીઆકામ ચાકળા વગેરે શણગાર તમજ ઉપયોગની ચીજો ગોઠવેલી હતી એક બાજુ ગીરની ખાસ ચીજોનુ પ્રદર્શન હતુ ચિત્રોનો વિભાગ ખાસ જોવા જેવો હતો ચિત્રો જોતા એવી આશા થાય કે હવે ગુજરાત થોડા પણ સારા ચિત્રકારોને માટે મગરૂર થઈ શકે બધા ચિત્રોમા શ્રી સોમાલાલ શાહનુ મૃત્યુની ખીણમા જોતા એક યુગલનું ચિત્ર ધ્યાન ખેચે એવુ હતું સ્ત્રીપુરુષ ડુગરની ઊંચી કરાડ ઉપર ઊભા હતા અને સ્ત્રી, પુરુષને પકડી રાખીને, લજ્જાઈને, નીચે મૃત્યુની ખીણમા જોતી દેખાતી હતી. અને બીજુ સારુ ચિત્ર શ્રી રસિકલાલ પરીખનુ એક વૃદ્ધ પુરુષનુ હતું એકની સુઘડતા અને ઝીણવટ કરામત અને કૌશલ માટે પણ આ ચિત્ર પ્રશસનીય હતુ

પણ આ બધા સાહિત્ય સમેલનના ઉપાગો છે કલાપ્રદર્શન સમેલનની બેઠકના દૃશ્ય,રાતના લેવાયેલા કાઠિયાવાડી રાસડા કન્યાશાળાની બહેનોએ ગાયેલા ગીતો સાધુઓએ ગાયેલા ભજનો, એ સર્વ ગમે તેટલા મનોહર હોય પણ સમેલનની સફળતા માત્ર એટલાથી થતી નથી સાહિત્ય પરિષદના કામની આકણી સાહિત્યથી થવી જોઈએ એ દૃષ્ટિએ જોતા કહેવુ જોઈએ કે આ વખતે વચાયેલા નિબધોમા ઘણા થોડાને આપણે ઉચ્ચ સ્થાન આપી શકીએ પ્રો રવિશકર જોશીનો પ્રેમાનન્દપુત્ર વલ્લભના આખ્યાનોના કર્તૃત્વ વિશે પણ શકા દર્શાવતો લેખ, શાસ્ત્રીય સશોધનનો છે, પછી ભલે તેનાથી પ્રેમાનન્દનો પ્રશ્ન વધારે ગૂચવાય તેવો જ શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો જોડણી ઉપરનો લેખ પણ એ વિષયો ફરી ઉઠાવે છે

શ્રીયુત વીરેન્દ્રરાય ચન્દ્રશંકર મહેતાનો 'કલા અને કૌશલ્ય' ઉપરનો લેખ ધ્યાનપૂર્વક વાંચવા જેવો છે; તેમણે વિશાળ વાંચન અને ઘણા શ્રમ પછી એ લેખ લખ્યો છે. તેમના લેખમાં દેશની કારીગરી માટેની દાઝ સ્પષ્ટ દેખાઇ આવે છે. એમણે વિષયને ઘણો વિશાળ કરી નાંખ્યો છે પણ કળા અને કૌશલ્ય, ઉપયોગ અને કલા અને તેને ઉપકારક શાસ્ત્રની મર્યાદાઓ તેમના ધ્યાનમાં છે તે સ્પષ્ટ જણાય છે. હિંદી કલાને માટે તેમનો ઘણો ઉત્સાહ છે, અને તે યોગ્ય છે. હિંદી કલા અત્યારે નાશ પામતી જાય છે અને તેને ઉત્તેજનની જરૂર છે તે ખરું પણ તે નાશ પામવાનાં બીજાં પણ ઘણાં કારણો છે. બાંધકામને માટે લાકડું મોંઘું થતું જાય છે, લાકડા કરતાં લોઢું સોંઘું થાય છે, ઇંટો કરતાં સીમેન્ટની બનાવટો સોંઘી થતી જાય છે, આ બધી હીલચાલોની અસર કલાનાં સ્વરૂપો ઉપર થયા વિના ન રહે. બીજી બાજુ મંદિરો હવે ઓછાં થવાનાં-સામાજિક દૃષ્ટિએ એ તદ્દન નકામાં છે, એટલે એ પ્રકારની કલા નિરવકાશ થાય એ અનિવાર્ય છે. આપણા કલાકારોમાં અત્યારે કલાનું રહસ્ય એટલું જીવન્ત નથી કે તે પોતાની કલાને બદલાતી પરિસ્થિતિને અનુકૂળ કરી કંઇક નવું જ અને છતાં હિંદી સર્જી બતાવે, એ પણ સાથે સાથે કબૂલ કરવું જોઇએ. આપણી રહેવા કરવાની રીતભાત પણ બદલાતી જાય છે, તેને અનુકૂળ હજી સુધી હિંદી કારીગર ધ્યાન ખેંચે એવું કશું જ કરી શકયો નથી. આપણા દરજીએ કે આપણા વાસણો બનાવનારે કે આપણાં ઘરનાં સાજ બનાવનારે કશી જ નવીનતા બતાવી નથી. પટારો, મોટી મજૂસ, મોટી પાટ એ કઢેલાં સાજોને બદલે બહારનાં અનુકરણો સિવાય કશું નવું તે દર્શાવી શકયો નથી. અમે કબૂલ કરીએ છીએ કે પૈસાદાર વર્ગે સીધી પરદેશી રીતભાતો એટલી ત્વરાથી ગ્રહણ કરી કે કારીગર અનુકરણ સિવાય બીજું કશું કરી જ ન શકયો, અને અનુકરણ કરનાર અસલ કારીગરને કદી પહોંચી શકે નહિ, એ નિયમે પરદેશી યુરોપી કારીગરની સાથે સરખાવતાં આપણો કારીગર પાછળ પડી ગયેલો દેખાયો, પણ આપણા કારીગરે પણ પુરુષાર્થ કરી નવું કરી બતાવ્યું નથી. તેણે પણ અભ્યાસ કરવો જોઈએ. આપણે બીજી સર્વ કેળવણીમાં જેમ પાશ્ચાત્ય પૃથક્કરણ અને અનુભવનિષ્ટ (inductive) પદ્ધતિ સ્વીકારી છે તેમ તેણે પણ નવી પદ્ધતિઓ ગ્રહણ કરવી જોઇએ. ચિત્રોદ્વારા નવા નમૂના સમજતાં અને સર્જતાં શીખવા જોઇએ અને નવીન હિંદ રચવામાં પોતાનો ફાળો આપવો જોઇએ. નિબંધકારની કશી હકીકતના વિરોધાર્થે આ અમે કહેતા નથી પણ તેની સાથે આ હકીકત તરફ પણ ધ્યાન દેવું જોઇએ.

શ્રીયુત મુનશીનો "ઐતિહાસિક પાત્રો અને તેનું નિરૂપણ" ઉપરનો લેખ પણ ધ્યાન ખેંચે એવો છે. તેમનાં ઘણાંખરાં વિધાનો તો સહેલાઇથી સ્વીકાર્ય જણાય છે છતાં તે સર્વ ઉપરથી નીતારેલું છેલ્લું અનુમાન ઘણાને ચિન્ત્ય જણાશે. ઇતિહાસ સાહિત્ય છે તેટલે અંશે તેનું મુખ્ય કામ ગત સમયને એટલે ગત પ્રસંગો ને તેની સાથે સંબંધ ધરાવતા સમાજને અને પાત્રોને પ્રત્યક્ષ કરી બતાવવાં એમ માનીએ. એ પ્રત્યક્ષ કરાવવાનું કામ લેખક પોતાના સ્વાનુભવથી કરે છે એ પણ સ્વાનુભવનો અર્થ બરાબર સમજીએ તો ખરું છે. તેઓ કહે છે "સ્વાનુભવ એટલે માત્ર મને થએલો અનુભવ નહિ, પણ બીજાને થએલા અનુભવનો કલ્પના અને સહાનુભૂતિદ્વારા મેં કરેલો અનુભવ, અને આવા

અનુભવ ઉપરથી કાલ્પનિક સંયોગોમાં જુદા જુદા માનવીઓ કેમ વર્તે, તેનો મારો ખ્યાલ." પણ આ બધા ઉપરથી, જો ઐતિહાસિક નવલકથાની વાત કરવી હોય તો, એમ ન કહી શકાય કે " નવલકથાકારની કલ્પના ને સર્જકતાને સ્વાભાવિકતાનાં જ બંધનો હોય છે." લેખક જો ઐતિહાસિક નવલકથા લખતો હોય તો સ્વાભાવિકતા ઉપરાંત તે અમુક અંશે વાસ્તવિકતાની મર્યાદા પણ સ્વીકારે છે. ખરી રીતે દરેક કલાકાર વાસ્તવિકતાની ઓછી વત્તી મર્યાદા સ્વીકારે છે. અરેબિયન નાઈટ્સ અને કથાસરિત્સાગરની વાર્તાઓમાં માણસોનાં પંખી થઈ જાય, અને લાકડાના ઘોડા અદ્ધર ઊડે, પણ સરસ્વતીચન્દ્રમાં એમ ન થઈ શકે. એટલે અંશે સરસ્વતીચંદ્રકારે વાસ્તવિકતાની મર્યાદા વધારે સ્વીકારી છે. અરેબિયન નાઇટસમાં કશું અસ્વાભાવિક નથી, સરસ્વતીચંદ્રમાં કશું અસ્વાભાવિક નથી, પણ અરેબિયન નાઇટસમાં જેટલું થઇ શકે તેટલું સરસ્વતીચંદ્રમાં ન થાય.

ઐતિહાસિક નવલકથાકાર એ રીતે જે સમયની તે વાર્તા લખતો હોય તે સમયના વાતાવરણની વાસ્તવિક મર્યાદા સ્વીકારે છે અને તેની બહાર તે ન જઇ શકે. અલબત ઇતિહાસકાર કરતાં તેને વધારે છૂટ છે, પણ તે છૂટને આ વાતાવરણની મર્યાદા છે જ. મનુષ્ય ગમે તેટલું નવું કરી શકે છે, છતાં જેમ દરેક માણસને નવું કરવાની શક્તિની મર્યાદા છે, તેમ જ દરેક જમાનાને પોતાની મર્યાદા હોય જ છે. એ વાસ્તવિક મર્યાદા સમજવામાં મતભેદ હોય એ બનવા જોગ છે. કદાચ એ બધા મતભેદો સત્યની જુદી જુદી બાજુ પણ હોય. માર્કસ અને બકલ બન્ને સાચા હોય. પણ એમ ન હોય તો પણ અમુક વસ્તુ માટે મતભેદ હોય એટલા માટે એ વસ્તુ જ નથી એમ ન માની શકાય; તાવ સંબંધી ડોક્ટરોના મતો ભિન્ન હોય માટે વૈદકશાસ્ત્ર જ નથી એમ ન કહી શકાય; એ અધૂરૂં છે એમ કહી શકાય, એ કદાપિ સંપૂર્ણ શાસ્ત્ર થવાનું નથી એમ પણ કહી શકાય, પણ દાક્તરોમાં મતભેદ છે, માટે કોઇના પણ તાવ વિશે ગમે તે માણસને ગમે તેવું નિદાન કરવાનો હક મળતો નથી. તેમ જ ઇતિહાસમાં જ્યાં અવકાશ દેખીએ ત્યાં મનમાં આવે તેવા બનાવો કે માનસો, તે સ્વાભાવિક છે એટલા જ ઉપરથી, ભરી દઈ શકાય નહિ. તે સમયના વાતાવરણમાં એ બનવા સંભવિત હતાં કે નહિ એ પણ જોવાનું રહે છે. કાળિદાસે કે વ્યાસે આવું સ્વીકાર્યું નહિ હોય, પણ તેમનો આદર્શ જુદો હતો. જેમ પુરાણોના ઇતિહાસકારનો અને અત્યારના ઇતિહાસકારનો આદર્શ જુદો છે, જેમ પ્રેમાનન્દનાં ભાષાન્તર કરેલાં આખ્યાનો અને અત્યારનાં ભાષાન્તરોનું આખું ધોરણ જુદું છે, તેમ એ પ્રાચિન, ઐતિહાસિક વસ્તુ લઈ સર્જન કરનારાનો અને અત્યારના ઐતિહાસિક નવલકથાકારોનો આદર્શ જુદો છે. હાલના આદર્શ વિના ગમે તે નવલકથાને માત્ર તેમાં જૂનાં નામો આવે માટે ઐતિહાસિક નવલકથા કહેવી, એ નામનો દુરૂપયોગ છે. શ્રીયુત મુનશીની ઐતિહાસિક

નવલકથાઓમાં વાતાવરણની વાસ્તવિકતા સચવાઈ છે કે નહિ તે જુદો પ્રશ્ન છે. અત્યારની ચર્ચા તત્ત્વની છે—કોઇ અમુક પુસ્તકની નથી. અને તેને અંગે અમારે આટલું કહેવું પ્રાપ્ત થાય છે. પણ જો શ્રી મુનશી આ વાતાવરણની વાસ્તવિકતાનો 'સ્વાભાવિકતા'-માં સમાવેશ કરી સ્વીકારતા હોય તો અમારે કશું કહેવાનું રહેતું નથી.

અસ્તુ ! હવે પછીનું સંમેલન અમદાવાદમાં ભરાવાનું છે. હવે અમદાવાદે સંમેલનને ખરેખર એ સાહિત્યનું છે એમ બતાવી આપવું પડશે. એમ જો નહિ કરી શકાય તો હવે બંધારણ, વિના ધર્ષણ કામ કરી શકે છે, પોતાની ચૂંટણીઓ અને ઠરાવો પસાર કરી શકે છે એમ કહેવાનો કશો અર્થ રહેવાનો નથી.

અમે આશા રાખીએ છીએ કે આ નવું પગલું ભરવામાં સાહિત્ય પરિષદ સરળ નીવડે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક

# ઇસ્લામના સાચા પ્રતિનિધિ*

આપણે અસાધારણ સંજોગોમાં ભેગા થઈએ છીએ. છેલ્લાં ૧૫ વરસમાં પ્રજાએ એટલો બધો સાત્ત્વિક પુરુષાર્થ કર્યો છે કે આપણી શક્તિ—માનસિક તેમ જ સામાજિક—ઘણી વધી છે. પણ એમાં અમુક કારણોને લીધે એક ભારે વિચિત્ર બધિરતા આવી ગઈ છે. તેથી શક્તિ હોવા છતાં આપણે અશક્ત જેવા લાગીએ છીએ. કૃત્રિમ અને ઉછીની આણેલી શક્તિ જેમ ટકતી નથી તેમ જ માની લીધેલી અશક્તિ પણ લાંબા વખત સુધી ટકે નહિ. મનમાં ઘૂસેલી અને વગર કારણે દિલમાં ફેલાયેલી અશક્તિ દૂર કરવા માટે આપણે જેમનામાં આત્મવિશ્વાસ અખૂટ ભરેલો છે એવાઓનો સહવાસ શોધવો જોઈએ, એમનું સ્મરણ કરવું જોઈએ, એમનાં વચનો સાંભળવાં જોઈએ.

અને એવા વીર પુરુષો જે આપણી વચ્ચે રહી સેવા કરી રહ્યા છે તેમના પ્રત્યેની આપણી ભક્તિ બતાવવા ખાતર પણ આપણે એકઠા થઈ એમની જન્મગાંઠ—જયંતી ઊજવવી જોઈએ.

આજની સભા એ ઉત્સવની પૂર્વતૈયારીરૂપ છે. પ્રથમથી જ કહી દઉં છું કે આજની સભામાં ગમે તે પક્ષનો અને ગમે તે ધર્મનો માણસ આવી શકે એટલા ખાતર એનું સ્વરૂપ રાજકીય નથી રાખ્યું. શ્રી. અબ્બાસ સાહેબ પ્રત્યે પોતાની ભક્તિ બધા મળીને વ્યક્ત કરી શકે એવું જ ઉત્સવનું સ્વરૂપ હોવું જોઈએ. એટલા માટે અબ્બાસ સાહેબ રાજદ્વારી પુરુષ હોવા છતાં એમની જયંતીનો દિવસ આપણે કેવળ રાજદ્વારી નથી કરી મૂકતા. અને મારા જેવો સવિનય ભંગમાં માનનારો અને રોજ રોજ પત્રિકા કાઢનારો પણ રાજદ્વારી ક્ષેત્રમાંથી બહાર નીકળી ઉચ્ચ સંસ્કૃતિની ભૂમિકા ઉપર રહીને વાતો કરવા માગે છે.

શ્રી. અબ્બાસ સાહેબનું જીવન આપણાં છેલ્લાં પંદર વીસ વરસના પ્રજાકીય જીવન સાથે પૂરેપૂરું વણાયેલું છે. એમાં એમણે ઇસ્લામી સંસ્કૃતિનું સુંદરમાં સુંદર હીર બતાવ્યું છે. ઇસ્લામ એટલે નિષ્ઠા, ઇસ્લામ એટલે વિશ્વાસ, ઇસ્લામ એટલે વફાદારી.

એક ઈશ્વર જ છે અને એની હારમાં બેસી શકે એવું બીજું એકે તત્ત્વ નથી એ જાતનો જે એકેશ્વરી સિદ્ધાંત તે ઇસ્લામી સંસ્કૃતિનો પાયો છે. અને તેથી માણસ પોતાની વફાદારી એ એક ઈશ્વરને જ અર્પણ કરે, બીજા કોઈને નહિ, એ ઇસ્લામની મોટામાં મોટી સાધના છે. ઈશ્વર પ્રત્યે અનન્ય ભક્તિ અને એની આગળ દુન્યવી બીજી બધી વસ્તુઓ પ્રત્યે બેદરકારી, બેફિકરી એ ઇસ્લામનો શિખામણ છે. ઇસ્લામ ભક્તિમાર્ગી છે.

---

* આચાર્ય શ્રી. કાકાસાહેબ કાલેલકરે શ્રી. સૌ.-શારદાબહેન મહેતાના પ્રમુખપદે તા. ૧૬-૧-૩૪ ના રોજ પ્રેમાભાઈ હૉલ, અમદાવાદમાં આપેલું ભાષણ.

દુનિયાના બધા જ ભક્તિમાર્ગોનો ઇતિહાસ તપાસો. એમાં કર્મકાંડને મહત્ત્વનું સ્થાન નથી. ભક્તિમાર્ગ એટલે હૃદયધર્મ. હૃદય સાફ હોય, એકનિષ્ઠ હોય એટલે બસ. પછી બીજી ઝાઝી પંચાતમાં પડવાનું કારણ નહિ. સાચો ભક્ત તે હંમેશ એકનિષ્ઠ સિપાઈ જ હોય છે. વારેઘડી ઈશ્વરનું નામ લેવું અને પ્રેમમાં બેહોશ થવાનો ડોળ કરવો એ ભક્તિ નથી. ભક્તિ એ એક રીતે સિપાઈધર્મ છે. એમાં માથું આપી સર્વસ્વ લેવાપણું હોય છે. કબીરે એ ભક્તિમાર્ગનું લક્ષણ આપ્યું છેઃ—

"શીષ ઉતારે, ભૂવિ ધરે, તાપર રખ્ખે પાવ,
દાસ કબીરા યોં કહે, ઐસા હોય તો આવ."

આવી ભક્તિ ઈશ્વર પ્રત્યે, દેશ પ્રત્યે, સાથીઓ પ્રત્યે, જીવનના દરેક ક્ષેત્રમાં જ્યાં હોય ત્યાં સંસ્કૃતિ શિખરે પહોંચી છે એમ જાણવું. અબ્બાસ સાહેબના જીવનમાંથી એક જ દાખલો ટાંકું. ગાંધીજીની દાંડી-કૂચ વખતે જે ૮૦ લોકો એમની સાથે હતા એમાં અબ્બાસ કરીને એક ખાદીસેવક આશ્રમવાસી યુવાન હતો. એનું નામ છાપાવાળાઓના હાથમાં ગયું. છાપાવાળાઓ પાસે કલ્પનાશક્તિનો ભંડાર અખૂટ હોય છે. એમણે ઠોકી માર્યું કે અબ્બાસ સાહેબ પણ ગાંધીજી સાથે કૂચમાં હશે. અબ્બાસ સાહેબે જ્યારે છાપામાં એ વાંચ્યું ત્યારે તેમને ભારે આશ્ચર્ય થયું, કેમકે એમની સાથે એ બાબતમાં કશી વાતચીત કે પત્ર-વ્યવહાર થયો ન હતો. પણ એમણે વિચાર્યું, "પોતાની પાસેથી સેવાની અપેક્ષા રખાય છે ત્યારે ઝાઝી પંચાત શી? ચાલો પહોંચી જઈએ." અને ખરેખર એ વયોવૃદ્ધ મહાપુરુષ હસતે મોઢે જેલ સુધી પહોંચી ગયા. દેશ પ્રત્યેનું પોતાનું ઈમાન સિદ્ધ કરવા માટે અબ્બાસ સાહેબ શું ન કરે!

અમૃતસરના પેલા ભીષણ હત્યાકાંડ પછી મહાસભાએ એક કમિટી નીમી. એ કમિટીએ જેમ જેમ તપાસ ચલાવી તેમ તેમ એ કમિટીની ખાતરી થઈ કે પ્રજાની સ્વતંત્રતા જોખમમાં છે. રિપોર્ટ ઘડાયા પછી કમિટીના સભ્યોએ પ્રજાની અથાગ સેવાની દીક્ષા લીધી. તે દીક્ષાનું પાલન, ઉંમરનાં ૮૦ વર્ષ પૂરાં થવા આવ્યાં તોયે અબ્બાસ સાહેબ વગર આરામે કરી રહ્યા છે.

વડોદરાના ન્યાયાધીશ તરીકે જે વફાદારીથી એમણે ગાયકવાડ મહારાજની સેવા કરી તે જ વફાદારીથી આજે તેઓ દેશની સેવા કરી રહ્યા છે. ચાર વીશીઓ પૂરી કર્યા છતાં દેશસેવાનો ઉત્સાહ જેમનો મોળો પડયો નથી એવા આપણે ત્યાં કેટલા દાખલા હશે? ખરેખર ભારતરત્નોમાં અબ્બાસ સાહેબ એક અલૌકિક અને અણમોલું રત્ન છે. આવા તેજસ્વી ચારિત્ર્યની ભવ્યતા જે સંસ્કૃતિમાંથી પ્રગટી તે સંસ્કૃતિનો આવે પ્રસંગે આપણે શ્રદ્ધા, આદર ને વિશ્વાસ પૂર્વક અભ્યાસ કરવો ઘટે છે.

કોઈ પણ બે તત્ત્વો, બે સંસ્કૃતિઓ, બે સમાજો અથવા બે વ્યક્તિઓ એકબીજાથી અજાણ્યાં એકાએક પાસે આવે છે, ત્યારે પ્રથમ તો અરસપરસ બાહ્ય આકારનું જ દર્શન થાય છે. એવે પ્રસંગે જ્યાં ભેદ ન હોય ત્યાં પણ ભેદ દેખાય, અને જ્યાં ભેદ હોતો જોઈએ ત્યાં તે ન પણ દેખાય. મુસલમાનો વચ્ચે અને હિંદુઓ વચ્ચે રિવાજના અને માન્યતાના ભેદો

ડગલાબંધ બતાવી શકાય; અને એ ભેદો આગળ કરી એની જ વાતો હમેશાં કરનાર કોઈ મતલબી ત્રાહિત મળી જાય એટલે એ ભેદની પાછળ રહેલી ઉચ્ચ અભેદ સ્થિતિ ધ્યાનમાં આવે જ નહિ. પછી તો જ્યારે માગો ત્યારે અખાડો શરૂ થવાનો. તેથી જ ગીતાએ કહ્યું છે કે, 'ભેદમાં જે અભેદ જોઈ શકે છે;' જુદાઈ ઉપર ઉપરની છે, છીછરી બાબતોમાં છે; એકતા અંદરની છે, ઊંડી છે અને એ જ સારસર્વસ્વ છે. એ જે જોઈ શકે તે જ સાચો ધર્મનિષ્ઠ, તે જ આસ્તિક, તે જ હિંદુ છે.

ઇસ્લામના જન્મસ્થાનને લીધે એનામાં સ્વાભાવિક વિશાળતા આવેલી છે. આસપાસ રેતીના લાંબા લાંબા પટ અને ઉપર સ્વચ્છ વિશાળ ઊંડું આકાશ, એવા પ્રદેશમાં ઇસ્લામનો જન્મ છે. નાનાં નાનાં ટોળાંઓ વરસમાં અગિયાર મહિનાઓ સુધી આપસમાં જીવલેણ લડત લડતાં હોય અને શાંતિનો એક મહિનો જીવનકલહ મટાડવા માટે વેપાર કરતાં હોય એવા સમાજમાં સ્થાયી અને વિશાળ સમાજ સ્થાપન કરવાના ઈશ્વરી સંકલ્પમાંથી ઇસ્લામનો જન્મ થયો છે.

અને એના પ્રસારકો સ્વભાવે વણઝારા હતા. એ વૃત્તિ પણ ઇસ્લામમાં આવી ગઈ છે. એ જ ઠેકાણે ઊભા રહી ઝાડની પેઠે ઊગવા ને વધવા કરતાં દેશ દેશાંતર ખેરી એક દેશનો માલ બીજા દેશમાં લઈ જવો અને ત્યાંનો સારો માલ પોતાના દેશમાં આણવો એ એમનો એક માત્ર જીવન રસ હોય છે. ઇસ્લામે પ્રથમપ્રથમ એકતા સ્થાપવા માટે પ્રયત્નો કર્યા. યહૂદીઓ સાથે ભાઈચારો કેળવવા માટે ઇસ્લામે પ્રથમપ્રથમ ઘણા પ્રયત્નો કર્યા. બની શકે ત્યાં સુધી પોતે ખમવું અને સબૂરી રાખવી એ ઇસ્લામના સંસ્થાપકને અને ઇસ્લામના ખુદાને હમેશાં પ્રિય હતું. ધીરજ ખૂટે ત્યારે જ એમણે સબૂરી છોડી છે. ઇસ્લામ કહે છે કે જો યુદ્ધો કરીએ તો તે ધીરજ ખૂટ્યાની નિશાની છે; નહિ કે ઈશ્વરને એ જ વધારે પ્રિય હોવાની. જાતજાતની વસ્તુઓની આપલે કરવી, અનેક પ્રકારના સમાજોમાં ભળી રહેવું અને દરેક ઠેકાણે પોતાનો ઇમાન સાચવવો એ વણઝારાનો, ખરા વેપારીઓનો પ્રથમ ધર્મ છે. એ વૃત્તિ ન હોય તો વેપારનો પ્રચાર થાય જ નહિ. વેપારીનો સ્વાર્થ જ્યારે વધી પડે છે ત્યારે જ બાહુબળ વાપરી, બીજા ઉપર હુમલો કરી ઝટપટ પૈસાદાર થવાના પ્રયત્ન શરૂ થાય છે. સાચા ખેડૂત અને સાચા વેપારી ધર્મને વળગીને સમાજસેવા કરે છે અને તેથી તેમનું જીવન સમાજને આશીર્વાદરૂપ થઈ જાય છે.

ઇસ્લામના પયગંબરે વેપારી તરીકે અલ-અમીનની પદવી મેળવી હતી. અલ-અમીન એટલે આદર્શ પ્રમાણિક માણસ. (શાહુકાર શબ્દનો અસલી અર્થ પણ એ જ છે.) રોજ સ્થાનાન્તર કરનાર અને વાણિજ્ય ચલાવનાર માણસમાં કર્મકાંડને સ્થાન નથી હોતું. એ સદાચારમાં માને છે.પણ કોઈ ઝીણું કાંતવા બેસે તો એને એ પોસાય નહિ. સુખદુઃખ, લાભહાનિ આ બધી દુન્યવી વસ્તુઓ વિષે વણઝારાને રસ પૂરેપૂરો હોય છે. પણ એમાં એ ડૂબી ન જાય. રસ લેતા છતાં એ અલિપ્ત રહે, બેફીકર રહે. એ વૃત્તિ પણ આપણે ઇસ્લામમાં જોઈ શકીએ છીએ. ઇસ્લામે જૂના સમાજમાં અનેક જાતના સડા જોયા અને તે દૂર કરવાના આકરા ઇલાજો યોજ્યા. ગુલામો પ્રત્યેની લાગણીઓમાં ઇસ્લામે ઘણો સુધારો કર્યો. તે એટલે સુધી કે આખરે ગુલામો તખ્ત પર પણ બેઠા છે. અરબસ્તાનના સમાજમાં છોકરીઓને દૂધ પીતી કરવાનો રિવાજ ખૂબ હતો. એ પણ ઇસ્લામે બંધ કર્યો, અને 'ખુદા એનો જવાબ પૂછશે' એવી સખત

તાકીદ કરી. ઇસ્લામ પહેલાં અરબી સમાજમાં સ્ત્રીઓની દશા ન બોલાય એટલી ખરાબ હતી; તે બદલીને ઇસ્લામે સ્ત્રીઓને સમાન વારસાહક આપ્યો. ઇસ્લામના પ્રથમપ્રથમના કેટલાયે ખલીફા અને બાદશાહો સાવ ગરીબાઈમાં રહેતા. પ્રજાનો પૈસો પ્રજાના હિતમાં જ વપરાય, પ્રજાસેવકે પોતાની મહેનતથી પોતાનું ગુજરાન ચલાવવું જોઈએ એ જાતનો આગ્રહ શરૂઆતમાં તો હતો જ.

બધા ધર્મોની પેઠે ઇસ્લામમાં પણ ગરીબોની દાઝને મહત્ત્વનું સ્થાન અપાયું છે. જે માણસ પોતાનો જ વિચાર કરે છે, પોતાની કમાણીનો લાભ પોતાને જ આપે છે તેનું જીવન પાપી છે, તે હરામનું ખાય છે, એમ દરેક ધર્મમાં સ્પષ્ટ કહ્યું છે. આજે કેટલાયે લોકો દલીલ કરે છે, 'અમે અમારું સાચવીએ, અમારાં બાલબચ્ચાંને ઉત્તમ કેળવણી આપીએ, અમારો બોજો કોઇના ઉપર પડવા ન દઇએ, એ શું સમાજની ઓછી સેવા છે? અમે ક્યાં કોઈના ઉપર જુલમ ગુજારવા જઇએ છીએ? અમે ભલા અને અમારો સ્વાર્થ ભલો.' આવી માન્યતામાં જ મોટામાં મોટો અધર્મ રહ્યો છે. જેઓ લૂંટફાટ કરે છે તેઓ પોતાનો દોષ જોઈ શકે છે–સમજી શકે છે. તેમને પશ્ચાત્તાપ કરવાનો વારો જલદી આવી શકે છે. પણ નર્યા સ્વાર્થને વરેલા લોકો ભયાનક સ્થિતિમાં છે. તેઓ પોતાનું આખું જીવન અધર્મમય કરતા છતાં તે સ્થિતિ સમજી શકતા નથી. તેમને લીધે જ સમાજની ગરીબાઈ સજ્જડ થાય છે. ગરીબોમાં અદેખાઈ પેદા થાય છે અને વર્ગવિદ્રોહ શરૂ થાય છે. આ બધું જોઈ ઇસ્લામે વ્યાજ લેવાની પ્રથા સામે પોતાનો બુલંદ અવાજ ઊઠાવ્યો. દરેક પૈસાદાર માણસે પોતાની આવકમાંથી જકાત આપી ગરીબોનું રક્ષણ કરવું જ જોઈએ એ જાતની આજ્ઞા કાઢી. સમાજમાં સમાનતા આવે તો તે ઉત્તમ જ છે. જેની પાસે વધારે હોય એણે જેની પાસે નથી તેને છૂટથી આપવું જોઇએ, એ જાતની શિખામણ ઇસ્લામમાં બહુ આકરી રીતે અમલમાં આવી હતી. મક્કાના હિજરતીઓ જ્યારે મદીનામાં ગયા ત્યારે ત્યાંના અનસારી લોકોએ જે ભાઇચારો બતાવ્યો છે, સમાનતા બતાવી છે, આત્મીયતા બતાવી છે તે આજના સામ્યવાદીઓ પણ આદર્શ ગણીને સ્વીકારશે.

આવી સંસ્કૃતિવાળા લોકો જ્યારે આપણા દેશમાં આવ્યા ત્યારે તેઓ આપણામાં સહેજે ભળી શકત. પણ મુસલમાનો આપણે ત્યાં આવ્યા તે પહેલાં ક્યાંકથી આપણે ત્યાં મૂર્તિપૂજા દાખલ થઈ હતી. અરબસ્તાનની મૂર્તિપૂજા અને હિંદુસ્તાનની મૂર્તિપૂજા વચ્ચે મોટો ભેદ હતો. પણ બહારથી આવેલા લોકો એ શું સમજે? એ મૂર્તિપૂજાએ મોટો ઝઘડો ઊભો કર્યો, અથવા ઝઘડાને એક કારણ આપ્યું. બીજું કારણ આપણે ત્યાંની અસ્પૃશ્યતા છે. મુસલમાનો આ દેશમાં આવ્યા તે વખતે ઘણી કારીગર કોમો અસ્પૃશ્ય મનાતી. ખાનપાનના નિયમો પણ હદ બહાર અટપટા અને સાંકડા થયા હતા. એ કારણે પણ મુસલમાનો આપણી સાથે ભળી ન શકયા.

ખરું જોતાં હિંદુસ્તાનમાં હિંદુ સંસ્કૃતિ કરતાં પણ મોટી અને વ્યાપક એવી જે સનાતન ભારતીય સંસ્કૃતિ છે તે બધી રીતે મીલનસાર છે. એ સર્વગ્રાહી છે. જે કંઈ નવું તત્ત્વ દેશમાં દાખલ થાય તે સમજી તેમાં આવશ્યક રૂપાન્તર કરી યથાવકાશ તે પોતાનું કરી લેવું એ ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા છે. એ રીતે તે સમૃદ્ધ થઈ છે. નવું તત્ત્વ જેવું આવે તેવું સ્વીકારવું, એ અબુદ્ધિની અને દરિદ્રતાની નિશાની છે. અને એવી રીતે દાખલ કરેલું સમાજશરીરને સદે પણ નહિ. પણ નવામાં રૂપાંતર કરી જૂનામાં જે ઉત્તમોત્તમ તત્ત્વો

હોય એની સાથે ભેળવી દેવું એ જ સંસ્કૃતિનું આરોગ્યશાસ્ત્ર છે—પુષ્ટિશાસ્ત્ર છે. દા. ત. શીખધર્મે અનેક દેવદેવીઓની ઉપાસના છોડી ઇસ્લામના એકેશ્વરી સિદ્ધાંતનો સ્વીકાર કર્યો. પણ ઇશ્વર વિષેની કલ્પનામાં તો પ્રાચીન ઉદાર પરંપરાનું સ્વરૂપ જ કાયમ રાખ્યું. જ્યારે બે ધર્મો વચ્ચે ઝઘડો શરૂ થાય છે ત્યારે કયો ગ્રંથ ઇશ્વરકૃત એ સિદ્ધ કરવું મુશ્કેલ થાય છે. પરિણામે ગ્રંથપ્રામાણ્ય છોડી દઇ હૃદયપ્રામાણ્ય સ્વીકારવું પડે છે. બુદ્ધ ભગવાને કહ્યું હતું, " મારો ધર્મ ' **एहि-पश्येक** ' છે. ' આવો ને જુઓ. ' ગળે ઊતરે તો સ્વીકારો, એવો મારો ધર્મ છે." ઇસ્લામે પણ એવો જ દાવો કર્યો છે કે, અમારા ધર્મસિદ્ધાંતો કોઇપણ નિર્મળ માણસને ગળે ઊતરે એવા છે. કુરાનમાં તો સાફ કહ્યું છે કે ધર્મની બાબતમાં જબરદસ્તી હોઈ જ ન શકે.

બ્રહ્મસમાજના સંસ્થાપક રાજા રામમોહનરાય ઉપર અદ્વૈતવાદી ઇસ્લામની ઊંડી અસર પડી હતી. અને તેથી બ્રાહ્મોસમાજમાં એમણે ઇશ્વરના અદ્વૈત ઉપર ખૂબ ભાર મૂકયો હતો. પણ એ આખી કલ્પના એમણે ઉપનિષદનાં વચનોમાંથી ઘટાવી આપી હતી. આર્યસમાજ પણ મૂર્તિવિમુખ એકેશ્વરવાદી છે. એમણે પોતાની ઇશ્વિર વિષેની કલ્પના વેદમાંથી લીધી. આમ શીખ સંપ્રદાય, બ્રાહ્મોસમાજ અને આર્યસમાજ, ત્રણે ઇસ્લામની નજીકમાં નજીક છે, અને એમાં પણ બ્રહ્મસમાજ અને શીખધર્મ ગ્રંથપ્રામાણ્યના ઝઘડામાંથી ઊગરી જઈ ભવિષ્યનો રસ્તો બતાવી શકયા છે.

ભારતીય સંસ્કૃતિમાં પોતાનું જાળવીને બધાનું સ્વીકારવા માટે જોઇતું યૌવન છે, સમજણુશક્તિ છે અને નમ્રતા પણ છે. અને તેથી જ આપણે ક્રાંતિનો લોહીવાળો રસ્તો લીધા વગર સંસ્કૃતિનો વિકાસ સાધી શકયા છીએ.

ભારતીય સંસ્કૃતિની બીજી ખાસિયત સર્વધર્મસમભાવ એ છે. ' જે મારી ઢબે વિચાર કરતા નથી તે સાચા ન જ હોઈ શકે, ' એ જાતનો દુરાગ્રહ ભારતીય સંસ્કૃતિમાં નથી. દરેક દેશના ઇતિહાસ અને ત્યાંની જરૂરિયાત પ્રમાણે તે તે દેશનો ધર્મ ગોઠવાયેલો છે, એમ ભારતીય સંસ્કૃતિ માને છે. એ જ વાત આપણે કુરાનમાં પણ જોઈ શકીએ છીએ. કુરાનમાં કહ્યું છે, ' એવો એકે દેશ કે જમાનો નથી કે જેને અમે સ્વતંત્ર પયગમ્બર આપ્યો નથી.' આવી વૃત્તિને કારણે જ ભારતવર્ષમાં એક વિશાળ ધર્મકુટુંબ જામી શકયું. ઇસ્લામે હિંદુસ્તાનમાં આવી હિંદુસ્તાનને નુકસાન કર્યું એમ જેઓ માને છે તેઓ ભારતવર્ષની સાધનાને ઓળખી શકતા નથી. એમ તો દરેક પ્રવૃત્તિમાં ગુણદોષ હોય જ છે. પણ ઇસ્લામે હિંદુસ્તાનમાં આવી આપણા દેશના ઇતિહાસમાં એક મોટો, સુંદર અને મહત્ત્વનો અધ્યાય લખી કાઢયો છે, એ વિષે શંકા ન હોય.

હજીયે ઇસ્લામ પાસેથી શીખવા જેવું આપણે માટે ઘણું છે. આમપ્રજા માટે સહેલા હળવા એવા સર્વ સામાન્ય સદાચારનો આગ્રહ ઇસ્લામ પાસેથી આપણે જરૂર લઈ શકીએ છીએ. ઇસ્લામમાં નાના વાડા પાડવા સામે સખત વિરોધ છે. જે કલમો પઢયો તે બધા સાથે સમાન થઈ ગયો. આપણા ભક્તિ સંપ્રદાયમાં એ જ જાતની ઉદારતા અવશ્ય છે, પણ એનો અમલ કરવામાં આપણે બહુ મોળા નીવડયા. પરિણામે ઉચ્ચનીચભાવ, ભેદ અને સંકુચિતતા, એ આપણામાં વધતાં ગયાં અને આપણે ક્ષીણપ્રાણ અને છિન્નભિન્ન થયા.

ઇસ્લામમાં મોટા મોટા ફકીરો થયા છે એ ખરું. પણ સામાન્યપણે વૈરાગ્યના કર્મકાંડ કરતાં બેશીકરીની ફકીરી એણે વધારે કેળવી છે. એ બાબતમાં પણ આપણે કેટલુંક લેવા લાયક છે. હિંદુ લોકો ભગવાનને પતિતપાવન કહે છે. પણ પતિતોને પોતાના કરી લેવા, એમને ફરી ચડવાની તક આપી દેવી એ ધાર્મિક વૃત્તિ આપણે ભૂલી ગયા હતા. પડેલાને પાટુ મારી વધારે ઘાયલ કરવો એમાં જ જાણે ધર્મ સમાયો હોય એવી રીતે આપણે અનાથો પ્રત્યે આજસુધી વર્ત્યા છીએ. " આપણને ઇન્સાફ કરવાનો અધિકાર નથી, ઇન્સાફ તો ભગવાન કરશે. આપણે સેવા કરી છૂટીએ, દરેકને ભાઇભાંડુ તરીકે સ્વીકારીએ અને એની ખિદમત કરીએ, એ જ આપણો ધર્મ છે, " એ જો આપણે સમજ્યા તો જ આપણો આરો છે.

ઇસ્લામની જીવન વિષેની આવી આદર્શ કલ્પના ગ્રંથોમાંથી તારવી કાઢવી એ કામ અઘરું નથી. પણ પ્રજા ઉપર આવા તારણની અસર થાય તે કરતાં એ આદર્શ જીવી બતાવનાર કોઈ એક શુદ્ધ મુસલમાન નજરે પડે તો એની અસર વધારે થાય છે. એટલા જ માટે અબ્બાસ સાહેબનો દાખલો આપણે માટે કિંમતી છે. એમના બહાદુર, વેપારી વડવાઓએ એમને વારસામાં શુદ્ધ સદ્‌ભાવ અને સર્વગ્રાહી વ્યવહારબુદ્ધિ આપી છે. તેથી પ્રજા-જાગૃતિના આ જમાનામાં બાદશાહી અને લોકશાહીનો સમન્વય તે કરી શકયા છે. અમીરી સ્વભાવ હોવા છતાં તેઓ ગામડે ગામડે ફરતાં ગામડિયા લોકો જોડે સાવ એકરૂપ થઇ જાય છે. ગરીબોનાં દુઃખ આગળ પોતાનું દુઃખ ભૂલી જાય છે અને ગઈ કાલના ન્યાયાધીશ આજે ખાદીના ફેરિયા બને છે. તત્ત્વનિષ્ઠામાં મજબૂત હોવા છતાં એમણે જાહેર જીવનમાં કોઇ પણ ઠેકાણે જક્કીપણું બતાવ્યું નથી. અદેખાઈ તો એમના સ્વપ્નામાંયે નથી. જે વખતે જે કામ માથે આવી પડયું તે પૂરી નિષ્ઠાથી પાર પાડવું અને કામ થયા પછી એને ભૂલી જવું એ એમની ખાસિયત છે. અને એમાંથી જ એમણે પોતાનું આખી દુનિયા અદેખાઈ કરે એવું ચિરયૌવન મેળવ્યું છે. તેઓ આપણી સાથે એટલા તો ભળ્યા છે કે એમના હાથમાં આપણો એકેએક હિતસંબંધ સુરક્ષિત છે એ વિષે મનમાં શંકા રહેતી જ નથી. જે વિશ્વાસે દેશનું વહાણ ચાલવું જોઈએ તે વિશ્વાસ એમનામાં પૂરેપૂરો છે. તેથી જ તેમને હું ઇસ્લામના આદર્શ પ્રતિનિધિ કહું છું. ઇસ્લામ એટલે જ વિશ્વાસ.




## જૂના ગૂજરાતી સાહિત્યમાં 'ગૂજરાત' નો નામોલ્લેખ

'પ્રસ્થાન'ના તંત્રી જોગ,

વિ. વિ. જે તળ જૂના ગૂજરાતી સાહિત્યમાં 'ગૂજરાત' એ નામના ઉલ્લેખ ચાર સ્થળે મારા જોવામાં આવ્યા છે. ત્રણ ઉલ્લેખ તો Gujarati Language and Literature II માં શ્રી. નરસિંહરાવે નોંધ્યા છે. હવણાં શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ આ બાબત ચર્ચતો એક લેખ 'બુદ્ધિપ્રકાશ' ડિસેંબર ૧૯૩૩માં લખ્યો છે; અને બીજો મારી જાણ પ્રમાણે 'કૌમુદી' માં પ્રસિદ્ધ થવાનો છે. તેમણે પણ એ ત્રણ ઉલ્લેખ જ નોંધ્યા છે. તે સંબંધે મારું વક્તવ્ય નીચે પ્રમાણે છે.

(૧) **अंबसूरि** વિરચિત **समरारासु**ની બારમી ભાષામાં આવેલો ઉલ્લેખ. G. L. & L. II માં શ્રી. નરસિંહરાવે આ **रासा**નો કાળ સં. ૧૪૭૧ મૂકયો છે; અને તેને અક્ષરશઃ અનુસરી શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ પણ તે જ કાળ આપ્યો છે; આ પ્રમાદ છે અને તે નીચેની ચર્ચાને અનુસરી સુધારવો જોઇએ.

**समरारासु**માં કાળ સંબંધી નીચેનું જ નિવેદન માલમ પડે છે; **संवच्छरि इक्कहत्तरए थापिउ रिसहजिणिंदो।** **समरसिंह** અલાઉદ્દીન ખીલજીના સરદાર અલફખાનનો મિત્ર હતો.

पातसाहु सुरताणभीतु तहिं राजु करेई
अलपखानु हिंदूअह लोय घणु मानु जु देई ॥
साहु रायदेसलह पूतु तसु सेवइ पाय
कला करी रंजविउ खानु बहु देइ पसाय ॥

અલાઉદ્દીન સં. ચૌદમા સૈકામાં થયો; એટલે સં. ૧૩૭૧ આ રાસાને માટે સાલ હોવી જોઇએ. શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ 'જૈન ગુર્જર કવિઓ' ભા. ૧. તળગ્રંથ પાન. ૧૦ પર નીચે પ્રમાણે લખે છે "આ સંઘપતિ સમરસિંહ ઉર્ફે સમરાએ કેટલાંક સ્તવનો

બનાવેલાં છે. સં. ૧૩૭૧માં શત્રુંજય પર ઋષભદેવની મૂર્તિ તેણે પ્રતિષ્ઠિત કરાવી. આ રાસ પણ તે જ વર્ષમાં રચાયેલ છે." પ્રસ્તુત ઉલ્લેખ **समरु आविउ गुजरात ।**

(૨) આ પછીનો બીજો ઉલ્લેખ જે શ્રી. નરસિંહરાવે તથા શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ નોંધ્યો નથી તે શ્રી. જયશેખરસૂરિના **त्रिभुवनदीपकप्रबंध**માં છે:

कर्मवसिं जीव चिहु–गति फिरइं
पितर–तणउ तिहां तर्पण करइं ।
गंगातडि जल ऊरेविइं
गूजरात तिहां आंबा पीइं ॥

પં. લાલચંદ્ર ભગવાનદાસનું સંપાદન પા. ૧૪.

શ્રી. જયશેખરસૂરિએ આ ગ્રંથ સં. ૧૪૬૩ની આસપાસ લખ્યો.

(૩) આ પછીનો ઉલ્લેખ તે લક્ષ્મીસાગરસૂરિના **वस्तुपालतेजपालरास**માંથી. શ્રી. નરસિંહરાવને આ રાસના કર્તા વિષે માહિતી ન હતી. આ રાસના કાળના સંબંધે તેઓ કહે છે. G. L. & L. II, P. 21 "Look at the language of the specimen from the Rasa itself and you will be satisfied that the work could not have been earlier than the 15th century of the Vikrama era." શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, **जैनसाहित्यसंशोधक. खं. ३ अं. १ पृ. १०५** ના આધારે કહે છે કે "ઉપરના વચનવાળા વસ્તુપાળ તેજપાળના રાસાના કર્તાનું નામ લક્ષ્મીસાગરસૂરિ આપ્યું છે અને તેનો સમય વિ. સં. ૧૪૬૪ થી ૧૫૩૯ સુધીનો આપ્યો છે." (બુદ્ધિપ્રકાશ ઑકટોબર-ડિસેંબર ૧૯૩૩. પાન ૩૨૩) આ સંબંધે મારે કહેવાનું કે **जै. सा. सं**- માં શ્રી. મોહનલાલ દલીચંદના 'જૈન ગુર્જર કવિઓ' ભા. ૧. પૃ. ૬૯ અને પૃ. ૧૧૨ નો આધાર ટાંકી બે લક્ષ્મીસાગરસૂરિ હતા એમ કહેવામાં આવ્યું છે. એક લક્ષ્મીસાગરસૂરિ તે **विमलप्रबंध**ના કર્તા લાવણ્યસમયના ગુરુ (સં. ૧૪૬૪-સં. ૧૫૩૯) અને બીજા સં. ૧૫૪૮-સં. ૧૫૭૫ સુધીમાં થયા. જૈ. સા. સં.માં એમાંથી કયા લક્ષ્મીસાગર આ રાસાના કર્તા એ બાબતે આ રાસાના સંપાદક નિશ્ચિત નથી; જ્યારે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીના લખાણે તો પહેલા લક્ષ્મીસાગર જ આ રાસાના કર્તા તરીકે લક્ષિત હોય એવો ભાસ થાય છે. શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઈ એમના ગ્રન્થમાં આ બન્ને સમાનનામા સૂરિઓના ગ્રંથો વિષે કાંઈ જ કહેતા નથી. એટલે આ રાસાના કર્તા કયા લક્ષ્મીસાગર એ પ્રશ્ન જ સંદિગ્ધ છે. તત્કાલીન સુમાન્ય સ્વરયુગ્મ **अइ** અને **अउ** વાળી જોડણીને બહુ પ્રાધાન્ય ન આપતાં, જો અનુષંગી શબ્દો (Post-positions) અને ધાતુરૂપો (Verb-forms) તરફ નજર કરીએ તો ભાષા સોળમા સૈકાની લાગે છે.

પ્રસ્તુત અવતરણ નીચે પ્રમાણે છેઃ

वस्तुपाल तेजिग तणउ अम्हे बोलिस रासो
भरतखेत्र धूरि गूजरात अणहिलपुरवासो ॥

(૪) **पद्मनाभ**ના **कान्हडदेप्रबंध**નો ઉલ્લેખ સર્વવિદિત છે. સં. ૧૫૧૨માં આ વીરરસભરપૂર પવાડો વિસળનગરા નાગર પદ્મનાભે રચ્યો. તેમાંનાં અવતરણઃ

गूजरातिनूं भोजन करूं । खं. १. कडी. १४.

गूजराति ते कहीइ किसी । खं. १. कडी. २१.

ઉપરની ચર્ચા લક્ષમાં લઇ નીચેનાં વિધાનો સુધારવાં જોઇએ.

શ્રી. નરસિંહરાવ. G. L & L. II. P. 139. Foot-note. 17. "Hence my statement that Vastupala-Tejapala-Rasa gives the earliest mention of the name **गुजरात** need not be altered."

શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીનું વિધાન : 'બુદ્ધિપ્રકાશ' ઓક્ટો-ડિસે. ૧૯૩૩. પા. ૩૨૪. "વિક્રમના ૧૫મા શતકની પાછલી અર્ધશતાબ્દી સુધી ગુજરાત નામ સામાન્ય રીતે વપરાતું હશે એમ માનવામાં વાંધો નથી."

તા. ક. ૧૩૬૬ વર્ષે શ્રીસ્તંભતીર્થ (ખંભાત)માં સ્તંભન પાર્શ્વનાથનો લેખ આ સંબંધે પ્રસ્તુત છે.

**अर्हं संवत् १३६६ वर्षे प्रतापाक्रान्तभूतलश्रीअलावदीनसुरत्राणप्रतिशरीरश्रीअलपखानविजयराज्ये श्रीस्तंभतीर्थे** ६० [ **प्राचीन गुर्जरकाव्यसंग्रह** । G. O. S XIII Appendix VIII ]

આદીશ્વરની પ્રતિમાની સમરસિંહે સ્થાપના કરી તે કાળનો શત્રુંજય પરનો લેખઃ

**सं. १३७१ वर्षे महा सुदि सोमे...समरसा०...निज कुलदेवी( सच्चि ) कामूर्तिः करिता** । [ સદર. Appendix IX ]

અલાઉદ્દીને ઝાલોર પાડ્યું ત્યાર પછી ૧૪૫ વર્ષ પછી [ **का. प्र.** ખં. ૪. કડી ૩૩૭-૩૩૮ ] વિસળનગરના નાગર **पद्मनामे कान्हडदे प्रबध** રચ્યો. **का. प्र.** ની રચના સાલ સં. ૧૫૧૨: એટલે સં. ૧૩૬૭ ની પહેલાં અલફખાન ગૂજરાતમાંથી નીકળેલો.

**મધુસૂદન ચિમનલાલ મોદી**

## (૨) એક અપવાદ

**મે. તંત્રી મહાશય,**

મારા બે મિત્રોએ મને કહ્યું છે કે "હૃદયનાથ" માં નાયકને (મોટા) ભાઇ છે, તો એ નવલ અપવાદરૂપ લેખાય. શ્રી, ર. વ. દેસાઇની ખૂણે ખૂણે ફરી વળતી વિશાળ દૃષ્ટિ એમના વાચકોને સુવિદિત છે. (નાયકને) ભાઈવાળી અને ભાઇવિનાની નવલો સરખાવી જોઈ પહેલા વર્ગમાં શી વિશિષ્ટતા આવી શકે તે વિચારવા જેવું છે. એ જ

**લિ. અનિલ લહેરી**

## (૩) એક સૂચના

**મે. તંત્રી મહાશય,**

'પ્રસ્થાન'વડની છાંય નીચે 'સાહિત્યના ઓવારે'થી, રા શંકરપ્રસાદ ગં. શાસ્ત્રીએ, એમના પોતાના દૃષ્ટિકોણથી ઘણા સાહિત્યકારોનાં દર્શન કરાવ્યાં છે. હું ઇચ્છું છું, અને આશા રાખું છું કે બીજા ઘણા 'પ્રસ્થાન'ના વાચકો એમ ઇચ્છે, કે રા. શાસ્ત્રી હવે શ્રી૦ ર. વ. દેસાઇનાં દર્શન કરાવશે. કદાચ રા. શાસ્ત્રીને એમ લાગે કે હજી સમય થયો નથી તો એમને જ્યારે યોગ્ય સમય થયેલો લાગે ત્યારે. એ જ

**લિ. અનિલ લહેરી**



## (૧) કમાલ પાશા

તુર્કી પ્રજાતંત્રની દસમી સંવત્સરી ૨૯મી ઑક્ટોબરને દિવસે ઉજવાઈ. કોઈ વિષાદગ્રસ્ત તૂફાની રાત્રીમાં જેમ વિજળી ઝબૂકે તેમ જૂની દુનિયાની અર્વાચીન રાજનીતિમાં અંકારાનો એક નવો જ સિતારો ચમકી રહ્યો છે તેના પ્રતિ સમસ્ત જગતનું ધ્યાન ખેંચાવું જોઇએ.

આ ગજબ માનવશક્તિએ મિત્રરાજ્યોને ડાર્ડેનલ્સમાંથી હાંકી કાઢ્યાં હતાં. ઈસ્વીસન ૧૯૨૨માં તેણે અમેરિકન પોશાકમાં સજ્જ થયેલા ખેડૂતોનું એક જંગી લશ્કર એકઠું કર્યું; જર્મન રાઇફલો પકડાવી તેણે સ્થાનિક જાતિઓને તૈયાર કરી; બૈરાં પાસે બ્રિટિશ તોપો ખેંચાવી ને ભૂમધ્ય સમુદ્રમાં ધસી આવતાં ગ્રીક લશ્કરને પોબારા ગણાવ્યા. આ જીવનયોદ્ધા મુસ્તફા કમાલે રણક્ષેત્રો પર ચમત્કારો બતાવી વિજેતા ગાઝીનું બિરુદ મેળવ્યું; તેણે જગત પરની પછાત, વહેમી ને અવ્યવસ્થિત પ્રજાને અર્વાચીન પ્રગતિશીલ પ્રજાતંત્રમાં ફેરવી નાંખી; દેવું કર્યા વિના સરવૈયું સાચવી ઋણ ફેડી જગતની મહાભયંકર આર્થિક મંદીમાંથી તેણે સ્વદેશને આબાદ ઊગારી લીધો; ને તૂર્કીનું મસ્તક ઊંચું રાખી લાગલાગટ દશ વર્ષ સુધી ઑટોમન સામ્રાજ્યનો જગતભરમાં ડંકો બજાવ્યો.

છતાં કમાલે શું કર્યું એમ કોઈ અમેરિકનને પૂછશો તો એ તુરત જ જવાબ વાળશેઃ "એણે બૈરાંના પર્દા હઠાવ્યા ને ફેઝ ને બદલે યુરોપિયન હૅટ દાખલ કરી.

પરંતુ ખરું પૂછો તો કમાલે વહેમ, અજ્ઞાન ને ધર્માંધતાના પર્દા ચીરી નાંખ્યા. એણે ફેઝ પહેરવાની મનાઈ કરી ત્યારે તૂર્કોના મસ્તક પર શું હતું એનો એને ખ્યાલ નહોતો. પરંતુ તૂર્કોનાં અંતર કેવાં હતાં એ જ તે સમજવા માગતો. એમનાં દિલ વિશાળ બનાવવા. એમની રોજિંદી ટેવો ને રિવાજોમાં જબરો ફેરફાર કરવા એને સખત ફરમાન કરવાની જરૂર હતી એમ તે જાણતો. એનું કાર્ય જાણે બીજું લિંકનનું જાહેરનામું. પરિણામે ૧૪૦૦૦૦૦૦ માનસિક ગુલામોએ મુક્તિ મેળવી.

તમામ સ્ત્રીઓ 'બ્રેઝર' કાઢી નાંખે ને તમામ પુરુષો જોડાને બદલે ચંપલ પહેરતા થઈ જાય એવો હુકમ ફ્રૅંકલીન રૂઝવેલ્ટ અમેરિકામાં છોડે ને જે અસર થાય તેવી જ અસર ઍનેટોલિયામાં ફેઝ ને પર્દાની મનાઈ કરતા ફરમાનથી થઈ છતાં લોકોએ ખૂબ જ ઝડપથી એને વધાવી લીધું તે જ જણાવે છે કે તૂર્કીમાનસ એવા ફેરફાર માટે તૈયાર જ થઈ રહ્યું હતું. ખ્રિસ્તી મહિલાઓ 'બ્રેઝર' પહેરે છે તેના કરતાં મુસ્લીમ સ્ત્રીઓને પર્દો વધારે ઘરગથ્થુ થઈ ગયેલો હતો. ને ફેઝ તો યુગાંતરોથી ઊતરી આવેલી ધાર્મિક પ્રણાલિકાનું એક મહત્ત્વનું અંગ હતું. છતાં મુસ્તફા કમાલના ફરમાનને પૂરા ચોવીસ કલાક પણ ન થયા ત્યાં ઈસ્તંબુલમાંથી ફેઝ સાવ અદૃશ્ય થઈ ગઈ. લોકો ટોપી, ફેંટા ને બૈરાંની હૅટ પહેરી બહાર પડ્યા; પણ ફેઝ તો નહિ જ.

કમાલ આના ચમત્કારિક કાર્યો કરી શક્યો તેનુ કારણ તો તુર્કીના એ તારણહારમા લોકોની અપ્રતિમ અંધશ્રદ્ધા એની પાછળ ગમે ત્યા જવા પ્રજા તૈયાર હતી ને એ પણ પોતાની પ્રજાને નવા ને અજાણ્યા માર્ગે દીર્ઘદૃષ્ટિથી દોરવા તૈયાર હતો

અનેક પત્નીત્વ ને ગત પુરને એણે કાયદાના એક જ ફટકે નાબુદ કર્યા પરિણામે દેશભરના અવિકસિત મહિલામડળને ઇન્સાફ મળ્યો ને અનસ્તિત્વ ધરાવતી મહિલાઓનો માર્ગ મોકળો થયો આમ સ્ત્રીઓની સમાનતા સાધવા સાથે એણે આર્થિક તકો પણ ઊભી કરી આપી થોડા વર્ષો પહેલા રાજમાર્ગ પર પોતાના પતિ સાથે બોલવાના ગુના માટે બે સાક્ષીઓ ૦બરૂ 'તને તલાક આપુ છુ' એટલો જ ઉચ્ચાર ત્રણ વાર કરવાથી ત્રણ જ સેકન્ડમા જે મહિલાઓને છૂટાછેડા મળતા તે જ સ્ત્રીઓ આજે વકીલ યા દાક્તરનો ધધો ચલાવી શકે છે, તે જ સ્ત્રીઓ આજે મતાધિકાર પણ ધરાવે છે

મહમદની ડહાપણભરી ફિલસૂફીનો સાચો અર્થ ને અગત્યના તત્ત્વો સમજવા તરફ લોકોની આખો ઊઘડે તે માટે તેણે પોતાના દેશને પુરાણી રાજખટપટ ને અર્વાચીન ધાર્મિક દભમાથી મૂક્તિ અપાવી, ને તે પણ ધીમે ધીમે એક જ નિશ્ચયાત્મક પગલુ ભરીને નહિ નીચેની વિગતોના સરવાળે આ વસ્તુઓ આપોઆપ ઉપજી ગઈ

૧ ધધાદારી રાજનીતિજ્ઞો અને પુરાણા કોન્સ્ટન્ટીનોપલના વિધ્વસતોપી ધર્માત્માઓથી દૂર દૂર અકારાની ટેકરીઓની ખુશનુમા હવામા તેણે પાટનગર બદલ્યુ

૨ તુર્કીના બહેરા પણ મૂગા નહિ એવા પ્રધાન ઇસ્મત પાશા મારફત તેણે લોઝાની સધિમા ગજબ રાજનૈતિક વિજય મેળવ્યો ને તુર્કી લોકોના પરિશ્રમનો પરિપાક અને ઉદ્યોગોનો લાભ લૂટી જનાર વિદેશી વ્યાપારીઓને સુલતાને વેચી દીધેલી બેડીઓ સદતર નાબૂદ કરી

૩ પ્રથમ વસ્તીનો લગભગ નેવુ ટકા ભાગ અભણ હતો પીસ્તાલીસ વર્ષની વયની નીચેના તમામને શાળામા જવા ફરજ પાડી પરિણામે માત્ર ૪૨ ટકામા જ અભણદશા રહી ઓટોમન સરકાર પોતાની આવકના બે ટકા કેળવણીમા ખર્ચતી તેને બદલે કમાલે વાર્ષિક મહેસૂલના સાડાચાર ટકા કેળવણી પાછળ ખર્ચવા માડયા વળી કેળવણી સહેલી બનાવવા ૫૦૦ અક્ષરોની બનેલી પુરાણી અરબ્બી લિપિને તિલાજલિ આપી તેણે ૨૬ અક્ષરની અર્વાચીન લેટિન લિપિ અગીકાર કરી ને પ્રજાને આ નવી લિપિ જાતે શીખવવા મોટા નકશા લઈ જાહેર ચોકમા ને મહોલ્લાઓમા તેણે હાજરી આપવા માડી

૪ પુરાતન તુર્કી સસ્કૃતિનો ઉદ્ધાર કરવાનુ તેણે બીડુ ઝડપ્યુ તેણે કલામદિરો ઊઘાડયા, દેશની ભાષામા કુરાનનુ ભાષાતર કરાવ્યુ ને વિદેશી ભાષામા મસ્જિદોમા પ્રાર્થના કરતા બગવાખોર મ્યુઝીનોને દડયા

૫ રેલવે ને બીજા વ્યવહારિક સુધારા માટે એણે સુલતાન કરતા આઠગણી રકમ જૂદી કાઢી રાજમાર્ગો બાધના દરેક મરદને સાથ આપવા તાકીદ કરી તુર્કી પ્રજાને અમેરિકન નિષ્ણાતો શિખવવા રાખી હવાઈ સફરનો વિકાસ સાધ્યો અકારાની ટેકરીઓને ફરતી ભેજવાળી જમીનમા એશી હજાર મનુષ્યો રહી શકે એવુ સુદર ને અવાચીન નગર જાતિ દેખરેખથી બધાવ્યુ

કમાલ, રૂઝવેલ્ટ અને મુસોલિનીની ઉંમરનો જ છે. ઇન્જિયનના જેવી એની ભુરી આંખો ઇન્જિયન માછલી જેવી જ ઠંડી છે. કેટલીક વાર એના અધર દ્વય પર રમતું દિલસોજ સ્મિત એમાં ચમકી રહે છે. એનો બાંધો લોહદંડી છે. સંકલિત શક્તિમાં એનો સમોવડિયો હજી કોઇ પાકયો નથી. પ્રસંગોપાત તે આખી રાત મદિરામાં મસ્ત રહી શકે છે. વારે તો પ્રભાતે ઘોડેસ્વાર થઇ છેક રાત સુધી હાંકયે જ રાખે છે ને પછી મીજબાનીમાં સુંદર લાવણ્ય આપી એક પણ સુંદરી બાકી ન રહે ત્યાં સુધી નૃત્ય કરી શકે છે.

ધૈર્યશીલ ગૌરવાન્વિત સ્પાર્ટનો જેવા મજબૂત ને વીરપૂજક પ્રજાજનો પર તે રાજ કરે છે. એ લોકો સુંદર સૈનિકો હોઇ તેઓ યુદ્ધમાં ઉદારચરિત છે. બ્રિટિશ અને ઓસ્ટ્રેલિયન અમલદારો એની શાખ પૂરશે. એ લોકો દેશપ્રેમી હોઇ શાંતિના ગાળામાં ઉદારચરિત ખેડૂતો છે. રોજ કિસ્મત ઉપર આધાર રાખી રહે છે. ગાઝીના પહેલાં નવ વર્ષ પહેલાં ઇસ્વીસન ૧૯૧૪માં રાજનીતિજ્ઞોની ખટપટથી તેઓ જગતયુદ્ધમાં જોડાયા ત્યારે કયા પક્ષ તરફથી લડતા હતા તેનું એમને ભાન પણ નહોતું. એ કિસ્મત. ગ્રીકો ને આર્મિનિયનોએ એમનાં ખેતરો પડાવી લીધાં હોત ને તેમના ધંધા તોડી પાડયા હોત તો તેઓ વકીલ શોધવા ન જાત. ત્યાં પણ કિસ્મત આગળનું આગળ હતું. જો એમના ઘરમાં બીમારી આવે ને છોકરાં જીવવાને બદલે મરી જાય તો તેઓ દાક્તરને બોલાવવા પણ ન જાય. એમનો દાક્તર કિસ્મત.

એટલે મુસ્તફા કમાલે જો કાંઈ મહાન કાર્ય કર્યું હોય તો આ કિસ્મતને હાંકી કાઢવામાં જ કર્યું છે. એ કાર્યવાહી દરમિયાન સુલતાન ખલીફ, બ્રિટિશ પ્રધાન ને ગ્રીક રાજાને માથાં ગુમાવવાં પડયાં. તૂર્કી રાજનીતિજ્ઞો ને ધાર્મિક આગેવાનોનાં એથી માથાં ફરી ગયાં. પરંતુ એક કરોડ ચાર લાખ તૂર્કી પ્રજાજનો ગાઝીને તૂર્કીના તારણહાર તરીકે ને પોતાના પ્રજાતંત્રના પિતા તરીકે અપનાવે છે.+

## (૨) નારંગીનો માઇલ

ભાવ ઊંચા લઈ જવા માટે નારંગીના ઢગલે ઢગલા રસ્તામાં નાંખી દેવામાં આવ્યા છે તેનાં ચિત્રો મોકલતાં એક મિત્ર લખે છેઃ

આ ચિત્રમાં નારંગીનો એક જ ઢગલો દેખાય છે. આ ચિત્ર કેલિફોર્નિયામાં આનાહીમ ગામનું છે. ત્યાં નારંગીનો જથ્થો ખૂબ જ વધી ગયો છે. આ ચિત્રમાં નારંગીનો જથ્થો એક માઇલના વિસ્તારમાં પથરાયલો જણાય છે ×

## (૩) અંગ્રેજ મુત્સદ્દીની ખાનગી અને જાહેર પ્રમાણિકતા

લૉર્ડ ગ્રેનું બુધવારે અવસાન થયું છે. વ્યક્તિના ખાનગી જીવનમાં અને તે જ વ્યક્તિના રાજનીતિજ્ઞ તરીકેના જાહેર જીવનમાં કેટલો વિરોધાભાસ હોય છે તેની એમના જીવનથી પ્રતીતિ થાય છે. લૉર્ડ ગ્રે ચોક્કસ પ્રકારના અંગ્રેજ સજ્જન હતા એમ સર્વ કબૂલ કરે છે. માયાળુ, ઉદાર, સહીષ્ણુ ને પ્રમાણિક હોઇ પોતાની સમજ મુજબ લોકહિતનાં કાર્યોમાં

+ Turkish Abraham Lincoln. The American Spectator, September 1933 Reader's Digest, November 1933. By Stanley H. Home.

× The World Tomorrow. September 14, 1933. Page 518.

ઝંપલાવવા તે હમેશાં તત્પર રહેતા. છતાં અણીની પળોએ ગ્રેટબ્રિટનના વિદેશીખાતાના પ્રધાન તરીકેની તેમની વર્તણૂંક સંપૂર્ણ બચાવ કરી શકાય તેવી નથી. રાજકીય પરિણામો પણ ગંભીર નીવડ્યાં છે.

ઈંગ્લેન્ડ મિત્રરાજ્યો તરફથી યુદ્ધમાં ઉતરશે એમ જર્મન સરકારને પ્રથમથી માહિતી હોત તો તે ભયંકર જાદવાસ્થળીમાં ઝંપલાવતાં પહેલાં જરૂર વિચાર કરત એમ અત્યારે કહેવામાં આવે છે. વધારે સાચી ને અગત્યની વાત તો એ છે કે જો સર એડવર્ડ ગ્રેએ ફ્રાન્સ અને રશિયાને પોતાની કુમકનાં છૂપાં વચનો ન આપ્યાં હોત તો રશિયન લશ્કરને ઉતાવળે એકઠું કરી લડાઈને નિમંત્રણ આપનારી ઝાર અને તેના લશ્કરી અમલદારોની જોખમભરેલી રાજનીતિને ટેકો આપવા પેરિસ અધીરા ન બનત. લશ્કરી સંબંધો બાંધવા જેવાં ચોક્કસ વચનો ફ્રાન્સ અને રશિયાને લોર્ડ ગ્રેએ આપ્યાં ને જો કે એ વચનો કાયદેસર બંધનકર્તા નહોતાં છતાં જર્મની સામે યુદ્ધમાં ઉતરવા ઈંગ્લેન્ડની નૈતિક ફરજ તેમણે લેખી એટલું જ નહિ પરંતુ આ વાટાઘાટની સાચી વિગત પણ પાર્લામેન્ટ આગળ રજુ કરી નહિ. પાછળથી બહાર આવેલી વિગતો જોતાં એક બે વાર તેમણે પાર્લામેન્ટમાં આપેલા ઉત્તરોને સ્પષ્ટ જૂઠાણું જ કહી શકાય.

વળી સર એડવર્ડની પ્રમાણિક અને સહૃદયી લોકસેવક તરીકેની ખ્યાતિએ તો એમણે અમલદાર તરીકે કરેલા ગૂંચવાડાથી ભારે ઉત્પાત મચાવ્યો છે એટલે એક વાત સ્પષ્ટ છે કે લોકનાયકોની ખાનગી પ્રમાણિકતાની પ્રતિષ્ઠા પર તેમની રાજનીતિનો મદાર બાંધવો યોગ્ય નથી જ.*

## (૪) બલૂન જેવી માછલીઓ

**પૃથ્વી** અસ્તિત્વમાં આવી તેવામાં ટૂંકામાં ટૂંકી કાળગણત્રી થઈ શકતી. એ ગાળામાં ચોક્કસ પ્રકારની માછલીઓ નજરે પડતી. પરંતુ એવી જગાએ કે જ્યાં પાણી ઘડીમાં સૂકાઈ જાય ને ઘડીમાં ભરાય એમ અખંડ ભરતીઓટ થયા જ કરે. એટલે એમણે એ પ્રકારનું પોતાનું જીવન જ ઘડી દીધું. જોઈતો પ્રાણવાયુ મળે એટલું પાણી ન હોય ત્યારે તેમણે શ્વાસ લેવાનું શીખી લીધું. અત્યારે એવી જરૂર રહી નથી. છતાં એ માછલીના વંશજો પોતાના વડવાઓ જેવી જ શ્વાસ લેવાની કોથળીઓ ધરાવે છે. અત્યારે જે પ્રાણીઓ શ્વાસ લે છે તેમનાં ફેફસાં પણ એવા પ્રકારની શ્વાસ લેવાની કોથળીમાંથી જ પરિણમેલાં છે.

આ કોથળીઓનો હવે આ માછલીઓ શ્વાસ લેવામાં ઉપયોગ કરતી નથી; પરંતુ તેનો ઉપયોગ ગેસ-બેગ તરીકે કરે છે. પરિણામે બલૂનની માફક તેઓ ઊંચે ઊડી પાછી પડી શકે છે. પાણી કરતાં વજનદાર હોવાથી તે પોતાના લોહીમાંથી પ્રાણવાયુ ખેંચી પેલી કોથળીઓ ફુલાવે છે એટલે પાણીના તળિયેથી ઊંચે આવી શકે છે ને સપાટી પર તરી પણ શકે છે.×

## (૫) બતકોની પીઠ પર પાણી કેમ નથી રહેતું ?

બતકો પોતાની પીઠને પાણી અડવા દેતી નથી. એની પૂંછડી આગળ એક કોથળી છે જેમાંથી તેલ જેવો પદાર્થ કાઢીને તે પાણીને દૂર રાખે છે. આ તેલ પીછાં ઉપર તે

---

* The World Tomorrow, September 14–1933 Page 508-09.

પોતાની ચાંચથી પાથરે છે. નદી કે તલાવ કિનારે આ પ્રવૃત્તિ આપણી નજરે પડશે. ભીનાશથી બચવા માટે તેઓ જાણીજોઈને આમ કરતાં હોય છે કારણકે બતકોને પણ પાણીથી ભીંજાવું ગમતું નથી.×

## (૬) આગીઓ ચળકે છે કેમ ? કેવી રીતે ?

આગીઓ જંતુ છે જ નહિ. એ ઇયળ (Beetle) છે ને એમાંય માદા જ એમ ચળકે છે. વાડોમાં, જંગલમાં, ખેતરમાં ને ઘાસમાં ઉનાળામાં જે પ્રકાશ આપણી નજરે પડે છે તે પીળાશ પડતો લીલો હોય છે ને તે એ જંતુની પ્રકાશવંતી પીડમાંથી સ્રવે છે. એમાંની માદા જ ચળકે છે એટલે કદાચ નરને આકર્ષવા તે ચળકતી હોય એ સંભવિત છે. બીજાં જંતુઓમાં માત્ર આગીઓ જ આવો પ્રકાશ ફેંકે છે.×

રમણીકલાલ દલાલ

## (૭) જાણવા જોગ

જાપાનના એક રાજકીય પુરુષને હર્બર્ટ સ્પેન્સરે એક કાગળ લખ્યો હતો. એ કાગળના મુખ્ય મુદ્દાઓ આપણે જાણવા જેવા હોઈ નીચે આપ્યા છેઃ

(૧) કોઈ પણ પરદેશીને જાપાનની ભૂમિ લાંબે પટે ભાડે આપવી અગર વેચવી નહિ, પણ માત્ર વાર્ષિક ભાડે જ આપવી.

(૨) સરકાર હસ્તક ચાલતી કોઇ પણ ખાણમાં કોઇ પરદેશીને વ્યવસ્થા સોંપવી નહિ.

(૩) દરિયાઈ કાંઠાના વહેપારમાં કોઈ પરદેશીને પડવા દેવો નહિ.

(૪) જાપાનીઝ અને પરદેશી વચ્ચે કોઇ હિસાબે લગ્નવ્યવહાર ન થવા દેવો.*

(મળેલું)

## (૮) શિક્ષણમાં હરીફાઈ

આપણે શિક્ષણમાં હરીફાઇનું તત્ત્વ રાખીએ છીએ અને તેથી આપણા સમાજમાં પણ હરીફાઇનાં વિઘાતક પરિણામો આવે છે, એમ બતાવવાને World Tomorrowના નવેંબર ૯ મી સને ૧૯૩૩ના અંકમાં પૃ. ૬૧૬મેથી નીચેનો કિસ્સો ઉતાર્યો છે.

બાળકોનાં મન ઉપર બાઇબલના ઉત્તમ ફકરાના સંસ્કારો પડે એટલા માટે સુંદર ફકરા મોઢે કરવાને અને તેના પઠનમાં પહેલા આવે તે બાળકોને ઇનામ આપવાનું રાખ્યું હતું. લેખક કહે છે કે મારી દિકરીને એક વાર વર્ગમાં પહેલું ઇનામ મળ્યું ત્યારે તે દેવળમાંથી મારી પાસે દોડતી આવી અને મને કહ્યું "બાપુ, મે બદાને હરાવી દીધા છે; મને બાઇબલનું ઇનામ મળ્યું છે, અને એ ઇસ્ટરની વાર્તા હવે મારા મનમાંથી તદ્દન ભૂંસી નાંખી છે." આ સાંભળ્યા પછી વિચાર કરતાં મને સમજાયું કે જે ભવ્ય અવતરણોની અસર કરવા અમે ઇરાદો રાખતા હતા તેથી વિપરીત જ અસર બાળકોનાં મન ઉપર થતી હતી. વસ્તુ એક બાજુ રહી જતી હતી અને પદ્ધતિની અનિષ્ટ અસર જ તેમનાં મન પર ટકી રહેતી હતી.

× The People. Monday 5th November 1933.

* Explorations by J. M. Robertsonમાંથી Herbert Spencer ઉપરના લેખમાંથી આ ઉતારો લીધો છે.

# અખિલ ભારત મહિલા પરિષદનું આઠમું અધિવેશન

પંજાબનાં લેડી અબ્દુલ કાદરના પ્રમુખપદે અખિલ ભારત મહિલા પરિષદની બેઠક કલકત્તામાં નાતાલના દિવસો દરમિયાન મળી હતી. આખા દેશના જુદા જુદા પ્રાન્તોમાંથી સ્ત્રી પ્રતિનિધિઓએ બહુ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. નાગપુર અને અમરાવતીથી તો બે હરિજન બહેનો પ્રતિનિધિ તરીકે ચૂંટાઈને આવી હતી. તેમણે પરિષદની બેઠકમાં છટાદાર ભાષણ કરી પોતાના દૃષ્ટિબિંદુથી પોતાનો પક્ષ રજુ કર્યો હતો. પરિષદને સદ્ભાગ્યે આ વર્ષે શ્રીમતી સરોજિની નાઈડુ હાજર હતાં. શ્રીમતી કમલાદેવી જેલમાં હોવાથી આવી શક્યાં ન હતાં. તેમની ગેરહાજરી સૌને સાલી હતી. મિસિસ કઝીન્સે જ અખિલ ભારત મહિલા પરિષદની શરૂઆત કરેલી–તેઓ પણ કલકત્તામાં હાજર હતાં. એમની સ્ફુર્તિ અને એમનો ઉત્સાહ તથા એકનિષ્ઠા સૌને ચકિત કરતાં હતાં.

પરિષદમાં પહેલે દિવસે કલકત્તા યુનિવર્સિટીના વાઈસ ચેન્સેલર, કલકત્તાના મેયર તથા આન્ધ્ર યુનિવર્સિટીના પ્રો. રાધાકૃષ્ણએ આવકારનાં ભાષણો કર્યાં હતાં; અને પૂ. ગાંધીજી વગેરેના સફળતા ઈચ્છતા સંદેશા વાંચ્યા હતા.

બીજા દિવસથી ઠરાવો શરૂ થયા હતા. ડૉ. એનીબીસેન્ટ, શ્રીયુત સેનગુપ્ત તથા શ્રી વિઠ્ઠલભાઈ પટેલને બહુ હૃદયદ્રાવક શબ્દોમાં શ્રી સરોજિની નાઈડુએ શોકની અંજલિ અર્પી હતી. ઠરાવોના ચાર વિભાગ પાડી નાંખવામાં આવ્યા હતા: (૧) સામાન્ય ઠરાવો; (૨) કામદારોને લગતા ઠરાવો; (૩) કેળવણીને લગતા ઠરાવો; અને (૪) સમાજ-સુધારાના ઠરાવો.

સૌથી સરસ ચર્ચાઓ સમાજસુધારાના ઠરાવો ઉપર જ થઈ હતી. સંતતિનિયમન ઉપર તો બહુ જ ગરમ અને સુંદર ચર્ચા થઈ હતી, અને મોટી બહુમતીથી ઠરાવ પસાર થયો હતો. પરિષદની બેઠક દરમિયાન એક દિવસ શ્રી રવીન્દ્રનાથ ટાગોરે વ્યાખ્યાન કર્યું હતું. એક રાત્રે નાટ્યપ્રયોગનો ક્રમ ગોઠવાયો હતો. બંગાળી યુવકયુવતિઓએ ટાગોરનું 'વાલ્મિકી પ્રતિભા'નું નાટક બહુ કળામય રીતે ભજવી બતાવ્યું હતું. બંગાળી ભાષામાં નાટક ભજવાયું હતું. પરન્તુ એનો સાર પ્રવેશ વાર અંગ્રેજીમાં છાપેલો હતો, અને આખું નાટક સંગીતમાં જ હોવાથી બહુ સફળ નીવડયું હતું. ગુજરાતી બહેનોએ બે ગરબા ગાઈ શ્રોતાઓનાં મન રંજન કર્યાં હતાં.

હમેશ માફક પેલી ટીકા તો સંભળાય છે જ:—પરિષદે શી ધાડ મારી? ખાલી ઠરાવો કરવાથી શું વળે છે? કાંઇ સંગીન કામ કરવું જોઈએ. ખરી વાત છે. પણ અમે તો પરિષદમાંથી ઘણું શીખીએ છીએ. દરેક પ્રાંતમાં સ્ત્રીઓ પોતપોતાની આવડત તથા શક્તિ પ્રમાણે સ્ત્રીઓની ઉન્નતિનાં કામ કેમ કરે છે, તેનું ભાન પરિષદમાં જ થાય છે.

એમાંની ઘણીખરી સ્ત્રીઓને એમના પ્રાન્તની બહાર કોઈ ઓળખતું નથી. પણ એમનું કામ સંગીન જ છે, એની કોઈથી ના પડાય એમ નથી અને એ લોકો ખાત્રીપૂર્વક કહે છે કે અખિલ ભારત મહિલા પરિષદની ઓથ નીચે કામ કરવામાં બહુ હૂંફ, આનન્દ અને ઉત્સાહ રહે છે.

જે જુવાન સ્ત્રીઓ અને યુવતિઓ પરિષદમાં જાય છે, તેમને તો પરિષદની અમુક વ્યક્તિઓ પાસેથી પ્રેરણા પણ ખૂબ મળે છે. અમે તો જ્યારે રાજકુમારી અમૃતકોરની બુદ્ધિશક્તિનું દર્શન કરીએ છીએ, સરોજિની નાયડુનો કોકિલ કંઠ સાંભળીએ છીએ, ડૉ. મુથુલક્ષ્મી રેડ્ડીની એકનિષ્ઠા નિહાળીએ છીએ, રાણી લક્ષ્મીબાઈ રાજવડેનાં પ્રભાવશાળી વ્યક્તિત્વની નજીકમાં પહોંચીએ છીએ—ત્યારે એવી અજબ પ્રેરણા મળે છે, કામ કરવાની એવી અદ્ભુત ઇચ્છા થાય છે! પરિષદમાં એ લોકોના સમાગમ વગર આ સર્વ કેમ થાય? દરેક પ્રાન્તમાં બાર મહિના પરિષદની શાખાઓ થોડુંઘણું તો કામ કરે જ છે, એની કોઈથી ના પડાય તેમ નથી.

સ્ત્રીઓ પોતાની ઉન્નતિ માટે જે કાંઈ પ્રયાસ કરે છે, તેમાં સરવાળે તો ફાયદો જ રહેશે. આવતે વર્ષે પરિષદને અમે ગુજરાતમાં આમંત્રી છે. ગુજરાત માટે આ અભિમાન લેવા જેવો પ્રસંગ છે, તે બધાં ગુજરાતી ભાઈબહેનો નહિ જ ભૂલે એવી આશા છે.

વિનોદિની નીલકંઠ




મેવાડના ગુહિલો અથવા ગુહિલોત્પત્તિ મીમાંસાઃ—

લેખક–પ્રકાશકઃ માનશંકર પીતાંબરદાસ મહેતા ભાવનગર. મૂલ્ય પાકા પૂંઠાના રૂ. ૦–૮–૦ કાચા પૂંઠાના રૂ. ૦–૬–૦.

મધ્યકાલીન રાજપૂતવંશો–ગોહીલ, સોલંકી, પઢીહાર, ચોહાણ, પરમાર વગેરેના મૂળ વિષે બહુ તર્કવિતર્કો થયા છે. વિ. સં.ની સાતમી આઠમી સદીમાં આ રાજપૂત વંશો એકદમ ઇતિહાસની ભૂમિકા ઉપર પ્રગટ થાય છે. અને ધીમે ધીમે મોટાં રાજ્યો સ્થાપે છે. જૂના મૌર્ય, ગુપ્ત, આન્ધ્રભૃત્ય વગેરે રાજવંશો સાથે આ નવા ગોહીલ, સોલંકી વગેરે વંશોને જોડનારી કોઇ સાંકળ દેખાતી નથી અને આ જુદા જુદા વંશના આશ્રિત પંડિતો તથા ભાટચારણો પાછળથી પૌરાણિક સૂર્યવંશ અને ચંદ્રવંશ સાથે સો દોઢસો પેઢીની કલ્પિત વંશાવળી ઊભી કરીને પણ પોતાના આશ્રયદાતા રાજાના વંશને જોડવાનો પ્રયાસ કરે છે. પુરાણોમાં ન કહેલ અગ્નિવંશની નવી કલ્પના પણ ઉદ્ભાવે છે અને એ રીતે આ નવા વંશોને પ્રાચીનતાની પ્રતિષ્ઠા આપવાની ધારણા રાખે છે. પણ આ પ્રયાસ જ પુરાતત્ત્વ વિવેચકોના મનમાં શંકા ઉત્પન્ન કરે છે. પરિણામે ગોહીલ વગેરે મધ્યકાલીન રાજપૂત વંશો કાં તો શક, હૂણ, ગૂર્જર વગેરે પરદેશી જાતમાંથી ઊતરી આવેલા છે અથવા મૂળ વતની કોમોમાંથી હિંદુ થયેલા છે કે વર્ણાંતર લગ્નની પ્રજા છે એવી માન્યતા અનેક કારણોથી આ દેશના પ્રાચીન ઇતિહાસના અભ્યાસીઓમાં ઘણા વખતથી રૂઢ થવા પામી છે. આ માન્યતાની યોગ્યાયોગ્યતાની કે એ માન્યતા બંધાવાનાં કારણોની વિગતવાર પરીક્ષા કરવાનો અહીં અવકાશ નથી તેમ એ પ્રસ્તુત પણ નથી.

અહીં તો આ મધ્યકાલીન રાજવંશોમાં જેને સર્વશ્રેષ્ઠ ગણવામાં આવે છે તે મેવાડના ગુહિલવંશનું મૂળ તપાસવાનો ઉપરના પુસ્તકમાં જે પ્રયત્ન કરવામાં આવ્યો છે તેની જ ટૂંકી સમાલોચના પ્રસ્તુત છે. મેવાડના શીશોદીઆ કે ગોહીલો પોતાને સૂર્યવંશી કહે છે એ તો પ્રસિદ્ધ છે. પણ વલભીના મૈત્રકવંશમાંથી ગોહીલો નીકળ્યા છે અને ગોહીલવંશ તથા વલભીનો વંશ એ બેયનું મૂળ ઇ. સ. બીજા શતકમાં વિરાટ કે ધોળકામાં તથા ઢાંકમાં રાજ્ય સ્થાપનાર કનકસેન છે એવી માન્યતા ટૉડ સાહેબે નોંધેલી.[1] પછી પં ભગવાનલાલનું

---

1 ટૉડ રાજસ્થાન મૂળ ગ્રં. ૧ પૃ. ૮૩, ૧૧૨, ૧૧૫.

વલભીઓને ગૂર્જર વંશના માનવા તરફ વલણ હતું.[1] અને કનકસેનવાળી દંતકથા જૂનાગઢના ક્ષત્રપો સાથેના કોઈક જાતના સંબંધની સૂચક ગેઝીટીઅરમાં માની છે.[1]

પણ ટોડનું રાજસ્થાન, રાસમાળા, મુંબઈ ગેઝીટીઅર વગેરે ગ્રંથો લખાયા ત્યારે મેવાડના રાજવંશના ઉત્કીર્ણ લેખોમાંના થોડાક જ જાણવામાં આવ્યા હતા અને તેથી પણ થોડા પ્રસિદ્ધ થયા હતા. પરંતુ એ પછી અનેક લેખો પ્રસિદ્ધ થયા છે. આ પ્રસિદ્ધ થયેલા તથા બીજા શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ જ બતાવેલા અપ્રસિદ્ધ લેખો વાંચીને ડૉ. (ત્યારે ડૉ. નહોતા) દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે મેવાડના ગુહિલોત રાજવંશનો મૂળ પુરુષ વડનગરનો નાગર હતો એવું સિદ્ધ કરનારો એક લેખ બંગાળની એશિયાટીક સોસાઈટીના જર્નલ ( પુ. ૫. પૃ. ૧૬૭ થી ૧૮૭ )માં ઈ. સ. ૧૯૦૯માં 'ગુહિલોત અને નાગરો' એ નામથી આપ્યો હતો. આ લેખને પરિણામે ઘણી ચર્ચા ચાલી. વળી ઇ. સ. ૧૯૧૧ના જાનેવારીના 'ઈન્ડીઅન એન્ટીકવેરી'માં "હિંદુઓમાં પરદેશી જાતિઓનાં તત્ત્વો" નામનો લેખ લખી ઉપરના લેખને પુષ્ટિ આપવા સાથે મધ્યકાલીન રાજપૂત વંશોનું મૂળ પરદેશી હોવાની, પં. ભગવાનલાલ, શ્રી. જેકસન, વગેરેએ ચલાવેલી માન્યતાને તેઓએ ટેકો આપ્યો.

આ પરદેશી મૂળની માન્યતાના હુમલા સામે સ્વકીયતાના આગ્રહી પુરાતત્ત્વ પંડિતો –ખાસ કરીને શ્રી. ગૌ. હી. ઓઝા અને શ્રી ચિં વિ. વૈદ્ય એમણે પ્રબળ વિરોધ કર્યો. શ્રી ઓઝાજીએ નાગરી પ્રચારિણી પત્રિકામાં તથા 'રાજપૂતાનેકા ઇતિહાસ'માં અને શ્રી. વૈદ્યે એમના 'મધ્યયુગીન ભારત'માં મધ્યકાલીન રાજપૂત વંશોને સ્વદેશી મૂળના–સૂર્યચંદ્ર વંશના ઠરાવવાનો પ્રબળ પ્રયાસ કર્યો છે.

પણ આ પ્રસિદ્ધ વિદ્વાનોના પ્રયાસો, મારા ધારવા પ્રમાણે તો નિષ્ફળ ગયા છે. કારણકે મેવાડના રાજાઓના જ કેટલાક ઉત્કીર્ણ લેખોમાં સ્પષ્ટ શબ્દોમાં ગુહિલોત વંશના મૂળ પુરુષને વડનગરનો વિપ્ર કે દ્વિજ કહ્યો છે. આ પ્રકારના ઉલ્લેખોવાળા બધા લેખો શ્રી. ઓઝાજીએ એકઠા કરીને રજુ કર્યા છે, છતાં એ ઉપરથી જે અનુમાન કર્યું છે તે એ જ લેખો ઉપરથી શ્રી. દે. રા. ભાંડારકરે કાઢેલા અનુમાનથી તદ્દન વિરુદ્ધ છે. આ રીતે એક જ આધાર ઉપરથી ઉપજાવેલાં બે પરસ્પર વિરુદ્ધ અનુમાનોમાંથી શ્રી.ઓઝાજીનું અનુમાન શુદ્ધ નથી, પક્ષવાદથી પ્રેરાયેલું છે, અને તાણીખેંચીને–કવચિત્ છળના આશ્રયથી ઉપજાવેલું છે એમ કોઈ પણ તટસ્થ વિચારકને મૂળ લેખો જોતાં લાગે છે. અને શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાએ શ્રી. ગૌ. હી. ઓઝાએ જ રજુ કરેલાં લેખોનાં પ્રમાણોનો વિચાર કરીને શ્રી. ઓઝાજીના મતનું ખંડન કરનારો તથા ગુહિલોતોનો મૂળ પુરુષ વડનગરનો બ્રાહ્મણ એટલે કે નાગર હતો એમ સિદ્ધ કરવાનો 'મેવાડના ગુહિલો'માં પ્રયત્ન કર્યો છે, અને તે સફળ થયો છે એમ મને લાગે છે.

મૂળ વચનો એટલાં સ્પષ્ટ છે કે શ્રી. ગૌ. હી. ઓઝા જેવા વિદ્વાન કેમ એના ઉપરથી નીકળતાં સીધાં અનુમાનને કબૂલ નથી કરતા એ જ સમજાતું નથી. તેઓની વૃત્તિ આ બાબતમાં તટસ્થ નથી એમ શંકા પડી જાય છે.

---

૧ મુંબઈ ગેઝીટીઅર ગ્રં. ૧. પૃ. ૮૫.

વિ. સં. ૧૦૭૪ના આટપુર (ઉદેપુરથી દેઢ માઈલ છેટે આવેલું આહાડ નામનું ગામ)ના શક્તિકુમારના લેખમાં મેવાડના રાજવંશના મૂળ પુરુષને નીચેના શ્લોકમાં આનંદપુરનો મહીદેવ-ભૂદેવ-બ્રાહ્મણ કહ્યો છે.

आनन्दपुरविनिर्गत विप्रकुलानन्दनो महीदेवः ।
जयति श्री गुहदत्तः प्रभवः श्री गुहिलवंशस्य ॥

આ શ્લોકના શબ્દોને મારીમચડીને જુદો અર્થ કરવાનો શ્રી. ઓઝાજીએ તથા શ્રી વૈદ્ય મહાશયે પ્રયાસ કર્યો છે, પણ મેવાડના જ રાજવંશના શક્તિકુમાર પછી થયેલા રાજાઓના બીજા લેખોમાં એ શ્લોકનો સીધો મૂળ પુરુષનું બ્રાહ્મણપણું દેખાડનારો અર્થ કરવામાં આવ્યો છે. ચીતોડના રાજા સમરસિંહની રસિયારાજની છત્રીના લેખમાં નીચેનો શ્લોક છેઃ—

जीयादानन्दपूर्वं तदिह पुरमिलाखण्डसौन्दर्यशोभि
क्षोणीपृष्ठस्थमेव त्रिदशपुरमधः कुर्वदुच्चैः समृद्धया ।
यस्मादागत्य विप्रश्चतुरुदधिमहीवेदिनिक्षिप्तयूपो
बप्पाख्यो वीतरागश्चरणयुगमुपासीत हारीतराशेः ॥ १४ ॥

(મેવાડના ગુહિલો પૃ. ૧૨)

મતલબકે આનન્દપુરમાંથી આવેલા બપ્પ નામના વિપ્રે નાગહ્રદ (એકલિંગજી પાસે આવેલા નાગડા)માં તપશ્ચર્યા કરતા હારીતરાશિની સેવા કરી; પરિણામે—

हारीतात्किलवप्पकोंघ्रिवलयव्याजेनलेभेमहः
क्षात्रं धातृनिभाद् वितीर्य मुनये ब्राह्मं स्वसेवाच्छलात् ।
एते चापि महीभुजः क्षितितले तद्वंशसंभूतयः
शोभन्ते सुतरामुपात्तवपुषः क्षात्राहि धर्मा इव ॥

(આબુના અચલેશ્વર મંદિરની રાણા સમરસિંહે કોતરાવેલી વિ. સં. ૧૩૪૨ની પ્રશસ્તિ, શ્લો. ૧૧. મેવાડના ગુહિલો પૃ. ૭૭.)

મતલબકે હારીતરાશિ નામના ગુરુની સેવા કરનાર વડનગરના બપ્પ નામના બ્રાહ્મણે પોતાનું બ્રાહ્મણ તેજ ગુરુને આપ્યું અને ગુરુ પાસેથી ક્ષાત્રતેજ પોતે સ્વીકાર્યું એ બપ્પના વંશના રાજાઓ ક્ષત્રિય ધર્મના અવતાર જેવા શોભે છે.

વળી એ જ વંશના પ્રખ્યાત કુંભારાણાએ આટપુરના લેખના ઉપર ઉતારેલા શ્લોકનું પ્રમાણ આપીને પોતાના વંશના મૂળ પુરુષને સ્પષ્ટ રીતે વડનગરનો વૈજવાપ ગોત્રનો નાગર કહ્યો છે. એકલિંગમાહાત્મ્યમાં—

जयति तथानन्दपुरे नागरकुलमंडनो महीदेवः ।
यजनादि कर्मकुशलो विजयादित्याभिधो विप्रः ॥

(મેવાડના ગુહિલો. પૃ. ૩૨.)

આનન્દપુરના વૈજવાપ ગોત્રના નાગરકુળના આ વિજયાદિત્યનો આઠમો વંશજ તે ગુહદત્ત જેમાંથી રાણા સમરસિંહ, કુંભાજી વગેરેનો ગુહિલવંશ ચાલ્યો. વૈજવાપ ગોત્ર નાગરોમાં જ મળે છે, એ ધ્યાનમાં લેવા જેવું છે.

આ ટૂંકા અવલોકનમાં મૂળ પ્રમાણો વધારે ઉતારવાની જરૂર નથી. જિજ્ઞાસુ વાંચનાર 'મેવાડના ગુહિલો'માંથી જોઈ શકશે. આ અને આ પ્રકારનાં વચનોનું ખંડન મેવાડના રાજાઓના ક્ષત્રિયપણાનાં સૂચક જે વચનોનાં બળથી કરવામાં આવે છે તે વચનો તથા એ વચનોનો ઉપરનાં મૂળ પુરુષનું બ્રાહ્મણત્વ દર્શાવનારાં વચનો સાથે કેવી રીતે અવિરોધ સધાય છે તે બધું શ્રી. મા. પી. મહેતાએ સ્પષ્ટ વિવેચનથી દેખાડયું છે. ખરી વાત એમ લાગે છે કે મેવાડના રાજવંશનો મૂળ પુરુષ વડનગરનો બ્રાહ્મણ—એ જ વંશના ચાટસના શિલાલેખમાં 'બ્રહ્મક્ષત્રાન્વિત' કહ્યો છે (જુઓ મેવાડના ગુહિલો પૃ. ૭૩). માટે કદાચ બ્રાહ્મણ પુરુષ અને ક્ષત્રિય સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુરુષ, તેણે પાશુપતાચાર્ય હારીતરાશિની સેવા કરી અને એ આચાર્યે તેને રાજ્ય મેળવવામાં મદદ કરી. આ રીતે મૂળ પુરુષે રાજપદ મેળવ્યા પછી તેના વંશજો ક્ષત્રિય જાતિ સાથે જ લગ્નવ્યવહાર બાંધી ક્ષત્રિયો થઇ ગયા હોય એવું બધા લેખો ઉપરથી દેખાય છે. અને અનેક લેખોમાં મેવાડના રાજાઓને ક્ષત્રિય કહ્યા હોવા છતાં બીજા લેખોમાં મૂળ પુરુષને બ્રાહ્મણ કહ્યો છે એ સ્થિતિનું આ રીતે જ સમાધાન થઇ શકે છે. ક્ષત્રિયત્વ કહેનારા લેખો ઉપર વધારે જોર દઇ મૂળ પુરુષને પણ ક્ષત્રિય ઠરાવવામાં આવે તો બ્રાહ્મણત્વ કહેનારા લેખો નિરર્થક ઠરે. વળી વિચાર કરતાં એમ સમજાય છે કે જો આ રાજાઓનું મૂળ પુરુષથી ક્ષત્રિયત્વ નિઃસંદિગ્ધ હોત તો કોઈ પણ લેખમાં મૂળ પુરુષને વિપ્ર કહેવાનું કારણ જ નહોતું. ટૂંકામાં મેવાડના ગુહિલોના મૂળ પુરુષનું નાગરપણું કે બ્રહ્મક્ષત્રપણું ચોક્કસ દેખાય છે.

શ્રી માનશંકર પીતાંબરદાસ મહેતા તો પૃથ્વીરાજ રાસામાં કહેલાં ચાર અગ્નિકુળોમાંનાં ત્રણ ચૌહાણ, પ્રતિહાર અને પરમાર કુળની ઉત્પત્તિ બ્રાહ્મણ મૂળમાંથી હોવાનું તે તે વંશના લેખોમાંથી બતાવે છે (જુઓ મેવાડના ગુહિલો પૃ. ૮૦ થી ૮૬) મતલબ કે જે પુરાવાઓના આધારે શ્રી. જેકસન, વીન્સેન્ટ સ્મિથ, શ્રી. દે. રા. ભાંડારકર વગેરે વિદ્વાનો પરમાર, ચૌહાણ વગેરે કુળોનું મૂળ પરદેશી માનતા હતા તે જ પુરાવાઓને આધારે શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા એ કુળોને બ્રાહ્મણ કે બ્રહ્મક્ષત્ર મૂળમાંથી ચાલેલાં ગણે છે. મૂળ લેખોમાંથી તેઓ મૂળ ગૂર્જર વગેરે પરદેશી જાતોના હોવાનો કોઈ પુરાવો મળતો નથી જ્યારે બ્રાહ્મણ હોવાનો પુરાવો મળે છે એટલી વાતની ના પડાય એમ નથી.

વળી પાશુપતાચાર્યોએ આ પરમાર, ચૌહાણ, ગુહિલ વગેરે વંશોને ટેકો આપીને તેઓ પાસે રાજ્યો સ્થપાવ્યાં એ એમનો મુદ્દો પણ વિચારણીય છે. (જુઓ મેવાડના ગુહિલો પૃ. ૬૪ થી આગળ) બાકી ઈ. સ. દશમાથી તેરમા શતક સુધીના ગાળામાં પશ્ચિમ હિંદનાં મેવાડ, ગુજરાત વગેરે રાજપૂત રાજ્યોમાં પાશુપતાચાર્યોના મઠો ઘણી સમૃદ્ધિવાળા મોટા હતા અને આ શૈવ રાજાઓ તેઓનું ઘણું માન રાખતા એટલું તો અનેક ઉત્કીર્ણ લેખોથી જણાય છે.

તા. ક. જેમ ગુહિલોતના મૂળ પુરુષને ઉત્કીર્ણ લેખોમાં આનંદપુર (વડનગર)નો વિપ્ર કહ્યો છે તેમ ચોહાણના મૂળ પુરુષને સુપ્રસિદ્ધ પૃથ્વીરાજ ચોહાણના પિતા સોમેશ્વરે લખાવેલા વિ. સ. ૧૧૬૯ના બીજોલ્યાના લેખમાં અહિછત્રપુરનો વત્સગોત્રનો સામન્ત નામનો વિપ્ર કહ્યો છે:—

विप्रः श्री वत्सगोत्रेऽभूदहिच्छत्रपुरे पुरा ।
सामन्तोऽनन्तसामन्तपूर्णतल्लो नृपस्ततः ॥

( મેવાડના ગુહિલો પૃ ૮૦ )

મતલબ કે ગુહિલોત કુળનો મૂળ પુરુષ વડનગરો નાગર અને ચોહાણ કુળનો મૂળ પુરુષ અહિછત્રો-પ્રશ્નોરો નાગર. અલબત વડનગરા, પ્રશ્નોરા વગેરે નાતો એ વખતે બંધાઈ નહોતી, પણ જે બ્રાહ્મણકુળોમાંથી આ રાજકુળો થયાં તેમાંથી જ પાછળથી આ નાતો થઈ.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**પ્રણય કાવ્યો**:—પ્રયોજક અને પ્રકાશક: રમણલાલ નરહરીલાલ વકીલ બી. એ. ફેલો વિલ્સન કૉલેજ, મુંબઇ ૭ કિમ્મત દોઢ રૂપિયો. **નલિની પરાગ**:—પ્રયોજક: નલિન મણિશંકર ભટ્ટ. બી એ. પ્રકાશક: રમણલાલ નરહરીલાલ વકીલ. બી. એ. ઠે. ઉપર પ્રમાણે. કિમ્મત બે રૂપીઆ.

આ કાવ્યોના લેખકો સાહિત્યમિત્રો છે, અને બન્નેની સમાલોચના પણ ભેગી લેવી અનેક કારણોથી ઉચિત છે. તેમાં મુખ્ય કારણ એ છે કે બન્નેનાં કાવ્યોનું વાતાવરણ એક જ જણાય છે. બન્ને ઉપર અનેક આધુનિક કવિઓની અસર છતાં કલાપીની અસર પ્રધાનપણે જણાઈ આવે છે. આનો અર્થ એવો નથી કે બન્નેએ કલાપીનું કેવળ અનુકરણ કર્યું છે. એટલું જ નહિ, બન્ને એકબીજાથી પણ સંપૂર્ણ સ્વતંત્ર છે.

કલાપીનાં આત્મલક્ષી પ્રણય કાવ્યોની પરંપરા જાણે શ્રી રમણ વકીલમાં આગળ ચાલે છે. તેમની કલ્પના, તરંગો મસ્તી, કલાપી સાથે સરખાવાય એવાં છે. તેમની ભાષા પણ તેને કંઇક મળતી છે. અને કલાપીની પેઠે ભાવના વેગમાં કાવ્યો લખ્યાં જણાય છે. એક જ ઉદાહરણનો અવકાશ છે.

સનમ સાકી તણા હાથે મદિરાથી ભર્યો પ્યાલો,
પરંતુ આમ શું કરવું ? હૃદય-જામે ભર્યો સાગર.
નહિ આશક અમીરાની તૃષા એ જામથી ટળશે,
ચહે માશૂક તણા હાથે પીવા આખો પ્રણય સાગર.

× ×

ભૂલીશ હું બાત જીવનનું પિયાપેલો સહૂ કે'શે,
પરન્તુ હાની-દિવાની અહીં સૌ બાન ભૂલ્યા છે.

પણ કલાપીના જેટલું આમનાં કાવ્યોમાં નિરાશાનું દર્દ નથી. અને કાવ્યની મસ્તી પણ ધીમેધીમે સ્વસ્થતા મેળવતી જાય છે. શૈલી વધારે ગંભીર રૂપ ધરે છે અને કાવ્યનું

અમુક પ્રસંગે કથાતંતુ છોડી દઇ, કથાના પાત્રને સંબોધીને પોતે બોલે છે, અને પ્રસંગે પ્રસંગે સામાન્ય સત્યના શ્લોકો અર્થાન્તરન્યાસ તરીકે મૂકે છે. આવા શ્લોકો પણ ક્યાંક ક્યાંક સુંદર છે–અને કોઈ કોઈ જગાએ એમનું વક્તવ્ય પણ વિશિષ્ટ હોય છે. શ્રવણના વધ પછી તેના પિતા મુનિ હતા છતાં શાપ આપે છે ત્યાં તેઓ કહે છે:

> *લોકે જ્ઞાની હતા છતાં મુનિ હવે શાન્તિ પ્રયત્ન ધરે;*
> *જે જે આદ્ય મનુષ્યના હૃદયમાં છે ભાવનાઓ ભરી*
> *સર્વેને વશ થાય છે કુદરતી ત્યાગી વિરાગી મુનિ.*

અલબત, આવા અર્થાન્તરન્યાસોને કાવ્યમા સ્થાન છે, પણ કલાપીની પાત્રને લાંબી ઉક્તિઓ સંબોધવાની ટેવ કે પ્રસંગ ઉપર લાંબી મીમાંસા કરવાની ટેવ અનુકરણયોગ્ય નથી. શ્રી નલિન ભટ્ટે ખંડ કાવ્યો લખવાનો પ્રયાસ કર્યો છે તેને માટે તેમને અભિનન્દન ઘટે છે.

બન્નેએ સૉનેટો લખ્યાં છે. તેમાં કોઇ કોઇ જગાએ હરિગીત કે ગઝલો વાપર્યાં છે. સૉનેટનું ખરું સ્વરૂપ ચિન્તનને લાગણીથી તેજસ્વી કરવાનું છે તેમાં ગેય રચનાઓ અનુકૂળ નથી. ભાવો પણ ચિન્તનયોગ્ય હોવા જોઈએ અને લાગણી કે વિચારનો કલાત્મક વળાંક એ સૉનેટની વિશિષ્ટતા ભુલાવી ન જોઇએ. અલબત્ત, સૉનેટ અને તેનાં બંધનો સિવાય એવા ભાવો કે ચિન્તન કવિતામાં ન જ મૂકી શકાય એમ અમે માનતા નથી.

બન્નેને છન્દની સારી હથોટી છે. કાવ્યમાં તત્સમ શબ્દોના ઉચ્ચારમાં ક્યાંક ક્યાંક અઘટિત છૂટ લેવાઈ છે તે કમી થાય તો સારું..

**ફુલહાલઃ—**

*કર્તા અને પ્રકાશક : મનઃસુખલાલ મગનલાલ ઝવેરી. ઑર્ણરોડ, જામનગર. એક રૂપિયો.*
કાવ્યના રસજ્ઞોને આ જુવાન લેખક હવે અજાણ્યા નથી. આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો માસિકોમાં પ્રસિદ્ધ થયાં છે. તેમનું છન્દનું પ્રભુત્વ જાણીતું છે. તેમની શૈલીમાં કાઠિયાવાડી ભાષાનો રણકાર, માધુર્ય અને ઓજસ પૂરે છે. તેમની ભાષા લાગણીથી વિજયવન્ત થઈ ઉછાળા મારે છે. તેઓ આત્મલક્ષી અને પરલક્ષી બન્ને પ્રકારનાં કાવ્યો લખે છે. તેઓ શૃંગાર અને વીર બન્નેમાં વિહરે છે. તેમને આવાં કાવ્યો સંબંધી કંઇ કહેવાનું હોય તો તે એ છે કે તેમણે શબ્દપ્રાચુર્યથી અને પુનરાવર્તનથી ચેતવું જોઇએ. તેમની તેજસ્વી વાણીનો એક જ દાખલો આપીએ. મહાભારત યુદ્ધ વખતે શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે:

> વૃદ્ધાત્મા ઇતિહાસને નયન ના અદ્યાપિ જેવી ચડી,
> તેવી યુદ્ધતણી ધનંજય ! ઠગી આજે મહાપર્વણી,
> ઊઠો થા, સજ શસ્ત્ર, કૂદ સમરે, હુંકાર ઘેરો કરી,
> આજે દે જગને દઇ ધ્રુજ કથા સંમોહિની વીર્યની.

અને એક શૃંગારનું કાવ્ય લઇએ.

> સ્મરે જ કુસુમાકરે પરણ-પુષ્પથી ઝૂલતી,
> સજી સુભગ વેશ, મુગ્ધ નિજ કંઠથી ગદ્‌ગદે,
> મહી રસસમાધિમા થઇ વિલીન તે કૈ હતી!

સ્મરેછ મલયાનિલે, મલપતે પધારી પદે,
ચુમી ચરાચરી કુંળી લલિત કૂંપળો તે ઘડી,
નવી મધમધી રહી, મધુર મંજરીના મદે—
પ્રમત્ત નર કોકિલે રસનિ રેલ જેવી વડી
બહાવી દ્રુહુધાર તે પ્રસરિ મૌન પાંખે રહી,
અને જડ સજીવની વિવશ ત્યાં બની બેલડી?
સ્મરેછ તવ મત્ત હું ય વદનાબ્જ તારું ગ્રહી,
બઝ્યો તરસ તોષવા; પણ નિષેધથી રોકતાં
સરી સ્વપન શી ગઈ, મૃદુ નકાર નેત્રે કહી?
પછી દિવસ, વર્ષ જાય વહિ વાટડી ન્હાળતાં,
ન જાણું કયમ પાળવા વચન ના પધારે છતાં.

પણ કર્તા પોતે કહે છે તેમ "તેના જીવનનાં વિચારનાં વહેણ હજી સ્થિર નથી થયાં." જે મંથનથી માનવ, આત્માના ગહનમાં જઇ કંઇ અપૂર્વ લઇ આવે છે તે શરૂ જ થયું છે. એ મંથન એટલે ઊંડે જશે ને લેખકને કંઇ અવનવું લાધશે તો કાવ્ય કરવાનું બાકીનું કૌશલ આવી રહેશે એમ જણાય છે.

ઇલા કાવ્યો:—

લેખકઃ ચંદ્રવદન ચીમનલાલ મહેતા. પ્રકાશકઃ મૂળશંકર સોમનાથ ભટ્ટ. વડોદરા. બે રૂપિયા.

આજ સુધી આપણે ત્યાં પ્રીતિનાં કાવ્યો ઘણાંખરાં દંપતી પ્રેમનાં જ હતાં. શ્રી ચન્દ્રવદને સૌથી પ્રથમ એક પછી એક બ્હેન ભાઈના પ્રેમનાં કાવ્યો આપવા માંડયાં છે. ઇલા એ એમનાં કાવ્યોની આદર્શ બ્હેન છે.

કાવ્યોમાં મોટો ભાગ સોનેટોનો છે. તે સિવાયનાં કાવ્યો પણ ઘણાંખરાં સંસ્કૃત વૃત્તોમાં છે અને તેમણે સર્વત્ર અન્ત્યપ્રાસનો નિયમ રાખ્યો છે. આ કારણોને લીધે અને બ્હેન ભાઈના પ્રેમની સામાન્ય સૌમ્યતા અને મર્યાદાને લીધે કાવ્યો પણ બધાં શાન્ત વાતાવરણ ઊભું કરે છે. ચિત્તને કેન્દ્રથી ખસેડી નાંખે એવા વેગ કે ઉછાળા નથી. જે કાંઇ વિલક્ષણતા તે મેળવે છે તે સર્વ બાલપણના નિર્દોષ તરંગોમાંથી જ મેળવે છે. કદાચ તેને લીધે જ ઘણાંખરાં કાવ્યોમાં બાલપણનો ઉલ્લેખ છે બ્હેનની માયેના વર્ણનમાં પણ મસ્ત ઊર્મિઓ આવી શકે–ખાસ કરીને આપણા હિન્દુ સંસારમાં–જ્યારે બ્હેન ભાભી–ભાઇની મશ્કરી કરતી હોય ત્યારે, પણ એ અનંતરંગી પ્રદેશ આ કાવ્યોના વિષયથી અલગ રહ્યો છે, તેમ બ્હેનના સાસરે જવાના કે એવા કરુણમંગલ–કરુણમધુર પ્રસંગો જે હિંદુ જીવનને કુટુંબરસમાં લીન કર છે તે પણ અહીં ઉતરવા પામ્યા નથી. એટલે અહીં ભાઇ બ્હેનને માત્ર બાલ્યકાળની નિર્દોષ ઊર્મિઓમાં કે મૃત્યુ–સ્વર્ગ મોક્ષના તરંગોમાં જ ઊડવાનું રહે છે. આમ છતાં, મૃત્યુને સ્પર્શતા કાવ્યોમાં કલ્પનાનાં ઊંચાં ઉડ્ડયનો છે, છતાં એકંદર, આ બ્હેન ભાઇનાં કાવ્યો આપણા સાહિત્યમાં નવાં હોવા છતાં, કાવ્યોમાં રસવૈવિધ્ય ઓછું લાગે છે.

કાવ્યોને જેમ મૃત્યુનો વિષય ગંભીરતા આપે છે તેમ ક્યાંક પ્રકૃતિવર્ણનો પણ વૈવિધ્ય આપે છે. આવાં કાવ્યોમાં કંચનજંઘા મુખ્ય ગણાય.

## *પુસ્તકપરિચય

ઉઘડયું પરભાતનું સોણલું
સ્રગધરના દ્રગ બે નમા કરે;
જગતનું કહુકે પરભાતિયું.
સભર 'ધારા' નવેસરથી ધરે,
ગહન વિશ્વ તણો બની શ્વાસ ને
અનિલ પ્રાણરૂપે ભડકી રહે,
મધુર મંજુલ એ રચી રાસ ને
અકળ કાળ તણા ઉદરે ફરે.
ગહન મંત્ર હિમાલય શૃંગનો
અખિલ વિશ્વ તણા અણુ અંતરે
દઈ, હિલોળ ઝીલી તરુવૃન્દનો
નીરવ બ્રહ્મ સજીવન એ કહે.
ઉકલતા મુજ જીવન સોણલાં
શબદ મંગળ હું સમરું હતા.

રચનાકૌશલ્ય, છન્દ ઉપરનું પ્રભુત્વ, પ્રાસોનું વૈવિધ્ય બતાવવા અનેક પંક્તિઓ ઉતારી શકાય પણ, કાળને પેલે પાર રહેતી દરેક બહેન પોતાના વીરને કેવો થવા ઈચ્છે છે તેની છ જ પંક્તિઓ આપી આ પૂરું કરીશું.

અમર ભવ્ય ભવિષ્ય તું દોર ને
નવયુગો રચવા કટિબદ્ધ થા,
સહજ નિર્મળ દિવ્ય પ્રકાશને
કદી ય થાય ન જે ભૂતની કથા.
તુજ મહીં જીવવા નવચેતને
જગત સ્તબ્ધ બની નીરખે તને.

આ કાવ્યોના એક લક્ષણ તરફ વાચકોનું ધ્યાન ખેંચવું જરૂરનું ધારીએ છીએ. ભાઈ બહેનની વાર્તાઓ, કાવ્યો, અને તખ્તા પરના પ્રયોગોમાં ઘણીવાર ભાઈબહેન વચ્ચેના અનુભાવોમાં પતિપત્નીનો ભાવ સરકી જતો જણાય છે આ કાવ્યોમાં ક્યાંઇ એમ નથી થતું. એ ભાવશુદ્ધિ માટે લેખકને અભિનંદન ઘટે છે.

## રોજનીશી

૨૬-૧૨-૩૩ : મુંબઈમાં ડૉ. અન્સારીના પ્રમુખપદે અખિલ હિંદ તબિબી પરિષદ; નાકરની ચળવળ ચલાવવાના આક્ષેપને પંડિત જવાહરલાલે કરેલો ઇન્કાર; મદ્રાસમાં મી. જે. એન. બસુના પ્રમુખપદે રાષ્ટ્રીય લિબરલ ફેડરેશનની ૧૫મી બેઠક.

૨૭-૧૨-૩૩ : શ્રી. મણીલાલ કોઠારીને જામનગરમાં જતાં થયેલી અટકાયત; કલકત્તામાં શેઠ અબ્દુલ કાદરના પ્રમુખપદે સ્ત્રી પરિષદનું આઠમું અધિવેશન; અલ્હાબાદમાં અખિલ હિંદ સ્કાઉટ્સ સંમેલન; અલ્હાબાદમાં નાકરની લડતના સંબંધમાં બે મહાસભાવાદી કાર્યકર્તાઓની ધરપકડ; હિંદી વિમાની મનમોહનસિંગે પોતાના ગૂમ થવા વિષે બહાર પાડેલો ખુલાસો; વડોદરામાં શ્રી. કે. પી. જયસ્વાલના પ્રમુખપદે હિંદી પુરાતત્ત્વ પરિષદની સાતમી બેઠક; ગાંધીજીએ વાંગલાપુડી તથા સીધાનગરમમાં હરિજનો માટે ખુલ્લાં મૂકેલાં હિંદુ મંદિરો.

૨૮-૧૨-૩૩ : નવી જકાત મુલતવી રાખવા માટે હિંદી સરકારને અરજ કરવાની જાપાનીઝ પ્રતિનિધિ મંડળને સૂચના આપતો જાપાની સરકારનો નિર્ણય; નેલોરમાં ગાંધીજીને મળેલાં માનપત્રો તથા નાણાંની થેલીઓ; અલ્હાબાદના પ્રાંતિક કિસાન સંઘના મંત્રીની ધરપકડ; અમેરિકામાં પ્રમુખ રૂઝવેલ્ટે સોનું સંઘરવાની કરેલી મનાઈ.

૨૯-૧૨-૩૩ : મુંબઈમાં સર લલ્લુભાઈ શામળદાસના પ્રમુખપદે પ્રથમ અખિલ હિંદ સ્વદેશી કાર્યકર્તાઓની પરિષદ; કલકત્તામાં રામમોહનરાય શતાબ્દી સમારંભ; મુંબઈમાં શ્રી. પાંડેના પ્રમુખપદે અખિલ હિંદ વર્ણાશ્રમ સ્વરાજ સંઘની ૬ઠ્ઠી બેઠક; પોતે ૧૯૩૦ના નવેમ્બરથી પેન્શન સ્વીકારે છે એવી મૌ. શૌકતઅલિએ છાપાના પ્રતિનિધિને જણાવેલી વીગત; હંગરીના વડા પ્રધાનનું ખૂન-જાહેર થયેલો લશ્કરી કાયદો; આનકપાલીમાં ગાંધીજીને માનપત્રો અને નાણાંની થેલીઓ.

૩૦-૧૨-૩૩ : મદ્રાસમાં શ્રી. જી. કે. દેવધરના પ્રમુખપદે મળેલી હિંદી રાષ્ટ્રીય સામાજિક પરિષદ; બાળલગ્ન અટકાવા માટે બારડોલીમાં સ્થપાયેલું શારદા એક્ટ સહાયક મંડળ.

૩૧-૧૨-૩૩ : લાઠીમાં સર પ્રભાશંકર પટ્ટણીના હાથે ખુલ્લું મુકાયેલું કલા પ્રદર્શન; લાઠીમાં શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીના પ્રમુખપદે ગુજરાતી સાહિત્ય સંમેલનની ૧૧મી બેઠક.

૧—૧—૩૪ : સીતાપુર જિલ્લાના ગાંધી આશ્રમમાં બૉંબનો ધડાકો-ચારની ધરપકડ; પુનાની પોલીસ ચોકી ઉપર બૉંબ ફેંકાવા સંબંધમાં 'સકાળ'ના બે રીપોર્ટરની ધરપકડ; દશ મહાસભાવાદીઓ ગિરફતાર; તિરૂપતીમાં ગાંધીજીની પ્રવૃત્તિ.

૨—૧—૩૪ : લાઠીમાં શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કલાપી મંદિરનો નાંખેલો પાયો.

૩—૧—૩૪ : દેવાસના ધર્મ મંદિરો વિષે હિંદી સરકારે બહાર પાડેલી યાદી; મુલ્તાન સેન્ટ્રલ જેલમાંથી શ્રી. દેવીદાસ ગાંધીનો છુટકારો; જાપાનીઝ પ્રતિનિધિ મંડળે હિંદી પ્રતિનિધિ મંડળની શરતો કબૂલ રાખ્યાની બહાર આવેલી વીગત; હીલી સ્ટેશન ધાડ કેસનો ચૂકાદો.

૪—૧—૩૪ : જામનગરથી શ્રી. લવણપ્રસાદના છૂટકારાને શ્રી મણીલાલ કોઠારીને તાર; મુંબઈ યુનિવર્સિટીની સેનેટમાં શ્રી બળવંતરાય ઠાકોરની ચૂંટણી; અમદાવાદમાં શ્રી કાકા સાહેબ કાલેલકર અને તેમના બે વિદ્યાર્થીઓની ધરપકડ અને છૂટકારો; મુંબઈમાં સભા સરઘસના પ્રતિબંધની મુદતમાં બે માસનો વધારો; શ્રી એમ એ. ઝીણા મુંબઈમાં.

૫—૧—૩૪ : હિંદ જાપાન કરારને વખોડી કાઢતું શેઠ જમનાલાલનું નિવેદન, ધાર્મિક લાગણી દુઃખવવાના આરોપસર 'રીઝન'ના અધિપતિની ધરપકડ.

૬—૧—૩૪ : બહાર પડેલો હિંદ જાપાન વેપારી કરાર; અમદાવાદમાં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલના આચાર્યો શ્રી. જીવણલાલ હરિપ્રસાદ દીવાન અને શ્રી બળવંતરાય પરમોદરાય ઠાકોરને શાળાના રજતમહોત્સવ અંગે વિદ્યાર્થીઓ તથા શિક્ષકો તરફથી માનપત્રો અને નાણાં થેલીઓ આપવાનો ભવ્ય સમારંભ

૭—૧—૩૪ : ચિતાગાંગમાં યુરોપિયનો ઉપર બોમ્બ-પોલીસસુપ્રિન્ટેન્ડેન્ટને થયેલી ઈજા-હુમલો કરનારાઓમાંથી એકનું મરણ, બે ઘાયલ તથા ચોથાની ધરપકડ.

૮—૧—૩૪ : દેવાસના મહારાજાની ઉપવાસને અંગે ચિંતાજનક થયેલી તબિયત; અમદાવાદની મ્યુનિસિપલ બોર્ડનો પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારમાં કાપ નહિ મૂકવાનો ઠરાવ; દેવાસના મહારાજાએ પોતાના ઉપવાસના સંબંધમાં વાઇસરૉયને કરેલો તાર; કલકત્તામાં એસોસિયેટેડ ચેમ્બર ઑફ કૉમર્સની વાર્ષિક સભામાં ના. વાઈસરૉયનું ભાષણ; પં. જવાહરલાલની માતા તથા પત્નીની નબળી તબિયતની બહાર આવેલી હકીકત.

૯—૧—૩૪ : અજમેરમાં હિંદુ મુસ્લીમ રમખાણ-૧૦ હિંદુઓને ઈજા-૩૩ મુસ્લીમોની ધરપકડ; "બોમ્બે ક્રોનિકલ" વાળા શ્રી. ગદ્રેને નવ માસની સખ્ત કેદની સજા; અમદાવાદ શાહીબાગમાં ઉત્તર વિભાગના કમિશ્નરે ગુજરાતના સરદારોનો ભરેલો દરબાર, કપુરથલા નરેશ પાસે હિંદુઓએ પ્રતિનિધિઓ મારફત માગેલા સુધારા; બેંગ્લોરમાં ગાંધીજી સમક્ષ અમદાવાદના મજુરમહાજન અને મિલમાલીકોના પંચોની ચર્ચા.

૧૦-૧—૩૪ : મુંબઈની ઈસ્ટ ઇન્ડીઆ કોટન એસોસિયેસન સામે રૂ ૧૦ લાખનો દાવો; હિંદી આર્થિક તપાસ માટે લંડનના બે અર્થશાસ્ત્રીઓ સાથે ડૉ. ઘોષ અને પ્રો. થોમસનની નિમણૂક; ચિતાગોંગમાં બહાર પડેલો મનાઈહુકમ, મલબાર જિલ્લામાં ગાંધીજીનો પ્રવાસ-માનપત્રો તથા નાણાં થેલીઓ.

૧૧-૧—૩૪ : મરાઠી દૈનિક પત્ર "પ્રભાત" પાસે મંગાયેલી રૂ ૬૦૦૦ની જામીનગીરી; "દેશપ્રિય જતીન્દ્રમોહન સેનગુપ્તા"નું પુસ્તક જપ્ત કરવાનો મુંબઈ સરકારનો હુકમ; તા ૧ લી ફેબ્રુઆરીએ શ્રી અબ્બાસ તૈયબજીની જયંતી ઉજવવા વિષે સંખ્યાબંધ આગેવાનોએ બહાર પાડેલી અપીલ.

૧૨-૧ ૩૪ : બનારસમાં વિજયનગર ટીમની એમ. સી. સી ટીમ સામે ૧૪ રને થયેલી જીત; કલકત્તા યુનિવર્સિટીને હરેન્દ્રકુમાર મુકરજીએ રૂ ૧ લાખનું કરેલું દાન; ચિતાગોંગની જેલમાં સૂર્યસેન તથા તારકેશ્વર દસ્તીદારને દેવાયેલી ફાંસી; ત્રાવણકોરની સરકારે ગાંધીજીની મુલાકાત દરમિયાન તેને અંગેના કાર્યોમાં ભાગ લેવાની સરકારી નોકરોને કરેલી મનાઈ.

૧૩-૧—૩૪ : મુંબઈમાં ઠંડીએ છેલ્લા ૮૨ વર્ષનો તોડેલો રેકર્ડ.

૧૪-૧-૩૪ : ઉપવાસ ઉપર ગયેલા દેવાસના મહારાજાની જિંદગી બચાવવા માટે દાક્તરોએ વાઈસરૉયને કરેલો તાર; ગુજરાતની સ્ત્રી સંસ્થાઓની ડીરેક્ટરી માટે "સ્ત્રીશક્તિ"ના તંત્રીએ બહાર પાડેલી અપીલ; બારડોલી તાલુકામાં પડેલા હીમથી તીસાંગ સેંતરોનો થયેલો નાશ; કાલીકટમાં ગાંધીજીને અર્પણ થયેલાં માનપત્રો.

૧૫-૧-૩૪ : હિંદભરમાં ધરતીકંપના લાગેલા સખ્ત આંચકા; સિંધના હિંદુ આગેવાન પ્રો. છબલાનીનું અવસાન; મુંબઈમાંની ફાજલભાઈ મિલોને લીકવીડેશનમાં લઈ જવાનો હુકમ; મુંબઈની ધારાસભામાં અમદાવાદના મી. ભાઈલાલ સારાભાઈની થયેલી ચૂંટણી; કલકત્તાની વડી ધારા અદાલતે દીનેશ મજમુદારને થયેલી દેહાંતદંડની સજા કાયમ રાખી; પુનાના મહાસભાવાદી નેતા શ્રી. ગાડગીલને ૬ માસની સાદી કેદની સજા; ધરતીકંપથી પટના પાસે ભયંકર ખુવારી; ધરતીકંપથી મુઝફરપુરમાં ૧૦૦૦ માણસોનાં મરણ તથા સંખ્યાબંધ મકાનોનો નાશ; ફુટપાથ ઉપર નહિ ચાલવા માટે સુરતમાં ધરપકડ અને જામીન ઉપર છુટકારો.

૧૬-૧-૩૪ : અમદાવાદમાં શ્રી. કાકાસાહેબ કાલેલકરનું 'ઇસ્લામના સાચા પ્રતિનિધિ શ્રી. અબ્બાસ સાહેબ' એ વિષય ઉપર ભાષણ; કારેલીગ પાસે વિમાનમાં ૧૦ નાં નિપજેલાં મરણ; આચાર્ય કૃપાલાનીની ફરૂકાબાદમાં ધરપકડ; મદ્રાસની જેલમાં ૨૦૦ કેદીઓ ઉપવાસ ઉપર ગયાની બહાર આવેલી હકીકત.

૧૭-૧-૩૪ : ઝેકોસ્લોવેકીઆના જોસેફ મુલર અને તેમના પત્નીને હિંદમાંથી દેશપાર કરવાનો કલકત્તાના મેજિસ્ટ્રેટનો હુકમ; નામદાર આગાખાન અને તેમનાં પત્ની અમદાવાદમાં; અમદાવાદમાં શ્રી કાકાસાહેબ કાલેલકરનું વ્યાપક સ્વદેશી વિષે વ્યાખ્યાન; કલકત્તામાં રિવોલ્વર સાથે બે બંગાળીઓની ધરપકડ; યુનીયન જેકને સલામી આપવાની ફરજ પાડવા સામે કલકત્તાની જાહેરસભાએ વિરોધ કરતો પસાર કરેલો ઠરાવ; નડિયાદ તાલુકામાં હીમથી પડેલા નુકશાનની બહાર આવેલી હકીકત; બાબુ રાજેન્દ્રપ્રસાદને છોડી મૂકવાનો નિર્ણય દર્શાવતી બિહાર અને ઓરિસાની સરકારની યાદી; હવાનામાં જાહેર થયેલો લશ્કરી કાયદો

૧૮-૧-૩૪ : ચિતાગોંગમાં મેજિસ્ટ્રેટના નવા ૭ મનાઇ હુકમો; બિહારના ગવર્નરે મુઝફરપુરની લીધેલી મુલાકાત; મુંબઇમાં સર્વપક્ષપરિષદની કારોબારી સમિતિની બેઠક; બનારસમાં પંડિત માલવિયાજીએ વાઇસરૉયની લીધેલી મુલાકાત; ધરતીકંપથી ખુવાર થયેલાઓને મદદ કરવા માટે જવાહરલાલે બહાર પાડેલી અપીલ; વિએનામાં ૧૦૦૦ નાઝીઓની ધરપકડ.

૧૯-૧-૩૪ : મુઝફરપુરમાં ૨૨૦૦ માણસોનો નાશ થયાની બહાર આવેલી હકીકત; સુરતમાં ૭૭ કલાક અને ૫ મિનિટ સુધી અલીહુસેન આદમજી શિકારી નામના વોરા યુવકે અવિરતપણે મગદળ ફેરવી સ્થાપેલો રેકોર્ડ; ધરતીકંપથી દરભંગા રાજ્યમાં ૧૦૦૦ માણસોનાં મરણ થયાની બહાર આવેલી હકીકત; હિંદમાંના ધરતીકંપને અંગે ખુવાર થયેલાંઓ માટે પેરીસમાં નીકળેલું ધરતીકંપ સંકટનિવારણ ફંડ; ધરતીકંપ રાહત ફંડમાં વાઇસરૉય તથા તેમનાં પત્નીએ ભરેલી રૂ. ૫૦૦૦ની રકમ—આ ફંડમાં શહેનશાહે ભરેલા પૌં. ૧૦૦ તથા શહેનશાહ બાનુએ ભરેલા પૌં. ૫૦; ધરતીકંપથી બિહાર ઓરિસામાં જાનમાલની ભારે ખુવારી.

૨૦-૧-૩૪ : દાર્જીલિંગમાં ૮૧ સેકંડ સુધી ધરતીકંપ; પટનામાં આઠ સેકંડ સુધી ધરતીકંપ; હિંદના દિવસે ધરતીકંપથી ખુવાર થયેલાંઓને મદદ કરવાની બહાર પડેલી અપીલમાં રૂ ૧૩૦૦૦ ભરાયા છે એવી મૌ. અબુલકલામ આઝાદે બહાર પાડેલી હકીકત; શ્રી. સરોજિની નાયડુ, શ્રી નરિમાન તથા મુંબઈના ગવર્નરે ધરતીકંપથી ખુવાર થયેલાંઓને મદદ કરવા માટે બહાર પાડેલી અપીલો; ધરતીકંપ સંકટનિવારણ ફંડમાં રેડક્રોસ સોસાઇટીએ ભરેલા રૂ. ૫૦૦૦; ચિતાગોંગના શહેરીઓની જાહેર સભામાં મેજિસ્ટ્રેટે મનાઇહુકમોનો સમજાવેલો અર્થ; ચિતાગોંગમાં રસ્તે જનારાઓની લેવાએલી જડતીઓ–બંધ રહેલી સરસ્વતી પૂજા.

૨૧-૧-૩૪ : અમદાવાદમાં મ્યુ પ્રમુખ શ્રી.બળવંતરાય પરમોદરાય ઠાકોરે સર્જિકલ નર્સિંગ હોમ ખુલ્લું મૂકવાની કરેલી ક્રિયા; ધરતીકંપથી થયેલી ખુવારી વિષે બિહાર સરકારની યાદી; બિહારમા થયેલા ધરતીકંપ વિષે બાબુ રાજેન્દ્રપ્રસાદનો ગાંધીજી ઉપર તાર; શ્રી. નલિનરંજન સરકારના પ્રમુખપદે કલકત્તામાં મળેલી જાહેર સભાએ દેશના મીઠાના ઉદ્યોગના લાભમા રક્ષણની નીતિ ચાલુ રાખવા માટે સરકારને આગ્રહ કરવાનો કરેલો ઠરાવ.

૨૨-૧-૩૪ : શ્રી બળવંતરાય ઠાકોરના પ્રમુખપદે અમદાવાદના શહેરીઓની મળેલી જાહેર સભા; ધરતીકંપના સંકટમા સપડાયેલા તરફ દિલસોજી દર્શાવતો તથા તેમને મદદ કરવા માટે ફંડ એકઠું કરવાનો કરેલો ઠરાવ–ફંડમા રૂ. ૨૫૦૦૦ એકઠા થયાની કરવામાં આવેલી જાહેરાત; મુઝફરપુરમા ત્રીજી વખત ધરતીકંપ; હિંદમાં થયેલા ધરતીકંપથી થયેલી ખુવારી માટે પ્રજાસંઘે જીનિવાથી હિંદી વજીરને કરેલો તાર; અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ધરતીકંપથી ખુવાર થયેલાઓ તરફ દિલસોજી દર્શાવતો કરેલો ઠરાવ; બિહારના સંકટગ્રસ્તોને મદદ કરવાને માટે શ્રી ભુલાભાઈ દેસાઇએ ભરેલા રૂ. ૫૦૦૦–મુંબઇની બ્રોકર્સ એસોસિયેશને ભરેલા રૂ. ૧૦,૦૦૦; મુંબઇના રૂના દલાલોએ ભરેલા રૂ. ૨૦,૦૦૦; ધરતીકંપથી નેપાલમા ત્રણ ગામોનાં બધા મકાનો તથા રેલવેની ભારે ખાનાખરાબીની બહાર આવેલી વીગત; પટનામાં ધરતીકંપનો આંચકો, નેપાલમા ચારે બાજુથી વહેવાર તૂટી ગયાની, હજારોના મરણ થયાની અને સુંપ્યાબંધને હાનિ થયાની બહાર આવેલી હકીકત.

૨૩-૧-૩૪ : શ્રી. અબ્બાસ તૈયબજીને ૮૦ વર્ષ પૂરા થયા તે નિમિત્તે ગાંધીજીનો બહાર આવેલો સંદેશો; બિહાર ઓરિસા સંકટનિવારણ ફંડમા અમદાવાદના ૨ બજાર મહાજને ભરેલા રૂ. ૮૫૦૦; મુંબઈ સરકારના કેળવણીખાતાના માજી પ્રધાન દી. બા. હરિલાલ દેસાઇભાઈ દેસાઈનું હૃદય બંધ પડવાથી અમદાવાદમા અવસાન.




ને જ પાળો, પોષો અને ઉછેરો—

# ટૉલસ્ટૉય ગ્રન્થાવલિ

## લવાજમ

§ આ ગ્રન્થાવલિના પુસ્તકો ગ્રન્થાવલિના ગ્રાહકોને પોણી કિંમતે આપવામા આવશે, બહારગામ ટપાલમા મોકલવાનો ખર્ચ ગ્રાહકને શિર રહેશે

§ ગ્રાહક થનારે બે વર્ષના રૂ ૧૦ ઉપરાત પ્રાવેશિક ફીનો રૂ ૧ મળી રૂ. ૧૧ મોકલી આપના અધવચ્ચે ગ્રાહક તરીકે બંધ થનારને પ્રાવેશિક ફીનો રૂપિયો એક પાછો નહિ મળે

## પ્રસિદ્ધ થએલાં પુસ્તકો

(૧) પ્રેમનો દંભ [ બીજી આવૃત્તિ ] (૨) સ્ત્રી અને પુરુષ [ પુનર્મુદ્રણ ] (૩) કથાવલિ (૪) નવો અવતાર ભા ૧ (૫) નવો અવતાર ભા ૨

**નવો અવતાર' ભાગ ત્રીજો ટૂંક સમયમાં બહાર પડશે**

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ**

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ માઘ : ૧૯૯૦ અંક ૪



લવાજમઃ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂા ૬ા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશકઃરણછોડજી કેસુરભાઈ મીસ્ત્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામેઃ ખમાસાચોકીઃઅમદાવાદ
મુદ્રકઃમૂળચંદભાઈ ત્રિકમલાલ-પટેલઃ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસઃ પાનકોરનાકાઃ અમદાવાદ તા-૧-૨-૩૪

પ્રસ્થાન કાર્યાલય [ સુરત શાખા ] પ્રતાપ પ્રેસ : સુરત

ચૈત્ર અંક પછી જેમનું લવાજમ પૂરું થાય છે એવા

# ગ્રાહકોને સૂચના

(૧) **તમારું** લવાજમ ચૈત્રના અંક પછી પૂરું થાય છે તો નવા વર્ષનું લવાજમ રૂ. ૫) [પરદેશના રૂ. ૭ાા અથવા શિલિંગ ૧૨] ચૈત્ર વદ ૭ તા. ૬–૪–૩૪ સુધીમાં મ ઓ. થી મોકલી આપશો.

(૨) ત્યાં સુધીમાં જેમનું લવાજમ નહિ મળી જાય તેમને ચૈત્રનો અંક રૂ. ૫–૪–૦ ના વી. પી. થી રવાના થશે, જે સ્વીકારવા વિનંતિ છે.

(૩) **જેમને** આવતા વર્ષે ગ્રાહક ન રહેવું હોય તેમણે ચૈત્ર સુદ ૧૫ તા. ૩૧–૩–૩૪ સુધીમા તે રીતે લખી જણાવવું જેથી તેમને વી. પી. ન કરતાં સાદા બૂક–પોસ્ટથી તે અંક મોકલાશે. પણ જેઓ આ બાબતની ખબર નહિ આપશે તેમને ચૈત્રનો અંક વી. પી. થી મોકલાશે અને વી. પી. પાછું વાળશે તો વી. પી. ખર્ચના ૦–૪–૦ વસુલ કર્યા પછી જ એ અંક મોકલાશે.

(૪) **અમદાવાદ** શહેરના ગ્રાહકોએ પોતાનુ લવાજમ કાર્યાલયમાં ઉપરની તારીખ સુધીમાં ૧૧ થી ૫ ની અંદર (રવિવાર સિવાય) ભરી જવું.

(૫) **પરદેશમાં** વી. પી. થતાં નથી એટલે પરદેશના ગ્રાહકોને તેમનું લવાજમ મ. ઓ. થી યા પોસ્ટલ ઓર્ડરથી મોકલવા વિનંતિ છે.

વ્યવસ્થાપક

**પ્રસ્થાન**

પુરોહિત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ : અમદાવાદ

સ્વદેશી

સસ્તી

સરસ




# "નેરોલ"ની

લંગરમાર્કા બ્લ્યુ બ્લેક

શાહી

બાટલા તથા ખડીઆ

"હાલ આપણા દેશમાં શાહી, શીસાપેન વગેરે વસ્તુઓ પેદા થાય છે. વિચારવાન એવી વસ્તુઓની શોધખોળ કરી અને ત્યાં સુધી દેશમાં બનેલી જ વસ્તુ વાપરે"
મહાત્મા ગાંધી.
નવજીવનતા.૧૨-૫-૨૯

સ્વદેશીમાં પણ સારા માલની કદર કરી તેને કાયમ માટે પકડી લેવો એ દેશના ઉદ્યોગને ખાસ રક્ષણ આપવા સમાન છે. નેરોલની શાહી આજ દશ વર્ષ થયાં અનેક મ્યુનિસિપલ ઑફિસો, મિલો, બેન્કો, જાહેર સંસ્થાઓ, છાપખાનાંઓ, દુકાનો તેમ જ શાળાઓમાં સંતોષપૂર્વક વપરાય છે. અમરેલીના મ્યુ. કોન્ટ્રેકટર શેઠ ત્રિભોવનદાસ વિઠ્ઠલદાસ જેઓ છેલ્લાં દશ વર્ષથી નેરોલની શાહી મ્યુનિસિપલ ઑફિસને સપ્લાઇ કરે છે, તેમનો ઓર્ડર તેમના જ દસ્તાક્ષરમાં છપાયેલો વાંચવાથી ખાત્રી થશે.

INDIA

POST CARD

WRITING SPACE

ADDRESS ONLY




અમદાવાદ

ધી નેરોલ એજન્સી :

શાહીવાળા

Ahmedabad

આ ઉપરાંત અમદાવાદમાં નવજીવન પ્રેસ ઑફિસ, વનિતાવિશ્રામ ઑફિસ તથા સરભાઇ ઑફિસ, મિલો, છાપખાનાંઓ તેમ જ પરચૂરણ દુકાનોમાં લાંબો વખત થયાં નેરોલની શાહી વપરાય છે. એક વખત અવશ્ય વાપરી ખાત્રી કરવા વિનંતિ છે. તમારા સ્ટેશનર પાસે નેરોલની શાહી માગો અથવા લખોઃ—

**ધી નેરોલ એજન્સી :** રાયપુર દરવાજા : **અમદાવાદ**

બ્લ્યુ બ્લેક, લાલ, તેમ જ રબ્બર સ્ટેમ્પની શાહી બનાવનાર મશહૂર કારખાનું

## :: લવાજમ ::

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | રૂ ૫-૦-૦ |
| ટૉલસ્ટૉય ગ્રન્થાવલિ | રૂ ૬-૦-૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | રૂ ૨-૦-૦ |
| બ્હદ ગ્રન્થાવલિ | છૂટક |
| દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળા | છૂટક |

પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ


અમદાવાદમાં
સ્થાયી સ્વદેશી બજાર
ગાંધીરોડ અને માણેકચોક
આપણા ઘરની દુકાન
પાડાપોળ સામે : ગાંધીરોડ
અમદાવાદ સ્વદેશી
મ્યૂઝિયમ
કુઆરા સામે : ગાંધીરોડ
સ્વદેશી
વૃક્ષો
ને જ પાળો, પોષો અને ઉછેરો—

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૭ ફાલ્ગુન : ૧૯૯૦ અંક ૫

# સમીક્ષા*

૧

જેને આપણે અચેતન કહીએ છીએ એવા ભૌતિક પદાર્થોનું જીવન કેવું હોય છે તે આપણે જાણતા નથી. સચેતન પ્રાણીઓને સુખદુઃખ થયે તેમના શરીરમાં જે ફેરફાર અથવા વિકૃતિ થાય છે તેવી જ વિકૃતિ જડ ગણાતા પદાર્થોમાં પણ કાંઈક અંશે જોવામાં આવે છે. હવે એ કેવળ બાહ્ય વિકૃતિ છે કે અંદરથી, એ પદાર્થોને સુખદુઃખનો અને લાગણીઓનો અનુભવ છે, એ નિશ્ચયપૂર્વક કોણ કહી શકે ? માણસ અને પશુપક્ષી કે કૃમિકીટને જેવાં સુખદુઃખ દેખાઈ આવે છે તેવાં વનસ્પતિમાં નથી દેખાતાં. પણ મનુ ભગવાન જેવા આદ્ય ઋષિઓએ કલ્પના કરી છે કે વૃક્ષ-વનસ્પતિ આદિને બહારથી વ્યક્ત થનારી એવી સંજ્ઞા અંદરથી હોય છે. જગદીશચંદ્ર વસુના પ્રયોગો વિષે જાણ્યા પછી મનુની કલ્પના સાચી હશે એમ આપણને લાગ્યા વગર રહેતું નથી. માણસમાં સુખદુઃખની ભાવના તેમ જ ઇષ્ટ-અનિષ્ટની લાગણી હોય જ છે. પશુપક્ષીઓ અને કૃમિકીટોમાં પણ તે દેખાઈ આવે છે. વૃક્ષ, વનસ્પતિ અને ઔષધીમાં તે હોવાનું અનુમાન થાય છે, તો જડ ગણાતા પદાર્થમાં પણ હોવાનો સંભવ હોવો જોઈએ એમ કલ્પના દોડે છે. અને તેથી अचैतन्यं न विद्यते એ વચન અક્ષરશઃ સાચું હોવાનો વિશ્વાસ બેસે છે.

૨

સૃષ્ટ પદાર્થોમાં જેટલે અંશે જડતા છે તેટલે અંશે તેનું શાસ્ત્ર બનાવવું શક્ય જણાય છે. જે અંશ ચૈતન્યરૂપ ગણાય છે તેનું શાસ્ત્ર બનાવતાં ઘણી મુશ્કેલીઓ અનુભવાય છે. છતાં ચૈતન્યનું શાસ્ત્ર બનાવવાના પ્રયત્નમાંથી જ્ઞાનની સીમા જેટલી વ્યાપક થઈ છે તેટલી ભૌતિક બાજુના અધ્યયનથી નથી થઈ. આજ સુધી ભૌતિક પ્રયોગો નિશ્ચયાત્મક-શંકાતીત જણાયા, તે ઉપરથી ભૌતિક સત્યતા એ જ નિરાબાધ સત્ય છે, ભૌતિક પુરાવો એ જ એક તૃપ્તિકર પુરાવો છે એમ મનાયું અને તેથી ભૌતિક જગતના સિદ્ધાંતો ચૈતન્ય જગતમાં લાગુ પાડી ગણિત કે ગતિશાસ્ત્રથી જે ભૌતિક ઘટનાઓ સિદ્ધ થાય, પદાર્થવિજ્ઞાનના સિદ્ધાંતોથી જે રસાયણશાસ્ત્ર સિદ્ધ થાય, રસાયનશાસ્ત્ર દ્વારા જે વનસ્પતિશાસ્ત્ર બંધ બેસાડી શકાય, વનસ્પતિશાસ્ત્ર જે પ્રાણીશાસ્ત્રનો ઉકેલ

* તાજેતરમા જ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ તરફની સરસ્વતી ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થનાર પુસ્તક ' જીવન-ચર્યા 'ને ઉઘાડનાર પ્રથમ લેખ.

આણે, પ્રાણીશાસ્ત્રમાંથી જે માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર ઉપજાવી શકાય તો આપણે જ્ઞાન સહેલું કર્યું, એનો પાયો મજબૂત કર્યો એમ માણસને થાય છે. અધ્યાત્મશાસ્ત્રને પછી નોખું સ્થાન આપવાપણું પણ રહે નહિ. સ્થૂળમાંથી જો સૂક્ષ્મ ફલિત થયું તો કશી મૂંઝવણ રહે નહિ એ જાતની માન્યતા સર્વત્ર દેખાય છે.

ખરું જોતાં વિરુદ્ધ દિશાએ પ્રયત્ન કરવો જોઈએ. ચૈતન્યતત્ત્વનો આપણને અંદરથી અનુભવ છે, એનો વ્યાપાર આપણા જીવનમાં પ્રત્યક્ષ છે એ ચૈતન્યતત્ત્વનો વિશેષ અભ્યાસ, એનું નિરીક્ષણ-પરીક્ષણ જો ઉત્કટતાથી થાય તો એને વિષે આપણને અદ્ભુત જ્ઞાન મળવું જોઈએ.

સંભવ છે કે આપણને એ પ્રયોગપદ્ધતિથી નહિ મળે પણ યોગપદ્ધતિથી મળે. વિજ્ઞાનના માર્ગ કરતાં ધ્યાનમાર્ગ ત્યાં વધારે કામ આવતો હશે. માણસમાં જે ચૈતન્ય પ્રગટ છે તે જ ઉતરતી કોટિઓમાં પણ સૂક્ષ્મ રૂપે છે કે નહિ એ ત્યારપછી તપાસવું જોઈએ, અને આમ નજીકના સ્પષ્ટ અને અનુભૂત એવા ચૈતન્યના રૂપ-લક્ષણ-સ્વભાવના સિદ્ધાંતો પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, રસાયન, પદાર્થવિજ્ઞાન અને જ્યોતિષ સુધી લઈ જઈએ તો જ્ઞાનનો વિસ્તાર જુદી જ રીતે અકલ્પિત હદ સુધી પહોંચે. આમાં જ્ઞાનસાધનાનું આખું મંડાણ જ ફેરવવું પડશે. નિરીક્ષણ-પરીક્ષણ-પ્રયોગનાં સાધનો જેમ આપણે સૂક્ષ્માતિસૂક્ષ્મ કરીએ છીએ અને ભૌતિક ઘટનાના જ્ઞાનક્ષેત્રમાં નવા નવા વિજયો મેળવીએ છીએ તેવી જ રીતે માણસનાં અંદરનાં ઓજારો, મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત આદિ અંતઃકરણ રૂપ સાધનો જો આપણે શુદ્ધાતિશુદ્ધ કરીએ તો જ્ઞાનની બીજી અને સમર્થ બાજુ ઉઘડશે અને વધશે. એ દિશાએ ચોક્કસ પ્રયત્નો થયા હતા પણ તે ભૂલાયા છે. એને વિષે આજે જે કંઈ નોંધો મળે છે તેમાંની ઘણી તો તે તે ક્ષેત્ર ભૂલાયા પછી પાછળના લોકોએ અનુમાન અને કલ્પના દોડાવી લખી કાઢી હોવાનો સંભવ છે. તેથી તે ક્ષેત્રમાં આમૂલાગ્ર નવેસર પ્રયત્ન કરવાંના રહેશે.

આ અંતઃસાધનશુદ્ધિ તે તપ છે.

૩

પ્રાચીન કાળમાં કવિ શબ્દનો અર્થ જુદો હતો. આજનો અર્થ જુદો છે. આજે કવિનું કાર્ય કલ્પનાઓ દોડાવવાનું અને સૂક્ષ્મજટિલ ભાવોનું ખરુંખોટું પૃથક્કરણ કરી તે રોચક રૂપમાં વ્યક્ત કરવાનું છે. માણસના અનુભવો, એની શંકાઓ અને બીકો, એની આશાઓ ને આકાંક્ષાઓ, એની વાસનાઓ અને મુરાદો શબ્દગદ્ય કરી અથવા બીજી રીતે વ્યક્ત કરી સર્વગ્રાહ્ય બનાવવી એ કવિનું આજનું ક્ષેત્ર છે. આ બધા જીવનવિભાગોમાં જેટલી અવ્યવસ્થા અને બેજવાબદારી હોય તેટલી કવિનાં કાર્યોમાં દેખાઈ આવે છે. કવિ શાસ્ત્રશુદ્ધ વિચાર કરવાને બંધાયેલો નથી, કવિને તે તે ક્ષણે જે કંઈ સત્ય અથવા સત્યકલ્પ જણાય તે તેવા જ રૂપમાં ને પ્રગટ કરવાનો. આ દૃષ્ટિએ કવિના ઉદ્ગારો એ તત્ત્વજ્ઞાનનો કાચો માલ છે. અર્થાત્ પ્રદેશમાં શોધ કરવા નીકળેલા કોલંબસોને ખાત્રી નથી હોતી કે કેવા પ્રકારનો જેરો મળવાનો છે. હિંદુસ્તાન શોધવા જતાં અમેરિકા હાથ આવવાનું અને એ જ ભારતભૂમિ છે એવી સમજણ થવાની. દુનિયાનાં જ્ઞાન, અનુભવ કે શ્રદ્ધા સાથે પોતાના ઉદ્ગારોનો મેળ ખાવો જોઈએ એમ કવિઓએ નથી સ્વીકાર્યું પોતાના જ ભિન્નભિન્ન સમયના અને ભિન્ન ભિન્ન

વૃત્તિના ઉદ્‌ગારો વચ્ચે મેળ હોવો જોઈએ એમ પણ કવિઓને લાગતું નથી. કવિના કલ્પનાવિહારમાં જો યદૃચ્છાએ જીવનઉપાસના આવી ગઈ અને એને પરિણામે જો એના ઉદ્‌ગારોમાં સળંગસૂત્રતા જડી આવે તો કવિને તે અનિષ્ટ નથી. સાનંદાશ્ચર્યથી તે એ વધાવી પણ લેશે. જો કશો મેળ ન ખાય તોયે એને એની ક્ષતિ નથી. "Do I contradict *myself ? Well, then I contradict myself. I contain multitudes,"* એમ કહી કવિ છટકી જશે "સમાજમાં જો વિચારોનું અને સિદ્ધાંતોનું અરાજક ચાલે છે તો એક ભેજામાં તે ચાલે એની તકરાર શી ? રાજાને જેમ અનેક સલાહકાર હોય છે, રાજ્યતંત્રમાં જેમ અનેક પક્ષો હોય છે, વર્ષમાં જેમ અનેક ઋતુઓ હોય છે તેમ માણસમાં એના જીવનનો કબજો લેનાર અનેક વસ્તુઓ હોય છે. ઇંદ્રિયોનું વલણ, જાતજાતની વાસનાઓ, કલ્પનાઓ, અનુભવો, અતૃપ્ત જીવનપ્રયોગો, નવીજૂની નિષ્ઠાઓ અને વહેમો, બધા જ મળીને ચૂંટણીની ઉમેદવારી કરવાના. એમાં મેળની અપેક્ષા શી ?

આવા કાવ્યવિહારમાં જવાબદારીની અપેક્ષા ભલે ન હોય પણ પારમાર્થિકતા—સીરિયનેસ-ની અપેક્ષા પૂરેપૂરી હોય છે. એમાં દંભ, કૃત્રિમતા, ઇરાદન જુઠાણું ઇત્યાદિ ન જ આવવું જોઈએ. Logical Consisteney ભલે ન હોય પણ Psychological integrity હોવી જ જોઈએ. કવિ નિરંકુશ ખરો એટલે બાહ્ય અંકુશ નહિ સ્વીકારે પણ એનો પોતાનો અંદરનો સ્વયંભૂ અંકુશ એ ન જ ફગાવી શકે. તેમ કરવા જાય તો એ કવિ મટશે.

કવિનું જીવન શાસ્ત્રશુદ્ધ કે સ્મૃતિશુદ્ધ ભલે ન હોય પણ એ ઊંડું, પારમાર્થિક અને વીર્યવત્તર હોવું જ જોઈએ. કવિ પોતાના જીવનમાં બાહ્ય નિયમન ભલે ન સ્વીકારે પણ એ જ કારણે એનું જીવન એટલું તો આર્ય, વિશુદ્ધ અને રહસ્યમય હોવું જોઈએ કે એના જીવનમાંથી અસંખ્ય લોકોને જીવનનો આદર્શ અને આદર્શજીવનનો ગજ મળવાં જોઈએ. કવિમાં જો જીવનદારિદ્ર્ય વ્યાપેલું હોય તો એનો કલ્પનાવૈભવ, એની શબ્દસમૃદ્ધિ, અને એનો ગગનવિહાર શા કામનાં ? એ બધાં જેમ જેમ વધે તેમ તેમ એનું જીવન વધારે ફીકું, વધારે ખોરું અને તિરસ્કરણીય થવાનું. કવિ કરતાં કવિનું કાવ્ય વધારે ભવ્ય હોવાનો સંભવ હોય છે ખરો પણ એનું જીવન એના કાવ્યને કંઈક તોલે આવે એવું તો હોવું જ જોઈએ. કાવ્યને પડખે બેસતાં કવિને શરમ ન જણાવી જોઈએ અથવા એને નફટાઈ કેળવવી ન પડવી જોઈએ.

## ૪

તત્ત્વજ્ઞાનીઓ એક જાતના કવિઓ જ હોય છે. એમનામાં પણ કલ્પનાની, બુદ્ધિની અને તત્ત્વદર્શનની ઝળુક તો હોવી જ જોઈએ. પણ તત્ત્વજ્ઞાનીએ બીજાં એક બે બંધનો સ્વીકારેલાં હોય છે. એ જે બોલે છે તેની અંદર પરસ્પર મેળ હોવો જોઈએ, તર્કશુદ્ધિ હોવી જોઈએ, સાંગોપાંગ વિવેચનની પૂર્ણતા હોવી જોઈએ. એ જે કંઈ વિધાનો કરે તેમાંથી ઊઠતા સવાલોનો ઉકેલ એની પાસે હોવો જોઈએ. પોતાનું જીવનદર્શન સંપૂર્ણ છે, સુસંગત છે એમ એણે સિદ્ધ કરવું જોઈએ. પોતાની વાતો દરેકને ગળે પૂરેપૂરી અને સરખી રીતે ઉતારવાની એની તૈયારી હોવી જોઈએ. ગમે તે ક્ષેત્રમાં વિહાર કરે તોયે આખરે એ બુદ્ધિનો બંદો છે, યુક્તિ ( Reasoning )નો ઉપાસક છે. અને બુદ્ધિનો તો દાવો છે કે એની વાતો

હંમેશાં એકસરખી હોય છે, સાર્વભૌમ હોય છે, એની અપીલ વિશ્વજનીન હોય છે. તત્ત્વજ્ઞાનમાં ધર્મ કરતાંયે વધારે પંથો પડ્યા હશે છતાં બુદ્ધિએ પોતાનો દાવો છોડ્યો નથી. મારી વાત બધાને ગળે ઉતરવી જ જોઈએ, લોકો પૂરતો વિચાર કરે તો મારા જ મતના થવાના છે એ જાતની અપેક્ષા અને એ જાતની પ્રતિજ્ઞા તત્ત્વજ્ઞાન કરે છે. જીવન જો કેવળ બુદ્ધિનું જ બનેલું હોત તો આ વાત સાચી પડત; પણ જીવન એ એક અદ્‌ભૂત રસાયણ છે. એનું ગમે તેટલું પૃથક્કરણ કરો તોયે એમાં કેટલાંક અદૃષ્ટ તત્ત્વો રહેવાનાં જ. માણસ જાત ઉમર લાયક થઈ ત્યારથી એણે જીવનની મીમાંસા શરૂ કરી છે, પણ હજીયે એની ગૂઢતા નીકળી ગઈ નથી. જેમ જેમ જ્ઞાન અને પૃથક્કરણનો વિકાસ થતો જાય તેમ તેમ જીવનની ગૂઢતા ક્ષિતિજની પેઠે આગળ વધતી જ જાય છે. તેથી તત્ત્વજ્ઞાન રોજ વધુને વધુ પરિપુષ્ટ હોવા છતાં જીવનની મૃગયામાં એ હાંફતું જ રહ્યું છે.

તેથી તત્ત્વજ્ઞાનીને વારેઘડી થોભી પોતાનાં સાધનો વધારે સૂક્ષ્મ અને વધારે તીક્ષ્ણ કરવાં પડે છે. અને તર્ક જેમ પ્રામાણ્યવાદમાં અટવાઈ જાય છે તેમ તત્ત્વજ્ઞાન મનોવિશ્લેષણમાં હંમેશાં અટવાઈ ગયું છે. તત્ત્વજ્ઞાનીએ બુદ્ધિ તીવ્ર કરવાની જરૂર સ્વીકારી, પણ જીવન શુદ્ધ કરવાની અને એ વાટે જીવનસાક્ષાત્કાર કરવાની શક્તિ મેળવવાની જરૂર સ્વીકારી નહિ. એ કામ ધાર્મિકતાએ કર્યું.

૫

કવિ અને તત્ત્વજ્ઞ બન્નેનો સમન્વય કરી ધર્મે જ્ઞાનસાધનાને અર્થે જીવનશુદ્ધિ રૂપી જીવનસાધનાની આવશ્યકતા સ્વીકારી. જીવન એ જ જ્ઞાનપ્રાપ્તિનું ઉત્કૃષ્ટ સાધન છે અને જ્ઞાનપ્રાપ્તિ થયા પછી એનો વિનિયોગ પણ જીવનવિકાસને અર્થે જ છે, એટલું સમજ્યા પછી કવિની દર્શનની ઝણક અને તત્ત્વજ્ઞાનીનાં પૃથક્કરણ એ બન્ને વાટે સાક્ષાત્કારનો રસ્તો ધર્મે અખત્યાર કર્યો.

એમાં જીવનશુદ્ધિની સ્પષ્ટ કલ્પના પ્રથમપ્રથમ ન થઈ. શુદ્ધિને નામે જીવન શૂન્યરૂપ—રહસ્યરહિત કરી મૂકનાર કેટલાયે પંથો થયા. જીવનમાં સંયમ જોઈએ છે, તપ જોઈએ છે, વીર્ય જોઈએ છે. તે આણવાને બદલે કેટલાક લોકોએ જીવનને જીવનવિમુખ કરવાનો પ્રયત્ન કર્યો. આપણા વૈરાગીઓમાં એના કેટલાયે દાખલાઓ મળે છે. કિમિયા, જડીબુટ્ટી, જ્યોતિષ અને મંત્રસાધના, એવી એવી વિચિત્ર પ્રવૃત્તિઓ વૈરાગીઓમાં દેખાતી આવી છે ખરી. પણ વૈરાગીઓના શૂન્ય આદર્શ સાથે એ ભળે એમ નથી. જે વૃક્ષ–વનસ્પતિથી ઈશ્વરે માણસને જુદો કર્યો તેમનું જ જીવન પાછું સ્વીકારવામાં ઈશ્વરનો પરાજય કરવાપણું છે. એમાં ધાર્મિકતા નથી. ધર્મવિજય ક્યાંથી જ હોય?

ધર્મની સાચી પ્રવૃત્તિ મનુષ્યજીવનનાં ક્ષુદ્ર વહેણો કાંતો ઊંડાં કરવાં, અથવા વાળીને તેમના બલવાન અને વેગવાન પ્રવાહો બનાવવા એમાં રહેલી છે.

તત્ત્વજ્ઞાનમાં અનેક વાદો ઉત્પન્ન થાય છે. ધર્મ જીવતી વસ્તુ હોવાથી એમાં અનેક પંથો અને સાધનાઓ બંધાઈ જાય છે. જ્યાં સુધી જીવતા લોકોના હાથમાં આ પંથો અને સાધનક્રમો રહે છે ત્યાં સુધી એ બધા પ્રયોગરૂપ છે એ વસ્તુ ભૂલાતી નથી પણ પાછળથી જડ લોકો એ પ્રયોગોને સિદ્ધ થયેલા તંત્રોનું રૂપ આપી દે છે અને નવા અથવા વધુ અનુભવનો લાભ લેવાની ના પાડે છે. પંથો વધે એમાં કશું નુકશાન નથી, પણ ન્યાય-

બુદ્ધિએ એ પ્રયોગોનાં પરિણામોની આપલે કરવાની તૈયારી રાખવી જોઈએ. બુદ્ધ ભગવાને એકાંતિક તપસ્યાના માર્ગનો અનુભવ કરી એની વ્યર્થતા જાહેર કરી. એમના પ્રયોગનો એ નિચોડ કેટલાકોએ અંતિમ માન્યો અને કેટલાકોએ પ્રથમથી જ એનો વિરોધ કર્યો. ભૌતિકશાસ્ત્રીઓ જેમ તટસ્થપણે સિદ્ધાંતો બાંધે છે અને છોડે છે, ફરી તપાસે છે અને સુધારે છે અને અનુભવને જ વફાદાર રહે છે તેમ જ ધર્મમાર્ગમાં પણ થવું જોઈએ. પણ અહીં વ્યક્તિનિષ્ઠા, મતાગ્રહ, વાડા અને પક્ષાભિમાન નડયાં છે અને સત્તાનો લોભ એમાં દાખલ થઈ બધા જ ધર્મો સડયા છે. ધર્મ જીવતા ન રહે તો જીવનસમસ્તને મારી નાખે છે. ધર્મ જેવી જલદ વસ્તુની વિકૃતિ મારક જ હોઈ શકે.

૬

કવિ, તત્ત્વજ્ઞ અને ધર્મજ્ઞ ત્રણેયે જોયું કે કલ્પનાથી જુદી, અનુભવથી પર અને સાધનાને પ્રેરક એવી કેટલીક અમર શ્રદ્ધાઓ હોય છે. એ ક્યાંથી આવે છે, કેમ વળગે છે એમની શક્તિ શામાં રહેલી છે, એ કહેવું મુશ્કેલ છે. એ શ્રદ્ધાઓ બધાને સરખી રીતે વળગતી નથી. દરેક જમાનામાં એનું સ્વરૂપ બદલાય છે. એના નવાનવા અવતારો થાય છે; અને તેથી જ દરેક જમાનાને એનું વૈશિષ્ટ્ય પ્રાપ્ત થાય છે. બધા જ બુદ્ધિનો પ્રયોગ કરે પણ બુદ્ધિમાં અજ્ઞાત રૂપે આ શ્રદ્ધા ભળેલી હોવાથી દર્શનોની અને પંથોની વિવિધતા ઉત્પન્ન થાય છે. અહિંસા એ એ જ જાતની એક સ્વયંભૂ શ્રદ્ધા છે. ગાંધીજીએ એને સત્યમાંથી ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે. પણ તેમ કરવા માટે સત્યનું સ્વરૂપ જ ગૂઢ કરવું પડે છે અને અંતે આપણે હતા ત્યાંને ત્યાં જ રહીએ છીએ. અહિંસા એ એક સ્વયંભૂ અમર શ્રદ્ધા છે અને જીવનનું કાવ્ય, જીવનનું તત્ત્વજ્ઞાન, જીવનની સાધના અને સાક્ષાત્કાર, બધામાં એ પ્રવેશ કરે છે.

આજે જે જીવનચર્ચા આપણે ત્યાં ચાલે છે એ બધી ચર્ચા પાછળ જાણે અજાણે એ અહિંસાનું તત્ત્વ રહેલું છે એ સમજીએ તો જ આપણી ચર્ચા વિશદ થવાની છે—ફલપ્રદ થવાની છે.

૭

જીવનચર્ચામાં એક વસ્તુ આપણે ધ્યાનમાં રાખવી ઘટે છે કે તર્કની કસોટીમાં જે નાપાક નીવડે તેને તો આપણે રાખવાના જ નથી. પણ જે સવાલો આગળ તર્ક પોતે જ થાકીને થોભી જાય છે ત્યાં તર્કને વાંકે સવાલોને ઊડાવી નહિ દઈએ. મનુષ્યજીવન તર્કબુદ્ધિ જેટલું સહેલું નથી. અસંખ્ય વિરોધી વસ્તુઓનો સમન્વય કરીને જીવન જામ્યું છે અને પ્રવૃત્ત થયું છે. એની સહેલી મીમાંસા કરવા જતાં અંતે તે વ્યાજ માથે વેર વાળે છે. માટે તર્કનો પૂરેપૂરો લાભ લેતાં છતાં એના નિર્ણયો ચેતીને જ સ્વીકારીએ.

બીજી ધ્યાનમાં રાખવાની વાત એ છે કે જીવનમીમાંસામાં અનુભવથી વિરુદ્ધ એવી વાત ન આવવી જોઈએ, તેમ જ માનવી જીવનની અમર શ્રદ્ધાઓનો દ્રોહ પણ ન થવો જોઈએ. જૂના વિચારકોએ આ જાતની ચીવટ રાખી હતી એમ હું માનું છું માત્ર એમનો અનુભવ અધૂરો, અનુભવ ઉપર વિચારનો પ્રકાશ પડવાની શક્તિ સ્થૂળ અને નક્કી કરેલા નિર્ણયોને ફરી તપાસવાની પ્રયોગવૃત્તિ ઓછી, તેથી જૂનું તત્ત્વજ્ઞાન તે કાળે સંગીન હોવા છતાં આજે દિશાદર્શક થઈ શકતું નથી.

પણ દુનિયામાં જેટલા મહાન ધર્મો પ્રવર્ત્યે છે તે બધા જીવનમીમાંસાઓ જ છે. પ્રયોગવીરોનો ઊંડો અનુભવ એની પાછળ હોઈ એમના સિદ્ધાંતો આપણી પાસે સહેજે આદરભાવ મેળવે છે. એમના વિચાર કરાય જ નહિ એમ માનવું એ જૂની ભૂલ છે. તર્કના એક સપાટા સાથે એમને ઉડાવી દેવા એ આજની ભૂલ છે. અનેક અધકચરા સિદ્ધાંતોનો ચકરાવો ઊભો કરવાથી આપણે ગોળગોળ ફરી શકીશું, પ્રગતિ કરી શકવાના નથી.

આજના જમાનાની ખાસિયત તો અર્ધસત્યોને લઈને ભાંગી જવાની છે. અર્ધસત્યોમાં હંમેશાં જોશ વધારે હોય છે. પરિણામો વિષે બેફિકર બેજવાબદારી એટલી જ હોય છે. અર્ધસત્યો હંમેશ ધસારો કરવામાં માને છે. આ સ્વભાવ કેવળ દોષરૂપ જ છે એમ ન કહી શકાય. જે બધી બાજુ જોઈ શકે છે અને દરેક બાજુની સુંદરતા તરફ વારાફરતી ઢળી પડે છે તેનામાં કાર્ય કરવાની ધગશ ઓછી રહે છે એ તો સામસામી દલીલોનું ચિંતન કરતો જ પડવાનો.

બધી બાજુનો વિચાર કર્યા પછી સરવાળે આચરણની એક ચોક્કસ દિશા નક્કી થવી જ જોઈએ અને બધી શક્તિ એ દિશામાં પ્રવાહિત કરતાં આવડવી જોઈએ. પરિસ્થિતિ ન બદલાય ત્યાં સુધી એને એ જ દિશા તથા ઉપાયને અક્રમપણે વળગી રહેવાની તાકાત પણ હોવી જોઈએ. એ તાકાત આધ્યાત્મિક ચારિત્ર્ય વગર નહિ આવે. જૂનો જમાનો અપરિવર્તનશીલ મનાય છે તો આજનો જમાનો ફળનો વિચાર કર્યા વગર સ્વભાવ–છે–એટલા–જ–માટે પરિવર્તન કરવામાં માનનારો થયો. नवं नवं प्रीतिकरं नराणाम् એ માણસનો સ્વભાવ છે, ધર્મ નથી. પણ આજે એને જ વશ થઈને જનસમુદાય વર્તે છે. જેમાં ચારિત્ર્યની દઢતાની આવશ્યકતા છે, જેમાં સુકાન ઉપર મજબૂત હાથ રાખી એક જ દિશાએ વહાણ હંકારવાનું હોય છે ત્યાં આજે એ નિષ્ઠાની એકાગ્રતા બહુ ઓછી થયેલી જણાય છે. લોકો પ્રતિજ્ઞાદુર્બળ અને ક્ષીણનિષ્ઠ થયા છે. આજે જીવન–મીમાંસા અને જીવનચર્ચા ગમે તેટલી ચાલતી હોય, તોપણ વિચારપૂર્વક અને કષ્ટપૂર્વક જીવન–સાધના કર્યાના દાખલાઓ જોઈએ તેટલા નથી.

૮

સંસ્કૃતિ એટલે શું એ હજી સ્પષ્ટ થયું નથી. એક વખતે નૈતિક જીવન, ચારિત્ર્યની દઢતા, આર્યત્વ એ જ સંસ્કૃતિનો પાયો મનાતો. આજે તેમ રહ્યું છે એમ ન કહી શકાય. જાતજાતના અનુભવો લેવા, પ્રસંગ આવે તેમ અથવા વિનાકારણ ફેરફારો કરવા, ધીરજપૂર્વક પરિણામ તપાસવાં નહિ, એ આજનો સ્વભાવ છે. જો નીતિ, સદાચાર અને ચારિત્ર્યના આગ્રહ વગર સંસ્કૃતિ બાંધી શકાય તો પ્રજાને આજે તે જોઈએ છે. ચારિત્ર્યનો સીધો વિરોધ કોઈ કરતું નથી. સદાચારના આદર્શમાં આવશ્યક શુદ્ધિ અને પરિવર્તન પણ ભલે હો પણ ચારિત્ર્યનો વિકાસ એ દરેક વ્યક્તિનો ખાનગી સવાલ છે; એને આધારે સમાજનો અને રાજ્યવ્યવસ્થાનો વિચાર કરાય જ નહિ એ જનતની વૃત્તિ અનેક ઠેકાણે દેખાય છે.

અને તેથી ચારિત્ર્યની જગાએ ભૌતિક સાધનશક્તિ, બૌદ્ધિક વિકાસ, રાજ્યતંત્રની સંગીનતા, કલાની પૂજા વગેરે વગેરે અન્ય વસ્તુઓનો સંસ્કૃતિ માટે આધાર શોધવામાં આવે છે. અને આખી રાત જંગલમાં ભમીને રોલ ચૂકાવવા માગવું સાડું જેમ સવારે અચૂક રોલનાકા આગળ આવીને જ પહોંચે તેવી દરેક સામાજિક પ્રયોગની સ્થિતિ થાય

જાય છે; અને છેવટે નૈતિક પ્રગતિ વિના આરો નથી એ અનુભવ ઉપર ગાડું આવી પહોંચે છે. આજકાલનું દુનિયાનું અર્થશાસ્ત્ર સદાચારશાસ્ત્રને ટાળવા ફાંફાં મારે છે, દુનિયાનું વ્યવહારુ રાજકારણ પણ નીતિનો દંભ કરી નીતિશૂન્ય રીતે વર્તવા માગે છે. કેળવણીમાં નીતિનો આગ્રહ વિષે લોકો વધુને વધુ સાશંક થવા લાગ્યા છે. આમ જીવનસાધનામાંથી સદાચારનો અંશ, નીતિનો અંશ અથવા અંકુશ જેટલે દરજ્જે ઓછો કરી શકાય તેટલો સારો એવી વૃત્તિ કેળવાઈ છે.

૯

પુરાણોમાં વાર્તા છે કે ખોવાઈ ગયેલા રાજાને શોધવા પાછળ ત્રિખંડ ફરીને થાકેલી રાણીએ અંતે એ બાહ્ય પ્રવૃત્તિ છોડી દીધી અને વિચાર કર્યો કે જે બ્રહ્માંડમાં છે તે પિંડમાં હોવું જ જોઈએ. તેથી એણે મન શાંત, નિશ્ચળ, નિર્વિકાર કરી પોતાની અંદર જ શોધ શરૂ કરી. જેટલું બ્રહ્માંડ બહાર છે તેટલું જ પોતાની અંદર પણ છે એટલે ધ્યાનદ્વારા અંદરની સૃષ્ટિમાં રાજાની ભાળ લાગવી જ જોઈએ એ વિચારે એણે શોધ ચલાવી અને એમાં રાણી સફળ નીવડી. પુરાણો તો આમ જ લખે. આજે પણ આપણી એકાદ વસ્તુ ખોવાઈ ગઈ હોય તો આખી દુનિયા ઉથલપાથલ કરવા કરતાં જરાક થોભીને વિચાર કરીએ કે એ વસ્તુ ક્યાં હતી, ક્યાંસુધી એનું સ્મરણ છે, ક્યાં મૂકાઈ હોવી જોઈએ તો ઓછા પ્રયાસે એ જડવાનો સંભવ રહે છે.

એ જ પ્રમાણે આંધળા થઈને અનેક પ્રયોગો કરવા કરતાં જો માણસ મન સાથે જ વિચાર કરી લે અને સમાન વિચારકો વચ્ચે એની ચર્ચા કરી લે તો જીવનમાં ઉડાઉ પ્રયોગો કરવા કરતાં મનમાં જ—વિચાર ક્ષેત્રમાં જ ચર્ચા રૂપે પ્રયોગો કરી આપણે કીમતી નિર્ણય ઉપર આવી શકીએ છીએ; અને એમાં શક્તિનો સંગ્રહ પણ થાય છે. ફલદાયી ચર્ચાનું શાસ્ત્ર જે પ્રજા જાણે છે તે અનેક ઠોકરોમાંથી બચી જાય છે. કોઈ પણ નિર્ણય ઉપર આવતા પહેલાં આપણે જે વિચારસમિતિ નીમીએ છીએ તેનો ઉદ્દેશ એ જ હોય છે.

પ્રજાકેળવણીની દષ્ટિએ આમપ્રજા આવી સમિતિનો નિર્ણય જાણે એ જેટલું જરૂરનું હોય છે તેથીયે વધારે મહત્ત્વનું નિર્ણય પહેલાં થયેલી અનેકદિશ ચર્ચા જાણે અને એનું રહસ્ય સમજે એ છે. જીવનચર્ચા એ રીતે સામાજિક શક્તિ બચાવવાનું અને વધારવાનું સાધન છે. આવી ચર્ચામાંથી સર્વસંમત અને એકાગ્ર નિર્ણય આવવાની ભાગ્યે જ આશા રખાય. પણ સમાજની વિચારશક્તિ અને આચારદષ્ટિ વધારે શુદ્ધ થાય છે એ વિષે શંકા નથી.

૧૦

જૂના વખતમાં સમાજતંત્ર એકધારુ ચાલતું. એના કેટલાક બાહ્ય નિયમોમાં સામાન્ય ફેરફાર ભલે થાઓ, પણ સમાજનો પાયો કેવો છે, સમાજ કયાં તત્ત્વોને આધારે ચાલે છે એ વિષે કોઈ ઝાઝો વિચાર કરતું નહિ. અને કરે તો સમાજરચનાની કોઈ કાવ્યમય પૌરાણિક ઉપપત્તિ આપીને જ કરતું. તે વખતે સમાજ એ કંઈક અગમ્ય ગૂઢ વસ્તુ છે, એ સ્વયંગતિક છે, આપણે એને અડતાં ડરીએ, એ જાતની વૃત્તિ લોકોમાં હતી. આજે એ અગમ્યતા તોડવાના પ્રયત્નો ચાલે છે અમૂક વસ્તુ ગૂઢ છે,—અગમ્ય છે માટે પવિત્ર છે એ જાતની મનોવૃત્તિ કોઈ સાંખી શકતું નથી. સમાજજીવનનાં મૂળિયાં આપણે ધારતા

હતા તેટલાં ગૂઢ અને દુર્જ્ઞેય છે જ નહિ, એ જાતની મનોવૃત્તિ વધુ ને વધુ કેળવાય છે. ગાયનું જડબું મોટું હોય તો તે વધારે ઘાસ ખાશે, નાક પહોળું હોય તો તે વધારે શ્વાસ લેશે, આઉ મોટો હશે તો એમાં વધારે દૂધ માશે એટલા ઉપરથી સારી ગાયનાં લક્ષણ નક્કી કરી લ્યો એથી વધારે એમાં કશું ગૂઢ છે જ નહિ એમ કહેવા તરફ આજના ગોપાલનશાસ્ત્રની વૃત્તિ છે. ગુણભેદનું પૃથક્કરણ કરતાં એ પરિમાણભેદ ઉપર આવી પહોંચે છે. એટલે એમાં રહસ્ય જેવી વસ્તુ છે જ નહિ, એમ સિદ્ધ કરી શકાય એવી આજની માન્યતા છે.

ગૂઢવાદ જેટલો ઓછો થઈ શકે તેટલો સારો. અજ્ઞાન અને આળસમાંથી ગૂઢભાવ ઊપજાવવો એ માણસને ન છાજે. દરેક વસ્તુ અમીમાંસ્ય છે એમ કહી બેસવું એમાં શ્રદ્ધા નથી પણ જડતા છે, એ આપણે જાણવું જોઈએ. સાથે સાથે એ પણ જાણવું જોઈએ કે ઉતાવળે કરેલી મીમાંસા મહત્ત્વનાં તત્ત્વોને વિસારી મૂકે છે અને અંતે વહાણું વાયે મૂળ મુશ્કેલીનું રોણનાકું આપણી આગળ પાછું ઊભું જ રહે છે.

## ૧૧

અને આખરે જાતજાતની જીવનચર્ચા કરાય એવું ફળ શું? આખું જીવન અને એક આખો સૈકો આપણે વાગવર્ધિની સભા ચલાવવાના નથી. પેઢી એ પેઢી સુધી પેટ ભરીને ચર્ચા કર્યા પછી મનુષ્યજીવનને એક વિશિષ્ટ વલણ મળવું જ જોઈએ. કલ્પના પ્રમાણે છે કે પ્રાચીન કાળમાં લોકો કેવળ સ્ફુર્તિથી વિચાર કરતા હતા. એકાદ ભવ્ય વિચાર સ્ફુર્યો એટલે એથી મોહિત થઈ પોતાનું આખું જીવન એ વિચારને જ અર્પણ કરતા. લોકો તે વખતે અલૌકિક પ્રયોગવીરો હતા. ત્યારપછી જેમ તર્કબુદ્ધિ ખીલી તેમ ચર્ચાનો યુગ બેઠો અને માણસ જાત ઉંમર લાયક થઈ. ઇસ્વીસન પૂર્વે ૬૦૦ની આસપાસનાં સો બસો વરસો એ ઉંમર લાયક થવાનો કાળ છે એમ મારું માનવું છે. દુનિયામાં બધે જ એ વખતે ચર્ચાઓ ચાલતી, ભવ્ય સંવાદો ગોઠવતા અને માથા સાટે વિવાદ થતો. જરથોસ્ત, સોક્રેટિસ, યાજ્ઞવલ્ક્ય, બુદ્ધ ભગવાન, મહાવીર, એ બધા જ સમકાલીન હતા એમ તો કોઈ નહિ કહે; પણ મનુષ્ય બુદ્ધિની પ્રથમ પ્રગલ્ભતાના એ પ્રતિનિધિઓ છે.

ત્યાર પછી જીવનનો જે નવો ફાલ આવ્યો એમાં ભક્તિસંપ્રદાય વધારે ખીલ્યો, સામાજિક સંસ્થાઓ કાયમની બંધાઈ, જાતજાતની કળાઓ અને વિદ્યાઓ ઊગી અને મધ્યયુગનો વૈભવ પ્રગટ થયો.

હવે માનવજાતિ એક મોટું પરિવર્તન કરવાની અણી ઉપર આવી છે. આ મોસમનો ફાલ કેવો હશે એ આપણા જીવનની ઉત્કટતા અને પારમાર્થિકતા ઉપર આધાર રાખે છે. જમીનમાં કસ સરસ હોય, પાણી યોગ્ય પ્રમાણમાં હોય, હવાવરસાદ અનુકૂળ હોય તો ખેતીનો સરસ ફાલ આવવો જ જોઈએ. પણ જો કોઈ જમીન ખેડવાનો પુરુષાર્થ જ ન કરે અને ખેડે તોયે એમાં સરસ બીજ વાવે નહિ તો દોષ મોસમનો ન ગણાય.

માનવજીવન હવે મહાન પરિવર્તનની અણી ઉપર આવ્યું છે. આમાં જે સંકલ્પો વવાય, પ્રયોગો અજમાવાય અને જે પ્રેરણા લેવાય તે એક ભવ્ય, વ્યાપક અને તેજસ્વી સંસ્કૃતિમાં પરિણમશે. પણ એને માટે શ્રદ્ધાવાન પ્રયોગવીરો જોઈએ છે. શુદ્ધ વાસનાઓને અને ઉત્કૃષ્ટ આદર્શોને જે માણસ વશ થઈ જાય, ઊંચી મહત્ત્વાકાંક્ષાઓ પાછળ શરીર નિચોવી

પણ ફકીરના ઉડાઉપણાથી જો જીવન ન્યોછાવર કરવા માણસ તૈયાર ન થાય તો એ મોસમ એળે જશે. રોજનું સુખ, રોજની સલામતી અને પામર વિલાસોમાં જ જો માણસ સમાધાન માને તો અસાધારણ સંજોગને કારણે જ એવા જીવનમાં વિકૃતિ આવી જાય અને જીવન કહોવાઈ જાય. પણ જો મહાસાગરના ભયાનક તોફાનમાંયે ઝંપલાવવાની હિંમત માણસ કરે, જો તે મરજીવો થાય તો અત્યાર સુધી ન કલ્પેલી એવી મહાન સંસ્કૃતિ અને અલૌકિક પ્રગતિ એની જ છે. પારમાર્થિક ચર્ચાને અંતે વીર્યવત્તર જીવન જોઈએ છે. એ જીવનમાંથી જે નવો માણસ પેદા થશે તે મનુષ્યકોટિને નવી જ દિશા આપશે. આપણે એ મહાન સંકલ્પોને ઓળખતા થઈએ, એનું આહ્વાન કરીએ, એની દીક્ષા લઈએ અને એના અંકિત થઈ જઈએ.

૧૨

અજ્ઞાત પણ ઉજ્જવળ એવા ભવિષ્યમાં ભુસકો મારવો છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## મહાનુભાવ

(અનુષ્ટુપ)

છાયાની આશમાં યાત્રી ત્યાં ઊંચા તાડની તળે
રખે તું જાય, માથું યે ઊલટું ફોડી નાખશે.

(ઈંદ્રવજ્રા)

સૌજન્યમૂર્તિ વડલો અહીં ખડો,
વડો છતાં યે નમીને નિમંત્રતો;
વિનીત ભાવે પદછાયમાં તહીં
વિશ્રામને સેવ કૃતજ્ઞતાભર્યો.

પૂજાલાલ

# માખણ અને ઘી

ગયા શ્રાવણ—ભાદ્રપદના 'પ્રસ્થાન'ના અંકમાં 'માખણ' શીર્ષક એક લેખ શ્રી. પ્રેમલીલા મહેતાનો પ્રગટ થયો છે. તે વાંચતાં મને એ આખો વિષય શાસ્ત્ર તેમજ વ્યવહાર, આપણી રીતભાત તેમજ આપણાં હવાપાણી એ દષ્ટિઓએ વિચારી જોવા જેવું લાગતાં આ લેખ લખવા પ્રેરાયો છું.

માખણ ઘણી પુરાણી વસ્તુ છે એ વિશે શંકાને જરા પણ સ્થાન નથી હિંદનાં જૂનામાં જૂનાં ધર્મ પુસ્તકોમાં **ઘૃતમ્** શબ્દનો ઉપયોગ થયેલો છે. ક્રિશ્ચિયનોની જેનેસીસની ચોપડીમાં પણ અબ્રાહમે માખણ ખાધાનો દાખલો આવે છે. સોલોમનની કહેવતોમાં પણ " દૂધનું મંથન કરવાથી માખણ નીકળે છે " એવી એક કહેવત છે.

માખણનો ખાદ્યપદાર્થ તરીકે ઉપયોગ તો બહુ પાછળથી થયો છે. દવામાં, માથામાં સુગંધી તેલ તરીકે વાપરવામાં, ચામડીનાં કેટલાંક દરદોમાં, શરીરે માલિસ કરી સ્નાન કરવામાં તેનો ઉપયોગ પહેલાં મુખ્યત્વે કરીને થતો હતો. આપણા ધાર્મિક હોમહવનોમાં ઘીને ખાસ સ્થાન હતું અને છે. કેટલાક પ્રદેશોમાં તો માખણ ધનિકોનું ધન ગણાતું. હજી પણ ગીલાસ અને દારેલમાં માખણને જમીનમાં દાટીને સંગ્રહ કરવાનો રિવાજ છે. જેને ત્યાં વધારે માખણનો જથો તે વધારે ધનવાન એ ત્યાંના સમાજની માન્યતા છે. આપણે ત્યાં પ્રથમ " ગોધન " મનાતું તેમ ત્યાં " ઘીધન " મનાય છે. દાટેલું માખણ જલદી કાઢી લેવામાં ન આવે એટલા માટે તો કોઈ કોઈ જગાએ માલિક તે જગ્યા ઉપર ઝાડ વાવે છે જેથી લાંબા વખત સુધી તે વસ્તુ ત્યાંથી કાઢી ન લઈ શકાય. વર્ષો પછી આ માખણનો જથો રાનો થઇ જાય છે. જેમ માખણ વધારે જૂનું તેમ તે વધારે કિંમતી મનાય છે. ચીઝને જેમ પકવ ( Ferment ) થવા દેવામાં આવે છે તેમ આ માખણનું બને છે. દાર્દિસ્તાનના લોકો સો વર્ષથી વધારે રાખેલું માખણ ઘણી જ કિંમતી વસ્તુ માનીને હોંશથી તેનો ઉપયોગ કરે છે.

માખણનો વેપાર ક્યારથી થવા માંડ્યો તે વિષે ચોકસ માહિતી મળતી નથી. પણ માનવાને કારણ મળે છે કે હિંદે તે વેપાર પ્રથમ શરૂ કર્યો. મુખ્ય વેપાર રાતા સમુદ્રનાં બંદરો સાથે હતો. લગભગ બારમી સદીના અરસામાં સ્વીડન નોર્વે યુરોપના બીજા દેશો સાથે માખણનો વેપાર કરતું હતું. માખણના વેપારની ઘણીખરી ખીલવણી તો ૧૮મી અને ૧૯મી સદીમાં થઈ. વીસમી સદીના પહેલા બે દશકામાં ક્રીમ સેપરેટર આવ્યા પછી તો માખણ બનાવવાની રીતોમાં અને માખણના વેપારમાં દુનિયામાં ન ધારેલો અને ન માનેલો ફેરફાર થયો. આજે માખણે આંતરરાષ્ટ્રીય વેપારમાં પોતાનું સ્થાન લીધું છે. દેરર્ક નામના એક અમેરિકન લેખકે યુનાઈટેડ સ્ટેટ્સ ડીપાર્ટમેન્ટ ઑફ એગ્રીકલ્ચરના બ્યુરો ઑફ એનિમલ ઇન્ડસ્ટ્રીના પત્રમા સરક્યુલરમાં માખણનો ઇતિહાસ સવિસ્તર આપવા પ્રયત્ન કર્યો છે.

" દૂધ એ સંપૂર્ણ ખોરાક છે " એ સોનેરી વાક્યથી લેખની શરૂઆત કરીને પ્રેમલીલા બહેને માખણને એકદમ " વરનો ભા " બનાવી દીધું છે. ઘટીત હોય તેનાથી વધારે માન લઈ ને માખણ અપમાનિત થયેલું દેખાય છે. દુગ્ધ સ્નેહ દૂધનો કિંમતી પદાર્થ છે એ વિષે શંકા નથી પણ સૌથી વધારે ઉપયોગી છે એમ તો નથી જ. માખણ વિનાનું દૂધ નકામું નહિ ગણાય પરંતુ નત્રિલ ('પ્રોટિન–કેસિન અને આલ્બ્યુમિન) રહિત દૂધને દૂધની ગણતરીમાંથી જ કાઢી નાખવું પડશે માખણ–સ્નેહથી સ્નાયુઓ બંધાતા નથી પણ નત્રિલથી બંધાય છે. માખણમાં નત્રિલ નહિ જેવા જ પ્રમાણમાં છે ( અને તે પણ એક ભલા જેવું–અનિષ્ટ રહી જાય છે ) તે તો માખણનું પૃથક્કરણ જોઈશું એટલે સમજાશે.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં ખાદ્યપદાર્થોના કાયદામાં ( Food laws ) જણાવ્યા પ્રમાણે માખણમાં ઓછામાં ઓછું ૮૦ ટકા સ્નેહદ્રવ્ય અને વધારેમાં વધારે ૧૬ ટકા પાણી હોવું જોઈએ. બજારમાં વેચાતા માખણના નમુનાઓમાં ૮૧ ટકાની આસપાસ સ્નેહ હોય છે. બાકી •૩ ટકા મીઠું હોય છે અને ॥ા ટકાથી ૧ ટકા સુધી નત્રિલ વગેરે બાકીના બધા પદાર્થો હોય છે ૦॥ા ટકા નત્રિલવાળું માખણ નાઇટ્રોજન વાળો અગર નાઇટ્રોજનપ્રધાન ખોરાક ન કહી શકાય તે ચોખ્ખું છે. શરીરમાં જોઈતા નત્રિલ–પ્રોટિન માટે ખોરાકમાં માખણ આવે તેના ઉપર આધાર ન રાખી શકાય પણ બીજા નત્રિલપ્રધાન પદાર્થોનો ખોરાકમાં સમાવેશ કરવો જોઈએ.

માખણને આપણે જરાક વધારે સારી રીતે ઓળખી લઈએ તે જરૂરનું છે. જેવું સાદું દેખાય છે તેવું તે નથી. પાણી વગેરે બીજી વસ્તુઓ બાદ કરી શુદ્ધ સ્નેહ—ઘી ( Butter fat અથવા Butter oil ) શુ છે તે આપણે જોઈશું. દૂધમાંથી રસાયણિક રીતે કાઢેલું સ્નેહ અને ઘીમાં કંઈ ખાસ ફેર પડતો નથી. એટલે બંને એક જ વસ્તુ છે એમ માનવામાં જરા પણ વધો નથી. એકને માટે આપેલા આંકડા બીજાને માટે સમજી લેવાય. ગાય તથા ભેંસના ઘીમાં રસાયણિક રીતે કંઈ ફેર નથી. ( પ્લાયમ અને ઓયર )

સ્નેહ એક વસ્તુ નથી પણ તેમાં જુદાં જુદા નવ જાતના સ્નિગ્ધ પદાર્થો (ચરબીઓ)નો સમાવેશ થાય છે. આ નવ ચરબીઓ—તેલો નીચેના પ્રમાણમાં હોય છે.

| ચરબીનું નામ | ટકા | |
|---|---|---|
| બ્યુટિરિન | ૪.૮૫ | વાયુ પરિણામશીલ (volatile) |
| કેપ્રોઈન | ૨.૩૦ | ,, |
| કેપ્રિલિન | ૦.૮૫ | ,, |
| કેપ્રિન | ૧.૯૦ | ,, |
| લોરિન | ૭.૪૦ | સ્થિતભાવ ( Non-volatile ) |
| મરિસ્ટિન | ૨૦.૨૦ | ,, |
| પાલ્મેટિન | ૨૫.૭૦ | ,, |
| સ્ટિઅરિન | ૧.૮૦ | ,, |
| ઓલિન | ૩૫.૦૦ | ,, |
| કુલ | ૧૦૦.૦૦ | |

બરથેલ અને ગુડવીન નામના શોધકો એમ બતાવે છે કે આ નવ દ્રવ્યો સાથે એરેચીડ નામનું દસમું સ્નેહદ્રવ્ય પણ હોય છે. મગફળીમાં એરેચીડ હોય છે.

ઉપર આપેલાં પ્રમાણો ઘણા પૃથક્કરણોની સરેરાશ છે. જુદા જુદા નમુનાઓમાં સ્નેહદ્રવ્યો તો બધાં જ હોય છે પણ તેમના પ્રમાણમાં ઉપર બતાવ્યા કરતાં થોડોઘણો ફેર હોય છે. વ્યક્તિગત પ્રાણીઓની ખાસિયત વીઆણુ પછી પસાર થએલો વખત (Time of laction) ઋતુ અને ખોરાક વગેરે બધી વસ્તુઓની અસર આ પ્રમાણો ઉપર થાય છે. દરેકની કેવી અસર થાય છે તેનો ઊંડેથી વિચાર કરવાનું આ સ્થળ નથી. રસાયણશાસ્ત્રની દૃષ્ટિએ સ્નેહનો ભંગુર દેહ દેખાડવો હોય તો નીચેની સરણી ( Formula ) જેવો દેખાય:



$$C_3H_5 \left\{ \begin{array}{l} OC_4H_7O \\ OC_{16}H_{31}O \\ OC_{18}H_{35}O \end{array} \right.$$

આ ઉપરાંત લેસિથિન ( $C_{42}H_{84}PO_9N$ ) ૦.૦૧૭ થી ૦.૧૭ ટકા સુધી અને કોલેસ્ટરિન ($C_{26}H_{45}OH+H_2O$) વગેરે પદાર્થો પણ ઉપર બતાવેલા અણુ ( Molecule ) સાથે જોડાયલા હોય છે. સ્નેહના રંગમાં કેરોટિન અને ક્રેન્થોફિલ નામના પદાર્થો હોય છે. શુદ્ધ સ્નેહ ઉપરાંતનાં આ બધાં ( Unsaponfiable ) દ્રવ્યો ૦।। ટકાથી વધારે હોતાં નથી.

માખણનું નામ અંગ્રેજીમાં બટર ( Butter ) પડ્યું છે તે તેમાં રહેલા બ્યુટિરિન ઉપરથી પડ્યું છે. માખણમાં તેનું પ્રમાણ બહુ નથી પણ ઘીમાં જે અમુક પ્રકારની ખુશબો –ફોરમ ( Flavour ) આવે છે તે બ્યુટિરિનને લીધે છે. ઘી જ્યારે વિરસ ( Rancid-ખોરું ) થાય છે ત્યારે આ બ્યુટિરિન સ્નેહદ્રવ્યનું વિશ્લેષ (Decomposition) થાય છે અને બ્યુટિરિન એસિડ ઉત્પન્ન થાય છે. જે વિરસતા–ખોરાટ ( Rancidity ) લાગે છે તે આ અમ્લ પદાર્થને લીધે હોય છે. બગડેલા ઘીમાં જે બીજી દુર્ગંધ હોય છે તે કેસિનના કહોવાણ ( Putrifaction ) થી પરિણમે છે.

આગગાડીમાં કોલસાનો જે ઉપયોગ થાય છે તે ઉપયોગ સ્નેહ અને કર્બોદિતનો પ્રાણી શરીરમાં થાય છે. પિસ્ટન તૂટે અગર બીજા ભાગ ઘસાય તો તે કોલસાથી એન્જિન સમારવામાં આવતાં નથી પરંતુ તેને માટે પોલાદ કે લોખંડ જોઈએ. દૂધમાંનું પોલાદ સ્નેહ અગર માખણ નથી પણ પ્રોટિન ( કેસિન અને આલબ્યુમિન ) તથા દુગ્ધ ક્ષારો છે. આ વસ્તુ ઘણી જ સ્પષ્ટતાથી સમજવાની જરૂર છે. વધારે પડતાં સ્નેહદ્રવ્યો સેવાય તો શરીરની ચરબી તરીકે જમા થાય છે. શરીરના સ્નાયુઓ તેમાંથી બનતા નથી. સ્નિગ્ધ (Fatty) દ્રવ્ય "ચીકાશવાળો "પદાર્થ નથી. સ્નિગ્ધ પદાર્થો "ચીકણા" નહિ પણ "ચીકટવાળા" ગણાય. ગુંદર " ચીકણો " હોય છે " ચીકટવાળો " નથી હોતો. આ શબ્દપ્રયોગ ભ્રમ ઉપજાવે તેવો છે.

માખણ–સ્નેહ શક્તિપ્રદ (energy giving) દ્રવ્ય છે. બીજાં દ્રવ્યોનો પણ શરીરમાં શક્તિ ( energy ) ઉત્પન્ન કરવામાં ઉપયોગ થાય છે. કર્બોદિત અને નત્રિલ કરતાં સવાબે ગણી શક્તિ તેટલા જ વજનના સ્નેહમાંથી મળી રહે છે. એક ગ્રામ (gram) નત્રિલ ( Proten ) અગર કર્બોદિત ( Strach or Sugar ) માંથી ૪.૧ કેલોરી ગરમી (energy ) ઉત્પન્ન થઈ શકે છે ત્યારે તે જ વજનના સ્નેહમાંથી ૯.૩ કેલોરી ગરમી ( heat energy ) ઉત્પન્ન થાય છે. પણ આટલા ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવવાની જરૂર નથી કે શક્તિ ( energy ) સ્નેહ જ સૌથી સસ્તી કિંમતમાં પૂરી પાડે છે. નીચેના કોઠા ( Table ) માં કેટલાક ખાદ્યપદાર્થોના એક શેર વજનમાં રહેલું

શક્તિ પ્રમાણ ( energy value in calories ) આપવામાં આવે છે. જુદા જુદા વૈજ્ઞાનિક શોધકોએ પ્રયોગો દ્વારા નક્કી કરેલા આંકડા ભેગા કરીને આ ટેબલમાં ગોઠવવામાં આવેલા છે. સસ્તામાં સસ્તી શક્તિ ( energy ) સ્નેહ સિવાય બીજાં કેટલાંક દ્રવ્યોમાંથી મળી શકે એમ છે તે વાચક બજાર ભાવ ઉપરથી પોતાની મેળે જ વિચારી લે.

| ખાદ્યપદાર્થ ( edibie portion ) | કેલોરિઝ ૧ શેરમાં | ખાદ્યપદાર્થ ( edible portion ) | કેલોરિઝ ૧ શેરમાં |
|---|---|---|---|
| શુદ્ધ સ્નેહ | ૪૨૦૦ | શક્કરિયાં | ૫૫૮ |
| માખણ | ૩૪૯૧ | કેળાં | ૪૪૭ |
| બદામ | ૨૯૪૦ | દાડમ | ૪૪૭ |
| પીસ્તા | ૨૯૦૦ | બટાકા | ૩૭૮ |
| મગફળી | ૨૪૯૦ | *ગાયનું દૂધ | ૩૧૪ |
| ખાંડ | ૧૮૧૫ | સફરજન | ૨૮૫ |
| ઘઉં | ૧૬૩૫ | સેપરેટેડ દૂધ | ૨૭૩ |
| જવ | ૧૬૧૫ | કાંદા | ૨૨૦ |
| ચોખા | ૧૫૯૧ | ગાજરી | ૨૦૪ |
| ચોળા વગેરે | ૧૫૬૫ | અનનાસ | ૧૯૬ |
| કીસમિસ | ૧૫૬૨ | બીટરૂપ | ૧૭૦ |
| મધ | ૧૪૮૧ | કોબી | ૧૪૩ |
| ગોસ્ત–મટન | ૧૨૭૫ | રીંગણ | ૧૨૬ |

બશેર મગફળી બહુ તો ચારથી છ આનાની કિંમતની થાય. દોઢથી બે રૂપિયે શેર મળતા સારામાં સારા માખણ કરતાં વધારે શક્તિ ( energy ) તેમાંથી મળી રહે છે. માખણને સસ્તામાં સસ્તું શક્તિદાતા ગણવું ખરું નથી.

ઉપરના આંકડા સરખામણી અને દોરવણી માટે આપ્યા છે. તેનો ઉપયોગ વિચાર કર્યા વગર કરવો નુકશાનકારક થઈ પડશે. ખોરાકની શક્તિ ( energy value ) ઉપર શરીરને નભાવી શકાતું નથી. પણ બીજાં તત્ત્વો ઘણાં મુદ્દાનાં છે. એકલા દૂધ ઉપર માણસ જીવી શકે, અને પોષાઈ શકે પણ એકલી ખાંડ ઉપર જીવન ટકી શકતું નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. કારણ દૂધમાં શરીરને જોઈતા બધા પદાર્થો છે જ્યારે ખાંડમાં તે નથી. બન્નેમાં શક્તિ ( energy ) છે, પણ એકમાં જીવન તત્ત્વો છે ત્યારે બીજામાં નથી.

માખણ–સ્નેહ લગભગ સર્વાંશે–૯૮ ટકાથી વધારે પચી શકે છે. વધારાનો કચરો રહેતો નથી એ વાત તદ્દન સત્ય છે. જેટલે અંશે તે પચી જાય છે તેટલી સહેલાઈથી તે પચી જાય છે એ માનવું ભૂલભરેલું છે. માખણ અમુક પ્રમાણમાં જ લેવું જોઈએ. વધારે ઘી ખાવાથી પાચનશક્તિ ઉપર જે માઠી અસરો થાય છે તે બધા જ જાણે છે. કંસાર ઘીના જમણોમાં અકરાંતિયા માફક ઘી ખાધા પછીનો અનુભવ કહેનારની ખોટ નહિ

*હિંદુસ્તાનની ગાયોના દૂધમાં પશ્ચિમની ગાયોના દૂધ કરતાં સ્નેહનો ભાગ વધારે હોય છે એટલે આપણી અહીંની ગાયના દૂધમાં ઓછામાં ઓછી આ આંકડાથી સવાગણી કેલોરિઝ સમજી લેવી જોઈએ.

જણાય. માણસને રોજના ૧૦૦ ગ્રામ એટલે આશરે ૩॥ ઔંસ ઘી આપી શકાય. તેથી વધારે આપવું ફજુલ છે. ( પ્રકૃતિ અનુસાર આ પ્રમાણમાં વધઘટ થઈ શકે. )

બીજી દૃષ્ટિએ જોઈએ તો માણસને રોજની સરેરાશ ૩૦૦૦ ( ૨૭૦૦ થી ૩૫૦૦ ) કેલોરિઝ જોઈએ. તે એવી રીતે સપ્રમાણ અપાવી જોઈએ કે નત્રિલ અને કર્બોદિત સ્નેહનું અમુક પ્રમાણ ( Ratio ) જળવાઈ રહે. આ પ્રમાણને પોષણાંક ( Nutritive ratio–પૌષ્ટિક પ્રમાણ ) કહે છે. ૧ : ૩ નો પોષણાંક બહુ સાંકડો ( narrow ) ગણાય. ૧ થી ૬ નો બહુ જ બહોળો ગણાય. ૧ : ૪ થી ૧ : ૫ ની આસપાસનો પોષણાંક સારો ગણાય. નાનાં બાળકોનો પોષણાંક સાંકડો જોઈએ અને મોટાં ( Adult ) નો સામાન્ય રીતે બહોળો જોઈએ. જો Energy નો મોટો ભાગ સ્નેહ–માખણથી પૂરો પાડવામાં આવે તો બીજા પદાર્થો એટલા થોડા પ્રમાણમાં રહે કે શરીરને જોઈતા ક્ષાર, નત્રિલ વગેરે ન મળી શકે અગર તો વધારા પડતી લીધેલી સ્નેહ–શક્તિ શરીરને ગમે તે રીતે બહાર કાઢવી પડે.

વળી શરીરનું બંધારણ એવું છે કે ખોરાકનાં સત્ત્વો ( Concentrated foods ) ઉપર તે ટકી શકતું નથી. આંતરડાંને અમુક કામ પડવું જ જોઈએ તેથી થોડા ન પચે તેવા ( fibrous and bulky ) પદાર્થોનો પણ ખોરાકમાં સમાવેશ કરવો જોઈએ. બહુ ઓછી શક્તિવાળાં શાકભાજી આ ગરજ સારે છે. ક્ષારો અને વિટામિન્સ બાદ કરીએ તો શાકભાજીનું કામ આ જથો ( bulk ) પૂરું પાડવાનું છે. એટલે થોડા પ્રમાણમાં શરીરને વધારે શક્તિ ( energy ) આપનાર વસ્તુ તરીકે ગણીને માખણનો વધુ ઉપયોગ કરવો હિતાવહ નથી.

હવે રહ્યા વિટામિન્સ. જેને વિષે બહુ ન સમજાયું હોય તેવી તે વસ્તુ છે. તે અમુક વસ્તુ છે કે ખોરાકની અમુક જાતની અસર છે તે પણ પૂરતું સમજાયું નથી. ખોરાકમાંથી જુદો પાડેલો વિટામિન શીશીઓમાં ભરી શકાયો નથી. વિટામિન્સ અને કેટલાંક રોગોને સંબંધ છે. અમુક વિટામિનની ઊણપથી અમુક રોગ જ થાય છે તે ચોક્કસ રીતે નક્કી કરી શકાયું છે. આ જ સાધન વડે કઈ જાતના પદાર્થોમાં કયા વિટામિન્સ છે તે નક્કી કરવામાં આવ્યું છે. વિટામિન્સને પહેલાંના શોધકોએ નત્રિલ પદાર્થ માન્યો હતો. તે સમજી શકયા હતા કે જીવન માટે પણ તે અત્યંત ઉપયોગી વસ્તુ છે. આ બન્ને વિચારોને એકઠા કરી બંધબેસતું નામ ગોઠવવામાં આવ્યું. વાઈટલ ( Vital ) એટલે બિલકુલ આવશ્યક–પ્રાણભૂત અને અમીન ( Amine ) નત્રિલ પદાર્થ ( Amino Acids નત્રિલ પદાર્થના પાયા –foundation stone–રૂપ છે ) આ બે શબ્દોને ભેગા કરીને વિટામિન નામ ઉપસ્થિત થયું છે. આ ઉપરથી જણાય છે કે વિટામિન્સ શરીરને બિલકુલ આવશ્યક વસ્તુ છે એ પહેલાંના શોધકો સારી પેઠે સમજી ગયા હતા. વિટામિન્સ નત્રિલ પદાર્થ છે એ ભ્રમ ઘણો પાછળથી ભાગ્યો છે. અસ્તુ !

દૂધમાં એ, બી, સી, ડી વગેરે બધા વિટામિન્સ છે. સી જોઈએ તે કરતાં કંઈક ઓછો છે. ( આથી જ બાળકોને થોડોક મોસંબીનો રસ આપવાની ડોકટરો ભલામણ કરે છે ). એ અને ડી સ્નેહ સાથે માલુમ પડ્યા છે. બી અને સી પાણીમાં દ્રાવ્ય ( soluble ) છે. એટલે માખણમાં જેટલા પ્રમાણમાં દુગ્ધ–પ્રવાહી ( *milk serum* ) રહ્યું હોય તેટલા

પ્રમાણમાં તે હોય છે. માખણ બનાવતી વખતે કેસિન વગેરે નત્રિલ પદાર્થોને ઓછા કરી નાખવા માટે તે ચોખ્ખા પાણીથી પીવામાં આવે છે એટલે દુગ્ધ-પ્રવાહી—દુગ્ધ-રસ ( milk serum ) ઘણા ઓછા પ્રમાણમાં રહી જાય છે. આથી બી અને સી વિટામિન્સની માખણમાં ગણતરી જ ન કરીએ તો ચાલે. વિટામિન્સ પ્રાણીઓની ચરબીમાં હોય છે, વનસ્પતિજન્ય તેલોમાં નહિ. પ્રાણીઓની ચરબીમાંથી બનાવેલા માર્જરીનમાં વિટામિન્સ થોડેઘણે અંશે મળે ખરા. વનસ્પતિ તેલોમાંથી બનાવેલા પદાર્થોમાં નહિ.

વિટામિન્સ ઢોરના શરીરમાં પેદા થતા નથી પણ વનસ્પતિમાં થાય છે. ઢોરને તાજી-લીલી વનસ્પતિ-ઘાસ આપવામાં આવે તો દૂધ અને માખણમાં વિટામિન્સ સારા પ્રમાણમાં ઊતરે. મુંબઈના અને તેના બીજાં મોટાં શહેરોના તબેલામાં ગોંધાઈ રહેનારાં અને સૂકા ઘાસ, અને દાણા ઉપર જીવનારાં ઢોરનાં દૂધ અને માખણમાં વિટામિન્સની આશા રાખવી ગગનકુસુમવત્ છે. ખોરાક ઉપરાંત અલ્ટ્રા વાયોલેટ રેઝ ( ultra violet rays ) અને બાલ સૂર્યના તડકામાં ડી વિટામિનની અસર ( effect ) છે.

વિટામિન્સની દૃષ્ટિએ માખણ કરતાં કૉડલિવર તેલ ઘણું ચડિયાતું છે. ડૉ મેકકોલમ વિટામિન્સ ઉપર પ્રમાણ ( authority ) ગણાય છે. તેના પ્રયોગોમાં જણાયું છે કે ચૂના ( calcium ) રહિત ખોરાકમાં ૧ ટકો કૉડલિવર તેલ ઉમેરવાથી ૨૦ ટકા શુદ્ધ સ્નેહ ઉમેરવા કરતાં પણ જનાવરોની વધારે વધ ( growth ) થઈ છે. એ વિટામિનની ગેરહાજરીમાં નાનાં છોકરાંને ઝેરોપ્થાલમીઆ (Xerophthalmia) અને મોટા માણસોમાં રતાંધળાપણાના રોગ જણાય છે. ડી વિટામિન ન હોય ત્યારે છોકરાંને અસ્થિક્ષય—અસ્થિમાર્દવ-સૂકતાન (Rickets) થાય છે. આ વસ્તુ જોઈએ તેટલી સરળ નથી. એકલી ડી વિટામિનની ઊણપને લીધે જ સૂકતાન ( Rickets ) થાય છે એવું નથી ખોરાકના ક્ષારો આમાં ઘણો ભાગ ભજવે છે. ક્ષાર ક્ષાર વચ્ચેનું પ્રમાણ ઘણી મુદ્દાની વસ્તુ છે. વળી ચૂનો ( Calcium ) અને ફૉસફરસ બન્ને ઓછા પ્રમાણમાં હોય છે ત્યારે પણ સૂકતાન ( Rickets ) જણાતા નથી. પણ જ્યારે ખોરાકમાં ફૉસફરસ ઘણો ઓછો હોય અને પ્રમાણમાં ચૂનો ( Calcium ) વધારે હોય ત્યારે સૂકતાન ચોક્કસ થાય છે. ક્ષારો ખોરાકમાં સપ્રમાણ નથી હોતા ત્યારે હાડકામાં તેમની મેળવણી ઇચ્છવા જેવી થઈ શકતી નથી. વિટામિન્સ અને ખોરાકના ક્ષારો તથા તેઓના એકબીજા વચ્ચેના પ્રમાણનો પરસ્પર સંબંધ કેવો છે તે જાણવા પૂરતું આટલું બસ છે આનાથી આગળનું ક્ષેત્ર ડૉક્ટર અને આહાર-શાસ્ત્રીનું છે.

માખણની સાથે મારજરીન કે વેજિટેબલ ઘી અથવા બનાવટી ઘી* એક હરોળમાં તો ઊભાં ન જ રહી શકે. ઘી અગર માખણનો ગુણ તે પદાર્થોમાં નથી એ નિઃશંક છે. છતાં શાકભાજીમાં અને તળવામાં તલ, મગફળી વગેરેનું તેલ વપરાય છે તેમ મારજરીન અગર

*આપણી મ્યુનિસિપાલિટીઓ અને આરોગ્ય ખાતા લોકો તેવા જાગૃત નથી; નહિ તો ગાય કે ભેંસ જેવા પ્રાણીના દૂધમાંથી જ બનેલા સ્નેહ ( Butter fat ) ને "માખણ" અગર 'ઘી' શબ્દથી સંબોધી શકાય. આ સિવાયના બીજી બધી જાતના તેલો અગર ચરબીઓથી બનાવેલા ઉપસૃતો ( substitutes ) સાથે "ઘી" અગર "માખણ" શબ્દનો પ્રયોગ ગેરકાયદેસર ઠરવો જોઇએ. ઘી અગર માખણને નામે જે કંઈ છેતરપીંડી થઇ રહી છે તે એક કલમને ગોદે જતી રહેવી જોઈએ.

વેજિટેબલ તેલની બનાવટ વાપરી શકાય. ગરીબ માણસોના ઘરમાં આ વસ્તુઓને સ્થાન છે પણ ઘીની જગાએ અગર ઘીના નામે તો નહિ જ.

મારજરીન અને માખણ વચ્ચેનો ભેદ વિજ્ઞાનવિદોને પણ પારખવો અશક્ય છે એ વજુદવિનાની વાત છે. વિજ્ઞાનશાસ્ત્ર એટલું તો જરૂર આગળ વધ્યું છે કે આ વસ્તુઓ વચ્ચેનો ભેદ રસાયણિક ( Chemical ) અને પદાર્થવિજ્ઞાન ( Physical ) પ્રયોગો દ્વારા પારખી શકાય. સૂક્ષ્મદર્શક યંત્ર (Microscope) નીચે પણ આ વસ્તુઓનું જુદું જુદું સ્વરૂપ જોઈ શકાય છે. રસાયણિક (Chemical) પ્રયોગો દરેક માણસ ન કરી શકે, પરંતુ એક સાદો પ્રયોગ નીચે બતાવવામાં આવે છે. કોઈપણ જાતનાં વૈજ્ઞાનિક સાધનો–ઉપકરણો (Scientific apparatus) વિના દરેક માણસ સહેલાઈથી આ પ્રયોગ ઘરમાં આદરી શકે છે. ૨–૩ ગ્રામ—ચાર–૭ આની ભાર ઘીનો નમુનો એક ચમચામાં અગર બીજા કોઈ વાસણમાં લઈને ગેસ અગર સ્પિરિટની બત્તી (flame) ઉપર ધીમે ધીમે ગરમ કરવો. જો માખણ ચોખ્ખું હશે તો તે તદ્દન શાંત અવાજ વિના ઉકળતું દેખાશે તથા તેના ઉપર પુષ્કળ ફીણ વળશે. જો મારજરીન હશે તો ઉકળતાં કળકળાટ અવાજ થશે અને ગરમ તેલમાં પાણીનો છાંટો નાંખતાં જે કુદાકુદ થાય છે તેવો દેખાવ થશે. ફીણ વળશે તો તે નહિ જેવું જ.

છોકરાંઓને માખણ કે ઘી સાચવીને ખવરાવવું જોઈએ. કારણ ઘી પચવામાં બહુ સહેલું નથી. માતાનો ખોરાક સાચવી લીધો હોય તો તેમને જોઈએ તેટલા પ્રમાણમાં વિટામિન્સ મળી રહે છે. રીકેટસ–સુકતાનમાં કોડલિવરનો ઉપયોગ આપણે જોઈ ગયા છીએ. ધાવતાં ન હોય તેવાં નાનાં બાળકોને આપણે ઘરમાં ખાઈએ છીએ તેમ પ્રમાણમાં જ ઘી આપવું જોઈએ. દૂધ દિવસમાં દોઢથી બશેર સુધી આપી શકાય તો રીકેટ્સ વગેરેની બીક રહેશે નહિ. વળી દૂધમાં રહેલું માખણ પદાર્થવિજ્ઞાનની દૃષ્ટિએ એવી સરસ સ્થિતિ ( globules )માં રહેલું છે કે બનાવેલા માખણ કરતાં ઘણી સરળતાથી પચી શકે. દૂધ આ રીતે બમણું શ્રેયસ્કર છે. સ્નેહ પચતા પહેલાં તેના ઉપર સેપોનિફીકેશન ( જે ક્રિયા સાબુ બનાવતાં થાય છે )ની ક્રિયા થાય છે. સેપોનિફીકેશન માટે અલ્કલી ( alkali ) પદાર્થો જોઈએ. બાળકના શરીર અને લોહીમાંથી આ અલ્કલી પદાર્થો વધારે પ્રમાણમાં ખેંચાય તો લોહીનું અલ્કલી–અમ્લ ( acid ) સમીકરણ ( balance ) નષ્ટ થાય. આમ થતાં છોકરાં રોગીષ્ટ બને છે. માટે છોકરાંને તેમની સ્થિતિ જોઈને જ માખણ અગર ઘીનું અમુક પ્રમાણ આપવું જોઈએ. સાદો ખોરાક, સારા પ્રમાણમાં દૂધ અને છૂટથી ફળ તથા ખુલ્લી હવામાં ખૂબ ખેલવાનું મળે તો તેમની શારીરિક તંદુરસ્તી માટે જરા પણ બીક રાખવી ન પડે. ગર્ભાવસ્થામાં જ બાળકની ખાસ કાળજી લેવાઈ હોય તો ખાસ મુશ્કેલી પડતી નથી. માતાની કાળજી, સ્વચ્છ હવા, અને પૂરતી કસરત તથા આરામ કોઈ પણ બાળકને તંદુરસ્ત સ્થિતિમાં જન્મ આપવા માટે પૂરતાં છે. ઘણાને જાણીને નવાઈ થશે કે બાળક ગર્ભમાં ચાર પાંચ મહિનાનું હોય છે ત્યારથી તેના દાંતનું બંધારણ ઘડાવાની તૈયારી થાય છે અને છેવટના બેત્રણ મહિનામાં તો બાલગર્ભમાં દાંતો બંધાવાનું શરૂ થાય છે. બાળકના બંધારણનો માના ખોરાક ઉપર કેટલો આધાર છે તે આ વાતથી સહેજે સમજાશે.

માખણ અને ઘી એમાંથી કઈ વસ્તુનો ઉપયોગ આપણા ઘરોમાં કરવો વધુ હિતાવહ છે એ પ્રશ્નનો વિચાર આ લેખ પૂરો કરતાં પહેલાં કરી લઈએ ઘી એટલે લગભગ શુદ્ધ સ્નેહ માખણ એટલે શુદ્ધ સ્નેહ+થોડું પાણી, મીઠું અને બીજા થોડાક પારદેશિક (Foreign) પદાર્થો ઘીને ગરમી લાગેલી હોય છે માખણને નહિ આ ગુણદોષ જોવા જરૂરી છે.

ઘીમાં બી અને સી વિટામિન્સ હોતા નથી માખણમાં પણ લગભગ નથી એમ માની લઈએ બી અને સી માટે આપણે માખણ ઉપર આધાર રાખતા નથી એટલે આ વિષય પરત્વે તે મુદ્દાના નથી રહ્યા રહ્યા એ અને ડી વિટામિન્સ માખણને ગરમ કરીને ઘી બનાવતી વખતે એ વિટામિન નાશ પામે છે એવું ખાસ નથી એક પ્રયોગ (Experiment)માં ઘીને ૮ કલાક સુધી ઉકાળવા છતાં એ વિટામિન સારા પ્રમાણમાં માલુમ પડયો છે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગરમી (ઘી કરવામાં વપરાય છે તેટલી તો) એ વિટામિનને નુકશાન પહોંચાડી શકતી નથી જો ઘીને ઉકળતી વખતે પુષ્કળ હલાવવામાં આવે અગર તેમાંથી પ્રાણવાયુ (Oxygen) ગરમ થતી વખતે ચાલુ પસાર કરવામાં આવે તો એ વિટામિન નષ્ટ થાય છે એટલે ઘી બનાવતી વખતે માખણને બંધ વાસણમાં ગરમ કરવામાં આવે તો માખણનો એ વિટામિન ઘીમાં જેવો ને તેવો સપ્રભાવ (Potent) રહે છે ડી વિટામિન ઉપર ગરમી કે પ્રાણવાયુની અસર થતી નથી ડૉ મેકકોલમના એક પ્રયોગમાં કોડલિવર તેલને ૧૨૦° સેન્ટીગ્રેડ ગરમીએ ચાર કલાક સુધી ઉકાળવામાં આવેલું હતું અને તેમાંથી પ્રાણવાયુ (oxygen) પસાર થતો રાખવામાં આવેલો છતાં તે પ્રયોગમાં વપરાયેલાં પ્રાણીઓને રીકેટ્સથી બચાવવા માટે બસ હતું આ ઉપરથી સિદ્ધ થયું છે કે વિટામિન્સની દૃષ્ટિએ ઘી માખણથી જરા પણ ઉતરતું નથી

માખણ કરતાં ઘી લાંબો વખત ટકે છે ઘી લગભગ શુદ્ધ સ્નેહ છે એટલે તેમાં થોડા વખતમાં કંઈ બગડવા જેવું હોતું નથી જ્યારે માખણમાં જુદી જુદી જાતના બેક્ટેરિયા અને કેસિન વગેરે પદાર્થો થોડા પ્રમાણમાં હોય છે એટલે તે જલદી બગડવા માંડે છે. હિંદ જેવા ગરમ દેશમાં માખણનો સંચય (Storage) મોટો મુશ્કેલ અને ખર્ચાળ પ્રશ્ન છે આ રીતે જોતાં માખણ કરતાં ઘી વાપરવું વધારે સારું છે

વળી ઘી બનાવતી વખતે માખણને પુષ્કળ ગરમી લાગતાં બધી જાતના બેક્ટેરિયા નાશ પામે છે અને તે લગભગ નિર્જંતુ (Sterile) બની જાય છે જો માખણ પેસ્ચ્યુરાઈઝડ (Pasteurized) દૂધમાંથી અગર મલાઇમાંથી બનાવેલું હોતું નથી તો દૂધમાં જે જાતના રોગજનક બેક્ટેરિયા હોય છે તે માખણમાં ઉતરી આવે છે આવું માખણ ભયાનક ગણાતું જોઈએ ચારેક વર્ષ પહેલાં એક સારી ગણાતી ડેરી કંપની તદ્દન ગંદી રીતે બનાવેલું માખણ "Made from perfectly pasteurized cream" એ જાતનું લેબલ લગાડીને બહુ મોંઘી કિંમતે વેચતી મારી જાણમાં છે વળી હિંદની ગરમીમાં માખણ બગડી ન જાય માટે કેટલાંક રસાયણો (chemicals)—જે શરીરને નુકશાનકારક છે—વપરાય છે એક માખણના નમુનામાં ૦।। ટકા સુધી બોરાસિક વપરાયેલો મારી જાણમાં છે એટલે બિલકુલ ખાતરીનું માખણ ન મળે ત્યાં સુધી માખણને બદલે ઘી વાપરવું સારું છે જે લોકો—યુરોપિયનો વગેરે—જન્મથી જ રોટી (Bread) ઉપર

માખણ ખાવાને ટેવાયેલા હોય તેમનો પ્રશ્ન જુદો છે. તે ભલે મોંમાગ્યા પૈસા આપી માખણ ખાય. આપણે ખાતરીનું ચોખ્ખું ઘી ખાઈએ એ જ વધારે સારું છે.

માખણ અને ઘીની કિંમતમાં પણ બહુ ફેર હોય છે. રૂપિયાનું દોઢથી બશેર સુધીનું ચોખ્ખું ઘી મળતું હોય ત્યારે દોઢથી બે રૂપિયે શેરનું ૧૫ થી ૧૬ ટકા પાણીવાળું માખણ દિંદ ન ખાઈ શકે એ દીવા જેવું સ્પષ્ટ છે ઘીમાં જે જાતના ભેળ આવવા સંભવ છે તે જ જાતના ભેળ માખણમાં પણ આવી શકે છે. આજે માખણ અને ઘી બન્ને નિર્મળ મળવાં દોહ્યલાં છે. જ્યાં સુધી ઘી માખણના વેપારને કાયદાનું રક્ષણ ન મળે અને કાયદા બહુ જ કડક રીતે અમલમાં ન મૂકાય ત્યાં સુધી ખાસ કરીને શહેરોમાં બધા જ નાગરિકોને ચોખ્ખાં ઘી માખણ મળવાં લગભગ અસંભવીત છે. આપણી આર્થિક સ્થિતિ ધ્યાનમાં લેતાં ચોખ્ખા માખણ કરતાં ચોખ્ખું ઘી મેળવવું જરાક વધારે સુલભ છે કારણ માખણને ચોખ્ખું અને તાજી સ્થિતિમાં રાખવું વધારે ખર્ચાળ છે.

બધી દષ્ટિઓથી વિચાર કરતાં—આપણા સ્વાદ અને રુચિઓને ધ્યાનમાં લઈ ને પણ—આપણે ઘીનો ઉપયોગ કરીએ એ અત્યારની આપણી સ્થિતિમાં ઈષ્ટ લાગે છે. ઘી ખેડૂતના ઘરની બનાવેલી વસ્તુ છે અને તેને માથે ઓછામાં ઓછું ખર્ચ ચડે છે. માખણનો પ્રશ્ન તેનાથી તદ્દન નિરાળો જ છે. જે માણસો મોંમાગ્યા દામ આપીને ચોખ્ખું માખણ મેળવી અને ખાઈ શકતા હોય તે માખણનો જરૂર છૂટથી ઉપયોગ કરે. માખણનો ઉપયોગ જેટલો વધે તેટલો સારો, પરંતુ અત્યારે તો અમુક વર્ગ માટે જ માખણ સારી વસ્તુ છે એમાં તો કોઈ શંકા કરી શકે જ નહિ. કુદરતે બનાવેલા સારામાં સારા ખોરાકોમાંનું તે એક છે અને ઊંચું સ્થાન ભોગવે છે.

દિનકર પંડ્યા

## વીર

(શાર્દૂલવિક્રીડિત)

ગર્જંતા સુણી મેઘ બીપણ રવે ફાળે ભરાયે મૃગો,
સર્વાંગે થથરી ઊઠેલ સસલાં ભોંયે લપાઈ જતાં;
ના કિન્તુ વનરાજ, વીરવર એ ગાર્યે નર્યો શોભતો,
નાદે દિગ્ગજ ડારતો ગડડતા ને આભને ઉત્તરો.

પૂજાલાલ

# ભિન્ન ભિન્ન દેશોના ગ્રામજીવનની સરખામણી

[ અનુસંધાન પુ. ૧૭ અંક ૩ થી ]

[ ભાગ બીજો ]

### મલબારનાં ગામડાં

**મ**લબારમાં વરસાદ ઘણો પડે છે. કુદરતે ખૂબ અમીદૃષ્ટિ રેડી છે. કરોડો નારિયેળીનાં વૃક્ષો, કેળનાં વનો અને મરીના વેલાઓથી મલબારની ભૂમિ બહુ નેત્રપ્રિય લાગે છે. ખેતી બહુ જૂજ છે. બ્રહ્મદેશ અને બંગાળાથી ચોખા વધારે આવે છે. ગામડાંના લોકોનો મુખ્ય ઉદ્યોગ નારિયેળના કોપરામાંથી તેલ કાઢવાનો છે. નારિયેળનાં છોડાંમાંથી તંતુઓ તાણી તેની દોરીઓ બનાવે છે અનેક જાતનાં સુંઠ, મરી વગેરે કરિયાણાં ઉગાડે છે. લોકો વર્ણે સહેજ શ્યામ છે. મુખ્ય વસ્તી મુસલમાનોમાં ઝનૂની મોપલાઓ છે. હિંદુઓમાં મુખ્ય જાત નંબુદરી બ્રાહ્મણો અને નાયરો છે. મલબારમાં પોતાના ઔરસ પુત્રોને વારસાનો હક્ક મળતો નથી. પરંતુ બહેનનો પુત્ર અથવા પુત્રી—ભાણેજ અથવા ભાણેજીને વારસો મળે છે. કન્યા પતિને ઘરે નિવાસ કરતી નથી, પરંતુ પતિ સાસરે રાત્રિ પસાર કરે છે. રાજાથી તે પ્રજા સુધીમાં હિન્દુ મુસલમાન સર્વત્ર એ કાયદો સામાન્ય છે. લોકો સામાન્ય રીતે ઉદ્યોગી છે. ત્રાવણકોર અને કોચીનનાં બન્ને દેશી રાજ્યો મલબારમાં આવ્યાં છે. એ રાજ્યોમાં સ્ત્રી કેળવણી ઘણા મોટા પ્રમાણમાં છે. શિક્ષણનો બહુ સારો પ્રબંધ કરેલો છે. જીવન બહુ જ સસ્તુ છે. મોજશોખ કે લહેરીપણું જોવામાં આવતું નથી. ગ્રેજ્યુએટ મલબારમાં પંદરથી વીશ રૂપિયામાં નોકરી કરે છે. મલબારના હિંદુઓ નંબુદરી બ્રાહ્મણોને બહુ માન આપે છે. પોતાની કન્યા પ્રથમ નબુંદરી બ્રાહ્મણને વિધિસર પરણાવે છે. વિવાહ થઈ ગયા પછી તરત જ પોતાની જ્ઞાતિના યુવકને વિવાહવિધિ સિવાય પત્ની તરીકે સોંપે છે. નંબુદરી બ્રાહ્મણોમાં મોટો ભાઈ જ પોતાની જ્ઞાતિમાં વિવાહ કરે છે. બાકી બીજા ભાઈઓ શૂદ્રોમાંથી કન્યા પરણે છે. પણ પોતાનું બ્રાહ્મણત્વ બરાબર સાચવે છે. ગામડાંમાં નારિયેળીનાં ઝૂંપડાંઓ હોય છે. ગ્રામવાસીઓ સંતોષી અને સુખી જોવામાં આવે છે. ગરીબાઈ ઘણી છે; પણ ભૂખમરો નથી. સ્વચ્છતા સાધારણ રીતે ઠીક છે. સ્ત્રીઓમાં સ્વતંત્રતા છે. આ દેશમાં સ્પર્શાસ્પર્શનો વિવેક બહુ વિશેષ પાળવામાં આવે છે. શૂદ્રો અને હરિજનોના લાખો માણસો ખ્રિસ્તી થઈ ગયા છે. દેશી રાજ્યો છતાં પ્રજા શાસ્ત્રમાં ઘણી આગળ વધેલી છે. રાજા અને પ્રજા વચ્ચે મિઠાશભરેલો સંબંધ છે. માઇસોરના રાજ્યનો કેટલોક ભાગ મલબારમાં આવેલો છે.

### બંગાળાનાં ગામડાં

આ દેશ ઉપર પણ વરસાદની કૃપા છે. બંગાળામાં ઘણી ગીચ વસ્તી છે. જ્યાં જુઓ ત્યાં નાનાંમોટાં ગામડાં ફળદ્રુપ ભૂમિ ઉપર આકાશના તારાઓની પેઠે શોભી રહ્યાં હોય છે.

ગંગા અને બ્રહ્મપુત્રા જેવી વિશાળ પટવાળી નદીઓ વહેતી હોવાથી બંગાળાનાં ખેતરો બહુ ફળદ્રુપ છે. ચોખા અને જૂટનો મોટો પાક બંગાળામાં થાય છે. કોઈ વખતે અતિવૃષ્ટિ અથવા અલ્પવૃષ્ટિથી દુકાળ પણ પડે છે. પરંતુ તેવો પ્રસંગ બહુ જવલ્લે જ બને છે. બંગાળાના ગ્રામવાસીઓ કદે સહેજ નાના હોય છે અને સાધારણ મહેનતુ હોય છે. ચોખાનાં ખેતરોમાં વરસાદની મોસમમાં રોપાઓ વાવે છે અથવા પાછળથી પાણી પાય છે ત્યારે તેમની ખરી મહેનત જોવામાં આવે છે. પરંતુ તેમનાથી મજૂરી થઈ શકતી નથી. એટલે જૂટની મિલોમાં ઓરિસા અને સંયુક્ત પ્રાંતના મજૂરો વિશેષ ભાગે કામ કરે છે. મોસમ ખલાસ થયા પછી જ્યારે ખેતરો વાવવાનાં નથી હોતાં ત્યારે બંગાળી ગ્રામજનો કાપડ વણવાનું કામ કરે છે; પરંતુ હમણાં મિલના સસ્તા કાપડે તેમજ જાપાનીસ કાપડની આવદાનીએ તેમને બેકાર બનાવી દીધા છે. બંગાળી ખેડૂતો પોતાનાં ઝૂંપડાંઓને લીંપીને બહુ સાફ રાખે છે. તેમનો મુખ્ય ખોરાક માછલી અને ચોખા છે. વસ્ત્ર બહુ જૂજ પહેરે છે. કુલિન અને બ્રાહ્મણો અનેક કન્યાઓ પરણે છે. સ્ત્રીઓ પડદો રાખે છે. શિક્ષણ પુરુષોમાં થોડું છે. સ્ત્રીઓમાં તેથી પણ બહુ ઓછું છે. બંગાળામાં લૉર્ડ કૉર્નવોલિસે સ્થાપેલી જમાબંધીની પદ્ધતિ છે એટલે જમીનદારોની સંખ્યા ઘણી મોટી છે. ગામડાંમાં સોએક ખેડૂતો અને એકબે બ્રાહ્મણનાં ઝૂપડાંઓની વચ્ચે જમીનદારનો મોટો આવાસ હોય છે. ખેતીનો નફો જમીનદારના હાથમાં રહે છે. ખેડૂતો સામાન્ય રીતે સંતોષી પણ તંગીમાં રહે છે. સહકારી મંડળીનો પ્રચાર સાધારણ છે. બંગાળાનાં ગામડાંમાં દરેક ઘરમાં નાનાં નાનાં તળાવો હોય છે. તેમાંથી લોકો માછલાંઓ પકડીને ખાય છે. પરંતુ એ તળાવોમાં મચ્છર મોટી સંખ્યામાં હોય છે. તેથી બંગાળાનાં ઘણાંખરાં ગામડાં મેલેરિયાથી પીડિત રહે છે. આથી ગ્રામવાસીઓ પીળા શરીરના અને વધેલી બરોળની ગાંઠવાળા જોવામાં આવે છે. જગતવ્યાપિ મંદીને લીધે જમીનદારોની હજારોની મિલકતો વેચાય છે. લોકોની રહેણીકરણી બહુ સાદી છે. ગામડાંના લોકો વસ્ત્રો પણ બહુ થોડાં વાપરે છે. પરંતુ દરેક ગ્રામવાસીને એક પૈસાની તમાકુ જરૂર જોઈએ છીએ. સદ્ગત દેશબંધુદાસના પ્રયત્નોથી શિક્ષિત વર્ગ બંગાળાનાં ગામડાંમાં સારું કામ કરી રહ્યો છે. મેલેરિયા અને હુકવો એ નામના રોગોથી રક્ષણ મેળવવું, રસ્તાઓ સાફ કરવા, દવાદારૂ વહેંચાવવાં અને ગૃહઉદ્યોગો વધારવાના એમના પ્રયાસ છે. લોકો બંગાળી ભાષામાં બોલે છે અને લખે છે

## પંજાબનાં ગામડાં

પંજાબનાં ગામડાંની વસ્તી મજબૂત, ઊંચા કદની અને ખડતલ હોય છે. પચીસ વરસ પહેલાં પંજાબનાં ગામડાં દરિદ્ર હાલતમાં હતાં; પરંતુ પંજાબમાં પાંચ મોટી નદીઓ વહે છે. સિંધુ, બીઆસ, સતલજ, રાવી અને ઝેલમ. આ નદીઓમાં મોટી નહેરો બાંધવામાં આવી છે. આખા પંજાબમાં એ નહેરોનાં પાણી ફરી વળેલાં હોવાથી હજારો તો શું પણ લાખો એકરોમાં ખેતી થઈ શકે છે. ઘઉંનાં નીલાં ખેતરોથી પંજાબ હિજરાઈ ગયું છે. કપાસનો મોટો જથ્થો હવે થાય છે. એ રીતે આ જંગી નહેરોથી પંજાબનાં ગામડાંમાં સમૃદ્ધિ આવી છે. મંડીની જલવિદ્યુતની યોજનાથી ગામડાંને વિદ્યુત પૂરી પાડી શકાય છે. મી. બ્રેઈનના પ્રયત્નોથી ગ્રામસુધારણાને પંજાબમાં સારી પુષ્ટિ મળી છે સહકારી બિનકો કામ કરતું. સામાજિક કુરિવાજો દૂર કરવા, ગામોને સ્વચ્છ બનાવવાં, ગામોની આર્થિક સ્થિતિ સુધારવી, સ્ત્રીઓ અને

બાળાઓ માટે શિક્ષણના સાધનો ઊભા કરવા બાળકોને માટે રમતગમતના સાધન પૂરા પાડવા ગામડામા વાચન પૂરુ પાડવુ વગેરે અનેક દિશામા પજાબમા પ્રધાનો તરફથી પ્રયત્નો થઈ રહ્યા છે પજાબના ગામડામાથી લશ્કરની ભરતી થાય છે વૃદ્ધ યોદ્ધાઓને સરકાર તરફથી જમીન મળે છે આવા કારણોથી ગામડાની સુધારણાને ઉત્તેજન મળે છે પજાબમા ઘઉ અને કપાસના વાવેતર માટે આગ બીજ પૂરા પાડવાનુ કામ પણ ખેતીવાડી ખાતાએ માથે લીધુ છે આથી પંજાબ સમૃદ્ધ બન્યુ છે જગતવ્યાપી મદી હોવા છતા પજાબના ગ્રામવાસીઓ પોતાનું નભાવી રહ્યા છે પંજાબના ગામડાનુ ઘડતર ચાલુ છે ગ્રામવાસીઓની રીતભાત બહુ સ્વચ્છ હોતી નથી બીજા ભાગો કરતા પજાબમા શાહુકારોનો ત્રાસ ઓછો છે વ્યવહારિક રીતરિવાજોમા હજુ સુધારાની જરૂર છે લોકોમા ઝનૂન અને શક્તિ છે ઘણા ગામડામા ગૃહઉદ્યોગોનો વિકાસ સાધી શકાય એમ છે રેશમ અને ઊનના અનેક પ્રકારના પહેરવાના વસ્ત્રો તૈયાર થાય છે, છતા પણ હજુ વિકાસ માટે વધારે અવકાશ છે ભાષા પજાબી અને લિપિ ગુરુમુખી અથવા ઊર્દૂ છે

## સરહદ ઉપરનાં ગામડા

સરહદના ગ્રામજનો હથિયારબધ છે સૂકા પર્વતોનુ કષ્ટમય જીવન ગુજારતા હોવાથી એ ભારે ખડતલ, મજબૂત અને કદાવર છે ખેતી ત્યા બહુ જૂજ છે મુખ્ય ધધો લૂટફાટનો છે સ્ત્રીઓ પણ લૂટફાટમા સામેલ રહે છે કોઈ એકલા મુસાફરને લૂંટી લેવાનુ અથવા દુશ્મનના ઘાયલ માણસને પૂરો કરવાનુ કામ સ્ત્રીઓનુ છે. સરહદના ગ્રામવાસીઓ તદ્દન નિરક્ષર છે પરતુ આખા જગતમાં શ્રેષ્ઠ બદુક તાકનારા છે એક પૈસા માટે ખૂન કરે તેવા હોય છે ગામડામા સ્ત્રીઓ અને જમીન માટે પરસ્પર ચાલુ કલહ ચાલ્યા જ કરે છે અને તે વશપરપરા ઊતરે છે ત્યા મોટામા મોટુ યશનું કામ લૂટ અને ખૂન છે એમાય તાયફાવાળા લાગ પડે ચોરી લૂટ અને ખૂનમા ખૂબ ઉત્સાહી બતાવે છે એમનાથી રક્ષણ મેળવવા હિદી સરકારને સરહદ ઉપર હજારો માણસોની ફોજ રાખવી પડે છે સરહદ ઉપર પણ વણજારાના રક્ષણ માટે પર્વતે પર્વતે ચોકી નિભાવવી પડે છે અને દર વરસે કરોડોનુ આંધણુ દેવુ પડે છે હવે તેમને વશ કરવાનુ શિક્ષણ આપવાનું રસ્તા બાધવાનુ કામે લગાડવાનું અને પાશ્ચિમાત્ય સસ્કૃતિના માર્ગમા ઉતારવાનું કામ શરૂ કરવામા આવ્યુ છે આથી તેમનો લડાયક અને ખૂની જુસ્સો દબાશે એમ જણાવાય છે સરહદના ગ્રામ વાસીઓ સ્વતત્ર ખ્વાસના છે રાજ્યના કે સરકારના શાસનને ધીક્કારનારા છે સમૃદ્ધિમા પોતાના હથિયારો અને બાળબચ્ચા હોય છે ભારે કઠિન જીવન ગુજારે છે વેર ન લેનારને બાયલા તરીકે માની તેને જીવવાનો હક્ક સ્વીકારતા નથી ધર્મે બધા મુસલમાન છે, કપડે ચીંથરેહાલ છે પરતુ ભાષા બોલે છે

## કાશ્મીરના ગામડા

કાશ્મીર આખા હિંદમા સૌથી સુંદર દેશ છે ત્યાના ગ્રામવાસીઓ પણ હૃષ્ટપુષ્ટ દેખાવડા અને મરાક્ત છે પણ સેકડો વરસોના દુઃશાસનથી એ લોકોના મન નિર્બળ બની ગયા છે કદાવર છતા બાયલા બની રહ્યા છે કાશ્મીરમા હર ટકા મુસલમાન છે અને આઠ ટકા બ્રાહ્મણ છે સુદર આમોહવા જમીની અત્યત વિપુલતા અને પ્રકૃતિની પ્રસન્નતા હોવા છતા એ લોકો ગદામા ગદા છે ભાગ્યે જ સ્નાન કરે છે તેમના વસ્ત્રો એ

જંતુઓનું કાયમી નિવાસસ્થાન હોય છે. તેઓ પડદો પાળે છે, વહેમોને આધીન છે, દરિદ્ર અને દુઃખી જીવન ગુજારે છે. ત્યાંનાં ગામો પણ ગંદાં, સાંકડાં અને સારી રીતે અવ્યવસ્થિત છે. હિંદુઓ વધારે શિક્ષિત, સુઘડ અને ચતુર હોય છે. હિંદુ સ્ત્રીઓ સ્ફૂર્તિવાળી અને સ્વચ્છતા જાળવનારી હોય છે. કાશ્મીરી લોકો નાદર હાથ કારીગરીની ઉત્તમ વસ્તુઓ બનાવે છે. રેશમનું ભરત, શાળોનું ભરત, ગાલીચા, ઉનનાં વસ્ત્રો, લાકડાનું કોતરકામ, ચાંદીનું કોતરકામ વગેરે ગૃહઉદ્યોગો તરીકે બહુ સુંદર વસ્તુઓ બનાવી પરદેશીઓને વેચે છે; છતાં દરિદ્રી અને ખરાબ હાલતમાં રહે છે. પુરુષને દરરોજ ચાર આના, સ્ત્રીને બે આના, તથા બાળકને એક આનો મળે છે હિંદુ મુસલમાન સર્વે માંસાહારી છે. બન્ને એક જ જાતનાં વસ્ત્રો પહેરે છે. કપાળમાં તિલકથી હિંદુ ઓળખાય છે. નીતિરીતિ, આચારવિચાર, રહેણીકરણીમાં મલિનતા નજરે પડે છે. કાશ્મીરમાં હવે રાજદ્વારી જાગ્રતિ આવી જણાય છે. ટાઢને લીધે સૌ ગરમ વસ્ત્રો પહેરે છે. લોકો કાશ્મીરી ભાષા બોલે છે.

## નેપાલી ગામડા

પર્વતોમાં જે ગામડાં આવેલાં છે. ઘરો પર્વતોની શિલાઓનાં બનાવેલાં હોય છે. સ્વચ્છતાના મૂળતત્ત્વની ગેરહાજરી જોવામાં આવે છે. પર્વતોમાં ગ્રામવાસીઓ બહુ કઠિન ખેતી કરે છે. તેઓ લગભગ નિરાધાર છે. ગ્રામવાસીના ત્રણ પુત્રોમાંથી એક સરકારી લશ્કરમાં નોકરી કરે છે, બીજો નેપાળના લશ્કરમાં જોડાય છે અને ત્રીજો ખેતી કરે છે. આર્થિક હાલત જેમતેમ ઉદરનિર્વાહ કરવા જેટલી જ હોય છે. બુદ્ધ અને હિંદુ એ બન્નેનો મિશ્ર ધર્મ પાળે છે. અનેક પત્નો કરવાનો ચાલ છે. પુરુષો લશ્કરમાં જાય છે ત્યારે સ્ત્રીઓ ખેતીનું કામ કરે છે. તેઓ કદે નીચા પણ મજબૂત હોય છે. નેપાલના ગુરખા હિંદમાં સર્વશ્રેષ્ઠ સૈનિકો ગણાય છે. ભાષા નેપાલી બોલે છે. ગૃહઉદ્યોગો જેવું કાંઈ નથી.

## ઓરિસાનાં ગામડાં

આખા હિંદમાં દુઃખીમાં દુઃખી લોકો ઓરિસામાં વસે છે. ખાવા ધાન નથી, પહેરવા વસ્ત્ર નથી. માણસની એંઠી પતરાવળી ઓરિસાના લોકો ચાટી જાય છે. ગામડાંમાં પણ ચારે તરફ ગરીબાઈ ફેલાવલી છે. પણ ગરીબાઈના પ્રમાણમાં ઓરિસાનાં ગામડાં અસ્વચ્છ જોવામાં આવતાં નથી. મનુષ્યો શ્યામવર્ણ અને નાજુક બાંધાના હોય છે; ઊરિયા ભાષા બોલે છે અને લખે છે. ગામડાં ઘણાં નાનાં નાનાં છે. ચોખાની ખેતી મુખ્ય છે. વારંવાર પાણીની મોટી રેલો આવવાથી પાકને તાણી જાય છે. લોકોમાં રોગો અને દુકાળ બન્ને સાથે સહન કરવાની શક્તિ ઓછી છે. આ પ્રાંતમાં હિંદુઓની વસ્તી વધારે છે. જગન્નાથજીની જય બોલાવતા ઓરિસાના લોકોની શ્રીજગન્નાથજી જય બોલાવતા નથી. લોકોમાં ઉત્સાહ કે ઉમંગ વધારે નથી. શિક્ષણ બહુ જ અલ્પ છે. ઓરિસાનાં જાનવરો પણ દુબળાં છે. હવાપાણી ભેજવાળાં છે.

## સંયુક્ત પ્રાંતનાં ગામડાં

સંયુક્ત પ્રાંત મોટો પ્રદેશ છે. ચાર કરોડની વસ્તી ધરાવે છે. ઘણીખરી વસ્તી હિંદી ભાષા બોલે છે. જમીનદારો પુષ્કળ છે. ગામડાં ઘણાં છે. ગામડાંમાં સ્વચ્છતા સામાન્ય રહે રહે છે. વસ્તીનો એક ભાગ બંગાળની મિલોમાં કામ કરવા જાય છે. આસામના ચાહના બગીચામાં પણ પુષ્કળ લોકો કામ કરે છે. ગામડાંમાં નાનાં નાનાં ઘરો બનાવી રહે છે. સહકારી યોજના આરોગ્ય પ્રવૃત્તિ ઓછી કરે છે. હમણાં શેરડીની ખેતી ઘણી વધી છે. તેથી ખાંડની પચીસેક મોટી મિલો સંયુક્ત પ્રાંતના જુદાં જુદા ભાગોમાં સ્થપાઈ છે. તેમાં આશરે દશ

કરોડની મૂડી રોકાયેલી હશે ગ્રામવાસીઓ સશક્ત છે સ્ફૂર્તિવાળા છે પરદેશ ગમન કરે છે ગામડામા શિક્ષણની સગવડ બહુ જૂજ છે સયુક્ત પ્રાતના ભૈયાઓ હિંદના હિંદુ પૈસાદારોની માલમિલકત અને આબરૂનુ રક્ષણ કરે છે ગામડાના જાનવરો સાધારણ રીતે ઠીક છે લોકોમા જ્ઞાતિબધનો હજુ પણ છે સામાન્ય સમયમા લોકોમા ભૂખમરો હોય છે એમ ન કહી શકાય

## રજપુતાનાનાં ગામડા

રજપુતાનાનો ઘણો ભાગ રણ અને પર્વતોની હારમાળાથી ઢકાયલો છે ગામડા પ્રાચીન પરતુ જીર્ણ છે. ગામડામા ઐશ્વર્ય જોવામા નથી આવતુ જોધપુર અને બીકાનેરના મારવાડીઓ હિંદના યાહુદીઓ ગણાય છે તેઓ હિંદના ઘણા ભાગોમા પ્રસરી ગયા છે, અને સારી લક્ષ્મી મેળવી છે મારવાડમા પાણીની તાણ છે જેથી ખેડૂતો બહુ ગરીબ પરતુ શક્તિ અને સ્ફૂર્તિવાળા છે લોકોમા લડાયક જુસ્સો છે ગામડામા પણ હથિયારો મળી આવે છે શિક્ષણનો પ્રચાર જૂજ છે ખેતી બહુ કષ્ટસાધ્ય છે હના પાણી સૂકા છે ગામડામા ઝૂપડા અને નાના ઘરો જોવામા આવે છે ગામડાના લોકોની જરૂરિયાતો રજપુતાનામા બહુ થોડી છે લોકો બહુ રોગી નથી ભાષા મારવાડી અને હિંદી છે રજપુતાનાનો ઘણો ભાગ પાણી વિનાનો છે એમ કહી શકાય

## સિંધના ગામડા

સિંધના ગામડામા ૭૫ ટકા મુસલમાન છે, ૨૫ ટકા હિંદુ છે ગ્રામવાસીઓ અશક્ત છે સિંધી ભાષા બોલે છે દેશમા વરસાદ બહુ જૂજ પડે છે ચારે કોર રણની રેતાળભૂમિ છે તાપ પણ સખત પડે છે પરતુ સિંધુ નદી પ્રાતના વચ્ચોવચથી વહી સારા ભાગને ફળદ્રુપ બનાવી દે છે સિંધુમાની નહેરોથી ખેતી થાય છે લોઇડ બેરેજ નામની નહેરોની સાકળ એકવીશ કરોડ રૂપિયાને ખર્ચે બાધવામા આવી છે તેથી ચોપન લાખ એકર જમીનને પાણી પૂરુ પાડી શકાશે સિધમા જમીનદારી ઘણા છે ગ્રામવાસીઓ વારવાર રેલો આવતી હોવાથી દુ ખમા રહે છે ગામો નાના નાના અને દરિદ્રી છે લોકોમા સ્વચ્છતા બહુ અલ્પ છે શિક્ષણ તેથીયે અલ્પ છે ગામડામા ઝૂપડા અને ઘરો ગન્ન હોય છે હૈદ્રાબાદના લોહાણાઓ સિવાય લોકો પરદેશગમન કરતા નથી પ્રગતિ નથી સહકારી સસ્થાઓ આગળ વધતી નથી લોકોમા ગૃહઉદ્યોગો કોઈ કોઈ ભાગમા ઠીક છે

## કચ્છ કાઠિયાવાડનાં ગામડાં

બન્ને દેશોના પેટાળમા પાણી નથી નાના દેશી રાજ્યો ઘણા છે ગામડામા ઝૂપડા થોડા અને ઘરો વિશેષ છે સ્વચ્છતા સાધારણ જાળવે છે શિક્ષણનો પ્રચાર થોડો છે લોકો સશક્ત અને સ્ફૂર્તિવાળા છે પરદેશગમન સાધારણ રીતે ઠીક ઠીક કરે છે પરદેશથી કમાઈ આવનારાઓએ ગામડામા પણ મોટા મકાનો ચણાવ્યા છે દુકાળ સિવાય લોકોમા ભૂખમરો નથી ગામડાના લોકો પણ હથિયારો રાખે છે ખેતી ઉપર સારુ લક્ષ આપે છે સહકારી સસ્થાઓ નથી ખેતીની સુધારણા ઉપર ધ્યાન નથી ગામડા ગન્ન રહે છે ગૃહઉદ્યોગો સાધારણ છે મોટા ઉદ્યોગો જૂજ પ્રમાણમા છે મોટી નદીઓને અભાવે નહેરો નથી આબોહવા સૂકી છે લોકો વહેમી છે ભાષા કચ્છી અને ગુજરાતી પણ લિપિ ગુજરાતી છે

## ગુજરાતના ગામડા

ગુજરાતના ગામડા કચ્છ કાઠિયાવાડના ગામડા કરતા ફળદ્રુપ છે દુકાળના વર્ષો સિવાય ગામડાના લોકોને દુ ખ નથી સ્વચ્છતા સાધારણ જાળવે છે લોકો પરદેશગમનના વધારે

શોખીન નથી. કચ્છ, સિંધ, કાઠિયાવાડ, રજપુતાનાના લોકો સંસ્કૃતિમાં વધારે આગળ વધેલા છે. ગૃહઉદ્યોગો સાધારણ છે. મિલઉદ્યોગોનો વિકાસ સારો થયો છે. લોકો બહુ સશક્ત પણ નથી, તેમ છેક અશક્ત પણ નથી. શિક્ષણમાં વિશેષ પ્રગતિ નથી ખેતી સારી કરે છે. સહકારી સંસ્થાઓની પ્રગતિ અલ્પ છે. ભાષા અને લિપિ બન્ને ગુજરાતી છે.

### મહારાષ્ટ્રનાં ગામડાં

મહારાષ્ટ્રમાં ઘણો પર્વતનો ભાગ છે. લોકો બળવાન અને સશક્ત છે. ગામડાંમાં સ્વચ્છતા ઠીક પ્રમાણમાં છે. શિક્ષણમાં લોકો પછાત છે. પરદેશગમન કરવાની વધારે વૃત્તિ નથી. સારા સૈનિક બની શકે તેવા છે. લોકોમાં સ્ફૂર્તિ અને ઉત્સાહ છે. હવા સૂકી છે. ભાષા મરાઠી છે. ગામડાંમાં નાનાં નાનાં ઘરો છે. સમૃદ્ધિ દેખાતી નથી. ખેતી ઉપર ઠીક મહેનત કરે છે. ગૃહઉદ્યોગો જૂજ છે. મુંબાઈના મિલઉદ્યોગને મજૂરો પૂરા પાડે છે. અહીંના ગ્રામવાસીઓ સારા મજૂર ગણાય છે.

### મદ્રાસનાં ગામડાં

મદ્રાસની સંસ્કૃતિ, ભાષા, લિપિ હિંદના બીજા ભાગોથી જુદાં પડે છે. લોકો રંગે શ્યામ અને બહુ સશક્ત નથી. છતાં પરદેશના શોખીન છે. હિંદની બહારના દેશોમાં હિંદીઓની વસ્તીમાં મોટો ભાગ મદ્રાસ તરફનો છે. વસ્તી વધારે તેથી સિલોન વગેરે ઠેકાણે જૂજ મજૂરીને માટે જાય છે. એ પ્રાંતમાં સ્પર્શાસ્પર્શનો વિવેક બહુ છે. સુંદર ભવ્ય મંદિરો પણ ઘણાં છે. આ પ્રાંતનાં ગામડાંમાં સ્વચ્છતા વધારે છે. સર પેટ્રીક ગેડસ નામના નામાંકિત નગરરચના કરનાર કહેતા હતા કે જગતમાં મદ્રાસનાં બ્રાહ્મણ ગામો જેવાં સ્વચ્છ અને સારી રીતે વ્યવસ્થિત ગામો મેં ક્યાંય પણ જોયાં નથી. મંદિરની આસપાસ સ્વચ્છ ઘરોનાં લિંપેલાં આંગણાંમાં સ્ત્રીઓ અનેક પ્રકારનાં રંગોળીનાં ચિત્રો પૂરે છે. સાદાં ઘરોમાં સ્વચ્છતા મુર્તિમંત સ્વરૂપે રહેલી જોવામાં આવે છે. સ્ત્રીઓ અને પુરુષો બન્ને સ્વચ્છ દેખાય છે.

### સામાન્ય હકીકત

હિંદમાં ૭ કરોડ હરિજનો, ભીલો, વાઘરી વગેરે પછાત વર્ગના લોકો રહે છે આમની સ્થિતિ બહુ દીન છે. આપણાં ગામડાં નાનાં હોય છે. હાલબેહાલ ઝૂંપડાં, ખાડાટેકરાવાળા અને ગંદી વસ્તુઓથી ભરેલા રસ્તાઓ, ચારે તરફ ગુંગળાવી નાખતી દુર્ગંધ વગેરે નજરે પડે છે. લોકો મરેલ માંસ, એંઠવાડ વગેરે ઉપર પોતાનો નિર્વાહ ચલાવનારા હોય છે. પહેરવાને ચીંથરાં, રહેવાને ઝૂંપડાં હોય છે. આ જાતનો મનુષ્યત્વની સાધારણ સંસ્કૃતિથી પણ નીચે ઉતરેલી છે. મુક્તિફોજ વગેરે ખ્રિસ્તી મિશનો તેમને પોતાના પંથમાં લઈ કાંઈક સુધારા ઉપર લાવવાનો પ્રયત્ન કરે છે. એમના જીવનને પશુજીવન કહીએ તો ખોટું નથી. એમની ખેતી પણ બહુ પછાત છે.

સસ્તી પરદેશી વસ્તુઓ હિંદમાં ખૂબ આવી પડી છે. ગામડે ગામડે પેસી ગઈ છે. ગૃહઉદ્યોગો એની સામે ટકી શકતા નથી. ગામડાંના ઉદ્યોગી જીવન ઉપર આ પરદેશી સસ્તા માલેજે મોટો પ્રહાર કર્યો છે.

શહેરીઓને ગ્રામજીવનનો અનુભવ નથી. ગામડાંને સુધારવાના ભગીરથ કામમાં દરેક ભણેલો યુવક કટિબદ્ધ થશે તો જ તે દિશામાં પ્રગતિ થઈ શકશે.

ડુંગરશી ધરમશી સંપટ

# આવિર્ભાવ

[ પૃથ્વી ]

ચહે હૃદયભીતરે વસત ગૂઢ આનંદ કો
થવા પ્રગટ જીવને, અગણુ રૂપવૈવિધ્યના
અપૂર્વ નવસાજમાં; ક્ષણુ ક્ષણે અધીરા સમો.
રહે હૃદય તેથી અસ્થિર; સમસ્ત સંસારનું,
જવળે અગનજ્યોત શી પ્રતિઉરે અભીપ્સા, બધા
વહી નડત અંતરાય અણુવ્યક્ત આનંદને
અખંડ પ્રગટાવતી નવલ સૃષ્ટિમાલામહીં:
વળે મનુજને ન ઝંપ, પશુપંખીને યે કદી;
અચેત પૃથ્વિતણા કણુ કણે અધીરા બની,
જડત્વમય જેલની ઘન દીવાલ દારી, મહીં
યુગોથી જકડાયલા નિખિલ જીવનાનંદને
વિમુક્ત કરતા દઈ પ્રગટ—રૂપ અવ્યક્તને:—
પદાર્થ સરજાય પૃથ્વીપડમાં માહાશ્ચર્યથી—
ભર્યા, વનવિલાસની હરિત રમ્ય શોભામહીં
ઊઠે મરમરી સચેત થઈ ભૂમિકેરી કણી,
નિગૂઢ કંઈ ગોઠડી કરત, ધારતી ફાગમાં
સુહાગ નવરંગના, કુસુમગંધમાધુર્યને
દશે દિશ વહાવતી, કરત મુગ્ધ સૌન્દર્યમાં.
વિહંગમ મધુ સ્વરે હૃદય રેલતા, નાચતાં,
અધીર નિજ પાંખથી ગગનનીલિમા માપતાં,
અનેક મિષથી પ્રદર્શિત કરંત ગૂઢાત્મને.
ધ્વનંત નવછંદમાં કવિ નવાં નવાં દર્શને
થતા અનુભવોમહીં પમરતા નિજાનંદને
કરે પ્રગટ; શિલ્પકાર લઈને વિરૂપા શિલા

ઘડે સુભગ ચૈત્યમૂર્તિ નિજ સ્વપ્નસૌન્દર્યની
સચેતનસમી; અને હૃદયરંગ પીંછી પરે
લઈ કુશલ ચિત્રકાર તનુ રેખસીમામહીં
સદર્પ વિલસાવતો પરમ ભાવનાસૃષ્ટિની
અલૌકિક પરંપરા; ભુવનપારની સૂરતા-
તણા ધ્વનિ સૂણી સૂણી, મુદિતચિત્ત સંગીતનો
ઉપાસક વિમુક્ત કંઠ પડછંદ આલાપતો;
અને જગત આંધળી અગણ્ કર્મધારામહીં
પ્રવાહિત કરે અખંડ ઊલટે ચડી કામના;
સમસ્ત સુખદુઃખની લહર ઉપરે એકલી
કલા કરત નૃત્ય વિહ્વલ બનેલ આનંદની.

અતીન્દ્રિય, મને અગમ્ય, પર સચ્ચિદાનંદને
ઉરે ય અભિલાષ દિવ્ય પ્રગટે અને વિશ્વની
અનંત ઘટમાળમાં, દશ દિગંત વિસ્તારમાં,
મહાગહન કાળમાનમહીં ભવ્ય સંવાદમાં
પ્રકાશપરિવારરૂપ શુભ વ્યક્તિને પામતા.
ચરાચરતણા મહાહૃદયપદ્મની પાંખડી
ખુલે સતત જોઈ જોઈ અણદીઠ કો આંખડી.

લહે અમૃત વિશ્વપ્રાણ અણવ્યક્ત આનંદને
અખંડ લહરાવતાં પ્રકટરૂપના રાસમાં.

પૂજાલાલ

# વર્ણાન્તર સંકરણ

પ્રકૃતિમાં રહેલા ગૂઢ નિયમોનું નિરૂપણ કરવું હોય તો સંજનનશાસ્ત્ર ( Genetics ) ના " વર્ણાન્તર સંકરણ "—Interspecific Hybridization—જેવા એકાદ અંગનું વિવરણ કરવાથી જ થઈ શકે. વર્ણાન્તર સંકરણ એ મનુષ્યહૃદયમાં રહેલી શોધક શક્તિના એક આવિર્ભાવરૂપ છે. એક જ નૈસર્ગિક વર્ગનાં ( Natural Order ) કપાસ અને ભીંડાનો સંકર કરવાથી શું પરિણામ આવશે એવી જિજ્ઞાસા પણ ખરી. એક જ વર્ગની કે વર્ણની બે જુદી જુદી જાતિઓનો સંકર ( Intervarietal Cross ) ઉત્પન્ન કરવો એ સહેલી વાત છે; અને સંજનનશાસ્ત્રે જીવવિદ્યા–Biology–ઉપર એ બાબતમાં ઘણો અગત્યનો પ્રકાશ નાખ્યો છે; પણ જુદા જુદા વર્ગનો કે વર્ણનો સંકર—વર્ણાન્તર સંકર—ઉત્પન્ન કરવો એ હાલ સુધી અશક્ય લેખાયું હતું. સંજનનશાસ્ત્રીઓએ ઘણા પ્રયોગો કરેલા પણ ધારી સફળતા નહિ મળેલી. એવો સંકર ઉત્પન્ન થતો તો તે નપુંસક નીવડતો; પણ લુધર બુરબેન્ક જેવા અસાધારણ સંજનનશાસ્ત્રી—જે પ્લેન્ટ વીઝાર્ડ ( Plant Wizard ) ના નામથી મશહુર છે તેને જ્યારે મૂળા અને કુબીનો વર્ણાન્તર સંકર ( Rapheno-Brassica ) સફળતાથી ઉત્પન્ન કર્યો ત્યારે સંજનનશાસ્ત્રને નવું જ દિશા-સૂચન મળ્યું, અને પછી વર્ણાન્તર સંકરણ ઉપર ઘણા અને વિવિધ પ્રયોગો થવા લાગ્યા. આ પ્રયોગોમાં પ્રકૃતિના ગૂઢ નિયમોનું એકલું સંશોધન જ નહોતું; સાથે સાથે એવા પ્રયોગો જનતાને આર્થિક દૃષ્ટિએ કેટલા લાભદાયક થઈ પડશે એ પણ હતું. કેટલાક સંજનન-શાસ્ત્રીઓએ વિજ્ઞાનના શુદ્ધ પ્રેમને લઈને જ સંશોધન આરંભેલું. સંજનનશાસ્ત્ર જ એટલું રસિક છે કે ત્રણ દસકામાં તો તેણે મનુષ્યજ્ઞાનમાં ઘણો વધારો કર્યો છે સૈકાઓજૂનાં ભૌતિકવિજ્ઞાન અને રસાયનશાસ્ત્રની પછી મહત્તામાં આને ત્રીજું સ્થાન મળે છે. અને ભવિષ્યમાં પણ તેના વિકાસ માટે ઘણું વિશાળ ક્ષેત્ર છે. કારણકે સંજનનશાસ્ત્રમાં વનસ્પતિ—ખાસ કરીને ખેતીવાડીની, બાગાયતની અને મનુષ્યને ઉપયોગી દવાદારૂ કાષ્ટ વગેરેની જંગલની વનસ્પતિ—અને પ્રાણીઓનુ સંજનન (Plant and Animal Breeding), કોષવિદ્યા–Cytology–માનવજાતિને સ્પર્શતું યુજેનિક્સ–Eugenics–સંજીવનગણનાશાસ્ત્ર ( Biometry ) વગેરે સંકળાયેલા વિષયોનો સમાવેશ થાય છે; અને આ બધા વિષયો ખેડાયેલા નહિ હોવાથી તેમાં સંશોધન માટે પણ ઘણું જ ક્ષેત્ર છે.

પુષ્પરચના કે પુષ્પાકૃતિ—Floral diagram, floral formula—ઉપર રચાયેલ વનસ્પતિશાસ્ત્રનું વર્ગીકરણ સંજનનશાસ્ત્રને અનુકૂળ થઇ પડે કે કેમ એ પ્રશ્નનો ઉકેલ કોષવિદ્યાનો આધાર લઈ કરી શકાય એમ છે. વનસ્પતિના બાહ્ય ચિન્હોની સામ્યતા, બાહ્યાકૃતિ, અને પુષ્પરચના વગેરે ગુણો ( Morphological characters ) આપણને વનસ્પતિના ખરા બંધારણનું પૂરેપૂરું નિરૂપણ નથી કરાવતા. બાહ્યગુણોની સામ્યતાથી દોરવાઈ સંકરણ કરવા જતાં જો નિષ્ફળતા મળે તો તે નિષ્ફળતાનુ ખરું કારણ શોધવા જતા કોષવિદ્યાને

સંશોધનનું મધ્યબિંદુ બનાવવું પડે છે. અત્યાર સુધી તો એમ કરવું પડયું છે. ફલેકમંદ નીવડેલા સંકરનું સૂક્ષ્મદર્શક યંત્ર નીચે નિરીક્ષણ કરવાથી, કોષમાં રહેલા કોષબિંદુના ગુણવાહકો—Chromosomes—નીરખવાથી તેની પ્રકૃતિને અનુરૂપ, અનુકૂળ વર્ગીકરણ વધારે લાભદાયક થઈ પડે. પુષ્પરચના ઉપર કરેલા વર્ગીકરણ (Taxonomic classification) કરતાં જીવનકોષ ( Germcell ) ના બંધારણ ઉપર રચાયેલું વર્ગીકરણ ( Genetic classification ) વિજ્ઞાનના ભવિષ્યના ઉત્કર્ષ માટે આપણને વધારે અનુકૂળ થઈ પડે, તેથી પુષ્પરચનાવાળું વર્ગીકરણ અધૂરું કે ખોટું છે એમ નહિ. સંજનનશાસ્ત્રના વિકાસ માટે એ એક મજબૂત પાયારૂપ છે અને તેના ઉપર જ સંજનનની ઇમારત ચણાવાની. પણ અમુક હદ સુધી પહોંચ્યા પછી સંજનનશાસ્ત્રને આવા કોઈક વર્ગીકરણ વિના ચાલશે નહિ. વર્ણાન્તર સંકરણ પ્રકૃતિની આ ગૂઢતા ઉકેલી શકે એમ છે. જો બે ભિન્ન ભિન્ન વર્ગમાં યોગસાદૃશ્ય ( affinity ) નહિ હોય તો તેનો સંકર પણ નહિ ઉદ્ભવી શકે અને તેથી ઊલટું એક જ જાતની પુષ્પાકૃતિવાળી વનસ્પતિ જુદા જુદા વર્ગોમાં નથી હોતી એમ પણ નહિ. વૃક્ષના કોષોના યોગસાદૃશ્ય ( Physiological affinity ) વિના સંકરણ સંભવી શકે નહિ: અને આવી કોઈ વસ્તુ ઉપર રચાયેલું વર્ગીકરણ કૃષિશાસ્ત્રી—agronomist—વનસ્પતિશાસ્ત્રી, જીવશાસ્ત્રી, સંજનનશાસ્ત્રી વગેરે સર્વને અનુકૂળ થઇ પડે. વર્ણાન્તર સંકરણથી આ મોટામાં મોટો લાભ થવા સંભવ છે. આજુબાજુનાં વાતાવરણ, હવામાન, ઉષ્મા, તેજ, ભેજ, જમીનની સ્થિતિ જેવી કે ક્ષારામ્લતા, કયા અને કેવા કીટાણુઓ જમીનમાં છે વગેરે વસ્તુનો જાણનાર કૃષિકાર વૃક્ષની આજુબાજુના વાતાવરણ ( ecology )ના દૃષ્ટિબિંદુથી કેવાં તુસો વાવવાં તે આવા કોઈક પ્રકારના વર્ગીકરણથી બહુ સહેલાઈથી નક્કી કરી શકે. હાલના વર્ગીકરણને લીધે તો વૃક્ષની આજુબાજુની સ્થિતિ ( Ecological conditions ) તેની તે જ કાયમ રહેવા છતાં પણ એક જ વર્ગનાં અમુક તુસો અમુક જમીનમાં ન થાય એ જમીનનો કે આબોહવાનો દોષ નથી પણ વનસ્પતિના વર્ગીકરણની કંઈક ન્યૂનતા સૂચવે છે. ઉપર કહ્યું તે મુજબ જીવનકોષના બંધારણ ઉપર રચેલું વર્ગીકરણ આ ન્યૂનતા પૂરી પાડશે.

હવે હાલ સુધી વર્ણાન્તર સંકરણનું કામ કેટલે સુધી પહોંચ્યું છે અને તેમાંથી કેટલાં કેટલાં નવાં તારતમ્યો આપણને મળ્યાં છે તે જોઈએ.

**સંકરણની શક્યતા** (Crossability): ઘણે મોટે ભાગે એક જ જાતની પુષ્પરચના સંકરણની શક્યતા નક્કી કરે છે; અને પુષ્પરચનાનાં આધારભૂત વર્ગીકરણથી જ બે છોડ ( Parent plants )ની પસંદગી કરવામાં આવે છે. આવા વર્ગીકરણના કોઠામાં જે જે જાતો કે વર્ગો નિકટમાં નિકટ હોય છે તે ઘણી સહેલાઈથી અને સફળતાથી સંકર પેદા કરી શકે છે. પણ આ સંબંધ જેમ જેમ મહોળો થતો જાય છે તેમ તેમ સંકરણ વધારે ને વધારે અશક્ય બનતું જાય છે. એશિયાના ( Asiatic ) કપાસની જુદી જુદી જાતો—જેના ગુણવાહકોની સંખ્યા ૨૬ છે—આપસઆપસમાં બહુ સહેલાઈથી અને સફળતાથી સંકર પેદા કરી શકે છે; પણ એશિયા અને અમેરિકાની જાત—જેના ગુણવાહકોની સંખ્યા ૫૨ છે—વચ્ચેનો સંકર કરવો થોડો દુષ્કર છે. અને તેથી પણ વધારે તેની જ પુષ્પરચનાવાળા અને તેજ કપાસાદિ વર્ગ ( Malvaceous Order )ના કપાસ અને ભીંડાનો સંકર કરવો અશક્ય જ થઈ પડશે. આમ આપણે જેમ ઉત્તરોત્તર આગળ વધતા

જઈશું તેમ તેમ સંકરણની શકયતા ઘટતી જતી જણાય છે. કપાસાદિ વર્ગના કોઈ પણ છોડનું બટાકાદિ ( Solanaceous Natural Order ) કે એવા બીજા કોઈ વર્ગના છોડ સાથે ભાગ્યે જ સંકરણ કરી શકાય. એ તો પ્રકૃતિમાં અશકયતા જ લેખાય છે. કોષવિદ્યાની દૃષ્ટિથી કોષબિંદુ—Nucleus - ના ગુણવાહકોની સંખ્યા બન્ને વર્ગના છોડમાં એક જ હોય તો પણ તે છોડનો સંકર સફળ થશે કે કેમ એ અગાઉથી કહી શકાતું નથી. કારણકે એક જ સંખ્યાના ગુણવાહકોવાળા છોડનો સંકર સફળતાથી ઉત્પન્ન નથી પણ થતો એવા દાખલા મળી આવે છે. આ ઉપરાંત બે ભિન્ન ભિન્ન વર્ગોનું સંકરણ એક જ દિશામાં સફળતાથી કરી શકાય છે; તેથી ઊલટી દિશામાં સફળતાથી સંકર નથી પેદા કરી શકાતો. મૂળા ( Raphanus sativus ♀ ) અને કુબી ( Brassica oleracea ♂ ) નો સંકર સફળ થયો હતો; પણ તેથી ઊલટી દિશામાં સંકર ( Reciprocal Cross ) નહોતો ઉત્પન્ન કરી શકાયો; હજુ પણ તેની શકયતા છે જ નહિ. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે સંકરણની શકયતા નક્કી કરવાનું સાધન પૂર્વાનુગામી પ્રયોગો જ છે. એ પ્રયોગો જે પ્રમાણે આપણને સૂચવે તેના ઉપર જ આપણું ત્યારપછીનું સકરણનું કામ રચી શકીએ.

આવા સંકરના બાહ્યગુણોના આવિર્ભાવમાં બહુ ફેર પડતો નથી. અને જે બે વર્ણના છોડનો એ સંકર હોય તે જો શુદ્ધ—સમબીજક્ષેત્રગુણાત્મક ( *Homozygous* ) એટલે બીજધર્મે ( નર ) અને ક્ષેત્રધર્મે ( નારી ) રહેલા ગુણોનો સમભાવ—હોય તો એના બાહ્યગુણો મધ્યમ રીતે વ્યકત થાય છે. જો એક છોડ બહુ ઊંચો હોય અને બીજો ઠીંગણો હોય તો તે બે વચ્ચેનો સંકર મધ્યમ ઊંચાઈનો થશે. વિસમબીજક્ષેત્રગુણાત્મક—( Heterozygous )—બીજધર્મે ( નર ) અને ક્ષેત્રધર્મે ( નારી ) રહેલા ગુણોનો વિસમભાવ—છોડોના સકરણમાં ધાર્યું પરિણામ નથી મળતું. કારણકે એવી બાબતોમાં આંકડાશાસ્ત્રની વિવિધ પદ્ધતિઓ કે મેન્ડેલના સિદ્ધાંતો લાગુ નથી પડતા.

**સંકરનો જોસ** ( Heterosis અથવા Hybrid vigour ): વૃક્ષો શું કે પશુઓ શું પણ તેનો સંકર અસાધારણ જોસ બતાવે છે. તે એટલે સુધી કે ઊંચા જનકવૃક્ષ કરતાં પણ સંકર વધારે ઊંચાઈ અને વિસ્તાર બતાવશે. " ખચ્ચર " પણ આવો જોસ બતાવે છે. મૂળા અને કુબીના સંકરમાં પણ આ જ બન્યું હતું. પો-મેટો ( બટાકા—Solanum Tuberosum અને ટામેટો *Lycopersicum esculentum* એ બે વચ્ચેનો સંકર ) માં પણ આમ જ બન્યુ હતુ. કોઇમ્બેટુરમાં ઉત્પન્ન કરેલા શે-જ્વારે (શેરડી Saccharum officinarum અને જુવાર Andropogon sorghumના સંકરે ) પણ અસાધારણ જોસ બતાવ્યો હતો. અસાધારણ જોસ એ તો સંકરનો મુખ્ય ગુણ છે. " વર્ણસંકર " વિષેનો આપણો પ્રચલિત ખ્યાલ પણ નપુંસકતા અને અસાધારણ જોસના ભાસ વિનાનો નથી હોતો. જીવનધર્મની દાંડી જાણે ઊંચે ચઢતી જતી હોય એમ માલુમ પડે છે. જોકે આ અસાધારણ જોસ જેમ જેમ વંશવેલો આગળ વધતો જતો જાય છે તેમ તેમ ઓછો થતો જાય છે. અને આખરે જીવનધર્મની દાંડી સ્થિર થતી માલુમ પડે છે. છોડની ઊંચાઈમાં, વિસ્તારમાં થડની જાડાઈમાં, પેરાયા ( Internode ) ની લંબાઈમાં, પાંદડાં અને પુષ્પના વિસ્તારમાં અને સંખ્યામાં વગેરે ઘણી બાબતોમાં આ

જોસ વ્યક્ત થાય છે. વૃક્ષકોષ કે પ્રાણીકોષની સંખ્યામાં વધારો થવાને લીધે આ જોસ હોય છે. કોષોનું કદ કે વિસ્તાર—લંબાઈ પહોળાઈ—કાયમ જ રહે છે. પણ કોષબિંદુ વિસ્તારમાં વધેલું માલુમ પડેલું છે. અને આ કોષબિંદુ મોટું થએલું હોવાથી કોષવિભાગ-Cell division—બહુ ત્વરાથી થવાથી કોષની સંખ્યા પ્રમાણમાં આખરે બહુ વધી જાય છે. આવો સંકર થોડો ખડતલ હોય છે ( દાખલા તરીકે ખચ્ચર ) અને રોગ, હીમ, ઠંડી કે બહુ ગરમીનો સામનો કરી શકે છે. તેની જીવનદોરી પણ થોડી લાંબી હોય છે. વર્ણાન્તર કે વર્ણસંકરનો આ જોસ સહજ-સ્વાભાવિક હોય છે. એવા સંકરને કોઈ પણ જાતનું બાહ્ય ઉત્તેજન નથી મળતું કે જેના પ્રત્યુત્તર રૂપ એ જોસ હોય. અને એ જોસ જો કાયમ રાખવો હોય તો સંકરની બીજમાંથી અભિવૃદ્ધિ નહિ કરવી. કારણ કે તેમ કરવાથી તે જોસ ઘટી જાય છે. પણ કલમ કે આંખ કરી, ગઠ્ઠો ઉતારી, કે તેના કકડા-દાતણ વાવવાથી તેની અભિવૃદ્ધિ કરવી કે જેથી એ જોસ જળવાઈ રહે. સજાતિય પ્રજનન—Sexual reproduction-સંકરના જોસને કાયમ રાખવા માટે નકામું છે; વિજાતિય પ્રજનન-Asexual reproduction-એક જ માત્ર રસ્તો છે.

સંકરણની સફળતા: સંકરણની સફળતાનો મુખ્ય આધાર બીજોત્પત્તિ ઉપર છે. સંકર સફળતાથી બીજ ઉત્પન્ન કરી શકે તો તેની અભિવૃદ્ધિ ( Propagation ) બીજ વાટે બહુ સહેલાઈથી અને સુગમતાથી કરી શકાય. અને થોડા વખતમાં ધાર્યું પરિણામ લાવી શકાય. બીજોત્પત્તિ પરાગ અને અંડકોષ ઉપર અવલંબી રહેલી છે. પરાગ અને અંડકોષ બીજ ઉત્પન્ન કરવાને શક્તિમાન છે કે નહિ તે એ બન્નેના યોગ ( Fusoin ) ઉપર આધાર રાખે છે. યોગ થાય તો બીજ ઉત્પન્ન થશે કે કેમ, બી ઉત્પન્ન થયા પછી તે ઉગશે કે નહિ; ઉગ્યા પછી વધી, પરિપક્વ થઈ શકશે કે નહિ અને પરિપક્વ થયા પછી ફળવાને શક્તિમાન છે કે નહિ—આ બધા ઉપર સંકરણની સફળતા અવલંબી રહેલી છે. આવા સંકરો ઘણે મોટે ભાગે તો બીજ ઉત્પન્ન કરી શકતા નથી. સંકરણ અમુક હદ સુધી પહોંચ્યા પછી ઉપર જણાવેલી કોઈક જગાએ નિષ્ફળ થઈ જાય. અને આપણે આગળ જ ન જઈ શકીએ. તે વખતે વિજાતિય રીતે તેની અભિવૃદ્ધિ કરવાની ફરજ પડે છે. સંકરણની સફળતાના ચાર વિભાગ પાડી શકાય:—

(૧) સંપૂર્ણ સફળતા: આમાં જે સંકર ઉત્પન્ન કર્યો હોય તે જે બીજ આપે તે બધાં ફરીથી મેન્ડેલના સિદ્ધાંતોને અનુસરીને સંકર ઉત્પન્ન કરી શકે. મૂળા અને કુબીનો એવો એક જ સંકર છે કે જેને આ વર્ગમાં મૂકી શકાય. એ જ સંપૂર્ણ સફળતાથી ઉત્પન્ન કરી શકાયો છે. પણ જો એના જનકનો ક્રમ બદલીએ તો સફળતા નથી મળતી.

(૨) અપૂર્ણ સફળતા: આમાં જેટલાં બી ઉપજે તે બધાં સફળતાથી ઉગી ફળે નહિ. બહુ થોડાં જ બીજ ઉત્પન્ન થાય અને ઉત્પન્ન થએલાં બીમાંથી બધાં જ ફલિત ન થાય. ઘઉં અને જવનો સંકર ( Triticum sativum ♀ × Secale cereale ♂ ) આ વર્ગમાં આવે છે. ગુજરાતકોની વિસમ સંખ્યા કદાચ આના કારણભૂત હશે.

(૩) આર્થે નપુંસકતા: આમાં કોઈક વખત બીજ ઉત્પન્ન થઈ શકે કે જે ફળવાને શક્તિમાન હોય; પણ આવી બીજોત્પત્તિ માટે એ સંકર અને મૂળભૂત જે બે છોડનો એ સંકર હતો તેમાંના એક છોડ સાથે પાછું સંકરણ—Backcrossing—કરવામાં આવે ત્યારે જ બીજોત્પત્તિમાં આપણને સફળતા મળે. અને તેમાં કુલ ૧૦૦ બીજે ૫૦ બીજ

ધાર્યા સંકરે આપે. તમાકુ આદિ વર્ગના બે વર્ણો ( Nicotiana tabacum ♀ × N. sylvestris ♂ ) નો સંકર આ પંક્તિમાં આવે છે. આ વર્ણસંકરની અભિવૃદ્ધિ માટે જોઈતા બીજની ઉત્પત્તિ માટે તેનું કાંતો માતૃછોડ ( Nicotiana tabacum ♀ ) કે પિતૃછોડ ( N. sylvestris ♂ ) જોડે સંકરણ કરવું જોઈએ કે જેથી થોડાં બી મળે તે ફરીથી વાવી શકાય.

(૪) સંપૂર્ણ નપુંસકતાઃ ઘણે મોટે ભાગે વર્ણાન્તર સંકરણ સંપૂર્ણ નપુંસકતા વ્યક્ત કરે છે. પુષ્પ પરાગ જ ઉત્પન્ન કરે નહિ અને કરે તો તે સ્ત્રીકેસરાગ્ર (Stigma) ઉપર ચોટી, પરાગનાલિકા—Pollen germ tube—ઉત્પન્ન કરી અંડકોષ જોડે યોગ સાધી શકે નહિ. આમાં બીજોત્પત્તિની જ મૂળ મુશ્કેલી આવીને નડે છે; એટલે જ જો આવા સંકરની અભિવૃદ્ધિ કરવી હોય તો વિજાતિય રીતે કરવી પડે છે. ' વર્ણસંકર ', 'હીજડો', ' બાયલો ' એવા શબ્દપ્રયોગમાં આવી જ નપુંસકતાનું સૂચન હોય છે. પો-મેરો, શે-જાર ( જાર-ડી ! ) એવા ઉપર કહેલા સંકર આ જ કક્ષામાં આવે છે.

આ સ્થળે વિપરીત—પુરુષાયિત-Reciprocal-વર્ણાન્તર સંકરણ-સ્ત્રી સ્થાને પુરુષ લઈ સંકરણ કરવું તે—વિષે થોડો ઉલ્લેખ કરવો અસ્થાને નહિ લેખાય. ઉપર કહ્યું કે મૂળા અને કુબીનો સંકર સફળતાથી ઉત્પન્ન કરી શકાય છે પણ તેથી ઊલટું કુબી અને મૂળાનો સંકર સફળતાથી નથી ઉત્પન્ન કરી શકાતો. સંજનનશાસ્ત્રીઓએ પહેલાને સ્ત્રી સ્થાને અને બીજાને પુરુષ સ્થાને સગવડ ખાતર સ્થાપ્યાં છે અને ઉપરની નામાવલિમાં પણ તે ક્રમ કાયમ રાખ્યો છે. આમ વિપરીત સંકરણની શકયતા શૂન્ય જેવી જ હોય છે. જો એક દિશામાં સંકરણ શકય હોય તો તેથી ઊલટી દિશામાં શાથી શકય નથી તે પ્રશ્નનું નિરાકરણ પણ એ બે વર્ણના છોડની પ્રકૃતિમાંથી જ ખોળવું રહ્યું; બાહ્ય ઉપાધી તો પહેલાં હતી તેની તે જ વિપરીત સંકરણમાં પણ હોય છે, અને છતાં સફળતા નથી મળતી કેટલાક વૈજ્ઞાનિકો આના કારણમાં કહે છે કે કોષબિંદુના ગુણવાહકોની વિસમ સંખ્યા વિપરીત સંકરણમાં નડે છે. તો તે પણ ખોટું છે કારણ કે વિસમ સંખ્યા હોવા છતાં પણ સંકરણ કર્યાના દાખલા સંજનનશાસ્ત્રના સાહિત્યમાં આપણને મળી આવે છે.

તત્ત્વાન્વેશકોએ " પરાગની કર્ત્તવ્ય વિહીનતા " Pollen incompatibility એવું સર્વમાન્ય સબળ કારણ મૂકયું છે. સાધારણ રીતે એક છોડની પુષ્પરજ—દાખલા તરીકે કુબીની—બીજા છોડના સ્ત્રીકેસરાગ્ર ઉપર—મૂળાના સ્ત્રીકેસરાગ્ર ઉપર—મૂકવાથી પરાગ સ્ત્રીકેસરની અંદર પરાગનાલિકા ઉત્પન્ન કરે છે. ત્યાર પછી પરાગકોષબિંદુને સ્ત્રીઅંડકોષબિંદુનો યોગ થાય છે. આ યોગ થયો એટલે અપકવ બીજ ovule ઉત્પન્ન થયું. તેથી ઊલટું મૂળાનો પરાગ કુબી ઉપર લઈ જવાથી તે પરાગ કર્તવ્યવિહીન થઇ જાય છે અને જ્યારે કુબીનું સ્ત્રીકેસર સૂકાઈ જાય ત્યારે પરાગ પવનથી ઉડી જાય કે સૂકાઈ જાય. સ્ત્રીકેસરાગ્ર ઉપર મધ જેવો ચીકણો પદાર્થ ઝરે છે. હવે રસાયનશાસ્ત્રનો સિદ્ધાંત છે કે જ્યારે બે વિસમ ઘટ્ટતાવાળાં રસદ્રવ્યો—Solutions of unequal strength—અર્ધ અંતર્ગાળ પડદાથી ( Semipermeable membrane ) છૂટાં પાડેલાં હોય છે ત્યારે તે રસદ્રવ્યોમાં શોષણનું દબાણ—Osmotic pressure—ઉત્પન્ન થઇ ઓછા ઘટ્ટ રસદ્રવ્યો વધારે ઘટ્ટ રસદ્રવ્ય તરફ વહેવા લાગે છે. આવી જ રીતનું પરાગ અને સ્ત્રીકેસરાગ્રના મધુ

જેવા અહિસ્રાવમાં બનવા પામે છે. અમાં કાંતો પરાગ મધુને ચૂસી લે ( endosmosis ) અથવા તો પરાગનો જીવનરસ–Protoplasm–મધુ બહાર ખેંચી કાઢે ( exosmosis ). પ્રયોગશાળામાં અર્ધપોષક ( hypertonic ) અને અતિપોષક ( Supertonic ) રસદ્રવ્યો ( cultures ) લઈ પરાગ સાથેના પ્રયોગો કરતાં માલુમ પડશે કે અર્ધપોશક રસદ્રવ્યોમાં પરાગ ધીરે ધીરે રસદ્રવ્યની ઘટ્ટતા પ્રમાણે પરાગનાલિકા ઉત્પન્ન કરે છે અને તેથી ઊલટું અતિપોશક રસદ્રવ્યમાં પરાગ મૂકી સૂક્ષ્મદર્શક યંત્ર નીચે જોતાં માલુમ પડશે કે જાણે જ્વાળામુખી ન ફાટી નીકળતા હોય એમ દરેક પરાગમાંથી અંદરનો જીવનરસ પરાગકોષની દીવાલોમાંથી બહાર નીકળી આવે છે ( Plasmolysis ). વિપરીત સંકરણમાં પરાગની કર્તવ્યવિહીનતા આવા એકાદ બાહ્ય કારણને લઈને પણ બનવા ઘણો સંભવ છે. એક રીતે આમ પરાગના જીવનરસનું બહિર્નિર્ગમન ન થતું હોય અને વિપરીત સંકરણમાં થતું હોય તો પછી એવા સંકરણની શકયતા કયાંથી સંભવે ? વળી એવા મધુ જેવા પદાર્થના અભાવે પણ પરાગ સ્ત્રીકેસરાગ્ર ઉપર ટકી શકે નહિ. સાધારણ રીતે જ્યાં સફળતા મળી છે. ત્યાં પરાગનાલિકા Pollen germ tube–બીજા છોડના સ્ત્રીકેસરમાં થઈને અંડકોષ સુધી પોતાનું કોષબિંદુ અંડકોષબિંદુ સાથે મેળવી દઈ અપકવબીજ ઉત્પન્ન કરે છે. જ્યાં સફળતા નથી મળતી–વિપરીત સંકરણમાં–આથી ઊલટું હોવા સંભવ છે. ત્યાં કાંતો સ્ત્રીકેસરની લંબાઈ પરાગનાલિકાથી ઘણી વધારે હોય કે જેથી પરાગકોષબિંદુ અંડકોષબિંદુ સુધી પહોંચી શકે જ નહિ; કે પરાગનાલિકા સ્વાભાવિક રીતે ઘણી ટૂંકી હોય ( Heterostyly ). આને લીધે પણ એક દિશામાં સંકરણ શકય છે તેથી ઊલટી દિશામાં નથી હોતું.

વર્ણાન્તર સંકરણ વિજ્ઞાનશાસ્ત્રીઓને માટે, વિજ્ઞાનના વિકાસ માટે, ગમે તેટલું ઉપયોગી હશે પણ જનતાને આર્થિક દૃષ્ટિએ લાભદાયક નહિ હોય ત્યાં સુધી એવા કાર્ય તરફ જનતા હમેશાં ઉદાસીન જ રહેશે. વર્ણાન્તર સંકરણથી આર્થિક લાભ કેવા છોડ પસંદ કરવા તેના ઉપર છે. દાખલા તરીકે મૂળા અને કુબી, પોમેટો, શે–જાર વગેરે સંકરમાં દ્વિઅર્થી લાભ સમાયેલો છે. પહેલા બેમાં જમીનમાંથી મૂળા અને બટાકા મળે અને જમીન બહારના ભાગમાંથી કુબી અને ટોમેટા મળે. તેમ જ શે–જારમાં સાંઠામાંથી ગોળ કે ખાંડ માટે રસ મળે અને ટોચેથી ડુંડાં મળે. વળી એકલી શેરડી રસ માટે પકવ થતાં ઘણી વાર લાગે ( ૧૧ થી ૧૩ માસ ) જ્યારે જુવારનો જીવનકાળ ટૂંકો હોવાથી એ બન્નેનું સંકરણ કરવાથી વર્ષ દરમિયાન બે પાક લઈ શકાય. અલબત, આવા આર્થિક લાભ સંકરણની શકયતા અને સફળતા ઉપર અવલંબી રહે છે તે આપણે ઉપર વિચારી ગયા. આવા સંકરણથી આપણી આર્થિક સાધના કરવામાં સંકરનું નપુંસકત્વ અને સફળતાનો ઘણે મોટે ભાગે અભાવ જ આડખીલી રૂપ હોય છે. ઉત્પન્ન થયેલા સંકરની વિજાતિય રીતે અભિવૃદ્ધિ કરવી એ જ હાલ તુરતમાં આપણે માટે શકય છે. આમાં માત્ર એટલો જ દોષ છે કે આપણે ધારીએ તેટલી ઉતાવળથી તેનો પરિપાક નથી મેળવી શકતા. બીજોત્પન્ન કરનાર વૃક્ષ–છોડની બાબતમાં જેમ " એકનાં અનેક " થશે એટલી ત્વરા આમાં નથી હોતી. પણ એટલું તો સિદ્ધ છે કે વર્ણાન્તર સંકરણ આપણી આર્થિક સાધનાનાં સાધનોમાંનું એક થઈ શકે. વિજ્ઞાનના વિકાસ માટે એમાં નડતી મુશ્કેલીઓ પણ ધીરે ધીરે વટાવી જવાશે.

નગીનભાઈ માધવભાઈ પટેલ

# ભારતનું ઉત્થાન

## ૨

### સમન્વય

મનુષ્ય જાતિની પ્રગતિ નદીના પ્રવાહ જેવી સર્પાકાર (zigzag) હોય છે. ઘડીકમાં માણસ અંતર્મુખ થાય છે અને ઘડીકમાં વિસ્તારપ્રિય થાય છે. શોધ અને પ્રચાર એ સ્વાભાવિક ક્રમ છે. એકાદ ગણિતનો અઘરો દાખલો સામે આવે એટલે માણસ પ્રથમ ધમકી જાય છે, એકાગ્ર થાય છે અને પોતાની બધી શક્તિ કેન્દ્રિત કરી દાખલા ઉપર રેડે છે. દાખલા સાથે લડયા પછી જ્યારે જવાબ મળે છે ત્યારે ક્ષણને માટે એ સમાધિસુખ અનુભવે છે અને પછી તરત પોતાનો આનંદ અને પોતાનું જ્ઞાન કોઈકને—સમાજને આપવાની ઉત્કટા એનામાં જાગે છે. અને તેથી એ પ્રચારક બને છે. મહમદ પયગમ્બરને ટેકરી પરની ગુફામાં ધ્યાન ધર્યા પછી જે એકેશ્વરી ધર્મ જડયો તે ફેલાવવા પાછળ એણે પોતાની જિંદગી અને પોતાનું શસ્ત્ર બન્ને ઝનૂનપૂર્વક વાપર્યાં. બુદ્ધ ભગવાને બોધિવૃક્ષ તળે જે મેળવ્યુ તે એંશી વરસની ઉંમર સુધી એમણે શીખવ્યું. એ જ પ્રચારકામ અશોકે પણ કર્યું.

કેટલીક જાતિઓમાં ભળવાની અને ફેલાવાની વૃત્તિ હોય છે. કેટલીક જાતિઓમાં અળગા રહીને પોતાનું સાચવવાની વૃત્તિ દેખાઈ આવે છે. યહૂદી લોકો અળગા રહેવામાં મોટાઈ માનનારા હતા. બધે જાય પણ પોતાનું છોડે નહિ. હિંદુઓનો પણ એવો જ સ્વભાવ છે, એમ મનાય છે. પણ એ વાત સાચી નથી. આપણા લોકો મૂળે સર્વગ્રાહી હતા. **विषादपि अमृतं ग्राह्य, अमेध्यादपि कांचनम् । नीचादपि उत्तमा विद्या स्त्रीरत्नं दुष्कुलादपि ॥** એ આપણી મૂળ આર્યવૃત્તિ. આપણે જ્યાં ગયા ત્યાં ઓતપ્રોત થયા છીએ ઓતપ્રોત શબ્દ જ વણાટવિદ્યાનો છે. અને વણાટવિદ્યા આર્યોને સૂઝી છે, એટલે ઓતપ્રોત-વૃત્તિ આપણામાં સ્વાભાવિક હતી ચીન, જાપાન, અફઘાનિસ્તાન, ખાલ્ડિયા, મધ્ય એશિયા, જ્યાંત્યાંથી લોકો આપણે ત્યાં આવ્યા અને આપણા થઈ ગયા. શક, હૂણ, પહ્લવ, યુએચી કુશાન, ફારસી, બધાને આપણે આત્મસાત્ કર્યા. એમના કેટલાક રિવાજો અને એમની કેટલીક માન્યતાઓ પણ આપણે સરકરણ કરી આપણી કરી.

પણ મુસલમાનો આપણે ત્યાં આવ્યા ત્યારે આપણામાં તરત ભળી ન શક્યા. તે લોકોમાં મૂર્તિપૂજકો વિષે તિરસ્કાર હતો તેઓ પોતાને પવિત્ર અને શ્રેષ્ઠ માનતા હતા ઓતપ્રોત થવાની આપણી વૃત્તિને તેમણે આઘાત પહોંચાડયો એટલે સ્વાભિમાનને કારણે આપણા લોકોએ પણ તેમને ગોભક્ષક મ્લેચ્છ તરીકે દૂર રાખ્યા. ઇસ્લામમાં એકતા આણવાની શક્તિ છે ખરી, પણ ઇસ્લામનો સ્વીકાર કરે તેમની વચ્ચે જ. આજે પણ કોઈ મુસલમાન મિશનરી કોઈને વટલાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે તે કહે છે, 'તમે એકવાર મુસલમાન થાઓ; પછી મૌલાના મહમદઅલી અને હકીમ અજમલખાન પણ તમારું એંઠું

પાણી પીવા તૈયાર થશે. તમે એની હારોહાર ઊભા રહી મસ્જિદમાં નિમાઝ પઢી શકો.' ધર્માંતર કરાવ્યા વગર પણ આવી એકતા કેમ ન આવે?

હિંદુસ્તાનમાં હિંદુ મુસલમાન વચ્ચે 'તમે જુદા અને અમે જુદા' એવો સંસ્કૃતિનો ઝઘડો ચાલ્યો. હિંદુઓ તરફથી જાટ અને રજપૂત લોકોએ એમનો વિશેષ વિરોધ કર્યો. હિંદુસ્તાનની સમન્વયવૃત્તિ અંતે અકબરમાં ઊતરી. અકબર આર્યવંશનો નહિ પણ હિંદુસ્તાન બહાર પોતાનું કશું નથી એ જોઈ અહીંની પ્રજા સાથે તે ઓતપ્રોત થઈ ગયો. બાબરને જેમ 'આપણે ક્યાં પરદેશમાં આવીને પડયા છીએ' એમ થતું તેમ અકબરનું ન હતું. એણે દીન-ઈ-ઈલાહી કરીને એક સંકર ધર્મ ચલાવવાનો પ્રયત્ન કર્યો.

પરસ્પર ઝઘડો કાઢી નાખીને એકતા સ્થાપવામાં પ્રગતિ છે, યુદ્ધમાં નથી, એ હિંદુસ્તાન જાણે છે તેથી જ આપણે ત્યાં અહિંસા ધર્મ એટલો ફેલાયો. કેટલાક લોકો બૌદ્ધ ધર્મ ઉપર આળ મૂકે છે કે બૌદ્ધ ધર્મને લીધે હિંદુસ્તાનની પડતી થઈ; અહિંસાથી લોકો નિર્વીર્ય થાય છે. પણ આમાં કાર્યકારણ ભાવનો ગોટાળો થાય છે. બુદ્ધ પહેલાં ક્યારનાંયે જૂનાં સામ્રાજ્યો તૂટી ગયાં હતાં. બુદ્ધ ભગવાન પછી જ મોટાં સામ્રાજ્યોનો જમાનો તો દેખાયો. પ્રજાની પડતી થઈ તે અહિંસાને કારણે નહિ પણ વિલાસિતાને કારણે, ગફલત, આળસ અને અજ્ઞાનને કારણે મદ અને તોછડાઈ ને કારણે. બૌદ્ધ ધર્મમાં તંત્રમાર્ગનો સડો દાખલ થયો. જગન્નાથપુરીના મંદિર પર જે બીભત્સ ચિત્રો છે, હળેબીડ અને બેલૂરનાં મંદિરો ઉપર જે કામશાસ્ત્ર ચીતર્યું છે, નાલંદાની વિદ્યાપીઠનાં મંદિરો પર પણ જે એકાદ ગંદુ ચિત્ર કોતરેલું આજે પણ દેખાય છે, તે બધાં પડતી માટે જોખમદાર છે. ઓરિસ્સાની પ્રજા નામર્દ કેમ બની એનો જવાબ જગન્નાથ અને ભુવનેશ્વરીનાં મંદિરો આપશે.

પ્રજાનો નાશ ક્યારે થાય છે એ વિશેનું બુદ્ધ ભગવાનનું એક સૂત્ર પ્રખ્યાત છે. તે કેવળ ધર્મ ઉપદેશ નથી પણ ઇતિહાસનો નિચોડ છે. પ્રજામાં સંપ રહે, વૃદ્ધ-તરુણ વચ્ચે વિખવાદ ન હોય, સ્ત્રીઓ પ્રત્યે માનની લાગણી હોય, લોકો વખતોવખત ભેગા થઈને સમુદાયમાં લોકહિતની ચર્ચા કરે, સમાજમાં પ્રામાણિકપણું અને પરોપકારની પ્રતિષ્ઠા રહે, વગેરે વગેરે ઉન્નતિની શરતો એમાં એમણે આપેલી છે.

સામ્રાજ્યો તૂટી જવાં એ જ અવનતિની નિશાની આપણે માનીએ છીએ, એ પણ બરાબર છે? સ્વરાજ્ય કે સામ્રાજ્ય એ સવાલ આપણી આગળ ઊભો થાય છે ત્યારે પરતંત્ર લોકો સ્વરાજ્ય માગે છે અને સ્વતંત્ર લોકો સામ્રાજ્યના લોભમાં પડે છે. સામ્રાજ્ય પાછળ શક્તિની વૃદ્ધિ અને શક્તિનો સંગ્રહ હોય છે પણ પ્રજાવિકાસ હોય જ છે એમ નથી. પોતાનું સામ્રાજ્ય નિરપવાદ થાય એટલા ખાતર જ અશોકે કલિંગ દેશ જીત્યો. એટલો ખૂણો બાકી કેમ રહે! કલિંગ જીત્યા પછી એ સમૃદ્ધિશાળી અને સંસ્કારી રાષ્ટ્રનો પોતે નાહક નાશ કર્યાનો એને પસ્તાવો થયો. નિખાલસપણે એ પસ્તાવો એણે કલિંગના શિલાલેખની આર્તવાણીમાં કોતરી અમર કર્યો છે. ત્યારપછી અશોકે સંહારની નીતિ કાયમની છોડી દીધી, સરહદ પરના લોકોને અભયદાન આપ્યું. મનુષ્ય અને પશુની સુખાકારી માટે ખાસ સગવડો ઊભી કરી, દેશદેશાન્તરમાં શાન્તિનો સંદેશો મોકલ્યો અને એ રીતે ભારતીય સંસ્કૃતિની છાપ તે વખતની દુનિયા ઉપર કાયમની પડી. રાજ્યાશ્રયને લીધે પ્રચારકામ સહેલું થયું પણ એની સાથે એ નિસ્તેજ પણ થયું. એમાં સડો જલદી દાખલ થયો. પ્રચારકોમાં તેજ ન રહ્યું.

અકબરની મેકરપ્રધાન સંસ્કૃતિને હિંદુસ્તાનના ઉત્થાનના જે અનેક પ્રયોગો થયા તેમાંના એક પ્રયોગ તરીકે ઓળખવી જોઈએ. દીન-ઈ-ઇલાહી પણ તેનું જ એક અંગ છે. એ પ્રયોગ વખતે રાજ્યસત્તા ન હોત તો પાછળ એનો કાંઈક પ્રચાર થાત.

ઇસ્લામના હુમલા સામે ટકી જૂની સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન વિજયનગરમાં થયો. બાહામની રાજ્ય ખૂબ ફેલાયું ત્યારે વિજયનગરે હિંદુ સંગઠન કર્યું. એ પ્રયોગની પ્રેરણા બે ભાઈઓમાંથી ફેલાઈ. એક જણે વિજયનગરનું કારભારું ચલાવ્યું, બીજાએ વેદ ઉપર વિસ્તૃત ટીકા લખી. એમના પછી હિંદુ સંગઠનના મોટા આધાર રૂપે હેમાદ્રિ થયા. એમણે બ્રાહ્મણ ધર્મનો વિસ્તાર કરી ચતુર્વર્ગ ચિંતામણી નામનો મોટો ગ્રન્થ લખ્યો. એમાં દેવ-દેવીઓનાં વ્રતો, ઉત્સવો, અને ફલજ્યોતિષની જોહુકમી જ્યાં ત્યાં દેખાય છે. જૂનાનો પુનરુદ્ધાર કરવાનો આ પ્રયત્ન લોકપ્રિય થયો પણ ફળદાયી ન નીવડ્યો. નવા સવાલોનો ઉકેલ જૂની ઢબે ભાગ્યે જ આવે છે. વિજયનગરના સામ્રાજ્યમાં ગરીબો પ્રત્યે દયા ન હતી. ખેડૂતો અને કારીગરો બરાબર નિચોવાતા. સામ્રાજ્યમદ વધ્યો. સંગઠનશક્તિ અને સંગઠનની વૃત્તિ રહી નહિ એટલે આસપાસનાં મુસલમાની રાજ્યોએ એકત્ર થઈ વિજયનગરનો એક જ હુમલાથી નાશ કર્યો.

વિજયનગરની મુરાદ અંતે શિવાજીએ વારસામાં લીધી. એણે પણ હિંદવી સ્વરાજ્ય સ્થાપન કરવાની હામ બીડી. શિવાજી શક્તિ-ઉપાસક હતો. એણે રામાયણ મહાભારતનો વીરયુગ દાખલ કરવાનું પસંદ કર્યું. વેદાભ્યાસ અને વ્રતવૈકલ્યથી કામ ચાલવાનું નથી એટલું એના જમાનાએ જોયું. શિવાજીને મહારાષ્ટ્રના સાધુસંતોની પ્રવૃત્તિથી ઘણી મદદ મળી. કર્મકાંડી હિંદુધર્મ પ્રત્યે સાધુસંતોની અનાસ્થા હતી. સર્વ જીવોને સમાનતા આપનાર વેદાન્તવિદ્યા અને હૃદયને ઉન્નત કરનાર ભક્તિમાર્ગ એ જ એમને મન પ્રધાન હતા. પણ શિવાજીની વૃત્તિ સમજનાર લોકો એની આસપાસ ન હતા. મુસલમાન થયેલાઓને છૂટથી પાછા હિંદુ ધર્મમાં લેવા, પોતાની ફોજમાં મુસલમાનોને દાખલ કરવા, ઓલિયા-ફકીર વગેરે લોકો પ્રત્યે અને એમના કુરાન ગ્રન્થ પ્રત્યે આદરભાવ રાખવો, અને ઉદાર હિંદુ ધર્મનું વાતાવરણ ફેલાવવું, એ શિવાજીનો પ્રયત્ન હતો. બધા વર્ણ અને બધી જાતિઓ વચ્ચે એકરાગ ઉત્પન્ન કરવો, રાજ્યતંત્ર સમૃદ્ધ અને વ્યવસ્થિત બનાવવું, વેપાર ઉદ્યોગ વધારવો, પરદેશો સાથે સંબંધ રાખવા, આખા સમાજને લડાયક તાલીમ આપવી અને ખાનગી જાગીરો નાબૂદ કરવી એ શિવાજીની નીતિ હતી. રામ-રહીમ એક છે, પુરાણ-કુરાન એક જ ઈશ્વરને વર્ણવે છે, એ જાતની ઉદારતા શિવાજીના જમાનામાં પ્રજામાં રૂઢ થઈ હતી. રામાનંદ, કબીર, દાદુ વગેરે સાધુઓએ જે બીજ વાવ્યું તે મહારાષ્ટ્રમાં ઠીક ઠીક ઊગ્યું હતું. તેથી બ્રાહ્મણી પેશ્વાના વખતમાં પણ મરાઠા ફોજમાં મુસલમાનો રહેતા. મુસલમાની બીબીને પેટે જન્મેલો પેશ્વાનો એક દીકરો ફોજમાં સેનાપતિ હતો.

દુર્ભાગ્યે પોર્ટુગીઝો આ દેશમાં આવ્યા. ધાર્મિક ઝનૂન લઈને જ એમણે જબરદસ્તીથી વટલાવવાનું શરૂ કરીને ભારતીય વૃત્તિ દૂભવી. પોર્ટુગીઝ ઉમરાવ આલફાન્ઝો અલબુર્કે કાંઈક ઉદારતા બતાવી, એટલે ભોળા લોકો એની પૂજા કરવા લાગ્યા અને જ્યારે જ્યારે અત્યાચાર થાય ત્યારે ત્યારે એની માનતા રાખવા લાગ્યા. અંગ્રેજ લોકોએ જોયું કે રાજ્ય કરવાનું અને

લોકોને વટલાવવાનું કામ સાથે સાથે ચાલી ન શકે. કંપનીના રાજ્યકર્તાઓને કશા ધર્મની પડી ન હતી. એમણે મિશનરીઓને ખૂબ કાબૂમાં રાખ્યા. તેથી જ તેઓ લોકપ્રિય થયા.

બીજી બાજુ મિશનરીઓએ હિંદુ સંસ્કૃતિ, હિંદુ રહેણીકરણી, તેમ જ હિંદુ માન્યતાઓ ઉપર આંધળો પ્રહાર શરૂ કર્યો, અને સરકાર પાસેથી રક્ષણ શોધ્યું તેથી તેમની પ્રતિષ્ઠા બિલકુલ જામી નહિ. હિંદુસ્તાનમાં ગમે તે ધર્મના લોકો આવે તોયે તેમની કસોટી ધાર્મિકતાના સામાન્ય સિદ્ધાન્ત પ્રમાણે થાય છે. માણસે ભોગવિલાસ અને લોભ કેટલે દરજ્જે છોડયા છે, તેનામાં ભૂતદયા કેટલે દરજ્જે છે એ ઉપરથી જ ધર્મોપદેશકની કસોટી થાય છે. મિશનરીઓ માંસાહાર કરે, શરાબ પીએ, પગાર–પેન્શનની સગવડ સાથે આવે, સામાન્ય ગૃહસ્થ જેવા જ રહે, અને દેશના લોકો કરતાં વધારે સગવડો ભોગવે એટલું જ નહિ પણ દેશવાસીઓ પ્રત્યે અવિશ્વાસ રાખી પોતાની સંસ્થાની આસપાસ ઊંચી ઊંચી દીવાલો ચણે એ બધા કારણે તેઓ પ્રજાથી અળગા પડયા.

પણ યુરોપિયન લોકોની અને તેમના મિશનરીઓની ટીકાની હિંદુ સમાજ ઉપર અસર થયા વગર રહી નહિ. રાજા રામમોહનરાયે ઇસ્લામનો ઊંડો અભ્યાસ કર્યો હતો. કર્મકાંડનો આડંબર ઇસ્લામને પસંદ નથી, એકેશ્વરવાદ અથવા ઈશ્વરનું અદ્વૈત એ ઇસ્લામનો ખાસ આગ્રહનો વિષય છે. એ બન્નેની અસર રાજારામમોહનરાય ઉપર વિશેષ થઇ હતી. ખ્રિસ્તી ધર્મની ઉપાસનાપદ્ધતિ અને ખ્રિસ્તી લોકોએ સૂચવેલા સામાજિક સુધારા બન્ને એમને આકર્ષક લાગ્યા. એટલે એમણે ઉપનિષદ્‌માંથી અને ભક્તિ સંપ્રદાયમાંથી ઉત્તમ અંશ લઈને સમન્વય વૃત્તિથી બ્રાહ્મસમાજની સ્થાપના કરી. આમાં બીજાનું સ્વીકારવાની ઉદારતા હતી. પોતાના દોષો પ્રત્યે કંઈક શરમનો પણ ભાવ હતો. આર્યસમાજમાં રાષ્ટ્રીયતા વધારે હતી. મૂળ આર્યધર્મ શુદ્ધ હતો ત્યાં જઈએ એટલે સુધારો એની મેળે થશે એ વૃત્તિથી એ પ્રવર્તો.

સ્વામી વિવેકાનંદે સનાતન ધર્મની સુંદરતા અને ઉદારતા પર વિશેષ ભાર મૂક્યો. પડોશીના ધર્મમાંથી કેટલું લેવું અને શી રીતે લેવું એનો યોગ્ય રસ્તો સ્વામી વિવેકાનંદે આપણને આપ્યો. એ રીતે બ્રાહ્મસમાજ અને આર્યસમાજ બન્નેનો વિવેકાનંદે સમન્વય કર્યો એમ કહી શકાય. તેથી જ વિવેકાનંદની પ્રવૃત્તિ રાષ્ટ્રપ્રિય અને રાષ્ટ્રમાન્ય થઈ. ટાગોરની પેઠે એમણે પણ પાશ્ચાત્ય દૃષ્ટિ સાથે કાંઈક માંડવાળનું વલણ રાખ્યું છે; પાશ્ચાત્યોની કસોટીએ આપણે સાચા કરીએ છીએ એટલું સિદ્ધ કરવાની કાંઈક ઇંતેજારી એમણે પણ રાખી.

પણ વિવેકાનંદ અને ટાગોર બન્નેએ સંસ્કૃતિનો અને સામાજિક જીવનનો ઊંડો અને વ્યાપક વિચાર કરેલો હોવાથી હિંદુસ્તાનની સંસ્કૃતિનો પાયો એમણે વિશેષ મજબૂત કર્યો.

હિંદુ ધર્મના સિદ્ધાન્તો અને અનુભવો આજની દૃષ્ટિએ અથવા આધુનિક શાસ્ત્રોની પરિભાષામાં રજુ કરવાનો પ્રયત્ન થિયોસોફીએ કાંઈ કર્યો હોય તોયે એ કામ સફળતાપૂર્વક તો સ્વામી વિવેકાનંદે જ કર્યું. (થિયોસોફીનું અનુકરણ કરવાનો પ્રયત્ન આર્યસમાજે થોડોક કર્યો પણ એમાં વ્યાપક જ્ઞાનને અભાવે અને શાસ્ત્રીય બુદ્ધિ કરતાં દેશાભિમાન અને કલ્પના વધી જવાથી તેઓ બિલકુલ ફાવ્યા નથી.) ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના હુમલા સામે સનાતનીઓ

ધર્મના બાહ્ય રૂપને જ પકડી રાખવા લાગ્યા. અંગ્રેજી કેળવણી પામેલા સુધારકો રૂપ અને તત્ત્વ બન્ને ઉપર પ્રહાર કરવા લાગ્યા, બન્નેને તોડવા લાગ્યા. સ્વામી વિવેકાનંદે તત્ત્વને પકડી રાખ્યું. રૂપ માત્ર સ્વભાવે અસ્થાયી હોય છે એમ સિદ્ધ કર્યું. જૂના રૂપમાં અમુક સુંદરતા છે જ એમ એમણે બતાવ્યું, તેમ છતાં એનો આગ્રહ ન રાખ્યો.

ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ બન્ને ઉપાસનાપ્રધાન હોવાથી એમનામાં અમુક રૂપને વળગી રહેવાની વૃત્તિ પ્રથમથી છે. એમની અસહિષ્ણુતાનું કારણ પણ એ જ છે. હિંદુ ધર્મ જ્ઞાનપ્રધાન છે; એ રૂપ વિરોધી નથી. એ રૂપના વિવિધ વિલાસને સંપૂર્ણ અવકાશ આપે છે. વિવિધતાથી એ અકળાતો નથી. પણ વિવિધતામાં એકતાનું જ વિવિધ દર્શન જોઈ આનંદે છે અને સર્વત્ર સમન્વય સમભાવ અને સદ્‌ભાવ ફેલાવે છે.

*હિંદુ સંસ્કૃતિને દુનિયા આગળ સ્વયંભૂ રૂપે મૂકનાર અને દુનિયાને એમાંથી ઘણું લેવા* લાયક છે એમ સિદ્ધ કરી આપનાર રાષ્ટ્રપુરુષ તે ગાંધીજી. એમને મન વ્યક્તિગત તેમ જ રાષ્ટ્રીય જીવન એ એક મોટી પ્રયોગશાળા છે. સમાજને અથવા મનુષ્ય જાતિને એક અમર શ્રદ્ધા દોરે છે. એ શ્રદ્ધાને રસ્તે વિજ્ઞાનશાસ્ત્રીની ઉઘાડી નજરથી માણસ પ્રયોગો કર્યા કરે અને એમાંથી જે પ્રતીત થાય તેનો અમલ કરે અને એ વાટે પ્રચાર કરે, એ એમનું જીવનશાસ્ત્ર છે. વ્યાપક, સાર્વભૌમ સત્ય એ એમની આરાધ્ય દેવતા છે. અહિંસા એ સાધના છે અથવા કહો કે આરાધ્ય દેવતાની ઉપાસના છે. આ અહિંસાનું સામાજિક સ્વરૂપ તે *સ્વદેશી અને શુદ્ધ સહકાર છે. સ્વદેશી ને સહકાર બંને સ્વભાવે રચનાત્મક છે,* પણ પ્રસંગે લડાયક પણ થઈ શકે છે. બહિષ્કાર અને સત્યાગ્રહ એ લડાયક રૂપો છે. એમની મદદથી આખી દુનિયા સાથે શુદ્ધ સહકાર કરી શકાય. જ્યાં પાપ, અન્યાય કે અત્યાચારને લીધે સહકાર શક્ય ન હોય ત્યાં બહિષ્કાર અને સત્યાગ્રહ બતાવે તે જાતનો અસહકાર કરવો જોઈએ, એ ધર્મ છે. એ અસહકારમાંથી શુદ્ધ સહકારનો રસ્તો ખુલ્લો થાય છે, *એ ગાંધીજીનું સંસ્કૃતિનું વ્યાકરણ છે.*

એકતામાં વિવિધતા અને વિવિધતા મારફતે પરિપુષ્ટ થતી એકતા એ ભારતવર્ષની *જીવનસાધના છે.*

यदा भूतपृथग्भावमेकस्थमनु पश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# લોકચર્યા

## દક્ષિણ આફ્રિકાના અંત્યજો

દક્ષિણ આફ્રિકા એ ગોરા ધર્મીઓનું ક્રીડાંગણ છે. અહીં ગોરી સંસ્કૃતિ કાળાઓની જબરી સંખ્યા વચ્ચે ઘેલું નૃત્ય કરે છે. ગોરાઓની સર્વોપરીના એ શાસકોનો મુદ્રામંત્ર હોવાથી, બિનગોરી વસ્તીની વિટંબનાનો પાર નથી. ગોરા શાસકો દેશનું શાસન પણ એકલા ગોરાના દષ્ટિબિંદુથી કરે છે. બિનગોરી કોમોની વસ્તી ગોરી કોમથી લગભગ ત્રણ ગણી છે, પણ દક્ષિણ આફ્રિકાના સૂત્રધારો તેને હમેશાં પરાધીન દશામાં રાખવા ઈન્તેજાર છે.

સ્વદેશની જનતાને દક્ષિણ આફ્રિકાના હિંદીઓની દુર્દશા વિશે થોડોઘણો પરિચય છે. પણ દક્ષિણ આફ્રિકાના દેશીઓની સ્થિતિથી તે પૂરી વાકેફ નથી. દક્ષિણ આફ્રિકાના દેશીઓની સ્થિતિમાં અને ભારતના 'હરિજનો'ની હાલતમાં ઘણું સામ્ય છે. હિંદમાં ફરિયાદનો જુલમ સત્યાનાશ વાળી રહ્યો છે. જ્યારે દક્ષિણ આફ્રિકામાં ગોરોવાદ, કાયદાનાં શાસન–શસ્ત્ર દ્વારા, એવો અક્ષમ્ય અન્યાય આદરી રહ્યો છે. અસ્પૃશ્યતાનું અઘોર દર્શન દક્ષિણ આફ્રિકામાં નથી, પણ અસ્પૃશ્યતાનાં જે માઠાં ફળો જન્મે તે આ દેશમાં, દેશીઓના સંબંધમાં, નિઃસંદેહ નિહાળવામાં આવે છે.

દક્ષિણ આફ્રિકાના દેશીઓ પોતાના જ દેશમાં પરદેશીઓ જેવા છે. તેઓને વિદેશમાં વસનારાઓ હબસીઓ તરીકે ઓળખાવે છે. પણ આ દેશમાં તેઓને બાન્ટુ નામે ઓળખાવવામાં આવે છે. વ્યવહારમાં તેઓનો ઉલ્લેખ દેશીઓ તરીકે કરાય છે. તેઓના જીવનની કિંમત બહુ અલ્પ ગણાય છે. વર્ણાંધ ઉચ્ચ લોકો તો તેઓની કિંમત પોતાના કૂતરાથીયે ઓછી લેખે છે. તેઓ આવેશમાં આવી જઈ એટલે સુધી ઘૂરકી ગયા સંભળાયા છે કે, એક ગોરાનો જાન દશ હજાર દેશીઓના જાન કરતાં વધારે કિંમતી છે. તેઓને નથી બાગોમાં જવાનો હક્ક, નથી બાયોસ્કોપોમાં જવાનો હક્ક, નથી ટ્રામવેમાં બેસવાનો હક્ક કે નથી કોઈ એવા બીજા માનુષિક હક્કો. ગોરાઓ તે લોકોને આફતરૂપ લેખે છે. અને એ આફતના તૂતને નામે અનેક અન્યાયો દેશી પ્રજાને આપી કાયદાપોથીને કલંકિત કરવામાં આવી છે. તેઓને શહેરના લત્તાઓમાં વસવાનો કે વેપાર કરવાનો હક્ક ન મળે. તેઓ આવા લત્તાઓમાં માત્ર ઘરના નોકર તરીકે જ રહી શકે. દેશી માણસ, ગમે તેટલા મોભાવાળો હોય, દેશીઓનો નેતા હોય કે પ્રોફેસર હોય, પણ તેને શહેરમાં સ્વતંત્ર રીતે વસવાનો હક્ક ન મળે; દરેક દેશીને અપરાધીની જેમ પરવાનો સાથે લઈ ફરવું પડે; તેઓથી ઊંચા પ્રકારનું સંચાકામ ન કરી શકાય, વગેરે. ટ્રાન્સવાલની પ્રાંતિક કાઉન્સિલમાં તો એકવાર એવો ખરડો પસાર કરવામાં આવ્યો હતો કે દેશીઓથી મોટરો પણ હાંકી ન શકાય. પણ દક્ષિણ આફ્રિકાના સારા ભાગ્યે એ ખરડો 'સાઉથ આફ્રિકા ઍક્ટ'ની રૂએ કોર્ટોએ ગેરકાયદેસર ઠેરવ્યો. આ ખરડો આમ દૂર થતાં દક્ષિણ આફ્રિકાની સુધરેલી દુનિયામાં હાંસી પતી અટકી. દક્ષિણ આફ્રિકાના દેશીઓને ભારે જબરો ઝૂંપડા–વેરો ભરવો પડે છે, પોલ ટૅક્ષ ભરવો પ છે અને તેઓને દરિદ્રતાની ગોદમાં બેઠા હોવા છતાં બેહદ ચૂસવામાં આવે છે.

હિંદમાં આર્યોએ દેશની મૂળ અનાર્ય વસ્તીને ભારે અન્યાયો કરેલા કહેવાય છે, પણ ઇતિહાસ એટલી સાક્ષી પૂરે છે કે જે અન્યાયો ગોરાઓએ કાળી પ્રજાઓને કર્યા છે તેની સરખામણીમાં તે ઝાંખા પડે છે. બીજી રીતે આપણે એ પણ વિચારવાનું છે કે આર્યોના હિંદમાં આગમનનો સમય એટલે હજારો વર્ષની વાત, જ્યારે આજનો સમય એટલે વીસમી સદીની સંસ્કૃતિ. હિંદ મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ, જગજૂનાં કલંકને ભૂંસી નાખવા કટિબદ્ધ થયું છે. તેણે અંત્યજો પ્રત્યેનો અન્યાય દૂર કરવા માંડયો છે અને થોડાં વર્ષમાં જ અસ્પૃશ્યતા નિર્મૂળ થઈ જશે; પણ દક્ષિણ આફ્રિકા તો આવાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને બદલે, આદરેલી ભૂલ સુધારવાને બદલે, પાપમાં ઉમેરો કરી રહ્યું છે અને અક્ષમ્ય પાપને કોમી રક્ષણને બહાને શાશ્વત બનાવી રહ્યું છે.

દક્ષિણ આફ્રિકાના દેશીઓની દુર્દશા એટલી હદે પહોચી છે કે કાળા-ગોરા વચ્ચેનો ઝઘડો કોર્ટોમાં જાય તો કવચિત જ ગોરો હારે. ગોરાઓનાં ગધેડાં કે ઘેટાં ચોરાયાં હોય તો કાળાઓને બેપાંચ વર્ષની કેદ અપાઈ જાય, દેશીઓનું ક્રૂર રીતે, અમાનુષી રીતે ખૂન કરવામાં આવ્યું હોય, છતાં અપરાધી ગોરો, ગોરી જ્યુરીનિર્ણય દ્વારા, નિર્દોષ ઠરી છૂટી જાય. કદાચ જ્યુરી અપરાધી ઠરાવે તો કોઈ કૉર્ટ તેને ફાંસીને લાકડે તો ન જ ચડાવે, પણ થોડાં અઠવાડિયાંની શિક્ષા ફરમાવી છોડી દે. આવી નજીવી શિક્ષા પણ જો નાપસંદ નિવડે તો ન્યાયખાતાનો ત્યાંનો ગોરો પ્રધાન અપરાધી પૂરી શિક્ષા ન ભોગવે ત્યાં જ તેને છોડી મૂકે.

દેશીઓ આગળ ન વધે એટલા માટે દક્ષિણ આફ્રિકાની સરકાર ભારે સાવધાન રહે છે. તેઓએ હરહંમેશ પોતાના ગોરા ધણીની આજ્ઞામાં જ રહેવું જોઈએ. તેઓથી, શેઠની રજા વગર ખેતરની નોકરી છોડાય જ નહિ. તેઓને ચાબુકથી મારવાનો પણ ગોરા શેઠને કાયદા દ્વારા હક્ક અપાયો છે

દેશીઓ રાજદ્વારી પ્રગતિ ન કરે, તેઓમાં બોલ્શેવિક વિચારો ન ઘૂસે, તેઓ સ્વતંત્રતાના મંત્ર પઢતા ન થાય, એટલા માટે સરકારે ઘણાયે કાયદાઓ ઘડયા છે. તે કાયદાઓમાં એક કાયદો તોફાની સભાના કાયદાના નામે ઓળખાય છે. આ કાયદામાં એવી કલમો મૂકવામાં આવી છે કે જે વડે જો કોઈ માણસ ગોરા અને બિનગોરા વચ્ચે દુશ્મનાવટ જગાડે તો તેને તે જો આ દેશમાં જન્મ્યો ન હોય તો—દેશપાર કરી શકાય અથવા ભારે શિક્ષા કરી શકાય. આ દેશમાં જન્મેલ આવા પ્રચારકને અમુકને અમુક પ્રાંત, વિભાગ, કે શહેરમાં નજરકેદ રાખવાને કે, ભાષણ ન કરવાનો, કે જેલમાં પૂરવાનો હુકમ કરી શકાય. ખરી રીતે આ કાયદો જોઓ, દેશીઓ વિરુદ્ધ ઝેરીલી ચળવળ ચલાવતા હોય તેઓને પણ કાયદેસર રીતે લાગુ પાડવો જોઈએ; પણ દક્ષિણ આફ્રિકાના સત્તાધ કારભારી વર્ગ પાસે એવાં વ્યાજબી વર્તનની ભાગ્યે જ આશા રાખી શકાય. પણ જો આ કાયદાનો ન્યાયી રીતે, અને તટસ્થ રીતે અમલ કરવામાં આવે તો સૌથી પહેલા ગુનેગાર દેશના પ્રધાનમંડળના ખુદ પ્રતિષ્ઠિત સભ્યો જ બને. આ કાયદાનો અમલ તો માત્ર દેશીઓના ઉદ્ધાર અર્થે લડતા દેશીનેતાઓ સામે અને દેશીઓમાં પ્રચાર કરતા કોમ્યુનિસ્ટો સામે જ કરવામાં આવે છે. આવા અન્યાયી બીજા ઘણા કાયદાઓ છે અને તે દ્વારા દેશીઓની પ્રગતિ સામે નાગી તલવાર લટકતી રાખવામાં આવે છે.

દેશીઓને માત્ર કેપ પ્રાંતમાં મતાધિકાર છે, બીજા પ્રાંતોમાં નથી. દક્ષિણ આફ્રિકાના કાયદાઓ, ગોરાઓ અને કાળાઓ વચ્ચે, ચોખ્ખી વિભાગલીટી દોરે છે અને દક્ષિણ આફ્રિકામાં માં માત્ર ગોરાઓ માટે એ નીતિ કામ કરતી હોવાથી કેપમાં રહેલો દેશી મતાધિકાર પણ ઝૂંટવવા ઝેરી ચળવળ ચાલી રહી છે. ખુદ વડા પ્રધાન જનરલ હર્ટઝાંગ એ મતાધિકાર ઝૂંટવવાના મતના છે. પણ આ પ્રશ્ન આંટીઘુંટીવાળો હોવાને લીધે તેનો નિર્ણય આવી શકયો નહિ.

દક્ષિણ આફ્રિકાના દેશીઓની વસ્તી આશરે પચાસ લાખ છે. તેનો ઘણો ભાગ ગ્રામ વિભાગોમાં વસે છે. છેલ્લા બે દસકામાં હજારો દેશીઓ રોજીને અભાવે ગામડાં કે ખેતરો છોડી શહેરમાં આવી વસેલા છે. ગોરાઓની વસ્તી દેશીઓથી ત્રીજા ભાગની છે, છતાં ગોરાઓ પાસે ત્રણ ભાગની જમીન છે, જ્યારે દેશીઓ પાસે ચોથા ભાગની જ જમીન છે. ખેતરો અને ગામડાંઓમાં દેશીઓ, થોડે અંશે, સ્વતંત્ર ખેતી અને ઘણે ભાગે ગોરા ખેડૂતને ત્યાં નોકરી કરે છે. શહેરોમાં દેશીઓ ગોરાઓનાં ઘરોમાં, દુકાનોમાં, ઓફિસોમાં, કારખાનાંઓમાં, ખાણોમાં, વગેરેમાં નોકરી કરે છે. તેઓને ગુજરાન પૂરતો પગાર માંડ માંડ મલે છે અને કરવેરો ભરે છે ત્યાં તો તેના પૈસા ખૂટી પડે છે.

દક્ષિણ આફ્રિકાના ગોરાધર્મી રાજદ્વારીઓને દેશીઓ તરફ જરાય પ્રેમ નથી. તેઓથી બને તો તેઓ દેશીઓને ખેતરો, ગામડાંઓ કે શહેરોમાં હાંકી કાઢી ગોરાઓની આંખથી કયાંય અળગા નિર્જન પ્રદેશમાં ધકેલી દે. પણ તેઓથી તેમ કરી શકાતું નથી, કારણકે દક્ષિણ આફ્રિકાના ગોરા, દેશીઓ પાસે મજૂરી કરાવવામાં ટેવાયલા છે. તે એમ જ માને છે કે અમુક કામ જેવાં કે વાસણ માંજવાનું, ઘર ધોવાનું, રસ્તા સાફ કરવાનું, જમીન ખોદવાનું કે બોજો ઉપાડવાનું વગેરે—દેશીઓ જ કરે. તેઓ આવાં કામને હલકાં ગણે છે, પોતાના મોભાને હીણપત આપનારું માને છે. આ સંજોગોમાં તેઓ દેશી નોકરોને રજા આપી દે એવી સ્થિતિમાં નથી. બીજી બાજુથી ગામડાંઓમાં ગોરો ખેડૂત ખેતીનું બધું કામ દેશીઓ પાસે કરાવવા ટેવાયો છે. તે માને છે કે 'કાફર' જ બધું કામ કરે. હું 'બોસ' છું મારું કામ તો માત્ર નજર રાખવાનું.

કેળવણીના ક્ષેત્રમાં પણ દેશીઓને અપાતો અન્યાય દેખીતો છે. ગોરાઓ માટે પ્રાથમિક કેળવણી ફરજિયાત છે, તે દેશીઓ અને બીજા બિનગોરા લોકો માટે નથી. નિશાળોમાં ગોરી વસ્તીનો પાંચમો ભાગ નિશાળે જાય છે, જ્યારે દેશી વસ્તીનો ચોવીસમો ભાગ જ નિશાળનાં દ્વાર દેખે છે. ગોરા શિક્ષકોની સંખ્યા ૧૫,૬૧૧ છે, જ્યારે દેશી શિક્ષકોની સંખ્યા માત્ર ૩,૧૮૬ છે. સરકાર દર ગોરા વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ પા. ૮–૨–૬ કરે છે. જ્યારે દેશી વિદ્યાર્થી દીઠ પા. ૨–૩–૮ ખર્ચવામાં આવે છે. એક જ ઉપાધિવાળા શિક્ષકોને પણ રંગભેદ પ્રમાણે પગાર અપાય છે. દેશીઓ માટે ઉચ્ચ કેળવણીની બહુ ઓછી સગવડ છે. તેઓ માટે એક જ કોલેજ ફોર્ટ હેરમાં છે. ત્યાં દેશીઓ યુનિવર્સિટીની કેળવણી લેવા જાય છે.

દક્ષિણ આફ્રિકામાં દેશીઓનો દરજ્જો સૌથી ઉતરતો છે. ઘણાઓ તેમને 'કાફર' જેવો અધમ શબ્દ વાપરી સંબોધે છે. તેઓને પળેપળ ધુતકારવામાં આવે છે. છતાં આખાયે ગોરા સમાજનું અવલંબન દેશી મજૂરી પર છે. ખાણોમાં કામ કરતા દેશીઓની સંખ્યા ૨,૨૯,૮૫૧ છે. બીજી મજૂરીમાં રોકાયેલા દેશીઓની સંખ્યા ૩,૪૭,૨૫૪ છે. આ સંખ્યામાં જે

ખેતરોમા અને ઘરકામમા રોકાયેલા દેશી નોકરોની સખ્યા ઉમેરવામા આવે તો ફુન આકડો પદરલાખ લાખે પહોચે ખાણુના દેશી કામદારો જ હડતાળ પાડે તો ટ્રાન્સવાલની ધનાઢ્ય સોનાની ખાણો અને નાતાલની કોનસાની ખાણો ટપોટપ બધ કરવી પડે જો ઘરકામમા રોકાયેલા દેશીઓ રિસાઈ જાય તો ગોરી સ્ત્રીઓનું મદમસ્તીમા અહર્નિશ મહાલતું મુખ કરમાઈ જાય અને તેઓને હાથે હાડલા ચોડવવાનો વખત આવે

દક્ષિણ આફ્રિકાની ચાલુ રાજનીતિ દેશીઓને શાશ્વત રીતે પરાધીન રાખવાની અને તેઓની ગુલામી ટકાવવાની છે અહીં જૂના જમાનાની ગુલામી અને આજની ગુલામીમા ખાસ ફેર નથી દક્ષિણ આફ્રિકામા આજે સુધરેલી રીતે ગુલામી ચલાવાય છે રાષ્ટ્રસઘ અબિસિનયા વગેરે દેશોમા ગુલામી દૂર કરવા સતત પ્રયાસ કરે છે તેણે તેમની પ્રવૃત્તિ લખાવી દક્ષિણ આફ્રિકાના દેશીઓની ગુલામ દશા તપાસવા સત્વર પ્રબધ કરવા જોઈએ

દક્ષિણ આફ્રિકાની સરકાર ગોરાધર્મની પૂજારી છે તેને દેશીઓની કશી પડી નથી તે દેશીઓને વિશેષ રાજદ્વારી હકો આપે એવો મજાર છે જ નહિ દક્ષિણ આફ્રિકાનુ તત્ર એવુ આગીધુટીવાળુ છે કે ખરો દેશી અવાજ બહાર આવતો નથી જે દેશીઓ અવાજ રજુ કરવા બહાર પડે તેમના મો મધ કરવામા આવે છે તેમને અદાલતને બારણે ઘસડી, દડવામા આવે છે દેશીઓનો અવાજ ગોરા મજિસ્ટ્રેટો કે પાદરીઓ મારફત બહાર આવે છે, એ પણ દક્ષિણ આફ્રિકાના રાજપ્રકરણની વિશિષ્ટતા છે

દેશીઓ આ સ્થિતિ સાખી લે છે એમ માનવામા આવે તો તેઓને અન્યાય થયો કહેવાય તેઓમા પણ થોડા બુદ્ધિમાન પુરુષો પેદા થયા છે અને તેઓ પોતાની કોમને ઉન્નત કરવા બનતો પ્રયાસ કરી રહ્યા છે તેમની સામાજિક રીતે સેવા કરવા ઘણા દિલસોજ ગોરાઓ પણ બહાર પડ્યા છે અને ગોરા-કાળાના સયુક્ત મડળો સ્તુત્ય સામાજિક કાર્ય બજાવી રહ્યા છે પણ રાજદ્વારી આંદોલન બહુ ઓછુ નજરે પડે છે તેનું પ્રથમ કારણ સરકારની જુલમનીતિ છે, અને બીજુ કારણ પ્રતિભાવાન નેતાઓની ખામી છે પણ આજે કેટલાક નેતાઓ ઉછરી રહ્યા છે તેઓ ભવિષ્યમા બાન્ટુ પ્રજાને કુશળ રીતે દોરશે અને આઝાદી તથા સમાનતાનું રણશિંગુ ફૂકશે એવા ચિહ્નો દૃષ્ટિગોચર થાય છે

દેશીઓની રાજદ્વારી પ્રગતિના માર્ગમા ભારે કટકરૂપ એક વસ્તુ છે તે તેઓમા સાચો આદર્શ નથી ઘડાયો એ છે જો દેશીઓમા સ્વ-કોમ ગૌરવ, સ્વ-ભાષા પ્રેમ અને સ્વમાનની તાલાવેલી જાગ્રત થાય અને વિઘાતક પશ્ચિમના સુધારા સામે બડખોર ભાવના સતેજ થાય તો તેઓ નિ શક આગળ વધે

મહાત્મા ગાધીજીના ચારિત્ર્યે બાન્ટુ લોકોપર ભારે ઊંડી અસર કરી છે હિંદના અત્યજોનો—દલિતોનો પ્રશ્ન હાથ ધરી, તેને માટે ભોગો આપી મહાત્મા ગાધીજીએ જે સેવા કચરાતા વર્ગની કરી છે તે સેવાએ દેશવિદેશની કચરાતી કોમોને આશા દીધી છે પરાધીનતાની બેડીઓ ખખડાવતી કચરાયેલી કોમો મહાત્મા ગાધીજીમા પોતાના ઉદ્ધારનું કિરણ જુએ છે દક્ષિણ આફ્રિકાના સંસ્કારી દેશી નેતાઓ મહાત્મા ગાધીજીની પ્રવૃત્તિનો ઊંડો અભ્યાસ કરે છે તેના મડળો હિંદ ઉપર અને મહાત્મા ગાધીજી વિષે ભાષણો કરાવે છે જો મહાત્મા ગાધીજીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવામા વિજય મળે તો જગતની બધી કચરાતી પ્રજાઓ સત્યાગ્રહને પથે અહિંસાના સિદ્ધાન્ત પ્રત્યે વળે એ ચોક્કસ છે

પ્રાણશકર સોમેશ્વર જોશી

# ભૂકમ્પ

મારાં રોષે જરી જ્યાં નયન ભરું તહીં, વહ્નિઝાળો ભભૂકે,
હેલે લીલાં ચડયાં સૌ મૃદુલ વન, તરુવૃન્દ તોતિંગ, શૈલો
જેનાં નેણે નિહાળ્યા શતશત ઇતિહાસો મહા માનવીના,
તે સર્વે એક સાથે, ઘડિઅધઘડિમાં ભૂખરી ભસ્મ થાયે.

હું મારો ફેરવું જ્યાં સબળ કર તહીં, સાગરે શૈલ જાગે,
ને મારા સ્પર્શમાત્રે અતલ સમદરે શૈલના શૈલ ડૂબે;
હૂંકારે સ્હેજ મારા પ્રકૃતિ થરથરે, દિગ્ગજો દૂર ન્હાસે,
મારા ઘેરા નિનાદે, અજર અમરને સ્વેદ અંગે વછૂટે.

સૂતેલા મેં જગાડયા કંઈ કંઈ ધરણીખંડને નિંદમાંથી,
સૂવાડયાં કૈંક રાષ્ટ્રો સમદરજળની સેજમાં મેં ઘડીમાં;
મેં લોપ્યાં સંસ્કૃતિનાં વિધવિધવરણાં ચિત્ર ફુત્કારમાત્રે,
મારા લીલાવિલાસો પ્રલયસૃજનનાં ભવ્ય દૃશ્યો જગાડે.

મારાં....હાં; કિન્તુ ક્યાંથી ધસમસ સ્વરનો ઘોધ આવે અફાટ ?
હોશે એ ક્ષુદ્ર પેલા અબળ મનુજનો ધૃષ્ટ અટ્ટાટ્ટહાસ ?

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

# "સરસ્વતીચંદ્ર"નું રાજકારણ

[ અનુસધાન પુ ૧૭ અક ૩ થી ]

"સરસ્વતીચંદ્ર"ના રાજકારણનો સવિસ્તર વિચાર હવે પૂરો થાય છે એ રાજકારણ સમજવાની અત્યારે શુ અગત્ય છે? ભવિષ્યમા "સરસ્વતીચદ્ર"ના વિચારોની અગત્ય શુ થશે? અલબત, ભવિષ્યકથન આ લેખનું પ્રયોજન નથી છતાં "સરસ્વતીચદ્ર"ના વિચારો ઘણા વખત સુધી આપણને વિચારયોગ્ય જણાશે કારણો સ્પષ્ટ છે જમાનો ગમે તેટલો ફરે તો પણ હિંદની જનતા કાંઈ એકદમ ફરી જવાની નથી એકવાર એમ માનવામા આવતુ કે હિંદી સસ્થાનોના દિવસો ભરાઈ ગયા છે વીરરાવ ખપાટે કહે છે તેમ એ સસ્થાનોને મરણ વખતે માત્ર ગગાજળ ને હરિનું નામ બે જ ઉપયોગી થશે, બીજુ કાંઈ નહિ એ જ પ્રમાણે ઘણા માનતા હતા ને હજુ માને છે પણ એ માન્યતા ખોટી ઠરી છે ને ખોટી ઠરશે, અને વિદ્યાચતુર અને પ્રવીણદાસ એ બનેનું કથન સાચુ ઠરતું આવે છે, ને સાચુ ઠરશે જે રાજ્યો અત્યારે છે તેમાના કેટલાક ભવિષ્યમા નહિ હોય તો તેમને બદલે નવા રાજ્યો કે સસ્થાનો થશે હિંદુસ્તાનનો કોઈ ઇતિહાસયુગ સસ્થાનો વગરનો રહ્યો છે ખરો? અને અનેક સસ્થાનોમાથી કોઈ સારા હશે, કોઈ ખરાબ હશે, કોઈ સારા થવાની તજવીજ કરતા હશે તેમને સમજવા માટે તો 'સરસ્વતીચદ્ર"ના બધા વિભાગો ભવિષ્યમા ઉપકારક થશે મધ્યવર્તી સરકાર તો રહેવાની જ. તે પછી હિંદી હોય કે બ્રિટિશ હોય તે જુદી વાત છે એ મધ્યવર્તી સરકારના વિચાર માટે 'સરસ્વતીચદ્ર"નું પૃથક્કરણ માર્ગદર્શક કેમ ન થાય? વળી હિંદના પુરાણા દેશની ખોખી પડી ગયેલી કાયા તો એક યા બીજા રૂપમા રહેવાની ને તેના નિવારણ માટે સુધારકોની યોજનાઓ હરહમેશ આવવાની જ એ વિચારો કરતી વેળા જૂનો ને નવો જમાનો, શાસ્ત્ર અને મનનો આવેગ, શ્રુતિ અથવા નિગમ અને આગમ એમના ઝગડા તો રહેવાના જ એ ઝગડાઓ વખતે આપણને "સરસ્વતીચદ્ર"ના સ્વપ્નોના અનુભવો માર્ગદર્શક ન થાય? તેથી "સરસ્વતીચદ્ર"નું રાજકારણ રાજાઓ માટે, કારભારીઓ માટે, સનાતનીઓ માટે, સુધારકો માટે, આગેવાનો માટે, પ્રજાજન માટે, બધા માટે માર્ગદર્શક છે ને ભવિષ્યમા થશે

રાજકારણ કુટુબથી કેટલો ને કેવો પરિપાક પામે છે એક સૌભાગ્યદેવી, ગુણિયલ કુમુદ કે કુસુમ, બુદ્ધિધન વિદ્યાચતુર ને સરસ્વતીચદ્ર જેવા કારભારીને ને અભ્યાસીને રાજકારણી વિષયોમા કેવી રીતે ઘડી શકે છે, અને એક મેના રાણી કે એક કમળા રાણી મલ્લરાજને ને મણિરાજને કેવા શોભાયમાન કરે છે, કેવા પ્રવૃત્ત કરે છે, તે 'સરસ્વતીચદ્ર" હમેશા સમજાવી શકશે

વળી પાયાલી—એટલે જનતાના કલ્યાણનો પ્રશ્ન તો કાયમ પ્રશ્ન છે ઇંગ્રેજો ને બદલે હિંદીઓ કારભારમા ગોઠવાય, નિરક્ષરોને બદલે ભણેલાઓ અધિકારીઓ ને સત્તાધીશો

અને, એક જાતના ને ધર્મના માણસોને બદલે સર્વ જાતિના ને સર્વ સંપ્રદાયોના માણસો અધિકારપદે આવે, શિક્ષણ સર્વપક્ષી અને ને સર્વ વિદ્યાશ્રયી થઈ જાય, ધારાસભાઓ ફક્ત લોકના આગેવાનોથી સમૃદ્ધ થાય, લક્ષ્મી અજ્ઞ ને સ્વાર્થી હાથમાં ન રહેતાં વધુ ચંચળતા પ્રાપ્ત કરે ને નિર્ધનોના હાથમાં જતી રહે, લોકો જાહેર હિત વધુ સમજતા થાય, પ્રજાનો સહકાર પ્રસરે, આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં સુભેદ પ્રવેશ કરે—એ બધું ય થાય, છતાં લોકકલ્યાણના માર્ગો રોજરોજ નવાનવા થવાના. "પાંચાલી" એટલે જનતા કે પ્રજા હમેશાં ફરિયાદી રહેવાની જ. "પાંચાલી"ના એટલે પ્રજાના બધા વિભાગો કાંઈ પાંચાલીપણું કે પ્રજાત્વ પામવાના નથી. "અર્જુનનો રથ"---એટલે પ્રગતિ—કાંઈ બધે ય ફરી વળવાનો નથી. ધર્મરાજ બધે પોતાની ભાવના નહિ પ્રસરાવે. ભીમ—રાજ્યસત્તા ગરીબ ને સાહુકાર બધાનાં ઘરમાં એકસરખી અજમાયશમાં નહિ આવે. શ્રાન્તતા ને કળાકૌશલ્યે—અશ્વિપુત્રો તો થોડાક જનોમાં જ જોવાશે. લોકનાયકો ધીર હશે અને અધીરા પણ હશે. તેમાં સર્વત્ર સાધુતા તો નહિ જ હોય. ધર્મગુરુઓ રડ્યાખડ્યા વિષ્ણુદાસો હશે. કુંતીમાતાની ધીરજ ને ક્ષમા હંમેશાં શોધવા જવું પડશે. દરેક દેશમાં, દરેક યુગમાં, દરેક કુટુંબમાં ભવિષ્યમાં આ ગુણો વિકાસ પામવા જોઇએ. ને તે દરેકવાર તેમણે "સરસ્વતીચંદ્ર"ના રાજકારણનો આશ્રય લેવો પડશે. કોઈ પણ ગ્રંથકારની વાણીનો ને તેના પ્રયાસનો આટલો ફલાદેશ હોય તો તેમની અસીમ સમર્થતા સિદ્ધ કરે છે. "સરસ્વતીચંદ્ર" ના "રાજકારણ"માં એ ફલાદેશ નથી એમ ગૂજરાતના કોઈ પ્રદેશમાં, તેના ઇતિહાસયુગના કોઈ કામમાં ને તેના જુદાજુદા સમાજોના કોઈ પણ વિભાગમાં કદી કહેવાશે નહિ.

તેથી છેવટે "સરસ્વતીચંદ્ર"ના પરશુરામની નીચેની ઉક્તિ [ ચોથો ભાગ: પા. ૬૯૧–૬૯૯ ] અહીં રજુ કરી હું આ પ્રયાસ સમાપ્ત કરીશ:

"પાંચાલી, તું અને તારા પુત્રો તમારો ધર્મ સમજશો, ધર્મનું સ્વરૂપ જોશો, તો તમારા વિકટ દુઃખનો પરિપાક કલ્યાણરૂપ જ થશે અને તે પરિપાક થશે તેની સાથે તારો જ્યેષ્ઠ સ્વામી યુધિષ્ઠિર તારા મંદિરમાં આવવાની વાટ જોઈને જ બેઠો છે તે આગે જો ! તારા પુત્રોનાં હૃદયને તેની છાયામાં, તેમની નીતિને અને ક્રિયાને અર્જુનની છાયામાં, તેમના શરીરને, બળને, ને સજ્જતાને ભીમની છાયામાં, ને તેમનાં અન્ય અંશોને અશ્વિપુત્રોની છાયામાં, સ્નાન કરાવી લે ! ...

પાંચાલી ! પાંચાલી ! એ સર્વની તેજસી છાયાઓમાં—એ સર્વ ચંદ્રોની ચંદ્રિકામાં—તારાં કંઈક બાળકો અપૂર્વ સ્નાન કરવા માંડે છે, દીપાવલીની શૃંગારિત જ્યોત્સ્ના જેવી જ્વાળાઓમાં મારાં આ મધુર બાળકો જ્વાલામાલી થઈ જાય છે--તે રૂપ ચિત્ર જો પાંચાલી ! એ નવા તેજસ ચેતનનું પ્રેમથી પોષણ કરવા જાગૃત થા !

પાંચાલી ! આ બાળયુગનું કારણ અને સ્વરૂપ તને કહ્યું તે સમજી તેના કલ્યાણફળમાં ભાગ લેવાનો અભિલાષ રાખ ! શરીરાદિમાં તું ક્ષત્રિય સત્ત્વ અને તેજ પ્રાપ્ત કરીશ તો આજના મનુષ્યોનાં નખ જેવાં થનાર શસ્ત્રનું કે અસ્ત્રનું તારે બાળયુગમાં શું કામ પડનાર છે ! દ્રવ્યનામાં ને વ્યાપારમાં વૈશ્ય લોકનાં ચિપ્યત્વ ને સ્પર્દ્ધા તારા પુત્ર સમજશે તો તારા દેશને હાની [illegible] :કરવાની છે જો ! નિષ્કામ લોકસેવાનો મહાયજ્ઞ તું માંડીશ તે. શુદ્ર લોકો કરે છે તેરા [illegible]જુ મર્મ લોકના ને તે તારા સ્વામી પાંડવોના દાસત્વમાં પણ તને

પરમાનંદનો અને પરમ કલ્યાણનો યોગ કેમ નહિ થાય જે ? અને બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ—જે શરીરને ક્ષત્રિયોની ઉત્પત્તિ આપવા અને સર્વ વર્ણોના સત્ત્વ પોષવા સમર્થ છે—જે આ બ્રાહ્મયુગનું તત્ત્વ ને સત્ત્વ થઈ રહેશે—જેના મહાયજ્ઞની જ્વાલાઓ સંસારે જોઈ છે ને જોશે—તે તો તારું ઇન્ધન—તારું દાય—તારો વારસો—તેને સુધાસ્રોતધારાઓ—એ શું તારા જ હાથની વાત નથી ? પાંચાલી ! તું એક છે પણ તારા સર્વાંગમાં આ સર્વ ચન્દ્રોના કિરણ રમી રહ્યાં છે તે સ્વપ્ન નથી પણ સત્ય છે ! એ સત્યનું—એ ઋતનું—તું પોષણ કરીશ તો આવતા યુગને માટે તું આજથી અધિકારિણી થયા કરીશ અને આ ચન્દ્રોનું તેજ તારા શરીરમાં ગર્ભરૂપે સ્ફુરશે, તે ગર્ભનું સુપોષણ કરી તેને તું જન્મ આપીશ તો એ યુગની પૂજાને સમયે તેની આરતી તું જ કરીશ અને એ અલક્ષ્ય યુગનું સર્વને લક્ષ્ય દર્શન કરાવીશ !

પાંચાલી ! આ સાત ચન્દ્રના પ્રકાશમાં જેમ પેલા હિમાલયના શિખર ઉપરના હિમરાશિ સ્પષ્ટ દેખાય છે, આ બીજી ત્રણે પાસનું મહાસાગરનું પાણી આપણાથી સ્પષ્ટ દેખાય છે, તેમ જ આ બ્રાહ્મયુગના પણ ચારે પાસર તને સ્પષ્ટ દેખાતા નથી ? પાંચાલી ! એ યુગમાં તારું બહુ કામ છે, તારું જ કામ છે ! તું અને તારી પ્રજા, આ હિમાલયના શિખર ઉપરના હિમ પેઠે જડ થઈ સ્થિર થઈ, શીત થઈ બેસી રહો પણ એ તારું શાંત દૂર એકાંત પડી રહેલું હિમ અને વિસ્તીર્ણ ઉછળતા સાગરનું ખારું પાણી—ઉભય પાણી જ છો અને તે એકઠાં થઈ નવી સુંદર સૃષ્ટિ રચશો ! પાંચાલી ! અગસ્ત્ય જેવી તારી પ્રજાના શરીરમાં એ સાગર સમાસ પામશે, અને જે કોઈ વર્ગ સગરપુત્રો જેવો ઉન્મત્ત હશે તેને તારા આ હિમાલયમાંથી વહી જતી ગંગા શાંત, શીત અને પવિત્ર કરી દેશે પાંચાલી ! એ પવિત્ર કાળને માટે અને તારા હિમરાશિના મીઠા જળના પ્રવાહોમાંથી ગંગાયમુનાઓના પ્રવાહ વહેતા મૂકવાને માટે ઉત્સાહિની થા ! પ્રવૃત્ત થા ! ! . વિષ્ણુનો ચિરંજીવ બ્રાહ્મણાવતાર તને વહન આપવા તત્પર છે ! ( તેની ) થોડી ત્રુટિકામાં કે થોડા દિવસમાં તું એ વહન પામીશ !

પાંચાલી ! કુન્તી ! પાંડવો ! અશ્વત્થામા ! ભીષ્મ ! નાગલોક ! આ ગિરિ અને સાગરો વચ્ચેના જન્તુઓ !

किं दोर्भ्यां किमु कार्मुकोपनिषदा किं वैष्णवेनौजसा
किं वेदाधिगमेन भास्वति भृगोर्वंशे च किं जन्मना ।
किं वाऽनेन समाद्भुतेन तपसा दूपा कृतान्तोऽपि वेद्
युष्माकं कुरुते किमप्यनुशयो यो मे स पुष्णातु व ॥ १ ॥

तदिमा वै

पाडवैराहित तेजो दधाना भूतये भुव ॥
लोका जानीत पाञ्चालीमग्निगर्भा शमीमिव ॥ २ ॥

રાજ્યોના નાવડાને દક્ષિણ અને ઉત્તર વચ્ચેની ભીષણ યાદવાસ્થળીમાં રાજ્યને વિજયી બનાવી સુખશાંતિનું તથા 'કાયદા અને સુવ્યવસ્થા'નું સામ્રાજ્ય વર્તાવનારો. એને હાથે ગુલામીનો કાયદાથી નાશ થયો, એ અર્જુનની જેમ નિમિત્તરૂપ બન્યો પણ બાકી તો હતી આખીએ અહિંસક કૃષ્ણ ભગવાનની અર્થાત્ આ દાખલામાં સત્યાગ્રહી વિલિયમ લોઈડ ગેરિસનની.

એની બાલક અવસ્થામાં જ એનો બાપ દારૂની બદીમાં ફસાઈ કુટુંબત્યાગ કરી નાસી ગયો એટલે ઘરનો આખો ભાર—વિલિયમને તે વખતે એક મોટો ભાઈ અને એક ધાવણી બહેન હતી—એની મા ફ્રાંસિસ લોઈડના માથા પર આવી પડ્યો. પણ ફ્રાંસિસ આગ્રહી સ્વભાવની, ખંતીલી અને ધર્મચુસ્ત બાઈ હતી. એણે દૂરદૂરનાં ગામોમાં આયાની નોકરી કરીને, મહેનતમજૂરી કરીકરીને આ ત્રણે બાળકોનો ઉછેર કર્યો. પણ મોટો થતાં વિલિયમનો મોટો ભાઈ એના બાપની જેમ ઘર છોડી, ખલાસી બની વંઠી ગયો અને નાની બહેન થોડાં વર્ષો પછી મરણ પામી એટલે વિલિયમ જ ફ્રાંસિસની બધી આશાઓ, બધી કાળજી અને અદ્વિતીય માતૃપ્રેમનું કેન્દ્ર બન્યો.

માતાની નીતિમત્તા, ધાર્મિકતા અને ઉદ્યોગધીરતાના ત્રણે ગુણોની ઊંડી અસર આપણે ગેરિસનના જીવનમાં જોઈએ છીએ. માતાના સત્યાગ્રહી સ્વભાવનું એક દૃષ્ટાંત અહીં પૂરતું થશે. નાનપણમાં જ ફ્રાંસિસની ધાર્મિક માન્યતાઓ એનાં માબાપની ધાર્મિક માનતાઓ કરતાં ભિન્ન સંપ્રદાય તરફ વળી એથી બાપે ધમકી આપી કે 'ફેની, આ માન્યતાઓ છોડી દે નહિ તો કાઢી મૂકીશ.' ત્યારે 'ફેની' એ આંસુથી નીગળતી આંખે પણ દૃઢ હૃદયે

'રાજા રૂઠે નગરી રખ્ખે અપની
મૈં હર રૂઠયા કહાં જાના!'

કરીને પિતાનું છોડયું અને ઉદારમનના એક દયાળુ કાકાને આશરે રહી પોતાનો જીવનપંથ ઉજાળ્યો.

નામની એક સંસ્થા કાઢી, ગુલામી વિરુદ્ધના પોતાના વિચારોનુ સગીન પ્રચારકાર્ય આદર્યું એની શાખા પ્રશાખાઓ ઠીકઠીક વધી એટલે એણે બીજા પરગણાઓમા પણ એવા પ્રાતિકમંડળો સ્થાપ્યા અને ઇ સ ૧૮૩૩મા એ બધાને એકસૂત્રિત કરીને એણે 'અમેરિકન દાસત્વનિષેધક મંડળ' નામનું એક મધ્યવર્તી મહામડળ કાઢ્યુ આ મંડળો અને 'લિબરેટર' અને એની દ્વારા થતુ પ્રચારકાર્ય એ જ માત્ર ગૅરિસનના ગુલામી સામેના મહાશસ્ત્રો હતા અને એનાથી એણે ગુલામીની રાક્ષસી પ્રથાને સમૂળ ઉથલાવી નાખી

'લિબરેટર' શરૂ કર્યું ત્યારે અગાઉથી એક પણ ગ્રાહક નોંધ્યા વિના જ શરૂ કર્યું હતુ 'ન્યુ ઇંગ્લંડ દાસત્વનિષેધક મડળ'ની સ્થાપના કરી ત્યારે માત્ર બાર સભ્યોથી જ શરૂઆત કરી હતી અને 'મધ્યવર્તી' મહામડળ કાઢ્યુ ત્યારે માત્ર સાઠ જ સભ્યો હતા, નૈતિક લડાઈમા સખ્યાબળની કિંમત નહિ જેવી છે એ તો એવી લડાઈ છે કે જેમા એક સાચો માણસ હજારોના રૂઢિમૂઢ અથવા દ્વેષી સૈન્યને હરાવી શકે

ગૅરિસનની ગુલામી વિરુદ્ધની આ નૈતિક ઝુંબેશમા પણ એમ જ બન્યુ. એણે આજન્મ ગરીબાઈ વહી, પરંતુ સત્ય અને અહિંસાના મહાન અને ઊંચા સિદ્ધાંતોને વળગી રહીને પોતાના તનમનની સર્વશક્તિઓને ગુલામીનો ઉચ્છેદ કરવામા જ વાપરી એવા ઘણાય દિવસો એના જીવનના અને લડતના આરભકાર્યમા ગયા કે જ્યારે એને અન્ન અને દાંત વચ્ચે વેર થયુ લડતના બરાબર ભરદરિયામા હતો ત્યારે એની પ્રવૃત્તિથી ભડકેલા ગુલામદારોના ત્રાસથી એને કાર્યસિદ્ધિ માટે સતાકુકડીની રમતો રમીને માર્ગ કાઢવો પડ્યો હતો એના માથા માટે દામ બોલાયા હતા અને મોત એની સામે મોઢામોઢ ઊભીને પોતાના વિકરાળ જડબામા એને ચાવી નાખવા દાંત કચકચાવતુ હતુ પણ એ બધામાથી એની અહિંસાએ અને સત્યે માર્ગ કાઢ્યો અને જ્યા એમ માર્ગ નીકળવો અશક્ય જણાયુ ત્યા ઈશ્વરે માર્ગ કાઢ્યો, પણ એનુ કામ આગળને આગળ જ વધતુ ગયુ

તત્રીપણાના અખતરાના સમયમા 'જિનિયસ' નામના પત્રના તત્રી તરીકે પોતાના ગામના એક વેપારી ઉપર એના ગુલામોના વેપારને અગે એણે જે કડક ટીકા કરી તેના પરથી બદનક્ષીનો કેસ મડાયો અને ગુલામી પ્રથાના પક્ષપાતી ન્યાયાધીશે એને બદનક્ષીના ફોજદારી ગુના માટે ગુનેગાર ઠરાવી દડ કર્યો જેને ખાવાના વાખા પડતા એની પાસે દડ ભરવાના નાણા ક્યાથી હોય? એટલે એ તો જેલમહેલમા જઈ બેઠો પણ આ બનાવે બીજા વર્તમાનપત્રોનુ ધ્યાન ખેચ્યુ અને પરિણામે દેશમા જે ઉહાપોહ થયો એથી કેટલાક અઠવાડિયાની જેલ પછી એક સખી ગૃહસ્થે દડ ભરી દીધો અને એ બહાર આવ્યો બહાર આવ્યા પછી આબરૂની નુકસાનીનો દીવાની દાવો તો એની સામે ઊભો જ રહ્યો હતો ગૅરિસને એમા બચાવ કરવાની ના પાડી, પરતુ પોતે જે ટીકા કરી હતી તે સાચી અને વ્યાજબી હતી અને નૈતિક દૃષ્ટિએ યોગ્ય હતી એની જગતને ખાતરી કરાવવા માટે એણે પોતાના ઉચ્ચ હેતુઓ અને સત્ય હકીકતો દર્શાવતુ એક નિવેદન વર્તમાનપત્રદ્વારા પ્રગટ કર્યું ન્યાયાધીશે આ દાવામા પણ એકપક્ષી પુરાવા પર જ હુકમનામુ કર્યું હતુ પણ કાયદાની બારીકાઈને લીધે એ કદી બજાવી શકાયું નહોતુ

'જિનિયસ'ના તત્રી બનતા પહેલા પણ બોસ્ટન નગરમા એને 'અમેરિકાના સ્વાતત્ર્યદિન'નુ ભાષણ આપતો અટકાવવા ગુલામદારોના ખાંધિયાઓએ એક નિષ્ફળ

પ્રયત્ન કર્યો હતો. એ જમાનામાં દેશના લશ્કરી સેવાદળની કવાયતમાં હાજર રહેવું એ અમુક અમુક દિવસોએ દેશના હરેક યુવાન માટે ફરજિયાત હતું. ગૅરિસનને આ કવાયત 'માણસને કુશળ મારા બનાવવાની' કવાયત જ જણાવાથી એ એમાં હાજર નહોતો રહ્યો. વિરોધીઓની ઉશ્કેરણીથી આ ગેરહાજરીનું કારણ બતાવવા ઉક્ત સ્વાતંત્ર્યદિને જ એને પોલીસ કોર્ટનું તેડું આવ્યું અને ત્યાં તેને દંડ ફરમાવવામાં આવ્યો. સદ્‌ભાગ્યે એક મિત્રે દંડ ભરી દીધો અને સ્વાતંત્ર્યદિનનું ભાષણ એ બરાબર નિયત સમયે જ આપી શક્યો.'

આ પ્રસંગે યુદ્ધનિષેધ વિષેના એના નીચેના ઉદ્‌ગારો આટલી નાની ઉમ્મરે દર્શાવેલા હોવા છતાં એની અહિંસક મનોવૃત્તિ માટે ઘણા સૂચક છે. એ નીચે પ્રમાણે:—

'હું હવે ગંભીરપણે જાહેર કરું છું કે હથિયાર ધારણ કરવાના કોઈ પણ હુકમને હું કદી આધીન થઈશ નહિ. અને એમ વર્તતાં જેલમાં જવું પડશે અથવા દંડ થશે તો તે જેલ અને દમનને હું આનંદપૂર્વક સહન કરીશ. સેવાદળની આ કવાયતનો શો હેતુ છે? માણસને કુશળ મારા બનાવવા એ જ ને? હું આ લડાઈની શાળાનો વિદ્યાર્થી થવાની હા પાડી શકતો નથી.'

ઈ. સ. ૧૮૩૫ની સાલમાં વિરોધીઓ તરફથી ગૅરિસન પર સૌથી વધારે ગંભીર બલ્કે લગભગ જીવલેણ હુમલો થયો. બોસ્ટનના એક વ્યાખ્યાનગૃહમાં 'સ્થાનિક દાસત્વનિષેધક નારીમંડળ'ની વાર્ષિક સભા હતી અને બ્રિટિશ આમની સભાનો સુપ્રસિદ્ધ સભ્ય અને બ્રિટન અને બ્રિટિશ સામ્રાજ્યમાંથી ગુલામીની પ્રથાનો નાશ કરવાની મહાન પ્રવૃત્તિનો એક મુખ્ય નેતા જ્યૉર્જ ટૉમ્સન એમાં ભાષણ કરશે એવું હતું. કેટલાક વખત પર ગૅરિસન ઈંગ્લંડ ગયો હતો અને એણે ત્યાં અમેરિકાના ગુલામોના વસાહતી મંડળની કપટબાજી ઉઘાડી પાડી એ મંડળનું સાચું સ્વરૂપ સમજાવ્યું હતું. ખરી રીતે એ મંડળ ગુલામોનું ભલું કરવા અને ગુલામીનો નાશ કરવા નહિ પણ 'ધીરેધીરે સુધારાનો સાર' એવા રૈડિયાળ નીતિસૂત્રના ઓથા તળે અને પરમાર્થવૃત્તિના ડોળ નીચે ગુલામીની પ્રથાને જેમ બને એમ મરતી અટકાવવા માટે અને કાયમ કરવા માટે જ સ્થપાયેલું હતું. મોટામોટા ગુલામદારો એના હોદ્દેદારો હતા અને દૂધને નામે પાણી વેચવાનો પ્રપંચ કરતા હતા. ગૅરિસને આ હકીકતો રજૂ કરતાં જે કડકડતાં ભાષણો કર્યાં હતાં તેના વિકૃત અહેવાલો અમેરિકાનાં છાપાઓમાં ગુલામદારોના એ મંડળે છપાવ્યા અને ઉશ્કેરણી કરી કે ગૅરિસને આપણા દેશની પરદેશમાં જઈને આબરૂ લીધી છે, માટે એ પાછો આવે એટલે એની બરાબર 'પૂજા' કરો.

તદનુસાર તોફાનો થયાં પણ સદ્‌ભાગ્યે ગૅરિસન સલામત રહ્યો. પણ ટૉમ્સનની અમેરિકાની સફર ગુલામદારોના હાથમાં બીજી તક મૂકી. ટૉમ્સન ગૅરિસનના આમંત્રણથી આવ્યો હતો અને ગુલામીની પ્રથા વિરુદ્ધ નીડર પ્રચારકાર્ય કરી અમેરિકાનાં દાસત્વનિષેધક મંડળોને પ્રદીપ્ત અને મજબૂત કરતો હતો. ગુલામદારોનાં છાપાંઓએ આથી એની સામે પુષ્કળ ઉશ્કેરણી કરી હતી અને એનું ખૂન કરાવવાની પણ તજવીજ થઈ હતી. આ માણસ અમારાં પાપોનો નાશ કરવા ઊભો થયો છે એમ કહેવાથી કંઈ લોકોને ઉશ્કેરાય નહિ એટલે 'આપણા કામમાં પરદેશી શેનો દાખલ કરે? એ તો આપણા દેશમાં

લડાઈ જગાડવા મોકલાયેલો ઇંગ્લંડનો જાસૂસ છે. ઇંગ્લંડમાં જઈ આપણી આબરૂ લેનાર ગૅરિસનનો ગોઠિયો છે ' ઇત્યાદિ ઉશ્કેરણીના નાદ પર એ છાપાંઓએ ટોળાંને ચડાવ્યાં. અહીં ટોળાંનો અર્થ માત્ર આમલોકોના ટોળાં એવો જ કરવાનો નથી એમાં તો ભલભલા પ્રતિષ્ઠિત નાગરિકો પણ ટોળાશાહી કરવા ઊતરી પડ્યા હતા. કારણ ગુલામદારો મોટામોટા બગીચાઓના માલિકો હોવાથી બોસ્ટનના વેપારીઓ પણ એમના હાથમાં હતા. અને બીજા પ્રતિષ્ઠિત માણસોમાં પણ એમની ભારે લાગવગ હતી.

પણ મિત્રોની સલાહથી ટૉમ્સન ગેરહાજર રહ્યો. એટલે ટોળાના બાદશાહોએ પોતાનો બધો ક્રોધ ગૅરિસન પર ઉતારવાનું નક્કી કર્યું. ગૅરિસન આ દિવસે પૂરો થઈ ગયો હોત પણ ઇશ્વરકૃપાથી શહેરના સત્તાવાળાઓ એને બચાવી શક્યા. ' ઇશ્વર કૃપાથી ' એમ ખાસ હેતુપૂર્વક લખાયું છે કારણ લોકલાગણી તરફ સહાનુભૂતિ ધરાવતા શહેરના સત્તાવાળાઓએ ટોળા સાથે અથડામણમાં નહિ આવવાની નીતિ ગ્રહણ કરી હોવાથી પોતાના પ્રયત્નોમાં એટલી બધી ઢીલાશ અને ભૂલો કરી હતી કે ગૅરિસનના પ્રાણ એને લીધે જ ત્રણ વાર ટોળાના હાથમાં આવી પડ્યા હતા. આની વિગતો ઘણી રસિક છે પણ વિસ્તારભયથી એ આ નાનકડા લેખમાં દાખલ કરવી ઉચિત માની નથી.

ગુલામીની કુરુઢિના ત્રણ મહામિત્રો હતાઃ–ગુલામદારો, પાદરીઓ અને રાજપુરુષો. એમાં ગુલામદારોની પ્રતિષ્ઠા ગૅરિસનની કલમથી અને ખાસ કરીને આવા અત્યાચારોથી ભાગી. હવે પાદરીઓની પ્રતિષ્ઠા ભાગવા ગૅરિસને શું કર્યું તે જોઈએ. પાદરીઓ બાઇબલના અમુક શબ્દોના ઓથે ગુલામીની પ્રથાને શાસ્ત્રશુદ્ધ અને પાપરહિત શું ઇશ્વરપ્રેરિત જણાવતા હતા અને તેનો બચાવ કરતા હતા. આથી ગૅરિસનને એમની સાથે લડાઈ કરવી પડી. પરિણામે એ બાઈબલમાં ઊંડા ઊતર્યો અને કેટલીક ખ્રિસ્તી રૂઢિઓનો કટ્ટર વિરોધી બન્યો. આનાં ત્રણ પરિણામ આવ્યાં.

(૧) ગૅરિસન ધાર્મિક રુઢિઓનો વિરોધી છે એટલે ખ્રિસ્તી ધર્મનો વિરોધી છે એવું કહી લોકોને એની સામે ઉશ્કેરવામાં પ્રથમ પાદરીઓને અને સર્વ વિરોધીઓને સરળતા થઈ ગઈ.

(૨) ગૅરિસનના દાસત્વનિષેધકમંડળોમાં આ ધાર્મિક-મતભેદોને કારણે તડ પડ્યાં.

(૩) છેવટે ગૅરિસનના સામા પ્રહારોને લીધે સર્વ ખ્રિસ્તી સંપ્રદાયમાં જે વિચાર-જાગૃતિ આવી એથી ધીરેધીરે પણ મક્કમપણે એમાં દાસત્વનિષેધક એવા નવા પક્ષો પડ્યા અને દેવળમાં જનારા લોકોનો મત બદલાતાં એમના પર જીવતા ધર્મગુરુઓનો પણ મત બદલાઈ ગયો !

પાદરીઓ અને રૂઢ ખ્રિસ્તી ધર્મ સામેની આ લડતમાં પણ ગૅરિસનનાં શસ્ત્રો તો સત્ય અને અહિંસાનાં હતાં આ લડતને અંગે ' રિન્ડર્સની ટોળાશાહી ' એ નામથી ઓળખાતી એક ભયંકર ટોળાશાહીનો ગૅરિસનને ભોગ થવું પડ્યું. પણ આ વખતે પણ કેપ્ટન રિન્ડર્સના ઝનૂન આગળ ગૅરિસનની અહિંસા અને એના સાથીદાર એવા એકબે હબસી વક્તાઓના વિનોદી વક્તૃત્વનો વિજય જ થયો. પરંતુ ટોળાએ સભા અશક્ય કરી મૂકી અને તેમાં ય પાસેની ધાર્મિક વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ તો અધર્મની હદ જ કરી.

હવે ગુલામીવિરોધી એક જ બળ સામે મેળવેલી જીતની કથા બાકી રહી અને તે સરકાર. આનો આધાર પ્રજાસત્તાક રાજ્યમાં લોકમત ઉપર જ હોવાથી લોકમતની કેળવણી ઉપર સ્વાભાવિક રીતે જ ગૅરિસનનું બધું ધ્યાન રોકાયેલું રહેતું. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાંનાં દક્ષિણનાં રાજ્યોમાં જ ગુલામીની પ્રથા હોવાથી તે ગુલામદારોના હાથમાં હતાં. અને એથી ઉત્તરવિભાગમાં જ્યાં ગુલામી નહોતી અને ગૅરિસનનું ગુલામીવિરુદ્ધનું પ્રચારકાર્ય પૂર જોશથી ચાલતું હતું તેની સાથે દક્ષિણનાં રાજ્યો અથડામણમાં આવ્યાં. ગૅરિસનને અને એનાં દાસત્વનિષેધકમંડળોને નાબૂદ કરો તો જ અમે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં રહીએ નહિ તો જુદાં પડીશું એ દલીલ દક્ષિણને છેવટની કરવી પડી. ગૅરિસને ખંતપૂર્વક એવા વિચારનો પ્રચાર કર્યો કે દક્ષિણની સાથે એક રાજ્યમાં રહેવું એ એમના ગુલામીના પાપમાં ભાગીદાર બનવા બરાબર છે. ગૅરિસનના પોતાના ચાબખા વાપરીએ તો દક્ષિણ અને ઉત્તર વચ્ચેનો આ સંબંધ એ 'મૃત્યુ અને નરક સાથેના કરારરૂપ છે.' અમેરિકાના નવા સમૂહતંત્રમાં જ્યારે જ્યારે નવા રાજ્યને ઉમેરવાના પ્રયત્ન થાય ત્યારે ત્યારે આ સવાલ ઊભો થાય અને દક્ષિણ પોતાની બહુમતિ ટકાવવા યા વધારવા ગુલામીની પ્રથાવાળાં રાજ્યોને દાખલ કરવા મથે. આ હરીફાઈમાંથી છેવટે ઝઘડો જાગ્યો અને પોતાના હાથમાંથી સત્તાનાં સૂત્રો સરી જાય છે અને હવે જો ગુલામીની પ્રથાવાળાં બધાં રાજ્યો એક્કો કરી અમેરિકાનાં સંયુક્તરાજ્યોથી જુદાં પડી પોતાનું નવું સમૂહતંત્ર નહિ ચલાવે તો ગુલામી ટકવાની નથી એમ જણાયું ત્યારે એમણે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની સરકાર સામે બળવો કર્યો. સરકારે એને દાબી દેવા લડાઈ જાહેર કરી અને એમ ઉત્તર દક્ષિણ વચ્ચે જે જાદવાસ્થળી જામી એણે ગુલામીનો ભોગ લીધો, દક્ષિણને ગુલામહીન બનાવ્યો અને દક્ષિણને જુદું પડતું અટકાવી સંયુક્ત રાજ્યને કાયમ કર્યું.

દક્ષિણનાં રાજ્યો બધાં સામે થવાથી સરકારનું જોર ઉત્તરના રાજ્યોની મદદ ઉપર જ રહ્યું. સશસ્ત્ર યુદ્ધ એટલે તો શત્રુના જાનમાલને નુકસાની પહોંચાડવાની હરીફાઈ. એટલે દક્ષિણ જ્યાં જીતે ત્યાં આઝાદ કાળા લોકોને ગુલામ બનાવે જ્યારે ઉત્તર જ્યાં જીતે ત્યાં દક્ષિણના ગુલામોને આઝાદ કરે એ જ સ્વાભાવિક રીત થઈ પડી. આ લડતમાં ગૅરિસન અને એનાં ગુલામીવિરોધીમંડળોએ અહિંસાની નીતિને અનુસરી કાંઈ પણ સક્રિય ભાગ ન લીધો; પરંતુ લડતમાં ઊતરેલા ઉભય પક્ષોમાં સત્ય તો સંયુક્ત રાજ્યની સરકારના જ પક્ષમાં છે એવી મતલબનું પ્રચારકાર્ય ખૂબ વેગથી કર્યું. ગૅરિસન આ પ્રચારકાર્ય જ્યારે અમેરિકામાં કરી રહ્યો હતો ત્યારે એનો મિત્ર જ્યૉર્જ ટૉમ્સન ઇંગ્લંડમાં એ જ કાર્ય જોરશોરથી આગળ ધપાવી રહ્યો હતો. લોકમત અને જગમતની સહાનુભૂતિ પોતાના તરફ ખેંચવામાં સરકારને આ અમૂલ્ય મદદ થઈ પડી. ઇંગ્લંડમાં અને બીજે, દક્ષિણના ગુલામદારોનો અને એમના માલનો બહિષ્કાર પણ એથી સજ્જડ થયો અને છેવટે સરકાર વિજયી થઈ.

આમ મૃત્યુ પહેલાં જ ગૅરિસનનું જીવનકાર્ય સિદ્ધ થઈ ચૂક્યું. અને જેના માથા માટે ઠેરઠેર ઇનામ જાહેર થતાં હતાં એને હારતોરા અર્પણ થયા. કાયદાથી ગુલામીનો ઉચ્છેદ થતાં ગૅરિસને પોતાનું 'લિબરેટર' બંધ કર્યું. દાસત્વનિષેધકમંડળોમાંથી ખસી જઈ તેમને

વિખેરી નાખવાની સલાહ આપી અને આઝાદ થયેલા કાળીપરજના લોકોની સેવામા તેમ જ જુદા જુદા અત્યાચારો અને અન્યાયોનો જ્યાથી બને ત્યાથી વિરોધ કરવામા એક સ્વતંત્ર લેખક તરીકે શેષજીવન સમાપ્ત કર્યું ગૅરિસનની મૃત્યુ પૂર્વેની છેલ્લી લડત ચીનાઓ સામે સયુક્ત રાજ્યની મહાસભામા રગભેદ અને જાતિભેદપોષક કાયદાનો ખરડો રજૂ થયો હતો તેની સામે હતી ' આખી માનવજાતિ આપણા દેશભાઈઓ છે ' એવી એની માન્યતાનો આ લડત એ એક સબળ પુરાવો છે આજન્મ ગરીબાઇ વેઠનાર આ સમાજસેવકના ઘડપણને સુખી નહિ તો નિશ્ચિત કરવા માટે દેશપરદેશના એના મિત્રો, પ્રશસકો અને બીજાઓ તરફથી એને એક મોટી થેલી અર્પણ કરવામા આવી

એક બ્રહ્મભટ્ટ કવિએ કહ્યુ છે કે

नाहि न हमारे पास ढाल तलवार छूरी

बरछी बंदूक तैं वचनमार भारी हैं

ગૅરિસન કવિ પણ હતો અને લેખક તો હતો જ, કારણ તત્રી એટલે એનુ સબળ શસ્ત્ર આ **वचनमार भारी** જ હતુ ગુલામીના પાપના તીવ્ર ભાને કરીને એની સામેનો એનો પુણ્યપ્રકોપ ભારે હતો એટલે ગુલામીનો પક્ષપાત, બચાવ કે પ્રચાર કરવા જે નીકળે તેની પર એના વાક્પ્રહારો ઉગ્ર રહેતા આને લીધે વાણીની હિંસાનો આક્ષેપ એના પર થયેલો છે શત્રુઓએ એની વાણીને ' વેર, ઝેર અને પક્ષપાત ભરી ' તથા ' કુસપપોષક ' કહી છે અને મિત્રોએ એને ' કઠોર ' અને ' ઉગ્ર ' કહી છે, જ્યારે પાછળના વ્યવહારુ લોકોએ એને ' બહેરા આગળ શખ ' સમાન ગણેલી છે પણ એટલુ જ ચોકસ છે કે ગૅરિસને દુશ્મનનુ પણ કદી બૂરુ નથી ઇચ્છ્યુ કે બૂરુ નથી કર્યું એની વાણીમા જે વેરઝેર જણાતુ હોય તો તે તો ગુલામીની પ્રથાની સામે જ છે, કુસપપોષકતા જણાતી હોય તો તો એ પાપ અને પુણ્ય વચ્ચે કુસંપ પોષવાની જ છે અને પક્ષપાત જણાતો હોય તો એ દીનહીન અને દલિત એવા કાળીપરજના ગુલામોનો જ છે

છેવટે ગૅરિસને કરેલા એક મોટામા મોટા રૂઢિભગનો ઉલ્લેખ કરી લઈએ કોઈ પણ પ્રવૃત્તિ સ્ત્રીઓના સાથ વગર આગળ વધી શકે નહિ એવી ગૅરિસનની દૃઢ માન્યતા હતી આથી પોતાની પ્રવૃત્તિમા એણે સ્ત્રીઓને સામેલ કરી એણે સ્ત્રીઓના હકની અને સમાનતાની આધુનિક પ્રવૃત્તિને અમેરિકામા જન્મ આપ્યો એમ કહો તો ચાલે એમ છે કારણ અત્યારે હિંદુસ્તાનમા છે એમ એના જમાનામા યુરોપ અમેરિકામા સ્ત્રીજાતિ કચડાયેલી દલિત અને પુરુષોની ગુલામ જ હતી સ્ત્રીઓ ગુલામીની સામે કેમ ભાષણ ન કરે, કેમ ન થાય એ મુદ્દા પર ગૅરિસને શરૂઆત કરી એટલે રૂઢિમૂઢ પાદરીઓએ તરત જ બાઇબલ ઉઘાડ્યુ અને સ્ત્રીઓને ઘરકામ સિવાય કશી પરવાનગી ઈશ્વરે નથી આપી એવો પોકાર કર્યો આથી પ્રતિક્રિયા થઈ અને સ્ત્રીઓએ રૂઢિભગરૂપે સત્યાગ્રહ શરૂ કર્યો આને પરિણામે સ્ત્રીઓની આઝાદીનો સવાલ છણાયો અને મોખરે આવ્યો

ભવિષ્યવાણીરૂપ નીવડેલા ગૅરિસનના નીચેના ઉદ્‌ગારો પરથી ટૂંકામાં એની વાણીનો ઠીક ઠીક પરિચય થશે.

'હું સત્ય સમાન કઠોર અને ન્યાય સમાન દૃઢ રહીશ. આ ગુલામીના વિષયમાં નરમાશથી વિચાર કરવા, બોલવા કે લખવા હું નથી માગતો. નહિ! નહિ! જેનું ઘર બળતું હોય તેને કહો કે ધીરે ધીરે બૂમો પાડે, જેની પત્ની અત્યાચારીના હાથમાં ફસેલી હોય એને કહો કે તેને ધીરજપૂર્વક છોડાવે, જેનું બાળક અગ્નિમાં પડ્યું તડફડી રહ્યું હોય એ માને કહો કે બચ્ચાને ધીરેધીરે આગમાંથી કાઢે, પરંતુ વર્તમાન વિષયના સંબંધમાં મને નરમાશ દેખાડવા ન કહો. હું ગંભીરપણે કહું છું. શિર ઝુકાવી ઝુકાવીને વાત નહિ કરું. હું ક્ષમા નહિ માગું. હું એક ઇંચ પાછો નહિ હટું. મારી વાત સાંભળવી પડશે. જનતાની દુર્દશા પ્રત્યેક જડ મૂર્તિને પણ પોતાના સ્થાન પરથી ઉઠાડવા અને મરેલાને બેઠા કરવા પૂરતી છે.'

× × ×

'આપણે અથડામણ—તીવ્ર કલેશો અને કટુતાભરી અથડામણ માટે તૈયાર રહેવું જોઈશે. કેટલાયે ક્રૂર માણસોના મિથ્યાભિમાનોનો અને સ્વાર્થવૃત્તિનો આપણે સામનો કરવો પડશે. પરંતુ આપણામાં જો જોઈતી નમ્રતા, ખંત અને ઈશ્વર પરની આસ્થા હશે તો ફતેહ મુશ્કેલ નથી. ?'*

ચુનીલાલ પુ. બારોટ

## સાગર-હૃદય

(પૃથ્વી)

મહાનદ હજાર કૈં વિપુલ વારિના ઓઘને
લઈ ધુધવતા ધસે જલધિને ઉરે સામટા;
પરંતુ છલકાય ના, વિકલ થાય ના ઉર એ,
શમે સકલ મત્ત વેગમય ઓઘ ક્યાં યે ખૂણે.

પૂજાલાલ

* આજ લેખકની કલમથી લખાયેલું 'ગૅરિસન'નું વિગતવાર જીવનચરિત્ર ટૂંક વખતમાં નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડશે.

# અંજલિ

પ્રિયે ! ત્હારી મૈત્રી, સુહૃદ-દિલ આવેગ ભરતી,
સૂકી વાડી પુષ્પો, છલછલ ભરીને ખીલવતી;
મહા વટોળે જે, અનિલ રસતાને સુસવતો,
અમી વર્ષા ઢોળે, શ્રમિત મરુતે શાન્ત પડતો.

વસન્તે મ્હોરન્તા, કુજન તુજ આંબે પ્રગટતું,
ધ્વનિ ચારે બાજુ, ગજવત ગિરિ કોકિલ તણો;
પડે પડ્છન્દા જે, કુટિર ધ્રુવ પ્રેમેય ઝીલતી
ન વ્હાલી લાગે શું, ચરણરજ ગોંધી દયિતની ?

રસજ્ઞો વાંછે કે, પ્રણયરસ છોળે ઉછળતાં,
વિનોદે મ્હાણીશું, અનહદ ખુમારી પ્રણયમાં;
ત્હને શું ના સાલે, દૂર સ્થળ પડયો ચેતનવતો ?
ક્ષમા શાની આપે, પણ વળી વદે ક્રૂર વચનો ?

ન ક્યાં યે દેખું હું, ચિરસમય શાન્તિ પ્રસવતી,
ન એ સ્નેહાલાપી, વિનીત દૃઢ રાગી ભગવતી,
નદી ક્યાં છે એ જે, જલ નિરતતે થાક હણતી,
વસે શું ગ્લાનિ 'ત્યાં, મલિન વદને હાસ્ય કરતી ?

નિસર્ગે વેલી જ્યાં, કળી કળી કલાએ ખીલી રહી,
વળાટો અંગે દે, મનહર ફૂલોથી લચકતી;
ઉવેખી સોંકેલું, પ્રબલશર શું કોમલ બને ?
અખૂટી વાતોમાં, રસમય બનીશું ન શું પ્રિયે ?

વિદ્રોહી સત્ત્વોએ, પરિચિત ઉરે દ્વેષ પ્રગટયો,
તરંગો સંતોષી, અભણ મન મિથ્યા ઉમળકો;
વિસંવાદી લાગે, વહન સુભગે આ ગહનતા.
કસોટી કીધી શું, વિષમ દુઃખ હેલી વરસવા ?

શીળી છાયામાં હું, ધગધગ બળું અક્ષય દુઃખે,
ઉન્હાં આસું લ્હોવા, અવસર કદી પ્રાપ્ત ન થશે ?
પ્રીતિ-પૂર્તિ કાજે, સ્મરણપદ કોવિદ રચતા,
દ્રવી નાચે જેથી, દિલ-દિલરુબા તાર અડતાં !

નવનીત જ. અધ્વર્યુ

# શ્રીમદ્ ભગવદ્ગીતા

[ અનુસંધાન પૃ. ૧૬, અંક ૪ થી ]

## ૪

## ગીતાજીનો ઉપદેશ

ગીતા–યુગમાં બ્રહ્મતત્ત્વ – પરમ તત્ત્વ અને માનવજીવનના અન્તિમ ધ્યેય વિષે વિવિધ મત પ્રવર્ત્તતા હતા. દાખલા તરીકેઃ આત્મજ્ઞાનતત્ત્વ ઉપર રચાયેલી ઉપનિષદોની પ્રણાલી, પ્રકૃતિના સ્પર્શબંધનમાંથી પુરુષની મુક્તિ એ જ પરમ ધ્યેય એવું માનનાર સાંખ્ય સંપ્રદાય, યજ્ઞયાગાદિદ્વારા આપણી ફરજો અદા કરીએ એટલે આપણને પરિપૂર્ણતા પ્રાપ્ત થાય એવો કર્મમીમાંસાનો મત, મુક્તિનો આનંદ હૃદયોર્મિના અતિરેકથી અનુભવાય એવા મતવાળો ભક્તિમાર્ગનો પંથ અને સંસારના અનેકરંગી પ્રકારનું સ્થાન જે ક્ષણે આત્માનું શાન્ત જીવન લે તે ક્ષણે માનવ મુક્તિ પામે એવું પ્રતિપાદન કરનાર યોગ સિદ્ધાંત. એ યુગમાં પરમાત્માનું પ્રતિપાદન કાં તો અશરીરી પરમ તત્ત્વ તરીકે અથવા તો શરીરધારી ઈશ્વર તરીકે થતું હતું. આ બધા ભિન્ન ભિન્ન ભાસતા સંપ્રદાયમતોનો સમન્વય ઠીક કરી એમને એક ધ્યેયમાં કેન્દ્રિત કરવાનો મહાયત્ન ગીતાકારે કર્યો છે. ગીતાજીમાં મુક્તિના હેતુ અને યોગનાં સાધન વિષેના વિચારોમાં કોઈ કોઈને વિરોધો જણાય છે એનું કારણ આ જ છે. ગીતાજીનો ઉપદેશ સતત અને સળંગ ધ્યેયલક્ષી નથી રહ્યો એમ ગીતાજીના અનેક આધુનિક અભ્યાસકોને લાગ્યું છે અને તેથી તેઓ એનાં જુદાં જુદાં કારણો દર્શાવે છે. ગાર્બે અને હોપકીન્સ એમ માને છે કે કેટલીય સદીઓના કેટલાય લેખકોનું કામ ગીતાજીમાં એકત્ર થયેલું છે. ગાર્બે સાહેબ એમ પણ કહે છે કેઃ "ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં સાંખ્ય–યોગના સિદ્ધાંતોના આધારે એક ઈશ્વરવાદી ધર્મગ્રંથ રૂપે મૂલ-ગીતા લખાઈ હશે અને પછીથી ઇ. સ.ના બીજા સૈકામાં ઉપનિષદના અદ્વૈતવાદીઓએ તેને સ્વીકારી લીધી હશે. ઈશ્વરવાદ અને અદ્વૈતવાદ · આ બંને વાદો ગીતામાં એકબીજા સાથે વારંવાર સંકળાઈ ગયા છે; પરસ્પર સંબંધ સાચવીને કે સાચવ્યા સિવાય તે એકબીજાને અનુસરે છે. વળી, ગીતાકારની દૃષ્ટિએ આ બંને વાદ વચ્ચે ચઢઉતરનો ભેદ નથી. ગીતામાં એવું કોઈ સ્થળે કહ્યું નથી કે ઈશ્વરવાદ એ અદ્વૈતજ્ઞાન પામવાનું પ્રથમ પગથીઉં છે અથવા એ એક પ્રતીક છે અને વેદાન્તનો અદ્વૈતવાદ એ સ્વયં પરમ તત્ત્વ છે. અર્થાત્, આ બંને વાદ વચ્ચે જાણે સહેજ પણ શાબ્દિક કે સાચો ભેદ ન હોય એમ જ ગીતાકાર એ બંને વાદ તરફ વર્તે

છે "[1] હોપકીન્સ સાહેબને મતે વળી ગીતાજી એ એક ઉત્તરકાલીન ઉપનિષદ્-રૂપી વૈષ્ણવ કાવ્યનું કૃષ્ણપથી પાઠાન્તર છે ડાઇસન કહે છે કે ગીતા મૂળે તો શ્વેતાશ્વતર જેવી એક ઉપનિષદ હતી પણ પાછળથી એને કૃષ્ણપથમા લઈ લેવામા આવી હોલ્ઝમાન ગીતાજીમા એક અદ્વૈતવાદી કાવ્યનુ વિષ્ણુપથી રૂપાતર જુએ છે બાર્નેટનો મત એવો છે કે તત્કાલીન પ્રણાલિકાના અનેક મતપ્રવાહો ગીતાકારના માનસમા ઘુચાઈ ગયા છે ડોયસન વળી એમ જાહેર કરે છે કે ઉપનિષદના અદ્વૈતવાદી વિચારપ્રવાહનુ પતન થયુ તે સમયનો પરિપાક એ ગીતા, અર્થાત્ અદ્વૈતવાદ અને તાત્ત્વિક નિરીશ્વરવાદ વચ્ચેનો સધિકાળ એ ગીતાજીનો સમય

પણ આ બધા અનુમાનોમાથી સર્વાશે એક પણ સ્વીકારવાની આપણને જરૂર નથી મહાભારતના સમયમા જે નવીન પરિસ્થિતિ ઊભી થઈ હતી તેને ઉપનિષદના દૃષ્ટિબિંદુથી પહોચી વળવાનો અપૂર્વ યત્ન તે ગીતાજી ઉપનિષદોના આદર્શવાદને આમ ગીતાજીદ્વારા સમાજના આસ્તિક માનસને અનુકૂળ કરી લેવામા ઉપનિષદના તત્ત્વજ્ઞાનમાથી ધાર્મિક ભાવ નીતારવાનો સમુદ્યમ સમાયો છે એ બતાવે છે કે ઉપનિષદોના ચિન્તનશીલ, આધ્યાત્મિક આદર્શવાદમા જીવન્ત, ભાવનાભર્યા અગત ભક્તિધર્મને સ્થાન છે જ ઉપનિષદોના પરમ તત્ત્વનુ દર્શન અહીં જે રૂપે થાય છે તે છે માનવસ્વભાવની ચિંતનયુક્ત, હૃદયભાવભરી આવશ્યકતાઓની કૃતાર્થતા વિચારસૃષ્ટિ કરતા કર્મભૂમિ ઉપર, નર્યા તત્ત્વજ્ઞાન કરતા ધાર્મિકતા ઉપર જે વિશેષ ભાર ગીતાજીમા મૂકાયો છે તે અનન્ત, આપણને ઉત્તરકાલીન ઉપનિષદોમા—જ્યા શ્રદ્ધાન્વિત હૃદયની પ્રાર્થનાને ઉદ્ધારક પ્રભુ સાભળે છે એમ દેખાડયુ છે ત્યા—મળે છે જ ઉપનિષદોમા જે સત્યનું નિરૂપણ કરવામા આવ્યુ છે તે સત્યને આધારે ઘડાતા જીવન અને વર્તનને સુદૃઢ કરે એવી આધ્યાત્મિક સુસવાદિતા ગીતાજીએ સાધી છે, અર્થાત્, ઉપનિષદના સત્યને ગીતાજી ભારતીય પ્રજાના લોહીમા વણી દે છે

તત્કાલીન વિવિધ ચિંતનમાર્ગોનો યોગ્ય સમન્વય કરી એક ધ્યેયમા કેન્દ્રિત કરવામા ગીતાકાર સફળ થયા છે કે કેમ એ તો આપણા આ અધ્યયન દરમિયાન સ્પષ્ટ થશે ભારતીય પ્રણાલિકા એમ ચોક્કસ માને છે કે વિરોધી દેખાતા તત્ત્વોનો પણ ગીતાજીમા સુદર સયોગ ગોઠવાયો છે જ્યારે પશ્ચિમના વિદ્વાનો કહ્યા કરે છે કે એના વિરોધતરી આવતા વિભાગોની સુશ્લિષ્ટતા ગીતાકારના કુશળ હાથથી પણ સધાઈ નથી પણ આપણે ચર્ચાની શરૂઆતમા જ સ્વમતાગ્રહી થવાની જરૂર નથી

ગીતાજીનો ઉદ્દેશ જે પરિસ્થિતિમા અપાયેલો કહેવાય છે એ પરિસ્થિતિ દર્શાવે છે કે ગીતાજીનો મુખ્ય હેતુ છે જીવનસમસ્યાનો ઉકેલ આણવાનો અને જીવનધારાના પ્રવાહને યોગ્ય માર્ગે વાળવાનો એ છે એક નીતિગ્રથ—યોગશાસ્ત્ર જે યુગમા નીતિની આસ્થાઓથી સર્વાંગ અકિત ધર્મ પ્રચલિત હતો એ યુગમા ગીતાજીની રચના થઈ હતી એટલે એ યુગની

---

૧ R Garbe નામક જર્મનીના એક સસ્કૃતના અધ્યાપક અને વિદ્વાને શ્રીમદ્ ભગવદ્ગીતાનો Die Bhagavadgita (Leipzig 1905) શીર્ષક અનુવાદ કર્યો છે આમ તો ગીતાજીના અનુવાદો જગતની સુધરેલી ગણાતી લગભગ બધી ભાષાઓમા થયા છે એટલું જ નહિ પણ અગ્રેજી, જર્મન, ફ્રેંચ જેવી ભાષાઓમા તો તે સખ્યાબધ થયા છે છતા વિદેશી ભાષાઓમા થયેલા ગીતાજીના ગદ્ય અનુવાદોમા ભાષા અને ભાવને વળગી રહેવામા આ જર્મન અનુવાદ શ્રેષ્ઠ ગણાય છે એના ઉપોદ્ઘાત(Einleitung)નું અગ્રેજી ભાષાતર Indian Antiquaryના ઇ સ ૧૯૧૮ના Decemberના અકમા પ્રસિદ્ધ થયું છે (મ પ)

નૈતિક ભાવનાઓ એમાં સુપ્રતિબિંબિત થયેલી છે. યોગ શબ્દને ગીતાજીમાં જુદે જુદે સ્થળે જુદા જુદા ખાસ અર્થમાં ભલે વાપર્યો હોય પણ સર્વત્ર એનો કર્મનિષ્ઠ ભાવ સચવાયો છે જ. યોગ એટલે ઈશ્વરપ્રાપ્તિ : વિશ્વસમસ્ત ઉપર જે સત્તાનો પ્રભાવ પડે છે એ સત્તા ઉપર યુક્ત થવું : પરમાત્માનો સ્પર્શ પામવો. એમાં, આત્માની માત્ર એકાદ શક્તિને જ નહિ પણ હૃદય, ચિત્ત અને ઇચ્છાશક્તિનાં સઘળાં બળોને ઈશ્વરાભિમુખ જોડી દેવાનાં છે. એમાં માનવજીવનની સાધના છે—પોતાની જાતને એથી ગહનતર તત્ત્વ સાથે એકાકાર કરી દેવાની. એ દ્વારા આત્માની આખી પરિસ્થિતિને કોઈ પરમ, અનન્ય તત્ત્વમાં ફેરવી નાખવાની છે અને દુન્યવી સત્તા અને મોજશોખનો સામનો કરવાની શક્તિને સંપૂર્ણ કેળવવાની છે. એ રીતે વિચારતાં એમ પણ કહી શકાય કે યોગ એટલે નિયમન—જે નિયમનદ્વારા આપણે આપણા આત્માની સાચી સ્થિતિને આંચ આવવા દીધા સિવાય સંસારના ધક્કા સહી લેવા આપણી જાતને કેળવીએ. એ છે એક રસ્તો અથવા કહો કે સાધન—ઉપાય, જે વડે ધ્યેય સિદ્ધ થઈ શકે. પતંજલિનો યોગ એ માનસિક નિયમનની એક પદ્ધતિ છે જેનું અનુસરણ કરવાથી આપણે બુદ્ધિને શુદ્ધ કરી શકીએ, મનને એની ખોટી ધારણાઓથી મુક્ત રાખી શકીએ અને તત્ત્વનું સીધું દર્શન પામી શકીએ. એ દ્વારા આપણી લાગણીઓને સંયત રાખીએ અને ઈશ્વરને આત્મસમર્પણ કરી પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરીએ. વળી, આપણું આખું જીવન ઈશ્વરની એક નિરન્તર પૂજારૂપ બને એમ આપણે આપણી ઇચ્છાશક્તિને કેળવીએ; આપણા અસ્તિત્વના મૂળમાં રહેલી ભગવત્તાનું દર્શન પણ આપણે કરીએ અને એ તેજરેખા એક અનંત તેજઃપુંજમાં પરિણમે ત્યાંસુધી એને ઊર્મિભર્યા સ્નેહ અને ઉલ્લાસથી જોઈ રહીએ. આ સૌ જુદી જુદી જાતના યોગો અથવા પદ્ધતિઓ છે જે એક પરમયોગ—ઈશ્વર સાથે તાદાત્મ્ય—તરફ દોરી જાય છે. કોઈ પણ નૈતિક સંદેશ માત્ર આપમેળે ચિરન્તન ટકી શકે નહિ—જો એને દાર્શનિક કથનની સાહાય્ય ન હોય તો. એટલા માટે, ગીતાજીના યોગશાસ્ત્રનું મૂળ છે બ્રહ્મવિદ્યામાં, પરમાત્મજ્ઞાનમાં. ગીતાજીમાં ચિન્તનપદ્ધતિ ય છે અને જીવનને ઘડવા માટે માર્ગદર્શન પણ છે; બુદ્ધિને સંતોષે એવું સત્યશોધન ય છે તેમ જ એ સત્યને માનવઆત્મામાં એક પ્રેરકશક્તિરૂપે સ્થાપવાનો ઉદ્યમ પણ છે. કોણ જાણે કેટલા ય કાળથી ઉતરી આવેલા પણ દરેક અધ્યાયને અંતે આપેલા પ્રતિવાક્યમાં આ વસ્તુ સ્પષ્ટ થાય છેઃ **इति श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे.............अध्यायः ।** અર્થાત્, ગીતાજી એટલે બ્રહ્મતત્ત્વની ધાર્મિક શિક્ષા.

## ૫

## બ્રહ્મતત્ત્વ

**જેમ** ઉપનિષદોમાં તેમ ગીતાજીમાં પણ 'વિષય' અને 'વિષયી' એ બંનેના વિશ્લેષણ દ્વારા પરમ તત્ત્વ—બ્રહ્મતત્ત્વ—ના પ્રશ્નને છણવામાં આવ્યો છે દ્વિતીય અધ્યાયમાં ગીતાકારના ચિંતનનો દાર્શનિક ઝોક કઈ દિશામાં છે તે સ્પષ્ટ થાય છે. એ અધ્યાયના ૧૬મા શ્લોકમાં કહ્યું છેઃ **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।** "અસત્‌ની હસ્તી નથી, (અને) સત્‌નો નાશ નથી." વસ્તુતા અને છાયા, અવિનશ્વર અને નશ્વર, અક્ષર અને

ક્ષર, એ વચ્ચે રહેલા ભેદનો આધાર લઈ વિષયનું વિશ્લેષણ શરૂ કર્યું છે ' આ લોકમાં, ક્ષર એટલે નાશવંત અને અક્ષર એટલે અવિનાશી એવા બે પુરુષો (પદાર્થો) છે ભૂતમાત્ર તે ક્ષર કહેવાય છે. ' કૂટસ્થ ' એટલે કે તેમાં જે સ્થિર રહેનો અંતર્યામી—છે તે અક્ષર કહેવાય છે "[1] આ ' કૂટસ્થ ' તે સર્વાતીત પરમાત્મા એમ તો આપણે કહી શકીએ નહિ, કારણ કે એની પછીના શ્લોકમાં જ ગીતાકાર કહે છે કે

" આ ઉપરાંત ઉત્તમ પુરુષ તે અન્ય છે તે પરમાત્મા કહેવાય છે એ અવ્યય ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું પોષણ કરે છે "[2] જગતના કારણરૂપ એની નિત્ય આધારભૂમિકા અને તેના પરિવર્તનશીલ વિકારો વચ્ચે—પ્રકૃતિ અને તેના વિકારો વચ્ચે—જે ભેદ વિલસે છે તેને પ્રથમ ગીતાકાર સ્પષ્ટ કરે છે આ જગતમાં—इमौ लोके—આપણે બે પ્રકારના ભાવનો અનુભવ કરીએ છીએ, એક વિનાશી ભાવ બીજો અવિનાશી-નિત્ય ભાવ જગતના વિકારોની તુલનામાં જો કે પ્રકૃતિને નિત્ય કહી શકાય તો પણ તે પરમ તત્ત્વ તો નથી જ કારણ કે તે પણ પરમેશ્વરને વશીભૂત છે[3] આ અક્ષર પુરુષ જ પરમ ગતિ, પરમ ધામ છે[4] રામાનુજ પોતાના દૃષ્ટિબિંદુ સાથે આનો મેળ બેસાડવા, ક્ષરને પ્રકૃતિના અર્થમાં, અને અક્ષરને જીવતા અર્થમાં લે છે અને તેમ જ પુરુષોત્તમ અથવા પરમાત્માને આ બંને કરતાં ઉત્કૃષ્ટ માને છે અનંત અને સાન્તના મિથ્યા ભાવમાત્ર (atstractions)થી ઉચ્ચતર એવા સમવેત-નિત્ય-(Concrete) રૂપે પુરુષોત્તમ શબ્દની પાછળ વિલસતા અર્થને સમજવાનું શક્ય છે જ, પરંતુ એમાં એક માત્ર મુશ્કેલી છે આ સાન્ત જગતના મૂળ અધિષ્ઠાનરૂપ બ્રહ્મને માત્ર ભાવ (abstraction) તરીકે જ શી રીતે લઈ શકાય ? સાન્ત અથવા વિનશ્વર અને અનંત અથવા અવિનાશી વચ્ચેનો ભેદ ગીતાજીમાં સ્પષ્ટ છે જે કંઈ સીમાબદ્ધ, નશ્વર હોય તેને 'સત્' ન જ કહેવાય વિકારમાત્ર છે વિરોધધર્મી એ એક ક્ષણભર ટકી શકે નહિ જે વિકારશીલ હોય તે 'સત્' ન હોય જો તે સત્ હોત તો તેમાં વિકારને સ્થાન હોત જ નહિ જગતની બધી વસ્તુઓ પરિવર્તનશીલ છે; રૂપાન્તર માટે સતત મથ્યા કરે છે એથી તેમને સત્' 'નિત્ય' કેમ કહેવાય ? ત્યારે જગતની વસ્તુઓનો સર્વદા પરિવર્તન એ વિશેષ ધર્મ છે એ ચોક્કસ આપણા જ્ઞાનની પાછળ એક એવી શ્રદ્ધા રહેલી છે જ કે એવું કંઈક અવશ્ય છે કે જે નથી પરિવર્તન પામતું,

---

૧ મ ગી અધ્યાય ૧૫, શ્લોક ૧૬

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षर सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

૨ મ ગી અધ્યાય ૧૫ શ્લોક ૧૭

उत्तम पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृत ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वर ॥

૩ મ ગી અધ્યાય ૮, શ્લોક ૨૦માં એમ કહેવામાં આવ્યું છે કે આ અવ્યક્તથી પર એવો બીજો સનાતન અવ્યક્તભાવ છે બધા ભૂતો (પ્રાણીઓ)નો નાશ થતા છતાં આ સનાતન અવ્યક્ત ભાવનો નાશ નથી થતો "

૪ મ ગી અધ્યાય ૮, શ્લોક ૨૧

જે નથી સાન્ત કે સીમાબદ્ધ. કારણ કે જે અસત્ છે તેમાંથી કશાનો જન્મ થાય નહિ. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે જે મૌલિક 'નિત્ય'–'સત્તુ' છે તે કદાપિ પરિવર્તનશીલ 'પ્રકૃતિ'માંથી ઉત્પન્ન થાય નહિ. આ 'નિત્ય'–'સદ્દસ્તુ' છે બ્રહ્મ. એ છે કૂટસ્થ, પરંતુ પ્રકૃતિ છે પ્રવાહરૂપ. પ્રત્યેક વસ્તુના અંતરાલમાં આ નિત્ય તત્ત્વને વિલસતું જે જુએ છે—અને જાણે છે કે વસ્તુનો નાશ હોઈ શકે પણ આ નિત્ય તત્ત્વ અમર છે—તે છે સાચો તત્ત્વદર્શી. સાન્ત વસ્તુના વિરોધી તરીકે અનંત અથવા એક પક્ષે સાન્ત અને સામે પક્ષે અનંતઃ આ પ્રમાણે ન લેતાં બ્રહ્મતત્ત્વને સર્વના આધારરૂપે, અધિષ્ઠાનરૂપે સમજવાનું છે. ગીતાકાર પણ એ મૂલતત્ત્વને એ રીતે જ સમજે છે.

[ અપૂર્ણ ] અધ્યાપક ડૉ. મણિલાલ પરેલ

# ગત બાલકોને

સુકોમળ સુપુષ્પ કૈં ખીલી સવાર સાંજે ખરે,
ઉગ્યાં ગગન તારલા ક્ષણ રહી કંઈ આથમે,
દીઠાં સ્વપન દૃશ્ય તે નહિ સવારમાં સાંપડે,
બન્યાં જીવન એ સમાં તમ તણાં અહીં ભૂપરે.

ગયાં: સહુ ગયાં: પળ્યાં સ્વપથ સૌ: ન એકકે રહ્યાં:
રહ્યાં સ્મરણ માત્ર ને સ્મરણદુઃખ જે જે સહ્યાં;
હસ્યાં, કંઈ રડયાં, કવિ જ્યમ હસે રડે કાવ્યમાં,
સ્મરું હું તમ જીવનો સરલ-કાવ્ય-ઝરણાં સમાં.

હરિહર ભટ્ટ

# કરક કવિનો પરિચય

ગુજરાતના ભક્ત કવિઓની નમ્રતા સુપ્રસિદ્ધ છે પોતાનુ નામ પ્રસિદ્ધ થાય એવી અપેક્ષા એ લોકો કદી રાખતા નથી આથી તેઓની કૃતિઓ મળી આવતા, તેના કર્તાનુ નામ શોધવાનું કામ કઠિન થઈ પડે છે સુરતમા થઈ ગયેલા એક ભક્ત કવિ જેનાથી ગુજરાત અજાણ્યુ છે, એમનો પરિચય આપવાનો આ સ્થાને વિચાર છે શ્રી હરકીસનદાસ શિવલાલ ભગતનો જન્મ ઘણુકરીને ૧૮૩૮ના વર્ષમા થયો હતો. એઓ સુરતના મૂળ વતની હતા, ન્યાતે ખત્રી હતા રેશમી કાપડ વણવાનો તથા વેચવાનો ધંધો કરતા તેમણે રંગૂન જવાનુ સાહસ ખેડી, ત્યા રેશમી કાપડની પહેલી દુકાન ખોલી હતી આ રીતે સુરતના રેશમી કાપડના વણનારા વેચનારા, તથા રેશમના દલાલોના માલનો ઉપાડ વધારીને, રેશમી કાપડનો ઉદ્યોગ જાહોજલાલીમા આણ્યો હતો એ પ્રમાણે તેમણે ન્યાતની તથા શહેરની સેવાનુ મહાન કાર્ય બજાવ્યુ હતું એઓ ચાલુ વ્યવહારમા પ્રમાણિક સજ્જન અને ઉદાર હતા, તેઓ જંગી વેપારમા સારા પૈસા કમાયા હતા, છતા તેમની વૃત્તિ અનાસક્ત હતી અને જીવન મહાપુરુષના જેવુ સદાચારી હતુ તેમણે સુરતમા અશ્વિનીકુમારની બેડકના દરવાજા સામે એક નાનુ ભકનેશ્વર મહાદેવનું મંદિર બધાવ્યુ છે

નાનપણથી તેમને કવિતાનો શોખ હતો પોતાના નામનો પ્રથમ અક્ષર કર્ક રાશિ પર હતો, તેને અનુસરીને તેઓ કવિતામા ‘કરક’ ઉપનામ લખતા તેમણે એક હજાર ઉપરાંત ભજન બનાવ્યા છે અને તે ઉત્તમ પ્રકારના ભક્તિ વૈરાગ્ય, જ્ઞાન ને કવિત્વથી ભરપૂર છે

એમણે રામચરિત્ર, કૃષ્ણચરિત્ર, શિવચરિત્ર વગેરે વિષયો પર નાના નાના કાવ્યો લખ્યા છે રામચરિત્રના વિધવિધ આકર્ષક પ્રસગો ચૂ઼ટીને તેમણે કાવ્યોમા ગૂથ્યા છે. રામનો વનવાસ જતી વખતનો પ્રસગ, માતાઓની અશ્રુભીની આખે વિદાય લેતા રામ, દશરથરાજાની મૂર્છા, લક્ષ્મણનો બધુપ્રેમ, સીતાજીની વનમા જવાની હઠ, સીતાસ્વયવર વગેરેના ચિત્રો ઠીક દોર્યા છે ભરત કૈકેયીને ઠપકો દેતા શોક કરે છે એ વર્ણન સારુ છે

કહો મોરી મૈયા કહા રઘુવર ભૈયા હૈ ક૦  
કહા ગયે રામ ભાઈ, કહા ગયે લક્ષ્મણ  
કહા ગઈ સીયા પ્રાણ, જો દી સુખ દૈયા હૈ, ક૦  
મૈયા મૈ ન રાજ ચાહુ, નાહી ગજ બાજ ચાહું  
રામ બિના ઔર કાહુ, મોહે ન સોહૈયા હૈ, ક૦  
પ્રાત ઉઠી બનમે જાઉ, રામ બિનુ ઘર ના આઉ  
નિતનિત દર્શન પાઉ, મેરે જહા ગોસૈયા હૈ, ક૦  
ભરત શોક સાગર લીને, કયે સ્વર ઝીને ઝીને  
રામચદ્ર રાજ બિને, કર્કના ચહૈયા હૈ ક૦

વળી કૃષ્ણનું બાલપણુ—જશોદાના લાડ, શિશુવયનાં રમખાણો, રાધાકૃષ્ણનો પ્રેમકલહ, મહીડાના દાણુ—વગેરે જાણીતી વાતોને સુંદર શબ્દોમાં ગૂંથી લઈને અજબ નવીનતાથી રસપૂર્વક રજૂ કરી છે. જશોદાને કૃષ્ણ કહે છે કે:

મૈયા મેં ન ચારું તીહારી ગૈયા.
ભોર ભયે તૂ મોહે જગાવે, ઊઠ ઊઠ કરત કનૈયા; મૈયા.
તેરો કહ્યુવા મોહ ન ભાવે ચાખત હલધર લૈયા; મૈયા.
નિત ઊઠ મોહે બનમેં પઠાવે, થોડી થોડી દેત મલૈયા; મૈયા.
કાલી કામલી ડાલ ગલેમેં, હાથમેં દેતી લકૈયા; મૈયા.
યશોમતી મૈયા ગોદ બેઠા કર, કરક યોં લેતી બલૈયા; મૈયા.

તે જ પ્રમાણે શિવનું ભોળપણુ, એમની વિચિત્ર હાસ્યાસ્પદ રહેણીકરણી, એમની ભક્તને વિધવિધ ભેટો, વગેરે લલિત પ્રસંગોને કવિતામાં ઠીક વણી લીધા છે. શિવે આપેલાં વરદાનો કવિ ગણાવે છે:

શંભુ બસે સમસાન સદા ભક્તનકે હિત કૈલાસ કિયો.
રાવણકું દશ મસ્તક દીનો, બાણાસુરકું બાહુ દિયો.
ભસ્માસુરકું કંઅન કરમેં, અર્જુનકું શુભ બાણ દિયો.
અમૃત સબ દેવનકું દીનો, આપ હલાહલ વિષ પિયો.
મહિમાનિક દાસનને કારણ, આપ ગલે રુદ્રાક્ષ કિયો.
દીનદયાળ દયાકે સાગર, કરકકું દાસ બનાય લિયો.

કરક કવિમાં વર્ણનશક્તિ છે; પણ પ્રેમાનંદની ઝીણવટ, નાની બાબતો વિસ્તારપૂર્વક આપી આબેહૂબ આલેખવાની અદ્ભુત શક્તિ એમનામાં નથી. 'કરક' કવિ તો અમુક પ્રસંગની મુખ્ય બાબતો લઈ આખો પ્રસંગ ટૂંકમાં ઊભો કરી દે છે. કોઈ ચિતારો પીંછી વડે થોડા લપેડા કરીને જીવંત દૃશ્ય પાંચ જ મિનિટમાં ઊભું કરી શકે, એવી રીતનાં કાવ્યચિત્રો ઊભાં કરવાની શક્તિ એમનામાં કંઈક અંશે પોષાયેલી છે. વર્ણન કરતી વખતે સુંદર, પ્રાસવાળા અને સંગીતવાહી શબ્દો યોજેલા હોવાથી વર્ણનો વાંચતાં કંટાળો આવતો નથી.

'જ્ઞાન' 'બોધ' 'અનુભવ' ઇત્યાદિ વિષયો પર એમણે લખેલાં કાવ્યો એમનું આધ્યાત્મિક જ્ઞાન દર્શાવે છે. આ જગત માયાવી છે. તૃષ્ણા મનુષ્યનું મન વિહ્વલ કરીને, તેને ફસાવે છે. આસપાસ બધું ખોટું છે, સાચું ફક્ત ઈશ્વરનું નામ છે. આવાં ભક્તિરસનાં કાવ્યોમાં મીરાંબાઈ, નરસિંહ મહેતો તથા અખાની છાયા સ્પષ્ટ દેખાય છે. એટલે એમણે તે કવિઓનો સારો અભ્યાસ કર્યો હોવો જોઈએ. મનને સંબોધતાં કવિ કહે છે કે:

મના તેં હરિજન થઈ શું કર્યું ?
તુને આતમપદ નહિ જડયું. મ૦
આતમપદ અંતરમાં તજીને, તીર્થાટણ શીદ કર્યું ?
નભ સમાન જે વ્યાપક છે તે, ઘટઘટ સજ્જડ ભર્યું: મના૦
સત ચિત આનંદ મૂકી સરવમાં, જડ દુઃખ મિથ્યા ધર્યું;
પરબ્રહ્મ પરમાત્મજ પોતે, તે નજરે નહિ પડયું: મના૦
જલતરંગમાં ભેદ ન ભાઈ, સાગર જલ એક ભર્યું;
જીવ શિવને તેમ સમજી લે, વેદવચન અનુસર્યું: મના૦
ભેદવાદીથી ભરમે ભૂલ્યો, ડગડગ પાપ તેં કર્યું
કહે કરક ઓ કાયર તારું, આવાગમન નહીં ટળ્યું: મના૦

'કરક' કવિના કાવ્યો મોટે ભાગે હિંદી ભાષામા જ લખાયેલા માલમ પડે છે, પણ ગુજરાતી ભાષામા પણ એણે કાવ્યો લખ્યા છે વળી એમણે વાપરેલી હિંદી ભાષા એટલી સરળ અને સાદી છે કે કોઈ પણ સાધારણ જ્ઞાન ધરાવતા ગુજરાતીને સમજવી જરાએ કઠિન પડતી નથી અને ગુજરાતી ભાષા વાચતા હોઈએ તેટલા જ રસથી અને સહેલાઈથી હિંદી વાચી શકાય છે

એમણે સંસ્કૃત ભાષાના છંદો વાપર્યા નથી પણ પરો, જાગીતા મલ્હાર, આશાવરી ભૈરવી, બિહાગ, પરજ, વગેરે રાગોમા કાવ્યો લખ્યા છે કવિનો શબ્દભંડોળ વિશાળ છે, યોગ્ય શબ્દો યોગ્ય જગ્યાએ પોતાની મેળે જ આવીને બેસી ગયા હોય એમ લાગે છે એમના બધા કાવ્યો પ્રાસબદ્ધ છે છતા એમને પ્રાસ માટે ખાસ પ્રયાસ કરવો પડ્યો હોય એમ લાગતુ નથી એ કથનનું નીચેની કડીઓ સમર્થન કરશે

મે દીન અતિ આધીન રહુ લયલીન શણુ ભૂધરા,
મમ મતિ કર શુભ ગતિ શકર જયતી જય ભક્તેશ્વરા,
ગુણ ગહન અતિ ગભીર ગુણી ગણુ ગાવહી ભવપી વરા,
શારદા શેષ અશેષ રટત ગણેશ જય ગૌરીશ્વરા

તેમના કેટલાક કાવ્યો બે આશયથી લખાયા હોય એમ લાગે છે—એક ઈશ્વરના ગુણગાન ગાવા માટે અને બીજો સામાન્ય જનતાને ભજનનો આગ્રહ કરવા માટે ઈશ્વરના ગુણ ગાતી વખતે એમના હૃદયમા ભક્તિરસની છોળ ઉડતી હોય અને તે બહાર ઉભરાઈ, શબ્દોરૂપે કુદરતી પ્રવાહમા વહી જતી હોય એવુ લાગે છે એ કાવ્યો ભક્તોનાં હૈયા તલ્લીન કરી દે તેવા છે જ્યારે ભજન માટે સામાન્ય જનતાને આગ્રહ કરે છે ત્યારે તેમની ભાષા ખૂબ જોર પકડે છે ફારસી ભાષાના શબ્દોનો ઉપયોગ એમણે જુસ્સો લાવવા માટે જ કર્યો હોય એમ જણાય છે એ નીચેનુ કાવ્ય પુરવાર કરે છે

હરદમ કાસે સુનતા નહિ, બાજે નગારા મોતકા

ઇસતન હે ચદર ખ્વાબકી, રચના બની સબ આબકી
હૈ દામની જ્યુ આભકી, બાજે૦

કયા ગુમાન યાહી શરીરકા, બુદબુદા જેસા નીરકા,
કર સગ સતગુરુ પીરકા, બાજે૦

કાહા ગયે રાજા રાવણા, સોને પવન બિછાવના,
તજી દે જગતકી ભાવના, બાજે૦

કોઈક જલ ગયે આગમે, કોઈ જમીનકે બાગમે,
કોઈ ગયે જલ દાગમે, બાજે૦

કર ભજન રહ હુલાસમે, હરદમ શ્વાસોશ્વાસમે,
કહે કરક બસ વિશ્વાસમે, બાજે૦

તે ઉપરાંત કવિને બીજી ભાષાઓનો પણ થોડો થોડો પરિચય હશે એ નીચેના રમુજી કાવ્ય પરથી માલમ પડે છે.

કોઈ બેરન બંસી લે ગઈ,
બિજનારી દગા મોહે દે ગઈ, રે.
કિત ઢુંઢું બંસી હમારી, યું સોચત હે ગિરિધારી,
કોઈ ઠગ ગઈ મોહે ઠગારી રે. કોઈ૦
મેં પૂછું હિંદુસ્તાની, હમેરો બંસી દેદે દિવાની,
તૂ હાંસી તજ અભિમાની રે. કોઈ૦
મારવાડન થાને જાના, કહે બંસી દે દે જનાના,
તાબર, હું દિખે દિવાના રે. કોઈ૦
મદ્રાસન પુંબલે સુલુંગે, ઈંગે બેનુની કુરંગે,
ઈલિઘલે પુનીગે રે. કોઈ૦
ગુજરાતણ બંસી બતાવો, ક્યાં છે તે મને દેખાડાવો,
કાન્હા શીદ ઢોંગ મચાવો રે. કોઈ૦
બચુબાઈ નાર ઇરાની, તુંને બંસીચોર મ્હેં જાણી,
મરી જાઉં જાન તોફાની રે. કોઈ૦
બને બીબીઆ બસી મતિણુ, મી બમાણુ નામ લેણુ,
ત્વા ત્વા જો દીમા મશીણુ રે. કોઈ૦
બંગાલન બાઈ કીગો, બસી મારા તુમી દીગો,
અમી કસમ કાલિમા દીગો રે. કોઈ૦
ઇકડે બંસી ઠેવુલા, અમી સોચુન ફાર આલા,
તુમી રામાબાઈ છુપાલા રે. કોઈ૦
બિજનાર લલિતા ધુતારી, રાધે બિખુભાન દુલારી,
દે બંસી આજ હમારી રે. કોઈ૦
હસ રાધે બંસી લે આઇ, મનમોહન મુખસે બજાઈ,
કહે કર્ક લીલાજશ ગાઇ રે. કોઈ૦

કેટલેક ઠેકાણે વ્યંગ્યમય હાસ્ય અને કટાક્ષરૂપે ચાબખા પણ જોવામાં આવે છે. બીજા ભગતના જેવા સમાજસુધારણાના ઉદ્દેશથી 'કરક' કવિ કટાક્ષ નથી યોજતા; પણ ફક્ત માયામાં ફસેલા મનુષ્યને ઊંઘમાંથી જાગૃત કરવા માટે જ ચાબખા મારે છે.

'કરક' કવિના કાવ્યમાં ઊંડું તત્ત્વજ્ઞાન, ઉપનિષદનું બ્રહ્મજ્ઞાન નથી દેખાતું. એમની કવિતા આજના ધોરણે માપીએ તો તો આપણે ઘણું કહી શકીએ. એમની ઉપમાઓ પુરાણુ અને પ્રચલિત છે. હાલની રસવૃત્તિ તો માંગે છે કે કાવ્યમાં કંઈક ચમક—'ભાન ભૂલાવે, જગત ભૂલાવે, અને જીવતર ફેરવે એવી કલ્પના'—જીવનમાં નવી જ પ્રકારની બારી ઉઘાડે એવું એવું આવવું જોઈએ. એ રસવૃત્તિ 'કરક' કવિ નહિ સંતોષી શકે. 'કરક' તો ભજનમાં મસ્ત છે. એમને કવિ તરીકે ગણાવાની ઇચ્છા જ નથી. એ તો દિલના દિલારામને જ રીઝવવા લખી ગયા હોય એમ માલમ પડે છે.

એમનો 'કરક કાવ્ય' નામે નાનો સંગ્રહ પ્રગટ થયો છે. આ લેખ એમની ગુજરાતને પિછાન કરાવવાના ઉદ્દેશથી લખાયો છે.

પ્રપન્ન ગો. કાજી




## (૧) "ઈશ્વરનો ઇનકાર*"

ગુજરાતી ભાષામાં આ જાતનું પુસ્તક કદાચ આ પહેલું જ હશે એવા પુસ્તકની જરૂર પણ આપણા સમાજમા છે જ શકા એટલી જ ઊઠે છે કે જે જે લોકોને આવા ઉત્તેજક લખાણની જરૂર છે એવા લોકો આ પુસ્તક વાચશે ખરા ? આખા વિકાસવાદને આવી રીતે ગુજરાતી ભાષામા મૂકી દેવા માટે લેખકને ખરેખર ધન્યવાદ ઘટે છે

અમને દિલગીરી એ થાય છે કે જે જાતનું લખાણ પોતાની યુવાનીમા માણસ લખે તે લેખકને છેક સાઠ વર્ષની ઉમ્મરે લખવાનુ પ્રાપ્ત થયુ ! બર્નાર્ડ શૉનું The Adventures of a Dark Lady in Search of God વાચીને પણ એ જ આશ્ચર્ય થયુ હતુ કે આવા પ્રતિભાશાળી લેખકને છેક સિત્તેર વર્ષની ઉમ્મરે પણ આટલુ જ ( આટલુ નકારાત્મક જ ) કહેવાનુ છે !

'જુવાનીના જોરમા ને તોરમા' પોતે પોતાનું પુસ્તક નથી લખ્યુ એવુ રા નરસિંહભાઈનું કથન અમે વીસરી જતા નથી અમારે એ કહેવાનુ છે કે સામાન્ય રીતે માણસની માનસિક પ્રગતિ ત્રણ ભૂમિકામા થાય છે (૧) અંધ અનુમતિ (૨) બંડ અને (૩) સજ્ઞાન સ્વીકાર આ પુસ્તક એક બંડખોરે લખેલુ છે માટે એ યુવાનીમા લખાયુ હોત તો શોભત વૃદ્ધને પણ બંડખોર બનવાનો હક્ક છે, પરતુ જે બુદ્ધિ એની પાછળ છે એ હજી બીજી જ ભૂમિકામા છે લેખક વધારે ઊંડા ઉતર્યા હોત તો જે જુસ્સાથી અને ખાતીથી એમણે લખ્યુ છે તેને બદલે લખાણમા વધારે નમ્રતા, કંઈક વધારે કોણ-જાણે-ભાઈ એવી વૃત્તિ દર્શન દેત પરતુ છેલ્લે પાને એમણે જે વાક્ય લખ્યુ છે ( અને ભાઈ, આજે તો હું આમ માનું છુ આવતી કાલે સત્યનો નવો પ્રકાશ મળતા તેમ માનવા હું તત્પર છુ દુરાગ્રહ જરાય નથી ) તેથી પ્રેરાઈને આ અવલોકન લખવાનુ મન થાય છે

* ઈશ્વરનો ઇનકાર લેખક નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય

આ પુસ્તકનું નામ 'ગૉડનો ઇનકાર' અથવા તો 'જગતકર્તાનો ઇન્કાર' એવું રાખ્યું હોત તો વધારે શોભત. આપણે ઈશ્વર શબ્દનો અનેક અર્થમાં ઉપયોગ કરીએ છીએ. વેદાન્તની પરિભાષામાં ઈશ્વરનો અમુક અર્થ થાય છે અને બ્રહ્મને તથા ઈશ્વરને જુદા પાડવામાં આવે છે. પરંતુ સામાન્ય રીતે ઈશ્વર, ભગવાન, પરમાત્મા એ બધા શબ્દો બ્રહ્મના અર્થમાં પણ વપરાય છે. ત્યારે એ જોવાનું છે કે લેખકને વેદાન્તના બ્રહ્મ સામે તો વાંધો નથી જ. પોતે બ્રહ્મને 'તત્ત્વ' કહેવાનું પસંદ કરે છે, તેની સાથે આપણે તકરાર નથી.

લેખક પુરુષ અને પ્રકૃતિ એવા બે સાંખ્યના શબ્દો વાપરે છે; પણ કોઈ ઠેકાણે એ શબ્દોનો અર્થ સ્પષ્ટ કરતા નથી. સાંખ્ય તો પુરુષ અને પ્રકૃતિ એ બે તત્ત્વને જુદાં જ માને છે અને અનેક પુરુષને માને છે. લેખક પોતે એમ તો કહે છે જ કે પ્રકૃતિનું રૂપાન્તર તે માણસનું શરીર અને પુરુષનું રૂપાન્તર તે માણસનો આત્મા (પાનું ૧૮૫). ત્યારે આત્મા અને શરીર એ બે જુદી વસ્તુઓ છે? પ્રકૃતિ અને પુરુષ એ બે જુદાં તત્ત્વો છે? Matter અને Energy જેને લેખક પ્રકૃતિ અને પુરુષ કહે છે એ બેને સાયન્સ ૯૭ જુદાં નથી પાડી શક્યું (પાનું ૨૮). જો પુરુષ અને પ્રકૃતિ કદી જુદાં જ નથી પડી શકતાં, તો પછી આ પ્રકૃતિનું રૂપાન્તર અને આ પુરુષનું રૂપાન્તર, એમ કેવી રીતે કહી શકાશે? તો પછી એક જ તત્ત્વ (બ્રહ્મ કે Spirit) માની, દરેકે દરેક નામ અને રૂપ અને ક્રિયા, બધું જ એ છે એમ માનવું વધારે યોગ્ય નથી? અને ઉપનિષદ્ એ સિવાય બીજું શું કહે છે?

આત્મા શબ્દ પણ લેખક સંદિગ્ધ રીતે વાપરે છે. કેટલેક ઠેકાણે એનો 'જીવાત્મા' એવો અર્થ કરી, જીવાત્મા જેવી વસ્તુ નથી એમ એ સાબિત કરવાનો પ્રયત્ન કરે છે. આપણે ઘડીભર એ કબૂલ કરીએ. પરંતુ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ શબ્દો લેખક છૂટથી વાપરે છે અને એ બધાં તત્ત્વો શરીરથી જુદાં છે એવું માનતા જણાય છે (પાનું ૧૧૧). શરીર રહે ત્યાં સુધી જ ટકે છે એમ માનતાં પણ શરીરથી જુદાં છે એવું તો એમને માનવું જ પડશે. હવે તત્ત્વ સિવાય બીજું કાંઈ જ નથી એમ માનીએ, તો ચૈતન્ય, મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, બધું જ એ તત્ત્વમાં હોવું જોઈએ—સ્ફુટ કે સુપ્ત. એ જ તત્ત્વમાંથી પથરા થયા, ઝાડ થયાં, જનાવર થયાં, મનુષ્ય થયાં. ત્યારે પત્થરમાં નથી એવાં મન, અહંકાર વગેરે વિકાસક્રમની કઈ ભૂમિકાએ આવ્યાં (કે સ્ફુટ થયાં) એવું સાયન્સ કહી શકે છે? અને અમુક સ્થિતિએ વ્યક્તિત્વનું તત્ત્વ દાખલ થયું એમ માનીએ, તો વિશ્વના વિકાસક્રમની અમુક સ્થિતિએ જીવાત્મા બંધાઈ અનેક જન્મ લે છે એમ માનવામાં શો વધારે વિરોધ આવે છે?

૯૭ એક ડગલું આગળ. પાણીને ગરમી આપો તો વરાળ થશે, ઠંડું કરો તો બરફ થશે, સમધારણ ગરમીમાં રાખો તો પાણી રૂપે રહેશે. એ ત્રણે અવતારમાં પાણીનું જે સૂક્ષ્મસ્વરૂપ છે ($H_2O$ નો પરમાણુ) તે એનું એ જ રહે છે. એ જો માની શકાય તો મનુષ્ય પણ કોઈ સૂક્ષ્મ સ્વરૂપે મરણબાદ અસ્તિત્વ ભોગવે, એ છેક અયુક્ત કેમ લાગવું જોઈએ?

લેખક કહે છે કે (પાનું ૮૫) કે મૃત્યુ વખતે દેહનાં તત્ત્વો પ્રકૃતિમાં ભળી જાય છે, આત્માનાં તત્ત્વો પુરુષમાં ભળી જાય છે. એ પરથી એટલું તો સાચું કે એક દેહમાં રહેલો આત્મા એ દેહથી ભલે જુદો ન હોય, પણ વિશ્વચૈતન્યમાં રહેલા આત્માથી તો જુદો છે જ.

ત્યારે શુ આ જડ અને ઇન્દ્રિયગોચર દેહમા રહે ત્યારે જ જીવાત્માનુ અસ્તિત્વ કબૂલ કરવુ અને સૂક્ષ્મશરીર (કે મનોમય કોશ)મા આત્મા રહી જ ન શકે ? અતીન્દ્રિય એવા બીજા દેહો પણ આત્મા ધારણ નથી કરતા એની શી ખાત્રી ?

અને જો લેખક યોગીઓના વૃત્તાતો હીપ્નોટીઝમના પ્રયોગો, Spiritualismના પુસ્તકો નિષ્પક્ષપાત રીતે જોશે તો આ મગજ્ઞાન એ દેહથી જુદુ છે એવુ નિઃસંશય રીતે કરનાર અનેક પુરાવા એમને મળશે

લેખક પણ સ્વીકારે છે કે મૂળ તત્ત્વ તો એક જ પ્રશ્ન એ ઊઠે છે કે એક જ તત્ત્વમાથી કેટલાક ધગધગતા સૂર્ય થયા, કોઈ ગ્રહ થયા, વળી એક પૃથ્વી થઈ અને પૃથ્વી પર વળી પત્થર પાણી, વનસ્પતિ, પ્રાણી, મનુષ્ય, એમ અણસરખો વિકાસ શા માટે થયો ? પૃથ્વી પર પણ બધી જ વનસ્પતિ એકસરખી કેમ ન થઈ ? અત્યારે પણ એમીબા અને બેક્ટીરીઆ જેવા કીટાણુઓ, યીસ્ટ અને લીલ જેવી છેક આદિ-વનસ્પતિ, મનુષ્ય જેવા સપૂર્ણ વિકસિત સ્વરૂપ સાથે સાથે જ જોવામા આવે છે એનુ કારણ શુ ? પરિસ્થિતિ, પરિસ્થિતિ, પરિસ્થિતિ એવો અવાજ સભળાય છે પરતુ એક જ નિહારિકા હતી ત્યારે કઈ જુદી પરિસ્થિતિ હતી ? અને પરિસ્થિતિ અને તત્ત્વ એમ શુ બે વસ્તુઓ હતી ? અથવા લેખક કહે છે તેમ આદિ તત્ત્વ અવકાશમા (પા ૨૮) ઘૂમે છે, તો અવકાશ એ શુ ? સત્ય તો એ છે કે એક જ તત્ત્વ છે અને અનેકરૂપે દેખાય છે એ એકની અનેક થવાની (કે ભાસવાની) શક્તિ એ જ એની અદ્વિતીયતા છે એને માયા કહો, લીલા કહો, શક્તિ કહો, પ્રકૃતિ કહો, ઇચ્છા કહો, સ્વભાવ કહો, પરિણામ કહો કે વિવર્ત કહો, એક જ છે

એક જ તત્ત્વમાથી બનેલો માણસ એ જ તત્ત્વમાથી બનેલા લાકડાને ઘડી શકે છે, મરજી મુજબ એની સાથે ખેલે છે તો એ જ તત્ત્વમાથી બનેલી પૃથ્વીને (કે મનુષ્ય જાતિને) એ જ તત્ત્વમાથી સ્ફુરેલી કોઈ ઈશ્વરી સત્તા પોતાની મરજી માફક ઘડે અથવા ચલાવે એ શુ અસંભવિત છે ? વળી એ જ તત્ત્વમાથી બનેલા મનુષ્યને એ જ તત્ત્વનુ એક રૂપાતર-ઓક્સિજન-જીવાડે છે, તો મનુષ્ય જ્યારે ભક્ત બને ત્યારે એ જ તત્ત્વ એને ભગવાનરૂપે દર્શન દે, મદદ કરે, એની ભક્તિનુ આલબન બને એમા અજુગતુ શુ છે ? લેખક કહેશે કે હુ એ જ કહુ છુ કે ઈશ્વરને મનુષ્ય પોતાની કલ્પનાથી ઉપજાવે છે અને આવા ભગવાન તે એવા ભક્તની કલ્પનામાથી ઉપજેલા છે માટે અનિત્ય છે કદાપિ આ માની લઈએ તો પણ એવો ઈશ્વર અસત તો નથી જ જે કઈ આ તત્ત્વમાથી પ્રગટે છે તે સઘળુ સત છે— પછી તે પદાર્થ હોય કે વિચાર હોય કે કલ્પના હોય અને એમ પણ કેમ ન હોય કે અમુક રૂપે આ તત્ત્વ હમેશ રહે છે અને મનુષ્યની ભક્તિભાવના પોષે છે તથા પ્રાર્થના સાભળે છે તેથી જ મનુષ્યને સાકાર અને સગુણ પરમાત્માની કલ્પના થાય છે ? વળી જે આદિ તત્ત્વ છે એના અમુક ગુણ નથી અને અમુક છે એવુ કહેવાની ધૃષ્ટતા કોણ કરે ? અનત ગુણનિધાન એવુ એ તત્ત્વ જ જ્યારે જ્યારે મનુષ્યહૃદય પ્રેમભીનુ થાય ત્યારે ત્યારે અમુક આકાર ધરી ભક્તહૃદયને દર્શન આપે તો શા માટે આશ્ચર્ય થવુ જોઈએ ?

જેમ લેખક મનુષ્યને પરવશ માને છે તેમ જ ધાર્મિક મનુષ્યો પણ એને પરવશ માને છે—પ્રારબ્ધવશ માને છે, ફરક એ છે કે પ્રારબ્ધ અને હરિઇચ્છા એ ભિન્ન નથી જે નિર્માયુ છે એ જ થાય છે એમ માનવા છતા લેખકને શ્રદ્ધાધર્મ ઉપર, શ્રદ્ધાળુ લોકો પર, ધર્માચાર્યો પર રોષ શા માટે ? વિકાસક્રમમા એ શ્રદ્ધાબળ જરૂરનુ ન હોત તો ટકત જ

કેવી રીતે ! અને લેખકે જેટલી શ્રદ્ધા વિજ્ઞાનમાં રાખી છે એટલી જ શ્રદ્ધા અનુભવી સંત પુરુષોના વચનમાં રાખી હોત તો પુનર્જન્મનું અસ્તિત્વ સ્વીકારવામાં એમને બહુ મુશ્કેલી ન પડત. પ્રકાશનો વેગ સેકન્ડમાં એક લાખ ને છયાશી હજાર છે કે સૂર્ય આપણાથી કરોડો માઇલ દૂર છે કે દર મિનિટે સૂર્યમાંથી લાખો ટન વજન ઓછું થતું જાય છે--એ બધું લેખક કેવી રીતે માને છે ? એમણે કંઈ જાતે પૃથ્વી અને સૂર્યનું અંતર માપ્યું નથી. જેમ કોઈ જગન્માન્ય વિજ્ઞાનશાસ્ત્રીનાં વચનો આપણે માની લઈએ છીએ, એમ તદ્દન નિષ્પક્ષપાત, બુદ્ધિશાળી, અનુભવી પુરુષનાં પુનર્જન્મ, જીવાત્મા, પરમાત્મા સંબંધીનાં વચનો સ્વીકારી કેમ ન લેવાં ? શ્રી ચૈતન્ય કંઇ ગમાર કે વેવલા નહોતા; બલકે એમના સમયમાં તો ન્યાયના એ પ્રખર વિદ્વાન ગણાતા. જેને જેને એમણે વિવાદમાં જીત્યા હતા તે બધાને બુદ્ધિબળે જ જીત્યા હતા—એ ચૈતન્યે જે સાકાર ઇશ્વરના પ્રેમમાં મસ્ત બની જીવન વીતાવ્યું —તે ઇશ્વરકલ્પિત કેમ હોઇ શકે ? આજે અરવિંદ ઘોષ કેટલાયે વરસોથી યોગ સાધનામાં પડેલા છે એમના જેવા પ્રતિભાસંપન્ન પુરુષો આપણા દેશમાં ગણ્યાગાંઠયા જ હશે. એ પણ આજે કહે છે કે બ્રહ્મ છે તે જ તું છે, તે જ પુરુષોત્તમ છે, ભગવાન છે, કૃષ્ણ છે, કાલી છે, સાકાર છે, નિરાકાર છે. એનાં બધાં સ્વરૂપ સાચાં છે કારણ કે એ સાચું છે. એ પણ પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકારે છે; શંકરાચાર્યે પણ સ્વીકાર્યો હતો.

અને છેવટે એક પ્રશ્ન પૂછી લઇએ કે વિકાસવાદીઓ જેને વિકાસ કહે છે તે કોની દૃષ્ટિએ ? તત્ત્વની કે મનુષ્યની ? તાત્ત્વિક દૃષ્ટિએ તો જે છે તે જ પૂર્ણ છે ( **पूर्ण मदः पूर्ण मिदं** ઇત્યાદિ ); માત્ર હોય તો વિકાર જ સંભવી શકે. એવા વિકારી જગતને જ **जगन्मिथ्या** કહ્યું. અને એમાં વળી સમાજસેવા એ ધર્મ શા માટે ? ધર્મ તો ત્યારે જ પ્રાપ્ત થાય જ્યારે **ईशावास्य मिदं सर्व यत्किञ्च जगत्यां जगत्** । પ્રમાણે એ જગતને ઈશ્વરથી ઓતપ્રોત બનાવી દેવામાં આવે, વસાવવામાં આવે.

× × ×

શ્રી. મશરૂવાળાએ જીવનશોધન લખ્યું ત્યાર પછી કોઇ વિચારશીલ અને ચિન્તન-પ્રધાન પુસ્તક બહાર પડ્યું હોય તો તે આ જ છે એમ અમારું માનવું છે અને અમે આશા રાખીએ છીએ કે જેટલા આનંદથી અમે એ વાંચ્યું એટલા જ આનંદથી દરેક જણ વાંચે અને એનો દસમો અધ્યાય દરેક રૂઢિપૂજકને, દરેક નીતિચૂસ્તને વંચાવે.

( મળેલું )

## (૨) ભવાઈ સંબંધે

પ્રસ્થાનના મે. તંત્રીશ્રી,

માગશર માસના પ્રસ્થાનમાં ભવાઈ સંબંધે ઉલ્લેખ છે તેના સંબંધમાં થોડી હકીકત જણાવવા રજા લઉં છું. ' સુધારાવાળા ' એ શબ્દ હું માનું છું કે હવે ગુજરાતી ભાષામાં બહુ ઓછા વપરાશમાં આવી ગયો છે. 'ભદ્રંભદ્ર'ના જમાનામાં એ બહુ પ્રચલિત હતો. એક જમાનાના ગાળા પછી એ જ સુધારાવાળાના પ્રયાસો તેમ જ કાળબળ વગેરે અન્ય બળો, રાજકીય ચળવળો-એ સર્વને પરિણામે સુધારાવાળાનાં મંતવ્યો બહુમાન્ય થયાં છે. આ તો

ભવાઈ એ જૂની નૃત્ય અને નાટ્યકલા છે. એ કલા એવા લોકોના હાથમાં જઈ પડી અને એની ઉપેક્ષા થવાથી એને જોનાર વર્ગ પણ એવા પ્રકારનો થતો ગયો કે કળાની સાથે અશ્લીલતા એમાં ઘુસી જવા પામી. એ અશ્લીલતાને લીધે સુશિક્ષિત વર્ગ એ તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોવા લાગ્યો. 'સુધારાવાળા' એ દેશપ્રેમી હતા, દેશની સર્વતોમુખી પ્રવૃત્તિ તેમને ઈષ્ટ હતી તેથી આવી જૂની કળાનો નાશ ન થાય અને જનતા તે તરફ સારું ધ્યાન આપતી થાય એવા હેતુથી સ્વ. રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ વગેરે આ ભવાઈ કરનારાને પોતાને ઘેર બોલાવી તેમના ખેલ કરાવતા. તેમને સારી શિષ્ટ ભાષા વાપરવા રોકતા અને તેમની જ પાસેથી તેમના વેશો ઉતરાવી 'ભવાઈસંગ્રહ' નામનો ગ્રંથ બહાર પાડેલો. ભવાઈઆ પાસે હસ્તલિખિત વેશો હતા તે મેળવી આ ગ્રંથ પ્રગટ કર્યો હતો. તેમાંથી અશ્લીલ ભાષા કાઢી નાંખી એવી આશાથી કે એ પુસ્તક ભજવનારા, પુસ્તકમાંનું જ ભજવશે. વળી દિવસે દિવસે એ કળાનો લોપ ન થાય એ હેતુ પણ એમાં ચોક્કસ હતો જ. આજે પણ એ પુસ્તક ભવૈયાઓ ઘણે ભાગે ખરીદે છે. નવી નાટક મંડળીઓ થવાથી ભવાઈ જોવાની રીત શહેરોમાંથી જતી રહેવા લાગી છે; પરંતુ એ કરનાર વર્ગમાં સાચા નટો છે અને હતા. એવો જ એક શ્રેષ્ઠ નટ હરજીવન નામે રા સા. મહીપતરામભાઈના વખતમાં હતો. સ્ત્રીના વેશમાં તે અવધિ કરતો એમ પરંપરાથી સાંભળેલું છે. એ હરજીલાની (હરજીવનને એ નામે સહુ ઓળખતા) નાટ્ય અને નૃત્યકળા વિશે રા. નરસિંહરાવ દીવેટીઆ કાંઈક અજવાળું પાડી શકશે એમ હું માનું છું. સ્વ રા. બા. ભોળાનાથ સારાભાઈના કુટુંબીઓ પણ તેના ખેલો જોવામાં ઘણો સારો રસ લેતાં એમ મને ખબર છે. અને રા. નરસિંહરાવભાઈએ જરૂર તે જોયા હોવા જોઈએ.

રા. સા. મહીપતરામને ભવાઈના ખેલોનો ઘણો શોખ હતો અને ભવાઈસંગ્રહમાં છેલ્લો ચોરનો વેશ તેમણે પોતે જ લખી દાખલ કરેલો છે. નવું ને વિલાયતી તે સારું ને જૂનું તે બધું ખરાબ એવું સુધારાવાળાઓ માને છે એ ભ્રમ છે તેનો આ એક વધુ પુરાવો છે.

વિદ્યાબહેન ર. નીલકંઠ

## (૩) સુધારાની સૂચનાનો સ્વીકાર

'બુદ્ધિપ્રકાશ' ડિસેમ્બર ૧૯૩૩માં છપાયેલા મારા 'આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું?' એ મથાળાના લેખમાં 'ગુજરાત' નામના ત્રણ ઉલ્લેખો મેં નોંધ્યા છે; પણ ચાર મળે છે અને ચોથો શ્રી. જયશેખરસૂરિના ત્રિભુવનદીપકપ્રબંધમાં છે તે ઉપર મધુસૂદન ચિમનલાલ મોદીએ 'પ્રસ્થાન' (પુ. ૧૭ અં ૪ પૃ ૩૯૩)માં એક નોંધ લખીને ધ્યાન ખેંચ્યું છે એ માટે એમનો ઉપકાર માનું છું.

બીજું, શ્રી. અંબસૂરિના સમરારાસુનો સમય શ્રી. નરસિંહરાવ ભો. દીવેટીઆએ તથા એમને અનુસરીને મેં સં. ૧૪૭૧નો આપ્યો છે તે પ્રમાદ છે અને ખરી રીતે સં. ૧૩૭૧ જોઈએ એ એમનો સુધારો પણ મારે માન્ય છે.

લક્ષ્મીસાગરસૂરિ બે થઈ ગયા છે અને એ બેમાંથી કયા લક્ષ્મીસાગરસૂરિ વસ્તુપાલ તેજપાલ રાસાના કર્તા એ બાબતમાં રાસાના સંપાદક નિશ્ચિત નથી એમ શ્રી. મધુસૂદન મોદી

કહે છે અને હમણાં જ પ્રસિદ્ધ કરેલા "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" નામના મોટા ગ્રંથમાં શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઈ "(પ્રાયઃ) સં. ૧૫૪૮" એ રીતે સમયનિર્દેશ કરે છે (જુઓ ટિ. ૭૭૪) એટલે એમણે પણ બીજા લક્ષ્મીસાગરસૂરિ (સં ૧૫૪૮–૧૫૭૫) વસ્તુપાલ તેજપાલ રાસાના કર્તા હોવાનો સંભવ માન્યો છે.

છેવટ, સમરારાસુનો સમય સં. ૧૪૭૧ ને બદલે સં. ૧૩૭૧ નિશ્ચિત થવાથી અને માર્કોપોલોનો ગુજરાત નામનો ઉલ્લેખ પણ લગભગ એ જ સમયનો હોવાથી વિ. સં.ના ૧૪મા શતકની પાછલી અર્ધશતાબ્દી સુધી ગુજરાત નામ સામાન્ય રીતે વપરાતું હશે એમ માનવામાં વાંધો નથી લાગતો.

આ સુધારા સૂચવવા માટે શ્રી મધુસૂદન ચિમનલાલ મોદીનો ફરી ઉપકાર માનું છું.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

## ઠંડીનું ચુંબન

ઠંડીમાં ઠરિયાં હતાં જલ અને હું ઓઢી બેઠો હતો,
ત્યાં ભીના લઇ હાથ ને મલકતી આવી તુફાને ભરી.
શોચું: 'ભોગ મળ્યા!' અને નયન મેં મીંચ્યાં ભયે સ્પર્શના
ચંપાયા મુજ ગાલને કર તહીં ભીના જરી ત્યાં અરે
તેની હૂંફભરી ભૂજા પ્રસરતી ઉષ્માભર્યા ચુંબને.

સુન્દરમ્




## (૧) મનુષ્ય પહેલાં કુદરત !

મનુષ્ય જો કુદરતની કરામતનુ બરાબર અવલોકન કરે તો અત્યારે જે નવીન શોધખોળો ગણાય છે તે હજારો વર્ષ પહેલા જાણીતી થઈ ગઈ હોત

મહાન જગતયુદ્ધમા ઝેરી વાયુ શસ્ત્ર તરીકે વપરાયો તે પહેલા ઘણા વર્ષો અગાઉ કુદરતે પોતાના મધ્યાબધ પ્રાણીઓને રસાયણિક યુદ્ધ કરવા સજ્જ કરેલા છે એના દાખલા જોવા હોય તો ખાસ કરીને ભીનાશવાળી જગાઓમા તપાસ કરવી થોડી જ વારમા તમને 'પપ' એમ સ્પષ્ટ અવાજ સંભળાશે ને એક નાનકડી ઇયળની ( Beetle) બાજુમાથી ભુરી વરાળનું એક નાનકડુ વાદળુ ઊંચે આવતું જણાશે એને એના નૈસર્ગિક શત્રુઓ હેરાન કરી રહ્યા હોય તે વેળા ઝેરી વાયુનુ આવુ વાદળુ તે છોડે છે એટલે એના દુશ્મનો મૂઝવણમા પડે છે ને એ તકનો લાભ ઊઠાવી તે છટકી જાય છે વચ્ચે આવનારને ઝેરી વાયુથી મહાત કરવાની રીતથી એ ઇયળને તોપચીનું ઉપનામ આપવામા આવ્યુ છે કીડીઓની અમુક જાતોમા પણ આવો ઝેરી વાયુ છોડવાની યોજના મળી આવે છે એમના પર જ્યારે કોઈ હુમલો કરે છે ત્યાર તેઓ માથુ ઊંચકે છે ને પોતાના મોમાથી ઝેરી વાયુ છોડે છે, એની અસર પાચ ઇંચના અતર સુધી થાય છે

ઘણા છોડવાઓ ને થોડાક પ્રાણીઓ આવી રીતે વાયુ છોડવાની યોજના ધરાવે છે કદાચ એનો ગજબનાક દાખલો હિંદની 'ટોકસોટીસ જેકયુલેટર' નામની માછલી પૂરો પાડે છે પાણીની કિનારી ઉપર જે લીલોતરી ઉગે છે તેમા ઉડતા જતુઓ એના મુખ્ય ખોરાક હોય છે એ માછલી તેમની પાછળ પાણી બહાર તરાપ મારી શકે તેમ નથી એટલે પાણીમા રહે રહે જ તે પોતાની જાળ બીછાવે છે પહેલા પીવાય એટલુ પાણી પી, પછી મો સંકોચી તે એટલા જોરથી સચોટ કોગળો કરે છે કે ધારેલા જંતુને તે ચોક્કસ ઝડપી શકે છે

છેલ્લી અર્ધી સદીમા જ 'હાઈપોડર્મિક સીરીંજ' દુ ખ ઓછુ કરનાર ઔષધનુ લોહીમા ઇન્જેક્શન 'આપવા શોધી કાઢવામા આવી પરતુ કુદરતે તો મનુષ્ય શોધી કાઢે તે અગાઉ ઘણાં વર્ષોથી એ યોજના કરી મૂકેલી હતી પરતુ એણે પોતાની એ 'હાઈપોડર્મિક' સોયોમા ઝેર ભરી મૂક્યુ હતુ જેથી કેટલાક પ્રાણીઓ પોતાનું સરક્ષણ કરી શકે ચદન ઘો, કોબ્રા અને બીજા ઝેરી સાપની ફેણાઓ આ હાઈપોડર્મિક સીરીંજ પેઠે જ કામ આપે છે મધમાખો, ભમરા, ગન્ડર ને કેટલીક કીડીઓ પણ આવી હાઈપોડર્મિક સોયો ધરાવે છે સાપના દાત કરતા આ બધાની રચનામા થોડોક ફેર હોય છે જતુના ડખનો વા ઝીણી ઝીણી ધારોની ઝડપી ગતિદ્વારા થાય છે ને પરિણામે ઝેર પ્રસરે છે

મનુષ્યને પોતાના ખોરાક માટે જ્યારે પ્રાણીઓને પકડવાની જરૂર પડી ત્યારે તેણે ફંદામાં ફસાવવાની યોજના વિચારી કાઢી. સામાન્ય ખાડાથી શરૂઆત કરી પોલાદના કમાનદાર ફંદા સુધી તેણે પોતાની યોજનામાં સુધારો કર્યો. પરંતુ કુદરત તો આજ કરોડો વર્ષથી ઉત્તર કેરોલીનાના એક છોડદ્વારા એક જ યોજનાનો ખ્યાલ આપે છે. એને 'વેન્યુ ફ્લાય ટ્રેપ' કહેવામાં આવે છે. આ ફંદો ગોઠવાય છે ત્યારે પાનાના બે ગોળ ભાગો ખુલ્લા રહે છે. દરેકના મધ્યભાગમાંથી ત્રણ મજબૂત ફાંસો ઊભી થયેલી હોય છે. એકાદ બંદૂકના ઘોડા જેવું કામ આપે છે. કોઈ પણ કમનસીબ જંતુ આમાંના એકને અડકે કે બન્ને અર્ધ ભાગો એકાએક બીડાઈ જાય છે ને ધાર પર જે દાંત હોય છે તે બંધ મૂઠીની આંગળીઓ પેઠે તુરત જ અંદર દબાઈ જાય છે.

કોઈ મહેનતુ કારીગરે ચક્કીનો બંધ શોધી કાઢ્યો એમ કહીએ તો કોઈને નવાઈ નહિ લાગે; પરંતુ પાણીને દૂર લઈ જવા માટે પહેલી જ નહેર તેણે ખોદી હતી એ કોઈની જાણમાં કદાચ નહિ હોય. નજીકના ઝાડ સુધી ઢગની જમીનમાં એણે નહેર ખોદી હતી. ત્યાર બાદ નહેરની બાજુમાં તેને લંબાવી બંધ બાંધવા ઉપયોગમાં લેવામાં આવી.

મનુષ્યે જ જેની પ્રથમ યોજના ઘડી હોય એવી રચના બતાવવાનું તમને કોઈ કહે તો તમે તરત જ મિનારો સૂચવશો. છતાં આફ્રિકામાં પેદા થતાં જંતુઓએ આ જાતની રચના ક્યારનીયે સાધેલી જણાશે. આ જંતુઓ ઉધઈ જેવાં હોય છે. તે માટીમાંથી પોતાનાં ઘર બાંધે છે. પાછળથી તાપને લીધે તે રાફડા એવા તો સખત બની જાય છે કે ગમ્માબંધ માણસો તે ઉપર ચઢે તો પણ તે ભાગી પડતાં નથી. ઘુમટ જેવા એના છાપરાની નીચે રહેવાનાં જુદાં જુદાં દરવાજા માળ ઉપર માળ હોય છે ને એક દરમાંથી બીજા દરમાં જવાની યોજના પણ હોય છે. જાણે એક છાપરા નીચે વસતું શહેર. 'સામ્રાજ્ય મંદિર' ૭ ફૂટના મનુષ્યની ઊંચાઇથી બસો ગણું વધારે ઊંચુ છે. આ રાફડા ઘણીવાર બાર બાર ફુટ ઊંચા હોય છે એટલે એને બાંધનારની પા ઈંચ ઊંચાઇથી લગભગ પાંચસોગણા ઊંચા બંધાયેલા નજરે પડે છે.

હમણાં હમણાં ઉડી જતા એમોનિયા ને કાર્બોલિક એસિડની મદદથી ઠંડી પ્રસારવાની યોજના શોધી કાઢી છે. પરંતુ વર્ષો પહેલાં કુદરતે તો હિંદના Urn નામના છોડના લાભ ખાતર કાર્બોલિક એસિડ અને પાણીની વરાળનો લાભ ઉઠાવેલો છે. ઝાડ ઉપર ચઢનારને ઘણીવાર એવા ઝપાટા આવે છે. એનાં કેટલાંક પાનાં લોટાના આકારનાં હોય છે. એની ડાળોમાંથી એક લાંબુ મૂળ છેક લોટાના તળિયા સુધી જાય છે. લોટા જેવા પોલાણમાંથી પાણી ને કાર્બોલિક એસિડ બહાર ફેંકી દેવાય છે. આ ઠંડુ મિશ્રણ વરાળરૂપે બહાર પડે છે કે લોટાની અંદરની ટેમ્પરેચર નીચે જાય છે. એટલે અંદરના મૂળને હવાની ભીનાશ લાગે છે. બરફના પાણીના ઘડા પર જેમ પાણીનાં બિંદુ ઠરે તેમ. આ ભીનાશ એ લોટાના તળિયા સુધી જાય છે ને છોડ તેને પોતાના ઉપયોગ માટે ચૂસી લે છે.

આ પ્રમાણે કુદરતે આપણી ઘણી યોજનાઓ પ્રથમથી અમલમાં મૂકી દીધેલી હોય છે; જ્યાં કુદરતી અવલોકનદ્વારા મનુષ્ય ભાગ્યે જ કોઈ નવી શોધ કરતો જણાય છે. લંડનમાં પાસાદાર મહેલ બાંધતાં આવું એકવાર બનેલું. હવે તો એવાં પોલાદ ને કાચનાં મકાનો, કારખાનાં ને સ્ટેશનો પરનાં છાપરા માટે ઘણાં બાંધવામાં આવે છે. પરંતુ ઈ. સ.

૧૮૫૧નું મકાન તો પહેલું જ હતું. એ મકાન ખૂબ જ વિશાળ બાંધવાની જરૂર હતી. એક પણ સ્થપતિ ભૂલ વગરનો નકશો રજુ કરી શકેલો નહિ. એકાએક જોસફ પેકસ્ટન નામના એક માળીએ નવા જ સિદ્ધાંત પર એ મકાનનો નકશો બનાવી કાઢ્યો. 'વીક્ટોરિયા રેજિયા' નામક એક પાણીનો છોડ છે. તેનાં પાનાં એક બાળક નિરાંતે સૂઈ શકે એવાં મોટાં થાય છે. એ પાનું તેની ડાળી પર કેવી રીતે નભે છે તે ભેદ એ માળી પામી ગયો. એ પાનાંની ઝીણી ઝીણી નસોનો એણે ઊંડો અભ્યાસ કર્યો ને એ પ્રમાણે પોલાદના ગર્ડર ગોઠવવાની યોજના કરી; બગીચાના છોડના વાડોલિયાના કાચનો તેણે ઉપયોગ કર્યો ને બાશાદાર મહેલ રચાયો. એ મૌલિકતાદ્વારા એ અજાણ્યો માળી સર જોસફ પેકસ્ટન નામનો એક વિખ્યાત સ્થપતિ બની ગયો.

પેટીના ખૂણાઓનું મજબૂતમાં મજબૂત સાંધણ Dovetail છે એ દરેક સુથાર જાણે છે. હાથ જોડતાં આંગળીઓ એકબીજાના ખૂણામાં ચપટ ભીડાઈ જાય તેવી રીતે લાકડાના ખાંચા એકબીજામાં ભીડાઈ જાય તેવી રીતે ગોઠવવામાં આવે છે. મનુષ્ય જે સિદ્ધાંત ઉપર પોતાની રચના ઘડાવે છે તેવા પ્રકારની આ રીત પણ પ્રથમ કુદરતમાં જ મળી આવે છે. મનુષ્યખોપરીનાં જુદાં જુદાં હાડકાં કેવી રીતે એકબીજામાં ભીડાઈ ગયાં છે તેનું જ બારીક નિરીક્ષણ કરવાની જરૂર છે એટલે Dovetail ની રચનાનો ખ્યાલ આવી જશે.

આનંદવિહાર, કારખાનું કે ખાણુ એ દરેકમાં હવે હવા અજવાળા માટે સંપૂર્ણ બંદોબસ્ત કરવામાં આવેલો હોય છે. પરંતુ સ્થાપત્યના ઇતિહાસમાં આ રચના તો હમણાં હમણાંનો જ વિકાસ છે. પરંતુ એનો સિદ્ધાંત તો મધમાખો પુરાણા કાળથી સમજી ચૂકેલી છે ને એ મુજબ મધપૂડા બાંધતી આવેલી છે. મનુષ્યના જેવી જ રચના કરવાનો તેમનો હેતુ હોય છે; પરંતુ વીજળીથી ચાલતા પંખાદ્વારા હવા અંદર ધકેલવાને બદલે મધમાખો પોતાની પાંખોદ્વારા હવા અંદર મોકલે છે. સંખ્યાબંધ માખીઓ મધપૂડાના પ્રવેશદ્વાર આગળ એકઠી મળે છે. એમની પાંખોદ્વારા હવા ચાલુ થાય છે ને અંદરની ભીનાશ ઘપે ને ટેમ્પરેચર ઘટે ત્યાં સુધી તેઓ એ કાર્ય ચાલુ રાખે છે.

એટલે મનુષ્યની શોધખોળ ગમે તેવી મૌલિક લાગશે જ્યાં ત્યાં કુદરતે હજારો વર્ષ પહેલાં એનો વિચાર કરી મૂકેલો જણાશે જ. તેથી જ અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રીઓ છાત્રોને કુદરતનો અભ્યાસ કરી શોધખોળો કરવાની ભલામણ કરે છે કારણ કે કુદરતદ્વારા જ તેઓ મનુષ્યના ઉપભોગને અનુકૂળ થાય તેવી યોજનાઓ વિચારી શકશે.×

## (૨) આપધાત વિષે

આપઘાત સંસ્કૃતિનું દર્દ લેખાય છે; પરંતુ સામાન્ય નિર્ણયોની પેઠે આ નિર્ણય પણ ખોટો છે. આપઘાત તો માનવયોનિ જેટલો જ પુરાણો છે ને સંસ્કૃતિની શરૂઆત સુધી એનાં મૂળ ઊંડાં પહોંચેલાં જણાશે. ખૂબ જ જંગલી જાતોમાં કદાચ એ નજરે નહિ પડે પરંતુ બીજામાં તો અસામાન્ય ને અયોગ્ય કાર્ય લેખવાથી ઘવાયલી લાગણીઓ

× Nature invented them first By Robert E. Martin Popular Science monthly October 1933. Reader's Drgest November 1933, Page 61.

પ્રત્યાઘાત સ્વરૂપ અપનાવાય ત્યાં સુધીની કોટિમાં જઈ આવશે. અત્યારની સુધરેલી પ્રજાઓમાં જે કારણથી આપઘાત થાય છે તેજ કારણો પ્રાચીન સમાજમાં પણ મળી આવશે.

ખ્રિસ્તી અને યાહુદી ધર્મો આપઘાત ભયંકર પાપ માને છે. એટલે અત્યાર સુધી મનુષ્યો એના પર વિવાદો ચલાવતા. છેક હમણાં હમણાં જ સત્ય પરિસ્થિતિનો બારીક અભ્યાસ કરવાની અગત્ય પરખાવે છે. ઇ. સ. ૧૯૦૦ પહેલાંની વિગતો પ્રમાણબદ્ધ નથી. પરંતુ ત્યારબાદ મેટ્રોપોલિટન વીમા કંપની ને સરકારી દફતરો ઉપરથી આપણે યોગ્ય નિર્ણયો પર આવી શકીએ તેમ છીએ.

યુનાઈટેડ સ્ટેઇટસમાં કેટલા માણસો આપઘાત કરવા ઇચ્છે છે અગર તો એવો પ્રયત્ન કરે છે તે કહી શકાય તેમ નથી; પરંતુ જન્મ પામેલાં દર હજાર બાળકે દસ મરદો ને ત્રણ મહિલાઓ છેવટે આપઘાત કરશે જ એટલું તો હવે આપણે ચોક્કસ કહી શકીએ છીએ. આમાંથી અર્ધ ઉપરાંત સંખ્યા પિસતાલીસ ને તે પછીની વયની હશે. સમગ્ર વસ્તીનો એ ભાગ માત્ર એક પંચમાંશ હોય છે તો પણ વધતી જતી ઉંમરનો દરેક વિભાગ આપઘાતી વૃત્તિમાં સ્પષ્ટ વધારો થતો જ સૂચવશે. પાકટ વયે કંટાળાથી, પશ્ચાત્તાપથી કે નિરાધાર દશાથી ભાવનાઓ ફેલાવાથી આ પ્રત્યાઘાતી પરિણામ આવે છે. વળી તે મરદાઈનો પ્રત્યાઘાત છે એ પણ આંકડાના ઉઘાડા પ્રમાણથી નક્કી કરી શકાશે. માત્ર બિનજરૂરી વયે જ પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે આપઘાત કરે છે. કારણ કે પ્રણયનિરાશા છોકરાઓ કરતાં છોકરીઓને વધારે ખટકે છે. લગનની સારી અસર થાય છે કારણ ૨૫ ઉપરની તમામ વયમાં એકાકીનું મરણપ્રમાણ પરણેલાં કરતાં વધારે હોય છે.

ગામડાં કરતાં શહેરમાં આપઘાતનું પ્રમાણ વધારે હોય છે. ઇ. સ. ૧૯૨૫ થી ૧૯૨૯ સુધીમાં ગામડાં કરતાં શહેરનું પ્રમાણ ૫૭ ટકા વધારે હતું. સામાન્ય રીતે જેમ મોટું શહેર તેમ વધારે પ્રમાણ. મોટાં શહેરોમાં અનેક સામાજિક બંધનો, વિવિધ ફિલસૂફીઓ, જુદા જુદા ધર્મો ને ધંધાઓ હોય છે. એમાં મૂંઝવણ પડવાથી ઘણા નિર્ણય પર આવી શકતા નથી. ગામડાંઓમાં તો સામાજિક ધંધાદારી સામ્ય વર્ણ જ વધારે હોય છે. આદર્શોની સમાનતા પણ ઘણી વધારે જણાય છે. ગામડાંમાં જન્મેલાં સાદા વ્યવહારચીલામાં ઘસડાયા જાય છે. જેને અસંતોષ લાગે છે તે શહેરમાં ભાગે છે. એમ અસ્થિરને અસંતોષી જીવો જ આપઘાતદ્વારા થતાં મરણોમાં મોટો ફાળો નોંધાવે છે.

વિષાદમસ્ત ઠંડી અને અણગમતી આબોહવાદ્વારા માનસિક મૂંઝવણ વધે છે આપઘાતનું એ પહેલું પગથિયું ગણાય છે. પરંતુ વસંત તો વર્ષનો આનંદમય ગાળો છે. સૃષ્ટિ પણ પૂર બહારમાં ખીલી ઊઠે છે. નવાં નવાં જીવનનાં મંડાય છે. પરિણામે મૂંઝવણના આકરામાં આકરા પ્રસંગો અજાણે પ્રાપ્ત થાય છે. આબોહવાના ફેરફારનું આ કુદરતી પરિણામ હશે કે વસંતના વાયદાની અસ્થિરતાનું ફળ હશે કે સંવનની નિષ્ફળતાથી ઉદ્‌ભવતી એકાકી ભાવનાનો પ્રત્યાઘાત હશે તે કહી શકાતું નથી. પરંતુ જાન્યુઆરીથી એપ્રિલ સુધી પ્રમાણ ધીમે ધીમે વધે છે; મે મહિનામાં એની હદ આવી રહે છે ને ઠંડા ડિસેંબરમાં ઓછામાં ઓછું પ્રમાણ હોય છે.

સૂચનાત્મક શક્તિ ઘણીવાર વહેમી મનુષ્યોને આપઘાત તરફ પ્રેરે છે છેલ્લા જગતયુદ્ધમા અમેરિકન સૈનિકોએ પડાવ નાખ્યો હતો એવા એક ફ્રેંચ ગામડામા એક માણસનું મડદુ બારીની બહાર લટકતું જણાયુ એને દૂર કરવામા આવ્યુ, પરતુ બીજે દિવસે એ જ સ્થાને બીજુ મડદુ લટકતુ જણાયુ આમ ઘણા દિવસો સુધી દરરોજ એવું એ દૃશ્ય નજરે પડવા લાગ્યુ લોકોને ખૂબ ત્રાસ થયો છેવટે એ મકાનને જ્યારે ઉડાવી દેવામા આવ્યુ ત્યારે જ એ ક્રમો ખાવાનું દર્દ નાબુદ થયુ કેટલીક વાર વર્તમાનપત્રોમા અસાધારણ રીતે આપઘાત થવાના દાખલાઓ છપાય છે પરિણામે એનુ અનુકરણ કરવાનો વાયરો વાય છે કેટલાક લોકો અમુક રીતે જ આપઘાત કરવાનું પસદ કરે છે કારણ કે અગત કારણોને લીધે એ જ પ્રકાર તેમને માનસિક સતોષ આપે છે એવા દાખલાઓમા ગજબ બનાવો બનતા મળી આવે છે એક લુહાર ભઠ્ઠીમા જ કુદી પડયો, પારીસની એક નવયૌવનાએ પોતાની શય્યામા એટલા પુષ્પો પાથર્યા કે તેની સુગધીથી જ તે ગુગળાઈ મરી એક અગ્રેજને પોતાની જાતે પોતાનો મૃત્યુઘટ વગાડવાની ઇચ્છા થવાથી તે ઘંટના લોલક સાથે બધાઈ લટકી મુઓ આવા મનુષ્યો પોતે નિર્ણય કર્યો હોય તે સિવાય બીજા પ્રકારથી મરવા ના જ પાડે એક માણસ આપઘાત કરવાની ઇચ્છાથી બ્રુકલિન પુલ ઉપરથી નીચે કુદી પડયો પોલિસે તેને બહાર નીકળવા માટે દોરડુ નાખ્યુ પરતુ તે પકડવા તેણે ના પાડી. છેવટે પીસ્તોલથી મારી નાખવાની તેને ધમકી આપવામા આવી ત્યારે જ તેણે દોરડુ પકડ્યુ

આપઘાતના કિસ્સાઓ વધે છે? સામાન્ય રીતે આવી ધારણા છે ઇ સ ૧૯૨૬ થી ૧૯૩૧ સુધીના છેલ્લા છ વર્ષો દરમિયાન મરણપ્રમાણ ચાલીસ ટકાનો વધારો દર્શાવે છે તે વાતથી આ નિર્ણય સિદ્ધ થાય છે પરતુ એથી આ પ્રશ્નનો સપૂર્ણ ખુલાસો થતો નથી ઇ સ ૧૯૦૦થી અનુક્રમે ત્રણવાર આપઘાતના વાયરા વાયા ઇ સ ૧૯૦૮, ૧૯૧૫ ને ૧૯૩૧મા એ પ્રમાણ છેક ટોચે પહોચ્યુ, પરતુ એ પછીના વર્ષોમા પાછુ એ પ્રમાણ છેક જ ઉત્તરી ગયુ ઇ સ ૧૯૩૧મા મરણપ્રમાણ સૌથી વધારે હતું એ વાત નક્કી છે પરતુ મોટી વયમાં આપઘાતના કિસ્સા ઘણા બને છે એટલે મોટી વયના મનુષ્યોની સખ્યા વધે તો બીજી પરિસ્થિતિમા ફેરફાર થયા વિના એ પ્રમાણ વધે જ યુનાઇટેડ સ્ટેટ્સમા મોટી વયના મનુષ્યોની સખ્યા વધી છે જ. વળી ઇ સ ૧૯૧૬ થી ૧૯૨૦ના ગાળામા જગતયુદ્ધ ચાલુ હતુ એવા સગ્રામોને લીધે આપઘાતનુ પ્રમાણ ઘટે જ. યુદ્ધ પછી સામાજિક ગેરવ્યવસ્થા ને આર્થિક અધાધુધી અસરી રહી એને પરિણામે ઇ સ ૧૯૨૦ પછી આખા જગતભરમા આપઘાતના કિસ્સામા ભારે વધારો થયો આર્થિક સકડામણને લીધે આપઘાતનુ પ્રમાણ સ્વાભાવિક વધી પડે ખૂબ જ ગરીબ કામદારોમાં આપઘાત બહુ જ પ્રમાણમા નજરે પડતો હોવાથી આર્થિક સકડામણ મનુષ્યોને આપઘાત તરફ વાળે છે એ વાત નક્કી થાય છે પરંતુ રોજ એવુ પરિણામ આવે છે એમ નક્કી કહી શકાય નહિ વ્યાપારધધામા તેજીમદી આવે તે સિવાય ઊચી સામાજિક પદવી ધરાવતા ને મોટા ધધાદારીઓમા આપઘાતનુ પ્રમાણ સૌથી વધારે માલુમ પડે છે ખાસ કરીને ધધાદારી મનુષ્યોને બુદ્ધિશાળી કામદારો મગજ પરના ભારે દબાણને લીધે એ માર્ગે વળે છે

સસ્કૃતિમય દેશોમાંથી ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા, સ્વીટ્ઝરલેન્ડ જર્મની ને જાપાનમા આપઘાતનું પ્રમાણ સૌથી વધારે જણાય છે યુનાઇટેડ સ્ટેટ્સનુ પ્રમાણ લગભગ મધ્યમ છે

આયરીશ ફ્રી સ્ટેટમાં એ પ્રમાણ છેક જ નીચું છે. કેથોલિક ચર્ચની સીધી અસરનું એ પરિણામ છે.

આપઘાતનું ખરું સ્વરૂપ સમજવા ચોક્કસ માનવજાતના જીવનનો પ્રકાર જાણવાની જરૂર છે. કારણ કે આપઘાત સામાજિક સત્ય છે ને એના પર છૂટો વિચાર થઈ શકે તેમ નથી. પુરાણ કે સુધરેલા સમાજમાં જ્યાં જ્યાં વ્યક્તિત્વને વધુ મહત્ત્વ આપવામાં આવે છે ત્યાં ત્યાં આપઘાતના કિસ્સા બને છે. પરંતુ જ્યાં આગેવાની માટે કે વ્યક્તિગત ખ્યાતિ માટે બહુ ખેંચતાણ નથી ત્યાં આપઘાત ઓછા થાય છે. અર્વાચીન રશિયામાં ગજબ એકતા છે એટલે ત્યાં ગરીબાઈને મુશ્કેલી હોવા છતાં આપઘાતનું પ્રમાણ છેક જ ઓછું છે. ત્યાં આદર્શભક્તિ ને સામાન્ય જનતાના સુખસગવડની દૃષ્ટિ એક જીવંત ધર્મબલ બની ગયેલ છે. ધર્મ આપઘાતની વૃત્તિને અવરોધક બની શકે. એ મનાઈ કરે છે તેથી નહિ પરંતુ તે અભેદ્ય શક્તિ છે માટે. એ સમાન માન્યતાઓ આચાર વિચારો ને મજબૂત સામુદાયિક જીવન સ્થાપે છે. તેથી પણ ગજબ અવરોધક શક્તિ પેદા થાય છે.

વ્યક્તિત્વવાળા દરેક સમાજમાં આપઘાત રોજનો બનાવ છે; અસાધારણ પ્રત્યાઘાત નથી. ત્યાં આપઘાતનું પ્રમાણ સામાન્ય હોય તો તેને સત્ય માની લેવાનું કારણ નથી. કારણ કે જ્યારે એ પ્રમાણ ખૂબ જ વધી જાય છે ત્યારે જ પ્રતિકૂળ સામાજિક પરિસ્થિતિ ઊભી થાય છે. એનો ઉપાય સામાજિક વિભાગોનું સંગઠન કરવામાં રહેલો છે. દરેક સભ્યની જરૂરિયાતોને પહોંચી વળે તેવા પ્રકારના સમાજનું બંધારણ રચવાનું ધ્યેય રાખવું જોઈએ *

## (૩) "ખાસ ખાનગી"

થોડા વખત ઉપર સ્વીડનના રાજા ગુસ્ટવની પંચોતેરમી વર્ષગાંઠ ઉજવાઈ. એ પ્રસંગે એના કર્તવ્યશીલ મંત્રીએ એક પત્ર ફોડ્યા વિના રહેવા દીધો હતો. કારણ કે એના એક ખૂણા ઉપર "ખાસ ખાનગી" એમ લખેલું હતું. તેમાં નીચે મુજબ લખાણ હતું:

પ્રિયતમ,

"આજ સાંજે આપણા સંકેતસ્થાને મળી શકશો ?"

એક સ્વીડીશ રાજનીતિજ્ઞના કહેવા મુજબ રાજા ગુસ્ટવ આ વાંચી ચમક્યા. તરત જ એમણે પરબિડિયા ઉપર ફરી નજર કરી. 'ગુસ્ટવ ૫' નામના એક લડાયક વહાણ પર નોકરી કરતા એક નાવિકને એ પત્ર લખવામાં આવ્યો હતો. રાજા ઉદારહૃદયી છે તેમ રસિક પણ છે. એમણે તરત જ એક તાર ઉતરાવ્યો ને તે દિવસ માટે પેલા નાવિકને રજા આપવા વહાણના કપ્તાનને ફરમાન કર્યું.×

* To be or not to be. By Louis. I. Dublin and Bessie Bunzel. Reader's Digest. November 1933. Page 101.

× Literary Digest, November 1933. Page 107. Well known Human Race.

## (૪) "એ પાટિયું બદલાવું જ જોઇએ."

જાણીતા શરાફ ઓટો કાહ્ન એક દિવસે ન્યુયોર્કના પૂર્વના લત્તામાંથી ગાડીમાં બેસી જતા હતા તેવામાં તેમની નજર એક મોટા પાટિયા પર પડી "સેમ્યુઅલ કાહ્ન, ઓટો કાહ્નનો પિતરાઈ." તેમણે તરત જ પોતાના વકીલને બોલાવ્યો ને ગમે તેટલું ખર્ચ થાય પણ એ પાટિયું બદલાવું જ જોઈએ એવી તાકીદ કરી. થોડા દિવસ પછી કાહ્ન ફરી એ જ રસ્તે નીકળ્યા. પાટિયું બદલાયું હતું "સેમ્યુઅલ કાહ્ન, ઓટો કાહ્નનો પહેલાંનો પિતરાઈ."×

## (૫) "જ્યૉર્જ બર્નાડ શૉ તરફથી ફરીથી—"

જ્યૉર્જ બર્નાડ શૉ ઘણી જ ઓછી કિંમતે જૂનાં પુસ્તકો વેચનારની દુકાન પર એકવાર ચોપડીઓ ફેંદતા હતા એવામાં એમનાં જ નાટકોની એક ચોપડી તેમના હાથમાં આવી. એના પર એમના એક મિત્રનું જ નામ હતું. તેના નામ નીચે જ્યૉર્જ બર્નાર્ડ શૉએ પોતાના જ હસ્તાક્ષરો જોયા "જ્યૉર્જ બર્નાર્ડ શૉ તરફથી". જ્યૉર્જ બર્નાર્ડ શૉએ એ ચોપડી ખરીદી લીધી. પહેલાંના લખાણ નીચે ફરીથી પોતાના હસ્તાક્ષરે "જ્યૉર્જ બર્નાર્ડ શૉ તરફથી ફરીથી" લખી તે પોતાના મિત્ર પર મોકલી આપી. ×

## (૬) ગાંધીજી—અર્વાચીન ત્યાગમૂર્તિ

[ લૉર્ડ રોથરમિયરનાં વર્તમાનપત્રોમાંના એક "ધ ડેઈલી મિરર"માં મહાત્મા ગાંધીજી માટે એક અજબ પ્રશસ્તિ છપાઇ છે. ભૂતકાળની ત્યાગમૂર્તિઓ વર્ણવી "કેટલીક અર્વાચીન ત્યાગમૂર્તિઓ" નામના લેખમાં લેખક નીચે મુજબ લખે છે ]

પરંતુ એ લોકો મહાત્મા ગાંધીજી કરતાં કાંઈ વધારે ચમત્કારી નહોતા. જીવન કરતાં જે સિદ્ધાંતોને તેઓ વધારે વજુદ આપે છે તે માટે તેમણે હમણાં આજીવન ઉપવાસો આદર્યા હતા. કેટલાક કહે છે કે એ જક્કી છે; કેટલાક એમને ભ્રમિત માનસવાળા માને છે; કેટલાક એમને ક્યારના ય ગોળીબારલાયક થઈ ચૂકેલા સમજે છે; છતાં ય ધૈર્યશાલી મહાત્માઓ જેટલી જ તેઓ તેમની પ્રશંસા કરે છે.+

રમણીકલાલ દલાલ

## સંતનું હૃદય

(ગીતિ)

પાવિત્ર્યના સ્ફટિક શા ભવ્ય હિમાચલસમ ઉર સંતનનું
પ્રભાકિરણ અવતરણે કરુણાગંગ અભંગ જ રેલવતું.

પૂજાલાલ

× Reader's Digest November 1933. Page 107, Well known Human Race.
+ Chronicle — Gandhi the Modern Martyr. 23rd January 1934.

# મહેતાજીની ઘોડી

મોટે ભાગે બાળક જ્યારે પાંચ વર્ષનું થાય ત્યારે તેને નિશાળે બેસાડવામાં આવે છે; પણ જ્યારથી બાળક બોલતાં શીખ્યું હોય, ખાતાં શીખ્યું હોય, આધાર વગર ચાલતાં શીખ્યું હોય અને આધાર વગર બેસતાં શીખ્યું હોય ત્યારથી તેને મોપાટ ( મુખપાઠ ) બોલાવવામાં આવે છે. મોપાટ બોલાવવાનો વખત ખાસ કરીને સાંજે વાળુ કર્યા પછીનો મુકરર કરવામાં આવ્યો હોય છે. બાળકને શરૂઆતમાં એકથી દસ સુધી બોલાવવામાં આવે છે. દસ આંકડા બરાબર બોલતાં આવડે ત્યારે અગિયારથી પચાસ, પછી સો અને હજાર સુધી અનુક્રમે વધતા જાય છે; પરંતુ આવી રીતે બોલાવવાથી બાળકના મગજમાં આંકડાની સંખ્યાનો ખ્યાલ આવતો નથી. તેને તો બધી સંખ્યા સરખી કિંમતની લાગે છે. સંખ્યાની વધતી ઓછી કિંમતના ખ્યાલના અભાવે બાળક ટૂંક મુદતમાં ભૂલી જાય છે અને ઘણી વખત બોલતાં પણ ભૂલ કરી બેસે છે. જેમકે: ' બે છગડે છાસઠ ' ને બદલે છત્રીસ બોલનારાં ઘણાં બાળકો મેં જોયાં છે. બાળક જ્યારે આવી ભૂલ કરે ત્યારે મોપાટ બોલાવનાર તેને મારે છે અથવા 'છત્રીસ નહિ છાસઠ' એમ કરીને પાછો આગળ ચલાવે છે. પરંતુ ખરી સંખ્યાનો ખ્યાલ આપી શકતો નથી તેથી બાળકને છત્રીસ છાસઠમાં શો તફાવત લાગે ?

એકથી હજાર સુધીના આંકડા શીખવ્યા પછી એકથી દસ સુધીના આંકડા એક આડી હારમાં લખી બધા સાથે બોલાવવામાં આવે છે: ' બાર અબજ ચોતરીસ કરોડ છપન લાખ અઠોતેર હજાર નવસો દસ (૧૨,૩૪,૫૬,૭૮,૯૧૦) ' આ પૂરું થયા પછી એક અર્થસૂચક કવિતા બોલાવવામાં આવે છે જે જૂના વખતથી ચાલતી આવે છે; પણ ભાગ્યે જ મોપાટ બોલનાર કે બોલાવનાર તેનો અર્થ-ભાવ સમજતો હશે.

" મહેતાજીની ઘોડી, ત્રણ પગે ખોડી;
એક પગે હાલેચાલે, પાતાળમાંથી પાણી કાઢે;
એ પાણીને શું શું કીજે ? એ પાણીનો કાવો કીજે;

આજે તો એક વિધિની જેમ મોપાટ પૂરી થયા પછી આ કવિતા બાળક પાસે બોલાવવામાં આવે છે.

આજ સુધીમાં અનેક પદ્ધતિઓ આવી અને ગઈ કોઈ મૂળ નાખીને પડી રહેતી નથી જેમ જેમ નવુ સૂઝતું જાય તેમ તેને ગ્રહણ કરવાની ક્રિયામા જાગે છે કેટલીક પદ્ધતિઓ પોતાના કિલ્લાની જેમ ક્ષણુવાર પવનની એક લહરથી પડી જાય છે અને હવાઈ કિલ્લાની જેમ અદૃશ્ય થઈ જાય છે પરંતુ તે પદ્ધતિ પાછળ કાંઈ અને કાંઈ અર્થ કે રહસ્ય સમાયેલુ હોય છે, તેવી રીતે ઉપરની કડી વિષે સમજવુ.

શંકરાચાર્ય જ્યારે ઉપદેશ આપતા ત્યારે છેલ્લી ટચલી આગળીથી અનુક્રમે ત્રણુ આગળીઓ મૂકી દઈ અંગુઠાની સાથે એક બાકીની આગળીને જોડી ઉપદેશ આપતા બુદ્ધ ભગવાનની મૂર્તિ જોશે તો પણુ તેમના હાથમા આગળા તેવી રીતે જોડાયેલા દેખાશે ચોર્યાશી આસનમાથી એક આસન જે સિદ્ધાસનને નામે ઓળખાય છે તેમા પણુ તેવી રીતે બન્ને હાથના આગળાને અગુઠા સાથે જોડીને પદ્માસન વાળેલા પગના ઢીચણુ આગળ રાખવામા આવે છે, આનો અર્થ શુ હશે? સત જ્યારે ઉપદેશ આપે છે ત્યારે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણુ ગુણો અથવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને ઓળખી તેની પેલીપાર રહેલા પરમાત્માને આત્માની સાથે જોડવાના ધ્યાનમા મગ્ન રહેવુ મહેતાજીની ઘોડીરૂપી જ્ઞાનના સત્ત્વ, રજસ્ અને તમસ્‌રૂપી ત્રણુ પગ લગડા હોય તો તેની પેલી પાર જવાનો પ્રયત્ન કરવો તે હવામા ધૂમાડાના બાચકા ભરવા બરાબર છે

મહેતાજીની ઘોડીની બીજી ઉપમા આ પ્રમાણે ઘટાવી શકાય છે કલ્પના, કળા અને એકદિલી '( Imagination, Art and unimity ) એ કેળવણીની ત્રણે વસ્તુને ઉત્પન્ન કરવાની કળા શિક્ષકમા જરૂર હોવી જોઈએ જો શિક્ષકે કલ્પનાશક્તિ ખીલવી હશે તો પોતે જે પુસ્તક વાચશે તેમાથી કલ્પનાના બળે પુસ્તકના લેખકનો ભાવ, તોર, શિક્ષકની પુસ્તક પ્રત્યે રુચિ, ઉમગ, લેખકની ધગશ વગેરે વિદ્યાર્થી ખડા કરી શકશે છેવટે તેની તરફ આકર્ષણુ થવાથી એકદિલીના બળે તેને પ્રકાશમા આણશે જો આ ત્રણુ અગ તેના ખોડા હોય તો તેની જે ઉત્તરોત્તર ક્રિયાઓ થઈ તે નહિ થવાની અને તેથી બધુ નકામુ જવાનું એ ત્રણુ અંગ સાબૂત ન હોય તેવા જ્ઞાનને આપણે પોપટીઉ જ્ઞાન કહીએ છીએ. તેથી જ શિક્ષકે વારવાર અવલોકન કરવુ જોઈએ, તેનો અનુભવ લેવો જોઈએ પરંતુ કોઈ કાબેલ શિક્ષક હોય તો ઉપર કહ્યા તે ત્રણુ પગ મહેતાજીની ઘોડીના ખોડા હોવા છતા પોતાનું કામ સાધી શકે છે ત્રણુ પગે ખોડી ઘોડી ભલે ગમે ત્યાથી ગમે તે વખતે રખડીને પાછી આવે પણુ તેને સ્થિર અને સ્થિત કરવાની તાકદ તેનામા હોવી જોઈએ એ ચોથો પગ તે વ્યવહારુ જ્ઞાન તેના બળથી ઘોડી નીચે પાતાળમા, ઉર્ધ્વ ઠેઠ સત્યલોકમા અને મધ્યે મૃત્યુલોકમા—એમ ચૌદ રાજલોકમા ભમીને પાતાળમાથી પાણી લઈ આવે પછી તો પેલા ત્રણુ પગ તેના પ્રતાપે જ હાલવા ચાલવાના આપણા શરીરમા પાચ ઈન્દ્રિયો અને છઠ્ઠુ મન છે આ મન પાચે ઇન્દ્રિઓ ઉપર સત્તા ચલાવે છે પાચમાથી ચારની કામ કરવાની ઇચ્છા ન હોય પણુ જો મન બાકીના એકની તરફેણમા જાય તો તેમને કામ કર્યા સિવાય ચાલતું નથી તેવી રીતે મહેતાજીની ઘોડીના ત્રણુ પગ ખોડા હોવા છતા એક વ્યવહારરૂપી પગ સાબૂત હોય તો બાકીના લગડા પગોને મને કે કમને તેને સાથ આપવા માટે ઘસડાવુ પડે છે.

# મહેતાજીની ઘોડી

મોટે ભાગે બાળક જ્યારે પાંચ વર્ષનું થાય ત્યારે તેને નિશાળે બેસાડવામાં આવે છે; પણ જ્યારથી બાળક બોલતાં શીખ્યું હોય, ખાતાં શીખ્યું હોય, આધાર વગર ચાલતાં શીખ્યું હોય અને આધાર વગર બેસતાં શીખ્યું હોય ત્યારથી તેને મોપાટ (મુખપાઠ) બોલાવવામાં આવે છે. મોપાટ બોલાવવાનો વખત ખાસ કરીને સાંજે વાળુ કર્યા પછીનો મુકરર કરવામાં આવ્યો હોય છે. બાળકને શરૂઆતમાં એકથી દસ સુધી બોલાવવામાં આવે છે. દસ આંકડા બરાબર બોલતાં આવડે ત્યારે અગિયારથી પચાસ, પછી સો અને હજાર સુધી અનુક્રમે વધતા જાય છે; પરંતુ આવી રીતે બોલાવવાથી બાળકના મગજમાં આંકડાની સંખ્યાનો ખ્યાલ આવતો નથી. તેને તો બધી સંખ્યા સરખી કિંમતની લાગે છે. સંખ્યાની વધતી ઓછી કિંમતના ખ્યાલના અભાવે બાળક ટૂંક મુદતમાં ભૂલી જાય છે અને ઘણી વખત બોલતાં પણ ભૂલ કરી બેસે છે. જેમકેઃ 'બે છગડે છાસઠ' ને બદલે છત્રીસ બોલનારાં ઘણાં બાળકો મેં જોયાં છે. બાળક જ્યારે આવી ભૂલ કરે ત્યારે મોપાટ બોલાવનાર તેને મારે છે અથવા 'છત્રીસ નહિ છાસઠ' એમ કરીને પાછો આગળ ચલાવે છે. પરંતુ ખરી સંખ્યાનો ખ્યાલ આપી શકતો નથી તેથી બાળકને છત્રીસ છાસઠમાં શો તફાવત લાગે?

એકથી હજાર સુધીના આંકડા શીખવ્યા પછી એકથી દસ સુધીના આંકડા એક આડી હારમાં લખી બધા સાથે બોલાવવામાં આવે છેઃ 'બાર અબજ ચોતરીસ કરોડ છપન લાખ અઠોતેર હજાર નવસો દશ (૧૨,૩૪,૫૬,૭૮,૯૧૦)' આ પૂરું થયા પછી એક અર્થસૂચક કવિતા બોલાવવામાં આવે છે જે જૂના વખતથી ચાલતી આવે છે; પણ ભાગ્યે જ મોપાટ બોલનાર કે બોલાવનાર તેનો અર્થ–ભાવ સમજતો હશે.

" મહેતાજીની ઘોડી, ત્રણ પગે ખોડી;
એક પગે હાલેચાલે, પાતાળમાંથી પાણી કાઢે;
એ પાણીને શું શું કીજે? એ પાણીનો કાવો કીજે;
મા બાપના હાથ પગ ધોઈને પીજે "*

---

*આખું કાવ્ય આ રીતે બોલાય છેઃ
સરસ્વતી તું મોરી મા
ચાર પટોરા દેજે માય
ઘડી દોય તો વિદ્યા દે
દાન કરીને મોતી દે
મોતી પરાપર વાગે છે
બાવાને ચપટી ચડે સિંધુર
સિંધુરના તો થાપા દુવા
વાડી વચ્ચે ખોદાવ્યા કુવા
ખોદતાં ખોદતાં લાધ્યું ગામ
ગયું બિચારું ખંભાત ગામ
ખંભાતી અંબાડીના ગયા વેલા
રાત પડે તો ગૂજરાતના ચેલા

× ×

પાટે બેઠા મોર, મોર ગયા ચરવા
સરસ્વતી બેઠા ભણવા
ભણી ગણીને ઉતર્યા
આગળ છૂટ્યા નિશાળિયા
પાછળ છૂટ્યા મહેતાજી
મહેતાજીની ઘોડી, ત્રણ પગે ખોડી;
એક પગે હાલેચાલે, પાતાળમાંથી પાણી કાઢે
એ પાણીને શું શું કીજે? એ પાણીનો કાવો કીજે;
મા બાપના હાથ પગ ધોઈને પીજે.

આજે તો એક વિધિની જેમ મોપાટ પૂરી થયા પછી આ કવિતા બાળક પાસે બોલાવવામાં આવે છે.

આજ સુધીમાં અનેક પદ્ધતિઓ આવી અને ગઈ. કોઈ મૂળ નાંખીને પડી રહેતી નથી. જેમ જેમ નવું સૂઝતું જાય તેમ તેને ગ્રહણ કરવાની જિજ્ઞાસા જાગે છે. કેટલીક પદ્ધતિઓ પોતાના કિલ્લાની જેમ ક્ષણવાર પવનની એક લહરથી પડી જાય છે અને હવાઈ કિલ્લાની જેમ અદૃશ્ય થઈ જાય છે. પરંતુ તે પદ્ધતિ પાછળ કાંઈ અને કાંઈ અર્થ કે રહસ્ય સમાયેલું હોય છે, તેવી રીતે ઉપરની કડી વિષે સમજવું.

શંકરાચાર્ય જ્યારે ઉપદેશ આપતા ત્યારે છેલ્લી ટચલી આંગળીથી અનુક્રમે ત્રણ આંગળીઓ મૂકી દઈ અંગુઠાની સાથે એક બાકીની આંગળીને જોડી ઉપદેશ આપતા. બુદ્ધ ભગવાનની મૂર્તિ જોશો તો પણ તેમના હાથમાં આંગળાં તેવી રીતે જોડાયેલાં દેખાશે. ચોર્યાશી આસનમાંથી એક આસન જે સિદ્ધાસનને નામે ઓળખાય છે તેમાં પણ તેવી રીતે બન્ને હાથનાં આંગળાંને અંગુઠા સાથે જોડીને પદ્માસન વાળેલા પગના ઢીંચણ આગળ રાખવામાં આવે છે. આનો અર્થ શું હશે? સંત જ્યારે ઉપદેશ આપે છે ત્યારે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો અથવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને ઓળખી તેની પેલીપાર રહેલા પરમાત્માને આત્માની સાથે જોડવાના ધ્યાનમાં મગ્ન રહેવું. મહેતાજીની ઘોડીરૂપી જ્ઞાનના સત્ત્વ, રજસ્ અને તમસરૂપી ત્રણ પગ લંગડા હોય તો તેની પેલી પાર જવાનો પ્રયત્ન કરવો તે હવામાં ધુમાડાના બાચકા ભરવા બરાબર છે.

મહેતાજીની ઘોડીની બીજી ઉપમા આ પ્રમાણે ઘટાવી શકાય છે: કલ્પના, કળા અને એકદિલી '( Imagination, Art and unimity ) એ કેળવણીની ત્રણે વસ્તુને ઉત્પન્ન કરવાની કળા શિક્ષકમાં જરૂર હોવી જોઈએ. જો શિક્ષકે કલ્પનાશક્તિ ખીલવી હશે તો પોતે જે પુસ્તક વાંચશે તેમાંથી કલ્પનાના બળે પુસ્તકના લેખકનો ભાવ, તોર, શિક્ષકની પુસ્તક પ્રત્યે રુચિ, ઉમંગ, લેખકની ધગશ વગેરે વિદ્યાર્થી ખડાં કરી શકશે. છેવટે તેની તરફ આકર્ષણ થવાથી એકદિલીના બળે તેને પ્રકાશમાં આણશે. જો આ ત્રણ અંગ તેનાં ખોડાં હોય તો તેની જે ઉત્તરોત્તર ક્રિયાઓ થઈ તે નહિ થવાની અને તેથી બધું નકામું જવાનું. એ ત્રણ અંગ સાબૂત ન હોય તેવા જ્ઞાનને આપણે પોપટીઉં જ્ઞાન કહીએ છીએ. તેથી જ શિક્ષકે વારંવાર અવલોકન કરવું જોઈએ, તેનો અનુભવ લેવો જોઈએ. પરંતુ કોઈ કાબેલ શિક્ષક હોય તો ઉપર કહ્યા તે ત્રણ પગ મહેતાજીની ઘોડીના ખોડા હોવા છતાં પોતાનું કામ સાધી શકે છે. ત્રણ પગે ખોડી ઘોડી ભલે ગમે ત્યાંથી ગમે તે વખતે રખડીને પાછી આવે પણ તેને સ્થિર અને સ્થિત કરવાની તાકદ તેનામાં હોવી જોઈએ. એ ચોથો પગ તે વ્યવહારુ જ્ઞાન. તેના બળથી ઘોડી નીચે પાતાળમાં, ઉર્ધ્વ ઠેઠ સત્યલોકમાં અને મધ્યે મૃત્યુલોકમાં—એમ ચૌદ રાજલોકમાં ભમીને પાતાળમાંથી પાણી લઈ આવે પછી તો પેલા ત્રણ પગ તેના પ્રતાપે જ હાલવા ચાલવાના. આપણા શરીરમાં પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠું મન છે. આ મન પાંચે ઇન્દ્રિઓ ઉપર સત્તા ચલાવે છે. પાંચમાંથી ચારની કામ કરવાની ઇચ્છા ન હોય પણ જો મન બાકીના એકની તરફેણમાં જાય તો તેમને કામ કર્યા સિવાય ચાલતું નથી તેવી રીતે મહેતાજીની ઘોડીના ત્રણ પગ ખોડા હોવા છતાં એક વ્યવહારરૂપી પગ સાબૂત હોય તો બાકીના લંગડા પગોને મને કે કમને તેને સાથ આપવા માટે ઘસડાવું પડે છે.

ત્રીજી કલ્પના અર્થ, કામ અને મોક્ષની છે. અર્થ કામ અને મોક્ષરૂપી ત્રણે પગ ખોડા હોવા છતાં ધર્મરૂપી ચોથો પગ મજબૂત હોય તો તેના બળથી જરૂર તે પાતાળ પહોંચી પાણી લઈ આવવાની.

ચોથી કલ્પના શબ્દ, શબ્દાર્થ અને લક્ષ્યાર્થની છે. જો શિક્ષક શબ્દની માથાકૂટમાં પડે તો તેની ઘોડી કદી પાતાળ સુધી પહોંચવાની નહિ અથવા કામ સાર્થક થવાનું નહિ. પણ ચોથા પગરૂપી ધ્વનિ એટલે ભાવ જો મજબૂત હોય તો સાર્થકતા જલદી પ્રાપ્ત થવાની.

પાંચમી કલ્પના: મહેતાજીની ઘોડી એટલે વાણી. આ વાણીનાં ઉત્પત્તિસ્થાન ચાર: 'પરા, પશ્યંતિ, મધ્યમા, અને વૈખરી'. પરાનું સ્થાન નાભિઃ શબ્દની શરૂઆત નાભિમાંથી થાય છે અને મુખ સુધી પહોંચતાં તેમાં ઘણો ફેરફાર થાય છે. મુખદ્વારા બહાર નીકળ્યા પછી પણ બીજા કાને પહોંચે ત્યાં સુધીમાં તેના મૂળ સ્વરૂપમાં ઘણો ફેરફાર થઈ જાય છે. એટલે કે તેના અનેક ફેરફાર થયા પછી આપણે તેને સાંભળીએ છીએ—નહિ કે મૂળસ્વરૂપમાં. પશ્યંતિનું સ્થાન હૃદય, મધ્યમાનું સ્થાન કંઠ અને વૈખરીનું સ્થાન મુખ. વાણીમાં પ્રથમના ત્રણ (પરા, પશ્યંતિ અને મધ્યમા) અથવા તે સ્થાનોથી ઉત્પન્ન થતા શબ્દોનું ભાન હોતું નથી તેટલા માટે મહેતાજીની ઘોડીને ખોડી કહી. ત્યારે ફક્ત એક પગે સ્વસ્થ છે. આ એક પગ તે ચોથો પગ અથવા ચોથું સ્થાન તે વૈખરી અથવા મુખ. આ મુખથી જ તેનો બધો વ્યવહાર ચાલે છે. આ વાણીદ્વારા જ ચૌદ રાજલોક સુધી પ્રકાશ આપી શકે છે અને પાતાળમાંથી પાણી કાઢી શકે છે એવું તેને કહેવામાં આવ્યું છે.

પાણી કાઢ્યું તો ખરું, પણ કરવાનું શું? આ પાણીનો કાવો કરવો એટલે અનેક રીતે જુદું જુદું જ્ઞાન મેળવ્યું હોય તેને એકરસ કરી ઉકાળવું. આ કાવાની ઉપમા **'सा विद्या या विमुक्तये'** ની સાથે સંબંધ ધરાવી શકશે. કેળવણીનું મુખ્ય ધ્યેય મુક્તિ છે. મુક્તિ મેળવવા પ્રચ્છનાર સારો કાવો કરી જાણનો હોવો જોઈએ. તેનામાં કાવો કરવાની સારી આવડગત જોઈશે; નહિ તો પછી ગુલામના પણ ગુલામ જ રહેવાના, મુક્તિ નહિ પામવાના.

કાવો કરવો એટલે લીધેલી કેળવણીનું મનન કરવું, મેળવેલા જ્ઞાન ઉપર ખૂબ સારા વિચાર કરવા. કાવો કરવાથી શાસ્ત્રમાં દેખાડેલા માતૃદેવ, પિતૃદેવ અને આચાર્યદેવનો ખરો અર્થ સમજાય છે.

'રઘુવંશ'માં કવિ કાળીદાસ લખે છે:

"वागर्थाविव संपृक्तौ वागर्थ प्रति पत्तये।
जगत पितरौ वंदे पार्वती परमेश्वरौ"

પાર્વતી અને પરમેશ્વરરૂપ મળેલી વાણી અને અર્થના યથાર્થ ભાવને જાણવા માટે પૂજા આવશ્યક છે.

વાણી એ માતાતુલ્ય અને અર્થ એ પિતાતુલ્ય છે. અથવા આખા જગતના રચયતા પ્રકૃતિ અને પુરુષનો તું પૂજારી થા. અને ચેતનનો પૂજારી થા.

વાણીના અર્થનું યથાર્થ ભાન થવાને માટે તું એનું પૂજન કર. વાણી અને અર્થના શીખવનાર ગુરુનો તું પૂજારી થા. ઈત્યોમ્

શકરચંદ પોપટલાલ શાહ




**કાવ્યમંગલા**—લેખક સુન્દરમ્ પ્રકાશક નળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા, વડોદરા દોઢ રૂપિયો

**કોયા ભગતની કડવી વાણી:**—લેખક સુન્દરમ્ પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ વાર્ષિક ફાળો ૦–૫–૦ ટપાલ ખર્ચ માફ, છૂટક નકલ ૦–૮–૦ ટપાલ ખર્ચ જુદું

આ બન્ને કાવ્યસંગ્રહોમા વિષય અને છન્દ અને રીતિ નિરૂપણના અનેક પ્રકારો મળશે શ્રી સુન્દરમ્ સંસ્કૃત વૃત્તોના સુશ્લિષ્ટ કાવ્યો પણ લખે છે અને ભજનો ગરબીઓ વગેરેના ઢાળોમા મનગમતા ફેરફારો પણ કરી શકે છે વિષય અને છન્દો કે ઢાળોની તેમની પસંદગી સુભગ અને ઉચિત છે ગંભીર વિચારો અને લાગણીનુ સમતોલપણુ જાળવનારા વિષયો ઘણાખરા સંસ્કૃત વૃત્તોમા નિરૂપ્યા છે અને જેમા લાગણી જ પ્રધાન હોય, અને તેને જ એકલી જવા દેવી હોય તેવા વિષયો ભજન કે ગરબીની ઢાળમા લીધા છે પણ બન્નેમા તેમનુ વ્યક્તિત્વ એકસરખું દેખાય છે આપણા કવિઓ મુખ્યત્વે દાંપત્યપ્રેમ ઉપર લખતા તે તો આ પાનામા ક્યાક જ કદાચ મળશે બાકી તેમણે નવા વિષયો જે અત્યારનો જમાનો વિચારતો થયો છે તેના જ ઘણાખરા લીધા છે શ્રી સુન્દરમ્ પૂ ગાંધીજીની લડતમા જોડાયા છે એ સુવિદિત છે, એટલે તેમના કાવ્યોમા એક તરફ યુદ્ધના ઉત્સાહગીતો છે, તો બીજી તરફ મહાત્માજીની અહિંસાના કાવ્યો છે 'બુદ્ધના ચક્ષુ' જેની અત્યાર પહેલા પણ કદર થઈ ચૂકી છે તે ત્રિમૂર્તિ પતંગિયુ અને ગરુડ એ સર્વ એ પ્રકારના કાવ્યો છે, અને ઉચિત રીતે સંસ્કૃત વૃત્તોમા કહેવા છે માનવી માનવ, બળતા બચાવજે, પોક ખાના, જેવા કાવ્યો ઊંડી લાગણી સાથે, અને વિશાળ જનતાના સમભાવ સાથે ચિંતન કે મીમાંસાના છે અને તે યોગ્ય રીતે અનુષ્ટુપ કે મિશ્રોપજાતિમા મૂક્યા છે આ બધા કાવ્યોમા લાગણી ઉપર કાબુ રાખી કવિ ધીમે પગલે વિહાર કરે છે આ લાંબા કાવ્યો પણ સુન્દરમ્ની વિશિષ્ટતા ગણાવી જોઈએ એ બધામા 'બાનો ફોટોગ્રાફ' કાવ્ય ઊંડી લાગણીને લીધે જુદું પડે છે કાવ્ય લગભગ પૂરું થતા સુધી તો જાણે કેવળ વ્યવહારદૃષ્ટિ પ્રધાન રાખી જરા પણ લાગણીને અવકાશ હશે એવો વહેમ પણ ન પડે તેવી રીતે સ્વસ્થતાથી ચાલે છે માત્ર અંત આગળ સ્વસ્થતાની કોર આવી રહે ત્યા અસહ્ય દર્દ દેખાય છે, અને તેનું માત્ર સૂચન કરીને જ, વાચનારને કરુણમા ડુબાડીને કાવ્ય પૂરુ થાય છે આ કાવ્યો કંઈક લાંબા હોવાથી તેના દાખલા આપી શકાતા નથી પણ શૈલી, છન્દ, પ્રવાહિતા, દૃઢ પદ્યબન્ધના દાખલા તરીકે ગમે ત્યાથી એક જ શ્લોક ઉતારુ છુ

> આવે આવે અનંતે વિપથ ગતિ જતો ધૂમકેતુ નિહાળી,
> ઔદાસીન્યે ડુબેલા હરિ પયનિધિમા શોધતા આંખ ઢાળી
> "અશ્રદ્ધા અંધ આસ્થા ભય નવનતણો, સંશયાકિત અભદ્રા
> વિશ્વોના જૂથ જૂના નિત નિત કરશે કેટલા ધૂમકેતુ?"

આ એક શ્લોકમાં સુન્દરમે ચાલુ જમાનાનાં અનિષ્ટોને એ જ પંક્તિમાં મૂકી દીધાં છે. અને તેમનાં કાવ્યોની આ પણ એક વિશિષ્ટતા છે. તેમણે સમાજની સ્થિતિ ઉપર ટીકા રૂપે ઘણાં કાવ્યો કર્યાં છે. આવાં બધાં કાવ્યોનો સંગ્રહ **કોયા ભગતની કડવી વાણીમાં** આપે છે. એ ખરેખર તેમની કવિતાની નવી જ દિશા છે, એ પદ્ધતિ પણ નવી છે. એ એટલી બધી નવી છે કે એ જાતનાં કાવ્યો તેમણે કાવ્યમંગલામાં ન મૂક્યાં હોત તો સારું એમ લાગે છે. આ કાવ્યોનો સંગ્રહ કડવી વાણીમાં છે. આ વાણીમાં, ચિન્તન કે મનન પ્રધાન નથી, પણ વસ્તુસ્થિતિની વિચારપ્રેરક રજુઆત એ પ્રધાન છે, પ્રયોજન છે.

અને આ પુસ્તકનું બીજું લક્ષણ એ છે કે તેમાં ઘણીખરી પ્રાચીન માન્યતાઓ છોડી દીધી છે એટલું જ નહિ તેથી ઊલટી રીતે વિચારેલું છે. કોયો પોતે ભગત છે એટલે ઢાળો ઘણાખરા ભજનોના છે, પણ કોઈ વિલક્ષણ રીતે તેમાં જૂની પદ્ધતિથી વિરુદ્ધ રીતે કથેલું છે. દાખલા તરીકે કોયો ભગત હરિને કહે છે કે હવે તારું અહીં કામ નથી. આપણે માત્ર બેઠી કડી જોઈએઃ

કોયો ભગત એના આંખના ડોળા
ફાડી ફાડી તને પૂછે
જુગના જુગો તને રાખી જોયો હવે
કામ તારું અહીં શું છે?

અને હરિ વિદુરજીની મારફત તેને આત્મબળ મેળવવાનો સંદેશો મોકલે છેઃ

રશિયા ને ટર્કીની વાત કરીશ ના
સાચો મને ત્યાં પિછાન્યો,
ખાવું તારે ને શું ચાવવું મારે?
હું નથી ઢોર હરાયો.

એ જ રીતે 'સીતાજીનો પોપટ' એ કાવ્યમાં કોયાને કંઈક જુદું જ કહેવાનું છે. બે જ સીટીમાંથી સમજાઈ જશે.

પઢો રે પોપટ મારા બાપલા, કોયો ભગત પઢાવે,
ખુલ્લું મૂકી પીંજર બારણું સાચા રામ જપાવે

ઉવટ કહે છેઃ

ભાઈ ભાંડુને ભેગાં કરી, પોપટ આટલું કહેજે,
કોયો ભગત તને કરગરે, શરણે કોઈને ન રહેજે.

આ ઉપરાંત બીજાં પણ ઘણાં કટાક્ષકાવ્યો છે. કોઈમાં ઉપહાસ છે, કોઈમાં કટાક્ષ છે, કોઈમાં માત્ર પૈસાદાર અને ગરીબોની સરખામણી કરી કાવ્ય છોડી દીધું છે, કોઈમાં આપણી ખોટી અપુરુષાર્થી ભક્તિની નિન્દા છે, અને 'દેડકાં હસતાં હતાં' જેવું કાવ્ય શુદ્ધ હાસ્યનું છે.

બન્ને પુસ્તકો વાચકવર્ગ રસપૂર્વક વાંચશે એમ અમારું માનવું છે. અને આ કવિતાકલાના નવા પ્રયોગોમાંથી કવિતા માટે નવા પ્રદેશો સર થશે એવી આશા બંધાય છે.

**લલિતજીનાં બીજાં કાવ્યો**:—કર્તાઃ જયશંકર મહાશંકર બુચ. પ્રકાશકઃ પોતે, લેડી હાર્ડિન્જ રોડ–૨૪ કાંતિ બિલ્ડીંગ્સ, પોસ્ટ માહીમ. મુંબઈ ૧૬. કિંમત બાર આના.

ઘણે લાંબે વખતે શ્રી લલિતજીનો કાવ્યસંગ્રહ જોવા મળ્યો. આ સંગ્રહમાં તેમનાં સાંભળેલાં ઘણાં મધુરગીતો જોવા મળે છે. આ સંગ્રહમાં ઘણાંખરાં ગીતો જ છે, તેમાં ગીતોનું માધુર્ય છે, અને ગીતોની મર્યાદા પણ છે. તેમનું સ્થાન આપણા સાહિત્યમાં નિયત

# રોજનીશી

૨૨-૧-૩૪ : વિરમગામ તાલુકાની ખેડૂતસહાયકસમિતિના કાર્યકર્તાઓની સામાન્ય સભાએ હીમસંકટના કારણે ચાલુ સાલની વિઘોટી માફ કરવા માટે સરકારને અરજ કરતો કરેલો ઠરાવ.

૨૩-૧-૩૪ : પટના સરકારના મુખ્ય મંત્રીએ બાબુ રાજેન્દ્રપ્રસાદ આગળ ધરતીકંપ સંકટનિવારણ માટે મદદ કરવાની દેખાડેલી ખ્વાહેશ; કાશગરમાં નવી સરકારની સ્થાપના; કલોલ તાલુકામાં હીમે વર્તાવેલા ત્રાસની બહાર આવેલી હકીકત; ટેરીફ બિલનો વિરોધ કરતી હિંદી સરકાર ઉપર જાપાન સરકારની લંબાણ યાદી; બિહારની સરકારે બાબુ રાજેન્દ્રપ્રસાદને ધરતીકંપ સંકટનિવારણ માટે સહકાર આપતો કરેલો તાર; વડોદરા રાજ્યમાં ગાંધીટોપી સામેના પ્રતિબંધની તથા ગણદેવી મ્યુનિસિપાલિટીના ઉપપ્રમુખે રાજીનામું આપ્યાની બહાર આવેલી હકીકત; ડૉ. ટાગોરે બિહારના સંકટગ્રસ્તોને મદદ કરવા માટે બહાર પાડેલી અપિલ; શ્રી જામસાહેબ સમક્ષ શ્રી લવણપ્રસાદે પોતાના હરણનો કિસ્સો વર્ણવી માગેલો ઈન્સાફ.

૨૪-૧-૩૪ : શ્રી. કીડવાઈને ક્રીમિનલ લૉ એમેંડમેંટ એક્ટ નીચે ૯ માસની સખત સજા તથા પ્રેસ એક્ટ મુજબ ૬ માસની કેદની સજા; તીનેવેલીમાં ગાંધીજીએ સભામાં બિહારના સંકટગ્રસ્તોને મદદ કરવા માટે કરેલી સજ્જડ અપિલ; ચિતાગોંગના જિલ્લા મેજિસ્ટ્રેટે એક માસ સુધી ઘરની બહાર નહિ નીકળવા માટે ૨૫૦ ભદ્રલોક યુવકો ઉપર કાઢેલી નોટીસ; અમેરિકન રેડક્રોસ સોસાઈટીએ વાઈસરૉય ધરતીકંપ ફંડમાં ભરેલા રૂ. ૨૬૪૫૦; માંચેસ્ટર ખાતે મળેલી સભાએ જાપાનીઝ હરીફાઈ સામે રોષ દર્શાવી જાપાનીઝ માલની આયાત અટકાવવા માટે કરેલો ઠરાવ; ચીનમાં ધરતીકંપથી ભયંકર ખુવારી; હિંદી સરકારે સજા ભોગવતા રાજદ્વારી કેદીઓની સંખ્યાની બહાર પાડેલી યાદી.

૨૫-૧-૩૪ : અમદાવાદમાં જિલ્લાના ખેડૂતોની મળેલી સભાએ ખાકની ફરી આનાવારી કરવા માટે સરકારને અરજ કરતો કરેલો ઠરાવ; મહાસભાવાદી આગેવાન શ્રી. એમ. એસ. અણેનો છૂટકારો; વડીધારાસભામાં અસ્પૃશ્યતાનિવારણ બિલ વિષે ચર્ચા; પુનમચંદ રાંકાને સવિનયભંગના સંબંધમાં ૧૧ માસની સખ્ત કેદ તથા રૂા. ૫૦૦ દંડની સજા; અંકલેશ્વરમાં આગ લાગવાથી રૂ. ૨૦,૦૦૦ નું નુકસાન; ભાવનગર રાજ્યનાં ગામોમાં ૬૦ બાળલગ્નો થયાની બહાર આવેલી હકીકત.

૨૬-૧-૩૪ : અમદાવાદમાં સ્વાતંત્ર્યદિન નિમિત્તે પત્રિકાઓ વહેંચતાં શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર અને બીજા બેની ધરપકડ; ગોંડલના મહારાજા શ્રી. ભગવતસિંહજીએ વાઈસરૉય ધરતીકંપ ફંડમાં ભરેલા રૂા.૧ લાખ; કલકત્તાની વડી અદાલતે સુનામગંજના વકીલ ચન્દ્રબિનોદદાસની સનદ ૬ માસ સુધી રદ કરવાનો કરેલો હુકમ; પોલેંડનું નવું રાજબંધારણ બિલ પાર્લામેંટમાં પસાર; ચિતાગોંગમાં ૩૦૦ માણસો ઉપર ઘરની બહાર નહિ નીકળવાનો હુકમ; મુંબઈમાં સ્વાતંત્ર્યદિનને અંગે શ્રી. પેરીન બહેન કેપ્ટન તથા બીજાઓની ધરપકડ; દિલ્હીમાં સ્વતંત્ર્યદિન અંગે કેટલાક મહાસભાવાદીઓની ધરપકડ; શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનો છૂટકારો.

૨૭–૧–૩૪ કપુરથલા નરેશે ડૉ મુંજેને પોતાના રાજ્યની મુલાકાત લેવા માટે આપેલુ નિમંત્રણ, બિહારના રાહતકાર્ય માટે રેલવે કંપનીએ પાર્સલો અર્ધા દરે લઈ જવાનો કરેલો નિર્ણય, સરદાર શાર્દુલસિંગનો લાહોરની સેન્ટ્રલ જેલમાથી છુટકારો, દહેગામ તાલુકામા હીમથી પાકને નુકસાન થયાની બહાર આવેલી હકીકત શ્રી દેવીદાસ ગાંધી "હિંદુસ્તાન ટાઇમ્સ'ના ડીરેક્ટર નિમાયા, મદુરામા ગાધીજીનો અપૂર્વ સત્કાર, ચીનમા રેલથી ૧૦,૦૦૦ જાનની ખુવારી થયાની બહાર આવેલી હકીકત, વલસાડ સ્કુલબૉર્ડના સભ્ય શ્રી સૂર્યલક્ષ્મી ડૉક્ટરની વલસાડ કોર્ટના ઓનરરી મૅજિસ્ટ્રેટ તરીકે નિમણૂક

૨૮–૧–૩૪ રાસ જતા અમદાવાદમા શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરની ધરપકડ અને છુટકારો, લિયોન્સની વ્યાપારી ચેમ્બરે જાપાનીઝ હરીફાઈ વિષે પસાર કરેલો ઠરાવ, ગોંડલ રાજ્યમાથી "ફૂલછાબ" હદપાર થયાની બહાર આવેલી હકીકત

૨૯–૧–૩૪ મેક્સિકોમા ભયકર ધરતીકપથી ભારે નુકશાન, મુઝફરપુરમા મૂશળધાર વરસાદ, દહેરાદૂનમા નોધાયેલા ધરતીકપના આચકા, ધારાસભામા ઇમ્પિરિયલ બૅંક બિલ વિષે ચર્ચા, નેપાલના મહારાજા ઉપર કવિવર ટાગોરનો આફત માટે હાર્દિક દિલસોજીનો તાર, પાર્લામેન્ટમા સર જૉન સાઇમને શસ્ત્રનિવારણને લગતુ રજુ કરેલુ નિવેદન, દેવાસ નરેશે પોતાની સાચી વસ્તુસ્થિતિ સમજાવતો વડા પ્રધાનને કરેલો તાર, અફઘાનિસ્તાનના વડા પ્રધાનનુ ખૂન કરવા માટે થયેલા પ્રયત્નનો બહાર આવેલો બિનસત્તાવાર અહેવાલ

૩૦–૧–૩૪ અમદાવાદમા ક્રાતિકારી કેસનો ચુકાદો–કાન્તિલાલ મણિલાલને એકદર ૫ વર્ષની સખત કેદ, ગુલાબચદ ઉજમશીને એકદર ૪॥ વર્ષની સખત કેદ તથા ચદુલાલ ઈશ્વરલાલને એકદર ૩ વર્ષની સખત કેદની સજા અને ચોથા આરોપી સોમનાથને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો, બદનક્ષીભર્યા લખાણને અગે અમદાવાદમા "રાજનગર' પત્રના તત્રી, સહતત્રી તથા આનદ પ્રિન્ટીંગ પ્રેસના માલિકની ધરપકડ તથા જામીન ઉપર છુટકારો, હાલ તુરત લડતમા ન પડતા બિહારની વહારે ધાવા માટેનો ગાધીજીનો આશ્રમવાસીઓ ઉપર તાર, નેપાળમા ૩૦૦૦ જાનની ખુવારીની બહાર આવેલી હકીકત

૩૧–૧–૩૪ સકટગ્રસ્ત બિહારને મદદ કરવા માટે ગાધીજીએ પરદેશો જોગી બહાર પાડેલી અપિલ, ચિતાગોગ બોમ્બ કેસના આરોપી હરેન્દ્ર ચક્રવર્તી તથા કૃષ્ણ ચૌધરીને ફાસીની સજા, બગાળ ધારાસભામા રજુ થયેલુ ૧૯૩૪ નુ બગાળ ક્રીમિનલ લૉ એમેડમેટ બિલ, વડી ધારાસભામા દેશીરાજ્ય સરક્ષણ બિલ વિષે ચર્ચા, વડી ધારાસભામા ટેરીફ બીલ વિષે ચર્ચા

૧–૨–૩૪ શ્રી અબ્બાસ તૈયબજીને ૮૧ મુ વર્ષ બેઠુ તે નિમિત્તે અમદાવાદમા શ્રી બળવતરાય ઠાકોરના પ્રમુખપદે મળેલી જાહેર સભા, વડીધારાસભામા અસ્પૃશ્યતાનિવારણ બિલ પ્રજામત માટે ફેરવવાની દરખાસ્ત પસાર, પુનાના "સ્ફૂર્તિ" માસિક પાસે મગાયેલી રૂા ૩૦૦૦ ની જામીનગીરી, નડિયાદમા ને ખેડાજિલ્લાના બીજા ગામોમા ઉજવાયેલી શ્રી અબ્બાસ જયતી, ફરૂકાબાદના સીટીમૅજિસ્ટ્રેટે હુકમ કાયદેસર નહતો એમ જણાવી આચાર્ય કૃપાલાનીના છુટકારાનો કરેલો હુકમ

૨-૨-૩૪ : બિનપરવાને હથિયારો રાખવા માટે અલીપોરની ખાસ ટ્રીબ્યુનલે અજયચન્દ્રસિંગને ૧૦ વર્ષની કરેલી સખત કેદ; શીલજ ગામમાં શ્રી. કાલેલકરની ધરપકડ; મુંબઇના ગુજરાતી અઠવાડીક પત્ર "વીસમીસદી" પાસે મંગાયેલી રૂા. ૩૦૦૦ ની જામીનગીરી; ઢાકાના સીટીપોલીસના વધારાના સુપ્રીન્ટેન્ડેન્ટ એફ. પી. ગ્રામરનો આપઘાત; લંડનના બજારમાં સોનાના ભાવમાં ચાર શિલિંગનો વધારો; પુસવાનામાં કોમી રમખાણ-કરફ્યુ ઓર્ડરની જાહેરાત-ગોળીબારથી ૨ નાં મરણ અને ૯ ઘાયલ; લાહોરથી ૧૨ કેળવણીકારોની અત્યાચારો દાબી દેવાની સૂચના.

૩-૨-૩૪ : ન્યુદિલ્હીમાં શ્રી. કે. નટરાજનના પ્રમુખપદે મળેલી હિંદી રાજ્યપ્રજાપરિષદની બેઠક; અમદાવાદમાં શ્રી. કાલેલકરનો છુટકારો; લોર્ડ વિલિંગ્ડનનાં બહેન મિસિસ માર્શલ બ્રુકસનું લંડનમાં અવસાન; સેન્ટ્રલરીલિફ કમિટીએ મુઝફ્ફરપુરમાં મરણ પામેલાઓની બહાર પાડેલી ૧૩૧૦૦ ની સંખ્યા; દામોદરલાલજીની ધનોદ ખાતેની જાગીર જપ્ત થયાની બહાર આવેલી હકીકત.

૪-૨-૩૪ : અમદાવાદમાં વિદ્યાર્થીદિનને અંગે વિદ્યાર્થીઓએ બિહાર રાહત ફંડમાં ઉઘરાવેલાં નાણાં.

૫-૨-૩૪ : ન્યુ દિલ્હીમાં પતિયાળા રાજ્ય સામે પોકાર કરવા સંબંધમાં ૯ સ્ત્રીઓ સાથે ૧૩૧ શીખોની ધરપકડ; અમદાવાદમાં શેઠે નોકરને ગૂઢ માર મારતાં નોકરનું નિપજેલું મરણ; મદ્રાસમાં "હિંદુ"ના તંત્રી શ્રી. રંગાસ્વામી આયંગરનું અવસાન; રશિયાના યુદ્ધમંત્રીએ જાપાનને આપેલી ચેતવણી; ભાવનગરમાં એક જૈન યુવતીના ભેદી અવસાનને અંગે શેઠ વેલચંદ નારણની ધરપકડ; ભાવનગરમાં શીતળાથી થતાં સંખ્યાબંધ મરણોની બહાર આવેલી હકીકત; બિહાર અને ઓરિસાના માજી પ્રધાન મી. મધુસૂદનદાસનું અવસાન.

૬-૨-૩૪ : ચીનમાં ૪૦૦૦ સરકારી સિપાઇઓની કતલ; આમનીસભામાં બ્રિટનની શસ્ત્રબંધીની યોજના વિષે સર સાયમને કરેલો ખુલાસો; અમદાવાદની સ્મોલકોઝીઝ કોર્ટમાં પ્રોફેસર મોહનલાલ સોમચંદે વકીલ મી. રામરાય મુનશી, શેઠ પોપટલાલ હરિલાલ નગરી વગેરે મળી પાંચ શખસો સામે સ્વદેશી પ્રચારના સંબંધમાં રૂા. ૧૦૦ નો માંડેલો દાવો.

૭-૨-૩૪ : મિદનાપુરની છાવણીમાં આગ લાગતાં પાંચ હિંદી સિપાઇઓનાં મરણ; ફ્રાંસમાં રાજ્યતંત્ર સામે બળવો-૨૦૦ પોલીસ ઘાયલ, ૩૫૦ માણસોની ધરપકડ; વડી-ધારાસભામાં મી. બી. પી. જાધવે હિંદુઓનો દરજ્જો નક્કી કરનારું રજુ કરેલું બિલ; પુરીના જગન્નાથજીના દેવળમાં મૂર્તિ સિંહાસન ઉપરથી ગબડી પડતાં સનાતનીઓમાં થયેલો ખળભળાટ

૮-૨-૩૪ : "સમાજજીવન"ના તંત્રી શ્રી. નારાયણજી ગો. ડોસાણીએ "પ્રજાબંધુ"ના તંત્રી શ્રી. ઇન્દ્રવદન બ. ઠાકોર ઉપર માંડેલી બદનક્ષીની ફરિયાદ અમદાવાદના મેજિસ્ટ્રેટે કાઢી નાખી; વડીધારાસભામાં ખાદી સંરક્ષણ બિલ સર્વાનુમતે પસાર; પતિયાળાના ગુરુરાજ્યપદ માટે ઊભા થયેલા ઝઘડાની બહાર આવેલી હકીકત; વાઇસરોય ધરતીકંપ ફંડમાં મોકલાતાં નાણાંનો મનીઓર્ડર ચાર્જ નહિ લેવાનો હિંદી સરકારનો પોસ્ટ-ઓફિસોને હુકમ; બાબુ રાજેન્દ્રપ્રસાદની વિનંતીથી મુંબઇથી બિહાર ઉપડેલા ૬ શ્રી દાક્તરો; સરહદના ગાંધીના ભત્રીજાએ જેલમાં આઠ દિવસથી અપવાસ આદર્યાની બહાર આવેલી હકીકત, મોંપીરમાં ધરતીકંપનો લાગેલો આંચકો; બલસાડ કસબાના સરકારી અખુતા કુવાઓ હરિજનો માટે ખુલ્લા મૂકાયા.

૯-૨-૩૪ : ચિતાગોગમા વધારાની પોલીસ રાખવાની સરકારી જાહેરાત; બંગાળ સરકારની કારોબારી કાઉન્સિલના સભ્ય સર પી. સી. મિત્રનું કલકત્તામા અવસાન; અમદાવાદના સત્યાગ્રહાશ્રમની જમીન ભાડેથી આપવા માટે ગાંધીજીએ આપેલી પરવાનગીની બહાર આવેલી હકીકત.

૧૦-૨-૩૪ : પંડિત જવાહરલાલની આગેવાની નીચે પ્રો. કૃપાલાની અને કેટલીક સ્ત્રીઓ સહિત ૧૦૦ સ્વયંસેવકોના દળે મોંઘીરમા કાટમાળ ખસેડવાનું શરૂ કરેલુ કાર્ય; દિલ્હીમા પકડાયેલું ખોટા સિક્કા બનાવવાનું કારખાનું; ધારવાર જેલમાથી મુક્ત પહેલા ૩૪ સત્યાગ્રહી કેદીઓનો થયેલો છુટકારો; જાપાનમા શાહજાદાની જન્મતિથિ નિમિત્તે ૫૬૦૦૦ કેદીઓમાથી ૩૫૦૦૦ નો છુટકારો થવાની તથા ૨૫૦૦૦ શહેરીઓને શહેરી હકો પાછા આપવાની બહાર આવેલી હકીકત

૧૧-૨-૩૪ : દિલ્હીમા ધરતીકંપનો લાગેલો આચકો; અમેરિકાના માજી પ્રધાનની ધરપકડ; મુંબઈમા ૨૨ વર્ષની એક જર્મન કુમારીએ હિંદુ ધર્મ સ્વીકારી શાંતિદેવી નામ રાખ્યું; મોંઘીરમા ધરતીકંપનો આચકો; ટેરીફબિલમા મુંબઇ લેંકેશાયર કરારને દાખલ કરવા સામે વિરોધ કરતો અમદાવાદ મિલઓનર્સ એસોસિયેશનનો હિંદી સરકારના વેપાર ખાતાના મંત્રી ઉપર તાર

૧૨-૨—૩૪ : કલકત્તાથી સ્ટીમરમા નીલાનાગિનીનુ અમેરિકા તરફ પ્રયાણ, પંડિત જવાહરલાલની ધરપકડના બહાર આવેલા સમાચાર, બિહારના રાહતકાર્ય સંબંધમા પટણાથી સ્વામી આનંદાનંદે અમદાવાદના મેયર શ્રી. બળવંતરાયને કરેલો તાર; ગાંધીજીએ હરિજન આશ્રમના સંચાલકોને આ વર્ષની મહેસુલ ભરવાની આપેલી છુટની બહાર આવેલી હકીકત; ઈન્ડીયન પિનલકોડની ૧૨૪ (અ) કલમ મુજબ કલકત્તાના વોરંટથી અલ્હાબાદમા પંડિત જવાહરની ધરપકડ, બિહારના ખેડૂતોની ચોકીદારી કર માટે થતી સતામણીની બહાર આવેલી હકીકત

૧૩-૨—૩૪ : આંદામાન ખાતેના કેદીઓ વિષે વડીધારાસભામા સવાલ જવાબ, અલ્હાબાદમા ચાર મકાનોની જપ્તી; અલ્હાબાદમા બર્જ ખૂન સંબંધમા ચાર વધુ ધરપકડો; "મરાઠા" પત્ર પાસે મંગાયેલી રૂા. ૩૦૦૦ જામીનગીરી.

૧૪-૨-૩૪ : મુંબઇ, કલકત્તા અને આગ્રામા નોંધાયેલો ધરતીકંપનો આચકો.

૧૫-૨-૩૪ : શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરની અમદાવાદમા ધરપકડ-તેમની ઉપર ૨૪ કલાકમા અમદાવાદ શહેર અને જિલ્લો છોડી જવાની બજાવવામા આવેલી નોટીસ, વડીધારાસભામા ટેરીફબિલ પસાર, અલ્હાબાદના અભ્યુદય પ્રેસના કીપર પાસે મંગાયેલી રૂા. ૧૦૦૦ ની જામીનગીરી; જેસોરમા ભરાયલો કમિશનરનો દરબાર.

૧૬-૨-૩૪ : નોટીસ ભંગ માટે અમદાવાદમા શ્રી કાકાસાહેબ કાલેલકરની ધરપકડ; પંડિત જવાહરલાલને કલકત્તાના મેજિસ્ટ્રેટે રાજદ્રોહ માટે કરેલી ૨ વર્ષની સાદી કેદની સજા; રાજ્યસભામા રીઝર્વ બેંક બિલ ત્રીજી વારના વાચનાથી પસાર, હિંદી દૈનિકપત્ર 'વિશ્વમિત્ર'ની બંગાળ સરકારે જપ્ત કરેલી એક હજારની જામીનગીરી અને નવી માગેલી રૂા.૬૦૦૦ ની જામીનગીરી, અમદાવાદમા મજૂરોના પગાર કાપવાના સબંધમા મિલમાલિકોની ગુપ્ત સભા.

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ ફાલ્ગુન : ૧૯૯૦ અંક ૫



લવાજમઃ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂા. ૭॥ છૂટક અંક રૂા. ૦॥

પ્રકાશકઃરણછોડજી કેસુરભાઈ મીસ્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામેઃ ખમાસાચોકીઃઅમદાવાદ
મુદ્રક :મૂળચંદભાઈ ત્રિકમલાલ-પટેલઃ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસઃ પાનકોરનાકાઃ અમદાવાદ તા. ૬-૩-૩૪

પ્રસ્થાન કાર્યાલય [ સુરત શાખા ] પ્રતાપ પ્રેસ : સુરત

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૭ ચૈત્ર : ૧૯૯૦ અંક ૬

# સ્વદેશી *

## ૧

### પૂર્વરંગ

કહેવાય છે કે મધ્ય પ્રાંતના કોઈ સંન્યાસીએ '૫૭ ની સાલના બળવા પછી સ્વદેશીનો પ્રચાર શરૂ કર્યો. થોડી ગફલતને લીધે શસ્ત્ર-યુદ્ધમાં હાર્યા પછી હેબતાઈ ગયેલી પ્રજાને આશાના કિરણ તરીકે સ્વદેશીનો પ્રચાર થયો. પણ કોઈએ એ વાત ઝીલી નહિ. હિંદુસ્તાન જેવા પ્રાચીન, સંસ્કારી, સુસંઘટિત અને ઉદ્યોગપ્રધાન દેશને શક્તિ કેળવવાનો એક માત્ર માર્ગ સ્વદેશીનો જ હતો. અંગ્રેજ લોકો આ દેશમાં આવ્યા, તે પ્રથમ વેપારી તરીકે જ આવ્યા. અહીંનો માલ ગમે તે ભાવે ખરીદી એના પર ૨૦૦-૩૦૦ ટકા નફો તેઓ મેળવતા. એમાંથી પરદેશીઓ પૈસાદાર થયા. અહીંના ઝઘડાઓમાં ત્રાજવાંવાળા વાનરોનો ભાગ ભજવી તેમણે રાજસત્તા હાથ કરી અને માંહોમાંહે અદેખાઈથી લડતી બિલાડીઓને ભાગે કેવળ રોવાનું જ રહ્યું. પછી પોતાના દેશમાં માલ તૈયાર કરી તે હિંદુસ્તાનને વેચવો અને એવી રીતે અહીં નિરુદ્યોગિતા અને ભૂખમરો પેદા કરવો એ નીતિ ચાલી. દરેક જાતનો માલ તૈયાર કરનાર રાષ્ટ્રને બદલે ઉદ્યોગ-હુન્નર રહિત કેવળ માલ ખરીદનાર રાષ્ટ્ર આપણે બની ગયા

રાષ્ટ્ર ગમે તેટલું પડેલું હોય તોપણ જો એનામાં કારીગરીની કુશળતા હોય અને સ્વદેશીની ભાવના જીવતી હોય તો તે પોતાનો ઉદ્ધાર• અવશ્ય સાધી શકે, એટલી આ સ્વદેશી તત્ત્વની શક્તિ છે. સંન્યાસી મંત્ર બોલી ગયો. કોઈએ એનું સાંભળ્યું નહિ. એ મંત્ર કેવળ હવામાં જ રહ્યો. પણ હવા પણ એક જાતનું ખેતર જ છે. એમાં વાવેલું બીજ ક્યાંક ને ક્યાંક ઊગી જ નીકળે છે. સ્વદેશીનું બીજ પૂનાના એક તપસ્વી બ્રાહ્મણના ભેજામાં ઊગ્યું. એનું નામ તો જોશી હતું. લોકો એને 'કાકા' કહેતા. અંતે એ 'સાર્વજનિક કાકા' તરીકે ઓળખાયા. મહારાષ્ટ્રના જાહેર જીવનનો પાયો સાર્વજનિક સભા મારફતે એમણે નાખ્યો. સાર્વજનિક કાકાએ સ્વદેશીનો પુરસ્કાર કર્યો અને લોકોએ એની મશ્કરી શરૂ કરી.

* શ્રી. કાકાસાહેબ કાલેલકરે તા. ૧૫-૧-૩૪ ના રોજ પ્રેમાભાઈ હોલમાં શ્રી. વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપણા નીચે આપેલું જાહેર ભાષણ.

ગામઠી જાડી ખાદીની બંડી તેઓ પહેરતા. ખાદીની દક્ષિણી પાઘડી તો માથા ઉપર પંટીના પડ જેવી બેસતી. એક જણે સ્વદેશીની મશ્કરી કરવા ખાતર ગળામાં પાણીથી ભરેલી ત્રાંબાકુંડી ટીંગાળી એમાં ઘટિકાયંત્રનો વાટકો તરતો મૂક્યો અને લોકોને કહે: "જુઓ, આ સાર્વજનિક કાકાનું સ્વદેશી ઘડિયાળ." દરેક તત્ત્વની મશ્કરી કરવામાં પૂનાના બુદ્ધિમાન લોકો ડહાપણ સમજે છે. એમણે સ્વામી દયાનંદ સરસ્વતીની ફજેતી કરવા માટે એમના વરઘોડા સામે એક ગધેડાનો વરઘોડો કાઢ્યો હતો. દયાનંદ સરસ્વતીએ પોતાનું જીવનકાર્ય સફળ રીતે પૂરું કર્યું અને પૂનાની કીર્તિમાં ગધેડાનો વરઘોડો જ રહ્યો. સાર્વજનિક કાકાના એક પ્રખ્યાત વૈદ પોતાને જોઈતાં ધોતિયાં તકલી ઉપર પોતે કાંતેલા સૂતરમાંથી જ બનાવી લેતા એમ કહેવાય છે.

સ્વદેશીનો મંત્ર આગળ ચાલ્યો. મહારાષ્ટ્રના જાહેર જીવનના પીઠ પુરુષ મહાદેવ ગોવિંદ રાનડેએ ભારતીય સંપત્તિશાસ્ત્રનો ઠીક અભ્યાસ કર્યો હતો. એમણે ૧૮૯૭ ની આસપાસ સ્વદેશીનો પુરસ્કાર ઠીક કર્યો. જ્યાં ત્યાં સ્વદેશી કાપડની હિમાયત થવા લાગી. યુવાનો સ્વદેશીની પ્રતિજ્ઞા ઉપર સહી કરવા લાગ્યા. માંચેસ્ટરનાં ધોતિયાં છોડી નાગપુર મિલનાં ધોતિયાં જ્યાં ત્યાં દેખાવા લાગ્યાં. કોટ માટે બેસિલ મિશનના મંગલૂરી ચેક પસંદ કરવામાં આવ્યા અને આપણે દેશ માટે કંઈક કરીએ છીએ એવું સમાધાન યુવાનોના મોઢા ઉપર પહેલવહેલું દેખાવા લાગ્યું. હવે સમજુ લોકો સ્વદેશીની પ્રતિષ્ઠા સમજ્યા. અસમજુ લોકો સ્વદેશીની મશ્કરી કરતા, પણ તે ખાનગીમાં જ.

પ્રજાપુરુષ લોકમાન્ય તિલકે સ્વદેશીની શક્તિ ઓળખી અને પોતાનો ટેકો આપ્યો. શિવાજી ઉત્સવ, ગણેશ ઉત્સવ જેવા સાર્વજનિક પ્રસંગે સ્વદેશી ઉપર ખૂબ વ્યાખ્યાનો થવા લાગ્યાં અને લોકકવિઓએ સંખ્યાબંધ કાવ્યોમાં સ્વદેશીનો મહિમા ગાયો. તે વખતની કેટલીક લોકપ્રિય લીટીઓ હજી મગજમાં તાજી છે.

છતાં આ પ્રચાર મહારાષ્ટ્ર પૂરતો જ હતો. મહારાષ્ટ્ર તે વખતે દેશની રાજદ્વારી આગેવાની ભોગવતું હતું. પણ પછી સ્વદેશી બંગાળમાં પહોંચી ગઈ. બંગાળીઓની શક્તિ હણવા માટે લૉર્ડ કર્ઝને એના ભાગલા પાડ્યા. છંછેડાયેલો બંગાળ પ્રાંત સળગી ઊઠ્યો અને એણે બ્રિટિશ માલનો બહિષ્કાર અને સ્વદેશીનો પુરસ્કાર પૂર જોસમાં ચલાવ્યો. બંગાળની દેશભક્તિ તે વખતે મોખરે હતી. તે પહેલાં બંગાળીઓને બીકણ, બાયલા અને વાતોડિયા કહેતા. બંગાળને એ કલંક ધોવું હતું. સ્વદેશી-બહિષ્કાર દ્વારા બંગાળનું સ્વાભિમાન જાગ્યું.

મહારાષ્ટ્ર એ હિલચાલને ટેકો આપે એ અત્યંત સ્વાભાવિક હતું. કેમકે ખરું જોતાં બંગાળમાં જ એ મહારાષ્ટ્રી શોધને પહેલવહેલો ટેકો મળ્યો હતો. સ્વદેશી દ્વારા બંગાળ મહારાષ્ટ્ર વચ્ચે કાયમની મિત્રતા બંધાઈ. પરદેશી કાપડની હોળીઓ, સ્વદેશીનાં પ્રદર્શનો વગેરે બધું રીતસર ચાલ્યું. જોતજોતામાં એ હિલચાલ દેશમાં બધે ફેલાઈ અને સ્વદેશનો અનેક રીતે વિચાર થવા લાગ્યો. હાલની આપણી અસહકારની હિલચાલ સાથે સરખાવી શકાય એવી એ હિલચાલ હતી.

હિંદના દાદા દાદાભાઈ નવરોજીએ મહત્ પ્રયાસે આંકડાઓ ભેગા કરી હિંદુસ્તાન દરિદ્ર થતું જાય છે, બ્રિટિશ અમલતંત્ર અહીં જળોનું કામ કરે છે, એ સિદ્ધ કર્યું હતું.

બ્રિટિશ લોકો બ્રિટિશ આબરૂને ન છાજે એવી રીતે અહીં રાજ કરે છે એમ એમણે પોકારી પોકારીને કહ્યું હતું. પણ તેઓ ઈંગ્લંડના લિબરલ દળના સિદ્ધાંતોમાં માનનારા હતા. વેપાર ઉપર સરકારી અંકુશ ન હોય, ઉદ્યોગ હુન્નરને રાજ તરફથી કૃત્રિમ મદદ ન મળવી જોઈએ, એ મતનો એમણે ઈંગ્લંડ પૂરતો પ્રચાર કર્યો હતો. સ્વદેશી વિષે તેઓ શું કહે છે એ જાણવાને બધા આતુર હતા. જ્યારે દાદાભાઈએ પણ સ્વદેશીની હિમાયત કરી ત્યારે લોકોના ઉત્સાહનો પાર ન રહ્યો. એમણે સ્પષ્ટ રીતે કહ્યું કે દરેક દેશને પોતાના ઊગતા રાષ્ટ્રીય ધંધાઓને જરૂર પૂરતું ઉત્તેજન આપવાનો હક્ક છે, એ એમનું કર્તવ્ય છે.

સ્વદેશી એ તત્ત્વ જીવનવ્યાપી છે, રાષ્ટ્રવ્યાપી છે. એનો પુરસ્કાર થતાં વેંત અનેક ક્ષેત્રોમાં અનેક ભડવીરો ઉત્સાહભેર ઊતર્યા. લોકમાન્ય તિલક એમને મોખરે હતા. એમણે દિવસરાત સ્વદેશીનો પ્રચાર ચાલુ રાખ્યો. એમની મદદમાં એમનાથી વિશેષ ઉત્સાહી સ્વાતંત્ર્યવાદી શિવરામ મહાદેવ પરાંજપે હતા. પંજાબમાં લાલા લજપતરાયે એ હાકલ ઝીલી. બંગાલના બિપિન પાલે એ જગાવી, અરવિંદ ઘોષે એનું ઊંડું તત્ત્વજ્ઞાન વિસ્તારવા માંડ્યું, દાદાભાઈએ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનો પુરસ્કાર કર્યો હતો, રમેશચંદ્ર દત્તે આર્થિક ઇતિહાસ તૈયાર કરી આપ્યો હતો. ભગિની નિવેદિતાએ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ સ્વદેશીનું મહત્ત્વ સમજાવ્યું હતું, જ્યારે ઇ. બી. હેવેલે કળામાં રાષ્ટ્રનો પ્રાણ સમાયેલો હોય છે, એ કળાનો ઉદ્ધાર સ્વદેશી મારફતે જ થઈ શકે છે, એ લોકોના મન ઉપર ઠસાવ્યું. હેવેલની વાત જો ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જઈ કોઈએ આદર્શ રીતે મૂકી હોય તો તે કુમારસ્વામીએ. કુમારસ્વામીનાં લખાણોની વિચારવાન લોકો ઉપર ઊંડી અસર થઈ. રવીન્દ્રનાથ ઠાકુર, કુમારસ્વામી, ભગિની નિવેદિતા, પ્રમથનાથ બોઝ અને લાલા હરદયાલ, એ તે વખતના મહાનમાં મહાન વિચારકો, સ્વદેશી એ જીવનતત્ત્વ છે, એ આખી જીવનસંસ્કૃતિ છે, એ દૃષ્ટિએ ધર્મ, રાજકારણ, સમાજકારણ, કળા, કેળવણી, એકેએક અંગ તપાસવાની જરૂર છે એમ એમણે અનેક પ્રભાવશાળી લેખોમાં સિદ્ધ કરી આપ્યું છે.

રવીન્દ્રનાથ ઠાકુરનાં તે વખતનાં ભાષણો અને લેખો સોનામહોર જેવાં છે. સ્વદેશી-સમાજ, સમૂહ વગેરે તેમના લેખોનું (દુઃખની વાત છે કે એવાં પુસ્તકોનું પણ ગુજરાતી ભાષાંતર હજુ સુધી થયું નથી. જો કે 'સ્વદેશી સમાજ' નો અનુવાદ નવજીવન પ્રકાશન મંદિર તરફથી તાજેતરમાં બહાર પાડવામાં આવનાર છે) આજે આપણા યુવકો અધ્યયન કરે તો ભારતીય સંસ્કૃતિની વિશેષતા અને ભવ્યતા તેઓ કંઈક સમજી શકશે અને રવીન્દ્રનાથ એ કેવળ કળાકાર નથી પણ મહાન દેશભક્ત છે, પ્રજાસેવક છે, લોકશિક્ષક છે, એ તેમના ધ્યાનમાં આવશે.

પ્રમથનાથ બોઝ તો દુનિયાંના civilizationનો, સુધારાઓનો ઊંડો અભ્યાસી. 'યુરોપના રસ્તે દોડતા નહિ; યુરોપની પ્રગતિ પ્રગતિ નથી પણ વિનાશ તરફ ચાલેલું માતેલાઓનું સરઘસ છે,'' એમ તેમણે પોકારી પોકારીને સમજાવેલું છે. પ્રજાજીવનનાં ઝરણાં કેમ સુકાયાં એની મીમાંસા કરી એ ફરી કેમ સજીવન કરી શકાય એનો એમણે રસ્તો બતાવ્યો છે. એમનાં લખાણોમાં પ્રગતિનો વિરોધ છે એવી કંઈક શંકા જવાથી લોકોએ એમના તરફ પૂરતું ધ્યાન આપ્યું નથી; પણ એમના વિચારોનો બરાબર અભ્યાસ થવો જોઈએ.

હિંદુસ્તાન પ્રત્યે બળતા લોહીની જ્વલંત દેશભક્તિ જોવી હોય તો તે હિંદુસ્તાનને પોતાની માતૃભૂમિ તરીકે સ્વીકારનાર ભગિની નિવેદિતામાં જોઈ લેવી. નિવેદિતાનાં બધાં લખાણો જે ધ્યાનપૂર્વક વાંચે તેને યુનિવર્સિટીની કેળવણી મળી ગઈ છે એમ કહી શકાય. વ્યાપક દષ્ટિ, ઊંડી ભક્તિ અને માનવજીવનના ગૌરવનો પૂરેપૂરો ખ્યાલ, ત્રણે આપણને એમાં મળે છે.

અને લાલા હરદયાલ તો જાણે પાણીની રેલ. જે દિશામાં જાય ત્યાં બધું જ ધોઇ કાઢે અને છોડી દે ત્યારે એ ક્ષેત્રમાં કેવળ મરુભૂમિ જ કરી મૂકે.

તે વખતના સ્વદેશીના એક તેજસ્વી ઉપાસક તે બ્રહ્મબાંધવ ઉપાધ્યાય. આ સંન્યાસીની કથા રોમાંચકારી છે. એમણે પ્રથમ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો અને ઝનૂનથી એનો પ્રચાર આરંભ્યો. બ્રહ્મબાંધવનાં ધગશ અને ઉત્સાહથી કેટલાયે ખ્રિસ્તી થઈ ગયા. એ વખતે એમનું નામ થિયોફિલિસ્ટ હતું. થિયોફિલિસ્ટનાં ખ્રિસ્તી લખાણોમાં સ્વદેશી તત્ત્વ દાખલ થયું અને મિશનરીઓ ગભરાયા. ખ્રિસ્તી ધર્મની આ હિંદવી આવૃત્તિ શાસ્ત્રશુદ્ધ નથી, એનું અધ્યયન કોઈએ ન કરવું જોઈએ એવો પોકાર તેમણે આરંભ્યો અને થિયોફિલિસ્ટ બહિષ્કૃત થયા. અંતે થિયોફિલિસ્ટનું ભાષાંતર બ્રહ્મબાંધવમાં થયું અને સંન્યાસી તરીકે તેમણે નવેસર લોકકેળવણી શરૂ કરી. પરદેશી લોકોને હાથે મારા દેશનું ભલું થવાનું નથી, તેમને મારા દેશ પર રાજ્ય કરવાનો હક નથી, તમારી કોર્ટને જવાબ આપવાને હું બંધાયેલો નથી, 'તમે મને સજા ન જ કરી શકો' એમ એમણે બ્રિટિશ કોર્ટને જાહેર કર્યું, અને એમનો કેસ પૂરો થાય તે પહેલાં કાચી જેલમાં તેઓ ગુજરી ગયા. રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનની સંસ્થાપનામાં બ્રહ્મબાંધવ ઉપાધ્યાયનો હાથ ખરો. જ્યારે સ્વદેશી હિલચાલમાં હિંસા, અત્યાચાર અને જબરદસ્તીએ પ્રવેશ કર્યો ત્યારે જ રવીન્દ્રનાથ ઠાકુર એમાંથી નીકળી ગયા.

વ્યવહારની દૃષ્ટિએ સ્વદેશીનો ઊંડો વિચાર કરનાર વિદ્વાન પ્રજાસેવક તે બ્રહ્મચારી સર પી. સી. રોય. એમણે અનેક ધંધાઓને ઉત્તેજન આપ્યું અને મહત્ત્વનાં ભાષણો કર્યાં. પ્રજામાં સ્વદેશી શક્તિનો પરિચય કરાવનાર બંગાળી આગેવાન અશ્વિનીકુમાર દત્ત હતા. પરદેશી કાપડની દુકાનને સીલ લગાડવાનું કામ બારીસાલમાં એમણે કર્યું હતું. કોઈ ગોરાને પરદેશી કાપડ જોઈતું હોય તો અશ્વિનીકુમારની પરવાનગીથી મળતું.

આપણા સંન્યાસીઓમાં સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતાની દીર્ઘદૃષ્ટિથી સ્વદેશીનું મહત્ત્વ જાણ્યું હતું. સ્વામી વિવેકાનંદ પણ સ્વદેશીના મોટા હિમાયતી હતા. આમ બધી રીતે વિચાર કરતાં સ્વદેશી હિંદુસ્તાનનો સ્વાભાવિક રીતે સ્વભાવધર્મ છે—સ્વધર્મ છે.

સ્વદેશી હિલચાલના તે દિવસોમાં અમે કોલેજના વિદ્યાર્થીઓ ગુજરાતીઓને પરદેશી પોતિયાં, હંમેરિયન ટોપી જેને બેંગલોર હૅટ કહેતા હતા અને નાજુક પરદેશી કોટ પહેરીને ફરતા જોઈ બહુ ખિન્ન થતા અને અમારા સ્વદેશીનો આધાર સ્વદેશહિત ન સમજનાર આ ગુજરાતીઓની મિલો પર છે તે ભારે વસમું લાગતું.

આપણા પ્રાંતમાં શ્રી. સયાજીરાવે સ્વદેશીને ઠીક ઠીક ટેકો આપ્યો હતો. દિ. બ. અંબાલાલ સાકરલાલ સ્વદેશીના હિમાયતી તરીકે પ્રખ્યાત છે. એ જ અરસામાં ચુનીલાલ

સરૈયાએ સ્વદેશી લોકોની વ્યાપાર શક્તિનો દુનિયાને ઠીકઠીક પરિચય કરાવ્યો હતો. પણ સામાન્ય રીતે કહી શકાય કે એ સ્વદેશી હિલચાલની ગુજરાત ઉપર નહિ જેવી અસર થઈ હતી.

તે વખતની એક મોટી સભાનો ચિતાર આજે પણ નજર આગળ ખડો થાય છે. મનમોહનદાસ રામજી પ્રમુખ હતા. સુરેન્દ્રનાથ બેનરજીનું ભાષણ હતું. પહેલ કરીને કોઈ પારસી પોતાના ફાટેલા અવાજમાં થોડું બોલી ગયા અને સુરેન્દ્રનાથ બેનરજીએ બંગાળની કહાણી કહી સંભળાવી. બંગાળનો સંકલ્પ, બંગાળનું પરાક્રમ, બંગાળની જાગૃતિ, બધું સમજાવ્યા પછી એમણે મુંબઈ અમદાવાદના મિલવાળાઓએ એ જાગૃતિનો ગેરલાભ કેમ લીધો એનું કકળતે હૈયે વિસ્તારપૂર્વક વર્ણન કરી ભારે રાજ ખાધી મહેમાન યજમાનની તકરાર કેમ કરે? એટલે પોતાની જાતને દબાવી અંતે ન રહેવાયું ત્યારે એ બોલ્યા: "*Unpatriotic* is the word that comes to my lips." સુરેન્દ્રનાથ બેનરજી મિલમાલિકો સામે દેશદ્રોહનું તહોમત મૂકીને પાછા ગયા. ત્યારપછી બંગલક્ષ્મી મિલ સ્થાપન થઈ. બંગાળ મિલવાળાઓએ કરેલો ઘા ભૂલ્યું નથી અને મિલવાળાઓએ પોતાની નીતિમાં શો ફેર કર્યો છે તે તેઓ જ જાણે. મને બીક છે કે આપણે હજી એ બાબતમાં હતા ત્યાં ને ત્યાં જ છીએ.

તે વખતની સ્વદેશીમાં અનેક જાતનાં કારખાનાંઓ કાઢવાના પ્રયત્ન થયા. તેથી એ સ્વદેશીને હું પરચૂરણ સ્વદેશીનું નામ આપું છું. કપડાં અને ખાંડની બાબતમાં પ્રજા ધાર્યું કરી શકી નહિ એટલે ઝીણી ઝીણી વસ્તુઓમાં પરચૂરણ પ્રયત્નો ઘણા થયા. એક પ્રયત્નની અહીં ખાસ નોંધ લેવી ઘટે છે અને તે તુતિકોરીનના ચિદંબરમ્ પિલ્લેએ સ્વદેશી સ્ટીમ નેવિગેશન કંપની સ્થાપન કરવાનો કરેલો પ્રયત્ન હતો. એને તે વખતે, શા કારણસર તે યાદ નથી, પણ કાળાપાણીની સજા થઈ હતી.

ટૂંકામાં કહીએ તો એ વખતની સ્વદેશી રાજદ્વારી અસહાય સ્થિતિમાંથી ઉદ્ભવી. એના વ્યાપક સ્વરૂપનું ખૂબ ચિંતન થયું, પ્રચાર થયો, દેશના હાડમાં એ વસ્તુનું બીજારોપણ પણ થયું અને ત્યાં જ અટક્યું. જે પ્રયત્નો થયા તે દેશના પ્રમાણમાં પરચૂરણ જ ગણાય.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## રિઝાવા તને

શોચંતી લલના વદે છ પતિને ન્હેલેથી ચોઢચો લહી :
'રે મારાથી ય કેટલી પ્રિય લહું નિદ્રા ભુંડી આમને?
ને મારે લહવી જ એ ઉજ્જયની—' ત્યાં બાહુ ક્યાંથી સરી
આવીને ગુંગળાવતા હૃદય ને મોઢું, સુણે કાન ત્યાં :
"ના, ના, નીંદ બિચારીને ગ્રહી જ મેં એ તો રિઝાવા તને."

સુન્દરમ્

# અયોધ્યા વર્ણન

શું સ્વર્ગમાંથી બહુ ભોગ-ભારથી-
લચી પડેલી નગરી સુરેશની ?
ક્ષાત્રાગ્નિના ગર્ભભરી શમી સમી-
સમૃદ્ધિમાં સૌ પુરથી ચઢી જતી.

જ્યાં હર્મ્ય-શૃંગોથી સુવર્ણ કુંભની
રત્ન-પ્રભા ચન્દ્ર પરે પડી રહી
જણાય, જાણે પુરનારી વક્ત્રથી
હારી ધરે ક્રોધથી રક્તિમા જરી.

સમૃદ્ધિથી એ ગમતી બધાને
તથાપિ ખૂંચે અભિસારિકાને
રત્ને જડ્યાં કાંચન તોરણોની-
દીપ્તિ હરે રાત્રિ-તમિસ્ર તેથી.

જ્યાં મેઘ-ચુંબી ગૃહશૃંગ ઉપરે
ચિનાઈ વસ્ત્રો બહુ પાથર્યાં રહે.
જાણે ગૃહ-શૃંગ મુકેલ પક્ષીથી
ઘસાયલી માર્ગ-ગતિ મયંકની.

જ્યાં શહેરની બ્હાર વસેલ ખાઈના
હંસો પુરાન્તઃસરમાં ચહે જવા
દુર્ગંધ દેખી ગઢ શહેર વીંટતો
સંભારતા ક્રૌંચ-પ્રભાવ રામનો.

જ્યાં મત્ત નાગો મણિભિત્તિમાં ભૂલી
સ્વબિંબ સામે વિફલ-પ્રહારથી—
'છૂટે મહામોહ ન વા' પ્રમાણે
'છે શત્રુ કે સ્વપ્રતિબિંબ' પારખે.

શ્વેતે ગૃહશૃંગની સાથ ભેટતું
ખેંચાયલું મંદ સમીરથી રહ્યું:–
મૃદુ મૃણાલી સમ શુભ્ર વાદળું
ધ્વજ પ્રમાણે જ્યહીં શોભતું હતું.

નીરોગી સર્વાંગ-સુખી સ્ત્રીઓ જે
વેણી-ભરેથી સુમુખી સુહાય તે
જાણે વિધિએ નવરાશમાં ઘડ્યાં
રત્નોથી પ્રૌઢાંગ બધાં શું ઓપતાં.

જ્યાં શૃંખર હર્મ્યાગ્રની સાથ ભેટતા
ને ગર્જના પુષ્કર સાથ ભેળતા
શોભે શરન્મેઘ સિતપ્રભાથી—
પ્રાસાદટોચો બહુ શોભના ભરી.

અભ્રો રહે પૃષ્ઠભૂભૂમિકા સમાં
વિદ્યુત્ સમી કાંચન વર્ણની ધ્વજા.
સ્ફુરી પ્રહર્ષ પ્રગટાવતી ઉરે
મયૂરનાં ચંચળ ચિત્તને હરે.

રાતા અને નીલમણિ થકી જડી
કમાન દ્વારો તણી ખૂબ શોભતી
ફેંકે જરા તેજ, વળી છુપાવતી
હૈ. રોષ, તાપે, અભિસારિકાને. *

પ્રતાપરાય મ. પંડ્યા

* ' जानकीहरणम् 'માંથી

# ધરતીકંપ

પુરાણની કથા પ્રમાણે જ્યારે પૃથ્વી ઉપર પાપનો ભાર વધે છે ત્યારે શેષ નાગ પૃથ્વીને પોતાની એક ફણા ઉપરથી બીજી ફણા ઉપર ફેરવે છે અને તે વખતે સમસ્ત પૃથ્વી ધ્રૂજે છે. આ કલ્પનાની વાતો જ આપણને લાગે છે, એટલે વૈજ્ઞાનિક દૃષ્ટિએ ધરતીકંપ થવાનાં કારણો અને ધરતીકંપની આગાહી વગેરે વિષય ઉપર કંઇ પણ જાણવાની જરૂર છે. જોકે ધરતીકંપને અંગે ઘણી શોધખોળો ચાલી રહી છે, પરંતુ ધરતીકંપની ચોક્કસ આગાહી થઈ શકવાનાં સાધનો હજી હસ્તગત થયાં નથી. ધરતીકંપની ઉત્પત્તિ વિષે પણ હજી અનેક વિવાદો ચાલે છે, છતાં એ વસ્તુ તો ચોક્કસ છે કે ધરતીકંપને અને મનુષ્યના પાપને કશોયે સંબંધ નથી. અને એ ખાસ લક્ષમાં લેવાની વસ્તુ છે કે પૃથ્વીના આખા તળમાં ફક્ત મુકરર થએલી જગ્યાએ જ ધરતીકંપના આચકાઓ ઉદ્દભવે છે.

સૂર્યમાંથી છૂટી થએલી પૃથ્વી અત્યંત ઉષ્ણ હતી, પરંતુ કાળક્રમે એ ગરમી અવકાશમાં વેડફાઇ ગઇ અને પૃથ્વી ઠંડી પડતી ગઇ. પ્રથમ ઉપરનો ભાગ ઠંડો પડયો એટલે અંદરના ભાગની ગરમી બહાર નીકળવા પામી નહિ અને બહારની ઠંડીને લઇને ઉપરનું પડ વધુ ને વધુ ઘટ્ટ થવા લાગ્યું. લાખો વર્ષો પછી એ પડ ઘન થઇ ગયું. અત્યારે પૃથ્વીને ઈંડાની સાથે સરખાવી શકાય. ઈંડુ લંબગોળ છે અને પૃથ્વી પણ લંબગોળ છે. ઈંડાના અંદરના ભાગમાં પ્રવાહી છે તેવી જ રીતે પૃથ્વીની ભીતરમાં પણ ગરમ લાવા રૂપનો પ્રવાહી ભર્યો છે. ઈંડાનું ઉપરનું કોટલું પૃથ્વીના ઘન પડ સાથે સરખાવી શકાય. ઈંડાનું કોટલું એક જ જાતની વસ્તુનું બનેલું હોઇને એકસરખી જાડાઈ અને ઘનતાનું છે; જ્યારે પૃથ્વીનું પડ અનેક જાતના પત્થર, માટી અને ખનીજોથી રચાએલું છે. આથી કરીને પૃથ્વી જ્યારે ઘન થઈ ત્યારે એના ઉપલા પડમાં કેટલીક જગ્યાએ નબળાઈ રહી ગઈ. આખી પૃથ્વીના પડમાં એવા નબળાઈના બે મહાન પટા છે જેને અંગ્રેજીમાં "સિસ્મીક બેલ્ટ" (ધરતીકંપના પટા) કહેવામાં આવે છે. એક પટો દક્ષિણ અમેરિકાના છેડાથી નીકળી પશ્ચિમના કિનારે કિનારે આગળ વધે છે અને ઠેઠ ઉત્તર અમેરિકાના વાયવ્ય ખૂણા સુધી વિસ્તરે છે. બીજો પટો જિબ્રાલ્ટરની સામુદ્રધુનીની આસપાસના પ્રદેશથી શરૂ થઈ ભૂમધ્ય સમુદ્રની આસપાસના સર્વ દેશોને સમેટતો આગળ વધે છે, અને ઇરાન, અફગાનિસ્તાનમાંથી સિંધ, કચ્છ, પંજાબ, કાશ્મિર વગેરે સર્વ પ્રદેશ એ પટાના વિસ્તારમાં આવે છે. કાશ્મિરથી માંડીને એ પટો હિમાલયની બન્ને બાજુ એકસરખો આગળ વધે છે. આસામથી સીધો આગળ વધવાને બદલે એકદમ સીધો બર્માના પ્રદેશમાં વાંક ખાઇને સિયામ અને સિંગાપુર સુધી પહોંચે છે. ત્યાંથી સમુદ્રમાં આગળ વધી ઓસ્ટ્રેલિયાના પૂર્વ કિનારાને ફરી વળે છે. આ જગ્યાએથી બીજો પટો ઉત્તર તરફ સમુદ્ર વાટે જાપાન સુધી પહોંચે છે અને ત્યાંથી એશિયાના પૂર્વ કિનારે વિસ્તાર પામી ઉત્તર અમેરિકાના વાયવ્ય ખૂણાના પટાની સાથે મળી જાય છે.

ધરતીકંપની મહાન હોનારતો ખાસ કરીને આ પટાના પ્રદેશમાં આવેલા દેશોમાં જ થાય છે, એમ અનેક સૈકાના અવલોકન ઉપરથી માલમ પડયું છે. આ ઉપરથી એટલું તો ચોક્કસ છે કે કાં તો પૃથ્વીના પટ ઉપર ધરતીકંપના પટાવાળી જગ્યાએ નબળાઇ રહી ગઇ છે અથવા તો ભીતરમાં એ પટાના પ્રદેશમાં કંઇ બળો પ્રવર્તી રહ્યાં છે. ધરતીકંપનાં કારણો માટે ખાસ કરીને બે મુખ્ય સિદ્ધાંતાત્રય વજૂદવાળા લેખી શકાય.

(૧) પૃથ્વીનું બહારનું પડ પ્રમાણમાં ઘણું ઠંડું અને ઘન થઇ ગયું છે. અંદરનો પ્રવાહી ભાગ હજી ઠંડો પડતો જાય છે, અને એને લઇને સંકોચાતો જાય છે. આમ થવાથી ઉપરનું કોટલું ને અંદરના પ્રવાહી વચ્ચે પોલાણો પડી જાય છે, અને તેને લઇને ઉપરના પડમાં કરચલીઓ પડી કાળક્રમે ફાટ પડે છે. આવી ફાટો પડવાને લઇને ધરતીકંપ ઉદ્‌ભવે છે.

(૨) પૃથ્વીનું ઉપરનું પડ હજી વધુ ઠંડું પડતું જાય છે અને હજી સંકોચાયા કરે છે. આથી કરીને અંદરના પ્રવાહી ઉપર ખૂબ દબાણ આવે છે. આ દબાણ છેવટે એટલું વધી જાય છે, કે છેવટે ઉપરનું પડ નબળા ભાગમાંથી ફાટી જાય છે.

આ ઉપરાંત પણ કેટલાક સિદ્ધાંતો પ્રતિપાદન કરવામાં આવ્યા હતા છતાં એવું માનવામાં આવે છે કે એમને માટે સબળ પુરાવા મળી આવતા નથી

કદાચ જ્વાળામુખી અગર નવા ઉદ્‌ભવતા જ્વાળામુખીઓ ધરતીકંપને માટે જવાબદાર હોઈ શકે. પરંતુ ઘણા અવલોકન પછી માલમ પડયું છે કે જ્વાળામુખીને લઇને કેટલીક વાર નાના ધરતીકંપના આંચકા લાગે છે એ બહુ દૂર સુધી જઇ શકતા નથી. વળી ઘણાખરા મોટા ધરતીકંપો એવી જગ્યાએ થાય છે કે જ્યાં જ્વાળામુખીનું અસ્તિત્વ છેજ નહિ. એ ઉપરથી એમ ચોક્કસ માનવામાં આવે છે કે જ્વાળામુખી ધરતીકંપના કારણભૂત છે જ નહિ.

બીજા એક સિદ્ધાંત પ્રમાણે એમ પણ માનવામાં આવે છે કે જેવી રીતે સમુદ્રમાં ચંદ્ર અને સૂર્યના આકર્ષણને લઈને ભરતીઓટ થાય છે તેવી જ રીતે પૃથ્વીના ગર્ભમાં રહેલાં પ્રવાહીમાં પણ ભરતીઓટ થતું હોય અને કોઈક વાર એ આકર્ષણ એટલું તીવ્ર બની જતું હોય કે જેથી નીચેના પ્રવાહીના ઉપસવાને લઈને ઉપરનું પડ ફાટી જાય અને એથી ધરતીકંપ થાય. આ ઉપરથી એવું અનુમાન કરી શકાય કે જેમ સમુદ્રની ભરતી અમાસના આસપાસના દિવસોએ ઘણી વધુ હોય, તેમ ઘણા ધરતીકંપો પણ અમાસ અને શુક્લ પક્ષની શરૂઆતમાં જ થવા જોઇએ. પરંતુ એક લાખ જેટલા ધરતીકંપ-તપાસની સરેરાશ કાઢતાં માલમ પડયું છે કે અમાસની આસપાસના દિવસોમાં થતા ધરતીકંપનું પ્રમાણ બીજા દિવસે થતા ધરતીકંપથી કોઈ પણ રીતે વિશેષ નથી.

આ ઉપરાંત બીજો એક સિદ્ધાંત હાલમાં પ્રતિપાદન કરવામાં આવ્યો છે તેણે ઘણાનું ધ્યાન ખેંચ્યું છે, એ મત પ્રમાણે એવું માનવામાં આવે છે કે પૃથ્વીનું પડ પ્રમાણમાં અંદરના પ્રવાહી કરતાં હલકું છે, એટલે ઉપરથી જમીન અને ખાસ કરીને પર્વતો નીચેના પ્રવાહી ઉપર તરતા રહે છે. કાળક્રમે અંદરનો પ્રવાહી ઠંડો પડે છે ત્યારે પર્વતના નીચેના ભાગમાં પોલાણ પડી જાય છે અને એ જગ્યા પૂરવા આસપાસની જમીન ત્યાં ધસી જાય છે. એવે વખતે જમીનના એકાએક ધસવાને લઈને ધરતીકંપ થાય છે. આ સિદ્ધાંત ઉપર

| | |
|---|---|
| ૧૮૨૮—૧૮૬૯ | अ→च→क→ड |
| ૧૮૬૯—૧૮૮૫ | अ←च←क←ड |
| ૧૮૮૫—૧૮૯૭ | अ→——→ड |
| ૧૮૯૭—૧૯૦૫ | च←——ड |
| ૧૯૦૫—૧૯૩૪ | च——→क |
| | ? ← |

ઉપરના કોષ્ટકથી ચોખ્ખુ દેખાઈ આવે છે કે अ થી ड અને ड થી अ સુધી કેન્દ્રનુ ક્રમવાર સ્થળાન્તર થયુ ૧૯૦૫ પછી ड થી अ જવાને બ ધે, च થી જ કેન્દ્ર પાછુ क ઉપર આવ્યુ એક જાપાનીઝ પ્રોફેસરના મત પ્રમાણે લાબા કાળ પછી ધરતીકપના કેન્દ્રના આવા આદોલન, પછી એ સ્થળાન્તરો થોડી જ કક્ષામા પરિમિત થતા જાય છે અને છેવટે એકાદ ભયકર ધરતીકપ થવા માટ મહાને માટે ગમસમી જાય છે આ સિદ્ધાતને ધ્યાનમા લઇએ તો હવે એમ માની શકાય કે હવે પછી કદાચ ધરતીકપનું કેન્દ્ર क થી પાછુ વળે અને च આગળ થાય અગર તો च ને क ની વચ્ચે આવે એટલે બીજો ધરતીકપ કદાચ પજાબ અને નેપાલની વચ્ચે થવાનો ઘણો ભય રહેલો છે

કેટલીક વાર ધરતીકપ પ્રચડ અવાજો સાથે ફાટી નીકળે છે અને એ અવાજો ૧૦૦ થી ૨૦૦ માઇલ સુધી સભળાય છે ન્યુઝીલેન્ડના ૧૯૨૯ના ધરતીકપ વખતે એવા પ્રચડ અવાજો સંભળાયા હતા, અને એથી લોકોમા ભયકર ત્રાસ વર્તી રહ્યો હતો

મોટા ધરતીકપ વખતે જમીનમા મોટી ફાટો પડી જાય છે અને એ માઇલોના માઇલો સુધી ટુકડે ટુકડે વિસ્તાર પામે છે ઘણી વાર એવી ફાટોમા ઘરો અને રસ્તાઓ સમાઈ જાય છે બિહારના હાલના ધરતીકપમા એવી અનેક ફાટો જમીનમા પડી ગઇ છે અને કેટલેક ઠેકાણે માણસો પણ એ ફાટમા ગરક થઈ ગયા છે

ધરતીકપને લઇને દર વર્ષે જગતમા જાનમાલની ભયકર ખુવારી થતી રહે છે ઇટાલી દેશમા દરેક મોટા ધરતીકપ વખતે સરાસરી ૪૨૨૨ માણસોનું મૃત્યુ થાય છે અને ૯૦ માણસોનું મૃત્યુ નાના ધરતીકપ વખતે થાય છે જાપાનના ધરતીકપોની સરાસરી કાઢતા પણ દરેક મોટા ધરતીકપ વખતે ૩૬૦૦ માણસોની ખુવારી થાય છે જ્યારે નાના આચકા વખતે ૧૭૦ માણસો નાશ પામે છે આ પ્રમાણે આખી દુનિયામા લગભગ દર વર્ષે ૧૪ થી ૧૫ હજાર માણસો ધરતીકપના ભોગ થઈ પડે છે આ સખ્યા પ્રમાણમા કઈ વધુ ન કહેવાય, કારણકે ફક્ત અમેરિકા (યુનાઇટેડ સ્ટેટ્સ)મા માત્ર મોટરના અકસ્માતથી જ વધુ મૃત્યુ દર વર્ષે નોધાય છે આમ છતા ધરતીકપની સાથે ખેતીવાડી અને મિલકતનુ પાર વાર નુકસાન થાય છે હજારો કુટુબો ઘરબાર અને માલમિલકત વિનાના થઈ જાય છે કેટલાયે મનુષ્યો મૃત્યુમાથી બચ્યા છતા અપગ થઇ બેહાલ થઇ જાય છે બિહાર કે જાપાનના ધરતીકપો એની સાક્ષી પૂરે છે

૧૯૦૬ની જાન્યુઆરીની ૩૧ મી તારીખે અમેરિકાના પશ્ચિમકિનારે કોલબીઆ પ્રદેશમા એક ભયકર ધરતીકપ થયો હતો એને લઇને કેટલાયે શહેરો અને ગામડા નાશ પામ્યા હતા અને ખાસ કરીને એક ધ્યાન ખેચે એવી વસ્તુ તો એક ટાપુનુ તદ્દન અદશ્ય

થવું એ હતી. ટાપુ સમુદ્રમાં ધીમે ધીમે સમાઇ ગયો હતો, એટલે ઘણાંખરાં મનુષ્યો હોડીમાં બેસીને બચી જઈ શક્યાં હતાં. આ ધરતીકંપનું કેન્દ્ર સમુદ્રમાં હતું અને એથી દરિયાનું તોફાન પણ ફાટી નીકળ્યું હતું. એ વખતનો ધરતીકંપનો આંચકો એટલો સખત હતો કે પૃથ્વીની સમગ્ર સપાટી ધ્રુજી ઊઠી હતી. એ જ વર્ષમાં એપ્રિલની ૩૧ મી તારીખે ફરીથી એક ભયાનક ધરતીકંપ થયો અને એને લઇને પણ હજારો માણસો અને ઈમારતો નાશ પામ્યાં. જમીનમાં ઠેર ઠેર ચીરા પડી ગયા. કેટલેક ઠેકાણે તો ચીરા પડીને પાછા એકાએક સંધાઈ પણ ગયા હતા. ખાસ કરીને સાન ફ્રાન્સિસ્કો શહેરમાં ખૂબ નુકસાન થયું હતું.

ધરતીકંપથી ખાસ કરીને જાપાનને ખૂબ સહન કરવું પડે છે. ૩૦ થી ૪૦ વર્ષને અંતરે ત્યાં અત્યંત ભયાનક ધરતીકંપો થતા રહ્યા છે. ૧૮૯૧ ના ઓક્ટોબરની ૨૮ મી તારીખે એવો ભયાનક ધરતીકંપ થયો હતો. એ વખતે ૮૦૦૦ માણસો મરી ગયાં, લગભગ ૧૦,૦૦૦ ઘાયલ થયાં, ૪૦ થી ૫૦ હજાર ઘરો નાશ પામ્યાં અને ૧૨૦૦૦ ઘરો જીર્ણ થઈ ગયાં. ધરતીકંપનો પહેલો આંચકો લાગ્યા પછી કેટલાયે દિવસો સુધી નાના આંચકાઓ લાગતા રહ્યા અને એ દરેક આંચકા પહેલાં તોપોના જેવા ભયાનક અવાજો આવતા રહ્યા હતા. ધરતીકંપથી થયેલા પારાવાર નુકસાનમાં વાવાઝોડા અને વરસાદે ઉમેરો કર્યો. કહેવાય છે કે એ વખતે લોકો લગભગ ગાંડા જેવા થઇ ગયા હતા. આસપાસ મહોલ્લામાં મરેલાં મુડદાં સડતાં હતાં અને ખરાબ બદબો પ્રસરી રહી હતી. ધરતીકંપના અવાજ સંભળાતાં લોકો હસતા હસતા મહોલ્લામાં નીકળી પડી ધરતીકંપના આંચકાની રાહ જોતા હતા.

૧૯૨૩ ના સપ્ટેમ્બરની પહેલી તારીખે થયેલા ધરતીકંપે તો ૧૮૯૧ ના ધરતીકંપથી પણ ભયાનક સ્વરૂપ પકડયું હતું. એ ધરતીકંપથી ટોકીઓનું આખું શહેર નાશ પામ્યું હતું અને ઊભાં રહેલાં ઘરો ત્યાર પછીના ફાટી નીકળેલા અગ્નિમાં સ્વાહા થઈ ગયાં હતાં. યોકાહોમા શહેરમાં તો એક પણ ઘર ઊભું રહેવા પામ્યું ન હતું. મૃત્યુનો આંકડો આશરે નીચે મુજબ લેખવામાં આવે છેઃ

| | |
|---|---|
| ટોકિયો | ૧,૧૦,૦૦૦ માણસો |
| યોકોહોમા | ૩૦,૦૦૦ ,, |
| કામાકુરા | ૧૦,૦૦૦ ,, |
| મીયુરા | ૧૦,૦૦૦ ,, |

ટોકીઓમાં ૬૩ ટકા ઘર નાશ પામ્યાં અને યોકોહોમામાં ૭૧૦૦૦ ઘરો ભોંય ભેગાં થયાં. એની આસપાસનાં ગામડાંનું નુકસાન પણ પારાવાર હતું. રેલવે લાઇન, ટેલીગ્રાફના તારો, પાણીના નળો વગેરે સર્વને ઘણું જ નુકસાન પહોંચ્યું હતું. આ ધરતીકંપથી જાનમાલનું નુકસાન જાપાનને કોઈ પણ લડાઈમાં થયેલા નુકસાનથી વધુ હતું. આમ છતાં એ ઉદ્યોગી અને ખંતીલી પ્રજાએ થોડા જ વખતમાં એ શહેરોની ફરી રચના કરી અને એકબે વર્ષમાં પાછાં પગભર બનાવી દીધાં.

હિંદુસ્તાનમાં થોડાં વર્ષોમાં ખાસ નોંધવાલાયક બે ધરતીકંપો થયા છે. એક ૧૮૯૭ ના જૂનની ૧૨ મી તારીખે થયો હતો અને બીજો ૧૯૦૫ ના એપ્રિલની ૪ થી તારીખે થયો હતો.

૧૮૯૭ નો ધરતીકંપ લગભગ બપોરે ૧૧ પછી થયો હતો. એથી કરીને માણસોની મરણસંખ્યા બહુ વધી નહિ પરંતુ ખેતીવાડી અને માલમિલકતને બહુ જ નુકસાન પહોંચ્યું હતું. એનું કેન્દ્ર આસામમાં હતું અને ખાસ કરીને શીલોંગ, ગૌહત્તી અને ચેરાપુંજીનાં શહેરોમાં ખાસ વધુ અસર થઈ હતી. ગોલપારા શહેરમાં બ્રહ્મપુત્રા નદીનાં પાણી ફરી વળ્યાં હતાં. ગૌહત્તી અને શીલોંગમાં ઘણાંખરાં ઘરો જમીનદોસ્ત થયાં હતાં અને આસપાસના પ્રદેશના રસ્તામાં ફાટ પડી અંદરથી પાણી અને કાદવ પ્રસરી રહ્યો હતો અને એથી ત્યાં રેલનાં પાણી ફરીવળી ખૂબ નુકસાન થયું હતું. ચારથી ૭ હજાર માણસો મરણ પામ્યાં હતાં.

૧૯૦૫ નો ધરતીકંપ એથી વિશેષ ભયંકર હતો અને સવારે ૭ વાગે થવાથી માણસો બધાં ઘરમાંથી બહાર જવા પામ્યાં ન હતાં. આશરે વીસ હજાર માણસો એ ધરતીકંપ વખતે નાશ પામ્યાં હશે એમ માનવામાં આવે છે. વળી આ ધરતીકંપના કેન્દ્રમાં ઘણાં શહેરો આવી જતાં હોવાથી નુકસાન વધુ થવા પામ્યું હતું. દહેરાદૂન, નૈનીતાલ, સીમલા, આલ્મોરા વગેરે ઠેકાણે અત્યંત નુકસાન થયું હતું. કાંગરા, ધર્મશાલા વગેરે શહેરો તદ્દન નાશ પામ્યાં હતાં અને આસપાસનાં ગામડાંમાં પણ ૨૦ થી ૩૦ ટકા વસ્તી ઘર નીચે દટાઈને મૃત્યુ પામી હતી.

૧૯૦૫ પછી ખાસ જાણવા જેવો ધરતીકંપ થયો ન હતો. બિહારનો ધરતીકંપ એ સર્વથી વધુ ભયાનક છે અને હજી સુધી સમસ્ત નુકસાનનો આશરો ચોક્કસ રીતે કાઢી શકાયો નથી. ઘણાખરા પ્રદેશમાં ચીરા પડેલા હોવાથી સહાય મોકલવાની મુશ્કેલી પડે છે.

"બિહારના ધરતીકંપવાળો પ્રદેશ બન્ને બાજુએ ઘણી ઓછી ઘનતાવાળા વિસ્તારથી ઘેરાએલો છે. ઉત્તરમાં હિમાલયની તળેટીના પથરાળા પ્રદેશને લઈને જમીનના ભીતરમાં દબાણ ઓછું છે અને દક્ષિણમાં ગંગા નદીના અને બ્રહ્મપુત્રા નદીના વિસ્તૃત પરોને લઈને જમીનનું દબાણ પ્રમાણમાં વચલા ભાગો કરતાં ઓછું છે. સરેરાશ દબાણનો તફાવત ૩૦૦૦ ફુટ ઊંડા પથરાળા પડની બરાબર થાય છે.

"ઓછા દબાણવાળા ભાગો એથી કરીને પ્રમાણમાં ઊંચે આવતા જાય છે. ભૂસ્તરશાસ્ત્રીઓના વારંવાર લીધેલા સપાટીના માપ ઉપરથી એ વસ્તુ ચોખ્ખી તરી આવે છે. એવું માલમ પડ્યું છે કે *બનારસની આસપાસમાં જમીનની સપાટી ૦-૦૬ ફુટ જેટલી દર* વર્ષે ઊંચે આવે છે. આવા ફેરફારને લઈને વચ્ચેના ભાગના જમીનના ભીતરના પડો ઉત્તર અને દક્ષિણ દિશામાં ઘસતાં રહ્યાં છે. જ્યારે એ પડનો ઘસારો ઘણો જ વધી ગયો ત્યારે ધરતીકંપ થયો. ધરતીકંપ પછી કેટલાક પ્રદેશમાં પૂરો ફરી વળ્યાં છે, એ પણ આસપાસના પ્રદેશની જમીન ઊંચે આવી ગઈ છે, એવી સાક્ષી પૂરે છે.

"આમ છતાં આવા ધરતીકંપથી આ દબાણના ફેરફારો સમતોલ થઈ જતા નથી, એટલે હજી સદીઓ સુધી એવા બનાવો બનવાના એ ચોક્કસ છે."*

હિંદુસ્તાનના સર્વ ધરતીકંપો હિમાલયની તળેટીમાં થયા છે, એટલે જમીનના ગર્ભમાં પર્વત અને નીચેના આસપાસની જમીન ઘસી જતી હોવી જોઈએ અને એને લઈને વારંવાર ધરતીકંપો થતા રહે છે.

---

* *Nature* તા. ૧૭-૨-૩૪ માંથી.

ધરતીકંપના આંચકા અને આંદોલન માપવાનાં અનેક જાતનાં યંત્રો રચાયાં છે, પરંતુ એ સર્વે ફક્ત ધરતીકંપ ક્યાંથી અને કેટલે વખતે ઉદ્‌ભવે છે એ જ બતાવે છે. કેટલાક વૈજ્ઞાનિકોનું એમ માનવું છે કે ધરતીકંપનું તોફાન ભીતરમાંથી ઉપર આવતાં ઘણો સમય લાગે છે, અને એ દરમિયાન પ્રથમ નાનાં આંદોલનો પૃથ્વીની સપાટી ઉપર આવે છે, પરંતુ એ એટલો સૂક્ષ્મ હોય છે કે અત્યારનાં યંત્રોથી એ નોંધી શકાતાં નથી. આમ છતાં જો ભવિષ્યમાં એવું યંત્ર શોધાય તો જરૂર ઘણાં માણસોનાં જાન બચાવી શકાય.

દરેક વર્ષે પૃથ્વી ઉપર એક યા બીજી જગ્યાએ ધરતીકંપ થતા જ રહે છે અને એથી ભયંકર નુકસાન થાય છે. હજી સદીઓ સુધી ધરતીકંપનાં તોફાનો ચાલ્યાં જ કરશે, એમ ધારવામાં આવે છે એટલે ખાસ કરીને ધરતીકંપથી બહુ નુકસાન ન થાય એવી જાતનાં ઘરો "સીસમીક બેલ્ટ" વાળા ભાગમાં બાંધવાની જરૂર છે. જાપાનની અંદર આથી કરીને પાકાં ઘરો બહુ ઓછાં બાંધવામાં આવે છે.

ધરતીકંપના બળ સામે લડવાની વિજ્ઞાનની શક્તિ નથી. હિમાલય જેવડો વિશાળ પહાડ જગત ઉપર નથી, અને હિમાલય કાળક્રમે ઊંચો થતો જાય છે. એટલે એક કાળ એવો પણ આવે કે જ્યારે હિમાલયની તળેટીના એક ભાગથી બીજા ભાગને સમેટી લેતો એક વિરાટ ધરતીકંપ થાય. આમ છતાં જ્યાં સુધી નાના નાના ધરતીકંપો થતા રહે છે ત્યાં સુધી એવા ધરતીકંપની ખાસ ધાસ્તી નથી; છતાં ભીતરના ભેદો ઉકેલવા મનુષ્ય સમર્થ નથી. પરિણામ કાળને અધીન છે.

યશવંત ગુ. નાયક

## ઉ દા ર

*[ શાર્દૂલવિક્રીડિત ]*

આ રત્નાકરની કને રતન ને મોતી તણા કોષ કૈં
કાળાં ઘોર ઊંડાણમાં પડી રહ્યા છુપા, સ્વયં રક્ષતો
કોટિ કોટિ ફણીધરો સમ સદા ફુત્કારના મોત શો;–
દારિદ્રો જગનાં સુદીન વદને સંત્રસ્ત ઊભાં ધ્રૂજે !
ને ઊંચા નભની કને પણ ભર્યા નિઃસીમ વિસ્તારમાં
ભંડારો અખૂટ, તેજઝરતા તારા, શશી, સૂર્યના;
કિંતુ વાત ઉદાર એ હૃદયની જૂદી જ દેખાય છે,—
સામે રત્ન ધરી, લળી, સકલને આમંત્રતું સૌમ્ય એ.

પૂજાલાલ

# અખિલ હિંદ પ્રાચ્યવિદ્યા પરિષદ

## સાતમું અધિવેશન

પુનામાં ભાંડારકર પ્રાચ્યવિદ્યા મંદિર સ્થપાયું ત્યારથી અત્યાર સુધીમાં લગભગ દર બે વર્ષને અંતરે, હિંદના જુદા જુદા પ્રાન્તમાં આ પરિષદ ભરાય છે ગુજરાતમાં આ અધિવેશન પહેલી જ વખત ભરાયું હતું તેને લીધે અને પ્રથમથી થયેલા પ્રચારકાર્યને પરિણામે ગુજરાતીઓની સંખ્યા ઠીક પ્રમાણમાં હતી જે પ્રાન્તના પ્રમુખ હોય છે, તે પ્રાન્તના પ્રતિનિધિઓ તથા આ વિષયમાં રસ લેનાર ગૃહસ્થો વધાર પ્રમાણમાં આવે છે, એમ આગળ ભરાયેલી બેઠકોમાં જઈ આવેલાઓનું કહેવું છે

હિંદના એક આગળ પડતા રાજ્યના મુખ્ય શહેર વડોદરામાં ગાયકવાડ સરકારના આમંત્રણથી અને રાજ્યની મોંઘી મહેમાનગીરીનો લાભ લેવાના ઉદ્દેશથી ઘણા માણસોનો મેળો થયો હતો પ્રથમ દિવસની મેળાવડાની ભવ્યતા રાજદરબારી આડંબર વગેરે, એવી ધામધૂમથી અપરિચિત વ્યક્તિઓને આંજી નાખે તેવા હતા અનિયમિતતાનો અનુભવ પ્રથમ દિવસના કાર્યક્રમ વખતે થયો પાંચ વાગે શરૂ થનારો કાર્યક્રમ લગભગ સાડાપાંચ પછી શરૂ થયો મહારાજા સાહેબના ભાષણમાં પોતાના રાજ્યમાં પુરાતત્ત્વસંશોધનની દિશામાં થતા કાર્યનો ઉલ્લેખ છે, અને સાથે ભવિષ્યમાં એ દિશામાં કેવી રીતે કામ થવું જોઈએ તેની ભલામણ છે અધિવેશનના પ્રમુખ શ્રી કાશીપ્રસાદ જયસ્વાલનું નામ અત્યારે સુવિદિત છે એમણે લખેલું *Hindu Polity** નામનું પુસ્તક એક નવી જ વિચારસરણી આપવા માટે પ્રખ્યાત છે એ પુસ્તકમાં પ્રતિપાદન કરેલા બધા નિર્ણયો સર્વગ્રાહ્ય થયા નથી છતાં પણ હિંદમાં લોકતંત્રવાદ, પ્રજાસત્તાક જેવું કશું કોઈ વખતે હતું જ નહિ એવી સામાન્ય રીતે પ્રચલિત થયેલી ખોટી ભ્રમણાને તોડવાનો સરસ પ્રયત્ન એઓએ એ પુસ્તકમાં કર્યો છે અધિવેશનના પ્રમુખ તરીકેના ભાષણમાં મુખ્યત્વે પુરાતત્ત્વના વિષયમાં અત્યાર સુધીના અને અત્યારે કામ કરતા સંશોધકોના નામો છે લિપિવાચન (Epigraphy)ના પ્રથમ પ્રયત્નોમાં ગુજરાતનો ફાળો મુખ્ય છે, અને આધુનિક ઐતિહાસિક સંશોધન વૃત્તિ કેળવવામાં ગુજરાતે શ્રી ડૉ ભગવાનલાલ ઇંદ્રજી આપીને આખા હિંદને પોતાનું ઋણી બનાવ્યું છે એવું એમણે જણાવ્યું × સિંધુ પ્રાન્તની સંસ્કૃતિ કરતા નર્મદાની ખીણની સંસ્કૃતિ

---

* આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ "હિંદુ રાજ્યવ્યવસ્થા" એ શીર્ષકથી હમણાં જ પ્રસિદ્ધ કર્યું છે

× Gujarat has been the first province to contribute to the foundation of modern Indian Scholarship Dr Bhau Daji's and Dr Bhagwanlal Indraji's are the names which have always to be invoked and cited by the present and future scholars of this country Only those who had intimate personal knowledge of Dr Bhagwanlal Indraji and Dr Buhler could realise what an influence the former exercised on the great contributions of the latter to the history of India Gujarat is gifted both with the practical and the analytical mind, and Gujarat should never lose her leadership in epigraphy and Sanskrit in the growing specialization of Indian scholarship

[કે પી જાયસ્વાલના સાતમી ઓરિયન્ટલ કૉન્ફરન્સ, વડોદરાના પ્રમુખ તરીકેના ભાષણમાંથી]

પ્રાચીન છે; અને તેથી ત્યાં શોધ કરવાનું સૂચન એમણે કર્યું હતું. પૂનામાં તૈયાર થતા મહાભારતના ધોરણ પર રામાયણ પણ તૈયાર કરવાની જરૂર એમણે બતાવી હતી. અખિલ હિંદના પ્રાચીન ઇતિહાસ ઉપર જેટલાં પુસ્તકો અત્યાર સુધીમાં તૈયાર થયાં તે મોટે ભાગે પરદેશીઓએ લખેલાં છે અને તેમાં ક્ષતિઓ છે; અને તેથી જ આખા હિંદનો ઇતિહાસ સંપૂર્ણ સંશોધન કરી હિંદી વિદ્વાનોએ નવો જ લખવો જોઇએ,' એવી એમની આગ્રહપૂર્વક માન્યતા છે. પુરાતન અવશેષોની દરકાર લેનારાં કેટલાંક રાજ્યોને એમણે વખાણ્યાં છે; પણ સ્પષ્ટ શબ્દોમાં પુરાતત્ત્વ ખાતું ખોલવાની વડોદરા રાજ્યને સૂચના ભાષણમાં આપી હોત તો વધારે યોગ્ય થાત. પાટણના અવશેષો, મોઢેરાનું સૂર્યમંદિર, વડનગરનાં ખંડેરો, સિદ્ધપુરનો રુદ્રમાળ અને એવા બીજા કેટલાય પુરાતન અવશેષો વડોદરા રાજ્યમાં પથરાયેલાં પડયાં છે, પણ એની વડોદરા રાજ્ય ઉપેક્ષા કરે છે એ શોચનીય છે.

વિષયોને ચૌદ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા હતા. વૈદિક, તત્ત્વજ્ઞાન, કલા, ગુજરાતી, હિંદી, મરાઠી, ઇતિહાસ, સ્થાપત્ય વગેરે દરેક વિભાગના પ્રમુખો નિયુક્ત કરવામાં આવ્યા હતા; પણ ઘણા વિભાગી પ્રમુખો હતા તેના કરતાં પણ વધારે વિદ્વાન પ્રમુખોની વરણી થઈ શકી હોત. વિભાગી પ્રમુખોમાં તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ આચાર્ય આનંદશંકરભાઈનું, વૈદિક વિભાગના પ્રમુખ ડૉ. વુલનરનું, અને કલાવિભાગના અધ્યક્ષ શ્રી. નાનાલાલ મહેતાનું—એ ત્રણે ભાષણો ધ્યાન ખેંચે તેવાં હતાં. ગુજરાતમાં ગુજરાતી વિભાગના પ્રમુખનું ભાષણ સુંદર થવું જોઈએ, અને થશે એમ બધાએ ધારેલું; પરંતુ એ વિષયમાં ઘણાને નિરાશા થઈ. પ્રાચીન ગુજરાતી કવિઓએ વાપરેલા છંદો અને વૃત્તો વિષેનો નિબંધ સંતોષકારક કહી શકાય.

દરેક વિભાગનું કાર્ય એક જ વખતે શરૂ થાય એટલે એક વિભાગમાં સંપૂર્ણ રીતે બેસી શકાય જ નહિ; અને તેથી જ પ્રત્યેક વિભાગમાં હાજર રહેલાની કુલ સંખ્યા કરતાં વડોદરા કૉલેજ પાસે ફરતાં ફરતાં હવા લેનારાની સંખ્યા વધારે હતી. દરેક વિભાગનાં ભાષણો એક જ સાથે રાખવાને બદલે સાંભળનારાઓને તથા વાંચનારાઓને સુગમ પડે એવી બીજી કોઈ યોજના ન કરી શકાય ? સર્વસામાન્ય દેશભાષાને અભાવે, એક પ્રાન્તમાં થયેલા કામથી બીજા પ્રાન્તના અજાણ હોય છે; અને તેથી એક જ વિષય પર થયેલાં સરખાં કામોની એકબીજાને ખબર હોતી નથી. એવી જ સ્થિતિ ડૉ. ભટ્ટશાલીએ વાંચેલા દ્વારકા વિષેના નિબંધ પરત્વે થઈ. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ "પુરાતત્ત્વ"માં એ જ વિષય પર કેટલાંક વર્ષો પૂર્વે એ જ પ્રમાણો આપીને એવો લેખ લખેલો; તે વિષે કોઈને ખબર નથી; જ્યારે ડૉ. ભટ્ટશાલીનો નિબંધ આ પરિષદ સમક્ષ અંગ્રેજીમાં વંચાવાને લીધે બધાએ જાણ્યો. નિબંધોની સારાવલિ બહુ જ જલદીથી તૈયાર થયેલી એટલે એમાં સાર આપવાની દૃષ્ટિએ, અને નિબંધોની વિભાગવાર વહેંચણીમાં ભૂલો થઈ છે. એકંદરે, આવી રીતે આગળથી તૈયાર કરી રાખેલી સારની ચોપડીની યોજના સારી તો છે જ. આવતી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમાં ભરાય ત્યારે એ યોજનાનો અમલ કરવા જેવો મને લાગે છે.

દીપચિત્રોની યોજના તો સરસ હતી, પણ એકબે સિવાય બાકીનાં ભાષણો નીરસ જ નીવડયાં. મોહન-જો-દારો વિષેનાં ચિત્રો જેટલાં બોધપ્રદ અને રસમય હતાં તેટલું એ

સમજાવનાર ભાષણકર્તાનું ભાષણ ન હતું. શ્રી. નાનાલાલ મહેતાનો હિંદી ચિત્રકલાનો અભ્યાસ ગુજરાત જાણે છે; અને એમનાં દીપચિત્રોથી પણ પરિચિત છે. મોહન–જો–દારોમાંથી પ્રાપ્ત થયેલી તકિતઓ પરના અક્ષરોના ઉકેલ પર ઘણી અગત્યની માન્યતાઓનો આધાર રહેલો છે. ઈલામ, સાઈપ્રસ, ક્રીટ વગેરે પ્રદેશોમાંથી મળી આવેલા અવશેષોની સાથે એ લિપિની સરખામણી કરતાં એ સર્વ લિપિઓ એક જ છે એમ અનુમાન થયું છે, અને તેથી જ એ લિપિ એકલા હિંદની નહિ, પણ સર્વદેશીય બની છે.

માલવિકાગ્નિમિત્રનો નાટ્યપ્રયોગ સફળ થયો હોય એમ લાગ્યું નહિ, અને અભિનયનો શાસ્ત્રીય અભ્યાસ ન હોય તે પણ કહી શકે કે એ પ્રયોગમાં અભિનય જેવું કાંઈ હતું જ નહિ, અને ધંધાદારી નાટક કરનારાઓ કરતાં કૉલેજના શિક્ષિત સંસ્કારી યુવકો એ વિષયમાં જરાય વધારે ઊંચા નથી, એવું સ્પષ્ટ જણાતું હતું. પ્રયોગમાં સંસ્કારિતા બહુ ઓછી દેખાઈ. પુરુષો સ્ત્રીઓનો પાઠ લે એ બેહૂદું તો છે જ, પણ એ તો જ્યાં સુધી શિક્ષિત યુવક–યુવતીઓ આપણી રંગભૂમિ પર નહિ આવે ત્યાં સુધી ચલાવી જ લેવું પડશે ને ? માલવિકાનું નૃત્ય, નૃત્યમાં જોઈતા અંગમરોડ અને માર્દવતા કરતાં કસરતની કવાયત જેવું વધારે લાગ્યું. કપડાં વગેરે પહેરવેશમાં કાલવિરોધ–કાલવિપર્યાસ ( *anachronism* ) ચોખ્ખું લાગ્યું. જે વખતનું નાટક આપણે ભજવીએ તે વખતના પહેરવેશ, રીતભાત વગેરેનો અભ્યાસ કરી પ્રાચીન સમયનું વાતાવરણ ઉત્પન્ન કરી શકીએ તો જૂનાં નાટકો ભજવ્યાં પ્રમાણ ગણાય. બાકી જો બૂટ અને મોજાં અને કડક સૂરવાળ પહેરીને અગ્નિમિત્ર નાટકના તખ્તા પર આવે તો, ધંધાદારીઓનાં નાટકોમાં અને આપણામાં ફેર ક્યાં રહ્યો ? સંસ્કૃત ઉચ્ચારોની વાત બાજુ પર મૂકીએ તોપણ સંસ્કારી યુવકો નાટક ભજવે અને ધંધાદારીઓ ભજવે છે તેમાં માલવિકાગ્નિમિત્રનો પ્રયોગ જોયા પછી ફેર ન લાગ્યો.

પરિષદ ભરાઈ અને પૂરી થઈ, પણ એમાં પરિષદ જેવું કેટલું થયું ? જુદા જુદા પ્રાન્તોની પ્રખ્યાત વ્યક્તિઓને જોવાનો અને સાંભળવાનો લાભ પ્રાપ્ત થયો, પણ એથી આ વિદ્યાના ક્ષેત્રમાં કામ કરતા કેટલા માણસો એકબીજાના નિકટના સમાગમમાં આવ્યા ? કઈ દિશામાં સંગીન કાર્ય થયું ?—હા, એકબીજાનાં ખોટાંખરાં વખાણ થયાં. **अहो रूपं अहो ध्वनिः** જેવું થયું. આવતી પરિષદ વખતથી ફી પાંચને બદલે દશ રૂપિયા થઇ—આ બધું થયું. પુરાતત્ત્વના અન્વેષણ ક્ષેત્રમાં કામ કરતા દરેક પ્રાંતના માણસો એકબીજાના વિચારોની આપ–લે કરે, કાર્યપદ્ધતિ જાણે તો આવાં સંમેલનોનું પ્રયોજન સાર્થક થયું ગણાય; બાકી તો ત્રણ દિવસ જલસો અને નાસ્તઓ ઉડાવી પાછા હતા ત્યાં ને ત્યાં જ રહીએ તો ખર્ચેલા પૈસાનો દુર્વ્યય થયો લાગે એ ગુજરાત આમાંથી ન શીખી લે ? આખા હિંદને પોતાની પ્રખર વિદ્વત્તાથી ઋણી બનાવનાર સ્વ. ભગવાનલાલ ઈંદ્રજીનું પુનાના ભાંડારકર પ્રાચ્ય વિદ્યામંદિર જેવું એક સ્મારક ગુજરાત ન બનાવી શકે ? ગુજરાતમા આ ક્ષેત્રમાં કામ કરનાર વિદ્વાનો છે; નવા પણ મળી રહે. પરપ્રાન્તોને પોતાના ધનથી પોષનાર ગુજરાત માટે આ શક્ય છે, અને તેથી જ આ દિશામાં પ્રવૃત્તિ થવાની જરૂર છે, એવી ઈચ્છા અસ્થાને નહિ ગણાય.

પ્રવીણ ક્ર એમ. એ.

# હિંદુસ્તાનમાં કાચનો ઉદ્યોગ

હિંદમાં કાચના માલની આયાત ૧૯૩૨-૩૩ ની સાલમાં ૧૨૨ લાખ રૂપિયાની થઇ હતી, અને તે પહેલાં ૧૯૩૦-૩૧ ની સાલમાં તથા ૧૯૨૯-૩૦ ની સાલમાં અનુક્રમે ૧૬૫ લાખ રૂપિયાની તથા ૨૫૨ લાખ રૂપિયાની થઈ હતી. આ આંકડાઓ ઉપરથી એટલું તો સ્પષ્ટ લાગે છે કે બધી જાતના કાચના માલની આયાતમાં છેલ્લાં બે ત્રણ વર્ષથી ઘટાડો થયો છે. તેથી કુદરતી રીતે એવું અનુમાન થાય છે કે એટલો કાચનો સામાન હિંદુસ્તાનમાં બનતો હશે; અથવા કાંઇક અંશે કાચના સામાનનો વપરાશ ઓછો થયો હશે. કાચનો વપરાશ ઓછો થયો છે કે વધ્યો છે તે બાબત હાલમાં એક બાજુ પર રાખીએ, પણ હિંદુસ્તાનમાં કાચનો સામાન કેટલો બને છે અને ક્યાં બને છે તે તરફ વાચકોનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું.

## પ્રાચીન કાળમાં

ઘણા સૈકાઓ પહેલાં હિંદુસ્તાનમાં કાચનો સામાન બનતો હતો, અને Pliny નામના પ્રાચીન લેખક પણ "Indian glass" એવો શબ્દ પોતાના પુસ્તકમાં વાપર્યો છે અને તે કાચ બીજા દેશોમાં બનતા કાચ કરતાં વધારે ઊંચી જાતનો છે, એમ તેણે લખ્યું છે. પુરાતન શોધખોળની મદદથી પહેલાંના સમયના કાચના પદાર્થોના અવશેષો જડી આવે છે. તેથી કાચનો ઉદ્યોગ પ્રાચીન સમયમાં ગમે તે સ્વરૂપમાં-વિશાળ સ્વરૂપમાં કે ટૂંકા સ્વરૂપમાં ચાલતો હોવો જોઇએ. પણ મધ્યયુગમાં આપણા દેશમાં કેવો કાચ બનતો હતો તેના સમર્થ પુરાવા જડતા નથી. કાચની બંગડીઓ અને શીશાઓ બનતા હતા એ નિર્વિવાદ છે. તે સમયના કાચના ગુણમાં ઘટતર વધારે પ્રમાણમાં દેખાય છે.

## હાલના સમયમાં

ઇ. સ. ૧૮૯૦ પછી અર્વાચીન યુરોપીય પદ્ધતિ પ્રમાણે કાચનો ઉદ્યોગ હિંદમાં હાથ ધરવામાં આવ્યો છે. ઘણાં નાનાંમોટાં કારખાનાં હિંદમાં હિંદીઓના સાહસથી જ ઉત્પન્ન થયાં છે. તેમાંનાં કોઈ કોઈ ભાગી પડયાં છે; પણ હજી સુધી કેટલાંક જીવન્ત રહ્યાં છે. બંગડીઓ અને શીશીઓ ઉપરાંત ફાનસનો સામાન (ચીમનીઓ, ગ્લોબ વગેરે) હિંદમાં બને છે.

## ઔદ્યોગિક વિકાસ

દરકોઈ ઉદ્યોગ બે રીતે વિકાસ પામી શકે છે: (૧) જૂની ઘરગથ્થુ પદ્ધતિ પ્રમાણે; (૨) ઝડપથી ચાલતાં કારખાનાંઓની મદદથી. આ બન્ને રીતે હિંદમાં કાચનો ઉદ્યોગ ચાલે છે.

(૧) પ્રથમ કહેલી જૂની રીતે આ દેશના ઘણા ભાગમાં કાચનો માલ બને છે, પણ ખાસ કરીને સંયુક્ત પ્રાંતના ફિરોઝાબાદ પરગણામાં વધારે ચાલે છે અને બેલગામમાં એ ઉદ્યોગ બંગડીઓ બનાવવા પૂરતો જ ચાલે છે. ત્યાંના કારીગરો કારખાનામાંથી કાચના ગઠ્ઠા સોંઘા ભાવે લઇ આવે છે અને તેમાંથી બંગડીઓ ઘેર બનાવે છે. આ ઉદ્યોગ હાલમાં ચડતી દશામાં છે. અને હિંદુ સ્ત્રીઓ જે બંગડીઓ પહેરે છે તેનો ત્રીજો ભાગ તો ફિરોઝાબાદમાંથી જ પૂરો પડતો હશે. હવે ત્યાં બંગડીઓ ઊંચી જાતની બને છે. કેમકે "પૉલિશ"

કરવાની નવી પદ્ધતિ ઘણી સફળ નીવડી છે અને પહેલાના સમય કરતા હાલમા વીસ લાખ રૂપિયાનો વધારો આ બગડીના માલમા થયો છે જાપાનની કહેવાતી 'રેશમી' બગડીઓ હજી વપરાય છે, અને હિંદમા બનેલી તથા જાપાનમા બનેલી બગડીઓની હરીફાઈ સજ્જડ છે તેમા આખરે કયો પક્ષ ફાવી જાય તે નક્કી કહી શકાતુ નથી

(૨) કારખાના વાટે ચાલતો કાચનો ઉદ્યોગ હજી આ દેશમા જોઇએ તેવો વધ્યો નથી હાલના હિંદી કારખાનાઓ કા તો કાચના ગઠ્ઠા બનાવી અટકી જાય છે, અથવા તો ફાનસનો સામાન કે શીશીઓ બનાવે છે, પણ કાચની મોટી તખ્તીઓ (Sheets) બનેલી કાચ, આયના (Looking-glass) અને પ્રયોગશાળામા વપરાતો કાચનો સુંદર સામાન બનાવી શકતા નથી કળાકારીગરીવાળા તથા વિધવિધ રંગના સફાઇદાર નમ્રી પાડેના કાચની બનાવટ આ દેશમા થાય તે પહેલા તો સૈકાઓ વીતી જશે, પણ હાલમા ચાલુ વપરાશમા આવતો દરેક જાતનો કાચનો સામાન બનાવવા હજી કાચના હિંદી વેપારીઓ સમર્થ થયા નથી તેવા કારખાનાને મદદ કરનાર ધનિકો એવા માલની બનાવટ કરવા કારખાનાને પૈસા ધીરતા નથી, કેમકે તેમા નફો થાય કે ભારે ખોટ આવી પડે એવી શકા થાય છે લડાઇના વખતમા ઘણી મોટી કિંમત આપીને સામાન પરદેશથી મગાવવો પડતો હતો પછી આ ઉદ્યોગ તરફ હિંદી વેપારીઓનુ ધ્યાન ખેંચાયુ. કાચના માલની બનાવટને ઉત્તેજન આપવા સમર્થ પ્રયત્નો થયા હાલમા કાચનો માલ બનાવનાર ૧૪ કારખાના હિંદુસ્તાનમા છે મુંબઈ, જબલપુર, અલ્હાબાદ, બીજ્નોર (Bijnor) અને અબાલામા કાચના કારખાના છે નૈની અને લાહોરમા માત્ર કાચની શીશીઓ જ બને છે હાલમા કલકત્તામા કાચનો માલ બને છે

લડાઈ પછી મુંબઈ ઈલાકામા કોઈ કોઈ સ્થળે કાચના કારખાના ખોલવામા આવ્યા હતા, અને જર્મની, ઑસ્ટ્રિયા તથા બેલ્જિયમનો કાચનો માલ હિંદુસ્તાનમા આવતો અટકાવીને હિંદીઓના કાચના ઉદ્યોગને ઉત્તેજન આપવા પ્રયત્નો કરવામા આવ્યા હતા.

## શાથી નિષ્ફળ થાય છે?

(૧) શરૂઆતમા વ્યવસ્થાપકોએ જોઈતા જ્ઞાન અને સાધનોની તયારી રાખી નહોતી તથા વ્યવસ્થામા ખામી દેખાતી હતી (૨) ઔદ્યોગિક પદ્ધતિથી એ ધંધાનો વિકાસ કેમ કરવો તે પૂરુ સમજાતુ નહોતુ અને એ કામમા પડેલા આગેવાનોને બીજા ઘણા નમો કરવાના હતા (૩) કારખાનાના સ્થળ સારા પસદ કરવામા ઘણો અનુભવ જોઇએ. તેની ખામી હોવાથી જ્યા ને ત્યા કારખાના ઊભા કરી દેવામા આવતા હતા

કારખાનાનુ સ્થળ પસદ કરવા માટે નીચેની વિગતો ધ્યાનમા રાખવી જોઈએ —(૧) 'ક્વાર્ટ્ઝ (એક જાતની રેતી Quartz) મેળવવાની જગ્યા કારખાનાની પાસે જ હોવી જોઇએ ભઠ્ઠીની પાસે આવેલા સ્થળમા જેવી હોય તેવી રેતીથી કામ કરવા કરતા જે સ્થળે રેતી સારી હોય તેવા સ્થળમા કાચના કારખાનાની ભઠ્ઠી હોવી જોઈએ (૨) જ્યા બળતણ સહેલાઇથી થોડે ખર્ચે મળી શકે તેવે સ્થળે કારખાનુ થોડે ખર્ચે ચાલી શકે (૩) જ્યાથી મોટુ શહેર અને વેપારનુ લાયક મથક થોડુ જ દૂર હોય તે સ્થળ કારખાના માટે લાયક છે (૪) એકસાથે બે ત્રણ જાતની બનાવટ કરવા કરતા એક જ

જાતનો ઊંચો માલ બનાવવા તરફ લક્ષ રાખવું જોઇએ. આ રીતને અંગ્રેજીમાં Specialization કહે છે. (૫) પહેલાં જોઇતો ખર્ચ કરવા માટે જેટલું નાણું રોકવું જરૂરી હોય તેટલું નાણું રોકવું જોઈએ.

કાચનો ઉદ્યોગ ચલાવવા માટે બીજી કેટલીક અગત્યની સૂચનાઓ છેઃ—(૧) આરંભમાં હરકોઇ ઉદ્યોગમાં નિષ્ફળતા મળે તેથી હઠી જવું નહિ. (૨) હિંદમાં કાચની બનાવટ માટે જોઇએ તેવા કાબેલ કારીગરો નથી. અને તે વિષયને લગતું સાહિત્ય નથી; તેથી આરંભમાં એ વિષયનો અભ્યાસ કરવા વધારે ખંત અને કુનેહ દેખાડવાની જરૂર છે. (૩) સારાં લાકડાંનો ખર્ચ ભારે પડી જાય છે; કેમકે જ્યાં જ્યાં કાચનાં કારખાનાં જોવામાં આવે છે, ત્યાં ત્યાં કાં તો રેતી મેળવવાનું મથક દૂર હોય છે, અને કાં તો લક્કડ લાવવાનું મથક દૂર હોય છે. તેથી કાચની બનાવટ સોંઘે ભાવે પરવડતી નથી. કેટલેક સ્થળે કોલસાની ખાણુ પાસે હોય તો કોલસા વાપરી કામ લેવું પડે છે; અને તેથી જાપાનની હરીફાઈમાં ઊભા રહી માલ વેચી શકાતો નથી. (૪) કાચ બનાવવામાં Alkali (અલ્કલી) વપરાય છે, તે વિલાયતથી મંગાવીને વાપરવો પડે છે. તેમાં Carbonate of Soda (Powder) આવે છે તે આશરે ૯૮ %–૯૯ % ટકા જેટલો આવે છે. તે ઘણો મોંઘો પડે છે તેથી અલ્કલીના મિશ્રણવાળી માટી વાપરવી પડે છે. તે હાલમાં સારા પ્રમાણુમાં વપરાય છે કેમકે ભાવમાં સસ્તી પડે છે. આ બાબતો ભવિષ્યમાં હિંદમાં ચાલતા કાચના ઉદ્યોગને માર્ગસૂચક થઈ પડશે.

લડાઇના સંજોગોમાં હિંદમાં કાચનો ઉદ્યોગ વધ્યો હતો. શાંતિના સમયમાં તેને વધારવાની અગત્ય ઓછી નથી. "ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કમિટિ"એ આ બાબતમાં ઉપયોગી સૂચનાઓ કરી છેઃ—" કાચનો ઉદ્યોગ ટૂંકા સ્વરૂપમાં હાથમાં લઇએ તોપણ જાતે કામ કરી અનુભવ મેળવનારા કારીગરોની જરૂરીઆત રહે છે. અને તેવા અનુભવી, પ્રામાણિક તથા કુનેહવાળા માણસોની મદદથી જ કામ થઇ શકે છે." હાલમાં તો વિલાયતના અને જાપાનના કારીગરોની મદદથી જ હિંદમાં કાચનો ઉદ્યોગ પગભર થયો છે. એ ઉદ્યોગના અભ્યાસ માટે યુરોપ અને જાપાનમાં હિંદી વિદ્યાર્થીઓને મોકલવામાં આવ્યા છે. તોપણ હજી સુધી કાચના ઉદ્યોગની ચાવી હિંદીઓના હાથમાં આવી નથી. તેથી એ દિશામાં વધારે સંગીન કામ કરવાની જરૂર છે.*

શાન્તિલાલ સારાભાઈ ઓઝા એમ. એ.

## નીચેનાં પુસ્તકોમાંથી વધારે વિગત મળશેઃ—

1 Indian Industrial Committeeનો Report
2 Indian Munitions Abroad
3 Industrial Hand Book
4 " Notes on Glass Manufacture " ( By c. x. rox )
5 Bulletin No. 29 of Indian Industries and Labour (1922)

* અંગ્રેજી પુસ્તકોને આધારે.

# પૂછી લઉં

અને હૃદય મેં નહિં ધબકવા જરાયે દિધું,
ઝિલી ભભક ઝાંખતાં નયન ના બિડાવા દિધાં,
હવે ગરક કાન ના બધિર લેશ દીધા થવા,
હરાઈ પળવા જતી મતિ ન મેં જવા યે દિધી.

તદા હૃદય—નેત્ર—કર્ણ—મતિ માહરા તાહરાં
ઉજાસભર રંગની ઝલક છોળમાં ડૂબવા
જતાં જ્યમ ત્યમે સચેતન જ સાચવી, સુન્દરી !
ઉઠાવ તવ અંગ-રૂપ-રસનો દિવો દેખવા.

જવા મતિ દિધી હવે, બધિર કાન દીધા થવા,
થવા નયન દીધ અંધ, દિલ ગંઠું થાવા દિધું,
નવાજી તવ દર્શને સહુ કૃતાર્થ કીધા પછી.

હવે ફીકર શી? ઘણું મિલન એટલું યે, છતાં
પુછું ? તું મલકી ઘડી ઝલક છાંટી ગૈ તો ભલે,
અરે પણ ફરી કદી મિલનઆશ સાથે ય ગૈ ?

સુન્દરમ્

# વાર્તા જોડી

[ આ વાર્તાજોડી પૈકી પહેલી 'હસનની ઈજાર' પ્રસિદ્ધ રશિયન વાર્તાલેખક જોસેફ ઝેરોશેવીચની છે. ટૂંકી વાર્તાના સાહિત્યમાં તેનું સ્થાન ઊંચું ગણાય છે. બીજી વાર્તા "કવિ" એ 'સહદેવે' તેના નમૂના ઉપરથી લખી છે. વાંચનાર જોઇ શકશે કે નમૂના ઉપરથી લખેલી છતાં તે વાર્તા સ્વતંત્ર છે અને તેના પર તેના લેખકનું વ્યક્તિત્વ પૂરેપૂરું અંકિત થયેલું છે. —તંત્રી ]

## ૧

## હસનની ઈજાર

હા, હા—એમ જ તેને માટે કહેવાય છે—

"હસનની ઈજાર કેવી રીતે નીકળી પડી."

અને તે બન્યું આમ—

એક વખતે મહાન અને મશહૂર બગદાદ શહેરમાં એક ધનાઢ્ય અને લોકપ્રિય વેપારી રહેતો હતો.

"તેનું નામ શું હતું?"

જ્યારે તે તેની અમ્માના ઘુંટણ આસપાસ ખેલતો . . .

"શ! બેહિસ્ત ક્યાં? તેની અમ્માનાં ઘુંટણ પર?"

તેની અમ્મા તેને હસન-હક્કી, સુખી હસન કહેતી.

હસન હતો જુવાન, ખૂબસુરત, ડાહ્યો અને ધનવાન. અત્યંત ધનવાન.

એવું કંઈ ન હતું જે તેની પાસે ન હતું.

હસને એક વાતનો નિશ્ચય કરી લીધો.

હવે પરણી નાખવું.

કે'વા કરતાં કર્યું ભલું.

તેની વધૂ આખા શહેરમાં સૌથી વધુ રૂપાળી તરુણી હતી.

તે . . તે . . ના, ના. તેનું વર્ણન કરવાને કોઈ શબ્દો જ જડે એમ નથી.

તે કેવી રૂપાળી હતી તે તો માત્ર સંગીત જ કહી શકે.

ટૂંકમાં, જે છોકરીની સાથે તમે પ્રેમમાં છો ને, તેના જ જેવી તે રૂપાળી હતી.

અને તમારી છે તેવી જ.

અને સાહેબ, પેલી તમારી છે ને, તેવી જ.

( આ રીતે, હું આશા રાખું છું કે બધાની રસ-વૃત્તિને સંતોષી શકીશ. )

આખા બગદાદને હસનની શાદીની જ્યાફતમાં ઈજન દેવાયું.

બગદાદના રસોયાને વાસ્તવમાં આખી દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ રસોયા તેઓ જ છે તે બતાવી આપવાનું ફરમાવવામાં આવ્યું.

અને ઘેટાની દુનિયામાં એક એવી અફવા ફેલાઈ કે દુનિયાનો અંત હવે આવી પહોંચ્યો છે—હસને બધા નાના ઘેટાંને કાપી, તેમાં બદામ પીસ્તા ભરી તેને રાંધવાનું નક્કી કર્યું છે

જ્યારે મૈત્રીઓએ આનંદથી છલકાતું, ભભકભર્યું, ઠાઠમાઠવાળું, ઐશ્વર્યશાળી સમૃદ્ધ એવું એ લગ્ન જોયું ત્યારે જાતજાતનાં શરબતોનું પાન કરતા, તુર્કસ્તાનના ગુનાબી મેવા, મિઠાઈ અને પીચ, બદામ ને અખરોટના ફૂલની પાખડીઓને મધમાં ઠારી બનાવેલા મુરબ્બા આરોગતા આરોગતા તેમની આંખમાથી ઈર્ષ્યાના મીઠા આંસુ ખરી પડ્યા

જુવાન સુંદરીઓએ તો માત્ર ક્રીનેક અને વાયોલેટ કુસુમોની ઠારેલી પાંદડીઓ જ ખાધી અને શપથપૂર્વક જણાવ્યું કે તેમના પોતાના લગ્ન હોત તોપણ એથી જરા પણ વધારે તેમનાથી કોઈ પણ રીતે ન જ ખાઈ શકાત

ગવૈયાઓએ તો એટલું બધું ગાયું કે બધાને તમ્મર આવવા માંડયા

તરુણો ને તરુણીઓના તો નાચતા નાચતા પગ પણ થરકાઈ ગયા

ગુલામની જેમ પગમાંથી પકડી જમીન પર અફાળે એવા શરાબ પીવાની કુરાને મોટેરા અને જાડા લોકોને મના કરી હતી

મધરાતના ડંકા વાગ્યા—વસ્લની ઘડી આવી પહોંચી

સ્ત્રીઓ વધૂને તેને માટે શણગારવામાં આવેલ રંગભુવનમાં લઈ ગઈ

હાસ્યવિનોદ અને હાસ્યની છોળ ઉછાળતા ઉછાળતા તેમણે તેના વસ્ત્ર ઉતારી ચારે બાજુએ ઝાલરથી ભરેલી લગ્નશૈયા ઉપર તેને સુવાડી

ખટપટીઆઓ બધા જેમણે લગ્ન ગોઠવ્યા હતા તે વરને તેડવા ગયા

મિત્રસમૂહથી વીંટળાએલા વરરાજાએ એક જુવાન શાણા માણસે જેમ વર્તવું જોઈએ તેવું વર્તન દાખવ્યું

તેનાં ડગ હતા આતુર આનંદભર્યાં—પણ તેણે ઉતાવળ કરી નહિ

અને જીવવા માટે ઉતાવળ કરવાથી કંઈ વળતું નથી

જેની ઉપર ઝાંઝર ઝૂલી રહી છે, એની શય્યાની સામેના આસન ઉપર હસન આરામથી બેઠો મિત્રોના અભિનંદન અને શુભેચ્છાઓ આરામથી સાંભળી, સહેજ પણ અધીરાઈ વિના આરામથી ઊઠયો અને બોલ્યો

મારા કૌમાર્યને છેલ્લા નમસ્કાર કરતી વખતે મારા યૌવનના પ્યારા દોસ્તો, સલામ વાલેકુમ

આસ્તેથી તેણે શૈયા પ્રતિ ડગ માંડયા

પણ પણ ત્યારે— તે ઘડીએ એકાએક તેની ઈજાર નીચે ઊતરી પડી!

ચારે બાજુએ ગર્જનાની જેમ ખડખડાટ હાસ્ય ગાજી ઊઠયું

જાણે કે તેમના ગળા ઉપર છરી ચાલી રહી હોય તેમ બુઝર્ગ સ્ત્રીઓએ ચીસો પાડી.

જાણે દેવળોના ઘંટ રણકતા હોય તેમ યુવતીઓ એકસાથે ખીનખીનાટ કરી ઊઠી

તેના મિત્રો જમીન પર આળોટી રહ્યા

શૈયા ઉપર ઝૂલતી ઝાલરમાંથી આ બધું જોતી તે યુવાન વધૂનું હાસ્ય ઘંટડીની જેમ રણકી ઊઠયું અને પોતાની આનંદભરી ગાઢી મસ્તીના અવાજને ઢાંકી દેવા પોતાના બધા કંકણ અને બંગડીઓ તે રણકાવવા મંડી

હસતાં હસતાં બધાં બેવડ વળી ગયાં.

અને સરી પડેલી ઈજારવાળો હસન ત્યાં ખુલ્લે પગે અસહાયતાથી ઊભો.

તેના પગ સુદ્ધાં ય જરાક શરમાયા.

મૂંઝવણમાં તેણે ઈજાર ફંગોળી ઘર બહાર સીધી દોટ મૂકી.

તે વાડામાં દોડ્યો, પહેલો જે જીન લાદેલો ઘોડો અડફટમાં આવ્યો, સંજોગવશાત્ જે એક મિજમાનનો હતો, તે ઉપર તે ચડી બેઠો. પોતાની બધી શક્તિથી તેને એડી લગાવી મહોલ્લામાં તેણે હંકારી મૂક્યો.

અને ઘરમાંથી ઠઠ્ઠામશ્કરીની ચીસો આવી.

અનેક વાર આવી જ તુચ્છ વસ્તુઓ ઉપર માનવસુખ અવલમ્બે છે.

રસ્તા પર જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી હસને ઘોડો હંકાર્યો.

લગભગ સાનભાનશૂન્ય જેવો તે વધુ ને વધુ ત્વરાથી આગળ ને આગળ વધતો જ ગયો.

અને મોટે પરોઢિયે સપાટાભેર તે દમાસ્કસ શહેર નજીક આવી પહોંચ્યો.

કહેવાય છે કે દેશનિકાલ થએલાની રોટી કડવી હોય છે.

કેવું જૂઠું!

દેશનિકાલ થએલાની રોટી નથી હોતી કડવી, નથી હોતી મીઠી.

દેશનિકાલ થએલાઓનું સાવકું વતન તેમને માટે રોટી જ બનાવતું નથી હોતું.

તેમને માટે રોટીનો સ્વાદ જ નથી હોતો . . .

એક અજાણ્યા શહેરના મહોલ્લાઓમાં હસન ખીસામાં એક કોડી વિનાના મુફલીસ જેવો લાગતો હતો.

અજાણ્યા શહેરમાં, એકેએક કમાડ પાછળ કોઈ લૂંટારા પર ધસતો હોય તેમ તમારી ઉપર તૂટી પડવા કોઈ કૂતરો તૈયાર ઊભેલો જ હોય છે.

અજાણ્યા શહેરનું એકેએક બારણું તમે તેની ઉપર ટકોરા મારો, અને જાણે તમને તમાચો ચોડતું હોય તેમ ધમ દઈને ભીડાઈ જવાને જ જાણે રાહ જોતું હોય છે.

અને અજાણ્યા શહેરમાં તમારું સ્વાગત જો કોઈ કરતું હોય તો તે માત્ર વૃક્ષો જ —તમારા પ્રતિ પોતાની કુસુમસજ્જ શાખાઓ લંબાવીને.

તમે તે ઉપર ફાંસો ખાવ તે માટે!

એ અજાણ્યા શહેરમાં હસને પોતાની આસપાસ કમકમાટીથી નજર નાખી.

તે બજારમાં ગયો.

જેની ઉપર બેસી તે આવ્યો હતો તે જર્જરિત ઘોડો તેણે વેચ્યો, અને તે પૈસામાંથી તેણે થોડાક શેકેલાં બદામ ખરીદ્યાં.

તેનો એક કોથળો ખભે નાખી, જનાનખાનાઓની લાકડાંની જાળીઓ નીચે ઊભો રહેતો રહેતો તે શહેરમાં તે ફર્યો.

"જુઓ રે, દૂર દેશાવરથી હું આવ્યો આવું છું! મારી બદામ સાથે ઉજ્જવલતામાં હરીફાઈ કરી શકે એવા દાંતની હું શોધમાં છું. હૈ! કઈ સુંદરીના અહીં ઉજળામાં ઉજળા દાંત છે!"

બારીના સળીઆઓ પાછળથી તેઓ ઉત્તર દેવા લાગી

" ઓહ ! તારી બદામ ઉપર અમે અમારા દાત ભાગી શકીએ '

હસન જગ લણી જવાબ દેતો " ચિન્તા ન કરશો જો તમારા મોમા પડે તો મારી બદામ ઈર્ષ્યાથી ફાટી જશે તમારા ઉજળા દાત જોતા ઈર્ષ્યાથી તે ફાટી જશે તમારે તેને તોડવી યે નહિ પડે ! "

અને બપોર સુધીમા તો તેણે બધી બદામો વેચી દીધી !

પોતાનો નફો તેણે ગણી કાઢયો અને થોડાક દાડમ તેણે ખરીદ્યા

" મારા દાડમ સાથે સ્પર્ધા કરી શકે એવા લાલ હોઠ કયા હશે ? '

" અને તારાં દાડમ રસથી ભર્યાં છે ? " તેઓ પોતાની નાકડાની જાળી પાછળથી તેને પૂછવા મડી

" ઓહ, સુદરીઓ, જો તમારા મુખમા જઈ પડે તો ઈર્ષ્યાથી મારા દાડમ આસુથી છલકાઈ જાય "

અને સૂર્યાસ્ત થાય તે પહેલા તો કયારના તેણે બધા દાડમ વેચી દીધા

એવી જ રીતે તેણે એક ટોપલી ભરી જાતજાતના ટર્કીશ મેવામિઠાઈ વેચી દીધા બજારમા તેનું મુખ જાણીતું થઈ ગયું, દુકાનદારો તેને ઉધાર વેચવા મડયા

અને મિઠાઈ વેચ્યા પછી તેણે ઝવેરાતના ધધામા ઝપલાવ્યુ

સોમવારે જ્યારે મીના બજાર ભરાતું જે વખતે બજારમા ખરીદી કરવા માત્ર સ્ત્રીઓ જ આવતી ત્યારે હસન પોતાનો માલ ગોઠવતો અને પોતાની ગુચ્છાવાળી કાળી દાઢી હેઠળ લુચ્ચાઈભર્યું સ્મિત કરતો કહેતો

' અય ખૂબસૂરત નાજનીઓ ! ખૂબસૂરત નાજનીઓ ! તમે કદી ય આસુ ન સારો એવી પ્રતીતિ તમને ગમશે કે ? તો આ એરીંગ ખરીદો જુઓ શુ તેજ ! આસુ ! સાચા આસુ ! સ્ત્રીઓએ તો આભૂષણમા આસુ જ વાપરવા જોઈએ તે જ તેમનુ કિસ્મત આ એરીંગ ખરીદો, અને કદી ય તમારી આખમા આસુ નહિ ઝળહળે કિસ્મતને બાહેધરી ધરી દ્યો જ્યારે તમારા કાનમા આસુ ઝનક ઝનક થતા હોય ત્યારે વળી આખમા તેની શી જરૂર ?

" ખૂબસૂરત નાજનીઓ ! અનુપમ સુદરીઓ ! મારી પાસેથી કઈ જ ખરીદો નહિ, પણ માત્ર જુઓ ! માત્ર જુઓ ! તમારી નજર પડતા આ પીરોજો આસમાની દેખાવા માડશે તમારા આશકને પીરોજનો ખૂચ ખરીદવા કહેજો તેથી પોતાની માશુકના હૈયા પર તે આસમાનનુ યત્કિંચિત્ દર્શન કરી શકશે

" આ જુઓ ઈન્દ્રનીલ—સાગર જેવો નીલ ઘેરો અને માણેક, જાણે કે શોણિતબિન્દુ અંધકારમાં ય તે પ્રકાશે ખૂબસૂરત તરુણીઓ ! ચન્દ્રવદન રમણીઓ ! તમારા કોઈમા ક થોને કહેજો કે તમને સાગર આપે યા થોડા શોણિતબિન્દુઓ આપે હું તો તમને થોડા શોણિતબિન્દુ લેવાની જ સલાહ આપુ અતલ સાગરના કરતા એક શોણિતબિન્દુમા લાગણીનો ઉછાળો બળવત્તર હોય છે

" અયિ રૂપના અબાર ! ઓ સુદરીઓ ! આ મોતી તો જુઓ—આ મોતી !

૪

"પણ . . . પણ . . . મોતી એટલે તો આંસુ !

"નાનકડાં જ માત્ર, સુનયને ! માત્ર નાનકડાં જ, માત્ર નાનાં જ મોતી આંસુ લાવે. હજુ સુધી તો કદી પણ મોટાં મોતીઓએ કોઈ સ્ત્રીને રડાવી નથી !"

આમ હસતો, વિનોદ કરતો, મીઠી વાતોના તડાકા મારતો હસન પોતાનો માલ વેચતાં વેચતાં ધનવાન બનતો ગયો, અને થોડા જ વખતમાં દમારકસમાં બધે તે જાણીતો થઈ ગયો.

ખુદ સુલતાનને કાને પણ તેની કીર્તિની વાત પહોંચી.

અલ્લાહ જ માત્ર એક સુલતાન છે.

સુલતાનોના સુલતાન ખુદ અલ્લાહ સિવાય બીજો કોઈ સુલતાન નથી.

અલ્લાહો અકબર.

સહુના એ પ્રીતિપાત્રને જોવાની સુલતાનને ઇચ્છા થઇ, અને હસનનાં જ્ઞાન અને વિવેકશક્તિથી તે ખુશ થઈ ગયો. તેની સાથે વાતો કરતાં તેણે કહ્યું:

"સુલતાનોને મુશ્કેલમાં મુશ્કેલ કાર્ય જો કોઈ હોય તો તે પોતાના વઝીરની નિમણૂકનું છે."

હસને નીચા વળી જવાબ આપ્યો: "જહાંપનાહ, આપ તો સુજ્ઞ છો. પણ મને લાગે છે કે તે એવું મુશ્કેલ નહિ હોય. સામાન્ય રીતે આપણે આમ કરીએ છીએ: ગમે તે કોઈ માણસને આપણે ઊંચકી લઇએ છીએ, તેને વઝીર બનાવીએ છીએ, અને કહીએ છીએ, 'આ રહ્યો તમ સહુ માટે શાણો પુરુષ; તમારે તેના હુકમોનું પાલન કરવું જોઇએ—અને જો નહિ કરો તો તમારાં માથાં ધડ પર નહિ હોય!' બીજું શું થઇ શકે ? તમે એકાએક માણસોને જ્ઞાની અને વઝીર થોડા જ બનાવી શકો ? પણ ધારો કે તમે સૌથી શાણા પુરુષને ઉપાડી તેને વઝીર બનાવો તો ?"

સુલતાને માત્ર પોતાનું માથું ધુણાવ્યું.

"એ તો તદ્દન સાદું સીધું છે. પણ આવો વિચાર કદી પણ મારા મનમાં આવ્યો જ ન હતો. ડાહ્યા માણસને લઈ તેને વઝીર કરી દેવો. હસન, તું સૌથી ડાહ્યો, સૌથી શાણો છે, અને હું તને મારો વઝીર બનાવીશ."

"ખુદાવંદ, જહાંપનાહનો બોલ તો આ ગુલામને મન હુકમ બરોબર છે."

આમ હસન વડો વઝીર બન્યો.

તે ભલો, શાણો અને પ્રામાણિક હતો.

ભલા માણસો તેને ચાહતા; દુષ્ટો તેનાથી ડરતા.

તેના બનાવેલા કાયદાથી સહુ કોઇ રાજી થયું, અને દમારકસમાં દરેક જણ આશ્ચર્ય પામી કહેવા માંડ્યું:

"આપણો વઝીર કેવો—નથી મહાન, નથી કીર્તિવંત, નથી બહાદુર—પણ માત્ર ડાહ્યો માણસ."

અને આમ દશ વર્ષ ચાલ્યું.

પછી દમારકસના સુલતાને પોતાના માનીતા વઝીરને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું:

"હસન, મુબારક હો તે દિન, જ્યારે તારા ઘરનાં ઝાડ પરથી પવને તને ઉડાડી મૂક્યો અને અમારી પાસે આણ્યો અજાણ્યાઓની ખાતરબરદાસ્ત કરવાની આપણા પર ફરજ લાદનાર કુરાને શરીફનો જય હો! હસન, તારી સલાહ લઇ મારા શહેરના કલ્યાણ અર્થે તારા સંકલ્પને પાર પાડતાં આજ દસ વર્ષ થયાં. હવે હું ઇચ્છું છું કે તું મારા શબ્દો સાંભળ અને મારી ઇચ્છા પાર પાડ. મારી વાત ધ્યાન દઇને સાંભળ, હસન! તારી સોનેરી સલાહને અનુસરવા હવે હું અહીં લાંબો વખત રહેવા નહિ પામું. કબરમાં જવા મારે હવે એટલો ટૂંકો રસ્તો રહ્યો છે કે આસપાસ જોવા જેટલો પણ મારી પાસે વખત નથી રહ્યો. અને હું જોઉં છું કે મારું શહેર દમાસ્કસ તારા શાણા અમલ હેઠળ સુખી છે, અને જ્યાં સુધી તું જીવે ત્યાં સુધી એ સુખ તેને માટે કાયમ રાખવા હું ઝંખું છું.

"હસન, સાંભળ! મારે કોઇ વંશવારસ નથી. મારી લાડીલી દીકરી તારી જોડે પરણાવીશ અને તને દમાસ્કસનો સુલતાન બનાવીશ. સાંભળ અને મારા પડયા બોલ ઝીલી લે."

હસને સુલતાનના પગ પાસેની જમીનને ચુમ્બન કર્યું અને બોલ્યોઃ

"આપને સાંભળવા એટલે જ આપનો પડયો બોલ ઝીલવો. પણ સુલતાન! અલ્લાહ જ એક સુલતાન છે. સુલતાનોના સુલતાન સિવાય બીજો કોઇ સુલતાન નથી, અને સુલતાનોના સુલતાને મને ફરમાવ્યું છે કેઃ

"હસન, દમાસ્કસ સુંદર છે; પણ તારું ઘર છે બગદાદ."

"આ દુનિયામાં અનેક રૂપસુંદરીઓ છે, પણ માના કરચલીવાલા મુખ જેવું મધુર મુખ જગતમાં બીજું નથી."

"જે કોઇ પોતાના દેશનો એક સામાન્ય નાગરિક થવા કરતાં પરદેશનો સુલતાન થવા ઇચ્છે છે તે નથી એવો સામાન્ય નાગરિક થવા યોગ્ય, કે નથી પરદેશનો સુલતાન થવા યોગ્ય.'

"સુલતાનોના સુલતાને મને આમ કહ્યું, અને જ્યારે સુલતાનોનો સુલતાન બોલે, ત્યારે બીજા બધા સુલતાનોએ તો મૌન જાળવવું રહ્યું."

*સુલતાન ગુસ્સે થયો.*

"અરે ગુલામ, આ રીતે તું તારા જહાંપનાહની ઇચ્છાનું પાલન કરે છે? હું તને સુખી બનાવવા ઇચ્છતો હતો. અને હું તને સુખી બનાવીશ જ. મેં જે સંકલ્પ કર્યો છે તે હું અવશ્ય પાર પાડીશ."

સુલતાનોની આ જરા નબળાઇ છે.

તેઓ માને છે કે લોકોને તેઓ મશહૂર, ધનાઢ્ય અને સત્તાશીલ જ નહિ પણ સુખી પણ કરી શકે છે.

અને હસનને સુખી કરવા સુલતાને તેને કેદમાં પૂરી દેવાનો હુકમ આપ્યો!

પણ હસન નાસી છૂટયો.

તેણે ઘોડો પલાણ્યો, કોથળીમાં સોનામહોર ભરી લીધી અને મધરાતે બગદાદ તરફ ઘોડો મારી મૂક્યો.

બરોબર દશ વર્ષ ઉપર બન્યું હતું તેમ. તેણે ઘોડાને જરા ય આરામ આપ્યો નહિ.

અને જ્યારે ઉષાનું પૂર પર્વતોનાં શિખર પર છલકાવા લાગ્યું ત્યારે હસન બગદાદ શહેરના દરવાજા નજીક આવી પહોંચ્યો.

અને એ જ વખતે શહેરના દરવાજા પાસે કોઇ એક બુઢ્ઢી પોતાની નાની પૌત્રીના વાળ હોળતી બેઠી હતી.

"દાદી, જો, જો, જો તો ખરી પેલો માણસ શું કરે છે તે!" પેલી નાની છોકરી બોલી. "શું એ માટી ખાય છે?"

"ના, તે માટી ખાતો નથી; તેને તે ચૂમે છે. સખણી રહે મૂર્ખી! જરા ય જંપ ન મળે તને." ડોસીએ જવાબ આપ્યો. "તારે એની શી પંચાત? કદાચ પોતાના સ્વદેશ ઉપર અગાધ હેતવાળો કોઈ એ હશે, અથવા તો સંભવ છે કોઈ દારૂડિયો હોય. એ બેમાંથી કોઈ એકમાં ય આપણે ખપનું નથી. તારે શરમાવું જોઇએ. તું હવે કંઇ નાની કીકલી નથી."

"પણ દાદી, હું કેવડી થઇ?" મોં બગાડતાં છોકરીએ પૂછ્યું.

"તું . . . તું દસથી વધુ. તે જ વર્ષે તું જન્મેલી જ્યારે વેપારી હસનની ઇજ્જત તેના લગન વખતે ઊતરી પડેલી."

જાણે કે પોતાની માતૃભૂમિ હસનના મોં પર થૂંકે.

છલંગ મારતો તે ઊભો થઇ ગયો.

"અલ્લા હો અકબર! ઓ અલ્લાહ! પરવરદીગાર! અય રહીમ! અય રહેમાન! મારી ઇજ્જતનો એ કમનસીબ બનાવ બન્યો તે દિવસથી એ બધાં સંવત્સર ગણે છે! અને કોઈ બેવકૂફ નાની છોકરી, જેને પોતાની ઉમ્મરનું ભાન નથી તે યે એટલું તો જાણે જ છે કે દસ વર્ષ પહેલાં હસનની ઇજ્જત ઊતરી પડેલી. હું સત્તાના શિખરે પહોંચ્યો, એક રાજ્યનો મેં વહીવટ કર્યો, ડાહ્યા કાયદાઓ ઘડયા, એક આખા દેશને સુખી કર્યો અને સુલતાન પણ થઇ શક્યો હોત; પણ પોતાના ઘૂંટણ પાસે કોઇ એક બેવકૂફ છોકરીને રાખી બેઠેલી આ અણઘડ ગંદી ભિખારણ હજુ ભૂલી શકતી નથી કે દશ વર્ષ પહેલાં મારી ઇજ્જત નીકળી પડેલી!"

અને પોતાના ઘોડા ઉપર ફરીથી ઠેકડો મારી, તેને ફેરવી, હસન કોઇ પણ જાતના લક્ષ્ય વિના રણમાં ચાલી નીકળ્યો.

લોકોના સંબંધી હસન એ શીખ્યો.

પણ અલબત્ત, એક માત્ર અલ્લાહ જ તેમના સંબંધી બધું જાણે છે.*

---

* મૂળ લેખક: Vlasy Daroshevitch (B. 1864)

# કવિ

વિશ્વના પ્રથમ પ્રભાતે ઊઘડતી ઉષાની આંખ જેવી નાજુક પંક્તિઓ સુકેતુના હૃદયમાં લહેરાવા લાગી. તેના જીવનપ્રભાતને અજવાળતી એ પ્રથમ કવિતાને તેણે આનંદભર્યા ઉરે ભક્તિપૂર્વક વધાવી લીધી. તેના મંજુલ ધ્વનિ તેના પ્રાણની કુંજનિકુંજમાં ગાજવા લાગ્યા. આવો અપૂર્વ આનંદ પોતે એકલો જ માણે? તેના મિત્રોને, પૌરજનોને, રત્નવીથિના ગણ સમસ્તને ચરણે શા માટે એ કવિતા ન ધરવી? શા માટે સંથાગારના મુખદ્વાર પર ઊભા રહી રત્નવીથિગણ સમસ્તને એ કવિતાના મૃદુ સૌમ્ય સંગીતમાં તરબોળ ન કરવું?

સુકેતુના મનમાં એક નવી અભિલાષા જાગી. રત્નવીથિગણ તેના બાહુબલ માટે, તેની સુદૃઢ એકતા માટે આખા આર્યાવર્ત્તમાં અનન્ય હતું; પણ કાવ્ય, તત્ત્વજ્ઞાનની સંસિદ્ધિ તો કાઠકોની જ. કઠગણમાં અનેક દ્રષ્ટાઓ પાકયા હતા; રત્નવીથિગણે સુભટોને પોતાને ખોળે રમાડયા હતા. પણ હવે એ કાઠકો ને એ ભૌજો, એ પાંચાલ, એ યૌધ, એ માલવ—એ સર્વ ગણોને સમજવા દો કે રત્નવીથિવાસીઓના બાહુ જેટલા વીર્યશાળી છે, તેટલી જ તેમની બુદ્ધિ તેજસ્વી છે, હૃદય ભાવનાભર્યું છે, પ્રાણ સ્વપ્નભર્યો છે.

સંથાગારના મુખદ્વાર પર ઊભો રહી સુકેતુ પોતાની એ નવી કવિતાની પંક્તિઓ ઉચ્ચારવા મંડયો. રત્નવીથિના ગૃહગૃહમાં, તેનાં ઉપવનોમાં દૂર દૂર તેનાં હરિયાળાં ખેતરોમાં જાણે સૂતેલી વીણાના તાર એકાએક જાગી ઊઠે તેમ તેની પ્રેરણાભરી, ભાવનાભરી ગંભીર મધુર વાણી ગુંજવા લાગી. કિનારા ઉપર અથડાતાં મોજાંની જેમ તેની પંક્તિઓ સંથાગારની એકેએક દિવાલ પર અથડાઈ પ્રતિધ્વનિત થવા લાગી. શરદનાં તરતાં વાદળાંઓની જેમ રત્નવીથિનો યુવકગણ ખેતરોમાં પોતાનાં કામ પડતાં મૂકી સંથાગાર તરફ આવવા મંડયો. હોમાગ્નિને ભક્તિભર્યા હૃદયે વીંટી વળતા હોતાઓની જેમ રત્નવીથિનું યૌવન સુકેતુને વીંટી વળ્યું—વચ્ચેથી કંપતી શિખાની જેમ સુકેતુની વાણી ઊંચા ઊંડા વ્યોમને ભરી દેવા મંડી. કવિતા પૂરી થતાં સુકેતુ ગંભીર સ્વરે બોલ્યો:

"સુહૃદજનો, મારી આ પ્રથમ કવિતા પ્રિય રત્નવીથિને, રત્નવીથિના પૂજ્ય ગણને સમર્પિત હો—" અને તરત જ સામેના ટોળામાંથી "રત્નવીથિનો જય!" "રત્નવીથિગણનો જય!" એવી ગર્જના ગાજી ઊઠી.

રત્નવીથિમાં તે દિવસે બધાને મુખે સુકેતુનું જ નામ રમી રહ્યું. પહેલાં તો લોકો મુગ્ધ બન્યા, તેના સંગીતથી, તેની પ્રેરણાથી ગાંડા બન્યા; પણ ધીરે ધીરે કોઈએ પૂછ્યું: "પણ અરે! ભાઈ, એમાં મૌલિકતા શી છે? શું એવું સંગીત તમને ગમ્યું?—તો સામવેદમાં શું ઓછું છે? અને નથી લાગતું તમને કે એમાં સામની જ છાયા છે? અને

તત્ત્વજ્ઞાન? એવું એણે કયું નવું સત્ય આપ્યું જે ઋગ્વેદની ઋચાઓમાં નથી? એમાં મૌલિકતા કઇ?" ધીમે ધીમે ડોકું હલાવતા લોકો પણ કહેવા લાગ્યાઃ "હા, એમાં એણે નવું શું કહ્યું?"

સુકેતુ કૃતકૃત્યતાની એક મીઠી અનુભૂતિ સહ જ્યારે ઘર તરફ ગયો ત્યારે તેનો આખો પ્રાણ અપૂર્વ આનંદથી થનગની રહ્યો હતો. શરદના નભમાં લહેરાતી પૂર્ણિમાની જેમ અનેક નવી નવી પંક્તિઓ તેના પ્રફુલ્લ પ્રસન્ન હૃદયમાં તરવા લાગી. રત્નવીથિના પ્રત્યેક ગૃહને જાણે અનેક આંખો ઊગી ઊઠી હોય, અને તે બધી જાણે તેના પ્રતિ કૃતજ્ઞતાથી, રસિકતાથી અને પ્રશંસાથી જોઇ રહી હોય એમ તેને લાગ્યું. આખી રાત તેને તેની એ કવિતાના અને રત્નવીથિના ગારવના જ વિચાર આવ્યા. પોતાનાં કાવ્યો દ્વારા રત્નવીથિને અજર અમર અજય બનાવવાનાં તેણે સ્વપ્નાં સેવ્યાં. સ્વપ્નમાં પણ પોતાના પ્રતિ ભાવભરી બે આતુર આંખ કોઇ માંડી રહ્યું હોય, પોતાના તરફથી કોઇ અપૂર્વ અર્ઘ્યની આશા રાખી રહ્યું હોય એમ તેને દેખાવા માંડયું. પછી તો જાણે તે મુખાકૃતિ પણ દેખાઇઃ કેવી સૌમ્ય! કેવી સ્નિગ્ધ! સુકેતુ ભક્તિભર્યા હૃદયે તે મુખ જોઇ રહ્યો. તેમાં ચેતન હતું, તેજ હતું, કાવ્ય હતું. ભાવમુગ્ધ બનેલા સુકેતુએ તેને પૂછ્યુંઃ "દેવિ, આપ કોણ છો?" તે સૌમ્ય વદન પર સ્મિત ફરકયુંઃ મધુર અને સ્નિગ્ધ. "વત્સ, મને જ તું ન ઓળખે?" સુકેતુ શરમાઇ ગયો. "મા, મા, ક્ષમા કર. મા, રત્નવીથિ, મારી કલ્પના, મારી કલા, મારી કવિતા, મારું હૃદય, મારો પ્રાણ—સહુ તારું છે, જનની! તારા પવિત્ર મુખને એ વધુ ઉજ્જવલ કરો. તારો જ પ્રકાશ જગતને ભરો!" પ્રભાતે મયૂરોની કેકા સાંભળતો આનંદભર્યા હૃદયે સુકેતુ જાગ્યો. પાંખાળી પરીઓ ઊડતી હોય તેમ અનેક નવી નાજુક પંક્તિઓ તેના ઉરમાં સ્ફુરવા લાગી. વર્ષા આથમવા આવી હતી, પણ કોણ જાણે કયાંકથી કોઇ એક કોયલે મીઠો ટહુકાર કર્યો. સુકેતુનો પ્રાણ કોઈ અપૂર્વ આનંદલહરીથી થનગની ઊઠયો. વર્ષાન્તે જાણે વસન્ત જાગી હોય એમ તેને લાગ્યું. સુકેતુએ એ પ્રેરણાના ઘેનમાં એક કાવ્ય લખ્યું. એ કાવ્યમાં પ્રકૃતિની નાજુક લતા પર ઝૂલતા સુમનોહર પુષ્પ વસન્તનું વાતાવરણ તેણે ઊભું કર્યું. એ પુષ્પમાંથી સ્નેહની સૌરભ જાણે જગતને ભરી રહી હોય, અને એ સૌરભની પાંખ ઉપર જગનાં સનાતન સ્ત્રી અને પુરુષ ઊડી જગતને જાણે એક મધુર પ્રણયબંસીની સંગીતાવલિમાં તરબોળ કરી રહ્યાં હોય એવો ભાવ તેણે ઉપજાવ્યો. આ અપૂર્વ કાવ્યનું ગુંજન કરતો કરતો તે સંથાગાર પ્રતિ ગયો. પોતાનું આ બીજું કાવ્ય આજે તેને રત્નવીથિના ચિર યૌવનને ચરણે ધરવું હતું. હળની અણીથી કઠોર ધરતીના ઉરને ચીરનાર રત્નવીથિના પુત્રોમાં, ક્ષીરસાગરમાં પોઢેલા નારાયણના ઉર ધબકાર સુગ્ધ બની સાંભળતાં સ્વપ્નસ્થ બનેલાં લક્ષ્મીજીના ઉરના મૃદુ ભાવો પ્રગટાવવાની પણ શક્તિ છે એની ખાતરી આજ તેને રત્નવીથિ ગણને કરાવવી હતી.

સુકેતુના ગાનની મધુર મૃદુ પંક્તિઓ વાતાવરણમાં તરવા લાગી. આજે પણ ભાવમુગ્ધ બનેલા રત્નવીથિના યુવકો અને પૌરજનો સંથાગાર પ્રતિ ખેંચાઇ આવ્યા. સુકેતુએ પોતાની બધી કલા, પોતાનો સમગ્ર પ્રાણ આજ તેની વાણીમાં મૂકી દીધો. ચારે બાજુએ જાણે સ્વપ્નસુધા છલકાઇ રહી હોય એવું અદ્ભુત વાતાવરણ ફેલાઈ ગયું. સુકેતુનું ગાન પૂરું થતાં લોકો આનંદથી તાળી પાડી ઊઠયા. પછી બધું શાન્ત બન્યું. પોતાના ઉરના

ભાવ કેમ વ્યક્ત કરવા, કેવી રીતે સુકેતુ પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવવી એ તેમને સમજાતું ન હતું. અને જાણે બધાએ એક જ વિચાર કર્યો હોય કે મૌન એ જ એ અપૂર્વ કાવ્યની સારામાં સારી સ્તુતિ છે તેમ બધે મૌન ફેલાયું. પણ એ જનસમૂહમાંથી ધીરે ધીરે સુબાહુ સંથાગારનાં પગથિયાં પ્રતિ આવ્યો. લોકો તેના તરફ કુતૂહલથી જોઇ રહ્યા. સંથાગારનાં પગથિયાં પર પગ મૂકી સુકેતુ પ્રતિ પોતાની તીક્ષ્ણ નજર માંડી તેણે કહ્યું:

"સુકેતુ, તેં ગાયું તો સુંદર એ કબૂલ, પણ તું કહે છે કે આ ગાન તારા ઉરમાંથી જાગ્યું છે એ અસત્ય છે—કેવળ અસત્ય છે."

મધપુડામાં જાણે કોઇએ એક નાનો સરખો કાંકરો નાખ્યો હોય, અને એકાએક એ નીરવ મધપુડો જેમ ગણગણી ઊઠે તેમ શ્રોતાઓમાં ગણગણાટ શરૂ થઇ ગયો. તેમના પ્રતિ ફરી સુબાહુ બોલ્યો:

"હે ગણશ્રેષ્ઠ, આજ હું જાહેર રીતે સુકેતુ પર રત્નવીથિ ગણને ઠગવાનો આરોપ મૂકું છું. ગઇ કાલે તમે બધાએ એની પ્રથમ કવિતા સાંભળી. એ કહે છે કે એ એની પ્રથમ કૃતિ છે, અને તે તેણે રત્નવીથિને સમર્પી છે. રત્નવીથિ તો જેમ પોતાના ઉર પર સ્વપ્નભર્યાં કમળોને રાખે છે, તેમ હજારો પદાઘાતથી મ્લાન બનેલી ધૂળને પણ સંઘરે છે; એટલે તે રત્નવીથિને પોતાની કવિતા અર્પે તેમાં આપણે કંઈ લેવાદેવા નથી. પણ આપણી આંખમાં તે ધૂળ નાખે તે ન વેઠાય. એમાં એણે શું નવું કહ્યું? સંગીત એણે સામવેદમાંથી ચોર્યું છે, ભાવ ઋગ્વેદમાંથી લીધા છે, *અગમ્યની કલ્પના અથર્વવેદમાંથી લીધી છે, શબ્દાવલિ* કવિશ્રેષ્ઠ બાર્હિક પાસેથી ચોરી છે. પણ તેની પણ આપણને પડી નથી. કિન્તુ આજે એણે એનું બીજું જે કાવ્ય ગાયું—એમાં એણે શું કહ્યું? પ્રણય-વિકારી પ્રણયની વાત. રત્નવીથિના ગણનાયકો આવા પ્રચારને નભવા દેશે ખરા? નથી લાગતું આપને, હે પૌરજનો! કે સુકેતુ, કવિના વેશમાં રત્નવીથિનું સત્યાનાશ વાળવા આવેલો, શત્રુરાજ્યનો કોઈ ગુપ્તચર છે? રત્નવીથિના સુભટ પુત્રોને તે પ્રેમની વાતથી પાગલ કરવા માગે છે, અને વળી આ ગાનમાં નવીન પણ શું છે? . . ."

જાણે સમુદ્ર તોફાને ચડ્યો હોય અને હજારો મોજાં એકસાથે અથડાઈ અવાજ કરતાં હોય તેમ લોકોમાં ઘોંઘાટ ફેલાયો. કોઈ બોલવા લાગ્યું: "સુબાહુ અદેખો છે." કોઇએ કહ્યું: "સુકેતુ ધૂતારો છે." સુકેતુએ એક વેદનાભરી દૃષ્ટિ સુબાહુ તરફ નાખી. તેના મુખ ઉપર તેણે વિજયનો ગર્વ જોયો. તેની આંખમાં ભયંકર તિરસ્કાર જોયો. શૂન્ય મનસ્કની જેમ, વિવાદ કરતા જનસમુદાયમાંથી ધીરે ધીરે રસ્તો કરતો સુકેતુ ઘર તરફ ગયો.

તે રાત્રે સુકેતુને ઊંઘ ન આવી. આગલી રાતનું સ્વપ્ન વારંવાર તેના મનમાં તરવરવા લાગ્યું. મનમાં ને મનમાં તે બોલવા લાગ્યો: "મા, રત્નવીથિ, તું જાણે છે તારા પ્રતિની ભક્તિ જ માત્ર મારી પ્રેરણા છે. એથી જ મારા ઉરની યુગયુગની નીરવતા આજ સંગીતના—ગાનના મધુર ધ્વનિથી ગાજી ઊઠી છે. તારે ચરણે મારે એ ધરવું છે, મા! પણ ક્યાં છે તારા તે પાદપદ્મ? ક્યાં ને તારા પદનખનો પ્રકાશ જે વડે મારા ઉરની મુગ્ધ વાતો ઉકેલતો ઉકેલતો હું મારા જીવનની કૃતકૃત્યતા અનુભવું? મને આશા હતી મા, કે સંથાગારને ચરણે તારા ચરણકમળનાં દર્શન પામીશ; પણ આજ તેં મને શું બનાવ્યું?

સુબાહુએ શું કહ્યું? . . . પણ સુબાહુ ભલે તેને ગમે તે કહે. તું શું કહે છે, મા? મારે તો તારા ઉરની વાત સાંભળવી છે. મારી ઊર્મિઓ, મારાં કાવ્યો તને સ્વીકાર્ય છે કે નહિ? રત્નવીથિ—જનનિ . . .'

સવારે એક તીવ્ર વેદનાની લાગણી અનુભવતો સુકેતુ ઊઠયો. ગઈ કાલના પ્રસંગ ઉપર વિચાર કરી તે નિઃશ્વાસ નાખતો હતો તેવામાં એકાએક તેનો આખો પ્રાણ કંપી ઊઠયો. રાજમાર્ગ ઉપર કોઇ પરદેશી જેવા એક યુવકને લઇ લેકોનું ટોળું જયનાદ કરતું, ગીતો ગાતું પસાર થઈ રહ્યું હતું. સુકેતુ ધ્રૂજ્યો, ઘડી બેઘડીમાં તો એ યુવક હતો નહતો થઈ જશે! તેના હૃદયના કોમળ તાર ઝણઝણી ઊઠયા. શું રત્નવીથિના નગરદેવતાને નરમેધ વિના સંતોષ નહિ થાય? શું દેવ નિર્દોષના રક્તના ભૂખ્યા હોય છે? રત્નવીથિનો એ રાષ્ટ્રોત્સવ સુકેતુને અતિ અમાનુષી અને ભીષણ લાગ્યો. તેની તે પ્રિય જનનીના મુખ પર એથી જાણે વિષાદની, દુઃખની રેખાઓ અંકાતી હોય એમ તેને લાગ્યું. વાત એમ હતી કે દરવર્ષે એક વાર રત્નવીથિના નગરદેવતાને એક મનુષ્યનો બલિ ધરવામાં આવતો. સામાન્ય રીતે પાસેના ડુંગરાળ પ્રદેશમાંથી કોઈક નિર્દોષ માણસને રત્નવીથિના સુભટો પકડી લાવી તેને વધેરી દેતા. એ ઉત્સવપ્રસંગે આખું રત્નવીથિ ગાંડું બનતું. પેલા પરદેશી યુવકને જોતાં સુકેતુનું હૃદય દ્રવી ઊઠયું. તેની આંખમાંથી અસહાયતાનાં આંસુ વહી રહ્યાં. તેની જનની જાણે તેને આદેશ આપી રહી હોય: "બેટા, તારા વિના કોણ મને આ કલંકમાંથી ઉગારે? નિર્દોષનાં લોહીથી મારો પ્રાણ રૂંધાઈ રહ્યો છે . . ." એવું સુકેતુને લાગ્યું. તેણે એક તીવ્ર વેદનાભર્યું કાવ્ય લખ્યું. તેમાં રત્નવીથિના ઉજ્જ્વલ પૂર્ણેન્દુ જેવા મુખ ઉપર આ નરમેધથી કેવી ભીષણ છાયા પડી રહી છે, ગ્લાનિનાં કેવાં વાદળ ઘેરાઈ રહ્યાં છે, તેનું પવિત્ર નામ કેવું કલંકિત બની રહ્યું છે, તેનું અત્યંત વેધક દુઃખપૂર્ણ ચિત્ર દોર્યું. એ ચિત્ર દોરતાં પુણ્યપ્રકોપથી ભભૂકી ઊઠતી તેની વાણી પ્રથમ ઉગ્ર બની ધીમે ધીમે કરુણ રસમાં પરિણમી. એ નવા ગાનના ગંભીર ધ્વનિ સુકેતુના ઘરની આસપાસ ગાજી ઊઠયા. તેમાં રહેલા કરુણ રસથી યુગોથી સમાધિ સેવતા ગિરિરાજોની આંખમાંથી જાણે આંસુ ટપકવા લાગ્યાં હોય, પંખી પશુ સહુ કોઈ એના ગુંજનના ધ્વનિ સાંભળતાં જ કોઇ ઊંડી વેદનામાં ડૂબી સહાનુભૂતિનાં આંસુ સારવા મંડયાં હોય એમ સુકેતુને લાગ્યું; પણ તેના ઘરની દિવાલો, તેના પથરા જાણે હજી તેવા જ જડ, તેવા જ સ્થિર, તેવા જ મૂક ઊભા હતા! ફરીથી તે સંથાગારમાં ગયો. આંસુથી છલકાતાં વદને તેણે પોતાનું નવું કાવ્ય લોકોને સંભળાવવા માંડયું. પહેલાં તો જાણે કોઇ મોટો વજ્રપાત થતો હોય તેમ લોકોનાં મનને એક અસહ્ય આઘાત લાગ્યો. રત્નવીથિની ભવ્ય પરંપરા ઉપર, તેના આવા એક મોટા રાષ્ટ્રીય ઉત્સવ ઉપર આવો પ્રહાર! કેવું અધર્મ્ય! પણ લોકોનાં મન એ આઘાત હેઠળ આગળ વિચાર કરે તે પહેલાં તો સુકેતુના કાવ્યમાં રહેલ કરુણ રસનું વાતાવરણ સચોટ રીતે જામવા મડયું હતું. તે અસહાય નિર્દોષ યુવક, તેનાં સ્વપ્નાં, મરતી વખતના તેના વિચારો, તેના કુટુમ્બીજનોની તીવ્ર વેદના—એ બધાંનું એક હૃદયભેદક ચિત્ર તેણે ખડું કરી દીધું. લોકોનો વિરોધ ધીમે ધીમે શમી ગયો. અસહાય બની સુકેતુના કરુણ રસમાં તે બધા તણાવા મંડયા. ધીમે ધીમે સૌની આંખમાંથી આંસુ ટપકવા મંડયાં. સહુ કોઈ રડયું, ન રડયો માત્ર એક સુબાહુઃ મુખ ઉપર ઉગ્ર કઠોર રેખાઓ પાડતો, પોતાની ભ્રૂકુટી સંકોચતો, મક્કમતાથી બીડાએલા હોઠો સહ તે સુકેતુનું કાવ્ય

સાભળી રહ્યો હવે તો કોઇ પણ રીતે એ સુકેતુને માફ કરવા તૈયાર ન હતો પોતાની જીભમા બની શકે તેટલુ ઝેર આણી તેણે સુકેતુ પર અને તેના કાવ્ય પર પ્રહાર કર્યા તર્કની તેણે એક જબરદસ્ત જાળ ગૂથી અનેક રીતે તેણે તે કાવ્યને ચૂથ્યુ એક બાજુથી એ કાવ્યમા રત્નવીથિનો કેવો સ્પષ્ટ દ્રોહ રહેલો છે તે બતાવી, બીજી બાજુથી તેના કાવ્ય-ગુણ ઉપર પણ તેણે પ્રહાર કર્યા તેના શબ્દેશબ્દને તેણે વીંખ્યા સુકેતુ ભાવ અને શબ્દાવલિ ચોરવામા જ એકલો કુશળ નથી, પણ તેને રત્નવીથિની પ્રાચીન પરપરા પણ તોડવી છે, એ તેનો હીન આશય સિદ્ધ કરવા માટે પણ પૂરપુરી કુશળતા તે ધરાવે છે એમ તેણે અનેક દલીલો અને પ્રમાણો વડે સિદ્ધ કરી બતાવ્યુ લોકો અનેક પ્રકારની લાગણીઓ અનુભવતા સુબાહુની વાત સાભળી રહ્યા સુકેતુએ જમાવેલુ કરુણરસનુ ઘેન ધીરે ધીરે તેમના મનમાથી ઓસર્યુ તે બધા સુબાહુની ગુણનિંદા ઉપર, તેની બહુશ્રુતતા ઉપર, શબ્દોની ગહનતામા દૃષ્ટિપાત કરવાની તેની અસાધારણ પ્રતિભા ઉપર મુગ્ધ બન્યા લોકોમા ગણગણાટ થવા લાગ્યો " સુકેતુ આપણને ઠગે છે " "તે આપણા ગણરાજ્યની પરપરા ઉપર કુઠારાઘાત કરે છે " " તે ગણદ્રોહી છે–રાષ્ટ્રદ્રોહી છે " " તે કવિ પણ નથી " " તેણે કલ્પના ચોરી છે " "આ ભાવ ચોર્યો છે " "આ ઉપમા તફડાવી છે " " અરે ! ભલે તે બધુ ચોરતો, પણ આવો પાખડી—નાસ્તિક !—હાંકી કાઢો એને . . . " વગેરે.

છતા સુકેતુનો નરમેધ સામેનો વિરોધ અને તે વિશેના કાવ્યો ચાલુ જ રહ્યા સુવર્ણ ઉપર વધુ ને વધુ આઘાત થતા તે વધુ તેજસ્વી અને વધુ નાજુક બનતું જાય તેમ સુકેતુનાં કાવ્યો વધુ જીવન્ત અને વધુ મૃદુ બનવા લાગ્યા—તેમ તેમ સુબાહુની જીભ પણ તીવ્રતમ બનવા મડી અને સુકેતુ ઉપર રત્નવીથિના નાગરિકોમા અણુભાવ પ્રગટાવવાનો, રત્નવીથિના યુવકોને અવળે માર્ગે દોરવાનો અને રત્નવીથિમા અધર્મનો પ્રચાર કરવાનો સ્પષ્ટ આરોપ પણ મુકાવા માડયો વસ્તુસ્થિતિ એવી હદે પહોચી કે એ પ્રતિ લાએ વખત દુર્લક્ષ્ય કરવાથી ગણમા ફાટફૂટ પડવાનો, અને આન્તર્વિગ્રહ ઊભો થવાનો પણ સભવ દેખાવા માડયો. આ સંજોગોમા એ પ્રશ્ન ગણ સમક્ષ ચર્ચા માટે રજૂ થયો એની ચર્ચાનો બધો ભાર સુબાહુએ ઉપાડયો સથાગાર આજ ભરચક થઇ ગયુ હતું ગણપૂરકને* આજે ગણ ભેગુ કરવા માટે કોઇ પણ જાતની મહેનત કરવી પડી ન હતી સુબાહુએ પ્રશ્નની ચર્ચા શરૂ કરતા જણાવ્યુ

" આજે આ છન્દકની× જવાબદારી મારે શિર છે એ સુવિદિત છે. ગણરાજાઓને બીજાં અનેક મહત્ત્વના કામો હોય છે તે હું જાણુ છે પણ રત્નવીથિગણ સત્યને વરેલું હોઇ તેણે અસત્યને નિર્મૂળ કરવુ જ જોઈએ એથી મે છન્દકની માગણી કરી આપ સહુને ભેગા કર્યા છે. હું સિદ્ધ કરી શકુ કે સુકેતુ ગણદ્રોહી છે, ગણની ભવ્ય પરપરા તે તોડવા ઇચ્છે છે, અને રત્નવીથિના યુવકોને પણ તે ફટાવી રહ્યો છે આથી હુ આપની પાસે એટલુ જ

---

* ગણપૂરક=Whip. ગણ=Republic, Quoram ગણપૂરકનું કાર્ય ગણનું કામકાજ ચાલવા માટે કાર્યસાધક સખ્યા ભેગી કરવાનું હતુ

× છન્દક=referendum

માગીશ કે આપ એવો પ્રબંધ કરજો કે સુકેતુ પોતાનાં એ કાવ્યો જાહેરમાં ન ગાઈ શકે. તેને કોઈ પણ જાતનું અંગત નુકસાન થાય એ હું ઇચ્છતો જ નથી. મારે માત્ર ગણનું વાતાવરણ અને તેની ભવ્ય પરંપરા અખંડિત રહે એ જ જોઈએ છે." એમ કહી તેણે અનેક રીતે સુકેતુનાં કાવ્યોને પોંખી નરમેધનો વિરોધ કરી તે કેવું અધાર્મિક વાતાવરણ જમાવી રહ્યો હતો તે બતાવી પોતાનું વિધાન સચોટ રીતે રજૂ કર્યું.

ગણમાંથી કોઈ કે પૂછ્યું: "બચાવમાં સુકેતુ શું કહે છે?"

દુ:ખભરી પોતાની પાંપણ ઊંચી કરી સુકેતુ બોલ્યો: "સુબાહુની ગહન વાતો મને નથી સમજાતી. મારા ઉરમાં જે ભાવ જાગ્યા છે તે મેં માતા રત્નવીથિને ચરણે ધર્યા છે. આથી વિશેષ હું કંઈ જાણતો નથી."

ગણમાં બડબડાટ શરૂ થયો. કોઈક બોલ્યું: "વાહ, ઠીક બચાવ! જો એ સાચો હોય તો શા માટે સુબાહુના આક્ષેપોનો સીધો જવાબ નથી આપતો?" ચર્ચા ખૂબ ચાલી. અંતે સુબાહુએ માગણી કરી: "જો ગણાધીશને સંતોષ થયો હોય કે વિષય પૂરતો ચર્ચાયો છે તો હું છન્દ* માટે પ્રાર્થના રજૂ કરું છું. આજનો વિષય અત્યંત અંગત અને ગંભીર હોઈ મારી બીજી પ્રાર્થના એ પણ છે કે છન્દ આજ સકર્ણ જલ્પકમ્‌ની× કે વિવટકમ્‌ની+ રીતે પણ ગુલ્હકમ્÷ પદ્ધતિથી લેવો." સુબાહુના બન્ને પ્રસ્તાવ વિનાવિરોધે મંજૂર થયા. ગણપૂરકે શલાકા yવહેંચી પાછી ભેગી કરી લીધી. રત્નવીથિગણે બહુમતીથી ઠરાવ્યું કે સુકેતુએ સંથાગારમાં ઊભા રહી પોતાનાં કાવ્યો નહિ લલકારવાં. સુકેતુની કલ્પનામૂર્તિના કોઈ ચૂરેચુરા કરી રહ્યું હોય એવો તેને અસહ્ય આઘાત લાગ્યો. તેના મુખમાંથી નીકળી ગયું: "હા! માતા રત્નવીથિ . . . જનનિ . . જનનિ!"

બીજે દિવસે સુકેતુનું ઘર શૂન્ય વિજન જેવું જાણે મૂર્છામાં પડ્યું હતું. રોજના ધ્વનિ આજ તેમાંથી વહેતા ન હતા. રોજ તેની આસપાસ જાણે વસન્ત ખીલતી તે આજ ક્યાંક મુખ સંતાડી આંસુ સારતી બેઠી હોય એમ લાગતું હતું. રત્નવીથિને છેલ્લા નમસ્કાર કરી આજ સુકેતુ ક્યાંક ચાલ્યો ગયો હતો.

રત્નવીથિમાંથી નીકળી સુકેતુ મગધ ગયો. રાજગૃહમાં થોડા જ વખતમાં સહુ કોઈને જીહ્વાગ્રે તેનાં કાવ્યો રમી રહ્યાં. કોયલનો ટહુકાર સાંભળતાં કે શશીલેખાની કોર દેખાતાં રાજગૃહના ભવ્ય પ્રાસાદોમાંથી, અસંખ્ય ઉરોમાંથી સુકેતુનાં કાવ્યો જાગી ઊઠતાં: સર્વત્ર સંગીત, સ્વપ્ન અને સૌન્દર્યની રેલ ઊછળી રહેતી. થોડા જ વખતમાં સુકેતુ મગધનો રાજકવિ બન્યો. તેની કીર્તિ દિગદિગન્તમાં ગાજવા લાગી. અવન્તિનરેશે પણ તેને ભાવભર્યું નિમંત્રણ મોકલાવ્યું. સુકેતુનું જીવન આમ ભર્યું ભર્યું બન્યું—તેમાં માત્ર એક જ કરિ હતો: જગત બધું તેને ભલે પૂજે, પણ પોતાની પ્રિય રત્નવીથિ!

---

* છન્દ=Vote, મત

× સકર્ણ જલ્પકમ્ = કાનમાં પોતાનો મત કહેવો તે

\+ વિવટકમ્=open voting

÷ ગુલ્હકમ્=Voting by ballots

y શલાકા=Voting Tickets

આમ પાંચ વર્ષ વહી ગયાં. સુકેતુ એકલા મગધનરેશનો જ નહિ, રાજગૃહની કુસુમકળી જેવી સુંદર નાજુક રમણીઓનો, રાજગૃહના તેજસ્વી યુવાનોનો પણ માનીતો હતો. તેનાં કાવ્યો-તો રાજગૃહના શ્વાસ જેવાં બની ગયાં.

મગધનરેશે એક વખત માલવગણને નમાવવા વિગ્રહ આદર્યો. કવિસમ્રાટની વિરલ પદવી પામેલા સુકેતુને તેમણે પોતાની અભિલાષા જણાવી તેની સરસ્વતી પોતાની વિજય-શ્રીને પ્રેરે અને તેને ઉજ્જવલ કરે એની પ્રાર્થના કરી. સુકેતુ મૂંગો બની ગયો. ક્ષણભર પોતાના અંતરમાં ઊંડે ડૂબી જઇ તેણે જવાબ આપ્યો:

"મહારાજ, સરસ્વતીનું કાર્ય જીવનમાં સંવાદ સર્જવાનું છે, વિસંવાદ નહિ. અને તેમાંય તે રત્નવીથિનો પુત્ર ગણસત્તાના દ્રોહ જેવા વિગ્રહની જયગાથા નહિ જ ઉચ્ચારી શકે."

મગધનરેશે એક તીક્ષ્ણ દૃષ્ટિ સુકેતુ ઉપર માંડી.

"કવિશ્રેષ્ઠ, આપને ખબર તો છે ને કે જે રત્નવીથિની ગૌરવગાથા આપ ઉચ્ચારી રહ્યા છો, તેના પાદપ્રહારની ધૂળ હજુ આપના અંગ ઉપરથી પૂરી શીટી નથી; જે ગણસત્તાના આપ આવા ભારે પૂજારી છો તે જ ગણસત્તાએ આપની સરસ્વતીની રત્નવીથિના સંથા-ગારમાં ધોળે દિવસે અપકીર્તિ કરી હતી!"

"તે હશે; પણ મહારાજ! સુકેતુનું ઉરકમલ રત્નવીથિના સ્વાતંત્ર્યાનિલે જ જાગ્યું હતું, એ આપ કેમ ભૂલો છો?"

મગધનરેશે બીજો પ્રયોગ અજમાવ્યો: "સુકેતુ, મગધની સર્વશ્રી આજ તમારે ચરણે છે. મગધનરેશની એકની એક પુત્રી મગધના કવિશ્રેષ્ઠની અર્ધાંગના બનવા ઉત્સુક છે—આજ તમે મગધની વહારે ન આવો તો કોણ આવે?"

"મહારાજ, અમિતા મારો પ્રેમ સ્વીકારે અને આપ સમ્મતિ આપો એ તો એટલું બધું સુખદ છે, પ્રેરણાજનક છે કે સાચુ માનવાનું પણ મન ન થાય. અમિતા માટે હું જીવન પાથરીશ; પણ મગધેશ, જગતમાં બીજાં સુખ ગમે તેટલાં મધુર હોય, ગમે તેટલાં સુંદર હોય, ગમે તેટલાં પ્રેરક હોય, છતાં તે સૌમાં તો માતાના વૃદ્ધ વદનની કરચલીઓ જ સુંદરતમ છે એ કેમ ભુલાય? માલવોના સ્વાતંત્ર્યાપહરણનો હું વિચારમાત્ર પણ કરું તો રત્નવીથિના વદન ઉપર વિષાદની રેખાઓ અંકિત થતી હું સ્પષ્ટ જોઉં છું. મારાથી એ ન થાય . . ."

તે રાત્રે સુકેતુ રાજગૃહ છોડી રત્નવીથિ પ્રતિ ચાલી નીકળ્યો. જ્યારે તે રત્નવીથિની ભાગોળે પહોંચ્યો ત્યારે પૂર્ણિમા પૂરબહારમાં ખીલી હતી. રત્નવીથિનાં ગૃહોમાં જાણે આનંદની છોળ ઊછળી રહી હોય તેમ દૂરથી સુકેતુને લાગ્યું. એવામાં કોઇનો મીઠો અવાજ તેને કાને અથડાયો. તેણે તે દિશામાં જોયું તો કોઇ એક યુવક અને યુવતી જાણે પોતાની જીવનપૂર્ણિમા ઊજવી રહ્યાં હતાં. યુવતી જાણે મીઠો રોષ કરી કહેતી હતી:

"સોમ, તું તો તદ્દન જુઠ્ઠો છે. હું કંઇ તારી એ વાગ્જાળમાં ફસાઉં એવી નથી હો!"

તેના હોઠને હાથથી બંધ કરી દેતાં પેલો યુવક બોલ્યો: 'વિશાખા, તેં શું મને તસ્કરશ્રેષ્ઠ સુકેતુ ધાર્યો? હરિણાક્ષી શબ્દનો પ્રયોગ મેં જ જગતમાં પહેલો કર્યો છે. અપિ

# સુજનન માટે યુનિવર્સિટીની મોટી ડીગ્રી

મિસીસ એલીઅસ કોમ્પટન નામની એક ૮૦ વર્ષની અમેરિકન સ્ત્રીને LL. D. એટલે ડોક્ટરેટની ઉપાધિ એક અમેરિકન યુનિવર્સિટીએ આપી હતી તેની નોંધ લેવા જેવું છે. એ બાઈના ધણી પ્રો. કોમ્પટન ,યુનિવર્સિટીની એક કોલેજમાં ૪૫ વર્ષ સુધી અધ્યાપક હતા અને તેમાંનાં છેલ્લાં ૨૦ વર્ષથી મુખ્ય આચાર્ય હતા, આ દંપતીના મોટા છોકરા પ્રો. કાર્લ, માસાચ્યુસેટના પ્રખ્યાત ઉદ્યોગમંદિરના પ્રમુખ છે; એક છોકરી અલાહાબાદની કોલેજના એક અધ્યાપક સાથે પરણી છે; બીજો છોકરો વિલ્સન અર્થશાસ્ત્રી, વકીલ અને જબરો વેપારી છે; અને ત્રીજો છોકરો આર્થર ચીકાગો યુનિવર્સિટીનો પદાર્થશાસ્ત્રનો અધ્યાપક છે અને તેને હાલ સંશોધનને માટે જગતમાન્ય નોબેલનું ઇનામ મળ્યું છે. આ ત્રણે છોકરાઓ પ્રિન્સટન યુનિવર્સિટીના ડોકટરો થયા છે

મિસીસ કોમ્પટનને ડોકટરની માનનીય ઉપાધિ સુજનન (Motherhood) ને માટે આપવામાં આવી ત્યારે કુલપતિએ કહ્યું કે " તમે દેશને વિદ્વાન અને ઉપયોગી પ્રજા આપી છે માટે અમે તમને માન આપીએ છીએ. પત્ની તરીકે તેમજ માતા તરીકે તમે ઉત્તમ સેવા કરી છે અને ઉત્તમ ગુણો કેળવ્યા છે. આ જગતમાં સારી ગાય, બળદ, ઘોડી અને ઘેટાં ઉછેરવા માટે પ્રદર્શનોમાં ઇનામ અપાય છે; તમે ઉત્તમ મનુષ્યો કેળવ્યાં છે તે માટે અમે તમારા ઋણી છીએ અને તમને નમન કરીએ છીએ. જગત્ સુજનન અને સુપાલનની કિંમત કરતું થાય તેટલા માટે આ યુનિવર્સિટી તમને આ ઊંચામાં ઊંચી ઉપાધિ અર્પણ કરે છે. "

ધન્ય છે આ અમેરિકન પ્રજાને કે તે સુજનન અને પોષણશક્તિની કદર કરી શકે છે. મનુ મહાશયનો એક શ્લોક ટાંકનારી પણ વ્યવહારમાં "ઢુંધે નાર પાંસરી" માનનારી પ્રજાની પ્રગતિ એમના વિચારના પ્રમાણમાંજ થાય; અને એ મનુ મહાશય પણ સ્ત્રીને બાપ, ધણી કે છોકરાની બાંધેલી ગાય જેવી ગણતા હતા. મને એક ફારસી 'બેત' સાંભરી આવે છે, કે જો સ્ત્રીઓનું ( ઝન એટલે 'સ્ત્રી' અને 'મારવું' ) ચારિત્ર્ય સારું હોત તો ઇશ્વરે તેમને ઝન ન કહી હોત પણ મઝન (ન માર) કહી હોત. આપણે તો બધી એશિયાઈ સંસ્કૃતિનાં વખાણ કરવાનો ધર્મ લઈ બેઠા છીએ એટલે આ લોકવાયકાઓ અને લોકવિચાર તરફ આંખ આડા કાન કરવાના હોય. આજે તો આવી માન્યતાઓને મારીમચડીને તેમાંથી કાંઈ સુંદર રહસ્ય શોધી કાઢવાનો ધધો જાગ્યો છે. સત્ય નથી જોઈતું પણ અસત્યને સત્ય તરીકે મનાવવાનો રાજકીય કે રાષ્ટ્રીય 'ધર્મ' થઇ પડયો છે.

સુમન્ત મહેતા

# અપ્ટન સિંક્લેરની આત્મકથા

સાહિત્યમાં જીવનચરિત્ર એક નોખી ભાત પાડે છે. તેમાંય આત્મકથા વળી વિશેષ ભાત પાડનાર છે. તેમાંય જ્યારે આત્મકથાલેખક જગપ્રસિદ્ધ વ્યક્તિ હોય છે ત્યારે તો એ આત્મકથા જગતના સાહિત્યમાં સ્થાન પામે એવી ગણાય. એવી એક જગપ્રસિદ્ધ વ્યક્તિનાં સંસ્મરણોનું પુસ્તક થોડા દહાડા ઉપર મારા હાથમાં આવતાં તેમાંની થોડી વાનગી અહીં પીરસું છું.

૧

અપ્ટન સિંક્લેર નામના અમેરિકન પ્રસિદ્ધ સમાજવાદી લેખકનાં આ સંસ્મરણો છે. આજ સિંક્લેરની ઉંમર ૫૫ વર્ષની છે. સંસ્મરણો તો પહેલાં ૩૦ વર્ષ સુધીનાં જ આપેલાં છે. પુસ્તકનું નામ પણ જાણવા જેવું આપ્યું છે. પોતાની આ આત્મકથાને તે *Candid Reminiscences* [ સ્પષ્ટોક્ત સંસ્મરણો ] એવું નામ આપે છે, અને સાચે જ એ સંસ્મરણો સ્પષ્ટોક્ત છે. ક્યાંય ઢાંકપિછોડાનો પ્રયત્ન કર્યો હોય એમ વાંચતાં નથી લાગતું. એક સામાન્ય માબાપનો પુત્ર કેવી રીતે એક પ્રખર સમાજવાદી પ્રચારક લેખક બન્યો ને જગતમાં અનેક વિઘ્નો સામે થઈને પણ પોતાની પ્રતિભાનું તેજ પાડ્યું એનો નિખાલસ દિલે કહેલો આ એકરાર છે. અપ્ટન સિંક્લેરને ઓળખનાર કોઈએક જણ આ વાંચ્યા વિના નહિ રહે એમ ચોક્કસ લાગે છે. પણ આ આત્મકથા એવી રીતે નથી લખાયેલી કે જેથી અપ્ટન સિંક્લેર વિષે કાંઈ જ ન જાણતો હોય તેનેય તેમાં બરાબર રસ પડે. આ કારણથી કદાચ આ પુસ્તક બાપુજીની આત્મકથાની જેમ, એટલું બધું જગજાણીતું ન થાય એમ બને.

છેઃ તેમાં તે હાર્યો છે ને પાછો પ્રયત્ને વળગ્યો છે. વળી હાર્યો છે ને વળી વળગ્યો છે, અને હજી તે ક્રિયા ચાલુ જ છે. આનું રસિક વર્ણન લેખકે રમુજી શૈલીમાં એ આત્મકથામાં આપ્યું છે. જગતભરમાં ગરીબની હાય પોકારાઈ રહી છે. એનો કરુણ અવાજ એણે જીવનમાં પ્રવેશ કરતાં જ સાંભળ્યો અને એ સમાજવાદી બન્યો. એ કરુણ રુદન કેમ કરીને ટાળી શકાય, તે શા કારણે ઉદ્‌ભવે છે, એ આ લેખકના જીવનનો મૂળમંત્ર બનેલો છે, અને એ મંત્રને લેખક જીવનભર જપ્યે ગયો છે.- મહર્ષિ ટૉલસ્ટૉયને પણ આ જ દુઃખ હતું. એમણે એનો ઉપાય અહિંસાધર્મના પાલનમાં શોધ્યો. ગાંધીજી પણ એ જ દુઃખના વલોપાતમાં વલોવાઈ રહ્યા છે ને અહિંસાધર્મના સ્થાપન માટે મથે છે. અપ્ટન સિંક્લેર એની રીતે આ જ કામ કરે છે. તેને સમાજવાદમાંથી ઉપાય શોધવો છે. બાપુજીની જેમ તે મુખ્યત્વે કર્મયોગી નથી, તે વિચારક છે. જીવન નિહાળતાં જે સૂઝે તે જગત આગળ મૂકે છે ને તેના પ્રચાર અર્થે મથે છે. પૈસા પાછળ ગાંડા બનેલા અમેરિકા દેશમાં એ જ કરવા જેવું છે સિંક્લેર ધારત તો લાખો ડૉલર મેળવી શકત,—બ્રિટિશ સાહિત્યકાર બર્નાર્ડ શૉની જેમ સમાજવાદ પોકારતાં છતાં મૂડીધારી બની શકત; પણ સિંક્લેરે તેવું કાંઈ નથી કર્યું. લેખનપ્રવૃત્તિમાંથી આજીવિકા મેળવવા મથતા સિંક્લેરની આપવીતી આ પુસ્તકમાં વાંચતાં આપણને એને માટે ધન્યવાદ છૂટે છે. જ્યારે સિંક્લેર પ્રખ્યાત લેખક બન્યો ને એ પૈસા મેળવતો થયો ત્યારે પણ એણે એ ધનનો ઉપયોગ એના સમાજવાદને આગળ ધપાવવામાં જ કર્યો. સમાજવાદી સંયુક્ત જીવન સ્થાપવું એ એની ઝંખના હતી. એ સારુ એણે કેટલી ય વાર આશ્રમ સ્થાપવા પ્રયત્નો કર્યા છે અને એમાં એણે પોતાના કેટલાય પૈસા હોમ્યા છે.

અને દરેક પ્રચારકને નસીબે હોય છે તેમ એને માથે જેલ પણ ઝઝૂમતી જ હતી. એનાં પુસ્તકોમાં એણે પૈસાદાર લોકનાં કાવતરાં ને નિર્દયતાની જે ખુલ્લખુલ્લા ઝાટકણી કાઢી છે તેથી તેના દુશ્મનો ઓછા નથી થયા તેમનો ક્રોધ તેણે સત્યને નામે વહોર્યો છે. તેમનાં કટાક્ષો, અપમાનો ને વગોવણી પણ એને ઓછાં નથી સહવાં પડયાં. આજ એ બધાની પાર પડીને એ બેઠેલો છે. એ યાતનામાં એની બીજી સ્ત્રીની એને ભાર ઓથ હતી. એનું પહેલું લગ્ન કમનસીબ નીવડયું હતું. બારેક વર્ષ તે રહ્યું. છેવટે તેનો ઉકેલ *છૂટાછેડા કરીને જ એને આણવો પડયો આ કરુણકથાનો હેવાલ પણ, વિવેકની મર્યાદામાં* રહીને, તેણે આ પુસ્તકમાં આપ્યો છે. તેમાં પણ તેણે પોતાની સ્ત્રીને જરાય અન્યાય નથી કર્યો, એ જોઈને આપણને તેના પ્રત્યે માન ઊપજ્યા વગર નથી રહેતું

૨

અપ્ટન સિંક્લેરનો જન્મ ૧૮૭૮માં થયો હતો. પોતે કેવા કુટુંબમાં જન્મ્યો છે એ જાણવાની એને પરવા નહોતી. તે કહે છે તેમ, પૂર્વજોને એ કંટાળા સમાન ગણતો; કેમકે તેને ભૂતકાળ કરતાં ભવિષ્યમાં જ વધારે રસ હતો. પોતાના પૂર્વજો વિષે એ કાંઈ વધુ જાણતો પણ નહોતો. એની માએ છૂટીછવાઈ વાતોના ટૂચકા કહ્યા હોય એ જ એ વિષેનું એનું જ્ઞાન છે; પણ એક ઇતિહાસપ્રિય મિત્રે એના પૂર્વજોના ઇતિહાસનું સંશોધન કરેલું તે તેણે કહ્યું છે. એ પરથી જણાય છે કે તેના બાપદાદાઓ મોટા નૌકાચારીઓ હતા અને નૌકાસૈન્યમાં મોટા હોદ્દા ભોગવેલા. આ પરંપરા ઠેઠ તેના દાદા સુધી અખંડ ચાલેલી. તેના પિતાએ તે પહેલી તોડી.

સિંકલેરના પિતા જુદા જુદા ધંધામાં વેપારી થઈ આજીવિકા મેળવતા. કેટલોક વખત તે ખાયુક દારૂના વેપારી પણ બનેલા. ત્યારથી તે દારૂ પીતા પણ થયા, ને એ કુટેવ આખો જન્મારો રહી. એથી બાળક સિંકલેરને દારૂનો કડવો અનુભવ શરૂઆતથી જ સહેવો પડ્યો. તે અને તેની મા એનાં અભાગિયાં સાક્ષી હતાં. પિતાને પણ, જેમ દરેક દારૂડિયાને કોઇક સુભાગ્ય ક્ષણે થઈ આવે છે તેમ, પોતાની કુટેવનું દુઃખ થતું. ત્યારે તે દારૂ છોડવાનું પણ લેતો ને તે પાળવા પૂરો પ્રયત્ન પણ કરતો. પણ દારૂડિયો વચન પાળી શકે તો કોણ બીજું ન પાળી શકે? એ પણ મોડુંવહેલું તૂટતું જ અને કમભાગી મા ને પુત્રના સંધાયેલા નસીબની ગાંઠ પણ સાથે જ તૂટતી, ને સદાનું દુઃખ પાછું સંધાતું. સિંકલેર કહે છે કે જ્યારે બાપા વચન પાળે ત્યારે અમે અમીર બનતાં ને વચન તોડે ત્યારે ફકીર કંગાળ થતા! આ અનુભવ તેણે તેની પ્રખ્યાત કથા *Wet Parade*માં ચીતર્યો છે.

જહાંગીરી ને ફકીરીનો આ અનુભવ સિંકલેરને એના પિતા તરફથી જ થતો એવું નથીઃ અનેક બાજૂથી એના નસીબમાં આવી સૂકીલીલી જોવાની ઘડાઇ હતી. તે કહે છે કે "આખા મારા જીવનમાં આ જાતનું બનતું આવ્યું છેઃ ગરીબ અને તવંગર બેઉ જાતના લોકને મળતા રહેવાનું મારા ભાગ્યમાં બન્યું છે."

આ અનુભવની અસરે એનું જીવન બળવાખોર બનાવ્યું એમ એ જાતે જણાવે છેઃ "છેક બાળપણથી એવું મારું નસીબ છે કે, બીજાના ધનવૈભવના સાક્ષી તરીકે હું રહું." અને આ ધનીઓ એના સગાસંબંધી જ ઘણું કરીને હતા. તેથી એમ નથી કે તે ઝેરે બળતો ને બળવાખોર બન્યો; કે સગાઓ એને ઉવેખતા ને તેથી તે સમાજવાદ શીખ્યો. તે કહે છે કે આ જોઇ મને એક જ પ્રશ્ન થતો ને તે હું મારી માને પૂછ્યા જ કરતો કે, "મા, કેટલાક બાળકો પૈસાદાર ને કેટલાક ગરીબ છે એમ કેમ? એ કેવી રીતે ન્યાય્ય હોઇ શકે?" આ સવાલમાં આજના જગતના દુઃખનો આખો કોયડો આવી ગયો. સિંકલેર કહે છે કે નાનપણમાં એ પૂછીપૂછીને હું મારી માનો પેરા કાઢી નાખતો, અને હવે મોટો થયો છું ત્યારે દુનિયાના સત્તાધારીઓને પૂછી પૂછીને પસ્તાળ પાડું છું, પણ કોઇ જવાબ નથી આપતું! એનાં પુસ્તકોનો અર્ક આ ઉપરના કથનમાં આવી જાય છે.

પાછા એની જીવનકથા પર જઇએ. પિતાની દારૂની કુટેવે એને કટ્ટર મદ્યનિષેધક બનાવ્યો. એ બીડી કે ચાકોરી સરખી પણ પીતા નથી એ સાથે સાથે જ જાણી લેવા જેવું છે.

પિતાની ઇચ્છા એને મોટો નૌકાસૈનિક જોવાની હતી; પણ સિંકલેર તો પહેલેથી જ બીજી દિશામાં વળવા લાગ્યો હતો. પુસ્તકનો તેનો શોખ બચપણથી જામવા લાગ્યો હતો. તે વાંચતો હોય ત્યારે પિતા પૂછેઃ 'શું વાંચે છે?' તે જવાબ આપે, "ચોપડી વાંચું છું, બાપા." અને બાપા નિઃશ્વાસ નાંખે! "અરે, ચોપડી વાંચે છે." જેમાં બાપને સાર નહોતો દેખાતો તેમાં દીકરો આખું જીવન વ્યતીત કરવાનો છે એ, ત્યારે તો બેમાંથી કોઈ નહોતું જાણતું!

દસ વરસે તેને નિશાળે બેસાડ્યો. કોઇ દાક્તરે તેની માને કહેલું કે છોકરાની મગજ-શક્તિના પ્રમાણમાં શરીરસંપત્તિ નથી; માટે એને નિશાળ ન બેસાડતાં, એણે આટલું મોડું

કર્યું. પણ છોકરે તો તોય મગજને નવરાશ ન જ આપી. જ્યારે શાળામાં ગયો ત્યારે તે અંકગણિત સિવાય બધા વિષયમાં પારંગત જ હતો. તે કહે છે કે "જ્ઞાનની આ શાખા (ગણિત), જેના વિના વ્યાપાર-સંસ્કૃતિ ન નભી શકે, એ મારા જીવનમાં, દારૂ ને તમાકુ, ચા ને કૉફીની જેમ, રહી જ ગઈ છે. મારી માએ એ નહોતી વાપરી જાણી; મારું પણ એમ જ બન્યું !"

શાળાનાં આઠ ધોરણો બે વર્ષમાં પસાર કરી એ કૉલેજમાં ગયો. પરીક્ષાને અને એને બનતું નહિ. એ તો જ્ઞાનનો તરસ્યો જ્યાં મન ચોંટે ત્યાં વળગ્યો જ રહે. કૉલેજમાં એની જ્ઞાનપિપાસા બરાબર ખીલવી ને એણે તેને બરાબર છિપાવી પણ કૉલેજમાંથી નીકળી તે વિશ્વવિદ્યાલયમાં પહોંચ્યો. એક જ વિષય લઈ એમાં પારંગત થવું એ સામાન્ય રીતે વિદ્યાર્થીઓનો નિયમ હોય છે. સિંક્લેરે તો પોતાને ગમે તે વિષયનો અભ્યાસ કરી શકે એવી છૂટ મેળવી વિદ્યાપીઠમાં પ્રવેશ મેળવ્યો. આમ એણે ૭ વર્ષ ગાળ્યાં, અને તે દરમિયાન તેણે જોયું કે જ્ઞાનઝરા પણ, મૂડીવાદથી ઝેરી થયેલા છે: સાચું જાણવા જેવું કેટલુંય બધું ત્યાં જણાવવામાં જ નથી આવતું, અધ્યાપકો પણ સ્વાતંત્ર્ય ન રાખી શકે એવું વાતાવરણ હોય છે એ પણ એને નજરમાં આવ્યું. આ બધા અનુભવમાં ઉમેરો કરીને એણે અમેરિકાની કેળવણી પર બે પુસ્તકો લખેલાં છે: *The Goose step; The Goslings.*

બાપની કુટેવને લીધે ઘરમાં પૈસાની તંગી તો પહેલેથી જ જાણીતી. એટલે સિંક્લેરને તેનો અંત આણાય તો આણવાની જરૂર, તે સમજણો થયો કે તરત જણાઈ. કૉલેજમાં એક સહાધ્યાયી વાર્તાઓ લખીને છાપાંમાં મોકલતો. જો છાપાવાળો તે સ્વીકારે તો તેમાંથી તેને પૈસા પણ મળતા. આ ઉપરથી સિંક્લેરને સૂઝ્યું કે પોતે પણ એમ કેમ ન કરે ? આમાંથી એને પોતાની લેખનશક્તિની સૂઝ પડી ને તે છાપાંમાં થોકડાબંધ લખતો થયો. હાસ્યરસના ટુચકા લખે, રસિક અનુભવની વાતો લખે, કલ્પનાથી વણીને નવાં સર્જન પણ કરે. આમ એણે કમાણી કરવા માંડી.

એનો વિચાર હતો કે કાયદાનો અભ્યાસ કરી વકીલ બનવું. કૉલેજમાંથી સ્નાતક થઈને એણે એ કરવા ધાર્યું હતું. પણ એને સાહિત્ય ને ફિલસૂફી પણ ભણવાં હતાં. એને સારુ એ વિશ્વવિદ્યાલયમાં જોડાયો. એ ભણ્યો, પણ વકીલ તો તે ન થયો. વચમાં જ એને થઈ ગયું કે એ મારું કામ નથી, ને તે સાહિત્યકાર થવા પ્રેરાયો.

બાવીસ વર્ષે તેણે પ્રથમ લગ્ન કર્યું. જે સ્ત્રીને તે પરણ્યો તેનાં ને પોતાનાં માબાપના વિરોધ છતાં તે પરણ્યો, ને થોડા જ વખતમાં તેને જણાયું કે તેમનો વિરોધ સાચો હતો. માતાપિતાને થતું કે ગરીબ સિંક્લેર શી રીતે જીવનનિર્વાહ કરી શકશે ? અને બેઉ જણે પરણવા પહેલાં કાંઈ વિશેષ વિચાર કર્યો હતો એમેય નહિ. બે જણનું મળવું થયું, સ્ત્રીએ તેની લખાતી નવલકથાનાં પાનાં વાંચ્યાં ને પરણવા મનસૂબો કર્યો ! પરણ્યા પછી બેએક વર્ષમાં તેમને પુત્ર થયો. ત્રણનું પેટ ભરવાનાય પૂરા પૈસા નહોતા ત્યાં આગળ નવો જન્મ તો કેમ જ વહોરાય ? એ વિચારે સિંક્લેરને સંયમ શીખવો પડ્યો. સ્ત્રીને એ ગમ્યું કે કેમ એ કોણ જાણે અને સિંક્લેરને તો સમાજવાદનો આદર્શ પણ સેવવો હતો. દંપતીનો

મેળ ખાવામાં આંટી આંટી ગૂંચો ઉમેરાતી જ ગઇ, ને છેવટે લગનને બારમે વર્ષે બે છૂટાં પડયાં. બેઉએ બીજું લગન કર્યું. તેમાં સિંકલેર સુખી થયો છે ને બીજી સ્ત્રી હજી તેનાં સુખદુઃખની સાથી છે.

એકાંત એ સિંકલેરની પ્રતિભાનો ખાસ ખોરાક છે. એટલે બન્યું છે ત્યાં લગી, એ વસતીથી દૂર ઝૂંપડું બાંધી રહ્યો છે ને ત્યાં તેનું લેખન કર્યું છે. જે નવલકથા લખે તેની સામગ્રી એકઠી કરવા જ્યાં જ્યાં જવાની જરૂર જણાય ત્યાં જઇ સામગ્રી મેળવી આવે. પછી એકાંત શોધી તેનો ઘાટ ઘડી વાત લખી નાખે. શરૂઆતમાં તો પ્રકાશન સંસ્થાઓ તેને દાદ પણ ન દે. જો વાત સ્વીકારે તો માંડ માંડ પેટિયું મળી રહે એટલા જ પૈસા આપે. પણ તેની 'જંગલ' નામની નવલકથાએ આ સ્થિતિમાં સુધારો કર્યો. એ વાતથી એ જગજાહેર થયો ને તેની પ્રતિભા એકદમ ચંકાઇ. એનો એ નિયમ હતો કે જીવનમાં જે કાંઇ નોંધવાજોગ અનુભવ થાય એ વાર્તારૂપે ઉતારવો. એથી એના લખાણમાં ઘણું સ્વાભાવિક હોઇ આત્મકથામય પણ છે. પોતાની લગ્નકહાણી એણે *Love's Pilgrimage* પુસ્તકમાં આપી દીધી છે. *Wet Parade*માં પોતાના પિતાની કુટેવ ચીતરી છે. મજૂરનાં દુઃખોની તપાસ કરી એનો સાર આપવા એણે 'જંગલ' કથા લખી છે.

આમ એનાં ત્રીસ વર્ષનો ઇતિહાસ ટૂંકમાં તેણે આપ્યો છે. પછીનો ઇતિહાસ તેના નવા લગ્નજીવનનો ઇતિહાસ છે. એ લખવાનો સમય આવશે ત્યારે તે આપણને આપશે એમ આશા રાખીએ.

મગનભાઇ દેસાઇ




## ૧ માંસાન્ન વિશે શંકા

॥ ૐ ॥

સુ. પૂ. રામનારાયણ વિશ્વનાથ પાઠક સાહેબ,

વિ. વિ. સાથે જણાવવાનું કે આપના તંત્રીપદ નીચે પ્રગટ થતા 'પ્રસ્થાન'માં (પૃ ૧૭ અંક ૪) માંસાન્ન વિશે લેખ આવ્યો છે તે વાંચી મારા મનમાં ઘણા તર્ક-વિતર્ક ઉત્પન્ન થાય છે. કોણ જાણે મારી ઓછી બુદ્ધિને લીધે એમ થતું હશે; પરંતુ મારે તમોને પૂછવું તો જોઈએ જ કે મારા મનની આ શંકા યોગ્ય છે કે અયોગ્ય છે? એટલે મારી શંકા આપની આગળ રજૂ કરું છું.

માંસ, દારૂ, બીડી વગેરેથી અમારી કોમમાં એટલી અધમ દશા આવી છે તે તો આપ પૂરેપૂરું સમજો છો. પશુ કરતાં પણ અમોને નીચ ગણ્યા છે તે આપ લોકોએ જ, બીજા કોઈએ નહિ, અને તે માંસ ખાવાથી જ; જ્યારે તમારા આ લેખક તો માંસ ખાવાની સલાહ આપે છે તે મને તો નવાઈ જેવું લાગે છે.

વળી લેખક જણાવે છે કે જે ઉપદેશકો માંસ ખાવાનું બંધ કરવા કહે છે તે મનુષ્યના આયુષ્યને હાનિ પહોંચડાવે છે (એટલે તેનું આયુષ્ય ઓછું કરાવે છે); તો મને શંકા થાય છે કે જો માંસથી જ આયુષ્ય વધતું હોય તો પછી ઇશ્વરી નિયમોની કંઇ આવશ્યકતા રહેતી નથી, તેને વૃથા ગણીએ તોય ચાલે. વળી લેખક જણાવે છે કે ઉપદેશકો દારૂ, માંસ, બીડીનો વ્યર્થ ઉપદેશ કરે છે તે સાંભળીને તો લખનાર સાહેબનું લોહી ઉકળી જાય છે. તે શું આ વાત આપને ઠીક લાગે છે? તેમાં વળી, દાખલા તરીકે એક શ્લોકની લીટીમ જણાવ્યું છે કે

शरीरबृंहणे नान्यादधर्यं मांसाद्विशिष्यते ।

(चरक)

તો શું આ શ્લોકની લીટીની માન્યતા આપને યોગ્ય લાગે છે? બીજું, માંસના રસને અમૃતતુલ્ય ગણ્યો છે, તો પછી અમૃતની જરૂર જ ન રહી. માંસ ખાય એટલે અમર બની જવાશે. હું તો જાણતો હતો કે અમૃત બીજી કંઇ વસ્તુ હશે; પરંતુ આ પરથી તો એમ ચોક્કસ થાય છે કે માંસ એ જ અમૃત છે. તો પછી વધુ કંઇ અમૃત વિષે જાણવાનું રહેતું નથી ને?........

લાગણીનો આવેશ

આપણા ઋષિમુનિઓ જે કંદ, મૂળ ખાઇને જીવન ગાળતા હતા, તો શું તે લોકો, જીવન ઓછું કરવા કંદ, મૂળનો ઉપયોગ કરતા હશે? તે, આ બાબત નહોતા જાણતા! તે બધા આપણા કરતાં ગાંડા તો નહિ હોય! ખરેખાત, તે લોકો જાણતા નહિ હોય!

આપણાં શાસ્ત્રો કહે છે કે રાવણ એક અસુરજાતિનો હતો, તે માંસમદિરામાં હમેશાં મસ્ત રહેતો. અસુરોને માંસમદિરા તો જોઇએ જ, તેમના વિના તો એમને ચાલે જ નહિ. હવે, તેવા, અસુર જાતિવાળા, વળી મહાબલવાન. તેને કોઈ જીતવાને સમર્થ નહોતું છતાં, રામચંદ્રજી બાર બાર વર્ષ સુધી વનમાં રહી, કંદ મૂળ ફળ ફૂલ ખાઇ શરીર જીર્ણ થઈ ગયેલું છતાં રાવણને મારવા ધાર્યો તો એક ક્ષણમાં, ધૂળચાટતો કરી નાખ્યો, સોનાની લંકા છિન્નભિન્ન કરી નાખી! આ બધું માંસાહારથી થયું, એવું મારા જોવામાં આવ્યું નથી. છતાં લેખક માંસાહારને વિશેષ માને છે તેમાં મારી ના નથી. પરંતુ આ લેખ પરથી માણસો માંસાહાર કરતાં શીખી જશે તો કરોડો જીવ કપાય છે તેના કરતાં અબજો જીવની ખુવારી થઇ જશે. તેના પાપે, હિંદુ ધર્મ રસાતાળ જતો રહેશે તેની મને ભારે લાગણી થાય છે. લાખો જીવ કપાય છે, લાખો નિર્દોષ જીવોની ખુવારી થાય છે તેને બચાવવાની તો આપણામાં શક્તિ નથી. પરંતુ તેને મારવાની આપણે કોશીશ કરી રહ્યા છીએ. આ કેટલી અજાયબી! હશે, કંઇ નહિ. હું તો એક શંકાશીલ માણસ છું એટલે મારા લખવામાં કંઈ વધારે પડતું તો હશે જ; તેથી હું માફી યાચું છું. આવતા અંકમાં આ વિષય પર વધુ માહિતી મળે, અને મારા મનને શાન્તિ વળે તેવું લખો તો આપનો આભાર માનીશ.

લિ.
એક હરિજનસેવકના
વંદેમાતરમ્ વાંચશોજી

***

## (૨) શબ્દોનો ઉગારો

આપણે આપણા દેવોના, ધાર્મિક સિદ્ધાંતોના અને રાષ્ટ્રપુરુષોના જ બેહાલ કર્યા છે એમ નથી. આપણા શબ્દોના આપણે એટલા જ બેહાલ કર્યા છે. 'પરમાર્થ' શબ્દની કહાણી સુણજો.

કેટલાક લોકો પરમાર્થ એટલે પરલોક એવો અર્થ કરે છે. આ ગોટાળો ક્યાંથી ઉત્પન્ન થયો તે બંને લોકનો ભોમિયો ભગવાન જાણે. કેટલાક લોકો પરમાર્થનો સંબંધ પરબ્રહ્મ જોડે જોડી દે છે. માણસને જે વહાલામાં વહાલું છે એ જ એનો પરમ અર્થ છે. એ

અર્થમાં પરબ્રહ્મ સાથે કોઈ પરમાર્થને જોડી દે તો આપણે શી રીતે તકરાર કરી શકવાના હતા ? પરબ્રહ્મ ઉપર કોઈનો પણ પ્રેમ ન બેસી શકે એવું તો કોઈએ સિદ્ધ નથી કર્યું.

પરમાર્થ એટલે પુરુષાર્થ એવો પણ અર્થ થઈ શકે છે. અને પરમ પુરુષાર્થ તે મોક્ષ.

દાનશૂર—એટલે દાન લેવામાં શૂર એવા બ્રાહ્મણોએ પરોપકારને જ પરમાર્થ તરીકે વર્ણવ્યો. તેથી પરમાર્થનો અર્થ દાનધર્મ એવો થયો છે.

કાલિદાસે એ શબ્દનો સીધો અને સાચો અર્થ કર્યો છે. આપણે વાતો કરીએ છીએ ત્યારે વાણીનો અને અર્થનો મેળ હોવો જોઈએ. વિનોદમાં બોલીએ છીએ, અતિશયોક્તિમાં બોલીએ છીએ, ચિત્તભ્રમમાં બોલીએ છીએ, કોઈ આવેશમાં તણાઈને અથવા શાબ્દિક રૂઢિને વશ થઈને બોલીએ છીએ ત્યારે બોલીએ છીએ તેટલો ભાવ મનમાં નથી હોતો અને ભાવ છૂપો રાખવા માટે, સામા માણસને છેતરવા માટે, આડે રસ્તે લઈ જવા માટે જ્યારે બોલીએ છીએ ત્યારે તો શબ્દાર્થ અને ભાવ જુદી દિશામાં વહે છે. પણ જ્યારે નિખાલસપણે મનમાં જે ભાવ હોય તે જ વ્યક્ત કરવા માટે બુદ્ધિપુરઃસર બોલીએ ત્યારે કાલિદાસ કહે છે આપણે પરમાર્થેન બોલીએ છીએ. દુષ્યંત જ્યારે વિદૂષકને કહે છે, "જુઓ, દોસ્ત, હું બોલ્યો તે મશ્કરીમાં બોલ્યો હોં, સાચું માની બેસીશ નહિ," ત્યારે એ કહે છે- परिहास विजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः। પરમાર્થ એટલે સાચો અર્થ, પૂરો અર્થ. જેમાં પરિહાસ નથી તે વાત serious છે.

આપણે આવા સુંદર શબ્દને વધારેપડતો આધ્યાત્મિક બનાવી બગાડી મૂક્યો છે. એને પાછો એના પોતાના કામે ચડાવી એને સેવાક્ષમ બનાવવો જોઈએ. એ ઘણો ઉપયોગી શબ્દ છે, કામગરો છે.

કાકા કાલેલકર

# ગાંધીના ગુજરાતમાં જોઇએ છે—

**શ્રી.** ઇન્દુલાલ યાજ્ઞિક અને શ્રી. અમૃતલાલ ઠક્કર એમણે ગુજરાતનું, અને પછીથી આખા હિંદનું લક્ષ ભીલ લોકોની ખરી સ્થિતિ તરફ દોર્યું.

રાનીપરજની ચળવળ વખતે આ જંગલમાં રહેતી પ્રજા તરફ આપણી નજર પડી.

આ બન્ને કોમોની ઉન્નતિ માટે થોડા પ્રયાસો થઈ રહ્યા છે. બારૈયા અને પાટણવાડીઆને શ્રી. રવિશંકર વ્યાસે હાથમાં લીધા. પણ ગુજરાત જાણે જાણતું જ નથી કે ઉત્તર ગુજરાતમાં હજારો નહિ, પણ લાખો ઠાકરડા વસે છે.

આ લોકોની ખરી સ્થિતિ શું છે!

લાખો માણસોમાંથી એક પણ વ્યક્તિ વધારે ભણેલી કે ઠીક ઠીક પૈસાદાર હોય એવું જાણવામાં નથી. એમની જમીન શાહુકારોના હાથમાં ગઈ છે અને જતી જાય છે. અજ્ઞાન, ગરીબાઇ અને આળસ, એ ત્રણે કારણોને લઈને એમને ચોરી કરવી પડે છે. એ લોકોમાં કોઇ પણ પ્રકારનો હુન્નરઉદ્યોગ નથી. લાખો માણસો અડધા ભૂખ્યા રહે છે. પાંચ વર્ષનાં બાળકો ઢોર ચારવા જાય છે. અજ્ઞાન માણસોને શાહુકાર, સરકારી નોકરો અને બીજા ગામલોકો ફોલી ખાય છે. તેમાંથી મોટા ભાગને પહેરવાનાં કે ઓઢવાનાં પૂરતાં સાધન નથી.

તાવ અને બીજા રોગો તેમનું કૌવત હણે છે. બીચારા લોકો દુઃખ અને ગરીબાઈથી જડ થઇ ગયા છે, નિરાશાને લીધે આળસુ બની ગયા છે, અને આ બધાં કારણોને લઇને કુમાર્ગે ચડી જાય છે.

સારા સંસર્ગમાં આવે છે તે ઊજળા બની શકે છે.

વસ્તીનો થોડો ખ્યાલ આવે એ માટે આંકડા આપું છું. એકલા અમદાવાદ જિલ્લામાં ૨,૨૩,૦૪૯ એટલે સવાબે લાખ છે. આખી વસ્તીનો ચોથો ભાગ. કડી પ્રાંતમાં ૧,૯૦,૧૯૫ લગભગ બે લાખ, વસ્તીનો પાંચમો ભાગ. મહિકાંઠા એજન્સિમાં ૮૨,૮૫૮ છે. અને પાલણપુર, રાધનપુરના આંકડા મળ્યા નથી. ( કોઈ મોકલી આપશે ? )

એટલે એમની સાડાપાંચથી ૭ લાખની વસ્તી ગણીએ. રાનીપરજ માટે આશ્રમો કે વસતિગૃહો છે અને ભીલો માટે પણ છે; ઠાકરડાઓ માટે એક પણ એવી સંસ્થા નથી.

રાષ્ટ્રીય મહાસભાએ, સરકારે અને પછાત વર્ગના હિતૈષીઓએ આ લોકોની અવગણના કરી છે.

વડોદરા રાજ્યમાં લગભગ ૩૦ વર્ષથી મફત અને ફરજિયાત કેળવણી આપવામાં આવે છે. આ ગરીબ લોકો વડોદરા સરકાર પાસેથી કેળવણી લેતા નથી, પણ સરકારને દંડનાં નાણાં આપ્યા કરે છે. આટઆટલાં વર્ષો પછી એ બે લાખની વસ્તીમાંથી માત્ર લખી ને વાંચી જાણે એવાં ૪,૫૦૬ પુરુષ અને ૨૪૪ સ્ત્રીઓ છે. છાપેલી ચોપડી જરા વાંચે અને કાંઈક લખી શકે એવાં, જેમાંથી મોટો ભાગ બાળકોનો હશે.

તેઓ ધીમે ધીમે જમીન વિનાના થતા જાય છે. શાહુકારો તેમનું લોહી ચૂસી રહ્યા છે: જૈન તેમજ વૈષ્ણવ.

આખું ગુજરાત આજે જાગ્રત થયું છે, પણ અમદાવાદ જિલ્લો અને તેની ઉત્તરે વસતી આ કોમની કેવી દયાજનક સ્થિતિ છે?

ગાંધીયુગના ગુજરાતમાં એવાં થોડાં જુવાન ભાઈબહેનો આ ગરીબમાં ગરીબ, અજ્ઞાન, ખુંદાયેલા, ચુસાતા, તે છતાં સ્વમાનવાળા, લાખો ઠાકરડાની સેવા કરવા માટે તૈયાર નહિ થાય?

સુમન્ત મહેતા

## બંધન

(મિશ્ર ઉપજાતિ)

'વિમુક્ત વ્હેતી નદી ગાન ગુંજતી,
સ્વચ્છંદથી સૂર વિહંગમંડળી
રેલે વને,-બંધ મહીં પૂરાતાં,
એ ગાન, એ સૂર અલોપ થાતા.

પૂજાલાલ

# લોકચર્ચા

## શિવરાત્રિનો મેળો

જૂનાગઢના ગિરનાર પર્વતની તળેટીમાં મહાશિવરાત્રિ ઉપર ભવનાથનો ઘણો મોટો મેળો ભરાય છે. જૂનાગઢ શહેરથી ગિરનાર દરવાજા બહારનો પર્વત ભણીનો માર્ગ આંબાવાડિયાં મકાનો, ધર્મની જગાઓ તથા સાગનાં વનોથી બહુ રળિયામણો અને આહ્લાદક લાગે છે. કાઠિયાવાડનાં અનેક ગામોના સાધુબાવા પોતપોતાના કુટુંબપરિવારો સહિત ફાળો કરીને ઉતારા બાંધે છે. ભજનમંડળીઓની બેઠકોમાં કીર્તનની ધૂન રાતદિવસ જમાવે છે, અને ગમે તે આવે તેને લોટ કે રોટલો આપી 'ઝૂંપડીનો ધર્મ' પાળે છે. એ રીતે કાઠિયાવાડનો આતિથ્યસત્કાર વધુ ઊજળો બને છે. જોગીજતિઓ પણ પોતાની જગ્યાઓમાં અથવા રાવટીઓ બાંધીને કે ઉઘાડા આકાશ હેઠળ સાગવૃક્ષની છાયામાં ધૂણીઓ લગાવી બેસે છે. સાગનાં વનોમાં છુટાછવાયા ઉતારુઓ અને આ ધૂણીઓને લીધે ઘણું મનોહર દૃશ્ય ઊપજે છે. શિવરાત્રિના મેળાનો મહિમા અહીં ઘણો છે; અને ગરીબ માણસ પણ એકાદ રૂપિયામાં મેળો માણી જાય છે, ગિરનાર ચડી આવે છે અને પવિત્ર કુંડોમાં સ્નાન કરી પાછો સંસારવ્યવહારમાં કામે લાગે છે.

લોકદૃષ્ટિએ જોઈએ તો આ મેળો જરૂરી છે. લાંબા વખતના કામના બોજામાંથી માણસને મનતુષ્ટિ મળે છે, કંટાળો ઊતરે છે, આનંદ આવે છે અને નવા કામને માટે મન અને શરીર તાજાં થઈ જાય છે.

અહીં રાજ તરફથી પોલિસનો બંદોબસ્ત પાકો હતો. રાજ્ય તરફથી દવાખાનાની સગવડ હતી; અને રેડ ક્રોસ સોસાયટી તથા વૉલન્ટીઅર કોરની વ્યવસ્થા સારી હતી. રસ્તામાં પાણી છંટાતું હતું અને રેલવેમાં જાતવળતની ટિકિટોના દરમાં ½ ભાગ જેટલો લાભ હતો. તે ઉપરાંત સ્ટેશને ટિકિટની ભીડ ન થવા પામે તે માટે ભવનાથ પાસે એક ખાસ ટિકિટ ઑફિસ ખોલવામાં આવી હતી.

આ તરફના સાધુબાવાઓના વર્ગનો ઊંડો અભ્યાસ કરવા જેવો છે. તેઓ 'ઝૂંપડીનો ધર્મ' પાળે છે, કાઠિયાવાડનો લાક્ષણિક ભજનભંડાર સંઘરી તેનો લોકમાં પ્રચાર કરે છે. આ સઘળી પ્રવૃત્તિમાં એમનો સ્ત્રીવર્ગ પણ સામેલ હોય છે. પરંતુ એ સ્ત્રીવર્ગમાંનો મોટો ભાગ પહેરવેશ અને ટાપટીપમાં આછકલો થયો જણાય છે; જુવાન બાઈઓમાં તો વાસનાવૃત્તિ આગળ પડતી લાગે છે. એ ખરું હોય કે ખોટું હોય, પણ એ સાધુસ્ત્રીવર્ગ ભજનસંગીતમાં તેમ જ મંજીરાં વગાડવાની આવડતમાં એકકો છે. તેઓ ભજનોમાં એકતાલ અને માધુર્યરસ લાવે છે તેની ના નહિ.

બીજો એક વિચાર બતાવવો જોઈએ તે લોકમેળાની અવ્યવસ્થાનો.

ઉતારાઓ પાસે ઘણી જ ગંદકી થાય છે. લોકો વહેલાં ઊઠીને ત્યાં જ ઝાડે જઈ આવે સ્ત્રીઓ માટે દિવસે ઝાડાપેશાબની મોટી મુશ્કેલી રહે છે એંદેવાડ પણ ત્યાં જ ભેળો થાય વેપારીઓ મોટા ભાવ લઈ ખરાબ માલ વેચે; અને ગાડીઘોડાવાળાઓ વાહનના દર મુકરર હોવા છતાં ભારે ભાડું લે. આ સઘળી અવ્યવસ્થા બંધ થવા માટે રાજ્ય તરફથી અથવા લોકપંચ તરફથી મેળા અગાઉ એક માસથી એક મેળા વ્યવસ્થાપક સમિતિ નીમવાની ખૂબ જરૂર છે.

આ મેળો તે ગુજરી કે બજારનું મોટું રૂપ છે; પણ ગુજરી કે બજાર વેપારીવૃત્તિથી ભરાય છે ત્યારે આ મેળો ધર્મવૃત્તિથી ભરાય છે. મારવાડ, મેવાડ અને ગુજરાતમાંથી પણ ઘણા લોક આ પ્રસંગે યાત્રાર્થે આવે છે. શિષ્ટ સંસ્કારી ગૃહસ્થ કુટુંબો આ મેળામાં નજરે પડતાં નથી, એ ખેદની વાત છે. લોકજીવનને જોવા જાણવાની તક આ મેળામાં મળી શકે છે તેવી બીજે મળે એમ નથી. એટલે તેઓ પણ આ પ્રસંગે સમાજશાસ્ત્રના અભ્યાસ માટે નહિ તો લોકજીવનની ઝાંખી કરવા માટે આવે એ ઇચ્છવાજોગ છે; અને એમ થાય તો જ વર્ગભેદનું અતડાપણું કે અળગાપણું મટે, તે સાથે મેળામાં વ્યવસ્થાનું તત્ત્વ વેળાસર દાખલ થાય. ખરું કહીએ તો સાહિત્યકારો, ચિત્રકારો અને સિનેમાસચાલકો માટે આ ઉત્તમ અવસર મનાવો જોઈએ. લોકમાનસ એટલું તો છૂટું બને છે અને ચોખ્ખી રીતે ખીલે છે કે સાહિત્યની અને ચિત્રની અમૂલ્ય સામગ્રી વિનાઆયાસે અને કુદરતીપણે જ મળી આવે છે. આ લાભ કાંઈ ઓછો ન કહેવાય. જરૂર માત્ર સંસ્કારી વર્ગે પોતાનું ખોટું હુંપદ છોડી ભળવાની જ છે.

એક જ પ્રસંગે કાઠિયાવાડના ખરા જીવનનું સ્વરૂપ પિછાનવું હોય તો આ મેળામાં એ મળે છે. જુદી જુદી જાતિઓની 'ટાઈપ', તેમની બોલી, પહેરવેશ અને રહેણીકરણી અહીં જોવાજાણવામા આવે તેમ છે. ગિરનારી જોગીજીવન જાણવાનું પણ સુગમ પડે તેવું છે. દુહાઓના લલકાર અને ભજનોની ધૂન સાભળવા મળે છે. કાઠિયાવાડની મહેમાન-ગતિ પણ ચાખી શકાય. એ ઉપરાત કાઠિયાવાડી સ્વભાવની ભોળપ, માયાળુપણું અને કડવીમીઠી મશ્કરીઓ મળે. આ મશ્કરીઓમાં કામી વાસનાના વ્યંગ વધુપડતા અંશે હોવાનું જણાય પણ ખરું. આ ઉપરાત આડદિવસે જે સ્ત્રીવર્ગ લાજથી ઢંકાએલો રહે છે તેને ખોટી લાજશરમથી છૂટો થએલો આ પ્રસગે નજરોનજર જોઈ શકાય. સ્ત્રીઓ ઉત્સાહી ને સેવાભાવી, ભસારભારખમી, ઘરરખુ, મીઠી મજાક મશ્કરીઓના ભાવભરી અને મજબૂત નીરોગી શરીરબંધારણવાળી છે, એ સત્ય અનુભવથી જણાઈ આવે. માત્ર એમ લાગે કે આ સાથે કાઠિયાવાડણમાં જ્ઞાન હોય, ઊંચું જીવન અને ઇચ્છિત સંસ્કાર હોય તો આદર્શ ગૃહિણી બની રહે કાઠિયાવાડી જુવાનો અને વૃદ્ધો પણ જોવા જેવા હોય છે. વૃદ્ધો સુશક્ત અને તેજીલા છે. જુવાનો મજબૂત બાંધાના ને કદાવર છે. પણ જુવાનોમાં પણ બૌદ્ધિક ઊંચા જીવનની મોટી ખોટ લાગે છે. વસ્તુતઃ કાઠિયાવાડની ગામડીઆ પ્રજામા અજ્ઞાન, આંધળી ધર્મશ્રદ્ધા અને વહેમ ઘણા છે. શહેરી જીવનની ખરાબ બાજુ તેઓએ પકડી છે; અને 'કુદરતના જીવનમા જે સ્વાભાવિક આનંદમોજ છે એનું ભાન તેમને રહ્યું નથી. આ દુઃખની વાત છે. ઘરગરીબાઈ સિવાય બીજાં પણ આ માઠી હાલતનાં કારણો છે.

ગિરનાર પર્વત વનપરિભ્રમણો માટે બહુ સગવડવાળો અને અનુકૂળ છે. એનો લાભ આપણી શાળાઓનો વિદ્યાર્થીવર્ગ વધુ ને વધુ લે—નદીનારો અને રજાઓમાં કેમ્પિંગ કરે, સ્કાઉટજીવન જીવે અને મન તથા શરીરને ખડતલ બનાવે. આ સ્થળ રોગીઓને માટે અચ્છાં આરોગ્યભુવનો બને તેવું છે. આજે જે ધર્મશાળાઓ બંધાઈ છે તે તો અમુક નાતની અને એ નાતીલાઓને જ ઉપયોગી બને છે. પરંતુ સઘળી ધર્મશાળાઓ સાર્વજનિક હોવી ઘટે છે; સઘળાં આરોગ્યભુવનો સાર્વજનિક સેવાધામો હોવાં જોઈએ છીએ: અને તેમાં પણ બાળકો કુમાર કુમારીઓ અને યુવાન વિદ્યાર્થીઓને માટે ઓછા દરે કાયમ માટે ખાસ એવાં આશ્રયધામો ગિરનાર પર્વત ઉપર ઠેરઠેર હોવાં જરૂરી છે. એને સારુ ભંડોળ એકઠાં કરાય અને કાયમની સંસ્થાઓ બંધાય તો પ્રજાની એ મોટી સેવા અને આશીર્વાદરૂપ નીવડે એમાં કાંઈ સંદેહ નથી.

પરંતુ લોકચર્યાના આ પત્રનો હેતુ તેનું રસભર વર્ણન કરવાનો નથી. મેળાના ચોવીસ કલાકમાં ઉપજેલા ત્રણચાર વિચારો બતાવવા પૂરતો છે. સારાંશ એ કે મેળો જેમ લોકજીવનનું આવશ્યક અંગ છે, તેમ એ મેળો વ્યવસ્થિત બને અને આપણા સમાજની વ્યવસ્થાશક્તિ સુધરે, વધે ને કેળવાય; અને એ રીતે અવ્યવસ્થાપણાનું કલંક ચોંટ્યું છે તે છૂટે તેમ થવું પણ એટલું જ આવશ્યક છે.

૧૩. ૨. ૩૪. ર. છ.

***

## વિચાર–ચંક્રમણ

એક દિવસ હું ગામડેથી પાટનગર આવતો હતો. અમારી મોટરબસ એલિસ બ્રિજ સુધી આવી, એટલામાં તેની સાથે એક ખાનગી મોટર અથડાઈ. તેના માલિકે પોલીસને બોલાવ્યો અને પોલીસે નામનંબરો નોંધવા માંડ્યાં. સામાન્ય પોલીસોનું શિક્ષણ અને કેળવણી એવાં હોય છે કે તેમની બુદ્ધિનો ખાસ વિકાસ થયેલો હોતો નથી. એણે તો લગભગ માની લીધેલું કે ટોપી પહેરેલા સાહેબની ફરિયાદ ખરી છે અને મોટરબસવાળા હમેશાં ગુનેગાર હોય છે. જ્યારે મોટરબસના હાંકનારને પ્રશ્નો પુછાતા હતા ત્યારે પાસે *બેઠેલા કૉલેજના એક વિદ્યાર્થીએ કહ્યું કે મારું નામ સાક્ષી તરીકે લખજો. શા માટે?* ત્યારે વિદ્યાર્થીએ કહ્યું કે ખાનગી મોટર બાઇસીકલની માફક થોડી જગ્યામાં ઘૂસીને આગળ નીકળી જવાનો પ્રયત્ન કરતી હતી એટલામાં તે અથડાઈ પડી. પોલીસ બિચારો ભોળો બની ગયો, એણે તો માની જ લીધેલું કે બધો દોષ એક પક્ષનો છે. બીજા એક વિદ્યાર્થીએ કહ્યું કે મેં પણ જોયું છે એટલે તેનું નામ પણ નોંધાયું. હું એક મિત્રની સાથે વાતમાં હતો અને આગળના ભાગમાં બેઠો નહોતો એટલે આખી વાત મારી નજરમાં આવેલી નહિ; પણ પછીથી જે થયું તે જોયા અને સાંભળવામાં આવ્યું. મને તરત વિચાર આવ્યો કે આટલો ફેર જણાયો કે લોકો પોતાનો નાગરિક ધર્મ સમજતા થયા. આજે પણ સાચો માણસો એવા છે કે જે સાક્ષી આપવાને તૈયાર થાય નહિ કોરટે જવું પડે, ધક્કા ખાવા પડે અને વળી કાંઈ બાખડવું થઈ જાય તો? આપણે એ બલા શા માટે

તાપથી કે ભૂખથી બેભાન થયેલો માણસ રસ્તામાં પડયો હોય તો આ અહિંસાધર્મમાં માનનારી ધર્મભૂમિમાં તેને જેનારા માણસો પોતપોતાને માર્ગે અને પોતપોતાને કામે ચાલ્યા જશે—પછી એ કામ ચપાટા માગવાનુ, હુક્કો પીવાનુ, મદ્દા ખેલવાનું કે પાના રમવાનુ હોય!

* * *

જેવી રીતે ખાદીની કફની અને ગાંધીટોપીની અંદર ન્યાતજાતનો ભેદ પહેરવેશથી પરખાતો બધ થયો, તેવી રીતે મેં જેયુ છે કે મોટર (પોતાની) હાંકનારા યુવાનોમાં એક પ્રકારની ચપળતા ( Smartness ) આવ્યાં છે કે જે એના બાપદાદામા નહોતી "શેઠ? મોટુ પેટ" એ કહેણી પ્રમાણ વિનાની નહોતી ટૂંકા, જાડા, મોટું ફુંદાળુ (પૃથ્વીના ગોળા જેવુ ) પેટવાળા શેઠીઆઓ મેં નાનપણમાં ઘણા જેયેલા અને હજી ગામડાંમાં થોડા જેઉ છુ, પણ તેમની સખ્યા ઘણી ઘટી ગઈ છે, કારણ કે પહેલાનાં જેવુ સ્થિર, શાંત, બેઠાડુ જીવન રહ્યું નથી આજનો શેઠ તો ક્રિકેટ રમતો હોય, ઘોડે બેસતો હોય કે એરોપ્લેનમા ઊડતો હોય. એ ફુંદાળુ પેટ એરોપ્લેનમા શોભે ખરૂ ? ન શોભે તેથી *Survival of the fittest* ના નિયમ પ્રમાણે એ પેટ નાનું થઇ ગયું હશે?

* * *

આ મશ્કરી બાજુએ રાખીએ! શહેરમા અને ગામડાઓમા પહેલા જે કમરમાથી બેવળ વળી ગયેલી, સધિવાના ભોગ થઇ પડેલી સ્ત્રીઓ જેવામા આવતી હતી તે કયા ચાલી ગઈ? કોઈના જેવામા એવી કોઈ આવી હશે તે કહેશે કે હજી ઘણીયે છે ઘણી નથી. સેંકડે એક રહી હશે શું એ મોટરો નીચે ચુદાઇ ગઈ હશે? ખરી વાત એ છે કે એ જાતનો સંધિવા ઓછો થઈ ગયો છે, અથવા રોગ મટી જાય છે બનવાજોગ છે કે પહેલાં ડોસીઓ ૧૦૦ વર્ષની થતી હશે તે હવે વહેલી પરવારી લે છે આ યુગ ઝડપનો છે!

* * *

*મારા કુટુબમા એક મામા હતા તે ઊચા ગણાતા હતા. હું સત્તરેક વર્ષનો થયો* ત્યારે હું તેમનાથી ઊચો થયો બધા કહે કે શુ તાડ જેવો ઊચો થયો છે?—આજે મારો છોકરો મારાથી ઠીક ઊચો થઈ ગયો છે આવુ હું ઘણાં કુટુબોમાં જેઉ છુ એકંદરે આપણા ગુજરાતી સ્ત્રીપુરુષો ઊચા થતા હોય એવુ લાગે છે.

* * *

૫૦–૭૫ વર્ષ પહેલાના લોકોના શરીર સ્થૂલ અને મોટા મોટાં પહોળાં અને થોભી-આવાળા મો હતા ચાળીસ વર્ષે તે અકાળવૃદ્ધ અને ડાહ્યાડમરા થઈ જતા, અને શોકગ્રસ્ત હોવાનો ઢોંગ કરતા, કારણ કે મોટા કુટુબમાં કોઇ ને કોઇ નાની વયે મરી ગયુ હોય આજે ૯૦ વર્ષ સુધી જીવે છે થોડા, પણ જીવે છે તેમને વયનો ભાર જણાતો નથી

* * *

ગુજરાતી ભાષાશાસ્ત્ર અને સુમન્ત મહેતા વચ્ચે સેાે માઇલનું અંતર છે. વધારે

હશે પણ એવું નહિ. હમણાં મારે ઉત્તર ગુજરાતમાં રહેવાનું થાય છે અને મારા સંસ્કાર દક્ષિણ ગુજરાતના છે; એટલે આ તરફની ભાષા મારા કાનમાં પેસતાં પેસતાં અથડાય છે: "આ ટીપું હમણાં પડશે" વાક્યનો ઉચ્ચાર "આ ટેંપું હમણાં પડહી" એવો થાય છે. આ ઉચ્ચાર મારવાડમાંથી આવ્યો છે કે નહિ તે હું જાણતો નથી; પણ ઋકાર જો શબ્દને મોખરે હોય તો તે "એ" થઈ જવાનો. અને જો "એ" શબ્દની પાછળ હોય તો તે 'ઇ' થઇ જાય છે. ગામડાંમાંથી આણેલી આવી દોલત હું શ્રી. રામનારાયણ પાઠકને સોંપું છું. આ ચીજ રહી ગઇ હતી. મેં નિયમના રૂપમાં મૂક્યું છે તે ઘણે કરીને ખોટું હશે. કોઇ ભાષાશાસ્ત્રી ચીડવાશે અને મને અભણ ગણશે તેમાં શું!

* * *

અમે દીવો ઓ(હો)લવાઇ ગયો એમ કહીએ છીએ. અહીં સાંભળ્યું કે દીવો "રાણો" થયો છે. વિચાર કરતાં માલુમ પડયું કે શબ્દ રાણો છે. તે જ અર્થમાં રાજ, રા' અને રાસ શબ્દો વપરાય છે. સુરત તરફ ફારસી શબ્દોનો ઉપયોગ વધારે થાય છે ત્યાં ગૂલ થયો કહેવાય છે, અને 'ઘેર' ગયો અથવા બુઝાઈ ગયો વપરાય છે. શું દીવાને માન મળે છે! વિદ્યાપીઠનો કોઈ અધ્યાપક કહેશે કે આપણી પ્રજા પ્રકાશપૂજક છે તેથી આવા માનાર્થ શબ્દો વાપરીએ છીએ.

* * *

કોઇ ગાય કે ભેંસને વાછરડું કે પાડું જન્મ્યું હોય ત્યારે તે દૂઝણી થઇ કહેવાય છે. કોઇ સ્ત્રીને છોકરું જન્મ્યું હોય ત્યારે તે દૂઝણી થઇ કહેવાતી હોય એવું મારા જાણવામાં નથી; પણ નવસારીની પારસણો "વીઆઈ" શબ્દ વાપરે છે. હું બાળક હતો ત્યારે એમ જાણતો હતો કે છોકરાં અવતરે અને કૂતરાં વીઆય. પણ જ્યારે નવસારીમાં સ્ત્રીઓ (વીઆઈ) "બ્યાઈ" ત્યારે હું નવો પાઠ શીખ્યો. ઉત્તર ગુજરાતમાં સ્ત્રીઓ "ધાવણી થાય છે."

* * *

આપણાં આંતરડાંમાંથી મળ ઉતારવો તેને માટે ગુજરાતી ભાષાનો શબ્દ છે 'અઘવુ'. પણ આ શબ્દ તો ગ્રામ્ય અને જંગલી ગણાઈ ગયો છે. એ શબ્દ ઉચ્ચારતાં સ્ત્રીપુરુષોનાં ગોરાં કે કાળાં મોં પર શરમના શેરડા પડે છે, એટલે જંગલ જવું, વાડે, લોટે, કળશીએ, દિશાએ, W. C; પાછળ, ઝાડે, એવા પ્રયોગો થવા માંડયા. એમ સાંભળ્યું છે કે ભગવાનને એક હજાર નામ છે; પણ આ ગ્રામ્ય શબ્દને માટે એક હજારને એક નામ હશે!

* * *

આ "ધર્મભૂમિ"માં ગામડીઆ પ્રજા ઘણી શ્રદ્ધાળુ અને ધર્મિષ્ઠ છે. ભલે રૂશિયામાં વિપ્લવ થાય અને ધર્મને જડમૂળથી ઉખેડી નાખે, પણ અમારા ભારતવર્ષમાં એવું કદી કદી કદી થવાનું નથી. પણ પૃથ્વીના ગોળા પર ભારતવર્ષ નામનો દેશ ક્યાં છે? સોટી જેવો રાતો રંગેલો "બ્રિટિશ હિંદ" છે અને એ દેશમાં ધર્મના લીસોટા છે, અને કોઇ ટુકડા સાપની કાંચળીના; પણ જૂનો ધર્મ તો ગયો. નવો ધર્મ, તદ્દન જુદા પ્રકારનો, જન્મે છે, તેનું ઘડતર થઇ રહ્યું છે; બાકી ગામડાંઓમાં જે છે તે ધર્મ નથી.

ગામડાંઓમાં નથી સુખ કે નથી શાન્તિ, નથી પ્રજા મજબૂત કે નીરોગી. ચોખ્ખી હવા, ચોખ્ખું પાણી, ચોખ્ખો ખોરાક ગામડાંઓમાં નહિ મળે. સાંકડાં ગામડાણુ, ગોંદરે આપેલી ખુલ્લા ઉકરડાની હારમાળા હવા બગાડે છે. કૂતરાં, મોર અને શીઆળવાં રાત્રે અશાંત વાતાવરણ કરે છે. શાન્તિ જોઇતી હોય અને સૃષ્ટિનું સંગીત સાંભળવું હોય તો ગામડેથી અડધો માઇલ દૂર ચાલ્યા જવું પડશે. 'God made the country and man made the town' એમ કહીને ગામડાંનાં વખાણ થતાં હતાં, પણ સરકારની ચૂસણનીતિના ભોગ થઇ પડેલાં ગામડાં ઇશ્વરની બનાવટનાં નથી, સરકારની બનાવટનાં છે.

* * *

બાઇબલના જૂના કરારમાં એવી માન્યતા છે કે કોઇ પણ દેશમાં ક્રાન્તિ થાય ત્યાર પહેલાં સાત પ્રકારના પ્રકોપ થાય છે. પ્રજા સુલતાની પ્રકોપોથી અકળાયેલી હોય તેના પર "પડ્યા પર પાટું" અથવા દાઝ્યા પર ડામની માફક આસમાની પ્રકોપો પડવા જોઇએ. આપણે ધારતા હતા કે આપણા દુઃખનો પડીઓ છલોછલ ભરાઇ ગયો છે અને હવે એક ટીપું પણ તેમાં નહિ માય; પણ છેવટનો અણધાર્યો ધરતીકંપ પણ આવી ગયો.

* * *

લાકડીના દાવ આવડતા ન હોય તેવો માણસ જ્યારે લાકડી ફેરવે ત્યારે પોતાને અને બીજાને ઇજા કરી બેસે. હું સાક્ષર નથી તે છતાં કલમની લાકડી ફેરવી છે—એમ ધારી લીધેલું કે નાગર જન્મ્યો છું એટલે કલમ વાપરતાં આવડશે; પણ ભૂલથી તે બરછીની માફક વપરાઇ હશે તો કોઇ કોઇ વાચકોને આઘાત પહોંચ્યો હશે. હવે તેમનો વારો આવ્યો છે; તે મારા પર તૂટી પડે!

સુમન્ત મહેતા



## (૧) સમયને યોગ્ય સોળ વિચારો

(૧) આપણે દરેક જણ ઠીક પુષ્કળ ઉત્પન્ન કરી શકીએ એમ છીએ, પણ કરતા નથી.

(૨) પુષ્કળ ઉત્પન્ન કરતા નથી, કારણ કે કોઈ પણ વસ્તુની પેદાશ પુષ્કળ થતાં તે વસ્તુની ઉપજ ઉપર કોઈ પણ નાના સમૂહનો કાબુ રહેતો નથી અગર તેના ભાવ ઊંચા રાખવાનું બની શકતું નથી; અને મૂડીવાળાઓની સમૃદ્ધિ તો વસ્તુઓની અછત ઉપર નભે છે.

(૩) ખાનગી માલિકીના પાયા ઉપર રચેલી વ્યાપારરચના વિના આમવર્ગના હાથમાં ખરીદશક્તિ આવશે જ નહિ એવી આપણી માન્યતા છે. આ માન્યતા ખોટી છે, કારણ કે ઉપર વર્ણવેલી વ્યવસ્થા તો પહેલાં નફો કાઢી લઈને પછી જ બાકીનું મજૂરી પેટે વહેંચે છે.

(૪) મૂડીવાળાનો મંદી ટાળવાનો ઉપાય મોટી ગેરસમજ ઉપર રચાએલો છે. એ લોકો એમ માને છે કે ઉપજ ઓછી કરવાથી અને પાકનો નાશ કરવાથી કોઈ અલૌકિક રીતે આમવર્ગની ખરીદશક્તિ વધશે. આ ઉપાયના મૂળમાં એવી સમજણ રહેલી છે કે બનાવટી અછત ઊભી કરી પ્રથમ ધંધાઓના ખાનગી માલિકીવાળાઓને માતબર કરવા, એટલે એ રીતે આમવર્ગની ખરીદશક્તિ વધશે. થોડો માલ ઉત્પન્ન કરવાથી આમવર્ગમાં વધારે માલ ખરીદવાની શક્તિ આવશે એવા ઉધાડા જૂઠાણા પર આ માન્યતાનો આધાર રહેલો છે.

(૫) ખરીદશક્તિ ખરેખર શું છે તેનો વિચાર કરતાં આ જૂઠાણું ખુલ્લું પડે છે. ખરીદશક્તિ ખરી સંપત્તિની કુલ ઉપજમાંથી જન્મે છે. સાદા સમાજમાં, જ્યાં નાણાંનો ઉપયોગ દાખલ નથી થયો અને જ્યાં વસ્તુવિનિમય (અદલા) દ્વારા વ્યવહાર ચાલે છે ત્યાં, દરેક જણની ખરીદશક્તિ એ પોતે જે સાચી સંપત્તિ ઉત્પન્ન કરે છે તેની બરોબર છે. એ વાત હીરા જેવી સ્પષ્ટ છે. ઉદ્યોગવાળા સમાજ માટે પણ એ જ સાચી વાત છે. આખા સમાજની ખરીદશક્તિ તે સમાજે ઉત્પન્ન કરેલી ખરી સંપત્તિથી નિર્ણીત થાય છે.

(૬) આથી એમ બને છે કે જો ઉપજનાં સાધનોના ખાનગી માલિકો સમૃદ્ધિવાન હોય તો એ લોકો પોતાની ચીજોની કિંમત તેમાં ખરો માલ હોય છે તેના કરતાં વધારે મેળવી શકે છે; અને એ રીતે એ લોકોના હાથમાં કુલ ખરીદશક્તિનો મોટો ભાગ આવે છે અને આમવર્ગને ભાગે ઓછો ભાગ રહે છે. બજાર તૂટવાનું, બેકારીનું અને દેવાળાં વધવાનું મૂળ કારણ આ જ છે. આપણે અમેરિકાના બેંકનો જ દાખલો લઈએ; એ દેશમાં

ધૂમનો જ જાય છે તેનું કારણ એ છે કે પાકનો ભાવ પોતે કાબુમા રાખી શકતો નથી અને તેથી પોતાના પાકની બજારમા પૂરતી કિંમત ન મળી શકવાથી એનામા ખરીદશક્તિ આવતી નથી બીજુ કારણ એ છે કે તેને જે સાધનોની જરૂર પડે છે તે બનાવનાર કંપનીઓ તેના ભાવ ઉપર કાબુ રાખી શકતી હોવાથી ભાવમા નફો ગણી લઇ ખેડૂત પાસેથી સાધનની ખરી કિંમત કરતા વધાર પાક મેળવી લે છે

(૭) ઉપજના સાધનોના ખાનગી માલિકોને સમૃદ્ધ રાખવાની પ્રથાથી મજૂરો અને ખેડૂતોને કુલ ઉપજથી મળવી જોઇએ એવી ખરીદશક્તિનો વાજબી હિસ્સો મળશે નહિ એટલુ જ નહિ પણ મજૂરો અને ખેડૂતોને લગભગ ભૂખમરાની સ્થિતિમા વાજબી ખરીદ-શક્તિ નહિ મેળવવાની કિંમત તરીકે વધારામા થોડે થોડે વખતે તંગી દુખ અને બેકારી ભોગવવા પડે છે કારણ કે નફાખોરો જે મેળવે છે તે ખેડૂતો અને મજૂરો ખુએ છે ખેડૂતો અને મજૂરોને વસ્તુઓની સાચો કિંમત કરતા વધુ ભાવ આપી થોડા વખત માટે ખરીદી ચાલુ રાખવી પડતી હોવાથી અમતુ આ ઉડાઉપણુ" થોડા વખતમા જ એમને સાવ ખરીદશક્તિ વિનાના કરી મૂકે છે

(૮) જ્યા સુધી ઉદ્યોગવાળાઓ નફો મેળવવાનું ચાલુ રાખશે અને વસ્તુની સાચી કિંમતમા લોકહિતવિરુદ્ધના ઉમેરા—જેમકે જાહેરખબરનુ ખર્ચ—કર્યા કરશે, ત્યા સુધી દુનિયામાથી તંગી, મંદી અને બેકારી નાબુદ થશે નહિ

(૯) બધાને પુષ્કળ મળે એટલુ આપણે ઉત્પન્ન કરી શકીએ એમ છીએ, પણ આપણે તેમ કરતા નથી

(૧૦) હાલમા જે લોકો નફા ઉપર નજર પહેલી રાખી ચીજોના ભાવ વધારી મૂકે છે, તેઓના હાથમાથી ઉદ્યોગના ઉપજનું માલિકીપણુ લઇ લેવામા આવે તો જ આપણે બધાને માટે પુષ્કળ ઉત્પન્ન કરી શકીએ

(૧૧) જ્યારે ઉત્પન્નના સવ સાધનો જાહેર માલિકીના બનશે, અને જ્યારે કોઈ પણ એક વર્ષની ખરી સર્પત્તિના કુલ ઉપજના આંકડાઓ અર્થશાસ્ત્રનિપુણો તૈયાર કરી દેશના દરેક વતનીને લગભગ સરખા પ્રમાણમા ખરીદશક્તિના વાજબી હિસ્સાના પ્રમાણ પત્રો આપશે ત્યારે આપણે ઉપર પ્રમાણે જરૂર કરી શકીશુ

(૧૨) જ્યારે વાપરવાની શક્તિની સમાન વહેચણી થશે ત્યારે ઉત્પન્ન એની મેળે જ સમધારણ બનશે ઉત્પન્નશક્તિ એ ખરી રીતે વાપરવાની શક્તિ જ છે

(૧૩) હવે જેટલું બને તેટલુ ઉત્પન્ન કરવુ એ દરેકને લાભદાયી છે, કારણ કે વસ્તુની કિંમત પણ એની તત્પૂરતી છત ઉપરથી નક્કી થશે પહેલાની માફક કેવળ અછત પરથી નહિ હવે કોઇએ પણ પોતાની વસ્તુને પુષ્કળ પ્રમાણમા ઉત્પન્ન કરવાથી તેની કિંમત નહિ રહે એવી બીક રાખવાની જરૂર નથી કારણ કે એની ખરીદશક્તિ પોતાની વસ્તુની અછત નિપજાવવાની શક્તિ પર આધાર રાખતી નથી જ્યારે આમ થશે ત્યારે જ પુષ્કળ પેદા કરવાની આપણી શક્તિ આપણે વાપરી શકીશુ નફાનુ દબાણ ત્યાર જ જશે

(૧૪) આવા સંજોગોમા કોઈ પણ માણસ પોતે ઉત્પન્ન કરતો હોય તે વસ્તુ

જરૂરિયાત કરતાં વધી પડતી હોય તો કોઇ નવી જ વસ્તુ બનાવવામાં વાંધો નહિ ઉઠાવે, કારણ કે એના નિર્વાહનું સાધન તો સહીસલામત જ છે.

(૧૫) અંગત સ્વાર્થની દૃષ્ટિ ચાલી જશે; કારણ કે તે રાખવામાં કાંઇ અર્થ રહેશે નહિ. સ્વાર્થ સાધવાનું ફક્ત એક જ ક્ષેત્ર રહેશે, અને તે એ કે સમાજની ઉપજ વધારવી; અને એમ કરીને આડકતરી રીતે પોતાનો હિસ્સો પણ વધારવો. વર્ગની અસ્મિતા પણ પોતાને અનુરૂપ સ્થાને આવી જશે.

(૧૬) અનાયાસે આપણે રામરાજ્યમાં વસતા થઇ જઇશું.*

નટવરલાલ શાહ એમ. એ.

## (૨) જર્મનીના રાષ્ટ્રભકત તરુણો

મહાયુદ્ધના સમયથી જર્મનીનું નામ જગતને મોઢે ચડી ગયું છે. તે પૂર્વે ઇંગ્લેંડ, અમેરિકા અને વચમાં વચમાં જાપાનનાં નામ આપણાં વર્તમાનપત્રોમાં આવતાં હતાં. મહાયુદ્ધમાં જર્મનીએ દેખાડેલા પોતાના બુદ્ધિબળના પુરાવા તરીકે કેમ જાણે આજે સર્વ જગત જર્મની તરફ આશાની નજરે જુએ છે અને જર્મનીની ભાંગફોડ તરફ કુટિલ પરદેશી રાજકારસ્થાની લોકની બારીક નજર રહે છે. આ પ્રજાના નસીબમાં અપયશ આવ્યો અને મહાયુદ્ધ પછી આ રાષ્ટ્ર છિન્નભિન્ન થઇ જશે કે કેમ એવો ભય લાગતો હતો. પરંતુ આવી ભયંકર પરિસ્થિતિમાંથી પણ એ રાષ્ટ્રે ગયાં બાર વર્ષમાં પુનઃક્રાન્તિ કરીને આખા જગતને ચકિત કરી નાખ્યું અને ફરીથી પૂર્વવૈભવે પહોંચવાનો નિશ્ચય કર્યો. તે રાષ્ટ્ર કયા માર્ગે જાય છે, કેવાં સાધનોનો ઉપયોગ કરે છે અને તેનું પરિણામ શું આવશે તે તરફ ઉદયને માર્ગે જનારાં રાષ્ટ્રોની નજર લાગી રહે તેમાં કંઇ નવાઈ નથી.

### સ્વસ્તિક ચિન્હાંકિત જર્મની

આજકાલ જર્મનીમાં પગ મૂકતાંની સાથે જ્યાં જુઓ ત્યાં સ્વસ્તિક ચિહ્નાંકિત નિશાન અને બ્રાઉન શર્ટસ પહેરીને જાણે યુદ્ધને માટે તૈયાર થઇ રહેલા લોકનાં ટોળેટોળાં નજરે પડે છે, પણ વસ્તુતઃ આ સર્વ લોક નિઃશસ્ત્ર હોય છે. આવું દૃશ્ય જર્મનીમાં બે વર્ષ પૂર્વે બિલકુલ દૃષ્ટિએ પડતું નહોતું. આજ સમગ્ર દેશ એક પ્રકારની ભાવનાથી જાગ્રત થઇ ગયેલો સ્પષ્ટ દેખાય છે. પોતાના સંગઠનના બળે તે વિજય મેળવશે એમાં બિલકુલ સંદેહ નથી. આ સર્વ ચળવળનો આધારસ્તંભ અહીંના વિદ્યાર્થીઓ જ છે. અને આ વિદ્યાર્થી ચળવળ જેટલી જર્મનીની કહી શકાય તેટલી બીજા કોઇ પણ દેશની કહી શકાય એમ નથી. રાષ્ટ્રસંઘ, શાંતિના કરાર, શસ્ત્રસંન્યાસ પરિષદ વગેરે બાબતો પર વિશ્વાસ રાખીને અત્યાર સુધીનો કાળ નિર્ગમન કર્યો. પરંતુ આ સર્વ બાબતોની નિષ્ફળતા અને પોકળ આશ્વાસનો ગમે ત્યારે પણ ખુલ્લાં પડવાનાં. અપમાનકારક શરતો કબૂલ કરવા કરતાં રાષ્ટ્ર સમૂળ નષ્ટ થાય તો બહેતર! "જીવું તો માનભેર, નહિ તો મરું" એવી પ્રતિજ્ઞા કરેલા આ રાષ્ટ્રે દમખમાં તો આખા જગતને ચમકાવી મૂક્યું છે.

* 'કૌમુદી' ડિસેમ્બર-૧૯૩૩ માંથી.

## નમૂનેદાર જર્મન તરુણ

જર્મન રાષ્ટ્ર પોતાના તરુણોની કેટલી કાળજી રાખે છે તેની કલ્પના કરવી પણ આપણને મુશ્કેલ છે આપણામા અને તેમનામા જમીન-અસમાનનુ અતર છે એડવર્ડ બેકમેન કહે છે "પ્રત્યેક તરુણમાં રાષ્ટ્રજીવનને આવશ્યક એવુ ચૈતન્ય જોઈએ આ તરુણ વિદ્યાર્થીઓ લોખડ અને કોલસાના પદાર્થો કરતા પણ પોતાના રાષ્ટ્રને અત્યત આવશ્યક હોઈને કોઈ પણ મૂલ્ય—ભોગ આપીને તે ચૈતન્યનુ રક્ષણ કરવુ એ રાષ્ટ્રનું કર્તવ્ય છે।" અને તે ચૈતન્યના બળ પર જ આજ જર્મનીએ ક્રાન્તિ કરીને પોતાના રાષ્ટ્રને અગ્રેસરપણાનું માન મેળવવાના માર્ગ ઝપાટાથી લેવા માડયા છે જર્મનીનો પ્રત્યેક વિદ્યાર્થી સાધારણ રીતે કોઇ ને કોઇ પણ વિદ્યાર્થીસઘનો સભાસદ હોય છે જ આ વિદ્યાર્થીસઘની કલ્પના સને ૧૯૧૩મા ઉત્પન્ન થઇ, અને ગઇ ૧૯૩૩ની વસત ઋતુમા તેની વીસમી જન્મતિથિ ઉજવવામા આવી હતી વસ્તુત ૧૮૯૭ ની સાલમા કાર્લ ફીશર કેટલાક વિદ્યાર્થીઓને લઇને બર્લિનમાથી બહાર પડયો, તેનો ઉદ્દેશ વિદ્યાર્થીઓનો નિસર્ગ સાથે પ્રત્યક્ષ સબધ કરાવવાનો હતો ત્યાર પછી ધીમે ધીમે દરેક રજાના દિવસમા હજારો વિદ્યાર્થી બહાર પડવા લાગ્યા અને તેને સગઠિત સ્વરૂપ ૧૯૧૩ ની સાલમા પ્રાપ્ત થયુ આજકાલ જર્મનીમા આ 'વડર વ્હોગલ' (ભટકતા પક્ષી) સઘની સેકડો શાખાઓ સ્થપાઇ છે અને તેમા ચાળીસ લાખ સભાસદો છે વિદ્યાર્થીવર્ગ દૂર દૂરના પ્રવાસ કરવામા ગુથાયેલો રહે છે પૂર્વ-જર્મનીનો વિદ્યાર્થી પશ્ચિમમા, પશ્ચિમનો ઉત્તરમા, ઉત્તરનો પૂર્વમા એમ ઊલટાસૂલટા પ્રવાસ કરે છે તેથી પ્રત્યેક પ્રાતના વિદ્યાર્થીમા બીજા પ્રાતના વિદ્યાર્થીઓના અને લોકોના સ્વભાવ, રીતરિવાજ સમજાઇને વધારે આત્મીયતા—પોતાપણાનો—ભાવ જાગ્રત થાય છે આ સઘના કેટલાક પેટાવિભાગો હોય છે તેમા વ્યાયામ અને રમતોનો મુખ્ય વિભાગ છે ઉપરાત તેમા 'પાથ ફાઇન્ડર્સ' (માર્ગશોધક) અને 'ફર્સ્ટ એડ' વગેરે વિભાગ હોય છે

## વિદ્યાર્થી અને રાજકારણ

પૂર્વે જોકે વિદ્યાર્થીઓને રાજકારણ સ્પર્શ કરતુ નહોતું છતા પણ પરિસ્થિતિ પ્રમાણે હાલમા પ્રત્યેક વિદ્યાર્થીને તેના કર્તવ્યનુ ભાન સારી રીતે થયેલુ હોવાથી તેનો દેશ કેટલો મોટો છે, પૂર્વે કેવો હતો હાલ કેવો છે અને ભવિષ્યમા કેવો હોવો જોઇએ તે બાબતનું જ્ઞાન તેને સતત આપવામા આવે છે હાલમા આ સઘળા 'વડર વ્હોગલ'નું 'હિટલર યુગેડ'મા રૂપાતર થયેલું હોઇને રાજકારણ તેમનું મહત્ત્વનું કર્તવ્ય થઈ ગયુ છે આ વિદ્યાર્થીસઘોને અને પગે પ્રવાસ કરનારા વિદ્યાર્થીઓને સરકાર, પ્રજા અને સસ્થાઓ તરફથી જેટલી સગવડો મળી શકે તેટલી મળે છે

તેમને રેલવેમા ૫૦ ટકા ભાડુ માફ હોય છે અને આખા દેશમા ફેલાયેલી યુગેડ હેરબરગેન યુથ હોસ્ટેલોમા ખાસ ઓછા ભાવે ખાવાપીવાનુ મળે છે આ તરુણોમા ઊંચનીચનો ભાવ બિલકુલ હોતો નથી—શ્રીમત અને ગરીબ વિદ્યાર્થીને ઓળખી કાઢવાનુ મુશ્કેલ પડે છે કર્તવ્યનુ ભાન સાદાઇ અને અહર્નિશ શ્રમ કરવાની તૈયારી, એ ગુણો અહીંના વિદ્યાર્થીઓમા સ્વાભાવિક દૃષ્ટિએ પડે છે તેના કરતા પણ શીલ અને શિસ્ત એ તેમની પેદીજાદ સપત્તિ છે આ તરુણોના પ્રવાસનો શોખ અને તેમનો ઉમદા સ્વભાવ પશ્ચિમના દેશોમા બીજે ક્યાય જોવા મળતો નથી

અહીંની ઠંડી ભયંકર હોય છે. વિદ્યાર્થી ઠંડીમાં બરફમય પ્રદેશમાં આલ્પ્સ પર્વતમાં પ્રવાસ કરે છે. પર્વત પર ગયા પછી પ્રવાસી વિદ્યાર્થીઓ માટે બાંધેલાં ઝૂંપડાંમાં તે રહે છે અને પાંઉના ટુકડા ખાઇને દિવસ કાઢે છે. રાત્રે ઘાસની પથારી પર સૂએ છે. સવારમાં બહાર પડીને જેટલું ચાલીને જોઇ શકાય તેટલું જોઇને આ આનંદી વિદ્યાર્થી બીજે દિવસે પાછો આવે છે. અને ફરીથી સવારમાં સાત વાગે પોતાના અભ્યાસની શરૂઆત કરે છે. આવા પ્રવાસી વિદ્યાર્થીઓનાં 'વિશ્રાંતિગૃહો' ૨૨૦૦ છે; તે ઉપરાંત શહેરોમાં અને નાનાં નાનાં ગામડાંઓમાં હોય છે તે તો જુદાં. એકલા વિદ્યાર્થીઓ જ નહિ પણ વિદ્યાર્થિનીઓ સુદ્ધાં વિદ્યાર્થીઓની સાથે જ પ્રત્યેક બાબતમાં સરખો ભાગ લેતી દેખાય છે. બન્નેની સંખ્યા પણ લગભગ સરખી જ થાય.

## જર્મન વિદ્યાર્થીઓનું જીવન

અહીંઆં તરત જણાઇ આવે એવી બાબત અહીંના વિદ્યાર્થી અને તેમનું જીવન. ખરે જ, આ લોકોએ વિદ્યાર્થીઓનું જીવન એવું તો આદર્શવત્ બનાવી દીધું છે કે તેનું અનુકરણ બીજા દેશો ઝપાટાથી કરી રહ્યા છે. અહીંના વિદ્યાર્થી પોતાના આયુષ્યનો પૂર્ણ ઉપયોગ કરે છે. અહીંના વિદ્યાર્થીને તેનાં માબાપ આખો જર્મની જોવાને અને ફરવાને છૂટો મૂકે છે. અને પોતાની શક્તિ અનુસાર તેને ખર્ચ માટે પૈસા આપે છે. સાધારણ રીતે પ્રવાસ કરવો એ શિક્ષણક્રમનું એક મહત્ત્વનું અંગ મનાય છે. તેથી ઊલટું, આપણા દેશની પરિસ્થિતિનો વિચાર કરતાં ઘણો જ ખેદ થાય છે. છોકરાં માત્ર સિંહગઢ-પ્રતાપગઢ વગેરે કિલ્લા જોઈ આવવાનું કહે તો તેનાં માબાપ ખિન્ન થાય છે, અને રાત્રિદિવસ ચિંતા કરીને જીવને ત્રાસ આપે છે. એમ તો કહીએ તો "અકસ્માત થવાનું તે થઇ જાય છે. મનમાં માનવી વ્યર્થ ચિંતા કરે છે." બાળકની ઉમેદને તોડી પાડવાનું કામ સેંકડે ૫૦ ટકા માબાપ તરફથી અને બાકીનું ૫૦ ટકા આપણી શાળા-કૉલેજોની પરીક્ષા અને તેનું પરિણામ કરે છે. અહીંના વિદ્યાર્થી કામ તો ૧૨ કલાક કરે છે, પણ પરીક્ષાનો સંકુચિત હેતુ મનમાં નહિ હોવાથી વિદ્યાર્થી હમેશાં આનંદી અને ઉત્સાહપૂર્ણ દેખાય છે. શાળા-કૉલેજોમાંથી બહાર પડેલા વિદ્યાર્થીઓ સંધ્યાકાળે અભ્યાસની વાતો કરતા ક્વચિત જ દેખાય છે. સાયંકાળે તેઓ વ્યાયામ, રમત, રાજકારણ વગેરે બાબતોની ચર્ચા કરતા જ દેખાય છે.

## માતૃભાષામાં શિક્ષણ

શિક્ષણની બાબતમાં અહીંના વિદ્યાર્થી પર આપણી માફક નિસર્ગ વિરુદ્ધ કોઈ પ્રકારનો જુલમ નથી. માતૃભાષામાં શિક્ષણ મળવાથી સેંકડે ૭૭ ટકા શ્રમ બચે છે. અહીંના વિદ્યાર્થીઓ ઘણી વખત પૂછે છે કે "શું તમારા હિંદુસ્તાનમાં તમે કેમિસ્ટ્રી શીખ્યા કહો છો તો તમારી ભાષામાં તમે જે પુસ્તકો વાંચ્યાં (કેમિસ્ટ્રીનાં) તે તમને સારાં લાગે છે કે અમારે અહીંનાં?" તેનો ઉત્તર આપતાં ૧૫૦ વર્ષની પરતંત્રતા અને તેથી થયેલી દુર્દશા અને અવનતિનો વિચાર મગજમાં આવે છે અને 'તમારી જ' એવો ઉત્તર આપવો પડે છે. અમે પરભાષામાં આ સર્વ શીખ્યા છીએ. એમ કહેતાંવાર જ આશ્ચર્યચકિત થયેલો વિદ્યાર્થી આપણા માટે મનમાં શું કહે છે તે તો એક પરમેશ્વર જાણે.

આજકાલ રાજકારણ અને વિદ્યાર્થી એ તો જાણે એકબીજા સાથે જોડાઈ ગયેલ જણાય છે. પ્રત્યેક યુનિવર્સિટીમાં એસ. એ. એસ. એસ. એ તો રાજકીય પક્ષના

વિદ્યાર્થીઓથી ચલાવાતી ઑફિસો હોઈને સાધારણ રીતે સેંકડે ૯૯ વિદ્યાર્થી તેના સભાસદ હોય છે. તે જ પ્રમાણે શાળાઓના પણ સઘળા વિદ્યાર્થી રાજકીય પક્ષના સભાસદ હોઈને તેમનો કારભાર તદ્દન વ્યવસ્થિત ચાલતો જણાય છે. પ્રત્યેક વિદ્યાર્થીના દંડ પર સ્વસ્તિકનું ચિહ્ન દેખાય છે. વારાફરતી તેમને અઠવાડિયામાં બે વખત તો દર વખતે ૪–૫ કલાક પ્રમાણે ડ્રીલ કરવાની હોય છે.

આખો દિવસભર કૉલેજમાં અને શાળામાં કામ કર્યા પછી આ વિદ્યાર્થી હોંશથી ૪–૫ કલાક ડ્રીલ કરે છે અને રાત્રે એક વાગે ઘેર આવે છે. હાલમાં ઠંડી શૂન્યની નીચે ૪–૫ ડિગ્રી છે. આવી પરિસ્થિતિમાં આ વિદ્યાર્થી પોતાના દેશ માટે કેટલો શ્રમ કરે છે તેની સહજ કલ્પના આવી શકશે. પ્રત્યેક વિદ્યાર્થી પાર્ટીડ્રેસ પોતાના ખર્ચે તૈયાર કરાવે છે. કેટલાક વિદ્યાર્થી ગરીબ હોવાથી રોજ એક વખત નહિ જમીને બચાવેલા પૈસામાંથી પાર્ટીડ્રેસ તૈયાર કરાવે છે. વારાફરતી રોજ પ્રત્યેક શહેરમાં અને નાનાં ગામડાંમાં વિદ્યાર્થીઓની ટુકડીઓ રાત્રે ૧૧ વાગ્યા સુધી અને પુનઃ પરોઢમાં ૫ વાગ્યાથી ૬ વાગ્યા સુધી રાષ્ટ્રીય ગીતો ગાતા રસ્તામાં ફરતા દેખાય છે. આવી ભયંકર ઠંડીમાં પણ આ નાનાં બાળકોને રાષ્ટ્રીય ગીતો ગાતાં જોઈએ છીએ ત્યારે તેમના દેશાભિમાનનું કૌતુક જોઈ પ્રશંસા કરવાનું મન થઈ જાય છે. તે જ પ્રમાણે નાની બાળાઓની ટુકડીઓ પણ પોતાનું કાર્ય કરે છે.

### રાષ્ટ્રસંઘને મદદ

જર્મનીમાં ઠંડી ઘણી અને ગરીબી પણ ઘણી જ. તેથી ગરીબોને મદદ કરવા માટે સીલબંધ પેટીઓ લઈને નાનાં બાળકો દર રવિવારે અને શનિવારે ફંડ ઊઘરાવે છે. તે જ પ્રમાણે પ્રત્યેક મહિનાના પહેલા રવિવારે સઘળા લોક બપોરનું જમણ ટૂંકું લે છે અને ટૂંકું બચેલા પૈસા રાષ્ટ્રને માટે મદદ તરીકે તરત જ તે સમયે ફંડમાં નાખે છે. આ પ્રકારે જેટલો સ્વાર્થત્યાગ બની શકે તેટલો કરીને જીવની પરવા ન કરતાં સુખને લાત મારીને આ લોક બહાર પડ્યા છે અને પોતાના નિશ્ચયના બળે તે પોતાના રાષ્ટ્રને પહેલા નંબરનું રાષ્ટ્ર થોડા જ દિવસમાં બનાવશે, એમાં કંઇ જ સંદેહ નથી. જર્મન રાષ્ટ્ર એ એક 'એલિમેંટ' છે એ તેણે છેલ્લી ચૂંટણી વખતે આખા જગતને દેખાડી દીધું છે. આ દેશમાંથી આપણે શીખવા જેવું ઘણુંએ છે અને અહીંનું વાતાવરણ એવું છે કે ઇચ્છા ન હોય તોપણ ન સમજાતાં પણ તે શીખી જવાય છે.

### સ્વભાષામાં શીખવતા વિશ્વવિદ્યાલયની આવશ્યક્તા

વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે આપણી ઉન્નતિ જે અનેક કારણોને લઈને થઈ નથી તેમાં અત્યંત મહત્ત્વનું કારણ આપણને માતૃભાષામાં શિક્ષણ આપનારી આપણી યુનિવર્સિટી નથી એ જ છે. થોડામાં કહીએ તો સ્વભાષામાં શીખવતી યુનિવર્સિટી અને આપણી ઉન્નતિને જીવ અને દેહ જેવો સંબંધ છે. આવી યુનિવર્સિટી થવાથી આપણું કેટલું કાર્ય થશે એની કલ્પના કરી બતાવવાની જરૂર નથી. આ દેશમાં યુનિવર્સિટી અને કૉલેજોનો લોકશિક્ષણની બાબતમાં કેટલો ઉપયોગ થાય છે એની કલ્પના તો અહીં આવ્યા પછી જ આવી શકે—ખાસ કરીને જર્મનીમાં આવ્યા પછી તો આપણા પ્રાંતમાં સ્વતંત્ર યુનિવર્સિટીની ખોટ મનમાં સાલે છે.*

મણિલાલ કેશવલાલ પરીખ

---

*'કેસરી' ઉપરથી

# પ્રાચીન ગૂજરાતી સુભાષિતો

[ પુ૰ ૧૭, અંક ૨ થી ચાલુ ]

## (૨)

## પરચૂરણ વિષય સંબંધી ઉક્તિઓ

### ( દુહા )

*વેરી અને વહાલાંનો એકાંત મેળાપ*

બોલેવા સવિ બોલડા, ફેડેવા મન ભ્રાંત
એક વેરી ને વલ્લહા જો મલસિ એકાન્ત. ૧

દહો તિહાં રહિજ્જઈ જિહાં બેઠા હોઇ સુજાણ,
અધૂરે પૂરો કરે, પૂરે કરે વખાણ. ૨

દઢ કચ્છા, કરિ વરસણ, ચિત ચોખા, મુખ મીઠ,
જે પરનારી પરમુહા તે મિં વિરલા દીઠ. ૩

આપહું રંજઈ કેવિ નર, કેવિહું પર રંજંતિ,
આપહં પરહ નિરંજણ તે વિરલા દીસંતિ. ૪

સુરિયા, સાચી દેહ, સપણ ઘણાઈ સંપ જઈ.
પણ કોઈ માંદા માંચા ઉહ, વિરલા લાભઈ વલ્લહા.[1] ૫ ઘ

'વિરલા જાણંતિ ગુણા, વિરલા પાલન્તિ નિદ્ધણનેહા,
વિરલા પરકજ્જ કરા, પરદુક્ખે દુક્ખિઆ વિરલા'
('આદિત્ય', મે ૧૯૧૪)

*સુપુત્ર*

કુન્તાજાયા પંચ ભડ ગાન્ધારી સયેણ,
પાંચે સઉ સંહારિઉ કિં કિજ્જઈ બહુ એણ! ૬ ઘ

ભાઈ આપ ન ઝાલિઉ, ભાઈ ન કીઉ ધર્મ,
ભાઈ વિણા નહુ ભણી, ગયાં સિંહું રતન. ૭

---

૧. વલ્લહા ( સં. વલ્લભ પ્રા. વલ્લહ )—વહાલા. ૩. કરિ વરસણ—હાથમાંથી દાનનો વરસાદ વરસે. આ સાથે સરખાવો:

કાચા, કર, કોટર, નિત્ય વિનિર્મલ ચંદ,
ગાઢે, દોલિ, અભિરદલ, કાર કરીહિ વાંદ ?

પુત્તુ જુ રંજઈ જણયમણુ, ધી આરાહઈ કન્તુ,
ભિચ્ચુ પસન્નઉ કરઈ પહુ, ઈહુ ભલ્લિમ પજ્જંતુ. ૮ ક
એક પુત્ર ગુણવંત જે સોતે સહસ સમાન,
જેસી લેનિ ચંદણુ હોઈ તરુ, ચંદન ઈક સુપધાન. ૯ ખ
મૂર્ખ પુત્ર મૂયઉ સુત ખિણુ ઈક દહઈ, અણજાયઉ પુણુ તેઉ,
દહ ઈર્ન-મલગ મૂઢ સુત તે દુઃખ સહીયઈ કેઉ ! ૧૦ ક
નારી ચતુરંગ, ચંચલ, ચપલ, ધણુ આહાર, સરોમ,
તુરીયાં પાંચઈ લક્ખણાં, નારી પાંચઈ દોસ. ૧૧
નરપતિ, નારી, તુરંગમહ જે વીસાસ કરંત
તે નર જાણું વાઉલા મહીયલિ તેહ ભમંત. ૧૨
ચાર ચતુષ્પદ, ચાર ખગ, ચાર ફૂલ, ફલ ચાર,
તોડર, પૂગ પુણ્ય વિણુ મેલે ન એસી નાર. ૧૩ ख
વપુ કોમલતા સસા, નયન મૃગ અનુહાર,
ગતિ ગયંદ, કટી કેસરી; એહ ચતુષ્પદ ચ્યાર. ૧૪ ख
મુખ ભ્રમર, સ્વર કોકિલા, કંઠ કપોત સુઢાર,
ખંજન કેસી ચપલતા એ ખગ કહીઈ ચ્યાર. ૧૫ ख
મહુ આપું ( ? ) કપોલદ્યુતિ, ચંપકવર્ણ સુઢાર,
તિલપુષ્પ સમ નાસિકા: વદન કમલ ચ્યાર. ૧૬ ख
અધર બિમ્બ, દાડિમ દશન, શ્રીફલ કુચ સુઢાર,
કુમ્ભ જ પુત્ર સુપુત્ર કહિઃ એ ફલ કહીઈ ચ્યાર. ૧૭ ख
સાગર બખ, મુરારિ પિઉ, ચંદ સરિસો ભાઉ,
તો વિ લચ્છી હીંડઈ ધરિ ધરિ, મહિલા એહ સભાઉ. ૧૮ घ

૮. ધી (દિકરી)-પુત્રી, જુઓ पुत्तें जायें कवणु गुणु अवगुणु कवणु धीदेण । તથા મારવાડી કહેવત 'ભામેજી ધી ઓર ખાચડીમેં ઘી.' પુત્તુ...પહુ—પુત્ર તે જ કે જે જનકના મનનું રંજન કરે, પુત્રી તે જ કે જે પતિને આરાધે, નોકર( સં. ભૃત્ય પ્રા. ભિચ્ચ અપ. ભિચ્ચુ )તે જ કે જે સ્વામીને પ્રસન્ન કરે. ૯ પહેલા ચરણ સાથે સરખાવોઃ वरमेको गुणी पुत्रो न च मूर्खशतान्यपि। एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणोऽपि च ॥ દૂહાના બીજા ચરણનો અર્થ સંદિગ્ધ છે. ૧૦. સરખાવો પંચતંત્રમાનો શ્લોક

अजातमृतमूर्खेभ्यो मृताजातौ सुतौ वरम् ।
यतस्तौ स्वल्पदुःखाय यावज्जीवं जडो दहेत् ॥

૧૧. પાઠાન્તરઃ

ચંચલ, અપચલ, ચમકવો, અતિ આર, ઘણ રોષ,
એ તુરગ પાંચ ગુણ, પાચે તરિયા દોષ (કાઠિયાવાડી દૂહા. પૃ. ૫૪)

૧૪ ગયંદ—ગજેન્દ્ર.

૧૮ ભાઉ—ભાઈ. લચ્છી—લક્ષ્મી.

પાઠાન્તરઃ સાયર બપ્પ, મુરારિ પિઉ, ચંદ સહોદર ભાય,
કમલા હીંડઈ ધરિ ધરિ, મહિલા ચપલ સુભાય. ख

તામ અગ્નિ કુસુમ સુમણોહરુ તા સુણિ સુવણઈ નેઉરહ
તા ગલિ મોતિય હારુ તા અહિત્તણ, તાનકખખુ
જોવ્વઈ ભત્તારુ  ૩૦ ક

સુખ ગયુ સાસરઈ, પીહર ટલિઉ માન
કંત વિહૂણી કામની જિહા જાઈ તિહા ગાન  ૩૧ ઘ

**વિદુષીનો મૂર્ખ પતિ**
ગાઇ ન જાણે, વાઇ ન જાણે, એ પિઉ મુઝ કાઠમો,
સાત બલદ ભીમઈ ચરઇ, ધરિ બાંધ્યો આઠમો  ૩૨ ઘ

**નિર્ધન પતિ**
હતી મોટી આસ સોનુ પહિરેવાતણી
સામી, હીનવિલાસ ભોજનના સાસા પડયા  ૩૩

**પરનારીની પ્રીત**
તાહ સસીહર બારમઉ જે વિલસઇ પરનારી,
કુલહ કલંક, ધનહરણુ લહુત્તણુ સંચારિ  ૩૪

**ગુણવાન**
જે ગુણવંતા માણસા તે કિમ વીસરી જાય ?
રાતિ-દિવસ દુઃખ તે મહિ હૈયામા ન સમાય  ૩૫
ક્ષણ ઇક રહિ રે મિત્ત વિસામુ તુ લે અહીં,
સગુણ સરિસુ સ્નેહ જાઇ થોડુ તોઇ ભલુ  ૩૬ ગ

**સજ્જન**
કસ્તુરી કઇ નખ ભરી, ચંદન ભરા સમાર
ભલા સરીસી ગોઠડી કા કેડી કિરતાર ?  ૩૭
ભલા કિમહિ ન વીસરઇ ખિણુ ખિણુ સાંભરિએણુ
લાખિ લેખિ ઊતરઇ દિહે ન વીસરિએણુ  ૩૮
સાયર જો હોઇ કૂપનો, લેખણ ભાર અઢાર,
લોચન હોઇ ચંદના તો ગુણ લખુ અપાર  ૩૯ ખ
ઉત્તમ સંગતિ સભરઇ, સજ્જન નઉ વલિ નેહ
સુખદુઃખ આવઇ હે સહિ કિમહિ ન આપઇ છેહ  ૪૦ ખ
સહિ એ સુપુરિસ સેવીઇ જુ ધરિ નિરધન હોઇ,
સૂકા ચંદન કટ્ટ જિમ ગંધ ન મેલ્હઇ તોઈ  ૪૧

---

૩૯ આ એક અપભ્રંશ સુભાષિત છે તે આખાનુ શબ્દાનુસારી ભાષાન્તર અહીં આપુ છું જ્યા સુધી સતીર જીવે છે ત્યાં સુધી (સ્ત્રીની) આખમા બહુલ કાજળ હોય છે, વચનમા ઘન ઘુસિણ (?) હોય છે, શિર ઉપર કુસુમનો શેખર હોય છે, કટીતટ ઉપર સુત હોય છે, અને ઉપર સુમનોહર કચુક હોય છે, નેપૂરનો ધ્વનિ સભળાય છે, નગામા મોતીનો હાર, દેવાતણુ અને લક્ષણ ત્યા સુધી જ હોય છે ૩૨ કાઠમો–૯૯૫૬ ૩૪ સસહર બારમઉ–બારમો ચન્દ્રમા જ્યોતિશાસ્ત્રાનુસાર બહુ ખરાબ ગણાય છે
૩૫. પાઠાન્તર

જે ગુણવંતા માણસા તે કિમ વીસરી જાય ?
રયણી દિવસ સુખ દુઃખ ભરી ખિણ ખિણ હિયડઈ થાય

૪૧ સહિ (સ સખી) સાહેલી ૪૨. ગુણવાન પ્રેમીનો વિયોગ પામેલાની આ ઉક્તિ છે સજ્જણ તેણુ હે સજ્જન, તારા ગુણ અગારારૂપ થઈને હૃદય બાળે છે, અવગુણરૂપ પાણી મળતું નથી જેથી દાઝ હોલવાય આને મળતુ જ સુભાષિત સરખાવો

સજ્જણુ, ગુણુ અંગાર હૂય, હિયડઉં ડજ્ઝઇ તેહ,
અવગુણુ નીર ન સંપડઇ, ઉલ્હાવીજ્જઇ જેણુ. ૪૨ ઘ
અગર દહંતઉ ગુણુ કરઇ, સૂકડી ઘાસં તાંહ,
સજ્જન સહિજઇ ગુણુ કરઇ હું બલિહારી તાંહ. ૪૩ ગ
પુહવી સજ્જન દુન્નિ જણુ: ઇક દિણુયર, ઇક મેહ,
ઇક વિણુ જગ અંધારડુ, ઇક વિણુ તૂટઇ નેહ. ૪૪ ઘ

સ્વાર્થ સ્વારથના સૌયે સગા, વિણુ સ્વારથના નાહ,
પંખી સેવે સરસ સર, નીરસ ભયે ઉડ જાહ. ૪૫ ઙ
સ્વારથ સહુને વલ્લહો, પર વલ્લહો ન કોય,
વચ્છ ઘેનુને પરહરે જો થન દૂધ ન હોય. ૪૬ ઙ
માય કહેઃ મારા પૂત સપૂતા, બ્હેન કહેઃ મારા ભૈયા,
ઘરકી જોરૂ લેત બલૈયા, સબથી બડા રૂપૈયા. ૪૭ ઙ
આઘા આવો આદર દીજઇ स्वर्णरूप्यादि दृष्ट्वा
પાસે કો બેસવા ન ઘઈ निर्धनेभ्यो जनेभ्यो ।
અમ્હે તુમ્હારા જીવનપ્રાણુ स्वार्थएकोऽहि भव्या
અલ્યા અમ્હે કુણુ ! તમ્હે કુણુ ! स्वार्थहीना वदन्ति ॥ ૪૮ ઘ

મોજશોખ રંગ ન કીનઈ રે હીયા, રંગિઇ હુઇ વિણુાસ,
સહિ કુસંભ ઉદ્દિમઇ, પગિ મસલી તુ દાસ. ૪૯ ઘ
જેતુ દીસઇ રંગ તેતુ માણુસ રંજીઇ,
જુ દીસઇ કુરંગ રંગ સુરંગઉ છોડીઇ. ૫૦ ઘ

રસિકતા રસિઉ રસ કરી બૂડતું, ગુણુ બૂડતું છઇલ્લ,
અણુરસિઉ કિમ બૂઝસિ વિણુસીગડાં બઇલ્લ. ૫૧ ઘ

(૩)

## સમસ્યા ઇત્યાદિ

સમશ્યા જિણુ વન તાપ ન છાંહડી, પંથી વસઇ ન કોય,
તે વનના ફ્લ મોકલઇ જઇ તું સજ્જન હોય. (જીભ) ૧ દા

---

સજ્જનીયા, ગુણુ સમુદ્ર ભર્યા, તરી તરી થાકી તેણુ,
અવગુણુ એક ન ઊભરઈ, વહિ વહિ વિલગ્ર જેણુ. ગ

૪૪. પુહવી...મેહ પૃથ્વીમાં સજ્જન બે જણુ છેઃ એક દિનકર અને બીજો મેઘ. ૪૭. બલૈયા (સં. બલિ)—ઓવારા. ૪૯. કુસંભ-કસુંબો. બીજા ચરણુનો અર્થ સંદિગ્ધ છે. ૫૧. સરખાવો હેમચન્દ્રે અવતરેલું અપભ્રંશ સુભાષિત:

धन्य ते विरला के वि नर जे सव्वङ्गछइल्ल ।
जे वङ्का ते वञ्चयर जे उज्जुअ ते वइल्ल ॥ सिद्धहेम ।८।४।४१२

જમ સુકોમલ તાં મુહ મીઠી, નવ નવ યૌવનભરી દીઠી,
જિમ જિમ તું વડપણિ આવઈ તિમ તિમ નારી ભલેરી ભાવઈ.
(આંબલી) ૨ ઘ

બારહરિણ, ઇક પગ, ત્રિહું ટોલે ચરંતિ,
કહુ નઇ જોસી પંડિયા, પાણી કિહાં મિલંતિ! (વરસ) ૩ ઘ

કહુ જુ હાર મુત્તાવલિ રહિઉ, જે નવિ કહિઉ સોહિવ કહિઉ,
સજ્જણમેલાવઇ સો કીજઈ, જો અપસન્ન તેહ નવિ દીજઇ.
(જૂહાર) ૪ ઘ

થલ ઊપની, જલ વસી, જલના જીવ ન ખાય,
જીવહ કારણ બાપડી ક્ષણ આવઇ ક્ષણ જાય. (નાવ) ૫ ઘ

એક પુરુષ છિ ખરો સુજાણ, બોલાવ્યો બહુ કરી વખાણ,
અજાણ સઘલા ડાહા કરઇ, આસો માસિ નિશ્ચઇ મરઈ. (ટીપણું) ૬

સાંઝ સમઇ કરિ વાવિઉ, પાચઉં માઝિમ રાતિ,
પ્રભાત સમિ તે લીજીઇ; કહો કરસણ કુણ જાતિ? (દહીં) ૭ ઘ

કર વિણ કાયા વીકમી, મુખવિણ દીઠા દંત,
ન જીવ, સજીવન હરી ગય, કહો વિમાસી કંત (કાંસકી) ૮ ઘ

કન્યા કારણ જોઇયે એહ, અરધુ રથ જોતરીયે જેહ,
બિહું મિલી હરિયાલી હોય, અવર અર્થ ન દૂજે કોય. (વરઘોડો) ૯

( છપ્પય )

બે અક્ષરની નારી કોપ કરી નરનઇ મારઇ,
દેખઈ સઘલા લોક થોક પણ કોઈ ન વારઇ,
નાઠુ જાણી નાહ કોપિ મિર ઝાલી આણ્યુ,
વલી દીધ બહુ માર નારીગુણ તેહ વખાણ્યુ,

કર પગ વિણ ઇમ ખેલતાં કરઇ કરાવઇ અતિઘણી;
અવધિ કરી છ માસની, નારી તે વાંકી સુણી. (ગડીદડો.) ૧૦

---

૬. પાઠાન્તર:

એક પુરુષની એહવી વાત, હાથે ચાલે હાથ ને પાય,
અંધારે અજુંવાળું કરઈ, ફાગણ માસિ નિશ્ચઈ મરઈ.

૮. સખાવો:

આદિ અક્ષરવિણ કંચન રૂપે, મધ્યા વિણ ભૂખ્યા કરી નીરખે,
અન્ત અક્ષરવિણ રાખે સૂર, તે અબલા મુનિથી દૂર. (કાંકસી).
૯

ત્રિણુ અક્ષરની નારી નયરમાંહિ બહુ દીસઈ,
વદન અનેક વિશાલ; જીભ, કર, પાય ન દીસઈ,
નાટિક કરઈ અપાર, અન્ન ખાતી નવિ ધ્રાપઈ,
કહિઈ ન પીઈ નીર, જીવ વિણુ સઘલે વ્યાપઇ,
તે નારીનિ દાખવઉ, અવધિ માસ ખટ જાણીઈ,
તુરત કહે જે તેહની બુદ્ધિ સવિહૂં વખાણીઈ. (ચાળણી) ૧૧

(દૂહા)

ગૂઢ અર્થ વનરિપુ, તસ રિપુ, તાસ રિપુ, તા સુઅ સામી નારી
ચોર સહોદર વલ્લહી તસ ઊપરિ ઉચ્છાહિ. ૧૨ ઘ

સસિહરસુતવાહણુ અછિ ખરી સંતાપી તેણુ
ગયગંજણુ ગુરુ લાવ ઘરિ છંડીજિ જેણુ. ૧૩ ઘ

(૪)

## વીરરસોક્તિઓ

(દૂહા)

ઘોડા હિંસારવ સુણિ, કડા ખડુકિ દાર,
કે વેરી કે વલ્લહા, પિઉ, નિદ્રડી નિવાર. ૧ ઘ

'હીયડા, જઇ વેરિઅ ઘણા, તઉ કિં અબ્ભિ ચડાહુ,
અમ્હાહિં બે હત્થડા, જઇ પુણુ મારી મરાહુ'*
( સિદ્ધહેમ। ૮।૪।૪૩૯ )

બહુ જણુ દેખી આવતા હિયે મહારિસ ભગ્ગી,
હિવ કસ વટ્ટો લબ્ભસ્યાં તુઝ ભાલિં મુઝ ખગ્ગિં. ૨ ઘ

---

૧૨. અર્થ: વનરિપુ દાવાનલ, તેનો રિપુ મેઘ, તેનો રિપુ વાયુ, તેનો પુત્ર ( સુઅ-સુત ) હનુમાન, તેના સ્વામી રામ, તેની પત્ની સીતા, તેનો ચોર રાવણ, તેનો સહોદર કુંભકર્ણ, તેની વહાલી નિદ્રા ઉપર ઉત્સાહ છે.

૧૩. અર્થ: શશી ધારણ કરનાર મહાદેવના પુત્ર ગણપતિનું વાહન તેણે મને બહુ સંતાપ કર્યો છે, માટે ગજગંજન ઉન્દર તેની ગુરુ બિલાડીને ઘરમાં લાવ.

* અર્થ: હે હૃદય, જે વેરી ઘણા છે તો શું આભમાં ચડી જઈશું ? અમારે પણ બે હાથ છે: મારીશું કે મરીશું.

૨. ખગ્ગ-ખડ્ગ. કસવટ્ટો ( સં. कषपट्टक )-કસોટી, જેમકે,

ढोला सामला धण चंपावण्णी ।
णाइ सुवण्णरेह कसवट्टइ दीण्णी ॥ सिद्धहेम ।८।४।३३०

બલિહારી મુઝ સાસુયેં જિણ જાયો મુઝ કંત,
રણવેરી, ઘર પ્રાહુણે, મિલે હસંત હસંત. ૩ ઘ

ગોડા માંડિ, મ માંડિ ધણી, ધણી જાસ્યે અરરાંહ,
સેલ્લાં તણા ઝણુક્કડા સહસે દુન્નિ જણાંહ. ૪ ઘ

ઘોડો સહે ન, સ્યું કરે ? જબ પૂર્યો લોહેણ,
છૂટીયા સેજે મરે, હું બલિહારી તેણ. ૫ ઘ

વુઠે દારિદ્ર ન હરે, રૂઠે ફેરે ન ખગ્ગ,
રૂઠે, વુઠે સારિખે તિણ કે સંગમ લગ્ગ. ૬ ઘ

રે સીહા, મમગવ્વ કરિ, ચઢી આયો સુલ્તાન,
કિં બલ દાખિ આપણો કિં અવગાહો રાન. ૭ ઘ

સંપૂર્ણ ] ભોગીલાલ જયચંદ સાંડેસરા

# ગુલાબ ગુલ ચૂમશું

ગુલાબ ગુલ ચૂમશું તવ કપોલ માની લઈ,
અને હરિણનેણમાં નયન ન્યાળશું તાહરાં,
તહીં જલદ જૂથમાં તવ સુકેશ જોશું ઢળ્યા,
અને વિહગગાનમાં સૂણશું કંઠ તારો ફરી.

વળી અનિલલ્હેરની સુરભિ માનશું તાહરી,
ઉષા ચરણમાં કદી ચરણ લાલિમા લેખશું.
અહિં પ્રકૃતિપ્રાણીમાં તવ સ્વરૂપ સંતાયલું
લહી કંઇ મિષે મિષે હૃદય ઠારવું શક્ય છે.

નથી પણ નથી અરે કદિય શક્ય પેલું નથી–
પ્રજીવન–અજીવની અખિલ સૃષ્ટિમાં જે ફરી
દબાઇ અહિં આ દિલે મધુર હૂંફમાં ઊઠતી
ધિમી ધબક તાહરી ધબકી કોઈ પાછું શકે.–

ચિરંતન ગઇ તું ને ધબક તે ય સાથે ગઈ
અને ધબકહીણ આ અખિલ વ્યોમ ભૂંડી થઈ!

સુન્દરમ્

# સંતતિનિયમન વિશે કેટલાક વિચારો

સંતતિનિયમનમાં બે મુખ્ય મુદ્દાઓ છે એ બે મુદ્દાઓને જુદા પાડયા વિના એ વિશે ચર્ચા કરવામા આવે છે તેથી અતિશય ગૂચવણ ઊભી થાય છે માટે શરૂઆતમા જ એ વિશે સ્પષ્ટતા કરી લેવાની જરૂર છે

તે બે મુદ્દાઓ આ છે (૧) સંતતિનિયમનની જરૂર અને (૨) સંતતિનિયમનના સાધન

(૧) અનેક દૃષ્ટિએ પ્રજોત્પત્તિ પર અકુશ મુકાય એ ઇચ્છિવાજોગ છે કદાચ હિદુસ્તાનમા જમીનના ક્ષેત્રફળના પ્રમાણમા વધારે વસ્તી નહિ હોય, કદાચ કુશળ અર્થશાસ્ત્રીઓ એમ સાબિત કરી આપે કે આ ભૂમિ પોતાના દરેક સતાનને પૂરતુ પોષણ આપી શકે એમ છે, છતા સામાન્ય મનુષ્ય પોતાની આસપાસનુ જીવન જોતા કબૂલ કરે છે જ કે આપણા સસારમા બાળકોના જન્મની હદ બાધી શકાય તો કલ્યાણ છે અનેક માતાઓ એક પછી એક આવતી સુવાવડને પરિણામે કા તો મૃત્યુ પામે છે કે કા તો મૃતપ્રાય જીવન ગાળે છે એમના જીવનમા આવતી નિરસતા ચિંતા, હાડમારી એ બધાની કલ્પના જ કરીએ તો ત્રાસી જવાય છે કેટલીયે વાર સાભળીએ છીએ કે અમુક છોકરીને ક્ષય હતો તે સુવાવડ આવતા વીફર્યો અને છોકરી મરણ પામી

ભરણપોષણની દૃષ્ટિએ વિચાર કરતા પણ આ જમાનામા બહોળું કુટુબ એ એક ઉપાધિ જ છે, એમ સમજી શકાય છે કેળવણી મોઘી, દાક્તરો મોઘા ઘરના ભાડા મોઘા, નોકરીની તાણાતાણ રૂઢિના બધન—અનેક વિટબણાઓમાથી પસાર થતા થતા અકાળે વૃદ્ધત્વ વહોરી લેતા કે વેઠી લેતા અનેક કુટુબો નજરે પડે છે

બાળકની સખ્યા પર અકુશ મૂકવાની જરૂર કોઈ વ્યક્તિને પોતાને માટે ન લાગે એ સમજી શકાય છે, પરતુ એને માટે પણ બે બાળકની વચ્ચેના અતરને નિયમિત રાખવાની જરૂર છે જ બુદ્ધિનો એ સદુપયોગ છે, દુરુપયોગ નથી

સતતિનિયમનના આ મુદ્દાની વિરુદ્ધ ગાધીજીએ પણ કઇ લખ્યુ હોય એમ મને યાદ નથી ઊલટુ, એવુ સાભરે છે કે એક વખત એમણે એમ કહેલું કે ' આખો દેશ પણ જો એક દાયકો બ્રહ્મચર્ય પાળે તો હું ખુશી થાઉં ' ( કે એવા જ અર્થનું કઈ )

(૨) હવે બીજા મુદ્દા વિશે જે સયમપ્રધાન અને સંયમપ્રિય છે તે બધા આગ્રહપૂર્વક કહે છે કે સતતિનિયમનનું એક અને અમોઘ સાધન બ્રહ્મચર્ય છે ગુજરાતમાં આ માન્યતા પ્રચલિત થવાના અનેક કારણો છે, પણ ગાધીજીના વિચારોએ એને ઘણી જ મજબૂત બનાવી છે, એમ કહી શકાય સંતતિનિયમન માટે કૃત્રિમ સાધનો વાપરવાની વિરુદ્ધની ગાધીજીની જે દલીલો છે તે બધી એક મૂળગત સિદ્ધાત ઉપર બધાયેલી છે, તે સિદ્ધાત એ કે સ્ત્રી-પુરુષનો સમાગમ માત્ર પ્રજોત્પત્તિ માટે જ હોવો જોઈએ, તે સિવાયનો બધો સભોગ પાપરૂપ છે, અને એ હેતુથી કરવામા આવતો સમાગમ પણ દૂષણ જ છે અહીં આપણે એ વિચાર

કરવાનો છે કે આપણે આ પ્રમાણે માનીએ છીએ ? અને માનીને એ પ્રમાણે વર્તીએ છીએ ? ગાંધીજીની ફિલસૂફી પ્રમાણે તો ખોરાક માત્ર જીવન ટકાવવા પૂરતો જ લેવો જોઈએ; કપડાં માત્ર શરીર ઢાંકવા પૂરતાં જ પહેરવાં જોઈએ; પૈસા ભેગા ન થાય; વગર જરૂરનું કશું ન સંઘરાય—આ બધું આપણે કરીએ છીએ ? અને એ આખીયે ફિલસૂફી આપણને માન્ય છે ? વળી એને આગળ લંબાવીએ તો એમ કહી શકાય કે હાથ માત્ર કામ માટે જ વાપરી શકાય; લખવું કે ચિત્રો ચીતરવાં એ હાથનો દુરુપયોગ તો નથી જ; મોં માત્ર ખાવા અને ખપપૂરતું બોલવા જ વાપરી શકાય; જમીન માત્ર અનાજ પકવવા જ વાપરી શકાય, બાગ માટે જમીન વાપરવી એ એનો દુરુપયોગ છે.—એ પ્રમાણે વિચારતાં જીવનમાંથી કેટલી વસ્તુ બાદ થઈ જાય છે એ જોવા જેવું છે.

વળી, પ્રજોત્પત્તિ માટે જ રતિક્રીડા હોવી જોઈએ એમ શા માટે માની લેવું ? ટાગોર અને એન્ડ્રુઝ જેવા વિચારકો આજીવન બ્રહ્મચર્ય કરતાં ગૃહસ્થજીવનને વધારે અગત્ય આપે છે એનું કારણ શું પ્રજોત્પત્તિ જ હશે ? માતા થવાની કે પિતા થવાની લાયકાત ન હોય તેણે શું લગ્ન જ ન કરવું ?

ઉપનિષદનું વાક્ય છે કે: "સર્વ આનંદોનું એકાયન ઉપસ્થ છે. તેમાં પ્રજ્ઞાનો પ્રવેશ કરી મનુષ્યો તે વડે ત્રણ ફળો મેળવે છે: આંતર આનંદ, બાહ્ય રતિ અને પ્રજાની પ્રાપ્તિ." અમુક પુસ્તકમાં કે અમુક વ્યક્તિના કહેવામાં વધુ સત્ય આવી જાય છે એમ કહેવાનો આશય નથી. પરંતુ આ વાક્ય પરથી એટલું સમજાય છે કે પ્રજાની પ્રાપ્તિ એ રતિસંભોગનું એક ફળ છે; એને ગૌણ ગણવું હોય તો ગૌણ ગણો, પ્રધાન ગણવું હોય તો પ્રધાન ગણો. વ્યક્તિગત ધર્મ કરતાં સામાજિક ધર્મને જે વધારે અગત્ય આપે છે તે પ્રજોત્પત્તિને પ્રધાન ગણશે; કારણ, પ્રજોત્પત્તિ એ સામાજિક કર્તવ્ય છે. અત્રે એટલું જ સ્પષ્ટ કરવાનું છે કે પ્રજોત્પત્તિ એ જ દાંપત્યવહેવારનું માત્ર એક જ કારણ હોવું જોઈએ એ માન્યતા વાજબી નથી.

રતિક્રીડાની સાથે ઓતપ્રોત રહેલો જે શારીરિક અને માનસિક આનંદ છે તે અયોગ્ય હોય, ઘૃણાજન્ય હોય, ક્ષુદ્ર હોય એવી જ જાતની માન્યતા કંઈક અંશે ગાંધીજીમાં અને કાકા કાલેલકરમાં દેખાય છે. એકના ઉપયોગિતાવાદની અને બીજાના Puritanism ની આ અસર હોય એમ લેખકને લાગે છે. પરંતુ વિચારવાની વાત એ છે કે સ્થૂલક્રિયામાંથી આનંદ કે ઉદ્વેગ જેવા સૂક્ષ્મ ભાવનો અનુભવ કરવો એ મનુષ્યત્વનું લક્ષણ છે, પશુત્વનું નહિ. બલકે પશુમાં ને મનુષ્યમાં જે ખાસ ભેદ છે તેમાંનો આ એક છે. હવે આ આનંદ લેવાની જે શક્તિ છે તે પણ કુદરતી જ છે, તો પછી આનંદ માટે અમુક ઇન્દ્રિયનો ઉપયોગ એ અકુદરતી છે અને સંતતિ માટે જ એનો ઉપયોગ કુદરતી અને વાજબી છે એમ કેવી રીતે કહી શકાય ?

ઉપયોગિતાની દૃષ્ટિએ તો સ્ત્રીપુરુષને પોતપોતાની ઇન્દ્રિયોનો માત્ર એક જ ઉપયોગ છે—મળત્યાગ. પ્રજોત્પત્તિ તો અન્યોન્યની અપેક્ષાએ છે. ત્યાં આવતાં જ સ્થૂળ ઉપયોગનો પ્રદેશ મૂકી આપણે ભાવનાના પ્રદેશમાં આવીએ છીએ. માતૃત્વ એ સ્ત્રીને માટે એક અને અદ્વિતીય અનુભવ છે. પરંતુ પિતૃત્વ એ પુરુષને માટે એવો અનુભવ નથી. માનસશાસ્ત્રની દૃષ્ટિએ તો પિતૃત્વ એ એક જાતનું મમત્વ છે. પુરુષને કોઈ બીજા બાળકને માટે મમત્વ

થાય તો એ જરૂર પિતૃત્વ અનુભવી શકે છે; પરંતુ પોતાના જ ઉદરમાં બાળકની અનિર્વચનીય રમત અનુભવી ન હોય ત્યાં સુધી માતૃત્વનો અનુભવ સ્ત્રી નથી લઈ શકતી. માટે પુરુષને માટે તો મૈથુનનું ઇષ્ટ અને યોગ્ય ફળ પિતૃત્વ નથી, પણ એથી અનુભવાતો સ્વનો લય, અને કંઈક થતી અભેદની ઝાંખી એ છે. આ રીતે સ્ત્રીપુરુષ બંનેને રતિક્રીડા ઉપકારક છે; અને પ્રજોત્પત્તિ એ એનું ગૌણ અને ત્રણમાંનું એક ફળ છે.

સંયમ વિરુદ્ધની જે દલીલો છે કે સંપૂર્ણ સંયમ શક્ય નથી: વ્યક્તિ માટે કદાચ હોય, પણ સમાજ માટે તો નથી જ. બુદ્ધિપ્રધાન વર્ગ માટે કદાચ શક્ય હોય, પણ જેને જીવવું એટલે ખાવું ને રતિક્રીડા એટલું જ છે તેને માટે નથી જ—વગેરે દલીલો કોઈ પણ સંતતિનિયમનના પુસ્તકમાં મળી શકશે. એનાં સાધનો માટેની માહિતી, તથા સાધનોની તરફેણની દલીલો પણ એવા પુસ્તકમાંથી મળી શકશે. તાજેતરમાં જ ગુજરાતીમાં એક પુસ્તક બહાર પડયું છે એમાં કદાચ બધું હશે.

આ લેખનો આશય તો સંયમની આખી ફિલસૂફી તપાસવાનો છે. જો એમ સમજી શકાય કે પ્રજોત્પત્તિ સિવાય પણ મૈથુન હોઈ શકે, અધર્મ્ય નથી, પાશવ નથી, અમાનુષી નથી, તો જ્યારે પ્રજાની ઇચ્છા ન હોય ત્યારે દંપતીને સાધન વાપરવાની છૂટ હોય જ. સાધનપૂરતો સંયમનો ઉપયોગ કરવો, કરી શકાય કે નહિ, એ પોતાને તપાસવાનું છે.

ડૉ. કાન્તિલાલ એ. શાહ

એમ. બી. બી. એસ.

# आईने—

પ્રેમી જનોનો સાચો દુશ્મન, આપણ વચ્ચે કાળ કરાળ;
તુજવિણ આઈ ખારું જીવન, મળવા ઇચ્છું તારો બાળ.
આઈ જ્યાં તારો શુભ વાસ,
ઉડન્તો આવું તુજ પાસ. ૧

સત્યલોકમાં તું વિચરન્તી, ત્યાંથી ઊતરી આવી ખાસ;
પ્રેમપયે પોષી મુજને ઘડિ, ગઈ ઉડન્તી પ્રભુની પાસ.
આઇ મને ત્યાં પણ બોલાવ,
મને ય પ્રભુપૂજનના ભાવ. ૨

હું કૂળી તારી છાતીમાં, લપાવા દિલડું લલચાય;
સત્યલોકની શું નિર્મળતા, હું ત્યાં આવું તો અભડાય ?
ધૂળે રમનારો હું બાળ,
તોય આઈનું યાચું વહાલ. ૩

પ્રેમમથી તારી દુનિયામાં, આઇ મને આવ્યાના લ્હાવ;
ભીષણ કાળ તણા દરિયામાં, હિંમતભર હંકારું નાવ.
જરૂર પહોંચીશ તારે ઘાટ,
વાર થાય તો જોજે વાટ. ૪

અવિધવા નવમી
સંવત : ૧૯૮૭

બાળ કાલેલકર

# શ્રી મહાભારતનું આદિપર્વ, સંશોધિત આવૃત્તિ*

विज्ञेयः स च वेदानां पारगो भारतं पठन्

આદિપર્વ ની ૬૨।૩૨ સુ પૃ. ૨૪૭

( તરજુમો ) ને પારંગત વેદોનો ભારત પાઠક જાણવો.

×

## ૧. 'ભારત' 'મહાભારત'ના અર્થ

'ભારત' શબ્દના અનેક અર્થ જાણીતા છે. શ્રી મહાભારતમાં યુધિષ્ઠિર, ધૃતરાષ્ટ્ર આદિને અનેક વાર 'હે ભારત' કહીને સંબોધ્યા છે. શ્રી ગીતામાં એ જ સંબોધન અર્જુનને માટે વપરાયું છે. એટલે આ શબ્દનો પહેલો અર્થ (૧) મહાન પ્રાચીન અને વંશકર રાજા ભરતની ઓલાદમાંનો કોઇ પણ. આ ભરત રાજા કયો તે આપણે આગળ ચાલતાં જોઇશું. એ ભરતની ઓલાદના રાજાઓ અને રાજન્યો તે બધા મળીને (૨) ભરતકુલ. એ કુલના રાજારાજન્યોની સત્તા તળેનો મુલક, તે (૩) ભારતવર્ષ. અને સત્તા તો ક્ષણભંગુર, પણ તે પરથી પડેલાં કોઈક નામ અમર રહી જાય છે, તેમ આપણા દેશના આ પ્રાચીન 'ભરતખણ્ડ' નામના દાખલામાં બન્યું છે. ભરતના વંશજો અને એ વંશજોની પ્રજાઓ, ભારતવર્ષની આખી વસતી, તે પણ (૪) ભારતો (भारताः). વળી વૈયાકરણ પાણિનીના સમય પહેલાંથી (૫) ભારત એટલે ભારતો વચ્ચેનો વિગ્રહ, ભરતકુલની શાખાઓ વચ્ચેનો સંગ્રામ, એ અર્થ પણ પ્રવર્તે છે. 'મહાભારત' શબ્દનો ખાસ અર્થ આ. (ક) અહીં 'મહા' એ વિશેષણ 'ભારત'ને નહીં પણ સંગ્રામ, યુદ્ધ, વિગ્રહને, લાગે. ભરતકુલની શાખાઓ વચ્ચેનું મહા મોટું અને ઘોર સર્વનાશક યુદ્ધ, તે જ મહાભારત. અને વળી એ ન ભૂલી શકાય એવો બનાવ બની ગયો, તે પછી (૬) તેનાં આખ્યાનો વર્ણનો આદિ ગવાતાં થયાં, ત્યારે એ રચનાઓ પણ 'ભારત' કહેવાવા લાગી, 'ભારતી કથા'ને નામે ઓળખાઇ; અને જ્યારે એ રચનાઓ ધીમે ધીમે વધીને તેમનો અતિકાય સંગ્રહ થઇ ગયો, ત્યારે તેને કપાળે પણ (ખ) મહાભારત નામ છપાઇ ગયું. શ્રી મહાભારતમાં જ લખ્યું છે, કે આ સંહિતા શતસાહસ્રી છે, લગભગ એક લાખ શ્લોક એટલે બત્રીસ લાખ વર્ણો જેવડો એનો વિસ્તાર છે.

---

* હોળીસપ્તાહ દરમિયાન તા. ૨-૩-૪, માર્ચ '૩૪ના રોજ વડોદરામાં ગુજરાતી વિદ્વાનોના સંમેલનમાં આપેલા વ્યાખ્યાનમાંથી.

પૂરુ થઈ જાય પછી પાછલા પ્રહરથી છેક મોડી રાત લગી કોઈને કશું કામકાજ મળે નહીં, અને શ્રોતામંડળ ક્ષત્રિયો દરબારીઓ મંત્રીઓ અને થોડા બ્રાહ્મણ પ્રામણી આદિને બદલે મુખ્યત્વે ઋષિઓ અને તેમના શિષ્યવૃન્દોનું વાનપ્રસ્થ રાજન્યોનું અને આરણ્યકોનુ— મતલબ કે લડાઈઓ રાજનીતિ વીરકરુણ કાવ્યો, અદ્ભુત કથાનકો આદિને ઠેકાણે જ્ઞાન નીતિ અને ધર્મના વિષયોનું પિપાસુ સારી પેઠે શ્રીમહાભારતનો વિસ્તાર આ પ્રમાણે થયો એ હકીકત મુદ્દે સાચી છે, અને તેથી એ મહાગ્રન્થ ચારે પુરુષાર્થ માટેની ઉત્તમોત્તમ લૌકિક ( એટલે સર્વભોગ્ય ) મહિતા બની રહી છે+ વળી પુરાણોમા અતિ અદ્ભુતતા, અતિધર્મતા, પામરતા, નીરમતા, આદિ દોષ પેસી ગયા, ત્યારે આ મહિતા એવા દોષથી મોટે ભાગે મુક્ત પણ રહી છે, જો કે એના કાવ્યરૂપ બીજકનો આ એના અડાબીડ વૃક્ષ દેહમા મોક્ષ વા લય થઈ ગયો છે આદિપર્વમા જ વાચિયે છિયે —

मन्वादि भारत केचित् आस्तीकादि तथापरे ।
तथोपरिचरायन्ये विप्र सम्यगधीयते ॥

ની ૧-૫૨, મુ ૧-૫૦

એટલે 'રાજોપરિચરોનામ' એમ જે આદિપર્વના અધ્યાય (ની ૬૩, મુ ૫૭)નો આરભ છે, તે મૂવીબીજ ગ્રન્થનો આરંભ ગણાય આદિપર્વના પહેલા જ અધ્યાયમા વિધિપૂર્વક મંગલાચરણ પ્રસ્તાવના અને કર્તા તથા ગ્રન્થની સ્તુતિ પછી પ્રજાપતિ મનુથી જે આરભ છે (ની ૧-૩૦થી,મુ ૧-૨૭ થી) તે ત્રીજા કર્તા સૂતનો આરમ્ભ ગણાય, અને આસ્તીકના આખ્યાનથી ( અધ્યાય ૧૩થી ) થતો આરંભ વચના વૈશંપાયનનો ગણાય પ્રાકૃત અને અર્વાચીન કથકો ' વૈશંપાયન ઇણી પરિ બોલ્યઇ ", એમ જે ત્રણમાથી વચલાને ખાસ અમર કરી ગયા, તે તો કેવળ ભાગ્યલીલા ગણાવાને પાત્ર છે

## ૩. આશરે પંદરસો વર્ષ લગી પોષાતો રહેલો ગ્રન્થ

પ્રાણીસૃષ્ટિમાં કાચબો અને હાથી દીર્ઘાયુ છે કેમ કે તેમનો વૃદ્ધિકાળ પણ અસાધારણ લાંબો હોય છે શ્રીમહાભારતના જેટલા લાંબા વૃદ્ધિકાળનો દુનિયાના સાહિત્યમા બીજો દાખલો જ નથી × એ વિવૃદ્ધિ ઉપર ત્રિ-ક્રમે વર્ણવી છે, તે વર્ણનને રખે કોઈ શબ્દશ વળગે સૂર્ય નથી ઉગતો આખુ ગગન માપે છે એવું વર્ણન જેમ રૂપક તેમ એ વર્ણન પણ માત્ર રૂપક તામિલ ભાષામાંનો તરજુમો અને કાશ્મીરી કવિ ક્ષેમેન્દ્રવિરચિત સુંદર 'ભારતમંજરી' નામે આખા મહાભારતનો સાર, ઇસવી અગિયારમા સૈકા જેટલા જૂના છે જ્યારે એટલી

+ धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ । यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ॥ ની ૬૨-૫૩, મુ ૫ ૮૬

× વેદની સંહિતાઓમાના જૂનામા જૂના મંત્રો ક્યારે રચાયા, મોડામા મોડા ઇસ પૂર્વ ૧૨૦૦-૧૪૦૦ પહેલા ક્યારે રચાયા, તેનો કશો જ પત્તો લાગતો ન હોવાથી, એકે સંહિતા કેટલા સૈકા પોષાતી રહેલી, એવું કશું અનુમાન થઇ શકે એમ નથી એટલે એમાથી એકેની મ સાથે તુલના પણ અશક્ય તથાપિ માનવુ હોય તો બાધો નથી કે સૈકાઓ લગીના લાંબા વિવૃદ્ધિકાળના બીજા દાખલા પણ આ સંહિતાઓરૂપે આર્ય સંસ્કૃતિમાથી જ મળે એમ છે, બીજી કોઈ પણ પ્રજાના ઇતિહાસવાઙ્મયમા નથી જ મળતા

ભાષામાં થયેલો તરજુમો એથી થોડીક જ ન્હેલી કૃતિ છે (ઇ. ૯૯૬)+ તે પહેલાં શંકરાચાર્યનાં ભાષ્યોમાં શ્રીમહાભારતમાંથી અનેક અવતરણો જોવામાં આવે છે. ઇસવી સાતમા સૈકાના બાણને અને તેની પહેલાંના સુબન્ધુ અને કુમારિલને જે ભારત જાણીતું હતું તે નિઃસંશય આપણી આગળ છે તે જ સંહિતા. અને ઇસવી છઠ્ઠાથી પાંચમા સૈકા

**સૈકા ૫ માથી ૧૧ મા લગીનો સળંગ પુરાવો**

દરમિયાનનાં દાનપત્રોમાં પણ એમાંથી જ ઉતારા ટંકાયા છે; વળી એવા એક દાનપત્રમાં એનું 'શતસાહસ્રી સંહિતા' એવું વર્ણન પણ જોવામાં આવે છે.† આ સર્વ આધારપરંપરાથી ચોખ્ખું સાબીત થાય છે કે લાખ 'ગ્રન્થ'નાઈ§ વિસ્તારવાળું ભારત, ધર્મશાસ્ત્ર અને સ્મૃતિલેખે માનનીય ભારત, હિન્દ અને જાવાનાં મન્દિરોમાં વંચાતું રહેલું ભારત, કેટલાંક પુરાણોના જેવી અર્વાચીન કે મધ્યકાલીન કૃતિ નથી, ઇસવી પાંચમા સૈકા પહેલાંથી સારી પેઠે પ્રસરેલી અને આખા આર્યાવર્તમાં સુપ્રતિષ્ઠિત થઇ ચૂકેલી પ્રાચીન કૃતિ છે. તથા તેની વિવૃદ્ધિનો સમય, એનાં ઇતિહાસ પુરાણ અને કાવ્ય એ ત્રિવિધ મૂળખીજોમાંથી વધી ફાલીને એની આવી અતિકાય ચતુર્વર્ગ સંહિતા બની ગઇ તે સમય, ઇસવીના પાંચમા સૈકાથી પુરાણો જ માનવો પ્રાપ્ત થાય છે.

## ૪. જૂનામાં જૂની 'ભારતી કથા'નો સમય

ભારતયુદ્ધનાં જૂનામાં જૂનાં આખ્યાનો ('Ballads' બેલડ્સ)↑ અને કથાનકો ('લેઝ' Lays) મોડામાં મોડાં ક્યારે ઉદ્‌ભવ્યાં હશે? ગૌતમબુદ્ધનો સમય ઇ. પૂર્વે પાંચમો સૈકો. વેદની સંહિતાઓ, તે જૂની થતાં તેમાંનાં તત્ત્વો વિશદ કરવાને

**ગૌતમબુદ્ધથી બ્રાહ્મણ ગ્રન્થોનો આરંભ ૭ સૈકા કે વધુ સમય પહેલાં**

રચાયલા બ્રાહ્મણગ્રન્થોના પ્રાચીન ભાગ, એ ગ્રન્થોમાં શરૂ થતી વિચારણા વધારે ખીલતાં રચાયલાં ઉપનિષદો, અને તે પછી ગ્રથાયલાં સૂત્રોમાંથી જૂનામાં જૂનાં, એ તમામ સાહિત્ય,–જે લોકવ્યાપી પર્યેષણામાંથી બૌદ્ધમત ઉદ્‌ભવ્યો તે પર્યેષણાના ઉત્થાન માટેની આવશ્યક પૂર્વપીઠિકા છે, એમાં શંકા નથી. ઇ. પૂર્વે છઠ્ઠા સૈકાથી તો આ સર્વે વિદ્યમાન હતાં, ઘણાં ઘણાંને જાણીતાં હતાં, અને આ પર્યેષણા તથા બ્રાહ્મણગ્રન્થોના જૂનામાં જૂના ભાગની વચ્ચે પાંચછ સૈકાનો ગાળો તો અવશ્ય જોઇએ, એ વિષે પણ બે મત નથી.

વારુ. આટઆટલા પ્રાચીન બ્રાહ્મણગ્રન્થોના જૂનામાં જૂના ભાગોમાં પણ ભારતી કથામાંના મુખ્ય પુરુષોનાં નામ જોવામાં આવે છે; ઇતિહાસ, પુરાણ, નારાશંસી (=પ્રશસ્તિઓ),

---

+ M. Winternitz, History, p. 469.

† A Macdonell, **History**, p. 287; M. Sylvein Levi, **Tato Jayam Udirayet**, a short paper in R. G. Bhandarker Commemoration Volume, p. 104.

§ 'ગ્રન્થ' શબ્દ પારિભાષિક છે=૩૨ વર્ણોનું એકમઃ લહિયાઓનું વેતન નક્કી કરવા, પુસ્તકોના વિસ્તાર માપવા યોજાયલો.

↑ રાજપૂતાનાનાં મધ્યકાલીન સાહિત્યમાં "આખ્યાનો" નામે જાણીતાં કાવ્યો જોવામાં આવે છે, તે 'બૅલડ'જ છે.

વર્ણાવલિઓ, આખ્યાતો વગેરે લોકસાહિત્ય જુદા જુદા રૂપનુ તે કાળે હતું, એમ પણ ખાતરીથી કહી શકાય છે હોમર આદિ જૂનામા જૂના વીર-કરુણ

**મહાકાવ્યો ઉદ્ભવે છે આખ્યાતો આદિ લોકવાઙ્મયમાંથી**

મહાકાવ્યો ઉદ્ભવે અદ્ભુત રસમિશ્રિત મહાકાવ્યોના પૂર્વરૂપ બધા દેશોમા એવા જ હતા અને એ સર્વ 'બેલડ' 'લે' આદિ સાહિત્ય, અમુક અસાધારણ બનાવમાળા બની જાય અને લોકોની કલ્પનામા ઝળુંઝળુ રહે, તે પછી ઘણા જમાના વીતી ન ગયા હોય ને તે હજી તાજું હોય તેટલામા જ પ્રકટી નીકળવુ સંભવે વળી અસલ મહાકવિઓ ( 'એપિક પોએટ્સ' epic poets ) દેશોદેશમા 'વ્યાસ' અર્થાત્ ઉપલબ્ધ લોકસાહિત્ય કલામય ગૂંથણીનું સર્જન કરનારા જ જોવામા આવે છે એવુ સર્જન પૂરતું કલામય થવાને માટે એ કથાઓમાની મુખ્ય બેચાર રૂપમા ચાલતી હોય તે પણ આવશ્યક જણાય છે બનાવપરંપરાક્રમ અને વિગતોમા એવી નિશ્ચિત હોય કે તેમા ફેરફાર લોક સાંખે નહીં, તો કવિકલામય પસંદગી અને ગૂંથણી કરી શકે નહીં તેમ એ 'મહાકવિઓ' પણ ઉપલબ્ધ સાહિત્યસામગ્રીને પ્રજાના તમામ યુગોમા સારી પેઠે દેખાતા લાગે તેટલા એક બે સૈકાના ગાળામા જ અવતરે તો અવતરે, ના જ અવતરે તો એ આખો ફાલ મહાકાવ્યરૂપ પરિપક્વ ફળમા પરિણમવા પણ ના પામે અને દટાઇ જાય છે ભારતી યુદ્ધ વિષેના આખ્યાતો આદિ સાહિત્ય બ્રાહ્મણગ્રન્થોના ઉદય જેટલુ પુરાણુ હોય, તે કાળે પણ એક બે સૈકાના મધ્ય જેવુ હોય, અને ત્યા ખુશનસીબ તકે અવતરીને તેમાથી 'વ્યાસે' ભારતી કથાનું મૂળરૂપ-એક સાધારણ કદનું કલામય મહાકાવ્ય, બ્રાહ્મણગ્રન્થોનો મધ્યકાળ ગણાય તે અરસામા સર્જ્યું હોય, એમ માનવુ સયુક્તિક લાગે છે બધી હકીકતનો મેળ બીજા કોઇ પણ અનુમાનમા બેસાડી શકાય એમ દેખાતુ જ નથી આપણા મહાભારતની ઉત્પત્તિના બીજ લેખે બીજી કોઇ કલ્પના સૂઝે એમ પણ નથી એટલે યુરોપીયન વિદ્વાનો આવા અનુમાનનો વિરોધ કરે છે, તેમા તેઓને હઠાગ્રહી ગણુ છુ બનાવો પછી બે ત્રણ સૈકા લગી આખ્યાતો આદિનો કાળ, અને બીજા સૈકા બે સૈકામા જ મહાકાવ્ય રચાવાનું હોય તો રચાઇ જાય, એ પ્રકારનુ અનુમાન જ કુદરતી લાગે છે એવા અનુમાનનો વિરોધ કરતા વિદ્વાનોને સામો સવાલ પૂછવો અનુચિત નથી, જે આ વિષયમા તમે જે સૈકા પર સૈકાના અતિલાંબા ગાળાને સંભવિત માનો છો, તેવા અતિલાંબા વિલંબનો દુનિયાના સાહિત્યમાથી એક પણ વાસ્તવિક દાખલો બતાવી શકાય ખરો? વિચારણાની જે વાસ્તવિક અને ઐતિહાસિક સરણી યુરોપીય વિદ્વાનોને પ્રિય છે, તેમણે જ જે ઉપજાવી છે અને જે સરણીનો આખી દુનિયામાં ફેલાવ વાસ્તવિક હકીકતોને અપક્ષ રીતે તારવી તારવીને પ્રાધાન્ય આપવામા એમણે મેળવેલી ફતેહને જ આભારી છે તે સરણી પોતે અહીં તો એમની સામે ચુકાદો આપે છે ✽ પ્રજા બુદ્ધિશક્તિ આદિમા મનેજ ઊર્ધ્વગામી હોય, તેવા સૈકાઓ દરમિયાન જ કાવ્યકળાની આ કુદરતી સમુત્ક્રાન્તિ સિદ્ધ થવી સંભવે, એ આવી વિચારણામા ન વિસરવાનું ઉપયોગી લક્ષણ પણ આ દાખલામા તો આપણા અનુમાનના લાભના ઊતરે એવુ છે ભરતખંડની આર્યપ્રજા સૈકાઓ લગી બુદ્ધિશક્તિ આદિમા અસાધારણ હતી નિઃસંશય, અને એની બુદ્ધિશક્તિ આદિમા લેશ પણ મંદતા હજી આવેલી ન્હોતી તે સૈકાઓ માટે જ આ અનુમાન આગળ કરવામા આવે છે

✽ આખી દલીલના પાયામા એક અગત્યની માન્યતા ગર્ભિત છે, તે આ, કે મહાભારતનો ખૂનખ્વાર સંગ્રામ થયો હતો ઈ પૂર્વે ૫ દરમા સૈકાની આસપાસ એ સમયમર્યાદાથી બહુ વહેલો નહીં આપણા લોક માને છે કે ઇ પૂર્વે ૩૧૦૧મા થયો, એટલો બધો વહેલો તો હરગીજ નહીં.

## ૫. ત્રીજી દલીલ, કલાદૃષ્ટિએ; સમ્બન્ધગૂંથણીની વિલક્ષણતા

શ્રીમહાભારતની મૂલ કથાનું જે ડૉળિયું વા કલેવર છે, તેને પણ જરા કલાદૃષ્ટિએ વિચારો. એની એક વિલક્ષણતા પર જેટલો વિચાર ખર્ચાશે તેટલો બધો ય ઓછો પડશે.

ભીષ્મના પિતા શન્તનુથી માંડીને કર્ણ પાણ્ડવો અને દુર્યોધન લગીના અન્યોન્ય સગાઇ-સમ્બન્ધો ધ્યાનમાં લ્યો. કોણ મોટો, કોણ કેટલો નાનો, કોણ કેટલો ઔરસ, દરેકના વારસાહક્ક અને કબ્જાહક્કમાં કેટલા વસા નક્કર કેટલા પોલા, બધી વિગત જરોજર સમ્બન્ધ-ગૂંથણીની જાળમાં ચોક્કસ ગોઠવો.

પછી ઉથામો વારસા અને કબ્જાભોગવટાના કાયદા. માનવેતિહાસમાં કાયદાનદી ફૂટે છે તે ગિરિપ્રદેશમાં ખળખળ ઝરણાંથી આરંભીને વધતા જતા પ્રવાહને કાંઠે કાંઠે તમામ વાંકવળાટ જોતા માપતા છેક અર્વાચીન સમય લગી આવજો. જેમ જેમ કાયદાશાસ્ત્ર અને તેની ઐતિહાસિક સમુત્ક્રાન્તિનું ત્હમારું જ્ઞાન પર્યાપ્ત હશે, તેમ તેમ આ સમ્બન્ધ-જાળાંને તપાસતાં ત્હમારી આંખ ફાટશે. જેટલા વધારે-બહુશ્રુત કાયદાપણ્ડિત હશો, તેટલા ત્હમે વધારે ગૂંચવાઈ પડો, એવી ફાંકડી અભૂતપૂર્વ રચના આ કોયડો ગોઠવનારે ગૂંથી છે. કાયદાથી, લવાદીથી, બાંધછોડ, છૂટછાટથી, સમજાવટથી નિકાલ ના જ આવે, બ્રહ્માનાં ચાર મુખ કે શેષની હજારે જીભ થાકી જાય, ભોળાનાથના ત્રીજા નેત્રમાંથી ઝળકતી મહા-માયા તલવાર જે ચૂકવે તે નિર્ણયને જ ન્યાયલેખે સ્વીકારી લેવા પ્રાપ્ત થાય, એવું આ કલેવર છે. આખ્યાનોપાખ્યાનોનાં ભરણાં વધી ગયાં, ઓપભાગ ધીમે ધીમે કરતાં એટલો તો ઉમેરાયો કે તેની વિભૂતિ તળે મિનારા અને કમાનો, સ્ફટિક રંગ નકશી આકૃતિ અને જડાવ બધું યે દાબ્યત્વ દટાઈ ગયું, એ સમઝાય એવું છે. પરંતુ આ મૂળભૂત રેખાઓ અને તેમની વચ્ચે પડતા ખૂણા, ઈમારતના આખા ઉઠાવના આ પાયા, તે પણ ધીમે ધીમે ધીમે અનેક મગજોમાંથી સૈકાઓ દરમિયાન ઉમેરાયલી અગણિત વિગતોનું ભેગું થઈ ગયેલું આકસ્મિક અકલ્પિત પરિણામ હોઇ શકે ખરું વારું ?

ક એક લીટી ત્હાણે, ખ બીજી, એમ સૈકાઓના અરસામાં અનેક જણ દરેક સ્વતંત્ર-પણે મનસ્વી રીતે લીટીઓ ઉમેરતા જ જાય, તેમાંથી કોઇ કાળે સુરેખ સ્પષ્ટકોણ માપસર સોળદળ કમલાકૃતિ રચાઇ આવે ખરી ? જે આકૃતિ માત્ર આકૃતિ નહીં અને અમુક નિશાન આબાદ પાડવાને માટે સહેતુક યોજેલું અને રમતું મૂકેલું ચક્ર છે, તેવું સંવિધાન એક જ મગજનું સાધ્યસાધક સર્જન નહીં અને અકસ્માત્ પ્રવૃત્તિઓનું આગન્તુક પરિણામ હોઈ શકે ?

મ્હને કોઇ પક્ષનો આગ્રહ છે નહીં. સંભવાસંભવની તુલનાઓ જ કરવી પડે એમ છે, ચોક્કસ આધારનો અત્યન્તાભાવ, એવો આ વિષય હોવાથી તેમાં જે બે કંઇક સ્પષ્ટ લાગ્યા એવા દૃષ્ટિપથ સુઝાડું છું.

* * *

ટૂંકમાં, ભારતી મહાકાવ્યની ઉત્પત્તિની તારીખ અતિપ્રાચીન અને હવે આપણે માટે દુષ્પ્રાપ્ય ગણવી ઉત્તમ છે, તો શતસાહસ્રી મહાભારત આખું ઇસવી ચોથા સૈકાના અન્ત પ્હેલાં લગભગ તૈયાર થઇ ગયેલું હોવું જોઇએ; અગર જો કે આપણે આગળ ચાલતાં જોઈ લઇશું તેમ એમાં પછી પણ કંઇ કંઇને કંઇ વધારા થતા રહેલા છે.

[ અપૂર્ણ ] બલવન્તરાય ક. ઠાકોર

# પ્રેમની કલા

[ મંદાક્રાંતા ]

ગયા'તાં જોવા ઉદય સિમકી,+ શી કલા નૃત્ય કેરી !
જોઈ આવ્યાં, હૃદયપટ પે ઊર્મિઓ નાચતી'તી;
ખોલી તાળું દીપક ઝગવ્યો, દ્વાર વાસ્યાં પછીથી;
ચાંપી હૈયે મુજ સહચરી, ચુંબનો મેં લીધાં કે.

છૂટી ધાતાં, પ્રિય વદનમાં રોષ-રેષા પડી શે ?
પૂછ્યું તેને, 'નયન ક્યમ આ ક્રોધ છાયાં તમારાં ?'
'હું તો થાકી, તવ રસિકતા ચુંબનોમાં ડુબે શું ?'
બોલી પ્રિયા 'પ્રણય કરવા એ જ તારી કલા છે ?

જોયું ના તેં પ્રણય કરવા ઈશ નાચ્યા ઉમાના ?
જાણે શું ના મયુર પ્રણયી ઢેલને રીઝવે શે ?
નાચ્યા શું ના કર કર ધરી કૃષ્ણ ને રાધિકા ક્હે ?
એવી રીતે પ્રણય કર તું નર્તતાં મુજ સાથે.'

ત્યારે હું તો ચકિત વદને ન્યાળી તેને રહ્યો'તો,
ત્યાં તો ઘેલી કર મુજ ગ્રહી નાચવાનું મને ક્હે;
'ગાંડી ! આવી, કરવી તુજને ઘેલછા પાલવે કે ?'
'વ્હાલા મારા, મુજ સમ તને, છુંદ ના આશ મારી.'

ધીરે ધીરે રસ બસ બની નૃત્ય માંડ્યું અમે ત્યાં;
સાથે વ્હેતી પ્રિય મુખ થકી ગાનની દિવ્ય ધારા;
ધાર્યું નૃત્યે સમય સરતાં રૂપ કૈં રાસડાનું !
આખી મેડી ધમધમ થતાં વાસણો નાચતાં શું !

જાળીમાંથી નજર કરતાં વ્હાર ટોળું હસે છે ?
જાળી વાસી શયન કરવા કોણ હાર્વાં ધસે છે ?
'ઘેલી પૂરું હજુ નથી થયું નૃત્ય તો આપણું આ
શાને દોડે અધવચ મુકી પ્રેમ કેરી કલા આ ?'

'મિસ્કીન'

૧૫-૨-'૩૪

+ શ્રીયુત ઉદયશંકર અને કુમારી સિમકી, જાણીતા હિંદી નૃત્યકલાના ઉપાસકો.

# રોજનીશી

૧૯—૨–૩૪ : મદ્રાસમાં વિજયનગરનાં મહારાણીની ગાંધીજીએ લીધેલી મુલાકાત; બિહારમાં ધરતીકંપથી બહાર આવેલી રેતીમાં સોનાનું તત્ત્વ હોવાની બહાર આવેલી વિગત.

૨૦—૨–૩૪ : વિલ્લુપુરમૂમાં અગ્નિ ઉપર ચાલવાની ધર્મક્રિયાથી ૧૭ જણને ઈજા તથા ૧નું મરણ; બેલુર રામકૃષ્ણ મઠ અને મિશનના અધિષ્ઠાતા સ્વામી શિવાનંદનું ૮૦ વર્ષની વયે અવસાન.

૨૧—૨–૩૪ : સોલાપુરના મિલમાલિકોએ કામદારોના પગારમાં કાપ મૂકવાથી કામદારોએ પાડેલી હડતાલની બહાર આવેલી હકીકત; બંગાળાના ગવર્નરની કારોબારી કાઉન્સીલના ઉપપ્રમુખ તરીકે નવાબ બહાદુર સર અબદુલ કરીમ ગઝ્નીની નિમણૂક; શ્રી. લવણપ્રસાદના સંબંધમાં શ્રી. મણિલાલ કોઠારીનું નિવેદન; જુનીઅર દેવાસની રાજગાદી સદાશિવરાવ ખાસે સાહેબને આપવાનો હિંદી સરકારે કરેલો નિર્ણય; રૂ. ૧ લાખ ઘર બાંધવા માટે બિહાર ફંડમાં આપવાનો અમદાવાદની બિહાર ઓરીસા સંકટ નિવારણ સમિતિનો ઠરાવ; મુંબઇની ધારાસભામાં સિંધમાં હિંદુ સ્ત્રીઓના અપહરણ વિષે ગૃહમંત્રીનું નિવેદન; પંડિત જવાહરની ધરપકડથી કલકત્તામાં કૉર્પોરેશનની મુલતવી રહેલી બેઠક; સાબરમતી જેલમાંથી શ્રી. દત્તાત્રેય બા. કાલેલકરની હૈદ્રાબાદ (સિંધની) જેલમાં ફેરબદલી.

૨૨—૨–૩૪ : શોલાપુર જિલ્લાના મેજિસ્ટ્રેટે શોલાપુરમાં સરઘસ સામે કાઢેલો મનાઈ હુકમ; મુલ્તાનમાં એક રાજદ્વારી કેદીને જેલશિક્ષાના ભંગ માટે ૧ વર્ષની સખ્ત કેદની કરેલી સજા; સ્વ. રંગાસ્વામી આયંગરનાં અસ્થિ ગંગાજીમાં પધરાવ્યાં; હાલોલ તાલુકાના મહાસભાવાદી વેપારીને પોલીસે ઠાર કર્યાની અને પોલીસની ધરપકડની બહાર આવેલી હકીકત.

૨૩—૨–૩૪ : કાનપુરના 'વર્તમાન' પત્રની કેટલીક નકલો વાંધાભરી ગણીને સંયુક્ત પ્રાંતની સરકારે જપ્ત કરી; ન્યુ દિલ્હીમાં વડોદરાનરેશે અખિલ હિંદ ઉદ્યોગ પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

૨૪—૨–૩૪ : સંયુક્ત પ્રાંતના મહાસભાવાદીઓની ભરાયેલી સભામાં રાષ્ટ્રીય ચળવળ જાગ્રત કરવા સંબંધમાં ચર્ચા; મુંબઇમાંની એક સભામાં સમૂહતંત્રની યોજના વિષે મી. જીન્હાએ આપેલો અભિપ્રાય.

૨૫—૨–૩૪ : પરદેશ ખાતે નાણાં ઉઘરાવવા સંબંધમાં શ્રી. સુભાષ બોઝનો બાબુ રાજેન્દ્રપ્રસાદને તાર.

૨૬—૨–૩૪ : બિહારના સંકટગ્રસ્તો માટેનાં મકાનોની યોજના વિષે કલકત્તાના મેયરનો બાબુ રાજેન્દ્રપ્રસાદને પત્ર; મુંબઈની મેડિકલ એસોસીએશન અને બ્રિટિશ મેડિકલ એસોસીએશનની શાખાનો હિંદી સરકાર અને મુંબઇ સરકારને પરદેશી દાક્તરોને હિંદમાં આવતા અટકાવવાની અરજ કરતો ઠરાવ; શેઠ જમનાલાલ બજાજના પત્નીજી સહિત નવ જણ નાગપુરમાં ગિરફતાર; રોમમાં મી. એડન તથા મી. મુસોલિની વચ્ચેની મુલાકાત; રોમાં રોલાંનાં બહેને બાબુ રાજેન્દ્રપ્રસાદને બિહાર રાહત ફંડ માટે કાગળ સાથે મોકલેલી રૂ. ૫ પાઉંડની નોટ.

૨૭—૨—૩૪: સરદાર વલ્લભભાઈની જેલમાં નાદુરસ્ત તબિયતની બહાર આવેલી હકીકત; વડી ધારાસભામાં ખજાનચીએ રજૂ કરેલું ૧૯૩૪-૩૫નાં વર્ષનું અંદાજપત્ર; ઉદેપુર રાજ્યમાં બદ્રેશ્વરની જાગીરમાં ગાદીનો જાગેલો ઝઘડો.

૨૮—૨—૩૪: ગુજરાતના હિમ સંકટ વિષે મુંબઈ સરકારે બહાર પાડેલી જાહેરાત; યરોડા જેલના ત્રીજા વર્ગના એક રાજદ્વારી કેદીએ તકલી વાપરવાની રજા નહિ મળવાથી આદરેલા ઉપવાસની બહાર આવેલી હકીકત.

૧—૩—૩૪: ભાવનગર અને હાંમોટ ખાતેથી કુદરતી ગૅસ મળી આવ્યાની બહાર આવેલી હકીકત; "બસુમતી" ની રૂ ૧૦૦૦ ની જામીનગીરી જપ્ત કરવાના હુકમ સામે અપીલ થતાં કલકત્તાની વડી અદાલતે જામીનગીરી જપ્ત કરવાનો હુકમ રદ કર્યો.

૨—૩—૩૪: લાહોરમાં રહેતા મી. બી. આર. સિંધેને સૌથી વધુ ઝડપથી લખવા માટે મળેલો સુવર્ણચન્દ્રક; અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં શહેરમાં મેનીનજાઈટીસના થતા કેસો વિષે પ્રમુખે કરેલું નિવેદન; મુંબઈમાં મેયરના પ્રમુખપદે મળેલી શહેરીઓની સભાએ હિંદી બજેટ સામે ઉઠાવેલો પોકાર.

૩—૩—૩૪: હિંદી સરકારે નવા અંદાજપત્રમાં નાખેલા નવા કરોનો વિરોધ કરતાં મુંબઈની હિંદી વેપારીઓની મંડળીએ બહાર પાડેલું નિવેદન; સર જ્હોન સાયમને એંગ્લો રશિયન વેપારી કરાર ઉપર કરેલી સહી.

૪—૩—૩૪: અમદાવાદમાં જૈન સાધુ સંમેલન; "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" ના મદદનીશ અધિપતિ મી પી. વી. આયરનું મુંબઈ ખાતે અવસાન; દિલ્હીમાં મુસ્લીમ લીગના મંત્રી તથા ઉપપ્રમુખોએ આપેલાં રાજીનામાં.

૫—૩—૩૪: સરહદના ગાંધીના ભત્રીજાની ગંભીર પરિસ્થિતિ વિષે પંજાબની ધારાસભામાં સવાલ-જવાબ, બેલગામમાં ગાંધીજીનું સ્વાગત; લંડનમાં રાસપુટીન કેસનો આવેલો ચુકાદો; ગાંધીજીના કાર્યક્રમમાં ભાગ નહિ લેવા માટે આસામની સરકારે નોકરો જોગ બહાર પાડેલો હુકમ; ઑસ્ટ્રેલિયામા ધરતીકંપથી કેટલાંક મકાનોને થયેલું નુકસાન, ૨ જણનાં મૃત્યુ.

૬—૩—૩૪: અમદાવાદમાં શ્રી. શારદાબહેન મહેતાના પ્રમુખપદે સ્થપાએલો જ્યોતિસંઘ; દહેરાદુન ખાતે નોંધાયેલો ધરતીકંપનો આંચકો; ક્રીમીનલ લૉ ઍક્ટની ૭ મી કલમ નીચેના આરોપસર શ્રી જમનાલાલ બજાજના ભત્રીજા સહિત ૯ જણને ૯ માસની સખત કેદની સજા; દિલ્હીમાં સમસ્ત હિંદની યુનિવર્સિટીઓની મળેલી ત્રીજી પરિષદ.

૭—૩—૩૪: કલકત્તા કોર્પોરેશનનો ગાંધીજીને માનપત્ર આપવાનો ઠરાવ, પેટમાં ડૉ. સુમન્ત મહેતાએ હરિજનો માટે એક કૂવો ખુલ્લો મૂક્યો; વીરમગામ મ્યુ.નો કચેરીથી ગોલવાડી દરવાજા સુધીના રસ્તાને વિઠ્ઠલભાઈ રોડ કહેવાનો ઠરાવ.

૮—૩—૩૪: કાશ્મીરના મુસ્લીમોએ સત્યાગ્રહ કરતાં ૨૬ જણની ધરપકડ; અલ્હાબાદમાં બે મહાસભાવાદીઓ ગિરફતાર; ઓરન્ફ્રેડીયામાં સોશીઅલ ડેમોક્રેટીક પક્ષની સંસ્થાઓની બધી મિલ્કતો જપ્ત કરવાનું ફરમાન; મુંબઈમાં મનાઈહુકમના ભંગ માટે એક મહાસભાવાદીની ધરપકડ, આંતરપ્રાંતીય યુનિવર્સિટીઓની ત્રીજી પરિષદે માતૃભાષામાં કેળવણી આપવા માટે આગ્રહ કરતો કરેલો ઠરાવ.

૯—૩—૩૪: મુંબઈમાં બર્માથી આવી પહોંચેલા ૯૦૦૦ ટન ચોખા; નાગપુરમાં વિદેશી કાપડ બહિષ્કાર સંઘના ત્રણ કાર્યકર્તાઓ ગિરફતાર; અંગ્રેજી દૈનિક પત્ર 'ગાર્ડિયન" પાસે મંગાયેલી રૂ. ૨૦૦૦ની જામીનગીરી.

૧૦—૩-૩૪ : મુંબઈ સરકારે મુંબઈની ટાઉન ડ્યુટી કાઢી નાખ્યાનો બહાર પાડેલો ખરીતો; મધ્ય પ્રાંતની ધારાસભાના બે પ્રધાનોનાં રાજીનામાં; ગાંધીજી અને ધારવાડના કલેક્ટર વચ્ચે ચાલેલા પત્રવ્યવહારની બહાર આવેલી હકીકત; બંગાળની ધારાસભામાં ક્રીમીનલ લૉ એમેંડમેંટ બીલ પસાર; વર્તમાનપત્રો માટેના તારના દરમાં વધારો કરવા સંબંધની હિંદી સરકારની બહાર આવેલી યાદી; પુનામાં શિવાજી મંદિરમાં મળેલી ધાર્મિક સભામાં સ્ત્રીઓએ વક્તાને મારેલો ચંપલનો માર.

૧૧—૩-૩૪ : કલકત્તા કૉર્પોરેશનના બજેટને ગવતી કમિટિ એ હરિજનોદ્ધાર માટે મંજુર કરેલા રૂ. ૧૧ લાખ; અમદાવાદમાં ગાંધીજીએ પંડિત જવાહરલાલનાં માતુશ્રીની લીધેલી મુલાકાત; ટપાલ અને તાર ખાતાના ડાયરેક્ટર જનરલ સર થોમસ રાયનનું દિલ્હીમાં મૃત્યુ.

૧૨—૩-૩૪ : દિલ્હીમાં પંડિત મદનમોહન માલવિયાજી અને ભોપાલનરેશ વચ્ચે મસલત; ગાંધી-કૂચ દિન અંગે અમદાવાદમાં ૮ બહેનો અને ૧ ભાઈની ધરપકડ; સ્પેનમાં વર્તમાન પત્રોના ૫૦૦૦ માણસો હડતાલ ઉપર; શ્રી.અબ્બાસ તૈયબજીને જ્યારથી તેમનું પેન્શન બંધ પડયું હતું ત્યારથી પૂરેપૂરું આપીને તે ચાલુ રાખવાનો વડોદરા સરકારનો ઠરાવ; ગુજરાતી લેખક શ્રી. રંગીલદાસ સુતરીયાનું નવસારીમાં અવસાન.

૧૩—૩-૩૪ : સંયુક્ત પાર્લામેંટની કમિટિનો રિપોર્ટ બહાર પડતાં સુધી મુલતવી રહેલી સર્વપક્ષ પરિષદની બેઠક; "નવજીવન" નાં જપ્ત થયેલાં નાણાં પાછાં સોંપવાના સરકારના હુકમની બહાર આવેલી હકીકત; શ્રી ફણીન્દ્રનાથ બેનરજીને પંજાબ ક્રીમીનલ લૉ. એ. એક્ટ મુજબ ૨૪ કલાકમાં દિલ્હી પ્રાંત છોડી જવાનો હુકમ; મુંબઈમાં મહિલાઓની રાષ્ટ્રીય કાઉન્સીલની બેઠક વડોદરા ગાયકવાડનાં મહારાણીના પ્રમુખપદે મળી.

૧૪—૩-૩૪ : નવા અંગ્રેજી દૈનિકપત્ર 'સન' પાસેથી મંગાયેલી રૂ. ૨૦૦૦ની જામીનગીરી.

૧૫—૩-૩૪ : ગુજરાત વિદ્યાપીઠના મકાનનો કબજો અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોંપવામાં આવ્યો; કરાંચીના મેયર મી. જમશેદ મહેતા સામે નીકળેલું વોરંટ, રૂ. ૫૦૦૦ ની જામીનગીરી ઉપર તેમનો છૂટકારો; હૈદ્રાબાદના નિઝામે હિંદુ મંદિરોમાં પ્રાણીઓના વધની જાહેર કરેલી મનાઈ.

૧૬—૩-૩૪ : "આનંદ બઝાર પત્રિકા"ની જામીનગીરી જપ્ત કરવાનો હુકમ અપીલમાં, કલકત્તાના મેજિસ્ટ્રેટે રદ કર્યો.

૧૭—૩-૩૪ : ડૉ. કિચલુનો મુલ્તાન જેલમાંથી છૂટકારો; બકરી ઈદ અને મોહરમ દરમિયાન બે માસ સુધી દિલ્હીમાં ફોજદારી કાયદાની ૧૪૪ મી કલમ લાગુ પાડવામાં આવી; ઈટલી, ઓસ્ટ્રિયા અને હંગરી વચ્ચેના કોલકરાર ઉપર સહી થયા પછી બહાર પડેલી યાદી.

૧૮—૩-૩૪ : મુંબઈમાં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસના હાથે નવા દૈનિક પત્ર 'સન' નું પ્રેસ તથા ઓફિસની ઉદ્‌ઘાટન ક્રિયા; બિહાર મધ્યસ્થ રાહત સમિતિના પ્રમુખપદેથી ગાંધીજીએ રાહતકાર્યમાં સરકાર સાથે માનભર્યો સહકાર કરવાનો પસાર કરાવેલો ઠરાવ; મુંબઈમાં સાહિત્ય સંસદના વાર્ષિક સમેલનમાં શ્રી કનૈયાલાલ મુન્શીએ ઉચ્ચારેલાં આશિર્વચન;

૧૯—૩-૩૪ : મુંબઈની ધારાસભામાં ટાઉન ડ્યુટી રદ કરવાનો કાયદો ત્રીજી વારના વાચનમાંથી પસાર. મુંબઈના તબીબો તથા ઉન્દીરટોની સભાએ પરદેશી તબીબો પર કાબુ રાખનારા કાયદાની માગણી કરતો કરેલો ઠરાવ.

૨૦—૩-૩૪ સ્વ ૫ મોતીલાલ નેહરૂના ભત્રીજા અને વડી ધારાસભાના સભ્ય પંડિત શ્યામલાલ નહેરૂનુ અવસાન મુબઈ ઈલાકાની કેળવણી ખાતાનો ૧૯૩૨-૩૩નો બહાર પડેલો રિપોર્ટ, હોલેન્ડના રાજમાતાનુ અવસાન, મુસોલિની ઉપર હુમલો કરવા માટે એક આરોપીને ૧૭ તથા બીજા બે ને ૩ા વર્ષની કેદની થયેલી સજા, ઉદેપુર રાજ્યમા અદ્રેસર રાજ્યના અમલદારો ગિરફતાર

૨૧—૩-૩૪ જાપાનમા આગ લાગતા હેકોડેટ ગામ ભસ્મીભૂત-૧૫૦૦૦૦ માણસો નિરાધાર, બર્મામા આગ લાગતા ૫૦૦ ઘરોનો નાશ

૨૨—૩ ૩૪ મુબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનમા સ્વ વિઠ્ઠલભાઈનુ તૈલચિત્ર મૂકવાનો થયેલો ઠરાવ, પંડિત માલવિયાજીની ના વાઈસરોયને સરહદના ગાધીના ભત્રીજાને જેલમાથી છોડવાની અપીલ

૨૩—૩-૩૪ ‘ફ્રી પ્રેસ’ ના તત્રી પ્રકાશક સામેના મૌ શૌકતઅલી બદનક્ષી કેસનો ચૂકાદો

૨૪—૩-૩૪ ન્યુ દિલ્હીમા ના ગાયકવાડના પ્રમુખપદે મળેલુ હિંદી સાહિત્ય સમેલન

૨૫—૩-૩૪ સીહેરા ગામમા ગૌવધની છૂટના હુકમ સામે વિરોધ તરીકે હિંદુઓએ ગામ છોડી જવાનો કરેલો નિર્ણય, કપૂરથલા રાજ્યમા ખેડૂતોની ફરિયાદોના સબંધમા નિમાયેલી કમિટિ પટણામા ગાધીજીની તબીબી તપાસ

૨૬—૩ ૩૪ નાસીકમા રથયાત્રા ઉપર પ્રતિબધ મૂકવા માટે જીલ્લા મેજિસ્ટ્રેટે ૧૪૪ મી કલમ મુજબ કાઢેલો હુકમ, “ઈગ્લીશમેન’ પત્રનું પ્રકાશન બધ થયુ

૨૭—૩-૩૪ અયોધ્યામા બકરી ઈદને અગે હુલ્લડ, જામ સાહેબના યુરોપીયન સલાહકાર તરીકે મી રશબ્રુક વિલીયમ્સની માસિક રૂ ૫૦૦૦ના દરે માસથી નિમણૂક બારડોલીમા સવિનય ભગને અગે જપ્ત થયેલા બે મકાનોની હરાજી, અખિલ હિંદ હિંદી સાહિત્ય સમેલનનો હિંદીના પ્રચાર માટે રૂ ૫ લાખ ખર્ચવાનો ઠરાવ, વડી ધારાસભામા પોસ્ટ કાર્ડની કિંમત ઘટાડવાનો સુધારો રદ, તાલ્ચેર પાસેના વીરસિંગપટ્ટન ગામમા ગભીર હુલ્લડ

૨૮—૩-૩૪ નાસીક મદિરના પૂજારીએ સત્યાગ્રહની આપેલી ધમકી, શ્રી ગગાબહેન પટેલનો જેલમાથી છૂટકારો, ભરૂચમા મેનીનજાઈટીસનો પગપેસારો આન્ધ્રનેતા ડૉ પટ્ટાભી સીતારામૈયાનો જેલમાથી છૂટકારો વડી ધારાસભામા મીઠાની જકાતનુ બીલ પસાર

બિહારની મધ્યસ્થ રાહત સમિતિની વ્યવસ્થાપક સમિતિમા શ્રી જમનાલાલ બજાજની નિમણુક તથા તેમણે સવિનય ભગ વિષે બહાર પાડેલુ નિવેદન, કપુરથલામા સવિનય ભગને અગે ૪૨ જણાની ધરપકડ

૨૯—૩-૩૪ ચીનમા વાવાઝોડાથી ૩૦૦ હોડીઓ સાથે ૮૦૦ માણસો ડૂબી ગયા, કેનેનોરમા હિંદુ મુસ્લીમ રમખાણ ભાવલપુર જિલ્લાના મહાડ ગામમા હિંદુ મુસ્લીમ રમખાણ ભાવલપૂર જિલ્લાના મહાડ ગામમા હિંદુ મુસ્લીમ રમખાણ બિહારમા રેંટીઆ દ્વારા રાહત આપવાની રૂ ત્રણ લાખની યોજના, ફૈઝાબાદ તથા અયોધ્યામા કરફ્યુ ઓર્ડરનો અમલ, બિહાર માટે મળેલી આતરરાષ્ટ્રીય મદદના સબધમા રાજેન્દ્ર બાબુને દીનબન્ધુ એન્ડ્રુઝનો તાર ગાધીજીની મુલાકાત લઈને અમેરિકાના વેપારી

પ્રસ્થાન કાર્યાલય [સુરત શાખા] પ્રતાપ પ્રેસ : સુરત

# અનુક્રમણિકા

પુ૦ ૧૭ ચૈત્ર : ૧૯૯૦ અંક ૬



લવાજમ: હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂા ૬ાા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશક:રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસાચોકી:અમદાવાદ
મુદ્રક :મગનભાઈ ત્રિકમલાલ પટેલ: સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ: પાનકોરનાકા: અમદાવાદ તા. 13 4-34